


अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नम. ॥

સંપાદક
રતિલાલ ત્રિભુવનદાસ શાહ

---

૧૯૯૫ : વૈશાખ [ સળંગ અંક ૧૩ ] વર્ષ ૨ : અંક ૧

વડોદરા રાજ્ય અને મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ શિક્ષણસંસ્થાઓ અને લાયબ્રેરીઓ માટે મંજુર કરેલું.

## અનુક્રમણિકા

પુ. ૨ | વૈશાખ : ૧૯૯૫ | અંક ૧


| | | | |
|---|---|---|---|
| ૧ | નવા વર્ષે ... | ... | ૧ |
| ૨ | —ને [ કાવ્ય ] ... | નૌતમ | ૩ |
| ૩ | પ્રશ્ન [ કાવ્ય ] ... | મૂળશંકર જોષી | ૮ |
| ૪ | બે મહોત્સવો ... | પ્રભા | ૪ |
| ૫ | શાનફેઈ: ક્રાન્તિકારી ચીની યુવતી... | રતિલાલ મહેતા | ૯ |
| ૬ | વાંછા [ કાવ્ય ] ... | નૌતમ | ૧૩ |
| ૭ | જાપાનની પ્રગતિનું સાચું રહસ્ય... | ત્રિભુવન વીરજી હેમાણી | ૧૪ |
| ૮ | નાટકિયો [ નાટક ] | ઈ. ન. | ૧૮ |
| ૯ | બનાવટી બાદશાહો [ વાર્તા ] | નરસિંહ | ૨૩ |
| ૧૦ | સાહિત્ય અને જીવન ... | વાસુદેવ વિનાયક જોષી ... | ૨૮ |
| ૧૧ | મહુઆ | રમણિક મેઘાણી | ૩૨ |
| ૧૨ | ચિત્રાંગદા : રસદર્શન ... | બાલચંદ્ર મણિલાલ પરીખ | ૩૭ |
| ૧૩ | ગોચરી | ... | ૩૯ |
| ૧૪ | નોંધ | ... | ૪૩ |
| ૧૫ | ગ્રન્થપરિચય ... | ... | ૪૫ |



**લવાજમ :**

હિંદમાં :
વાર્ષિક રૂ. ૩) ટપાલખર્ચ રૂ ≈

હિંદ બહાર :
ટપાલખર્ચ સાથે શિ. ૬





મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૦-૫-૩૯

પ્રગતિ-રસવાંછુઓનું માસિક પત્ર

# સુવાસ

સુવાસ કાર્યાલય, રાવપુરા વડોદરા

વર્ષ પહેલું ❀ વાર્ષિક અનુક્રમણિકા ❀ સંવત ૧૯૯૪-૯૫ વૈશાખ-ચૈત્ર

## ૧ વિષયક્રમ

### ચિત્રો


| આર્ટ પેપર ઉપર | | ચાલુ પૃષ્ઠોમાં | |
|---|---|---|---|
| સુવર્ણ-રથ | અંક બીજો | દળણું દળીને | પૃષ્ઠ ૭૯ |
| લક્ષ્મી | ,, ચોથો | તળાવ ખોદતાં | ,, ૧૧૧ |
| સતા | ,, છઠ્ઠો | બોલ્યો, 'પરણુવાની' | ,, ૧૩૨ |
| એક સુવાન ત્યાં આવ્યો | ,, આઠમો | વિચાર નિદ્રામાં | , ૧૭૧ |
| મહાજીરાવ ત્રીજા [ફોટો] | ,, અગિયારમો | ખેંચી લાવ્યો | ,, ૨૧૫ |
| કલિકાલ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય અને ગુર્જરેશ્વર કુમારપાળ | ,, બારમો | ધ્વજવદન | , ૨૨૯ |
| | | સાઈકલ ચિત્રો | ,, ૧૪૯-૫૦-૫૧-૫૨ ૫૩-૫૪ અને ૩૧૮ |
| | | છાતીમાં પેસી ગયું | , ૩૧૨ |
| | | ભજનનો વર્દીપારણ | , ૪૩૮ |


### કાવ્યો


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| **સોનેટ** | | જીવન પ્રાર્થના<br>ઋતુનાં કુસુમાકર | ૧૫૪ |
| જીવનસંધ્યા<br>ઋતુનાં કુસુમાકર. | ૫૧ | પોરબંદર<br>રસેન્દુ | ૧૯૪ |
| પૂજારિણી<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૯૮ | સૌન્દર્ય<br>ચૈતન્યકુમાર કાષ્ઠમુનિ | ૧૯૯ |
| શૈશવની સખીને<br>શિવમ્ | ૧૪૭ | | |

| વિષય | પૃષ્ઠાંક |
| --- | --- |
| તારાનું આશ્વાસન<br>જેઠાલાલ ત્રિવેદી | ૨૯૧ |
| પિતાને<br>મહેન્દ્રકુમાર દેસાઇ | ૨૯૯ |
| ગાંધી પરીક્ષા<br>શિવમ્ | ૩૪૯ |
| ઉન્નત ભાવના<br>સ્નેહાંશુ | ૪૦૨ |
| ફ્લાવરે ગુલાબ ન પહેરે ?<br>ઋતુનાં કુસુમાકરઃ | ૪૨૮ |
| નિષ્ઠુરા<br>જેઠાલાલ ત્રિવેદી | ૪૬૦ |
| હેત<br>કલ્પ | ૪૬૦ |
| માઈક્રોફોનને<br>મોહન ઠક્કર | ૪૬૧ |
| સરસ્વતીને<br>વિવિત્સુ | ૫૧૫ |
| ન જાને<br>મોહન ઠક્કર | ૫૨૫ |
| ચોહું ઉગરવા<br>સારથિ | ૫૭૨ |
| રમકડાં<br>મહેન્દ્ર દેસાઇ | ૫૮૨ |

卐

| વિષય | પૃષ્ઠાંક |
| --- | --- |
| અર્પણ<br>કપોત | ૩ |
| ક્રોડ<br>સ્વપ્નસેવી | ૭ |
| સોહાગણ<br>મૂળજીભાઈ શાહ | ૮ |
| બાનના બંસીનાદ<br>ઋતુનાં કુસુમાકરઃ | ૯ |
| અમારી પિછાન<br>મૂળજીભાઈ શાહ | ૫૨ |
| નિર્ઝરણી<br>ઋતુનાં કુસુમાકરઃ | ૯૯ |
| હૈયાના મહેલ<br>નરહરિપ્રસાદ ભટ્ટ | ૧૦૦ |
| વાદળી<br>મહેન્દ્રકુમાર દેસાઇ | ૧૪૭ |
| પ્રીતમ દીઠા<br>મૂળજીભાઈ શાહ | ૧૬૩ |
| દીવડી<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૧૭૬ |
| આદર્શ ને વાસ્તવ<br>ઋતુનાં કુસુમાકરઃ | ૧૭૭ |
| અંધની મનોવ્યથા<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૧૯૫ |
| વૈભવ વિષાદ<br>શંકરરામ બારોટ | ૧૯૬ |
| કાવ્યકુંજ<br>નરહરિપ્રસાદ ભટ્ટ | ૧૯૬ |
| મને વહાલું<br>બાલમુકુન્દ દવે | ૨૪૩ |
| જુની શાળા<br>પ્રતાપ વ્યાસ | ૨૪૩ |
| રંગમાં રમતી'તી<br>મૂળજીભાઈ શાહ | ૨૪૪ |
| સમભાવ<br>ઋતુનાં કુસુમાકરઃ | ૨૫૪ |
| ક્ષણિકતા<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૨૭૨ |
| ભાવના<br>રસેન્દુ | ૨૭૯ |
| તમે કે' ના જાણો<br>સનાતન | ૨૯૨ |
| કોણ રે લેશે સંભાળ<br>મૂળજીભાઈ પી. શાહ | ૩૫૦ |
| ક્ષણિકતા<br>કેશવલાલ પટેલ | ૩૫૦ |

| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| અખંડ શ્રદ્ધા<br>મોહન ઠક્કર | ૪૦૧ | મનનું મામવી<br>મોહન | ૫૧૫ |
| પરિવર્તન<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૪૦૨ | મુંગી શહાદત<br>મોહન ઠક્કર | ૫૬૨ |
| વ્યોમહૃદય<br>શશિન્ ઓઝા | ૪૬૧ | અર્પું શું અંજલિ અર્ઘ્યં<br>ઋતુનાં કુસુમાકરઃ | ૫૬૩ |
| વાંછના<br>રસેન્દુ | ૪૬૭ | હેમ-સ્મૃતિ<br>મૂળજીભાઈ શાહ | ૫૬૩ |
| બ્રહ્મચારી<br>રમણલાલ વ. દેસાઈ | ૪૮૧ | ચેતન પ્રદીપ<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૫૬૬ |
| યૌવન<br>મહેન્દ્રકુમાર દેસાઈ | ૪૯૭ | સંદેશ<br>મોહન ઠક્કર | ૫૬૬ |


## નાટક


| | | | |
|---|---|---|---|
| સુખ શોધતાં<br>રમણલાલ વ. દેસાઇ | ૧૦૫ | દીક્ષા<br>ચન્દ્રવદન કોન્ટ્રાક્ટર | ૨૫૫ |


## સંદેશ—પત્રો


| | | | |
|---|---|---|---|
| સંદેશ<br>ગોવિન્દભાઇ હાથીભાઈ દેસાઇ | ૨ | શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ<br>ઋતુનાં કુસુમાકરઃ | |
| સંદેશ<br>અનીલ ક. ચન્દ | ૨ | નવું સામયિક કેવું હોવું જોઇએ ?<br>કેશવલાલ હિ. કામદાર | ૬ |
| અભિનંદન<br>લાલચન્દ ભ. ગાંધી | ૬૯ | જીવન સુવાસ<br>આનંદકુમાર | ૧૫ |
| પત્ર-મંજુષા (અભિનંદન) | ૧૮૯ | એક પત્ર<br>રમણલાલ વ. દેસાઈ | ૨૨૪ |


## જીવનચરિત્ર


| | | | |
|---|---|---|---|
| લેખસ્વરૂપે | | ક્ષપણક<br>ચીમનલાલ | ૩૬૧-૪૨૪ |
| રણજીતરામ<br>વિદ્યાર્થી | ૧૬ | ફ્રેંચ સાહિત્યસમ્રાટ આનાતોલ ફ્રાન્સ<br>રમણિક ત્રિવેદી<br>ભાસ્કર નૂ. માંકડ | ૪૬૨ |
| યામુનાચાર્ય<br>ઊર્મિલ | ૨૦૭ | | |
| શ્રી રવીન્દ્રનાથ અને તેમની સાહિત્ય-ગંગા<br>ચીમનલાલ | ૨૬૬-૩૨૨ | શ્રીમન્ત સયાજીરાવ<br>પ્રમા | ૫૩૯ |

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| હેમચન્દ્રાચાર્ય-સંસ્કારસ્વામી તરીકે<br>ભદ્રાસુલાલ મો. મજમુદાર | ૫૬૫ |
| કલિકાલસર્વજ્ઞ<br>જગજીવનદાસ દ. મોદી | ૫૭૬ |
| શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય<br>મોહનલાલ દલીચંદ દેસાઈ | ૫૯૭ |
| શ્રી હેમચન્દ્રાચાર્ય<br>ચતુરભાઈ શં. પટેલ | ૬૦૪ |
| હેમચંદ્ર<br>રમણલાલ વ. દેસાઈ | ૬૦૭ |
| શ્રી હેમચન્દ્રાચાર્ય<br>ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ | ૬૧૧ |
| નોંધરૂપે (મુખ્યત્વે 'મંડપ' વિભાગમાં) | |
| ચુનીલાલ વ. શાહ<br>તંત્રી | ૧૪ |
| શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય<br>તંત્રી | ૩૯ |
| ઈકબાલ મહમદ<br>તંત્રી | ૮૭ |
| હીરાલાલ પારેખ<br>તંત્રી | ૧૩૫ |
| રાષ્ટ્રકવિ (બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય)<br>તંત્રી | ૧૮૭ |
| પંડિત આત્મારામજી<br>તંત્રી | ૨૩૩ |
| બે મહારથી<br>[ કમાલપાશા અને શૌકતઅલી ]<br>તંત્રી | ૩૮૫ |
| કેળવણીકાર [ બળવંતરાય પ્ર. ઠાકોર ]<br>તંત્રી | ૪૯૬ |


## વાર્તા

### લાંબી


| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| મંગુ ખવાસણ<br>ઈ. ન. | ૨૩, ७૪ |
| લક્ષ્મીના લાડકા<br>પ્રમા | ૬૧, ૧૦૯ |
| રાજાનો સાળો<br>૫૮૫૬ | ૧૨૫, ૧૭૨ |
| ધ્વજવંદન<br>સ્વપ્નસેવી | ૧૩૦, ૧૬૪, ૨૨૭ |
| જ્ઞાનયજ્ઞ<br>બાલચન્દ્ર મ. પરીખ | ૨૯૩, ૩૫૪ |
| નાટકિયો<br>ઈ. ન. | ૪૮૬, ૫૩૩ |


### ટૂંકી


| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| ે<br>વ. | ૧૦ |
| રમી<br>પ્રમા | ૧૫૫ |
| શાન્તિશ્રિરે ગેહિની<br>ચુનીલાલ વ. શાહ | ૧૯૭ |
| ઈશ્વરનો બોલ<br>ઈ. ન. | ૨૧૦ |
| લતા<br>રતિલાલ ઉ. પટેલ | ૨૪૫ |
| શાંતિ<br>પ્રમા | ૨૭૦ |
| નૃત્યકાર<br>ભાનુશંકર નીલકંઠ આચાર્ય | ૩૧૦ |
| ચંપા<br>પ્રમા | ૩૮૦ |
| છાનાં રુદન<br>નિરંજન | ૪૦૫ |
| આ ભવમાં<br>ગુલાબસિંહ બારહટ | ૪૩૭ |
| કલ્પિત સમાજદ્રોહી<br>રતિલાલ ઉ. પટેલ | ૪૭૭ |

## ભાષા-સાહિત્ય


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| સાહિત્યમાં અણખેડાયલા પ્રદેશ<br>જગજીવનદાસ દ. મોદી | ૫૮ | વસંતાનુજ<br>સાહિત્ય<br>ચ. | ૩૪૫ |
| વાર્તાલાપના પ્રકાર<br>ભદ્રાયુલાલ મો. મજમુદાર | ૭૧, ૧૧૮ | સાહિત્યમાં વાસ્તવવાદ<br>રમણલાલ વ. દેસાઈ | ૪૦૩, ૫૧૬ |
| આજનું બાલસાહિત્ય (ગ્રન્થપરિચય) | ૧૮૪ | | |


## શિક્ષણ-સંસ્કૃતિ


| | | | |
|---|---|---|---|
| રશિયાની કેળવણીપ્રથા<br>ચ. મ. | ૨૦૭ | ચન્દ્રિક<br>આધુનિક સંસ્કૃતિ<br>ભોગીલાલ જ. સાંડેસરા | ૩૫૯ |
| શિક્ષણનાં સામ્રાજ્ય | ૩૨૯ | | |


## કલા-કુદરત


| | | | |
|---|---|---|---|
| તુષારબિન્દુ<br>ચ. | ૯૭ | પ્રકૃતિ દર્શન<br>બાલચન્દ્ર મ. પરીખ | ૨૦૦ |
| કલા અને જીવન<br>રણછોડલાલ પરમાર | ૧૧૫ | જીવનસત્ય<br>પ્ર. | ૫૧૩ |


## રસદર્શન


| | | | |
|---|---|---|---|
| રાસકવિ શ્રી ઉપેન્દ્રાચાર્યજી<br>ચતુરભાઈ શં. પટેલ | ૧૦૧, ૧૪૮ | આપણું રાસસાહિત્ય [પ્રાચીન]<br>ચતુરભાઈ શં. પટેલ | ૩૫૧, ૪૨૯, ૫૨૬ |
| જગતસાહિત્યમાં શૃંગાર<br>નરસિંહ | ૧૨૨, ૧૮૧, ૨૩૦, ૨૭૬ | પ્રિય પ્રવાસ<br>જેઠાલાલ જોશી | ૩૭૭ |
| યશોધરાનું અવલોકન<br>જેઠાલાલ જોશી | ૧૬૯ | ચિત્રાંગદા<br>બાલચન્દ્ર મ. પરીખ | ૪૧૨, ૪૬૮, ૫૫૦ |


## ધર્મ-તત્ત્વજ્ઞાન


| | | | |
|---|---|---|---|
| ધર્મ<br>રમણલાલ વ. દેસાઈ | ૧ | જીવન<br>ચ. | ૨૮૯ |
| પુરુષ અને પ્રકૃતિ<br>ચ. | ૪૯ | અરવિંદ ઘોષનું નગ્નસત્ય<br>વાડીલાલ મો. શાહ<br>ત્રિ. વી. હેમાણી | ૪૨૧ |
| કિસ્મત<br>ચ. | ૧૪૫ | આનંદ<br>મ. | ૪૫૭ |
| અહિંસા<br>ચ. | ૧૯૩ | યોગીશ્વર શ્રી હેમચન્દ્રાચાર્ય અને ધ્યાનનિરૂપણ<br>શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી | ૬૦૯ |
| પ્રેમ<br>મ. | ૨૪૧ | | |

## જીવન-સમાજ


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| એક પાનું<br>ર. | ૫૬ | દામ્પત્યજીવનનું જીવંત ઝરણું<br>રાજરત્ન વાસુદેવ વિનાયક જોશી | ૨૭૩, ૩૦૦ |
| પત્ની અને સંતતિ<br>ચીમનલાલ | ૧૨૭ | જીવન-દર્શન<br>પ્રમા | ૪૦૨ |
| બારમા સૈકાનું ગુજરાતી સમાજજીવન<br>નાગકુમાર મકાતી | ૧૫૯ | યુગવર<br>ર. | ૫૬૧ |
| બાઈનાં દુઃખ<br>છોટાલાલ મા. કામદાર | ૨૧૬ | સોલંકીયુગ અને જૈન સમાજ<br>કેશવલાલ હિં. કામદાર | ૫૮૩ |


## વિજ્ઞાન


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન<br>ચીમનલાલ | ૬૫ | સાઈકિલ<br>કા. અ. દામલે<br>ગ. પુ. સાને | ૨૪૯, ૩૧૭ |
| વીજળીક પ્રયોગો<br>તંત્રી | ૧૭૮ | ગર્ભ પર ચન્દ્રની અસર<br>રમેશ અમીન | ૨૬૫ |


## અર્થશાસ્ત્ર-રાજકારણ


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| અર્થશાસ્ત્રનું વસ્તુ<br>ન. હ. વ્યાસ | ૮૪ | ઉત્પાદન<br>ન. હ. વ્યાસ | ૪૮૨ |
| અર્થશાસ્ત્રની વ્યાપકતા<br>ન. હ. વ્યાસ | ૧૩૩, ૧૬૭ | હુંડિયામણ [ચર્ચાપત્ર]<br>નરસિંહ | ૪૯૮ |
| અર્થશાસ્ત્રની વિચારશ્રેણી<br>ન. હ. વ્યાસ | ૨૧૯ | | |
| અર્થશાસ્ત્રમાં શબ્દપ્રયોગો<br>ન. હ. વ્યાસ | ૩૦૬ | બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન<br>પ્રાણશંકર જોશી | ૫૧૮ |
| ઉપભોગ<br>ન. હ. વ્યાસ | ૩૬૬, ૪૩૪ | હેમચન્દ્રાચાર્યનું રાજકારણ<br>નાગકુમાર મકાતી | ૫૬૯ |


## ઇતિહાસ-સંશોધન


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| એક આખ્યાયિકાનું મૂળ<br>મંજુલાલ ર. મજમુદાર | ૩૨ | લાલચન્દ્ર ભ. ગાંધી | |
| વિશેષ વક્તવ્ય<br>લાલચન્દ્ર ભ. ગાંધી | ૩૭ | સોપારાના પ્રાચીન અવશેષોની શોધ<br>રણછોડલાલ ઘ. જ્ઞાની | ૫૭૩ |
| હિંદમાં ઈસ્લામનાં પ્રથમ પગલાં<br>રમણલાલ વ. દેસાઈ | ૫૩ | આચાર્ય શ્રી હેમચન્દ્ર<br>લાલચન્દ્ર ભ. ગાંધી | ૫૮૫ |
| ...દરાના ઐતિહાસિક ઉલ્લેખો | ૨૬૧, ૩૧૩, ૩૬૯, ૪૧૭, ૪૭૩ | ગુજરાતની અસ્મિતા<br>પ્રમા | ૬૦૨ |

## વિનોદ-કટાક્ષ


| વિષય | પૃષ્ઠાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|---|
| ગાળો દેવાની કળા વિષે | ગુપ્ત | | ૪૯૧ |


## પ્રાણીસૃષ્ટિ


પક્ષીઓનાં પ્રણયજીવન પાછળ એક ડોકિયું ત્રિભુવન વી. હેમાણી ૩૭૩


## પ્રકીર્ણ


કંઈક અગત્યનું ૪
તંત્રી

કંતાસી યોજના ૮૬, ૧૪૦, ૧૭૭

અંજલિ (સ્વ. શ્રીમન્ત સયાજીરાવને) પૃ. ૧,૨
તંત્રી (જી અંક ૧૦)

મંડપ [ તાત્કાલીન જીવનનોંધ કે જાણુવાજોગી પ્રસંગો કે ટૂચકાઓ વગેરે ]
તંત્રી ૩૯, ૮૭, ૧૩૫, ૧૮૭, ૨૩૩, ૩૮૫, ૪૯૬

ગ્રન્થપરિચય [ અવલોકનાર્થે આવેલ ગ્રન્થો કે સામયિકોનો પરિચય ]
તંત્રી ૪૩, ૯૩, ૧૩૭, ૨૩૭, ૨૮૦, ૩૨૭, ૩૮૮, ૪૪૧, ૫૫૭

નોંધ [ રાજકીય, સામાજિક કે સાંસ્કૃતિક ગમે તે તત્કાલીન વિષય પર વિચારણા ]
તંત્રી ૪૫, ૯૧, ૧૪૧, ૧૯૦, ૨૩૬, ૨૮૫, ૩૩૨, ૩૬૦, ૪૪૩, ૫૦૦, ૫૫૩, ૬૧૫

સંક્ષિપ્ત ઇતિહાસ [ ગુજરાત, હિંદ અને જગતના દરેક વિષયમાં ટૂંકાવીને તારવેલા તે તે મહિનાના સમાચાર ]
તંત્રી ૪૭, ૯૪, ૧૪૨, ૧૯૧, ૨૩૯, ૨૮૭, ૩૩૬, ૩૯૨, ૪૪૭, ૫૦૩, ૫૫૯, ૬૧૪

Specimen extracts from Ancient India Vol II ૩૩૭, ૩૯૩, ૪૪૯, ૫૦૫, ૫૬૧ (જી) ૬૧૭
T. L. Shah


## ૨. લેખકક્રમ


૧ અનિલ હ. ચન્દ ૨
૨ આનંદકુમાર ૧૫
૩ ઇ. ન. ૨૩, ૭૪, ૨૧૦, ૪૮૬, ૫૩૩
૪ ઊર્મિશ ૨૦૩
૫ ઋતુનાં કુસુમાકરઃ ૯, ૫૧, ૯૯, ૧૫૪, ૧૭૭, ૧૮૯, ૨૫૪, ૪૨૮, ૫૬૩
૬ કપોત ૩
૭ કલ્પ ૪૬૦
૮ કા. મ. દામલે ૨૪૯, ૩૧૭
૯ કુમાર ૧૯૫, ૫૮૨
૧૦ કેશવલાલ પટેલ ૩૫૦
૧૧ કેશવલાલ હિં. કામદાર ૬, ૫૮૩
૧૨ ગજાનન પુ. સાને ૨૪૯, ૩૧૭
૧૩ ગુપ્ત ૪૯૧
૧૪ ગુલાબસિંહ બારહટ્ટ ૪૩૭
૧૫ ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ ૨, ૬૧૧
૧૬ ઘ. ૧૦, ૪૯, ૯૭, ૧૪૫, ૧૯૩, ૨૪૧, ૨૮૯, ૩૪૫, ૫૬૧
૧૭ ચતુરભાઈ શંકરભાઈ પટેલ ૧૦૧, ૧૪૮, ૩૧૧, ૪૨૯, ૫૨૬, ૬૦૪
૧૮ ચ. મ. ૨૦૭
૧૯ ચન્દ્રવદન કોન્ટ્રાકટર ૨૫૫
૨૦ ચન્દ્રિકા ૩૨૯

૨૧ ચીમનલાલ સંઘવી ૬૫, ૧૨૭, ૨૬૬, ૩૨૨, ૩૬૧, ૪૨૪
૨૨ ચુનીલાલ વર્ધમાન શાહ ૧૯૭
૨૩ ચૈતન્યકુમાર કાષ્ઠમુનિ ૧૯૯
૨૪ છોટાલાલ માનસિંહ કામદાર ૨૧૬
૨૫ જગજીવનદાસ દયાળજી મોદી ૫૮, ૫૭૯
૨૬ જેઠાલાલ જોશી ૧૬૯, ૩૭૭
૨૭ જેઠાલાલ ત્રિવેદી ૨૯૧, ૪૬૦
૨૮ તંત્રી ૪, ૧૪, ૩૯, ૪૩, ૪૪, ૪૭, ૮૬, ૮૭, ૯૧, ૯૩, ૯૪, ૧૩૫, ૧૩૭, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૭૭, ૧૭૮, ૧૮૭, ૧૯૦, ૧૯૧, ૨૩૩, ૨૩૬, ૨૩૭, ૨૩૯, ૨૮૦, ૨૮૫, ૨૮૭, ૩૨૭, ૩૩૨, ૩૩૬, ૩૮૫, ૩૮૮, ૩૯૦, ૩૯૨, ૪૪૧, ૪૪૩, ૪૪૭, ૧. ૨ (ત્ર. અંક ૧૦) ૪૯૬, ૫૦૦, ૫૦૩, ૫૫૩, ૫૫૭, ૫૫૯, ૬૧૪, ૬૧૫
૨૯ ત્રિભુવનદાસ વીરજીભાઈ હેમાણી ૩૭૩, ૪૨૧
૩૦ ન. ૪૫૭
૩૧ નરહરિપ્રસાદ ભટ્ટ ૧૦૦, ૧૯૬
૩૨ નરસિંહ ૧૨૨, ૧૮૧, ૨૩૦, ૨૭૬, ૪૯૮
૩૩ નર્મદાશંકર હ. વ્યાસ ૮૪, ૧૩૩, ૧૬૭, ૨૧૯, ૩૦૬, ૩૬૬, ૪૩૪, ૪૮૨
૩૪ નાગકુમાર મકાતી ૧૫૯, ૫૬૬
૩૫ નિરંજન ૪૦૫
૩૬ પ્ર. ૫૧૩
૩૭ પ્રતાપ વ્યાસ ૨૪૩
૩૮ પ્રભા ૬૧, ૧૦૯, ૧૫૫, ૨૭૦, ૩૦૨, ૩૮૦, ૫૩૯, ૬૦૨
૩૯ પ્રાણશંકર જોશી ૫૧૮
૪૦ બ. ૫૬
૪૧ બાલચન્દ્ર મણિલાલ પરીખ ૨૦૦, ૨૯૩, ૩૫૪, ૪૧૨, ૪૬૮, ૫૫૦
૪૨ બાલમુકુન્દ દવે ૨૪૩
૪૩ ભદ્રાયુલાલ મોતીલાલ મજમુદાર ૭૧, ૧૧૮, ૫૬૫
૪૪ ભાનુશંકર નીલકંઠ આચાર્ય ૩૧૦
૪૫ ભાસ્કર ન. માંકડ ૪૬૨
૪૬ ભોગીલાલ જયચંદ સાંડેસરા ૩૫૯
૪૭ મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ ૯૮, ૧૪૭, ૧૭૬, ૨૭૨, ૨૯૯, ૪૦૨, ૪૯૭, ૫૬૪
૪૮ મંજુલાલ રણછોડલાલ મજમુદાર ૩૨
૪૯ મૂળજીભાઇ પી. શાહ ૮, ૫૨, ૧૬૩, ૨૪૪, ૩૫૦, ૫૬૩
૫૦ મોહન ઠક્કર ૪૦૧, ૪૬૧, ૫૧૫, ૫૨૫, ૫૬૨, ૫૬૪
૫૧ મોહનલાલ દલીચંદ દેસાઈ ૫૬૭
૫૨ મોહનલાલ ભગવાનદાસ ઝવેરી ૬૦૯
૫૩ રણછોડલાલ પરમાર ૬૧૫
૫૪ રણછોડલાલ ઘ. જ્ઞાની ૫૭૩
૫૫ રતિલાલ ઉકાભાઈ પટેલ ૨૪૫, ૪૭૭
૫૬ રમણલાલ વસંતલાલ દેસાઈ ૧, ૫૩, ૧૦૫, ૨૨૪, ૪૦૩, ૪૮૧, ૫૧૬, ૬૦૭
૫૭ રમણિક ત્રિવેદી ૪૬૨
૫૮ રમેશચંદ્ર અમીન ૨૬૫
૫૯ રસેન્દુ ૧૯૪, ૨૭૯, ૪૬૭
૬૦ લાલચંદ ભગવાન્ ગાંધી ૩૭, ૬૯, ૨૬૧, ૩૧૩, ૩૬૯, ૪૧૭, ૪૭૩, ૫૮૫
૬૧ વસંતાનુજ ૧૮૪
૬૨ વાડીલાલ મોતીલાલ શાહ ૪૨૧
૬૩ વાસુદેવ વિનાયક જોશી ૨૭૩, ૩૦૦
૬૪ વિજયવલ્લભસૂરિ ૧૮૯
૬૫ વિદ્યાર્થી ૧૬
૬૬ વિવિત્સુ ૫૧૫
૬૭ શશિન્ ઓઝા ૪૬૧
૬૮ શંકરરામ બારોટ ૧૬૬
૬૯ શિવમ્ ૧૪૭, ૩૪૯
૭૦ ષટ્પદ ૧૨૫, ૧૭૨
૭૧ સનાતન ૨૯૨
૭૨ સારથિ ૫૭૨
૭૩ સ્નેહાંશુ ૪૦૨
૭૪ સ્વપ્નસેવી ૭, ૧૩૦, ૧૬૪, ૨૨૭
૭૫ T. L. Shah ૩૩૭, ૩૯૩, ૪૪૯, ૫૦૫, ૫૬૧ (ત્ર), ૬૧૭




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ]  વિ. સં. ૧૯૮૫ : વૈશાખ  [ અંક ૧ લો

## નવા વર્ષે

**આ** અંકથી 'સુવાસ' તેના બીજા વર્ષમાં પ્રવેશ કરે છે.

પહેલા વર્ષના તેના અનુભવો ધાર્યા કરતાં કંઇક વિશેષ કડવા છે. સાહિત્યકારોએ એને વધાવી લીધું, વર્તમાનપત્રોમાં એની પ્રશંસા થવા લાગી, પ્રથમ પંક્તિના, પ્રતિષ્ઠિત ને ઊગતા તેજસ્વી લેખકોનો એને સહકાર મળ્યો; છતાં ગ્રાહકો તરફથી જોઈએ એવો યોગ્ય ઉત્તર તે નથી મેળવી શક્યું. કેટલાક બંધુઓએ ગ્રાહક થવા સંબંધી હા લખીને ને કેટલાકોએ આખા વર્ષના અંકો સ્વીકારી લીધા પછી—લવાજમ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે ઉત્તર આપવાની ગૃહસ્થાઈ પણ વીસારી દીધી છે. કેટલીક પ્રતિષ્ઠિત વ્યક્તિઓ, વાંચનાલયો કે સંસ્થાઓને અમે 'સુવાસ'ના અંકો મોકલાવેલા અને સાથે જ જો તેમની ગ્રાહક બનવાની ઈચ્છા ન હોય તો ના લખી મોકલવાને અમારાં કાર્ડઝ જોડેલાં, છતાં ઘણાઓએ ના ન લખી મોકલાવી એટલું જ નહિ પણ અમને એમની 'આજ્ઞા' વિના 'સુવાસ' મોકલાવવા માટે ઠપકો આપ્યો. અમે આ બધું શાંતિથી જોયા કર્યું છે. અને જેમણે અમને સહકાર આપ્યો છે અને જેઓ એ આપી રહ્યા છે એમના ટેકાથી અમે ગમે તેવા અનુભવો છતાં બીજા વર્ષે વધારે વિકાસ સાથે આગળ વધવાનો જ નિશ્ચય કર્યો છે. અને જે બંધુઓ કે સંસ્થાઓ તરફથી પહેલા વર્ષે અમને અધિક કે અલ્પ અંશે પણ કંઇક સહેવું પડયું છે તેઓ આ વર્ષે અમને એનો બદલો ચોક્કસ વાળી આપશે એવી અમે એમના પાસેથી પણ આશા રાખીએ છીએ.

'સુવાસ'માં પહેલા વર્ષે કેટલીક અનિવાર્ય ઊણપો પણ રહી જવા પામી છે. તેનાં ચિત્રો જોઈએ એવાં આકર્ષક નથી બન્યાં; તેના લેખો ઘણાકને વિશેષ પડતી ઉચ્ચકોટિના લાગ્યાં છે; તેની ભાષા કેટલાકને વધારે ગહન, અલંકારિક ને અઘરી લાગી છે. આ વર્ષે અમે એ બધું મર્યાદિત કરી 'સુવાસ'ને પ્રજા અને સાહિત્યકારો—બંનેનું એક સરખું માનીતું બનાવવાનો નિશ્ચય કર્યો છે.

પણ આ વર્ષના શરૂઆતના અંકોમાં અમારી આ નવી પ્રથાને પૂરેપૂરી અમલમાં મૂકવામાં કેટલીક મુશ્કેલીઓ નડે એમ છે. ગયા વર્ષની બેએક લેખમાળાઓ ને ત્રણેક લેખમાંથી જે કંઈ બાકી છે તે અમારે, લેખકો ને વાંચકોની સગવડતા સાચવવાને, આ વર્ષમાં પણ પૂરૂં કરવું જ પડે. ને આશા રાખીએ છીએ કે શરૂઆતનાં ત્રણ-ચાર અંકોમાં નવી પ્રથાના વાંચનની સાથે જ થોડુંક એ પ્રકારનું વાંચન પણ કોઈને પ્રતિકૂળ નહિ જ થઈ પડે.

વાંચકોની ઈચ્છાને અનુસરી કવિતાનું પ્રમાણ અમારે ઘટાડી નાંખવું પડે છે. વાર્તાના પ્રસંગો ઉપરથી છૂટક છૂટક ચિત્રો અપાતાં તે ઘટાડી તેના બદલામાં આર્ટપેપર પર થોડાંક પણ સુંદર વિવિધરંગી ચિત્રો કે જગતવિખ્યાત નરવીરોના મઢાવવા યોગ્ય ફોટાઓ આપવાની અમે યોજના ઘડી છે. કઠીન કે શાસ્ત્રિય વિષયોના લેખોનું પ્રમાણ હવેથી ઘટાડી નાખવામાં આવે છે. અને તેને ઠેકાણે રસિક અને સુવાચ્ય વાર્તાઓ, જાણવા અને અનુસરવા યોગ્ય વિવિધ વિષયો, અસરકારક જીવનચરિત્રો, સુંદર અને વિરલ પ્રસંગચિત્રો, પરસ્પર વિરૂદ્ધ દૃષ્ટિબિન્દુઓ ચર્ચી પ્રજાને શિક્ષણ આપે એવાં ચર્ચાપત્રો, દેશવિદેશની રોમાંચક હકીકતો, બાળકો અને સ્ત્રી-ઉપયોગી વિષયો, અને સાહિત્ય—વિજ્ઞાન વગેરે પ્રજાપ્રિય વિષયોમાં હિંદના કયા કયા પ્રાન્તો અને જગતના કયા કયા દેશો કેવો વિકાસ સાધી રહ્યા છે—એવા સર્વસામાન્ય ઉપયોગી લેખોને વધારે પસંદગી આપવામાં આવશે. અને આમ છતાં શુદ્ધિ અને સાહિત્યના વિષયમાં 'સુવાસ'નું ઉચ્ચ સ્થાન તો જળવાઈ જ રહેશે.

આ અંકે કવરચિત્ર તૈયાર ન થઈ શકવાથી બદલી શકાયું નથી અને બીજું પણ અમારી ઉપરની ભાવનાઓને યોગ્ય જે કંઈ બાકી રહી ગયું છે, તે સંબંધમાં ત્વરાએ અનુકૂળતા મેળવી લઈ, તે વ્યવસ્થિત અને સુંદર સ્વરૂપમાં પ્રગટ કરવાની ઊંડી આશા રાખીએ છીએ.

ગયા વર્ષે જેમ જગતે તેમ 'સુવાસે' પણ અનેક રંગો જોયા છે; અનેક અનુભવો કર્યા છે. સલાહકારક-મંડળમાંના ઘણાકનો સહકાર તો બદલો પણ ન વાળી શકાય એટલી હદે મળ્યો છે. લેખકો અને ગ્રાહકબન્ધુઓના પણ અમે એટલા જ આભારી છીએ. ને એ સર્વે પ્રથમ જેટલો મીઠો સંબંધ આ વર્ષે પણ જાળવી રાખે એવી અમે એમના પાસેથી ઊંડી આશા રાખીએ છીએ.

———o———

-ને.

નૌતમ

સુહિણી ! હાવાં ફોગટ માગે હૈયા સાટે હૈયું,
સમય-વહી ગ્યો, બહુ જ મોડું થયું, કેમ શકું કે'દે હું ?
હતું એકદા,-કબૂલ-ઉર મુજ નમણી કો કલિકા શું
ને અંતર-પાંખડીઓ વચ્ચે પરિમળ-ઝોલા ખાતું !
કિન્તુ હવે એ કળી રહ્યું ના, ખીલી ફૂલ થયું એ
પરિમળ એના પસર્યાં ચોગમ, ના કોનુંય રહ્યું એ !
કીમિયાગરની પાસેયે કો કીમિયો એવો છે જે
પસર્યાં પરિમળને પાછું એ ફૂલમહીં લાવી દે ?
ઉર મારું મારુંય રહ્યું ના, થયું હવે એ સૌનું
કેમ કરી તુજને જ એકલીને એ આપી દો હું ?*



* સૂચિત.

## પ્રશ્ન

મૂળશંકર જોષી

[ મિશ્રોપજાતિ ]

હું તો બન્યો છો પરતંત્ર, કિન્તુ
બનાવવા પ્રકૃતિનેય હું સમી
રે ! કાં મથું માનવતા તજી હઈ
હું માનવી (?) ?
પંખી બની મત્ત વને ઉડન્તાં
મેં પીંજરામાં પકડી પૂરી દીધાં
પશુય જે મુક્ત ઘૂમી શકન્તાં
મેં લોહની જબ્બર સાંકળે જડયાં.
અહંત્વનાં ભારણથી દબાયલે
મેં એદીએ વાપરી કોઇદિ' નહીં
વિધિ-દીધી કર્મ કુકર્મ પ્રીછવા
વિચાર ને બુદ્ધિ તણી મહા તુલા.
ગણ્યો મને સર્જનનો શિરોમણિ
એ ભૂલ શું ના જબરી વિધિ તણી?



# બે મહોત્સવો

પ્રભા

એક પ્રસંગે સર જેમ્સ ઓગે જનાબ મહમદઅલી ઝીણા વિષે ઊગતા સૂરમાં કહેલું, "હિંદી રાજકારણમાં તેઓ રાજકીય બેટા ગામોનું સ્થાન સાચવે છે." આ જ ઉપમા જો મુંબઇ ઈલાકાના પ્રભાવશીલ જીવન સંબંધમાં વાપરવાની હોય તો તે સહેજે મા. મુનશીને લાગુ પાડી શકાય.

નાની વયે તેમનામાં તલસતી ઊર્મિઓ અને તેજસ્વી ભાવનાઓ ઊછળતી. તેને શબ્દોમાં ઉતારવા તેમણે અંગ્રેજી કવિતાઓ રચવા માંડી. પણ એ વિષયમાં તો શ્રી. અરવિંદ ઘોષે તેમને મૌનની શિખામણ આપી, ને તેમણે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમની પ્રાથમિક વાર્તાઓ પણ તેમને માટે અમર યશ વરી લાવી. તે પછી તો સામાજિક કે રાજકીય—જે જે ક્ષેત્રમાં તે પ્રવેશ્યા ત્યાં ત્યાં તે ચમકતા સિતારાની જેમ ઝળકી ઊઠ્યા. પણ તે પ્રસંગે આર્યો અને તેમાં પણ મુખ્યત્વે જૈનોના પૂજ્ય નરવીરો ને તેમની ધાર્મિક પ્રથાઓની તેમણે પોતાની કલ્પનાના ગજથી માપણી કરેલી અને પ્રજાને એ ગજ ખૂબજ અનુચિત જણાયેલો. પરિણામે આજસુધી મનાતું હતું કે ધાર્મિક ક્ષેત્રનાં દ્વાર તો હવે તેમને માટે સદાયનાં બંધ રહેશે. પણ એ દ્વાર પણ કુશળ અભિનેતાની કળાથી તેમણે પાટણમાં ઉજવાયેલ હેમસારસ્વતસત્રપ્રસંગે ખોલી નાખ્યાં છે.

નડિયાદ—સાહિત્યપરિષદના પ્રમુખપદેથી ડૉ૰ આનંદશંકર ધ્રુવે એમને વિષે કહેલું કે, "એમનામાં સંસ્કારી બહુ કાંઇ પણ સંયમ લાગેજ છે." કવિ ન્હાનાલાલે એમના સર્જનને રસ-ભ્રષ્ટતાની ઉપમા આપેલી—જ્યાં ગુજરાતને મન તો એ સદાય પ્રાણપ્રિયજ રહ્યા છે, મુંબઇના ગૃહસચિવ થયાંને પૂરૂં વર્ષ પણ વીત્યા પહેલાં એમની કરાંચી—સાહિત્યપરિષદના પ્રમુખ તરીકે વરણી કરવામાં આવી. ને એ પ્રમુખપદેથી તેમણે જ્યારે ગુજરાતના યશસ્વી ને મહાન જ્યોતિર્ધર શ્રી હેમચન્દ્રાચાર્યનો સારસ્વતસત્ર ઊજવવાની યોજના ઘડી ત્યારે ગુજ-રાતના સંયમી વર્ગે પણ માન્યું કે, "સુભદ્ર આ પ્રસંગ છે કે જ્યારે ઘડાતા ગુજરાતનો તેજસ્વી સાહિત્યકાર ને અભિનવ સંસ્કૃતિનો જ્યોતિર્ધર તરુણ વયે કરેલી સત્યાનિકામી કલ્પના-ઓના પ્રાયશ્ચિતનો આ રીતે પણ માર્ગ શોધે છે."

હાથધરેલ કામને યશસ્વી રીતે પાર ઉતારવાની શ્રી મુનશીની પ્રતિજ્ઞાનાં તો ના. ગવર્નરે પણ ગુણગાન કર્યાં છે. સારસ્વતસત્રની યોજના બહાર મૂકી—તો એ પાર ઊતરવીજ જોઈએ. પણ મુશ્કેલીઓ પણ ઓછી નહોતી. શ્રી મુનશીને સત્ર ઊજવવો હતો પાટણમાં, પાટણ જૈનોનું મુખ્ય ધામ; ને એ પાટણ ને જૈન પ્રજાને તો એમણે, પાટણ વિષેની નવલકથાઓમાં, કલ્પિત જૈનાચાર્યને ભીષણ ખૂનીના સ્વાંગમાં ચિતરીને, મહાન જૈન વિભૂતિ હેમચંદ્રને માનવસ્વભાવ—લક્ષણના બહાના નીચે કલ્પનાની સુંદરીના અંગમાધુર્યમાં અંજવીને, હૈયાસોંસરો ઘા કરી દીધો હતો. પણ આ પ્રસંગે શ્રી. મુનશીએ એવી કળા અને ખૂબીથી કામ લીધું, કે જેમ કરવું ને કરીને વિજય પામવો એ તેમણે ઘડેલા મુત્સદી-શિરોમણી મુંજાલને માટે પણ ભારે થઈ પડ્યું હોત.

પાટણના એક મુંબઈવાસી લક્ષ્મીનંદન શ્રી હેમચંદભાઈને પિતાની સ્મૃતિ જાળવવાને પાટણમાં એક જ્ઞાનમંદિર બંધાવવાની ભાવના હતી. આ જ્ઞાનમંદિર સાથે જો શ્રી હેમચંદ્રાચાર્યનું નામ જોડવામાં આવે ને તેને સારસ્વતસત્રપ્રસંગે જ જો ખુલ્લું મૂકવામાં આવે તો પ્રજાને આકર્ષવાનું તે એક પ્રબળ સાધન થઈ પડે. હેમ-સત્રની સાથે સાહિત્ય પરિષદની ખાસ બેઠક તો પહેલેથી જ યોજાયેલી-એટલે વિદ્વાનોનો સહકાર તો સહેજે સાંપડી શકે. ને એ રીતે હેમચન્દ્રનો સારસ્વતસત્ર ઊજવાઈ જાય. પરિણામમાં-જૈનોના હૃદયમાં રહેલા હેમચન્દ્રાચાર્યને ગુજરાતના ખૂબીભર્યા સાંસ્કૃતિક સિંહાસને સ્થાપી શકાય; શ્રી મુનશી પ્રત્યેના જૈનોના બિનજરૂરી વિરોધને શાંતિનું અમીસિંચન મળે; મુંબઈમાં હેમચન્દ્રાચાર્યના નામે સાહિત્ય-પરિષદનું એક સુંદર મકાન બંધાઇ જાય; ને હેમચન્દ્રાચાર્યના ગ્રન્થોના પુનર્મુદ્રણની યોજનાદ્વારા એ ગ્રન્થોમાં કેવું બાફવામાં આવ્યું છે અને જૈનત્વ પ્રત્યે કેટલો અંધ પક્ષપાત દાખવવામાં આવ્યો છે એ પણ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિએ દર્શાવી શકાય. આ બધું અહીં તો કેવળ ગણાવાય છે પણ એને વિજયકલગી સાથે પાર ઉતારવાનું તો શ્રી મુનશી સિવાય બીજા માટે તો અસંભવિત જ થઈ પડે.

બધી યોજનાઓ પરસ્પર ગૂંથાઈ ગઈ. જ્ઞાનમંદિર પણ બંધાઈને તૈયાર થયું. ને જર્મન-અર્થનિષ્ણાત ડૉ. શૅાટ આ ઉનાળામાં સ્વીઝર્લૅન્ડનું મઘમઘતું વાતાવરણ મૂકી જેમ હિંદની બળતી રેતી ખૂંદવાને આવ્યા છે એમ વિદ્વાનોની હારમાળા મુંબઇનો મધુર દરિયાકાંઠો મૂકી પાટણની ધગધગતી રેતીમાં એક વિદેહવીરની પુણ્યસ્મૃતિ ગજવવાને ચાલી નીકળી. આ હર્ષના ઊભરાથી ટ્રેઈન પણ કંઈક મોડી પડી ને તપસૂર્ય-સ્નાનથી નીતરતા પરસેવે સર્વેએ પાટણની પુણ્યભૂમિ પર પાવન પગલાં મૂકયાં. તે પ્રસંગે શ્રી મુનશીનું સ્વાગત પાટણને માટે તો અકલ્પ્ય, અસંભવિત ને બેનમૂન હતું.

બપોરે શ્રી મુનશીના હસ્તે જ્ઞાનમંદિરનું ઉદ્ઘાટન થયું. તે પ્રસંગે એક જૈન લેખકે શ્રી. મુનશીને, પહેલાં તેમણે શ્રીમદ્ હેમચંદ્ર વિષે ભલે ગમે તે લખી નાંખ્યું હોય, પણ જ્ઞાનવૃદ્ધિથી હવે તેઓ પોતાની ભૂલ સુધારી રહ્યા છે એ માટે અભિનંદન આપ્યાં. પણ રાત્રે મહેમાનોની મંડળીમાં અને બીજે દિવસે જાહેરસભામાં શ્રી. મુનશીએ પોતાની સાહિત્યકૃતિઓમાં એવી કોઈ ભૂલનો, સુધારાનો કે જ્ઞાનવૃદ્ધિથી પોતે બદલાયાની વાતનો ઈન્કાર કર્યો. ને અમદાવાદમાં જેમ ગાંધીજી સામે એમ પાટણમાં આ પ્રસંગે જૈનોની સામે પોતાની માન્યતા, પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ અને કલાકારની સ્વૈરવિહારી ભાવનાનો બચાવ કરતા શ્રી મુનશીની પ્રતિભા અલૌકિક તેજથી ઝળહળી ઊઠી. ને શ્રી. મુનશીને ભૂલ સુધારતા માની પધારેલાંઓના મુખ પર 'વહેંતિયાં'ની છાયા પથરાણી.

શ્રી. મુનશીને રાજર્ષિ ભર્તૃહરિની એક પંક્તિ ખૂબ જ ગમી ગયેલી લાગે છે. 'परगुण कथनैः स्वान् गुणान् ख्यापयन्त' [પારકાનાં ગુણગાન વડે તે વાસ્તવિક રીતે તો પોતાના ગુણની જ પ્રખ્યાતિ કરે છે.] આ પંક્તિ તેમણે 'ગુજરાતનો નાથ'માં, કે જ્યાં જ્યાં તેમનાં ગુણગાન થયાં ત્યાં ત્યાં તે ગુણગાન કરનારાઓને ઉદ્દેશીને વાપરી છે એટલું જ નહિ પણ પાટણમાં પણ તેમણે પ્રશંસક પ્રજાને અનુલક્ષીને એ જ પંક્તિ વાપરેલી; જીવનમાં પણ તેમણે એ જ પંક્તિ વણી દીધી લાગે છે.

તેમની પ્રેરણાથી નર્મદજયંતિ ઊજવાઈ, કલાપિ જયંતિ ઊજવાઈ, હેમચન્દ્રાચાર્યનો સારસ્વત-સત્ર ઊજવાયો. ત્રણે પ્રસંગમાં તે તે વિદેહ વ્યક્તિઓને જે કંઈ મળ્યું છે તે કરતાં શ્રી મુનશી તેથી વિશેષ ઝળકયા છે. પાટણમાં તો સમજ પણ નહોતી પડતી કે આ તે

હેમચન્દ્રાચાર્યનો સારસ્વતસત્ર ઊજવાય છે કે શ્રી. મુનશીનો પ્રશંસામહોત્સવ. સત્રના પ્રમુખ મુનશી, પરિષદના પ્રમુખ મુનશી, ઉદ્ઘાટન પણ મુનશીનાજ હાથે; માન તોપણ મુનશીને જ, પ્રશંસા તોપણ મુનશીની, વરરાજા તો પણ મુનશી. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યની પ્રશંસા આ પ્રસંગે પાટણમાં નહોતી થઈ. એમ તો નજ કહેવાય પણ તે કંઇક અંશે યુરોપના સર્વસત્તાધીશ પ્રધાનો, રાજાને સિંહાસન પર સ્થાપી, પોતાના અનુયાયીઓ સાથે જેવી એ રાજાની પ્રશંસા કરે છે એવી ગણી શકાય. તે જેટલી વાસ્તવિકતાથી દૂર હતી એટલીજ હૈયાથી પણ દૂર ભાસતી.

કલ્પનાઓ અને ઉપમાઓમાં તો આ સત્રે હદજ ઓળંગી છે. કોઈકે શ્રી. મુનશીને નવયુગના હેમચંદ્ર કહ્યા તો એક જણે શ્રી. મુનશીને બંસીધર કૃષ્ણ ને હેમચંદભાઇને હેમચન્દ્રની ઉપમા આપી. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યને તો સર્વધર્મસમભાવી તરીકે લગભગ દરેકે જ ઓળખાવ્યા. વસ્તુસ્થિતિમાં આમાંનું કશું હતું નહિ તેમ હોઈ શકે પણ નહિ. શ્રી. મુનશી નથી મધ્યકાલિન વિરાટમૂર્તિ ભગવાન હેમચન્દ્ર કે નથી ગોપીઓનો વહાલો ને સગરવિજેતા કનૈયો. ને હેમચંદભાઈ–હેમચન્દ્રાચાર્યનું સર્જન તો દૂર રહો પણ એમણે જે કર્યું છે ને જે લખ્યું છે તે પણ તેઓ ઝીલી શકે કે કેમ એ એક પ્રશ્ન છે. ને શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યને સર્વધર્મસમભાવી કહેવા એ પણ એટલું જ અસ્થાને છે. શ્રી. હેમચન્દ્રાચાર્ય કેવળ શાચાજ નહિ બલ્કે ચુસ્ત જૈન હતા--અજૈનોને ઇર્ષાનું કારણ થઈ પડે એવા એ જૈન હતા. સોમનાથ–મંદિરની મુલાકાત પ્રસંગે પોતાનું વર્ચસ્વ સાચવી રાખવાને જ્યારે સોમનાથની સ્તુતિ તેમને માટે અનિવાર્ય થઈ પડે છે ત્યારે પણ તેઓ એ મૂર્તિમાં પોતાના ઇષ્ટદેવ જીનેશ્વરના ગુણોનું આરોપણ કરીને પછી જ સર્વસામાન્ય શરતી નમસ્કાર કરે છે.

કેટલાક વિવેચકોએ કહ્યું કે, 'Guj & its Lit.' માં તો શ્રી મુનશીને હેમચંદ્રાચાર્યના સર્જનનું મૂલ્ય નથી સમજાયું, પણ હવે સમજાયું લાગે છે. પણ ખરી રીતે એમાંનું કંઈજ નથી. મા. મુનશી, પોતાના અભિપ્રાયો ફેરવ્યા કરે એવા સામાન્યજન નથી, તેમજ અભિપ્રાય ફેરવવો પડે એવી અનિશ્ચિત દશામાં તેઓ કંઈ બોલી કે લખી નાંખતા પણ નથી. પણ માનવતા વિષે એમનું જે માપ છે, સંસ્કૃતિ વિષે એમનો જે ખ્યાલ છે, સાહિત્ય વિષે ..ી જે ભાવના છે, ઈતિહાસ વિષે એમનું જે ધોરણ છે, રસ વિષે એમની જે દૃષ્ટિ તે આર્યોને અને મહદ્ અંશે જૈનોને માન્ય નથી અને સંઘર્ષણનું મુખ્ય કારણ પણ એ જ પણ 'એ માન્ય નથી' એ જેટલું સાચું છે એટલું જ નહિ બલ્કે એથી પણ વધુ શ્રી. મુનશી પોતાના એ ખ્યાલો બદલી શકે તેમ નથી એ પણ ચોક્કસ જ છે.

શ્રી મુનશી લોહી ઉછાળતાં પાત્રો માગે છે, નીતિ આદર્શ પાત્રોની છે; શ્રી મુનશી બેફામ વ્યક્તિત્વ માગે છે, નીતિ સંયમની છે; શ્રીમુનશી ધાર્મિક સમભાવ માગે છે, નીતિ સ્વધર્મ ચુસ્તતાની છે; શ્રી મુનશી પોતે આંકેલા માપથી પુરુષવરોને માપવા ઇચ્છે છે, એ માપ પશ્ચિમે સર્જાવેલું છે. રસરાજવી કાલિદાસે 'વેદવ્યાસ જડ' જેવા પ્રયોગો કર્યા છે, રસનીતરતાં પાત્રો આલેખ્યાં છે પણ એમનાં વિશિષ્ટ કે પૂજનિક પાત્રો તો તેમને પગે પડવાનું મન થાય--તેમનામાંથી જીવનનું અમૃત ઝીલવાની ભાવના જગાવે એવાં હોય છે; વિકારી કે અઘટિત મહત્ત્વાકાંક્ષી પાત્રો પણ ઘણા ય રસરાજવીઓએ આલેખ્યાં છે પણ તે તેમના પ્રતિ ઘૃણા ઉપજાવે એવાં. પણ શ્રી મુનશીનાં વિકારી પાત્રો

તેમના જેવાં થવાની ભાવના જન્માવે એવાં ને એમનાં પૂજનિક કે વિશિષ્ટ પાત્રો મશ્કરી કરવાનું કે પછી એમનાથી દૂર રહેવાનું મન થાય એવાં હોય છે. સંભવિત છે કે આ માપ ક્યાંક યોગ્ય મનાતું હોય; વિજય થનગનાટ કે એકામપણું જ વરી લાવતું હોય. પણ હિંદી પ્રજાના મોટા વર્ગે હજુ એ નીતિ સ્વીકારી નથી.

'દોષિત જ દોષ વિશેષ જોઈ શકે છે' એ નીતિવાક્ય પણ આ પ્રસંગે અનુભવવા મળ્યું. શ્રી મુનશીની પ્રશંસા લગભગ દરેક વક્તાએ કરી. કેટલાક મહાનુભાવોને આ પ્રશંસા વિશેષ પડતી જણાતાં પ્રશંસકોને એમણે ભાટની ઉપમા આપી. પણ એ ઉપમા આપતી વખતે ઉપમા આપનારાઓએજ શ્રી. મુનશીની પ્રશંસા તો એટલી બધી કરી નાંખી કે એમની ઉપમા ઉપમેય કરતાં એમને પોતાને જ વિશેષ લાગુ પડે. અન્યને ભાટ કહેવાથી પોતાની પ્રશંસા તટસ્થ બની જાય છે એવો પણ કેટલાકના મનમાં ખ્યાલ રમી રહ્યો હોય છે. ઠીક છે કે શ્રી. મુનશી આ બધું જ સમજી શકવાની શક્તિ ધરાવે છે. એમણે એક પ્રસંગે જૈનોની વલણ સંબંધમાં ખુલ્લા દીલે કહી પણ દીધેલું કે, "નથી હું ફેરવાયો, કે નથી શ્રી હેમચંદ્રાચાર્ય વિષે મારો અભિપ્રાય ફેરવાયો. પણ પહેલાં મારૂં જે કથન તેમને અરુચિકર થઈ પડતું એ જ કથન આજે સંયોગો બદલાયા હોઈ તેમને રુચિકર થઈ પડે છે."

પહેલા દિવસની સાંજે મહેમાનવર્ગે પુરાતન પાટણ અને સહસ્રલીંગ તળાવનાં દર્શન કરી આવ્યો. રાત્રે રંજનનો કાર્યક્રમ અમલમાં મુકાયો. બીજે દિવસે સવારે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો સારસ્વતસત્ર ઊજવાયો—જે પ્રસંગે જુદા જુદા વિદ્વાનોએ તે મહામુનિવર સંબંધમાં અભ્યાસપૂર્ણ નિબંધો વાંચ્યા. બપોરે શ્રી. મુનશીને પાટણના નાગરિકો તરફથી માનપત્ર અપાયું—તે પછી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની બેઠક મળી ને સાંજે પૂડફાકતો મહેમાનવર્ગ મોઢેરાનાં દર્શન કરી આવ્યો. ત્રીજે દિવસે સવારે પૂર્ણાહુતિ થઈ—જેમાં વડોદરાના ના. દિવાન સાહેબે પણ હાજરી આપી. નમતા પહોરે ગાર્ડનપાર્ટી, સાંજે કલબપાર્ટી ને રાત્રે સીનેમાપાર્ટી ગોઠવાણી. આ રીતે એ ભવ્ય પ્રસંગ જન્મ્યો, જીવ્યો અને આથમી ગયો. જ્ઞાનમંદિરના ટકાવ અર્થે શ્રી હેમચંદભાઈ તરફથી અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની અમર સ્મૃતિ જાળવવાને અન્ય લક્ષ્મીનંદનો તરફથી કેટલાક હજાર રૂપિયા પણ એકત્ર કરાયા.

આ ઉત્સવની કેટલીક વિશિષ્ટતાઓ સ્મૃતિપટે કાયમ રહી જાય એવી છે. પાટણની પ્રજાએ તો ત્રણ દિવસનો ખરેખરો મહોત્સવ માણ્યો છે. મહેમાનોએ પણ સાચી અને હૃદયંગમ મુસાફરી ને મહેમાનગીરી માણ્યાં છે. એ ઉત્સવમાં માનવો હતાં;



મહામાનવો હતા; સાહિત્યકારો હતા, મુત્સદ્દીઓ હતા, લક્ષ્મીનંદનો હતા, વીરો કે સેવકો હતાં; સંગીત હતું, જલસો હતો; ભાવના હતી, મધુરતા હતી; સંપ હતો, સ્નેહ હતો, ભવ્યતા હતી, આદર્શ હતો. ને સૌથી છેલ્લે છતાં પ્રથમ ને શ્રેષ્ઠ મુનિવરો હતા; સાધ્વીઓ હતી. તે મહોત્સવ પરમ પ્રસંગ હતોઃ જો તે જે બાહ્યરીતે ઊજવાયો છે, એટલી જ આંતરિક ભવ્યતા ધરાવતો હોય; જે વિરલ પરિણામની આશાઓ તેમાં દર્શાવાઇ છે એથી અર્ધાં પણ શુભ પરિણામનાં તેણે સાચાં મૂળ રોપ્યાં હોય.

જ્ઞાનમંદિરની બાંધણી ઘણાકને નથી રુચી. તેનું સ્થાપત્ય તેમને કોઇ પણ પ્રકારની ભાવનાહીન લાગ્યું છે. પણ એ વિષય હવે ભૂતકાળનો બની ગયો છે.

*

પ્રથમ મહોત્સવની મીઠાશ ગળેથી નીચે ઊતરે એ પહેલાં જ ગુજરાતને અને તેમાં પણ મુખ્યત્વે વડોદરાને બીજો મહોત્સવ માણવા મળ્યો છે. અને તે ગાયકવાડ નરેશ શ્રીમન્ત પ્રતાપસિંહરાવનો રાજ્યારોહણ પ્રસંગ.

બંને મહોત્સવો વચ્ચે જો કે વિશાળ અંતર છેઃ એક વિદ્વત્તાપ્રધાન, બીજો રાજકારણ પ્રધાન; એક વ્યક્તિની પ્રેરણામાંથી જન્મેલ, બીજો માંગલિક પ્રસંગ તરીકે ઊજવાયલ; એકમાં વિદેહ મુનિવરના યશદેહમાં પ્રજાએ પોતાના પ્રેમને કેન્દ્રિત કર્યો, બીજામાં સિંહાસને વિરાજતા નૃપવર અને પ્રજાના પરસ્પર સ્નેહનાં દ્વાર ખોલાયાં; છતાં બંનેમાં કેટલુંક સામ્ય પણ છેઃ બંનેએ શુષ્ક બનતી જતી પ્રજાને આનંદનો પ્રસંગ આપ્યો. બહારના ઝમકાર, ચમકાર કે યશઃખ્વજો પાછળ પ્રાણ ઝંખવાઈ પ્રણાલિકા પ્રવેશતી જાય છે; વિરાટપૂજાને પણ પ્રસંગે વ્યક્તિપૂજાનું સાધન બનાવાય છે એ પણ એ ઉત્સવોમાંથી ઓછેવત્તે અંશે અનુભવવાનું મળ્યું.

જગતયશસ્વી શ્રીમન્ત સયાજીરાવના અવસાન પછી શ્રીમન્ત પ્રતાપસિંહરાવે જે પ્રજાપ્રેમ દાખવેલો એ જોતાં એમના રાજ્યારોહણનો આ મહોત્સવ પ્રજાને પણ પ્રિય થઈ પડશે એવી ... બંધાયેલી અને તે મહદ્અંશે ફળિભૂત થઇ છે. દેવનગરીની સ્પર્ધા કરતું અને રોશનીથી ઝળહળતું વડોદરા શણગારવામાં જેટલી જહેમત રાજ્ય તરફથી ઉઠાવાયેલી એટલી જ પ્રજાએ પણ ઉઠાવેલી.

રાજ્યભરમાંથી હજારોની સંખ્યામાં આવેલા આમંત્રિત પરોણાનાં નજરાણાં પાછાં વાળવા સાથે એમને પાઘડીઓ બંધાવીને શ્રીમન્ત પ્રતાપસિંહરાવે, આ યુગમાં અને આજની પરિસ્થિતિમાં, સુંદર રાજસ્નેહ દર્શાવવા સાથે જ પ્રજાના પ્રતિનિધિઓનું પણ યોગ્ય માન સાચવ્યું ગણી શકાય.

શ્રીમન્ત પ્રતાપસિંહરાવ રાજગાદીએ બેઠા છે; પ્રજાએ દેવો મહોત્સવ માણ્યો છે. આ મહોત્સવની સ્મૃતિ જીવનના સદૈવ ઉત્સવ સ્વરૂપે રાજ્યના પ્રત્યેક કુટુંબમાં ને પ્રત્યેક વ્યક્તિમાં જો જળવાઇ શકે તો રંજનના સેંકડો કાર્યક્રમો કે લાખો-કરોડો દીવાઓથી તે ઝળહળ્યો છે એ કરતાં પણ વિશેષ ઝળહળી ઊઠશે. ને એને એ રીતે દીપાવવાની શક્તિ સાથે સિંહાસને વિરાજતા શ્રીમન્ત પ્રતાપસિંહરાવ પાસેથી એ આશા ઝંખતી પ્રજા રાજદંપતીનાં દીર્ઘાયુષ્યની ભાવના ગજાવી રહી છે.

# શાનફેઈ: ક્રાંતિકારી ચીની યુવતી

રતિલાલ મહેતા

**શાન**ફેઈ ચીનના હુનાન પ્રાંતમાંના શ્રીમંત જમીનદારની પુત્રી હતી. તે પાંચ વર્ષની નહોતી થઈ ત્યાં તો તેના જીવનમાં ક્રાંતિકારી ઘટના બનવાની શરૂઆત થઈ. નાનપણમાં તે શાળામાં ગએલી ત્યારે રેશમી કપડાં પહેરેલાં. અને શાળામાંથી પાછાં ફરતાં એક દિવસ તે ફાઉન્ટનપેન લેતી આવી. આ માટે તેને તેના પિતાએ શિક્ષા કરી હતી.

તેની માતા હતી કંઈક અંશે જુનવાણી વિચારની, પણ પિતા તો ખૂબ જ. માતા આજ્ઞાધારિણી પત્ની હતી તેમ બંડખોર સ્ત્રી હતી. તેણે પોતાના પુત્રની જેમ પુત્રીને પણ ભણવા જવા છૂટ આપવા પતિ સાથે કજિયો કર્યો. તે જ કારણે ભાઈ સાથે પણ તેને મન ઊંચું કરવું પડયું. તેમની સાથેની લડાઈમાં તેનાં શસ્ત્રો હતાં અશ્રુ, વિનંતિ, અને હઠ. તેનો આખરે વિજય થયો. છોકરીને શિક્ષણ આપવાનું નક્કી થયું, પણ તેમાં બે શરતો હતીઃ એક, શાનફેઈનો શિક્ષક-સ્ત્રી હોય, તે જુના વલણનો હોય અને બીજી, શિક્ષક ઘરે ભણાવવા આવે.

તેના પગના પંજા ચીની રિવાજ મુજબ તે પાંચેક વર્ષની થઈ ત્યાંસુધી બાંધી રાખવામાં આવેલા. અને તેનું સગપણ એક ભારે શ્રીમંત જમીનદારના પહેલવાન ચિરંજીવી સાથે કરવામાં આવ્યું. આ છોકરાના બાપને કેટલીય રખાત સ્ત્રીઓ હતી!

શાનફેઈ અગિયાર વર્ષની ઉંમરે પહોંચી ત્યાંસુધી તેને કંઈ કંઈ દુઃખો સહન કરવાં પડયાં. એટલામાં તેના પિતા મરણ પામ્યા. તેના દશમા દિવસે માતાએ પુત્રીના પગના પંજાને પાટિયાના બંધનથી મુક્ત કર્યા. આમ તેણે પોતાની એક ઇચ્છા પૂરી કરી. બીજી ઇચ્છા પૂરી કરી પુત્રીને શાળામાં મોકલીને. તેની ત્રીજી ઇચ્છા પુત્રીનું સગપણ તોડી નાંખવાની હતી. પણ તે સહેજે પૂરી થાય એમ નહોતું.

ચીનની સરકારે બાળસગપણને મંજુરી આપી હતી. તે ફોક કરવામાં આવે તો ફોજદારી કાયદા મુજબ સખ્ત શિક્ષાને પાત્ર થવાય; પરંતુ શાનફેઈની માતા આ જુલ્મનો કોઈ પણ રીતે સામનો કરવા તત્પર હતી. તેના આ પ્રકારના વલણથી સમાજ ચીડાયો. તેણે તેની પર બંડખોરનો આરોપ મૂકયો. વધુમાં માતા પુત્રીને બંડખોર બનાવે છે એવી બહાનેરથી શાળાના અધિકારીને કરી શાનફેઈને શાળામાંથી કાઢી મૂકાવી. શાનફેઈ પણ બંડખોર હતી. તેણે શાળામાં એક વિદ્યાર્થીમંડળ સ્થાપ્યું હતું. આથી તેને શાળામાંથી કાઢી મૂકવામાં આવી. માતાએ તુરત યાંગ્સેનદી પરની 'યુચુંગ'ની આધુનિક પદ્ધતિએ ચાલતી શાળામાં તેને દાખલ કરાવી. આ વખતે તેની ઉંમર સોળ વર્ષની હતી. ત્યાં તે વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની નેતા બની. આ શાળામાં સહશિક્ષણ અપાતું.

હવે તેને લગ્ન કરવાનો સમય થયો હતો. ત્યાંના રિવાજ મુજબ તેને આટલી ઉંમરે લગ્ન કરવું જ પડે, પણ તેની માતા 'જેટલી લગ્નની મુદત લંબાય તેટલી ખરી,' એ જ ઇચ્છા સેવતી. આથી શાનફેઈના શ્વસુરપક્ષે વિનાકારણે લગ્ન મુલતવી રાખવાના કારણે ફરિયાદ નોંધાવી.

શાનફેઈની માતાએ સુંદર દલીલો કરી પોતાનો બચાવ કર્યો કે મારો ઈરાદો બિલકુલ લગ્ન લંબાવવાનો નથી જ. મારી ઈચ્છા તો એ જ છે કે લગ્ન ફક્ત બે વર્ષ માટે મુલતવી રહે. કોર્ટે આ દલીલમાં વિશ્વાસ મૂકી લગ્ન બે વર્ષ સુધી મુલતવી રહેશે એવું ફરમાન કાઢ્યું અને તે નિર્દોષ ઠરી.

શાનફેઈની માતા આ પ્રમાણે કોર્ટની ચુંગાલમાંથી છટકી શકી, પણ તેના શ્રીમંત વેવાઈની ચૂડમાંથી નહોતી છટકી શકી. કોર્ટ તરફથી શાનફેઈના સસરાને કાંઈ દાદ ન મળતાં પોતાનાં માણસોની મદદ વડે શાનફેઈને જબરદસ્તીથી પોતાને ઘરે ઘસડી લાવવાની તેણે ગોઠવણ કરી. એક વખત શાનફેઈ શાળામાં જતી હતી ત્યારે તેની પાછળ તેને ઊંચકી જવા કેટલાક માણસો ગયેલા, પણ તે આબાદ રીતે છટકી ગઈ. આવી રીતે તે બીજી વખત પણ બચી હતી. આમ બે વર્ષ પસાર થઈ ગયાં. બીજું વર્ષ પૂરું થતાં જ શાનફેઈની માતા મૃત્યુ પામી. શાનફેઈની ખાતર તેણે વેઠેલાં શારીરિક અને માનસિક કષ્ટોએ તેની જિંદગીનો અંત આણ્યો હતો. શાનફેઈ હંમેશાં કહેતી કે મારી માએ મારી ખાતર આત્મબલિદાન દીધું છે.

શાનફેઈની શાળામાંના તેના મિત્રોએ તેને તેના ગામ તેની માતાની ઉત્તરક્રિયા કરવા જવા સલાહ ન આપી કેમકે જો તે તેના ગામે જાય તો તેના શ્વસુરના હાથમાં ઝડપાઈ જવાનો મોટો ભય હતો, પણ તેણે કહ્યું, મારી માએ મારા સ્વાતંત્ર્ય-રક્ષણ ખાતર બલિદાન આપ્યું તો હું મારા જીવના જોખમે પણ મારા ગામમાં જઈને મારી માતાની ઉત્તરક્રિયા કરીશ. તેને સંપૂર્ણ આત્મવિશ્વાસ હતો કે બે વખત તો બચી ગઈ છું તો ત્રીજીવાર પણ અવશ્ય બચીશ. શાનફેઈનો મક્કમ વિચાર જાણ્યા બાદ તેના મિત્રોએ એવું ઠરાવ્યું કે અમુક સમય બાદ શાનફેઈ તેના ગામથી પાછી ન ફરે તો સમજવું કે તે તેના સસરાના માણસોના હાથમાં ઝડપાઈ ગઈ છે અને તેના છુટકારા માટે પ્રબંધ કરવો.

તેણે ગામમાં જઈ માતાની ઉત્તરક્રિયા કરી. ક્રિયા સંપૂર્ણ થતાં તેના સસરાના ગુંડાઓ તેને ઊચકી ગયા. ત્યાં તેને વધૂ-વેશ પહેરાવવામાં આવ્યો. પછી તેને એક કોટડીમાં પૂરી. પણ એ સ્વમાની ને ઘણી લાગણીવશ હતી. તેણે ત્યાં પાણી અને અન્નનો ત્યાગ કર્યો. આમ એક અઠવાડિયું ચાલી ગયું. આ સત્યાગ્રહથી જમીનદાર-સસરાના સગાંમાંનાં બીજાં માણસોની મદદ વડે તે અકલ્પ્ય મુક્તિ પામી!

એ મુક્તિ અપાવનાર એ જમીનદારની પ્રથમવારની પત્ની હતી. એને શહેરમાં બધાં 'માજી' કહીને બોલાવતાં. માજી શાનફેઈનો બંડખોર સ્વભાવ ઓળખી શકી. તેની હૃદયદ્રાવક સ્થિતિ જોઈને તેનામાં સ્ત્રીસુલભ સહાનુભૂતિ ઉદ્ભવી અને શાનફેઈને બંગલાના કંપાઉન્ડમાં હરવાફરવા જેટલી છૂટ તેણે જમીનદાર પર પોતાની લાગવગ વાપરીને અપાવી. આ પછી શાનફેઈએ દિવાલ કૂદી નાસીછૂટવાનો ઘાટ ઘડયો, પણ તે તેના માટે અશક્ય હતું. કારણકે દિવાલ ઊંચી હતી, ખૂબ ઊંચી હતી.

આ વાતની ખબર તેના મિત્રોને-એક સ્ત્રી અને બે જુવાનોને પડતાં, મિત્રોએ જમીનદારના નોકરને લાંચ આપી પોતાનો સંદેશો શાનફેઈ પર પાઠવ્યો, અને યોજના મુજબ એક રાત્રે શાનફેઈ કમ્પાઉન્ડની દિવાલ વટાવી નાસીછૂટી.

સને ૧૯૨૬ના ઉનાળાના દિવસો હતા. ચીનભરમાં ક્રાન્તિનું મોજું જોરશોરથી ઉછાળા મારી રહ્યું હતું. ટૂંક સમયમાં યૂચુંગને સૈન્યની જરૂર પડી એટલે શાનફેઈએ શાળા છોડી

અને રણક્ષેત્રમાં જવા તે તૈયાર થઇ. તે ક્રાંતિકારી યુવાન-સંઘની સભ્ય થઈ. સમયજતાં અહીં જ તે એક બહાદુર ક્રાંતિકારી વિચારવાળા કિસાન કાર્યકર્તાના પ્રેમમાં પડી. તેણે રૂઢિનાં બંધન તોડી સગાં અને આપ્તજનોની નાફરી વહોરી તે કિસાન જોડે લગ્ન કર્યું. આમ તેના નિશ્ચયી અને ખોટી ટીકા માટે બેપરવાભર્યા સ્વભાવની છાપ તેની આખી જિંદગીમાં પડેલી દેખાય છે. તે અત્યંત ગરીબ કિસાનના જીવનમાં સમરસ થઇ છે. કિસાન સ્ત્રીનો તે વેશ પરિધાન કરે છે. તેની સાથે જ રહીને યુદ્ધમાં ઝંપલાવે છે. અનેક લડાઇઓમાં તે ધૈર્યથી લડી છે. સગર્ભા છતાં લડાઇમાં જતાં ન ગભરાતી અને પુત્રવતી થતાં પુત્રને ખભે ભેરવેલી ઝોળીમાં નાંખી અવિરતપણે પોતાને સોંપાયલું કાર્ય તેણે પાર પાડયું છે.

તે વખતે કોમીંગ્ટાંગ અને ચીનમાંના સામ્યવાદી પક્ષો સહકારપૂર્વક કામ કરતા તેથી કોમીંગ્ટાંગની સ્ત્રી-શાખાના પ્રમુખ તરીકે શાનફેઈની વૂચુંગ ખાતે નિમણૂક કરવામાં આવી. ક્રાંતિવિરોધીઓની ખબર લાવવી, જમીનદારોની જમીન ખાલસા કરીને તે ગરીબ કિસાનોને આપી દેવી, વગેરે કાર્ય માટે વૂચુંગમાં એક કાર્યદક્ષ મંડળ હતું. તેના સભ્ય તરીકે તેને પણ લેવામાં આવી. તેણે પોતાની અને પોતાના એક વખતના સસરાની સઘળી જમીનો જપ્ત કરવામાં દરેક પ્રકારની મદદ કરી!

ચીનની રાજદ્વારી ક્રાંતિએ સામાજિક ક્રાંતિનું સ્વરૂપ ધારણ કર્યું કે તુરત કમ્યુનીસ્ટ પક્ષ અને કોમીંગ્ટાંગ પક્ષમાં ફાટ પડી. અને લશ્કરી અમલદારોએ રાજસત્તા કબજે કરી. શાનફેઈના અગાઉના સસરાના લાગવગ ધરાવનારા સંબંધીઓએ કોમીંગ્ટાંગ પક્ષના હોદ્દેદારો પાસે શાનફેઈ ને અટકમાં લેવાનો હુકમ કરાવ્યો. આ હુકમની બજવણી કરતાં તેને અને તેના બાળકને ખૂબ ત્રાસ આપવામાં આવ્યો. તેની સાથે પકડાયેલી બે સ્ત્રીઓ ઉપર ગુજરેલો સીતમ અમાનુષીય હતો. સ્ત્રીઓનાં સ્તનને છેદી નાખવામાં આવ્યાં અને ત્રણે પુરુષોનાં માથાં ધડથી જુદાં કરવામાં આવ્યાં. પરંતુ આ આપત્તિમાંથી શાનફેઈની મુક્તિ કામદારોના એકનિષ્ઠ પ્રેમને લઈ ને થઈ એમ કહેવામાં હરકત નથી. કામદારોએ મુડદાં લઈ જવાની પેટીમાં કાણાં પાડયાં જેથી તેની અંદર હવા આવજા કરી શકે. પછી તે પેટીમાં શાનફેઈને અને તેના બાળકને સુવાડયાં. અને તે પેટી લશ્કરી ચોકીમાંથી સુખરૂપ શહેરની બહાર લાવી મૂકી. ફરી એક વખત પ્રવાસમાં ટૂંકા કપાવેલા કેશને લઈ ને તેના પર સંકટ ઊતર્યું. તેના માથા પરના એ કેશને લઈને તે ક્રાંતિકારક હોવી જોઈએ એવા વહેમ ઉપરથી તેને અટકમાં લેવામાં આવી, પરંતુ તેના કોમળ બાળકને જોઈને તેને છોડી મૂકવામાં આવી.

શાનફેઈ વૂચુંગ પહોંચી કે તુરતજ હુનાનના ખેડૂતોની-તેમણે કરેલા બંડમાં-વ્હારે ધાવાની આજ્ઞા તેને સામ્યવાદી પક્ષે કરી. કિસાનોએ સશસ્ત્ર સામનો કરીને મહેસુલ આપવાની ના પાડી જમીનદારોની જમીન જપ્ત કરી હતી. આ પ્રકારની ઉગ્ર પરિસ્થિતિ હુનાનના પશ્ચિમ વિભાગમાં પ્રવર્તતી હતી. આ કટોકટીમાં શાનફેઈ એ કિસાનો સાથે જંગલમાં રાતવાસો કર્યો. આખરે સરકારે પ્રચંડ મદદ વડે કિસાનોનો પરાજય કર્યો. હજારો કિસાનોની નિર્દયપણે કતલ કરવામાં આવી અને ઈતરને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા!

શાનફેઈ ત્યાંથી પાછી ફરી, પણ તેને આરામ નહોતો. ફરીથી તેને યુદ્ધના મોખરે કરવામાં આવી. આ વખતે તે કોમીંગ્ટાંગ પક્ષની સભ્ય હોવાથી તે ખુલ્લી રીતે કામ કરતી. તે દરમ્યાન એક મુખ્ય લશ્કરી અધિકારીની હકુમત નીચેના શહેરમાં તે કામ કરવા ગઇ. આ

શહેરમાં બંડખોર કિસાનોનું સૈન્ય હતું. આ જ અરસામાં એક લશ્કરી અધિકારીનું દિલ તેના પર ચોંટયું. તેણીએ તેનો લાભ ઉઠાવવાની તક સાધી, જો કે તેના પર તેને ખૂબ રોષ હતો; પરંતુ તે રોષ દેખાવા ન દેતી, ઉલટું પ્રેમ બતાવતી, જ્યારે બીજી બાજુએ તે અધિકારી પાસેથી બાતમી મેળવી કિસાનનેતા કનેથી જાણવાયોગ્ય માહિતી મેળવતી.

છેવટે એક દિવસ એવો આવ્યો કે જ્યારે કિસાનસૈન્યે શહેર પર હલ્લો કર્યો. શાન-ફેઈએ ધૈર્ય રાખી કરેલા પ્રચારને લીધે શહેરમાંના સૈન્યાધિકારીને કેદ કર્યો, અને તેને ફાંસીની સજા ફરમાવી. તેણે આ હકીકત તેના પર મોહિત થએલા અધિકારીની જાણમાં આવે એવી વ્યવસ્થા કરી. તે તેની પાસે આવ્યો. તેના શબ્દોમાં વિશ્વાસ રાખી તેને રક્ષણ હેઠળ શહેરની બહાર મોકલી આપી. આ લડાઈમાં જીવતા છૂટીને આવેલા માણસોમાં એક તેનો પતિ પણ હતો.

લડાઈ પત્યા બાદ શાનફેઈએ પોતાના પક્ષ માટે છાપખાનાનું કામ કર્યું. તે એક બાજુએ પોતાના નાના બાળકને ટેબલ પર બેસાડી કામ કરતી. આ દિવસો દરમ્યાન તેના પતિની ગેરહાજરીમાં લશ્કરે તેના પર છાપો મારી તેના નિર્દોષ બાળકને પાણીની ખાઈમાં ફેંકી દીધો. પાછળથી ખાઈમાંથી ગૂંગળાઈ ગએલ બાળકનો મૃત દેહ જ મળી આવ્યો. શાનફેઈનાં અશ્રુ તેના પતિએ પોતાના હાથ વડે લૂછ્યાં અને બંને જડહૃદયનાં બની કાર્યમાં મંડયાં. આ એક આઘાતને લઈને હજુ તેનાં આંસુ સુકાયાં નહોતાં ત્યાં તો બીજો નિષ્ઠુર આઘાત તેના પર પડયો. તે એક દિવસ પોતાના અગાઉના ઓળખાણવાળા પ્રિન્સિપાલને મળવા માટે ઘેરે ગઈ. અને રાત્રીભર ત્યાં જ રહી. એટલામાં ઘરની બહાર મોટો કોલાહલ મચ્યો. અને તે જાગી ગઈ. આ કોલાહલમાં તેના પતિનો અવાજ આવતો હોય એવો ભાસ થયો. તે સ્વસ્થ થઈને બેઠી અને તેના કાન પર સ્પષ્ટપણે અવાજ પડવા લાગ્યો—"અમે સામ્યવાદ માટે આત્મબલિદાન કરીએ છીએ. ક્રાંતિ ઘણું જીવો." તેની બહેનપણીએ બૂમ પાડીઃ રોજ-રોજ સામ્યવાદીને પકડી લાવીને અહીંયાં તેની અમાનુષી રીતે હત્યા કરવામાં આવે છે. તે ...., તેમનું કતલખાનું બન્યું છે.

ગગનભેદી અવાજોથી સારૂં આકાશ હાલી ઊઠયું અને પછી અર્ધક્ષણમાં ત્યાં સ્મશાન-શાંતિ સ્થપાઈ. શાનફેઈ ઊઠી કતલખાના આગળ દોડી. લશ્કર જતું રહ્યું હતું અને કેટલેક દૂર બાઘા સરખાં માણસો ત્યાં લાંબેસુધી પડેલાં મૂડદાંને જોતાં ઊભાં હતાં! શાનફેઇ શાંતપણે પગલાં પાડતી જઈ રહી. છેવટે તે પોતાના પતિના મૃતદેહ પાસે આવી પહોંચી!

આ લશ્કરી અમલના જુલમમાંથી શાનફેઈ છૂટી ન થઈ શકી. વૂહાનમાંથી તેને હદપારીનો હુકમ મળ્યો. તેણે તે પ્રાંત છોડી યાંગત્સી પ્રાંતનાં શહેરોનાં કારખાનામાં ફરી ત્યાંની બાઓ અને છોકરીઓનું સંગઠન કર્યું; તેના પગની નબળાઈને લીધે યંત્રની જેમ ઊભા રહીને બરાબર ચૌદચૌદ કલાક કામ કરવું અશક્ય હતું આથી તેને કારખાનું છોડવાની નોટીસ મળી. એક કારખાનામાંથી બીજા કારખાનામાં અને એક શહેરમાંથી બીજા શહેરમાં એમ સતત તેણે ભટકવા માંડયું.

૧૯૨૯ ના ઉનાળામાં તે ફરીથી હુનાનના કીસાનોને મળી. ચાંગશા ખાતે એક દિવસ તેને બે સામ્યવાદી પુરુષો સાથે પકડવામાં આવી. તેમાંનો એક કિસાનનેતા હતો. ૭ માસ તેણે જેલ ભોગવી. અને ચમત્કારિક રીતે તેનો છૂટકો થયો. જુના લશ્કરી અધિકારીની સામે કોઈ નવા અધિકારીને વિજય મળ્યો, અને તેણે સત્તા હસ્તગત કરી. આ બનાવ દરમ્યાન કેટલાક

કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા. તેમાંની શાનફેઇ એક હતી, પણ તેની સાથે પકડાયેલો ખેડૂત–આગેવાન છૂટયો ન હતો. શાનફેઈ જેલના હવાલદારને લાંચ આપીને ખેડૂતનેતાની મુલાકાત લઈ શકી. તેની ગરદન, હાથ, છાતી અને કમર પોલાદી સાંકળવડે બાંધી રાખવામાં આવ્યા હતાં. આવી રીતે ચીનની જેલમાં જકડાયલો કેદી બે વર્ષથી વધારે કાળ જીવતો રહેવા ન પામતો. શાન ફેઈને આ પ્રકારની બેડી નાંખવામાં આવી નહોતી, પણ જેલમાંથી છૂટતાં જ તેનું શરીર અનેક રોગોનું ઘર બની ગયું. તે ફરીથી ખેડૂતોની લડાઈમાં સામેલ થઈ અને તેમને મદદ કરવા મંડી. ૧૯૩૦ની સાલમાં ભરવામાં આવેલી અખિલ ચીન સોવિયેટ કોંગ્રેસમાં તે પ્રતિનિધિ તરીકે આવી હતી. ત્યારપછી તેના કેટલાક મિત્રોની મદદ વડે શસ્ત્રક્રિયા કરવામાં આવી. આ વખતે તેણે સામ્યવાદી તત્ત્વજ્ઞાનનું ભાષાંતરવાળું પુસ્તક પોતાના ઉશીકા નીચે રાખ્યું હતું. અને તે કોઈ કોઇ વખત કહેતી: "હવે મને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા માટે ખરી ફુરસદ મળી છે."

ઘણા લોકો પ્રશ્ન કરે છે: "શાનફેઈ યુવાન અને સુંદર છે?"

શાનફેઈનું વય અત્યારે ૨૫ વર્ષનું છે. તેનું શરીર સતત પરિશ્રમને લઈને કાંઈ પડી ગયું છે. અને તેનો ચહેરો પણ સુકાઈ ગયો છે. કપોલપ્રદેશ પર હાડકાં ઉપસી આવ્યાં છે અને આંખો રાત્રી જેવી કાળી ભમ્મર છે; પરન્તુ તેમાંથી સત્તું તેજ એટલું વિલક્ષણ છે, એટલું ચમકદાર છે કે, ચીનમાંના અંધકારની પેલી પાર શું પડેલું છે ને પણ તે વાટે દૃષ્ટિગોચર થાય છે. તેની શરીરયષ્ટિ એકાદ ચીની કિસાન જેવી ભવ્ય અને ચોરસ આકારની છે. રહેણીકરણીમાં તેની સાદાઈ તરી આવે છે. કૃત્રિમપણાનો જરી યે અંશ નથી. કિસાન ચળવળમાં તેના પગ એટલા દૃઢ ખૂંપેલા છે કે જગતમાં એવી કોઈ શક્તિ નથી જે તેને હલાવી શકે, એમ લાગ્યા વગર રહેતું નથી. અને તે સુંદર? એને સુંદર કહેવાય કે કેમ, કોણ જાણે? સૃષ્ટિ સુંદર છે?

---

## વાંછા

નોતમ

: પૂર્વી :

અદીઠ અણજાણ આમ બરા જીવવા દો મને
અને નિધન આવી દિવ્ય સદને જયેં નોતરે
ન શોક કરશો, ન અશ્રુ પણ લાવશો લોચને
—વને પમરતું અપ્રીછ ઋજુ ફૂલ કેવું ખરે!—
ચહું ત્યમ હું યે અપ્રીછ પમરી જવા જીવને!

ને ખરેખર ઉત્તમોત્તમ તરીકે ઓળખાવી શકાય, પરન્તુ સાથોસાથ સુ-રાજ્ય પોતે કંઈ ઓછું ઉપયોગી કે કલ્યાણકારક છે એમ-લાગ્યે જ કહી શકાય; અને ખરેખરા રાષ્ટ્રીય રાજતંત્રને પ્રજાની વિવિધ જરૂરિયાતોનો સાચો ખ્યાલ સ્પષ્ટ રીતે આવી શકે છે.

## ૭. ફરજિયાત કેળવણી

છેલ્લાં સાઠ વરસના ગાળા દરમ્યાન જાપાનવાસીઓએ તેમની માતૃભૂમિમાં કેળવણીનો અજબ જેવો ફેલાવો કરી દેખાડ્યો છે. સૌ કોઈ કબૂલ કરે એવી એ સાદી વાત છે કે જાપાનની ઉન્નતિનું સાચું હાર્દ એ ફરજિયાત કેળવણીમાં સમાયલું છે. તેની કેળવણી એટલે સાચા નાગરિક બનાવનારી તાલીમ, નહિ કે ફેશનના ગુલામ બનાવનારી અગર તો ગુલામ માનસ (Slave Mentality) ઉત્પન્ન કરનારી કેળવણી.

## ૮. સસ્તામાં સસ્તો રેડિયો

જાપાનમાં મળી શકે છે એટલી સસ્તી કિંમતે જગતભરમાં કોઈ સ્થળે રેડિયો મળતો નથી. એશિયાના એ સ્વતંત્ર રાષ્ટ્રમાં રેડિયો તો સાર્વજનિક શિક્ષકની ગરજ પૂરી પાડે છે; ત્યાં તો રાજકીય શિક્ષણ તેમજ મગજશક્તિ તેમજ હૃદયશક્તિની તાલીમના પાઠ એ રેડિયો દ્વારા અચ્છી રીતે પઢાવાય છે. તે ઉપરાંત અદ્યતન વ્યાપારી સમાચાર તેમજ વર્તમાનસાર પણ એ રેડિયો દ્વારા જ પાઠવવામાં આવે છે. મશિનગનો તથા ઝેરી વાયુ કરતાં પણ વધારે ઉપયોગી શસ્ત્રરૂપે સમસ્ત જાપાનમાં એ રેડિયો ફરી વળ્યો છે. આંતરરાષ્ટ્રીય રાજકારણના અભ્યાસીઓના તો ખ્યાલમાં જ હશે કે છેક ગયે વરસે જ એ રેડિયોની મદદવડે પ્રજાકેળવણીના શુભ પગરણદ્વારા બે પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં રાજક્રાંતિ થવા પામી હતી. આશ્ચર્ય જેવું તો એ છે કે જાપાનમાં રેડિયોની માસિક ફી પચાસ સેન એટલે લગભગ ૭ આના છે, જ્યારે હિંદુસ્તાનમાં તેનાથી દશગણા કરતાં પણ વધારે દામ ખર્ચવાથી રેડિયો રાખી શકાય છે. આટલી હકીકત જ એ રેડિયોની ઉપયોગિતા સમજાવવાને પૂરતી છે.

## ૯. સાનુકૂળ કુદરત

સૌ કોઈ જાણે છે કે જાપાનમાં કુદરતી સૌંદર્ય તો અનુપમ છે, જેને લઈ ને સંખ્યાબંધ મુસાફરો ત્યાં જવા આકર્ષાય છે અને એ રીતે પણ ત્યાંના વ્યાપારને આગળ ધપાવવામાં એ સૌંદર્ય મદદરૂપ નીવડે છે. ખનિજદ્રવ્ય પણ ત્યાં પુષ્કળ પ્રમાણમાં નીકળે છે. વળી સમુદ્ર, સરિતા, માછલાં, જંગલો ઈત્યાદિ જોતાં કુદરતની સાનુકૂળતાનો સાચો ખ્યાલ આવી શકે છે. એ રીતે કુદરતની કૃપા જાપાન પર અનેકગણી છે, તોપણ ક્યારેક ક્યારેક ધરતીકંપ તેમજ દરિયાઇ વંટોળ (Typhoon) ના રૂપમાં કુદરતનો કોપ પણ ઉતરી આવે છે એ પણ જાણીતું છે. પરંતુ એ ધરતીકંપો તેમજ વંટોળચક્રીઓ તો તેમના રાષ્ટ્ર પર છૂપી રીતે ઉતરતા આશીર્વાદની ગરજ સારે છે, કારણ કે તેમની માતૃભૂમિ પર આવતી એ આફતો જ સમસ્ત દેશને એક થવાને તેમજ એક જ કાર્ય પાછળ લાગવાને પ્રેરે છે. છેલ્લા ધરતીકંપ પછીનાં બાર વરસ દરમિયાન આબાદી પામેલાં ટોકિયો તેમજ યોકોહામા એ વાતની સાક્ષી પૂરે છે.

## ૧૦. સૌથી સસ્તું વિદ્યુતબળ

દુનિયાભરમાં સસ્તામાં સસ્તી કિંમતે વિદ્યુતબળ મળે એવો કોઈ દેશ હોય તો તે માત્ર એક જાપાન છે. સાચી વાત જ એ છે કે એ રાષ્ટ્રના વિધવિધ ઉદ્યોગોના વિકાસમાં સસ્તી કિંમતે મળતાં વિદ્યુતબળે પૂરેપૂરો ભાગ ભજવ્યો છે.

**૧૧. સસ્તામાં સસ્તું વાહન**

એ પ્રકારનું વાહન વ્યાપાર તેમજ ઉદ્યોગ એમ બન્નેને માટે આશીર્વાદરૂપ છે. જાપાન તથા હિંદ વચ્ચે આ બાબતમાં સરખામણીનો અવકાશ જ રહેતો નથી; કારણ કે મુંબઈથી જાપાન સુધી એક પાર્સલ મોકલવામાં જે દામ બેસે છે તેના કરતાં વિશેષ ખર્ચ મુંબઈથી અમદાવાદ સુધીના પાર્સલ માટે બેસે છે.

**૧૨. સંયુક્ત કુટુંબ વ્યવસ્થા**

જાપાનભરમાં સંયુક્ત કુટુંબ વ્યવસ્થાની પ્રથા છે. એને લીધે જાપાનવાસીઓને સાચા સહકારનું શિક્ષણ મળે છે અને કુટુંબનાં સહીયારાં હિતની ખાતર આત્મભોગનો સાચો હિસ્સો પણ કેળવાય છે. આપણા ભારતવર્ષમાં પણ સંયુક્ત કુટુંબ વ્યવસ્થા છે જ, પરન્તુ ગુલામી તેમજ નિર્ધનતારૂપી બલાઓએ આપણને ઘણા જ અવનત કરેલ છે.

**૧૩. પ્રામાણિક તેમજ ચાતુરીયુક્ત મજુરી**

ખુદ ઈંગ્લેંડે પણ જેની સરસતાનાં મુક્તકંઠે અનેક વખત વખાણ કર્યાં છે તેવી એ મજુરીને પરિણામે જ જાપાનમાં આજે વિવિધ પ્રકારના સંખ્યાબંધ ઉદ્યોગો જન્મવા પામ્યા છે અને એને માટે જગતનાં ઈતર રાષ્ટ્રોને આજે એ જાપાનની અદેખાઈ થઈ આવે છે.

**૧૪. અનુકૂળ થઈ જવાનો સદ્‌ગુણ તથા વ્યાપારમાં સાચા સહકારનો જુસ્સો**

જાપાનમાં ખૂબ ખૂબ રીતે પ્રચલિત એવી આ બંને વસ્તુઓ જગત સમક્ષ દૃષ્ટાંતરૂપે ધરવા જેવી છે. જાપાનવાસીઓની શોધકબુદ્ધિ તેમજ વ્યાપારી પદ્ધતિ માટે પિષ્ટપિંજણ કરવું એ તદ્દન નિરુપયોગી છે.

**૧૫. સ્વાત્મભોગી મહિલાઓ**

જાપાનની આત્મભોગી પુત્રીઓનો ઉલ્લેખ પણ થવો જોઈએ. તેમની માતૃભૂમિની પ્રગતિ માટે પોતા તરફના ફાળારૂપે અનેક પ્રકારનાં કષ્ટો ભોગવીને આત્મભોગો આપવામાં એ જાપાની મહિલાઓએ કમીના રાખી નથી. આધુનિક જાપાન એ ત્યાંની માતાઓના આત્મભોગનું પરિણામ છે.

**૧૬. સૌથી સસ્તાં વર્તમાનપત્રો**

સૌથી વધારે સસ્તાં તેમજ અદ્યતન (up-to-date) વર્તમાનપત્રો એ પણ જાપાનની અનેરી વિશિષ્ટતા છે. ત્રીસ ત્રીસ લાખ પ્રતોના પ્રચારવાળાં તેમજ ત્રણ ત્રણ સેન એટલે દોઢ પૈસાની કિંમતે વેચાતાં વર્તમાનપત્રો જગતભરમાં જાપાન સિવાય બીજે કયાંય મળતાં નથી. એ પત્રોની લાગવગ સમસ્ત પ્રજાવર્ગ પર અજબ પ્રકારની છે અને જાપાનના ભાગ્ય નિર્માણનાં કાર્યમાં એ પત્રો ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે.

આવી આવી જાપાનની મહત્તા દર્શાવનારા એ પુસ્તક વિષે એક ખાસ વસ્તુ એ નોંધવા જેવી છે કે શ્રી. ચમનલાલે રાજકારણની દૃષ્ટિએ આડીઅવળી ચર્ચાચર્ચાનો જંગ મચાવે એવા પૂર્વગ્રહોથી નવગજના નમસ્કાર કર્યા છે અને જાપાનની સાંસ્કૃતિક પ્રગતિશીલતાનો પરિચય કરાવવા જતાં જગતની બીજી પ્રજાઓ સાથેના પરસ્પર સંબંધનો નહિ જેવો ઉલ્લેખ સરખો પણ કર્યો નથી. ટૂંકમાં એશિયાના એ સ્વતંત્ર રાષ્ટ્રે કયા પ્રકારની પ્રગતિ સાધી છે અને એ પ્રગતિને કઈ કઈ વસ્તુઓ આગળ ધપાવી રહી છે એ જાણવાના એક સાધનની ગરજ એ અંગ્રેજી પુસ્તક અચ્છી રીતે પૂરી પાડે છે. આમ હોવાથી પ્રત્યેક સંસ્કારવાંચ્છુ વ્યક્તિને એ પુસ્તકના મનનપૂર્વકના વાચનથી રીતસરની પ્રેરણાનું પાન થવા પામે એ નિઃસંદેહ છે.

---

# નાટકિયો

લેખક : ઈ. ન.

[ ગયા વર્ષના અંક ૧૧ માના પૃ. ૫૩૮ થી ચાલુ ]

**ઘનશ્યામ**ના હૃદયમાં ખરું મંથન જાગ્યું. મેટ્રીકમાં ઊંચે નંબરે પાસ થવા બદલ તેને શિષ્યવૃત્તિ મળી હતી. પણ એ રકમ ભોગવવા માટે તો તેણે કોલેજમાં અભ્યાસ કરવા જવું જોઇએ.

તેનું ભણવાનું ખર્ચ તેની શિષ્યવૃત્તિમાંથી નીપડે તેમ હતું, અને કદાચ પાંચ-સાત રૂપિયા તૂટે તો તેના પિતા તેને માટે તેટલું ખર્ચ કરવા તૈયારજ હતા.

બેનની રજા લઈ ઘનશ્યામ ઘેર આવ્યો.

"મારે હવે શું કરવું? ઘેર આવી ઘનશ્યામે તેના પિતાને પહેલોજ પ્રશ્ન પૂછ્યો.

"શેનું?"

"ભણવાનું."

"ભણવું. બીજું શું!" ઘનશ્યામના પિતાએ કહ્યું.

"પણ શી રીતે?"

"કેમ? તને સ્કોલરશીપ મળવાની છે તેટલામાં જો પૂરું થાય તેમ નહીં હોય તો હું મહીને પાંચ–૭ રૂપિયા મોકલીશ."

"ના–ના, હું પૈસાની વાત નથી કરતો."

"ત્યારે શેની વાત કરે છે?"

"હું એમ કહું છું કે બેન આટલી દુઃખી અને મારાથી કેમ ભણાય?"

"બેન માથે તો દુઃખના ડુંગર ઊતરી પડ્યા છે, બિચારી બહુ દુઃખી થઈ ગઈ; પણ હવે શું થાય? હવે ઘર સાચવીને બેસે એટલે બસ! એને કાંઇ રોટલાની ચિંતા થોડી છે."

"એ જ તો હું કહું છું ને?" ઘનશ્યામ બોલ્યો.

"શું?"

"કે બેનના ઘરની સ્થિતિ તમે માનો છો તેટલી સધ્ધર નથી."

"હેં!" તેના પિતાએ નવાઈ પામતાં કહ્યું.

"બેનનાં બધાં ઘરેણાં વેચીને તેણે ઘરનો વ્યવહાર અત્યારસુધી ચલાવ્યો છે..."

"તો મોટાભાઈને ક્યાંક નોકરીએ વળગાડી દોને!" તેના પિતા વચ્ચે બોલી ઊઠ્યા, "કે એ છોકરાઓ બિચારી બેનને ગાંઠતાજ નથી?"

"અત્યારે તો બેન એ ઘરમાં દેવીની માફક પૂજ્ય છે, પણ બેન પોતેજ મોટાભાઈને નોકરી કરવાની ના પાડે છે."

"કાં?"

"તમે-તમારી દીકરીને નથી ઓળખતા. મોટાભાઇને ભણતર મૂકાવી દે તો બધા એમ કહેને કે, પ્રતાપરાય જતાં તેનું ઘર વેરણછેરણ થઈ ગયું..."

"હા, પણ, તેમાં તું શું કરવાનો છે ?"

"હું બેનને આ કટોકટીના સમયમાં મદદ ન કરી શકું ?"

"હજી તું નાનો છે. અને આપણી સ્થિતિ પણ કેવી છે તે તું જાણે છે. તેમાં બેનને મદદ કરવાનું તો ક્યાંથી જ બને !"

"હું કાંઈક નોકરી કરૂં તો ?"

"નોકરી ? ભણવાનું મૂકીને ?"

"હા." ધનસ્યામે શાંતિથી કહ્યું.

"તને ત્રીસ રૂપિયાય કોણ દેવાનું છે ?"

"જોઉં તો ખરો !"

"મારૂં માનતો હો તો તું ભણીગણીને સારી પાયરીએ ચડે ત્યારે બેનને મદદ કરજે ને !"

"ત્યાંસુધી બેનને દુઃખી કેમ જોવાય ? જે બેનને આશરેજ હું મેટ્રિક થયો તે બેન દુઃખી હોય ત્યાંસુધી મને તો ભણવું નહીં ગમે, હું નહીંજ ભણું !"

પિતાની અનિચ્છા છતાં ધનસ્યામે નોકરી માટે ફાંફાં મારવાનું શરૂ કર્યું પણ લાગવગના આ જમાનામાં ધનસ્યામ–સમાં છોકરાનો એમ સ્હેલાઈથી પત્તો ક્યાંથી ખાય ?

એક દિવસ ધનસ્યામને એકાએક યાદ આવ્યું કે તેનું ગળું સુંદર છે. શા માટે નાટક કંપનીમાં નોકરી ન લેવી ?

તેના પિતાએ ધનસ્યામનો નાટકિયા થવાનો વિચાર સાંભળી તેને ખૂબ ધમકાવ્યો, તેની સાથે અબોલા લેવાની ધમકી આપી, પણ ધનસ્યામ તો એકનો બે નજ થયો.

ધનસ્યામના સુરીલા ગળાએ તેને ૫૦) રૂ. ની નોકરી અપાવી, પણ નોકરીમાં દાખલ થયા પછી બીજેજ મહીને તેનો પગાર ૧૦૦) રૂ. કરી દેવામાં આવ્યો.

"બેન !" નાટકિયો બન્યા પછી બે મહીને ધનસ્યામ વેણી પાસે ગયો.

"કેમ ?" વેણીએ સ્હેજ કંટાળો દર્શાવતાં કહ્યું. ધનસ્યામે ભણતર છોડી નાટકિયા થવાનું પસંદ કર્યું તે તેને નહોતું ગમ્યું.

"આ લ્યો," ધનસ્યામે સો રૂપિયાની નોટો બેન પાસે મૂકતાં કહ્યું.

"આ શું ?" વેણીએ સવિસ્મય પૂછ્યું.

"બેનને ભાઈ તરફથી ભેટ."

"આટલા બધા રૂપિયા ક્યાંથી કાઢ્યા ?"

"નાટક કંપનીનો પગાર..."

"તેં આટલા માટે ભણવાનું મૂકી દીધું ?" વેણી ધનસ્યામ સામે પ્રશંસામુગ્ધ નેત્રે જોઈ રહી.

ધનસ્યામ ચૂપ રહ્યો.

"ભાઇ તું હજી નાનો છે. મોટો થા ત્યારે જરૂર મને મદદ કરજે. પણ અત્યારથી તું નાટકિયો બન્યો તે મને નથી ગમતું."

"બેન, કાંઈ બોલો તો તમને મારા સોગન. મોટાભાઈ ભાગી રહેશે એટલે હું આ ધંધો મૂકી દઇશ, પણ ત્યાંસુધી તો તમને પાળવાનું મારા પર જ !"

વેણીએ ધનસ્યામને જુદી જુદી રીતે સમજાવી જોયો પણ તે એકનો બે ન થયો. પોતાને ખાતર આટલો ઉમદા આપભોગ આપતો ભાઇ જોઇ વેણીને ખૂબજ આનંદ થયો;

પણ ભાઇને આપભોગનું જે મૂલ્ય ચૂકવવું પડયું-તે પર વિચાર કરતાં તેને ગ્લાનિ પણ થઇ.

આપણા સમાજમાં નાટકિયાનું સ્થાન શું? ઘનશ્યામ ઘણી સરળતાથી બી. એ ને એમ. એ. માં ઊંચે નંબરે પાસ થઇ કોઇ કૉલેજમાં પ્રોફેસર બની શકયો હોત. જે કોઈ વિષયમાં તે નિષ્ણાત થવા ધારત તેમાં તે નામ કાઢી શકત એવી તીવ્ર તેની બુદ્ધિ હતી. એક બાજુ અનેકવિધ મહત્તાઓભર્યું જીવન અને બીજી બાજુ માત્ર પૈસાને ખાતર પોતાની ઇચ્છાવિરૂદ્ધ પોતાના સુરીલા ગળાનું વેચાણ? પહેલી બાજુ બેનનાં દુઃખ પ્રત્યે આંખમીચામણાં કરવા જેટલું કઠણ હૃદય જોઇતું હતું; બીજી બાજુ બેનનાં દુઃખમાં સક્રિય હમદર્દી બતાવવા જીવનની સમસ્ત મહત્ત્વાકાંક્ષાઓ વીસરવાની વાત હતી!

ઘનસ્યામે પોતાની પસંદગી કરી લીધી હતી. બેનની આંખનું આંસુ લૂછવાની લાયકાત મેળવવા તેણે પોતાનું સઘળું હોમી દીધું હતું.

તેના બાપુજીએ તેની સાથે બોલવાનો વ્યવહાર બંધ કર્યો હતો; અને બેનને મળવા પણ તે ચોરીછૂપીથી જઇ શકતો.

પણ જે સમાજ તેને પોતાની અંદરની એક વ્યક્તિ તરીકે હલકો માને તે જ સમાજ તેનાં ગાયનો પર આફરીન પૂકારતો.

આપણા સમાજનું માનસ કેટલીક વખત ન સમજી શકાય તેવું હોય છે.

દાખલા તરીકે જો કોઈ વિધવા જરા રૂપાળી દેખાવાનો પ્રયત્ન કરે, કે નૈસર્ગિક જીવનનો ઉલ્લાસ માણવા ઉત્સુકતા દર્શાવે તો સમાજ તેને પીંખી નાખવા તત્પર બને છે. પણ જો એ જ સ્ત્રી વૈધવ્યનો કાળો ડાઘ ભૂંસી સીધી વેસ્યાસદનમાં પહોંચી જાય તો તેને ધિક્કારનારામાંના મહાનુભાવો જ તેનાં પગનાં તળિયાં ચાંપવામાંય કૃતકૃત્યતા અનુભવવા લાગે છે. તે કયાં નવી વાત છે?

એવુંજ નાટકિયાનું! એક વ્યક્તિ તરીકે સમાજમાં તેનું સ્થાન શું? અને છતાંય તેને રંગભૂમિ પર નિહાળવા લોકો કેટલાં તૈયાર!

ઘનસ્યામ લોકોનો માનીતો નટ હતો. તેનો પગાર પણ કૂદકે ને ભૂસકે વધ્યો, ? એક વર્ષમાં તો તેનો માસિક ૩૦૦) રૂા. નો પગાર થયો હતો.

વેણીના ઘરની સાહ્યબી તો પ્રતાપરાયના વખતમાં હતી તેવીને તેવીજ રહી. એટલાજ ||કરો. રસોયો પણ ખરો. અને મોટાભાઈ તથા રસિક પણ ખૂબ જ લ્હેરથી રહેતા.

જગત જાણતું કે પ્રતાપરાયની ગેરહાજરીમાં વેણીને કેળવી ખાતાં આવડે છે. એવી તો કોઈનેય ખબર ન હતી કે વેણીની વટ ટકાવવા કાજે તેનો નાનો ભાઈ નાટકશાળાનો નટ બન્યો હતો.

અને તેથી જ તો સહુ કોઈ કહેતું કે, વેણીએ પોતાના ભાઈને આગળ ન ભણાવ્યો તે બહુ સારૂં ન કર્યું. ભલેને સો રૂપરડી પગાર મળતો હોય, પણ આખરે તો નાટકિયોને! ભણ્યો હોત તો કુળને ઉજાળે એવો એ છોકરો હતો.

"ભાઈને ન ભણાવ્યો એટલી વેણીની ખામી!" એમ સહુ કોઈ કહેતું.

રસિકનાં સારે ઠેકાણે લગ્ન થયાં: પૂરતી ધામધૂમથી! વેણીને માત્ર એટલો ખ્યાલ ન રહ્યો કે ભાઇની મૂડી પર વધારે કાપ કરી તે તેને વધારે વખત અણગમતી જિન્દગીમાં રોકી રાખતી હતી, પણ મોટા વેવાઈ સમક્ષ દરિદ્રતા તો કેમ જ દેખાડાય?

મોટાભાઈ ત્રણ વરસે વકીલ થયા. અને મૃત પિતાની લાગવગને જોરે સાઠ રૂપીયામાં રેવન્યુ-ખાતામાં નીમાયા. રસિક હજુ ભણતો હતો.

વેણીનું ઘર જ્ઞાતિમાં ટોચે ગણાતું.

ઘનશ્યામનું ઘર આમેય ન્હાનું તો હતું જ. તેમાં વળી તે નાટકિયો થયો એટલે તો તે અધમ કક્ષામાં મૂકાયું હતું.

લોકો વેણી અને ઘનશ્યામનું નામ એકસાથે લેવામાં સુરુચિભંગ સમજતાં. કયાં ઘરરખુ, ડાહી, સંસ્કારી વેણી અને કયાં લબાડ નાટકિયો ઘનશ્યામ !

એનનું મધ્યદરિયે તૂટેલ વહાણ .સહીસલામત કિનારે પહોંચાડયા પછી, ઘનશ્યામને પાછું ભણવાનું મન થયું. વેણીએ તેની એ ઈચ્છાને સમર્થન આપ્યું. મોટાભાઈએ પણ 'મામા' ને ભણવાનો ખાસ આગ્રહ કર્યો.

માત્ર ઘનશ્યામના પિતાએ તેની સાથેના અબોલા ન તોડયા. તેમને તેની વર્તણૂકથી બહુ જ માઠું લાગ્યું હતું. તેણે પોતાનો સ્વાર્થ બગાડયો એટલું જ નહિ પણ તેના નાના ભાઈના વિકાસનો માર્ગ પણ પોતાના ગેરવર્તનથી અવરોધ્યો હતો, એમ તેમનું માનવું હતું.

પણ હવે ઘનશ્યામને પૈસાનો પ્રશ્ન તો રહ્યો જ ન હતો. તેના પગારમાંથી તેણે પૂરતું બચાવ્યું હતું.

ઘનશ્યામ કોલેજમાં ગયો ત્યારે કોલેજનો દરેક વિદ્યાર્થી તેની સામે જોઈ રહ્યો. તેનું નામ પ્રસિદ્ધ હતું. કેટલાક વિદ્યાર્થી ને વિદ્યાર્થીનીઓ તેના ગળાનું અનુકરણ કરતાં હતાં. ઘનશ્યામ તેમને મન કલ્પનાના પાત્ર સમો હતો. તેને રૂબરૂ જોતાં સર્વની કુતૂહલ વૃત્તિ જાગૃત થઈ.

પણ ઘનશ્યામ કોલેજમાં ભણવાનો છે એ વાત પ્રસરતાં તો કોલેજમાં ખળભળાટ થઈ ગયો. નાટકના શોખીનોએ માન્યું કે હવે કોલેજના ગેધરિંગમાં ઓર રસ જામશે. અને અભિનયકલાના અભ્યાસીઓએ આશા બાંધી કે ઘનશ્યામ સાથે કામ કરવાની તક મળવાથી તેમને ઘણું શીખવાનું મળશે. પુઅર બોયઝ લાઈબ્રેરીના મંત્રીસાહેબે ઘનશ્યામના ગળાનો સારો વકરો કરવાની મુરાદ બાંધી.

પણ બધાંના આશ્ચર્ય વચ્ચે ઘનશ્યામ કોલેજની કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ ન લેતો.

"તમે આપણા ગેધરિંગમાં ભાગ લેશો ને?" ગેધરિંગનાં મંત્રીએ ઘનશ્યામને પૂછ્યું. ઘનશ્યામને મનાવી લેવાનું તેણે બીડું ઝડપ્યું હતું.

'ના જી." ઘનશ્યામે કહ્યું.

"એ નહીં ચાલે."

ઘનશ્યામ શાંત રહ્યો.

"તમારે અમારૂં માન રાખવું જ પડશે."

"પણ......"

"પણ-બણ કંઇ નહીં. તમારા જેવો કુશળ નટ આમ આનાકાની કેમ કરે છે તે જ મને નથી સમજાતું."

"હું નટ નથી રહ્યો."

"એ તો અમારે જોવાનું છે ને!"

"માફ કરજો. પણ હું એમાં ભાગ નહીં લઉં."

"તમે તો કેવા વિચિત્ર છો!"

"તમને જેમ લાગે તેમ, પણ મારાથી કશામાં ભાગ લઇ શકાય જ નહિ."

એ બેન હાર્યા. તેની દલીલો, તેના કાલાવાલા અને તેની રીસ એમાંથી કશાની ઘનશ્યામ પર અસર ન થઇ.

બધાંએ ઘનશ્યામને વાયડો અને અભિમાની ગણી કાઢ્યો. તેના પ્રોફેસરોને પણ થોડું માઠું લાગ્યું.

પરંતુ ઘનશ્યામ જ્યારે પરીક્ષામાં પ્રથમ વર્ગમાંય પ્રથમ આવ્યો ત્યારે તો બધાંની આંખ ઉઘડી ગઈ. અને કોલેજના સાડાત્રણ મહીનાના લાંબા વેકેશન પર ઘેર જતાં છોકરા છોકરીઓએ પોતાનાં વર્તુલમાં અડધું વેકેશન તો ઘનશ્યામની જ વાતો કર્યા કરી.

મોટાભાઈ તેના ખાતામાં ધીમેધીમે વધ્યે જતા હતા. તેના પિતાની માફક તે પણ ધીમેધીમે જ્ઞાતિના અગ્રણી થતા જતા હતા.

"મોટાભાઇ. આપણી સૂર્યા માટે હવે કોઇ મૂરતિયો શોધવાનો છે." મોટાભાઇના કુટુંબની ખાનદાનીમાં અચળ શ્રદ્ધા ધરાવતા એક ગૃહસ્થે કહ્યું.

"સૂર્યાબાળા કેવડી થઇ ?"—"સોળ વર્ષની."

"શું ભણે છે ?"—"છઠ્ઠી."

"કેવો વર જોઇએ ? કુળવાન કે ભણેલ-ગણેલ ?"

"હવેના જમાનામાં તો કેળવણી પર જ વધારે ધ્યાન અપાય છે ને !"

"તમારી ઇચ્છા હોય તો એક મૂરતિયો બતાવું."

"કેવડો છે ?"—"બાવીશ વર્ષનો."

"શું ભણે છે ?"—"કોલેજમાં."

"ભણવામાં કેવોક છે ?"—"પહેલો નંબર જ આવે છે."

"કોણ છે એ ?"—"તમારી ઇચ્છા થતી હોય તો વાત કરૂં."

"હા. હા. આવો સારો છોકરો હોય તો શી હરકત ?"—"ઘનશ્યામ..."

"તમારો મામો ?"—"હા."

"ના. ના. એ તો નહીં."

"કેમ ?"

"છેવટ તો નાટકિયોને ! આપણે તો તમારા જેવા ખાનદાન કુટુંબ સાથે સંબંધમાં વાનું પસંદ કરીએ."

"એય મારો મામો જ છે ને !"

"અરે, તમારા બામાં અને તેનામાં તો હાથીઘોડાનો ફેર ! એવા ઘરમાં તમારા બા જેવું રતન પાકયું તે ઇશ્વરની લીલા જ ! તમારી ખાનદાની એ જ નીભાવી અને જીરવી શકે. ઘનશ્યામ જેવી હોત તો કુટુંબને બટ્ટો લગાડત બટ્ટો !"

મોટાભાઇ ન કહી શકયા કે તેના ઘરની ખાનદાની તો ઘનશ્યામના આત્મભોગ પર જ નિર્ધાર છે; અને પેલા ભાઇ નાટકિયા ઘનશ્યામનું નામ પોતાની લાડકી દીકરીના ઉમેદવાર તરીકે સૂચવાયું, તેથી કટાણું મોઢું કરી ચાલ્યા ગયા.

ઘનશ્યામ બી. એ. માં ફર્સ્ટ કલાસમાં પાસ થયો, પણ તોય તે નાટકિયો ન મટયો. તેને દીકરી દેવા કોઇ નાતીલાએ ઉત્સુકતા ન દેખાડી.

સૂર્યા કોઇ લીમીટેડ કંપનીમાં કારકુન તરીકે ત્રીસ રૂપિયાના પગારથી કામ કરતા બીજવરને પરણી બે બચ્ચાંની માતા થઈ હતી.

---

# બનાવટી બાદશાહો

નરસિંહ

થોડાક સમય પૂર્વે અમેરીકાની એક પ્રકાશન-સંસ્થાએ હીટલર વિષે પ્રગટ કરેલ એક પુસ્તકમાં જણાવેલું કે જર્મન સરમુખત્યાર હર હીટલરનું તો મ્યુનીચ કરારના આગલા દિવસેજ ખૂન થયું છે અને અત્યારે જે હીટલર તરીકે ઓળખાય છે તે તો બનાવટી હીટલર છે. મ્યુનીચ કરાર પછી હર હીટલરે જે પરાક્રમો કરી બતાવ્યાં છે એ જોતાં આ વાત વજુદભરી જણાતી નથી_પણ રાજકીય ક્ષેત્રમાં આ સ્થિતિ અસંભવિત નથી. જર્મનીમાં બનાવટી હીટલર સંભવી શકે તો તે જર્મન પ્રજાના સંગઠિત શૌર્ય અને ઉત્સાહને ટકાવી રાખવાને અને તે પણ નાઝીવર્ગના પૂર્ણ ટેકા સાથેજ. પણ યુરોપનો ઇતિહાસ—અંગત અથવા તો અમુક વર્ગના લાભને ખાતર—બનાવટી બાદશાહો, રાજપુરુષો, રાજરાણીઓ કે ઉમરાવોની જમાતથી ભરપૂર છે. તેમાંના થોડાકનું દર્શન અહીં પ્રસંગોચિત લેખાશે.

બ્રિટનના મહાન અને ઉગ્ર શાસક ચાર્લ્સ પહેલાએ લીંગિઝમાં એક ભવ્ય ઉત્સવ આદર્યો હતો. ઉત્સવની શરૂઆતમાં તો મહારાણી મેરી લંડનમાં હતાં પણ અધવચમાં તે લીંગિઝ જઈ પહોંચ્યાં. ઉત્સવના રાજવંશી મંડપના દરવાનોએ તેમને શાહી સલામી આપી; રાજાજીએ સામાં આવીને તેમને ખોળામાં બેસાર્યાં. મહારાણી ફ્રાન્સનાં રાજકુંવરી હતાં એટલે ઉત્સવમાં પધારેલ ફ્રાન્સના રાજપ્રતિનિધિએ પણ તેમને જરૂરી સન્માન આપ્યું. પણ ઉત્સવ પૂરો થતાં જ્યારે આ મંડળી લંડન પહોંચી અને રાજમહેલમાં રાહ જોતાં મહારાણી રાજાને લેવાને સામાં આવ્યાં—

ત્યારે જ આ રાજવંશીઓને ખબર પડી કે કોઈક સુંદર ફ્રેન્ચ યુવતિએ તેમને આબાદ બનાવ્યા છે. રાજાએ એ બનાવટી મહારાણીને પકડવા હાથ લંબાવ્યો, પણ તે તો કોઈક અનુકૂળ તકે છટકી ગએલી જણાઈ. ચાર્લ્સનો ક્રોધ બેફામ બન્યો. બનાવટી મહારાણી કેવળ તેના ખોળાનો આસ્વાદ કે રાજવંશી સન્માન જ ન્હોતી લઈ ગઈ—સાથે કિંમતી હીરા પણ લેતી ગઈ હતી. ધૂંધવાયલ ચાર્લ્સે તેને પકડવાને બ્રિટન અને ફ્રાન્સની પોલીસ રોકી અને બંનેની અથાગ જહેમતને પરિણામે એ યુવતીને પકડીને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવી.

જેલ ગમે તેવી હો, પણ પ્રમાણમાં થોડાક કલાકનું પણ મહારાણીપદ એ યુવતિને શું વધુ દર્દજનક ન્હોતું?

ફ્રેન્ચ-રાજ્યક્રાંતિના પરિણામે ફ્રાન્સનાં કમનસીબ રાજારાણીને જ્યારે શૂળીએ ચઢાવવામાં આવ્યાં ત્યારે તેમને એક નાની વયનો કુંવર હતો. આ કુંવરનું શું થયું એ તો ફ્રાન્સનાં ખૂબ થોડાંજ માણસો જાણતાં હતાં એટલે જ્યારે જ્યારે જુદા જુદા માણસો પોતાને એ કુંવર તરીકે ઓળખાવી, ફ્રાન્સની રાજગાદી પરનો પોતાનો હક્ક જાહેર કરવા લાગ્યા ત્યારે ફ્રાન્સની પ્રજા અચંબામાં ગરકાવ બની ગઈ.

ઉક્ત રાજકુંવરના ચહેરા સાથે આબાદ સામ્ય ધરાવતા હર્વેગોલ્ટ નામના એક દરજીપુત્રે રાજકુમાર તરીકે પોતાની જાહેરાત કરી. સંખ્યાબંધ ઉમરાવો અને ધનીકોનો તેને ટેકો મળ્યો. પણ એ સમય પ્રજાસત્તાનો હતો. જુઠા કે સાચા રાજકુંવરોની ત્યાં કેશી કિંમત જ ન્હોતી. એટલે આ રાજકુમારને ગાંડો ગણી ગાંડાની ઈસ્પિતાલમાં ધકેલી દેવામાં આવ્યો.

પ્રજાસત્તાકના પતન પછી લુઈ ૧૮મો ફ્રાન્સની ગાદીએ બેઠો. એ સમયે રૂએન નગરમાં એક યુવાને પોતાને ફ્રાન્સનાં મૃત મહારાણીના એકનાએક પુત્ર અને ફ્રાન્સની રાજગાદીના સાચા વારસ તરીકે ઓળખાવતાં જાહેરનામાં બહાર પાડ્યાં. આ કુમારને યુક્તિથી પકડીને જ્યારે તેની સામે કેસ ચલાવવામાં આવ્યો ત્યારે જણાયું કે તે બૂનો નામનો ખેડૂત હતો. તેને નામાંકિત વ્યક્તિઓના નામે ગોઠવાઈ જવાની અજબ અને સફળ ટેવ પડી ગઈ હતી. તે એક ઉમરાવજાદીના ગુમ થયેલા પતિ તરીકે રહી ચૂક્યો હતો; અમેરિકામાં તે નામાંકિત કર્નલ તરીકે રહી આવ્યો હતો અને બ્રાઝીલની રાજકુંવરીએ તેને બે મૂલ્યવાન હીરા ભેટ બક્ષ્યા હતા; તેની પાસે ત્રણેક લાખ લગભગની મિલ્કત થઈ હતી; ફ્રાન્સનાં મૃત રાજદંપતીના રસોયાના સંસર્ગમાં આવી, રાજકુટુંબ અને કુમાર વિષેની બધી હકીકતો જાણી લીધા પછી તેને રાજકુમાર તરીકે ઓળખાવાની ઊર્મિ થઈ આવી હતી. આ બધું જાહેર થયા છતાં જ્યારે તેને જેલમાં લઇ જવામાં આવ્યો ત્યારે ફ્રાન્સનાં હજારો સ્ત્રી–પુરુષો આંખમાંથી આંસુ સારતાં હતાં અને આ રાજકુમાર માટે ઈશ્વરની દુવા ગુજારતાં તેના પર દ્રવ્યનો વરસાદ વર્ષાવતાં હતાં. તેની સંસ્મૃતિઓ જાળવવાને એ સમયે કેટલાક ગ્રન્થ પણ પ્રગટ કરવામાં આવેલા.

હર્બર્ટ નામના એક ત્રીજા યુવાને પણ ફ્રેન્ચ રાજકુમારનો આબાદ વેશ ભજવેલો. તેને જ્યારે કેદમાં પૂરવામાં આવ્યો ત્યારે જેલરને એણે ફ્રાન્સની રાજગાદી મળતાં જ રાજમહેલના રક્ષક તરીકે નીમવાની આશા આપેલી. જેલર એ આશામાં અને આશામાં અર્ધભ્રમિત .ી ગએલો.

નન્ડોર્ફ નામના એક યહુદી યુવાને પણ પોતાને ફ્રેન્ચ રાજકુમાર તરીકે ઓળખાવેલો. તેના સંસર્ગમાં આવતાં સેંકડો સ્ત્રીપુરુષોએ ઉજ્જવળ ભાવિની આશાએ તેને પોતાનું સર્વસ્વ સમર્પી દીધેલું. અને જ્યારે ઉક્ત બનાવટ સાબિત થતાં તેને કેદમાં પૂરવામાં આવેલો ત્યારે પણ તેવાં સ્ત્રીપુરુષોએ તેના પરનો પોતાનો વિશ્વાસ છોડ્યો ન્હોતો.

ઈલીઝોર નામનો એક રેડ ઈન્ડીયન પણ એ રાજકુમારને આબાદ મળતો આવતો હતો. ફ્રાન્સની રાજગાદી ઉપર બીજા નંબરે હક્ક ધરાવતા એક ફ્રેન્ચ રાજવંશીએ આ ઈલીઝોર પાસે ફ્રાન્સની રાજગાદી ઉપરનો હક તે જતો કરે છે એવું લખાવી લઈ બદલામાં તેને પુષ્કળ નાણાં અને બીજી પણ અનેક લાલચો આપેલી.

—ને જેના નામે આ કાવાદાવા ચાલતા હતા એ ફ્રેન્ચ રાજકુમાર તો માતપિતાના ખૂન પછી એક દેવળમાં ઝૂરી ઝૂરીને સાડાદશ વર્ષની વયે જ અવસાન પામ્યો હતો.

૧૭૪૮ ના યુદ્ધપ્રસંગે એક ફ્રેંચ વ્યાપારી વહાણની પાછળ બ્રિટનનાં લશ્કરી જહાજ જઈ પહોંચતાં એ ફ્રેંચ વહાણના કેપ્ટને વહાણ પરનાં મુસાફરોને ફ્રેન્ચ વેસ્ટ ઈન્ડીઝના એક ટાપુ પર ઉતારી દીધાં. એ મુસાફરોમાં ટાર્નેડ નામના એક ભવ્ય, તેજસ્વી અને સત્તાની મધમધાટ ફેલાવતા યુવાને ટાપુવાસીઓનું ધ્યાન આકર્ષ્યું. તેઓએ કેપ્ટનને એ મુસાફર વિષેની

માહિતી પૂછી તો એટલું જ જાણવા મળ્યું કે રોચેલના એક વ્યાપારીએ 'આ વિશિષ્ટ વ્યક્તિ છે' એટલું કહી એ સુલતાનને વહાણ ઉપર મૂકયો હતો.

આ વૃત્તાંતથી ટાપુની પ્રજા વધારે આશ્ચર્યચકિત બની. જે બંદરે એ ઊતર્યો એ બંદરના ઉપરીએ તેને પોતાને ત્યાં ઉતારો આપ્યો ને પોતાનું સર્વસ્વ તેની સેવામાં અર્પણ કર્યું. આ બધાનો લિખિત ઉપકાર માનતાં ટાર્નડે એ ઉપરીને લખી આપેલ પત્રની નીચે ડીરટે નામથી સહી કરી.

હવે ડીરટે એ મોડેનાના રાજકુમારનું લાડકું નામ હતું. પરિણામે બંદરના ઉપરીએ તેને એ રાજકુંવર તરીકે સન્માની લીધો અને એ ઉપરીના, ફ્રેન્ચ લશ્કરમાં રહી આવેલ, શાળાએ આ એજ રાજકુંવર છે એવી ખાત્રી આપતાં પ્રજાએ પણ એને વધાવી લીધો.

આ સમયે એ ફ્રેન્ચ ટાપુઓના ગવર્નર તરીકે નીમાયેલ ઉમરાવ પેસેટકે તંગ સ્થિતિનો હોઈ પોતાની ખાનગી આવક વધારવાને તે બિનકાયદેસર ધંધાઓને પણ ખાનગીમાં ચાલવા દેતો અને સટોડિયાઓ પાસેથી કમીશન ખાઈ જરૂરી ચીજોના ભાવ વધારી મૂકવામાં પણ તે તેમને સહાયક બનતો. પરિણામે દેશમાં, ખાધાખોરાકીની પૂરતી ચીજો હોવા છતાં તે પૈસાદારોએ પોતાને હવાલે રાખેલ હોઈ, દુકાળ જેવી મોંઘવારી થઇ પડી હતી.

ટાપુની પ્રજાએ નવા રાજકુંવરને આ સંબંધી ફરિયાદ કરી ને કુંવરે ગવર્નર પર સત્તાનો દુરુપયોગ કરવા માટે ઠપકાનો પત્ર લખ્યો. ગવર્નરે આ સંબંધમાં ટાર્નડને પોતાની મર્યાદા જાળવી રાખવાનો ઉપદેશ દીધો. પરિણામે ટાર્નડે એને સત્તાઝરતો પ્રત્યુત્તર આપી પોતાને મળી જવાનું લખ્યું. ને ગવર્નર મળવા ન આવતાં ટાર્નડ પોતે જ પાટનગર સેંટ પીર આવ્યો અને એની પ્રતિભાથી અંજાઇ ગયેલ ગવર્નર તેને જોયા પણ વિના ત્યાંથી પલાયિત થઇ ગયો.

ટાર્નડે હવે એ દેશનો સત્તાવાર કબજો લીધો. રાજકુમારની અદાથી તે ત્યાંનો અધિષ્ઠાતા બન્યો. રાજ્યમાં તેણે યુક્તિ અને પ્રતિભાના બળે અપૂર્વ વ્યવસ્થા આણી. જરૂરી ચીજોના ભાવ ઘટી જઈ તે પૂરતા પ્રમાણમાં મળવા લાગી. ડીરટેના રાજવંશી અને લક્ષ્મીવંત કુઆની એ પ્રદેશમાં આવેલી લાખો પાઉંડની મિલ્કત એ કુઆના એજન્ટે તેને હવાલે કરી એ એજન્ટ ખૂબ જ પ્રામાણિક ને પોતાના શેઠના કુટુંબ વિષે રજેરજ માહિતી ધરાવનાર હોઇ આ નવા નામદારના હોદ્દા વિષે કોઇને જ શક ન રહ્યો.

નાસીછૂટેલા ગવર્નરે આ સ્થિતિમાં શી રીતે વર્તવું એ પુછાવતો ફ્રેન્ચ સરકારને વિગતવાર પત્ર લખ્યો. ફ્રેન્ચ પાર્લામેન્ટ ચકિત બની. તેણે તપાસ કરાવરાવી ને રાજકુમારની આ હકીકત કેવળ બનાવટ જણાતાં છ મહિના સુધીના સૂક્ષ્મ વિચાર પછી ગવર્નર પર એ કુમારને પકડવાનો આજ્ઞાપત્ર લખ્યો.

પણ અહીં રાજકુમાર પણ પોતાનું ભાવિ ચેતી ગયો હતો. ને તે સાતેક માસનું શાહી ગવર્નરપદ ભોગવી, હવાફેરના બહાને, તોપોની રાજવંશી સલામી સાથે, પદભ્રષ્ટ ગવર્નરને ફ્રેન્ચ પાર્લામેન્ટનો પત્ર મળે એ પહેલાંજ ફ્રેન્ચ ટાપુઓથી વિદાય થઈ ચૂકયો હતો.

એ ટાપુઓ પછી તે પોર્ટુગાલ અને સ્પેનમાં જઈ પહોંચ્યો. બંને સ્થળે તેને રાજવંશી માન આપવામાં આવ્યું. તે વિરલ શાહી ઢબે રહેવા લાગ્યો. પણ છેવટે ફ્રેન્ચ છૂપીપોલીસની વ્યવસ્થાથી સ્પેનમાં તેને પકડીને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યો.

જેલમાં પણ તે રાજવંશી અદાથી રહેતો. મોરોક્કોના સુલતાનના ભાઇએ તે જેલમાંજ

તેની મુલાકાત લઈ તે જો સ્પેન સામે લડવાને તૈયાર થાય તો તેને મોરોક્કોનો સેનાપતિ બનાવવાની ઇચ્છા વ્યક્ત કરી. પણ ટાર્નેડે એ માગણીનો અસ્વીકાર કર્યો.

થોડોક સમય વીતતાં તે સ્પેનની જેલમાંથી નાસીછૂટયો. પણ ભૂમિ પર તેને જેલ સિવાય બીજું સ્થાન કયાંય સંભવિત ન દેખાતાં તે એક વહાણમાં ચઢી બેઠો અને એ વહાણને તેણે દરિયાનાં અગાધ ઊંડાણોમાં ધકેલી દીધું. તેનું શું થયું કે તે કોણ હતો તે જગતે હજી પણ જાણ્યું નથી.

ફ્રેન્ચ અંધાધૂંધીના સમયમાં જ્યારે કેટલાક ઉમરાવો ફ્રાન્સ છોડી જવા લાગ્યા ત્યારે ફ્રાન્સના શહેનશાહે એ ઉમરાવોની જાગીર જપ્ત કરી તે તેમનાં સગાંસંબંધીઓને સોંપી દેવાનું ફરમાન બહાર પાડ્યું. આ સ્થિતિમાં ફ્રાન્સ છોડી સ્વીઝર્લેંડ જઈ વસેલ એક ઉમરાવ અને એના પુત્ર ઇઝાકના મિલકતહક્ક તેમનાં સગાંઓને સોંપી દેવામાં આવ્યા.

પણ થોડાક સમય પછી ફ્રાન્સમાં પોતાને ઉક્ત ઉમરાવના પુત્ર તરીકે ઓળખાવી એક યુવાને એ ઉમરાવની વિશાળ જાગીરનો કબજો માગ્યો. જ્યારે તેને પૂછવામાં આવ્યું કે તે પાછો શા કારણે ફર્યો છે ત્યારે તેણે ઉત્તર દીધો કે તે પોતાના પિતાથી કંટાળી ગયો છે અને ફ્રાન્સના રાજ્વીની છત્રછાયા નીચે રહેવું પસંદ કરે છે.

ફ્રાન્સના અમલદારવર્ગને આ ઉત્તર ગમી ગયો. તેમણે એ યુવાનને ઉમરાવની જાગીર સોંપાવી અને તેનાં એક ખૂબસુરત ઉમરાવજાદી વેરે લગ્ન ઉજવાયાં.

જ્યારે સ્વીઝર્લેંડમાં આ વાતના સમાચાર પહોંચ્યા ત્યારે જૂના ઉમરાવે આ યુવાનને તર્કટી ગણી એની સામે પ્રાન્ત–પાર્લામેન્ટમાં કેસ માંડયો. એ પ્રસંગે એ ઉમરાવે જાહેર કર્યું કે આખું ફ્રાન્સ જાણે છે એમ પોતાને એક જ પુત્ર ઇઝાક હતો અને તેને તો મરી ગયાને પણ ત્રણેક વર્ષ થઈ ગયાં છે. પણ નવા ઉમરાવની પત્ની સાથે સંબંધ ધરાવતા પાર્લામેન્ટના જજોએ લાંબા સમયસુધી બંને પક્ષોને સાંભળ્યા પછી નિર્ણય આપ્યો કે આ યુવાનજ એ ઉમરાવનો સાચો પુત્ર છે.

આ પછી તો આ યુવાનના તર્કટી લેખાવાનો જરીકે સંભવ નહોતો. પણ તેણે કરેલાં નવાં લગ્નેજ તેને ધોકો આપ્યો. એ લગ્ન ને ઉમરાવપદ પહેલાં તે પોતાના મૂળ સ્વરૂપમાં જે સ્ત્રી સાથે પરણ્યો હતો તે સ્ત્રી પોતાના પતિનાં નવાં લગ્નથી ઉશ્કેરાઈ ને આગળ આવી અને તેણે આ યુવાનની એક સામાન્ય માનવી તરીકે વિગતવાર ઓળખ આપી તેને પોતાના પતિ તરીકે જાહેર કર્યો.

ફ્રાન્સના શહેનશાહને આ વિગત સાંભળ્યા પછી ઉક્ત કેસને ફરી વિચારી જોવાની જરૂરિયાત જણાણી. તેણે પેરિસની પાર્લામેન્ટને એ કામ સોંપ્યું.

પેરિસની પાર્લામેન્ટે મહિનાઓ સુધી આ કેસ ચલાવ્યો. બંને પક્ષોએ પોતપોતાના સમર્થનમાં હજારો જુબાનીઓ રજુ કરી. અહીં પણ આ યુવાન જીતી જવાનો સંભવ હતો. પણ તેની પ્રથમ પત્નીની જુબાની અને સ્વીઝર્લેંડના સત્તાવાળાઓએ જૂના ઉમરાવના મૃતપુત્ર ઇઝાકની સ્મશાનયાત્રામાં પોતે આપેલી હાજરી વિષે સપ્રમાણ ખાત્રી આપી ત્યારે ચુકાદો યુવાનની વિરૂદ્ધ ઢળી ગયો.

આ પછી પણ આ કેસની પુનર્વિચારણાનો પ્રસંગ ઊભો થયેલો. પણ આ બનાવટી ઉમરાવ તે દરમિયાન જેલમાં મૃત્યુ પામી જતાં તેનો પૂર્ણાંત બાકી રહી ગયો.

બ્રિટનના રાજવી જ્યોર્જ ત્રીજાના પુત્ર ડયુક ઑફ કંબરલેંડની પૌત્રી તરીકે ઓળખાઈને

નામની યુવતિએ એ ડયુકની મિલકત પર ૧૮૬૬માં પોતાનો દાવો નોંધાવ્યો. ડયુકની આ પૌત્રી વિષે કોઇને કશો ખ્યાલ નહોતો. કેમકે ડયુકનાં વિખ્યાત પત્નીનાં સંતાનો સર્વેની ગણતરીમાં હતાં. પણ આ કન્યાએ જણાવ્યું કે ડયુકે પોતાનાં જાહેર લગ્ન પહેલાં ખાનગીમાં પોતાની દાદી સાથે લગ્ન કર્યાં હતાં, અને તે સંબંધી જરૂરી દસ્તાવેજી પુરાવા પણ તેણે રજુ કર્યા. આ પુરાવાઓ ખોટા ઠેરવવાનું બ્રિટનના મહાનમાં મહાન વકીલો માટે પણ ભારે થઇ પડયું. પણ રાજવંશી લગ્નો જાહેર રીતે, સત્તાધીશોની અમુક પ્રકારની સંમતિ પછી અને રાજવંશીઓની સાક્ષીએ જ થઇ શકે એ કાયદાનો આશ્રય લઇ તેમણે કન્યાને ખોટી ઠેરવી. ને જ્યારે કન્યાએ કહ્યું કે, "આ લગ્ન તો એ કાયદો ઘડાયા પૂર્વે થઇ ચૂકયાં હતાં" ત્યારે તેને ઉત્તર આપવામાં આવ્યો કે, "તમારી મા જો ડયુકનાં પુત્રી હોય તો તે પણ રાજવંશી તો ખરાં જ ને. તેમણે સત્તાધીશોની સંમતિ વિના એક સામાન્ય માનવી સાથે લગ્ન કરેલ હોઇ તમે, તમે કહો છો તેમ જો સાચાં હો તોપણ, રાજવંશી હક્કો માટે અયોગ્ય કરી ચૂકયાં છો."

કર્નલ રીશરને જ્યારે રશિયાની લડાઇમાં જવું પડયું ત્યારે પોતાના બાળપુત્ર જેમ્સને તે પોતાના એક મિત્ર બેરનને આશ્રયે મૂકતો ગયો. આ બેરન અને એની સ્ત્રી એવાં ભલાં હતાં કે તેઓએ જેમ્સને પોતાના પુત્રની જેમ ઉછેર્યો.

જેમ્સ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની વૃત્તિઓમાં લાલસા ને લોભ ફોભરાવા લાગ્યાં. તેણે પોતાને પાળનાર દંપતીના સ્વભાવની નબળાઇઓનો અભ્યાસ કરી લીધો અને પછી તેમની સાથે રમત આદરી.

બેરનપત્નીનું તો જેમ્સ પર વહાલજ ઊભરાઇ જતું. યુવાનીમાં રમતા જેમ્સે પણ એના સૌન્દર્યનો રસ લૂંટવા માંડી, એનાં નાણાંનો સુંદર સદુપયોગ કરવા માંડી, એ વહાલનો અચ્છો બદલો વાળ્યો. બિચારા બેરનને મન તો જેમ્સ એક પુત્ર સમાનજ હતો.

જેમ્સે બેરનપત્નીને એક પ્રસંગે ગુપ્ત વાત કહેતો હોય એ રીતે કહ્યું કે પોતે ખરી રીતે કર્નલનો પુત્ર નહિ પણ ડયુક ઑફ બ્રન્સવીકનો પાટવીકુંવર હતો. પણ કેટલાંક રાજકીય કારણોસર એના જન્મની વાત છુપાવી તેને આ રીતે ખાનગીમાં ઉછેરવામાં આવતો હતો.

ભોળી બેરનપત્નીને ગળે આ વાત તરતજ ઊતરી ગઇ. તે જેમ્સને રાજકુમાર તરીકે સન્માનવા ને પ્રેમથી પુજવા લાગી. જેમ્સ પણ જાણે પોતાના રાજવંશી પિતા તરફથી આવતા હોય એ રીતના બનાવટી પત્રો યોજતો અને તે આ બેરનદંપતીને મોટેથી વંચાવતો. બેરનપત્નીને તેણે પોતાના પિતા તરફથી આવેલી કીંમતી ભેટ તરીકે બનાવટી હીરાનો એક હાર બક્ષ્યો. એ દંપતીના લશ્કરમાં નોકરી કરતા એકનાએક પુત્ર માટે તેણે રાજવંશી કન્યાની લાલચ આપી અને એ કન્યાને મોકલવાના અલંકાર વગેરે તેને સોંપવામાં આવ્યા.

આ સર્વ યુક્તિઓથી બેરનકુટુંબ દરિદ્ર બની ગયું. તેની રહીસહી કેટલીક મિલકત આ રાજકુમારની યોજનાને અનુસરી ચોરાઇ ગઇ. એક વખતે જેમ્સને વ્યભિચારના ગુન્હા માટે પોલીસે પકડયો ત્યારે આ બેરનદંપતીએ તેની ગુપ્ત રાજવંશીયતા આગળ કરી અને રાજવંશીઓ માટે વ્યભિચાર સ્વાભાવિક છે એમ માની પોલીસે તેને છોડી મૂકયો. પણ છેવટે ચેકો પર બનાવટી સહી કરવાના આરોપસર તેને પકડવામાં આવ્યો અને એ પરપકડ બનાં ગરીબ બની ગયેલ બિચારા બેરનદંપતીને અને એના પાડોશીઓને મન તો તે ભવિષ્યનો બાદશાહજ હતો.

———o———

# સાહિત્ય અને જીવન*

## —એક ચર્ચા

રાજરત્ન વાસુદેવ વિનાયક જોશી.
બી. એ., એલ એલ. બી.

સાહિત્ય એટલે માનવજીવનનું પ્રતિબિંબ ઝીલનાર અરિસો. એ અરિસાએ સ્વતઃનું બિમ્બ નિર્માણ કરવાની લાલસા અથવા તે નિર્માણ કર્યાની બડાશ મારવી નિરર્થક છે. પણ આજકાલ વિવેક અને ભવ્યતાથી વિમુખ થઈને વાચાળતામાં સરકતી લલિત–વાઙ્મયિન વિદ્વત્તા માનજીવનની ઉત્ક્રાન્તિ સર્જ્યાનો દાવો યુક્તિથી આગળ ધરે છે. પણ તે સમજતી નથી કે માનવજીવનને યોગ્ય રાહે દોરનાર શક્તિઓ એટલી ચંડપ્રચંડ છે કે એની સામે સાહિત્ય ( ને તેમાં પણ મુખ્યત્વે લલિતવાઙ્મય )ના બાળકમાં તો આંખ પણ માંડી શકવાનું ધૈર્ય નથી, એનું આકલન કરવાની એની તાકાત નથી, અને એનું ચિત્રણ કરવાની હજી એને હિંમત નથી આવી.

લૈંગિક આકર્ષણ, પ્રજોત્પાદન, અપત્યપ્રેમ, સ્વસંરક્ષણ, સ્પર્ધા, પરાપહાર, બધી જાતની ભૂખ જેવી પ્રકૃતિનિષ્ઠ સહજપ્રવૃત્તિ અનાદિ કાળથી પોતાના તરફથી માનવજીવનને તોફાની વેગથી હાંકી લઈ જાય છે. અને એમાંની અનિષ્ટ પ્રવૃત્તિ અગર વ્યક્તિના જુલમી બેફામ વર્તનથી સમાજ અને માનવવંશનો ઉચ્છેદ ન થાય એટલા માટે નીતિ, કાયદો અને રૂઢિની લગામ એ જીવનને સરળ માર્ગે દોરે છે. આ સર્વ કાર્યશક્તિની ભઠ્ઠીમાંથી બહાર પડનાર ...નમાં કેટલાય અનંત રસોનું મિશ્રણ હશે અને કેટલાંય અનંત આકર્ષણના ગુંદરથી ...ાં પરમાણું એકમેકની સાથે કાયમનાં ચોટી ગયાં હશે' એનું પૃથક્કરણ સર્વ ...ાસ્ત્રની સંયુક્ત પ્રયોગશાળામાં કદાચ શક્ય બને. અને આ બધી ગડભાંજમાં સાહિત્યનો હસ્સો હોય તો, માપ લખી મૂકવા પૂરતો; એ જીવનનાં વારંવાર ચિત્રો ચિતરવા પૂરતો.

સાહિત્યને જીવન વલણ આપે છે કે જીવન સાહિત્યને એ વાદનો પ્રશ્ન છે. સાહિત્ય માનવજીવન પર અસર કરે છે એવી સાહિત્યકારોની હઠ છે. વ્યવહારિક મનુષ્ય કહેશે કે જીવન જ સાહિત્ય ઘડે છે, જીવન એ બિમ્બ છે, સાહિત્ય તો જીવનનું પ્રતિબિમ્બ માત્ર છે. કેવળ સાહિત્યની કોટડીમાં પૂરાઈને વિચાર કરનારને સાહિત્ય ક્રાન્તિ કરાવી શકે એમ લાગે છે; પણ માનવજીવન પર પ્રભુત્વ ભોગવનાર અનંત ખરી કાર્યશક્તિઓ વિચારનારને સાહિત્ય પેલી ઉત્ક્રાન્તિની ફક્ત નોંધ લેતું જ લાગે છે.

જગતને ઘડવાનો સાહિત્યનો દાવો જૂના પુરાવા વિનાનો છે. જે પુરાવા છે તે પ્રતિપક્ષને મદદ કરનારા જ છે. હિંદમાં આટલી ક્રાન્તિઓ થઈ ગઈ, તેમાંથી કેટલી લેખિનીના

---

* આ વિષય ચર્ચાત્મક હોઈ એમાં નિરૂપિત પ્રત્યેક માન્યતા સાથે તંત્રી સંમત છે એમ માની લેવાનું નથી. તંત્રી.

ફટકાથી કે શાહીના રેલામાંથી નિર્માણ થઈ? બહુજનસમાજ નિરક્ષર—અજ્ઞાની; શિવાજી જેવા યુગકર્તા—સ્વરાજ્યસંસ્થાપક અને પેશવાઈના ધૂમકેતુમાંના પરાક્રમી તારાનાં ઝૂંડ પણ સો ટકા સાહિત્યવિમુખ. જે વખતે સાહિત્યપ્રસારનાં મુદ્રણાદિ સાધનોનો સંપૂર્ણ અભાવ હતો તેવે વખતે સાહિત્યથી ક્રાંતિ થવાનો સંભવ અથવા પુરાવો શો હોઇ શકે? તે છતાં સાધુસંતોએ સ્વરાજ્યની નવી ભૂમિકા શિવાજી પહેલાં તૈયાર કરી મૂકી હતી એવો કંઠશોષ કરી રાજ્યક્રાંતિનું શ્રેય વારકરી અને રામદાસી પંથની ઝોળીમાં નાખવા આપણે તૈયાર જ! સાધુસન્તોના સાહિત્યમાં રાજકીય જાગૃતિનો શબ્દ પણ ભૂલેચૂકે ન જડે, કેવળ સામાજિક નોંધ તરીકે સુદ્ધાં રાજકીય ગુલામગીરીનો ઉલ્લેખ ન મળે, છતાં આપણે બધા સન્તપુરુષોના લલાટમાં પરાક્રમનું તિલક બળાત્કારે ચોડીએ જ છીએ, અને એમાં ન્યાયમૂર્તિ રાનડે જેવા પણ સામેલ! સન્તકવિઓનો રાજક્રાન્તિમાં યત્કિંચિત પણ હાથ હતો એમ પુરવાર કરવાનું આહવાન હજી પણ નિરુત્તર પડ્યું છે. ખુદ સાધુસન્તોનું સાહિત્ય ને તેમની પરંપરા, આજસુધીની પ્રવૃત્તિ તપાસતાં જણાય છે કે, બૈરીછોકરાં ને માબાપને બાજુએ મૂકી કેવળ એકલાએ મોક્ષ સાધવાનો બોધ, જુલમનો પ્રતિકાર ન કરતાં મુંગે મોઢે તે સહન કરવાની વૃત્તિ, ને બધી ઐહિક બાબતો પ્રત્યે સંપૂર્ણ ઔદાસિન્યમાં હતી. આવી સ્થિતિમાં સાધુસન્તોએ રાજકારણમાં માથું ઘુસાડવું પણ શક્ય નથી. ખુદ સન્તકવિનું ઉદાહરણ લેતાં તેમના સમયમાં તે એટલા અપ્રિય અને અપ્રસિદ્ધ હતા કે ગામના ભટભિક્ષુકો પણ તેમને હેરાન કરી મૂકતા. જુલ્મી ઇસ્લામી સત્તા સામે એક શબ્દ સરખો ઉચ્ચારતાં આખા ગામનું આવી બને એ નક્કી. એટલે તેમણે રાજ્યક્રાંતિને મદદ ન કરી હોય તે સ્વાભાવિકપણે યોગ્ય જ હતું. જાગૃતિના પ્રવાહ સાથે ચાલનાર રામદાસી પંથ પ્રત્યક્ષ રાજ્યક્રાન્તિમાં કેટલો ઉપયોગી થયો? ખુદ શિવાજી-રામદાસનું મિલન થયું હતું કે નહિ અને થયું હોય તો ક્યારે એ વાદગ્રસ્ત વિષય છે. શિવાજીના યશસ્વી રાજકારણની ધ્વજના ભગવા રંગની વિશેષ દેણગી ઐતિહાસિક પુરાવાથી સાબિત થઈ શકતી નથી. મરાઠાશાહીની ઘડી વિખરાઇ; ફરી બેસાડાઈ, તે ઉપર પેશવાઈની ઇસ્ત્રી ફરી, એ બધું રામદાસીપંથથી અપરોક્ષ જ થયું. તેથી ઐતિહાસિક સમયમાં વાઙ્મયે સમાજક્રાંતિ શક્ય બનાવ્યાનો પુરાવો નથી એ દેખીતું છે.

અંગ્રેજી રાજ્યઅમલ પછી પણ લોકજાગ્રતિનું કામ સાહિત્યે કર્યું નથી એમજ કહેવું પડશે. સાહિત્યને બગલમાં મારી ચીવટથી પ્રત્યક્ષ ચળવળ કરનાર લોકમાન્ય તિલકે રાજકારણનો અશ્વ દોડાવી આખા હિન્દના પ્રાંગણમાં તેને અગ્રસ્થાને સ્થાપન કર્યો. તિલકના વખતમાં ઇતરત્ર પ્રસિદ્ધ થયેલ સાહિત્ય બહુ તો તે જાગૃતિની નોંધ બતાવશે.

ઉપર કહ્યું છે કે સાહિત્યના બાળકને જીવનની કાર્યશક્તિ તરફ જોવાનું ધૈર્ય નથી, તેને આકલન કરતાં આવડતું નથી અને એનું ચિત્રણ કરવાની એનામાં હિંમત નથી. આ વિષે સાહિત્યકારો એકસામટો કોલાહલ કરી મૂકે એ સંભવિત છે. જીવનના પ્રમાણમાં સાહિત્ય પાછળથી જન્મેલું એટલે તેને બાળક કહેવામાં શું બગડ્યું? એકાંગી લલિતવાઙ્મયમાં સર્વ જીવન શક્તિના પ્રવાહનું પ્રતિબિંબ દેખાતું નથી એમ નવો અને જૂનો ઇતિહાસ કહે છે. તે ઉપરથી સાહિત્યને તેનું આકલન થતું નથી એમ ન કહેવું તો શું કહેવું? એનું ચિત્રણ લખાણને જોહુકમી કાયદાની સાણસીમાં પકડાવી દેનારૂં! એટલે એ જોખમ આજનું સાહિત્ય લેતું નથી. હિન્દુસ્તાનના સમાજની સાચેસાચી દીનહીન સ્થિતિ, તેને સ્પર્શનારૂં

પારતંત્ર્ય: એ વિશે નિડરપણે લખાયલું સાહિત્ય ક્યાં છે? જો કોઈ એવું લખે તો કાયદો એને પ્રકાશ ક્યાં જોવા દે છે? નાટક-સિનેમામાં પણ પ્રયોગ બંધ પાડવામાં ન આવે એવી અગમચેતીથી મુસલમાનબંધુનું પાત્ર ધીરોદાત્ત ચીતરવું પડે છે. પૈગંબરી ધર્મનું શિક્ષણ હિન્દુ ધર્મથી પણ શ્રેષ્ઠ છે એમ હૃદયવિરૂદ્ધ અને અનુભવવિરૂદ્ધ પણ હંમેશ લખવામાં આવે છે. એ આપણા સાહિત્યકારોના ધૈર્યનો નમુનો!

સાહિત્ય સર્જન કરનારા સ્વયં લેખકનાં જીવનને સાહિત્યની અસર થતી નથી તો વાંચનારના હૃદય પર અસર થવાની વાત તો બાજુએ જ રહી! પ્રસિદ્ધ નિબંધલેખક લોર્ડ બેકન જાતે લાંચખાઉ હતો. વિષયસુખના અતિરેકથી વૈરાગ્યનાં ડિંડિમ વગાડનાર લોર્ડ બાયરન બન્ને બાજુએ બે યુવતીઓ લઈ લખવા બેસતો. પ્રખ્યાત નાટક 'એકજ પ્યાલા'ના લેખક ગડકરી પોતાના જીવનનું ચિત્ર રજૂ કરતા, કે શું?—કોણ જાણે! એવો પ્રવાદ છે ખરો. ઉત્તમોત્તમ દલિત સાહિત્યનો સર્જક મેક્સીમ ગોર્કી જુગાર અને દારૂનો બંદો-ગુલામ હતો. મહાન નાટ્યકાર શેક્સપિયર પર મુકાયલ વ્યભિચારનો આરોપ હજી ખોટો પુરવાર કરી શકાયો નથી. વેદાંતી કાઉન્ટ લિયો ટોલસ્ટોય દુરાચારી હતો. મહાન લેખક ઓસ્કર વાઈલ્ડ સૃષ્ટિવિરૂદ્ધ કર્મ કરતાં સજા પામ્યો હતો. ગેટે અને શેલી પ્રેમના નામે વ્યભિચારને અનુસરતા. રસકવિ જગન્નાથ મુસ્લીમ રૂપસુંદરીના ફંદમાં મરતાંસુધી ફસાઈ પડેલો હતો. 'પોથીમાંનાં રીંગણાં' પૌરાણિકો મોઢે કહે છે, દુનિયાં પણ ઉતારી બતાવે છે. એક જણ લખે, બીજો વાંચે, ત્રીજો ફસાય; ને ચોથો હસે એવી તો છે લલિતસાહિત્યની પરંપરા અને એને જ જીવન ઉપર સાહિત્યની અસર માનવાની કે શું?

અને વાંચકોના મન પર અસર ક્યાંસુધી લાગે છે એ મુદ્દો પણ વાદગ્રસ્ત છે. કાલિદાસના 'શાકુંતલ' એ બાણની 'કાદમ્બરી'એ ભવભૂતિના 'ઉત્તર રામચરિત્ર' એ સમાજજીવન પર એવી કઈ કાયમી છાપ પાડી છે? સ્વયં લેખક 'એનું ક્ષુદ્ર પ્રાણી' છે કે તેનું કહેવું લોકોએ વેદવાક્ય માની પાળવું એ પણ હાસ્યાસ્પદ જ છે. જે લેખકને બે ટંક પેટનો ખાડો પૂરવા જેટલું વેતન કે કેવળ ઉત્તેજન પણ મળવાનાં ફાંફાં, ખાલી પ્રતિષ્ઠા હોવાની ડરામારી તે લોકમતને નાથી જ શી રીતે શકે? માનવજીવન પર અસર કરી તેને ઘડનારાં તો તો છે શાસ્ત્રિય શોધખોળ, કાયદા અને જીવનકલહના જુદા જુદા ઉગ્ર હલ્લા; અને તે કરવું જેનાથી શક્ય બને તે ભલે જીવન પર અસર કરવાની બડાશ મારે. વડોદરામાં ગઇ સાદીમાં થયેલી સુધારણા કોણે કરી? શ્રી. સયાજીરાવે કે કોઇ સ્તુતિપાઠક રાજકવિએ કે ભાટ બનેલા ગદ્યલેખકે? લેખકોની કલમ વાચકોની—ખાસ કરીને સુસંસ્કૃત વાચકોની—આરાધના કરે છે, છતાં બહુજનસમાજમાં એવા લોક કેટલા ને એમના અનુયાયીઓ કેટલા?

સમાજમાં લલિતવાઙ્મયનું ઉત્તમ વેચાણ એટલે પહેલે વર્ષે હજાર-બારસો ને બીજા પાંચ વર્ષમાં તેટલાં જ બીજાં પુસ્તકોનું ને! પચીસ હજારની ગ્રાહકસંખ્યા ધરાવનાર કોઈ માસિક હોય તો કેટલા હજારે એક વાચકનું પ્રમાણ આવે? અને એવા હજારમાં એક વિચાર કરનાર, એવા હજારે વિચાર કરનારમાં એક નિર્ધારી, એવા હજારો નિર્ધારીમાં એકાદ કાર્યકારી. આ પરંપરા જોતાં જ જીવન પર અસર કરવાની એની બડાશ ખોટી ઠરે છે. જીવનની જરૂરિયાતો અને અડચણો જ માનવજીવનને આર્થિક, ધાર્મિક, સામાજિક અને સાંસ્કૃતિક વલણ લગાડે છે. લલિતવાઙ્મય માત્ર તેની નોંધ રાખે છે. જેમ નામાના ચોપડા જાતે પૈસા કમાતા નથી, ખર્ચતા પણ નથી તેમ લલિતવાઙ્મયથી જીવનનો ઉત્કર્ષ કે અપકર્ષ થઈ શકતો નથી.

જીવન ઉપર છાપ પાડનારી પ્રસિદ્ધ સાહિત્યકૃતિઓ તરફ જોઈશું તો પણ એ કૃતિઓ તે તે સમયની પરિસ્થિતિમાંથી જ નિર્માણ થએલી જણાશે. રૂસો અને વ્હૉલ્ટેરના ગ્રન્થોથી ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ થઈ એમ કહેવું સર્વાંશે ખરૂં નથી. જે વિકટ રાજકીય પરિસ્થિતિને લીધે વ્હૉલ્ટેર અને રૂસોને આગભર્યાં લખાણો લખવાની સ્ફૂર્તિ થઈ એ પરિસ્થિતિ દરેકને એક સરખી રીતે જ દઝાડતી હતી. એ ગ્રન્થકર્તાઓએ આલંકારિક અને ભાવનોદ્દીપક ભાષામાં જે વિચાર રજુ કર્યા તે સામયિક માલિકીના હતા, દરેકના મનમાં ધૂંધવાઈ રહેલા હતા. બધાંનાં મન ધૂંધવાએલાં હતાં એટલે જ એ બન્નેએ દારૂભર્યા કોઠારોમાં પોતાનાં પ્રકાશનોની સળગતી ચાંપી દીધી. તે સિવાય એક મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે કે એ બન્ને લેખકોએ રાજકારણ વિષેજ ગ્રન્થો લખ્યા હતા. વિધાયક અને સંહારક રાજકીય ટીકાને લીધે પ્રજા એહોશ થઈ અને તેણે રાજ્યતંત્રની ધોંસરી ફગાવી દીધી. એનું શ્રેય એ ગ્રન્થોના સાહિત્યિક ગુણ કરતાં તેમાં પ્રતિપાદિત કરેલા રાજકીય કાર્યક્રમને આપવું પડશે. ટોલસ્ટોય આજના રશિયાનો વિધાયક છે એવી ખોટી કલ્પના હતી. આજનું રશિયા નિર્માણ કર્યાનું શ્રેય નિષ્ઠુર અને જુલ્મી ઝારશાહીને આપવું પડશે અને આજના રશિયાના ઘડતરનું શ્રેય લોખંડી લેનીન કે સ્ટેલીનને આપવું પડશે.

ખુદ સાહિત્યમાં એવું કરવાની કશી શકિત નથી એનું એકજ માત્ર ઉદાહરણ: કયો લેખક પોતાના કાળમાં આગેવાન હતો ? લેખકનું ગૌરવ તેના મરણ પછી જ થાય છે. લેખકમાં ન હોય એવા ગુણ અને સ્વપ્ને પણ અલભ્ય એવી પ્રતિષ્ઠા લોકો એના પર લાદી દે છે. નાટ્યસમ્રાટ શેકસપિયર, બાલઝાક, ઇબ્સનઃ એમનાં લખાણોની કરમણુક સિવાય જીવન પર શી અસર થઇ ? રવીન્દ્રનાથ ટાગોરે હિન્દી પર શી અસર કરી ? પણ પચ્ચીસ વર્ષ પછી એમના તત્ત્વજ્ઞાન અને રાજકારણને આપણી ઉન્નતિના મૂળ તરીકે ચોક્કસ ઓળખાવવામાં આવશે, એ જુદી વાત છે।

જીવન ઉપર અસર કરવાના ઉદ્દેશથી લખેલું ધ્યેયાત્મક સાહિત્ય પણ નિષ્ફળજ ઠરે છે. ધ્યેયાત્મક સાહિત્ય એ કેવળ અનુમાનપદ્ધતિથી લખેલું લખાણ હોય છે. જો ધ્યેય ખોટાં ઠરે એવા ધ્યેયાત્મક લખાણની શી દશા ?

ફ્રોઈડ માર્કસના ગ્રંથોએ અભૂતપૂર્વ ક્રાંતિ કરી નાખી એવું કહીએ, તોપણ તેમના ગ્રંથો એ સાહિત્યકૃતિઓ જ નથી. શાસ્ત્રિય લખાણ કેવળ શાસ્ત્ર-સિદ્ધાંતની પકડથી જીવન પર છાપ પાડે છે. જે જે બોલાય અગર લખાય તેને સાહિત્ય ગણીએ તો પણ પાછળ 'શાસ્ત્રિય' શબ્દનું પુંછડું લાગેલું હોય છે જ. અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ભૌતિક શાસ્ત્ર એ પોતપોતાની રીતે જીવનને ઘડે છે પણ તે સિદ્ધાંતોથી, "માનવજરૂરિયાતો પૂરી પાડવાના વિધાયક દશ્ય કાર્યક્રમોથી. કોઈ ગ્રન્થ બંને પક્ષે પણ, આવ.. ગીતા નીતિશાસ્ત્રમાં અને વેદાંતમાં આવે અને સાહિત્ય તરીકે તેનું મૂલ્ય ઉચ્ચકોટિનું જ ઠરે. પણ તેનો પ્રતિપાદ્ય વિષય વેદાંત જ હોઈ તેનું ભાષાસૌન્દર્ય ગૌણ જ ગણાય છે. આ ગોટાળો ન થાય એટલા માટે લેખની શરૂઆતમાં લલિતવાઙ્મય એ જ અભિપ્રેત વિષય હોવાનો ઉલ્લેખ કરવાની જરૂર પડી છે.

આથી સાહિત્યનો જીવનઘડતરમાં હિસ્સો છે એવો દાવો કરવો એ અસ્થાને છે.

કોઈ અસાહિત્યકારે આ લખ્યું હોત તો સાહિત્યકારો એના ઉપર ગીધડાંની માફક તૂટી પડયા હોત. પણ હું કાંઈ તદ્દન અસાહિત્યકાર નથીઃ કિલ્લાનો છૂપો રસ્તો દુશ્મનને જાણવા મળે તો તે કિલ્લામાંના સૈનિક મારફત જ. ને નિરુપયોગી મનાતા કિલ્લાની દિવાલોમાંનાં ગાબડાં બતાવનાર ફીતૂરી ઠરે પણ શી રીતે ?

# મહુઆ

રમણિક મેઘાણી

પૂર્વ બંગાળનાં પ્રશંસા પામેલાં કથાગીતોમાંનું એક કથાગીત તે આ મહુઆ. એક વેળા એ બંગાળના કથા-ગાયકો દ્વારા બંગાળના ઘેરઘેર પહોંચી ગયું હતું. જો કે એની ભાષા અભણ ગામડિયાઓની હતી, છતાંયે એમાં સાહિત્યની સુરુચિ અને સંગીતની મધુરતા જળવાઈ રહી હતી. એમાં ગૂંથાયેલ પવિત્ર પ્રેમ માટેના બલિદાનની ઉચ્ચ ભાવના અંતરને ઝણઝણાવે એવી છે.

આ કથાગીતનું નામ 'મહુઆ' એની મૂખ્ય નાયિકા મહુઆના નામ પરથી પડ્યું છે.

પોતાના અંગમરોડ અને દેહની સમતોલતાના પ્રયોગો અદ્ધર દોરડા ઉપરના નૃત્ય વગેરે દ્વારા બતાવતાં ને જનસમૂહ ઉપર સૂરનાં જાદુ બિછાવતાં ગામ-પરગામ અને દેશ-વિદેશ ભમતા એક જીપ્સી ટોળાનો નાયક હોમરો એક દિવસ એક છ મહિનાની બ્રાહ્મણ બાળકીને ચોરી કરી ઉઠાવી ગયેલો. તેનું નામ એણે રાખ્યું હતું મહુઆ. મહુઆને હોમરાનાજ ઘરમાં ખૂબ લાલનપાલનપૂર્વક ઉછેરવામાં આવતી. નૃત્ય વગેરે કળાઓ પણ તેને શીખવાતી. સોળ વર્ષની ઉમ્મરે પહોંચતાં તો મહુઆ એ કળાઓમાં પ્રવીણ થઇ ગઈ. વળી એ એક અતિ રૂપવતી અને મોહક સુંદરી હતી. જેને જોતાં જ હૃદયમાં પ્રેમ જાગે એવી એ નિર્દોષ દેખાતી. એને સાથે લઇને જ હોમરો સ્થળેસ્થળે. જતો ને પોતાના ખેલો કરતો.

એક દિવસ આ જીપ્સીદળ નેદરચંદ નામના એક ધનિક રાજવંશી બ્રાહ્મણ યુવાનને ત્યાં પોતાના ખેલો દેખાડવા આવે છે; ને નેદરચંદ અને મહુઆ પ્રથમ દૃષ્ટિએ જ, ખના પહેલા જ પલકારે અન્યોન્યને પોતપોતાનાં કરવા ઇચ્છે છે; તેઓમાં મધુર : જાગૃત થાય છે.

પોતાના મુખથી પ્રેક્ષકો ઉપર સૂરના જાદુ બિછાવતી ને પોતાના દેહને પાતળા વાંસ પર ડોલાવતી-ઝુલાવતી મહુઆ જ્યારે છેક વાંસના છેડા પર આવે છે ત્યારે નેદરચંદ ચીસ પાડી ઊઠે છે: "અરે! અરે! હમણાં જ એ વાંસ પરથી નીચે પડશે ને મ...રી...જ...શે."

આમ બોલતાં તે સામાન્ય પ્રેક્ષક નહોતો રહેતો. તેના મુખ પર ને આંખોમાં પ્રણયીની ચિંતા પથરાતી. ખેલ જ્યારે નિર્વિઘ્ને પૂરો થતો ત્યારે જ એ શાંતિ અનુભવતો. આનું એક માત્ર કારણ એ જ હતું કે એ મહુઆને હૃદયના ઊંડાણથી ચાહતો હતો, ને પોતાના સર્વસ્વના ભોગે પણ એ એને પોતાની પ્રેમીકા બનાવવા ઇચ્છતો હતો. આવીજ પ્રેમ-ભાવના મહુઆના હૃદયમાં પણ જાગૃત થઈ હતી.

જ્યારે ખેલ પૂરો થતો ત્યારે એ નેદરચંદ પાસે જાહેર ઈનામ તો માગતી. પણ મનમાં તો સમજતી કે "એની પાસે મને હવે આપવા જેવું શું બાકી રહ્યું છે? કારણ—એનું હૃદય તો હું જીતી ગઈ છું. હવે શું લેવાનું રહ્યું છે? એ શું દઈ શકે?"

અહીં આપણે જોઇએ છીએ બે આત્માઓને પહેલીજ વાર પ્રેમમાર્ગ પર સાથોસાથ કદમ મિલાવીને ચાલતાં—જે એક બીજાને પ્રથમવાર નિહાળતાં પરસ્પરના થઈ ચૂકયા છે. જાણે કવિવર ટાગોરના શબ્દોમાં એ કહી રહ્યાં છે કે—

"યુગે યુગે ને જન્મે જન્મે, હજારો વાર ને હજારો રીતે તારી સાથે પ્રેમ કર્યો હોય એવું લાગે છે."

એ આજે પણ એવા જ પ્રતિત થાય છે–જેવા કેટલાંયે જીવનમાં હતા. એમનો વિશુદ્ધ પ્રેમનો ફુવારો વિસ્મૃતિના વેરાન રણમાંયે અદ્રશ્ય નહોતો થઇ શક્યો.

ગમે તેમ હોય, પણ મહુઆ આખરે એક સ્ત્રી હતી. ને તેથી એ સ્ત્રી–સહજ એવી લજ્જાળુ અને શરમાળ હતી. ને તેથી જ્યારે એ નેદરચંદના આગ્રહને વશ થઇને એક દિવસ રાત્રે ચંદને મળવા નદીકિનારે આવી ત્યારે એણે લજ્જાથી શરમાઈને ચંદને કહ્યું—

"રાજકુમાર તમે એક અજાણ્યા પુરુષ છો. તમારી સાથે વાતચીત કરતાં મને સંકોચ થાય છે. હું કંઈક વ્યાકુળતા અનુભવું છું."

મહુઆનું મગજ એ પ્રાકૃતિક ભાવનાઓથી ભર્યું ભર્યું હતું જે પોતાના પ્રેમી પાસે પ્રથમવાર પ્રેમ વ્યક્ત કરતી વેળા કોઇ પણ બાળામાં હોય છે. પોતાની એ વાતચિત દરમ્યાન જ્યારે એણે જાણ્યું કે ચંદ હજુ અવિવાહિત છે, ત્યારે એણે દયા બતાવતા કહ્યું કે, "તમે ખૂબ કઠોર હૃદયી લાગો છો ને તમારાં માતાપિતા પણ તેવાં જ હોવાં જોઇએ. આટલા સમજુ અને ઉમ્મરલાયક થયા છતાં હજુયે તમારાં લગ્ન નથી થયાં એ શું તેની સાબિતી નથી?"

ને ચંદે પણ બરોબર જ જવાબ વાળ્યો કે "પણ હું તમને ખાત્રી આપું છું કે જો હું તમારા જેવી કોઈને મારી કરી શકું તો હું હવે વધુ સમય કઠોર નહિ રહું. પણ એક કોમળ હૃદયનો પ્રેમીપતિ બની જઈશ."

આપણા મગજમાં લગભગ હંમેશાં ઘણા ઘણા વિચારો અને ઘણી ઘણી આશાઓ ને ભાવનાઓ રમી રહી હોય છે. પણ કોઈ કોઈ વેળા શબ્દોમાં એને પ્રગટ કરતાં આપણે શરમ અનુભવીએ છીએ. આજે મહુઆની પણ એજ સ્થિતિ હતી. એ ભાવનાઓના મંથનમાં પડી હતી. ચંદની ઉત્સુકતા અને પ્રેમભરી દૃષ્ટિ જોતાં એ કહે છે—

"આવું બોલતાં તમે નિર્લજ્જ યુવાન દેખાઓ છો. આ કરતાં તો એક ઘડો ગળે બાંધીને નદીમાં ડૂબી મરો એ વધારે સારું."

વાસ્તવિકરીતે એ કોઇ જીપ્સીદળની છોકરી નહોતી જ. કેટલા માન અને પ્રેમથી એ આ શબ્દો ઉચ્ચારતી હતી!

અને ચંદ, જેના પર પ્રેમરૂપી જાદુ સ્વાર થયું હતું તેણે જવાબ વાળ્યોઃ

"સાચું છે સુંદરી! તમે કરેલી સજા સહન કરવા હું તૈયાર છું. ફક્ત હવે તમે એક જળપ્રવાહ બની જાઓ. હું તેમાં ડૂબી મરવા આતુર છું." કેટલા સુંદર અને અજોડ છે આ શબ્દો! ચંદના પ્રેમનાં મૂળ ખૂબ ખૂબ ઊંડે પહોંચ્યાં હતાં. એના જીવનમાં આ પ્રેમે એક ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું. પ્રેમ–દરિયાવમાં ડૂબકી મારવા એ ઉતાવળો થયો હતો.

મહુઆ અને ચંદનો પ્રેમ દેહનાં ચુંથણાંનો નહિ પણ વિશુદ્ધ પ્રેમ હતો. પવિત્ર આત્માઓનો એ પવિત્ર પ્રેમ હતો. બંગીય કવિ ચંડીદાસનાં કાવ્યોમાં આવા વિશુદ્ધ પ્રેમના ઘણા કિસ્સાઓ આપણે જોઇ શકીએ છીએ. એવા આત્મિક પ્રેમની વાતો જ્યારે વાંચીએ છીએ ત્યારે આપણે પ્રસન્નતાના પૂરમાં તણાઇને કોઇ. અકથ્ય આનંદ અનુભવતા હોઇએ એવું લાગે છે.

સ્ત્રીઓને સહજ એવી શરમથી મહુઆ એ. દિવસે પોતાના હૃદયના વિચારો સાફ સાફ રીતે પ્રગટ ન કરી શકી. પણ ત્યારબાદ જે કંઈ વાતો એણે પોતાની સખી પલા-

નકાને કહી, એ ઉપરથી આપણે તેના પોતાના પ્રેમની પવિત્રતાનો ખ્યાલ કરી શકીએ છીએ. એ પલાનકાને કહે છે, "પલાનકા, જો હું એ યુવાનને એક દિવસે પણ ન જોઉં તો આપ ગેળે જ મરી જાઉં એવું મને લાગે છે;" ને ફરી એ કહે છે, "મારી વહાલી સખી, સૂર્ય, ચંદ્ર, અને તું આ વાતનાં સાક્ષી રહેજો કે આ બ્રાહ્મણ યુવાન જ મારા હૃદયનો સ્વામી છે, મારો સાચો પ્રિયતમ છે. બીજો કોઈ જ નહિ."

ચંદના હૃદયમાં કંઈક અવનવી લાગણીઓ ઊછાળા મારતી હતી. રાત્રીની નિરવ શાંતિમાં એ એકાએક નિદ્રામાંથી ઝબકીને જાગી જતો અને જેને એ જાણી પણ નહોતો શકતો એવી કંઈક અદ્રશ્ય શક્તિઓનો દોરવાયો દોરવાઈને અધીર બનીને બંસી બજાવતો, ગાતો ગાતો એ નદીતીરે જતો ને ત્યાં પોતાની પ્રેમિકા મહુઆને મળતો. અને ચંદની બંસીના મધુર સૂરથી મહુઆ પણ જાગી જતી, ને સૂરની દિશામાં પ્રયાણ કરતી. ને નદી તીરે પહોંચતાં એ જોતી કે ચંદ ત્યાં એવી મસ્તીભર ગીતો લલકારી રહ્યો છે. થોડીવાર વાતો કર્યા બાદ ચંદ મહુઆને કહેતો કે—

"હું તારે માટે મારું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર છું, મહુઆ!" ને મહુઆ પણ આવું જ કંઈક કહેવા ઇચ્છતી કે—

"હું તમને અત્યંત ચાહું છું પ્યારા! મારા એક મિત્ર લેખે નહીં, પણ પતિ તરીકે હું તમને ચાહું છું, વ્હાલા!" પણ એ એક સ્ત્રી હતી. એના માર્ગ આડે હજારો મુશ્કેલીઓ હતી; ને તેથી એ વિચારતી કે, "હું તો પિંજરે પૂરાયેલા એક પંખી જેવી નિઃસહાય છું; જો તમે કોઈ ફૂલ હોત તો તો હું તમને મારા વાળમાં સંતાડી રાખીને પણ મારી સાથેજ રાખત. ને મને લાગે છે કે જો હું તમારી સાથે નહીં જ રહી શકું તો મારી આ જિંદગીનો અંત લાવીશ. અગર તમેજ મારા જીવનનો અંત લાવી દો, કારણ તમારા વિના કોઈ પણ રીતે હું જીવી શકું એમ નથી જ."

કેટલાક દિવસસુધી મહુઆ અને ચંદની આ પ્રેમચેષ્ટા હોમરો જોતો રહ્યો. પણ તેને આ બન્ને આમ પ્રેમસંબંધથી જોડાય એ નહોતું રુચતું. મહુઆને બાળપણથી એણે પોતાને ?? જ મોટી કરી હતી. એ એને પુત્રીવત ચાહતો હતો. ને તેથી તેને એ પોતાથી અળગી ?? નહોતો ઇચ્છતો. બીજું પણ એક કારણ હતું ને તે એ કે તેના ખેલોનું મુખ્ય આકર્ષણ મહુઆ જ હતી. મહુઆ જો નેદરચંદ સાથે લગ્ન કરી પોતાના દળમાંથી ચાલી જાય તો પોતાને ખૂબ સહન કરવું પડે તેવી સ્થિતિ હતી. આ વિચારથી આખરે હોમરાએ પોતાનો પડાવ અહીંથી ઉઠાવવાનું નક્કી કર્યું.

આ પછી મહુઆ અને ચંદ મળ્યાં ત્યારનું દ્રશ્ય કરુણ હતું. મહુઆ દુઃખમાં ડૂબી ગઇ છે. આર્દ્ર સ્વરે એ ચંદને કહે છે કે, "હું હવે તમારું મોઢું જોયા વિના કેમ જીવી શકીશ? હવે શું વધુ વખત હું તમારો સુંદર ચહેરો નહીં જોઇ શકું? મારા માલિક, શું હવે હું વધુવાર તમારાં પ્રેમભર્યાં ગીતો ને બંસીના મધુર સૂર નહિ સાંભળી શકું?" આ શબ્દોમાં આપણે મહુઆના નેદરચંદ પ્રત્યેના અગાધ પ્રેમ અને તેને અંગે તેને થતું દુઃખ, ને તેની અંતરવેદના સાંભળીએ છીએ.

જીપ્સીઓનું ટોળું ગામમાંથી એકાએક ચાલ્યા ગયાના સમાચાર સાંભળતાજ પ્રિયજનના વિયોગના દુઃખે નેદરચંદ લગભગ ગાંડા જેવો બની ગયો. ને એક દિવસ અંધારી રાત્રિએ નિરવ શાંતિને સમયે એણે ચૂપચાપ ઘર છોડયું ને એક નાચીઝ જીપ્સી બાળાની શોધ માટે પાગલની જેમ એક સ્થળેથી બીજે સ્થળે, ગામ–પરગામ ભટકતો જંગલો ખૂંદતો

ને પહાડો ચડતો–ઊતરતો આગળ વધવા લાગ્યો. રસ્તે મળતાં માનવીઓને એ પૂછતો, "જોયું છે તમે કોઈ જીપ્સીટોળાને? જંગલમાં મળતાં પંખીઓને એ પૂછતોઃ

"ઓ જંગલનાં પંખીઓઃ તમે તો ઝડપથી ઊડતાં અહીં તહીં, દૂર ને પાસે ફરો છો. સાંભળ્યું છે કે તમે દૂર દૂર સુધી જોઈ શકો છો, તો તમે મને કહેશો કે જીપ્સીઓનું દળ કઇ તરફ ગયું છે? કયે માર્ગે ગયું છે? દેશો કોઈ વાવડ, મને, મારી પ્રિયતમા 'મહુઆના'!"

અને ખૂબ લાંબી સફરને અંતે–બહુ બહુ તકલીફો વેઠ્યા બાદ છ મહિના પછી ચંદ મહુઆને મળે છે. મહુઆ આમ ફરી પ્રિયમિલન થવાથી અત્યંત આનંદિત બને છે. હોંશે હોંશે પોતાને હાથેજ સરસ સરસ રસોઈ તૈયાર કરે છે. ને પછી ચંદ પોતાની જાતિના ગૌરવની જરા પણ પરવા કર્યા વિના મહુઆની સાથેજ બેસીને આનંદપૂર્વક સુખલહરી અનુભવતાં ભોજન કરે છે. પ્રેમને ખાતર એણે પોતાનું જાતિસન્માન, કુટુંબકબીલો, ગૌરવ અને સર્વસ્વ તજ્યું હતું.

હોમરાએ ચંદને ફરી મહુઆ સાથે પ્રેમગોષ્ટી કરતો જોયો ને એ ક્રોધાયમાન થયો. ને રાત્રિકાળે ઘોર નિરવતામાં એ એક ખંજર મહુઆને આપે છે ને એ વતી ચંદને મારી નાંખવાની સૂચના કરે છે. મહુઆ ક્ષણવાર તો આભી બનીને ઊભી જ રહે છે, પણ આખરે તે હોમરા પાસેથી ખંજર લ્યે છે ને તે એ ઠેકાણે જઇ પહોંચે છે જ્યાં 'હિજાળ' વૃક્ષ નીચે ચંદ મીઠી ઊંઘ લઈ રહ્યો છે. એની પાસે બેસીને એ નિરવ આક્રંદ કરે છે ને એ ખંજરથી પોતાનો જીવ આપી પોતાના પ્રેમીને બચાવવાનો નિશ્ચય કરે. છે. જેવી એ પોતાની છાતીમાં ખજર હુલાવવા છરો ઊંચો કરે છે તેવામાં જ ચંદ જાગી જાય છે ને આ દ્રશ્ય જોતાં જ 'મહુઆ'નો ખંજરવાળો હાથ પકડી તેને આત્મઘાત કરતાં રોકે છે. બધી વસ્તુસ્થિતિથી વાકેફ થયા બાદ એ કહે છે કે—

"મહુઆ, મેં મારાં માતાપિતા અને કુટુંબ તજ્યાં છે. નીતિનું ગૌરવ પણ છોડયું છે. એ બધું મેં, શા માટે કર્યું છે તે જાણે છે? તારે ખાતર. તારે ખાતર જ હું દેશનો ખૂણેખૂણો ફરી વળ્યો છું. ને એ પછી પણ જો હું તને ન જ મેળવી શકું તેમ હોય તો મારૂં જીવ્યું જીવતાં યે મોત જેવું છે. માટે હવે આ ખંજરથી આત્મઘાત કરવાનો વિચાર છોડી દઈ એથી મને જ આ દુનિયામાંથી રજા આપ. મરતાં મરતાં એ મને સંતોષ થશે કે મારી પ્રિયતમાને હાથેજ મારા જીવનનો અંત આવે છે. માટે હવે ઉઠાવ આ ખંજર ને તારા સ્વહસ્તે જ તારા દુઃખી પ્રિયતમને સદાને માટે શાંતિ આપ."

મહુઆ જવાબ વાળે છે—'ના, ના, મારા હૃદયેશ્વર, એ કદીય નહિ બની શકે. હું આ ક્ષણે જ મારાં મા–બાપ ને ઘરને છેલ્લા સલામ કરી દઉ છું. ચાલો આપણે કોઈ દૂરદૂરના પ્રદેશમાં ચાલ્યાં જઇએ. ત્યાં સુખેદુઃખે પણ આપણે સાથે જ રહીશું."

ને તુરત જ એ ઘનઘોર ભીષણ અંધારી રાત્રે મહુઆ ને ચંદ ચાલી નીકળે છે. –કોઇ એવા પ્રદેશની શોધમાં, જ્યાં હોમરાની આગવરસાવતી આંખો પહોંચી ન શકે, જ્યાં કુદરતના મુક્ત વાતાવરણમાં એ બન્ને સ્વતંત્ર રીતે વિહરી શકે, એકબીજાનાં થઈ ને રહી શકે.

પોતાના રાહમાં આવતી મુશ્કેલીઓનો મહુઆ અને ચંદ બહાદુરીથી સામનો કરતાં, જંગલો ખૂંદતાં ને પહાડો વટાવતાં ભાગતાં ભાગતાં એક દિવસ એક પહાડી ઝરણા પાસે આવી પહોંચ્યાં. એ સ્થળ સલામત લાગવાથી ત્યાંજ પહાડની એક બાજુએ એમણે ઝુંપડું બાંધ્યું. ને ત્યાં રહેવા લાગ્યાં. એમને કોઈ ચીજની અપેક્ષા નહોતી. વૃક્ષો પર પાકતા

ફળો અને ઝરણાંનું મીઠું પાણી એમને માટે પૂરતું હતું. હરિયાળી ધરતી, સુંદર અને સુગંધી ફૂલો, પંખીઓનો મધુર કલરવ, મીઠું સંગીત અને કુદરતનું અપાર સૌંદર્ય એ બધું આ મુક્ત પ્રાણોને વધુ સુખી બનાવતું હતું. હવે એક એવા વાતાવરણમાં આ જોડું વિચરતું હતું કે જ્યાંના ભાવિમાં પણ અંધકારનું નામનિશાન નહોતું દેખાતું. જ્યાં બધુંજ વિશુદ્ધ, આનંદમય અને સુંદર હતું.

પણ એવું સુખમય જીવન વધુ વાર ન ટક્યું–આખરે એક દિવસ એમની શોધ કરતો કરતો હોમરો ત્યાં આવી એમની સામે જ ખડો થઈ ગયો. એની આંખમાંથી ક્રોધની આગ ઝરતી હતી. તેણે મહુઆને ખંજર આપ્યું અને એ દ્વારા ચંદને પોતાની સમક્ષ જ મારી નાંખવા તથા પોતાના દળના એક યુવાન–સુજાન સાથે પરણવા ક્રોધપૂર્વક હુકમ કર્યો.

ક્ષણવાર માટે મહુઆ દિગ્મૂઢ જ બની ગઇ, પછી એણે દૃઢતાપૂર્વક જવાબ આપ્યોઃ "મારા પ્રેમિક પતિનું ખૂન હું પોતે જ કેમ કરી શકું ? હું સુજાન સાથે કદાપિ લગ્ન નહિ કરી શકું. ક્યાં મારા પતિનો તપ્ત સુવર્ણ જેવો, સૂર્ય ને ચંદ્ર જેવો ચહેરો ને ક્યાં તમારા આ સુજાનનો આગિયા કીડા જેવો ચહેરો ?"

મહુઆ ચંદને ચાહતી હતી. ચંદને એણે હૃદયથી પોતાનો કર્યો હતો ને પોતે ચંદની બની હતી. હવે એ કોઇ બીજાને પોતાનો કરવા અશક્ત હતી. સાથોસાથ એ સમજી ગઇ કે પોતાના વહાલા પતિ ચંદનું જીવન હવે ભયમાં છે, કારણ હોમરો અત્યંત કોપાયમાન બન્યો હતો. પોતાની આંખો સામે જ પોતાના પ્રિયજનને મરતો જોવો એ એને માટે અસહ્ય હતું. તેણે પોતાના હાથમાંનું ખંજર પ્રેમના પવિત્ર પ્રકાશમાં હસતા ચહેરે અને ચમકતી આંખો સાથે પોતાની છાતીમાં હુલાવી દીધું. હોમરાની આજ્ઞાથી નદેરચંદનું જીવન પણ એ સ્થળે જ પૂર્ણ કરવામાં આવ્યું. ને તે ત્યાંજ પ્રિયતમાની સન્મુખે સદાને માટે પોઢી ગયો.

ચંદ પોતાના મૃત્યુ સમયે મરતી પ્રેમિકા મહુઆના હસતા ચહેરા તરફ નિહાળી રહ્યો હતો. એને મૃત્યુનો જરાએ ભય નહોતો. એ તો શાંતિના સામ્રાજ્યમાં વિચરવા જતો હતો.

આ દુઃખાંત કથામાં આપણને પ્રેમની મહત્તા અને આદર્શ બલિદાનનાં દર્શન થાય છે. મહુઆ અને ચંદે પ્રેમની દીપશિખા ઉપર હસતા ચહેરે પોતાનાં બલિદાન આપ્યાં.

કવિવર ટાગોરના કાવ્યોમાંથી જાણે કે એમના હૃદયોનો પ્રતિધ્વનિ આવે છે કે–.

—" પ્રિયતમ ! હું મૃત્યુથી નથી ડરતો. હું મારા જીવનનો જુગાર ખેલીને પણ તને મેળવ્યે જ રહીશ. મને તો બધાં સત્યોમાંએ સત્ય લાગે છે મારો પ્રેમ. અને મૃત્યુ રહિત છે એ પ્રેમ."

પ્રથમ દૃષ્ટાદૃષ્ટ મળતાં જ એ બંનેમાં અન્યોન્ય માટે પ્રેમ જાગ્યો હતો. બન્ને એકબીજાનાં થઇ ચૂક્યાં હતાં. એમનાં હૃદય પ્રેમથી ઓતપ્રોત બન્યાં હતાં. અને અંતે એ પ્રેમને કારણે જ એ બન્નેએ પોતાનાં બલિદાન પણ દઇ દીધાં.

ખબર નથી કે એમના રાહમાં કેટકેટલાં દુર્ભાગ્યનાં વાદળો આવી ગયાં. પણ પ્રેમના એ પવિત્ર પ્રકાશ પર કશાયે અસર ન થઈ. એમના સારાએ જીવનમાં પ્રેમની જ્વાળા ધધકતી રહી. એમણે મૃત્યુ પર વિજય મેળવ્યો. મૃત્યુ પણ એમને વિખૂટાં ન પાડી શક્યું. એમનો પ્રેમ મૃત્યુરહિત, પવિત્ર, અને દૈવી હતો.

( શ્રી. કલ્યાણકુમાર સોમના લેખ પરથી )

# ચિત્રાંગદા : રસદર્શન

આણંદચંદ્ર મણિલાલ પરીખ

-( ગતાંક-૧૧ પૃ. ૫૫૨ થી ચાલુ )

૭

આ સલાહ માન્ય રાખી ચિત્રા અર્જુન સાથે પ્રેમોત્સવમાં સમય વીતાવે છે; પણ તેનું અંતર તો અંદરથી વલોવાતું હોય છે. નવું મેળવેલું સૌંદર્ય પડછાયાની માફક તેને વળગતું તેના વિકસ્વર જીવનને પરિતૃપ્ત થવા દેતું નથી. તે જાણે છે કે હૃદયને ભરી દેતી એ અતૃપ્તતાને તૃપ્ત કરવા, જીવનના સાફલ્યને સિદ્ધ કરવા પોતાના નિગૂઢ સત્ય સ્વરૂપને પ્રગટ કર્યા સિવાય તેનો આરો નથી; છતાં સંયોગોની સાનુકૂળતાને અભાવે મૌન સિવાય બીજો માર્ગ નથી. અત્યારે તો પ્રિયતમના સુખને ખાતર, ભમારા હૃદયે અંતરની પ્રબળ વ્યથા મનમાં ને મનમાં જ સમાવી, સમયની પરિપકવતાની છૂપી આશા સેવતાં તે દિવસો પર દિવસો પસાર કરે છે.

અર્જુન એકદિવસ ચિત્રાને માળા ગૂંથતાં નિહાળતાં ઊભો હોય છે ત્યારે તેની એકાગ્રતાથી આકર્ષાઇ ચિત્રા પૂછે છે—

'મને આમ કેમ નિહાળો છો મારા રણવીર?'

પ્રશંસાનાં મધુર પુષ્પ વેરતાં અર્જુન ઉત્તર આપે છે—

'આ ફૂલમાળ તું કેવી રીતે ગૂંથી રહી છે,. તે હું જોઉં છું. કૌશલ અને લાલિત્ય, જોડકે જન્મ્યાં બંધુભગિનિશાં તારી અંગુલિને ટેરવે રમી રહ્યાં છે. હું જોઉં છું અને વિચારું છું.'

સાચેજ, કૌશલ અને લાલિત્યે ગૂંથાતી મંગલ જીવનજ્યોતિ પ્રકટાવવામાં જ આર્યરમણીનું સાફલ્ય રહેલું છે, એ ભારતવર્ષની મહાગાથાનો પ્રતિઘોષ, ફૂલમાળ ગૂંથતી ચિત્રાંગદામાંથી નથી ઊઠતો શું? પણ જરા આગળ વધતાં—

ચિત્રા : 'શું વિચારો છો નાથ?'

અર્જુન : 'હું એમ વિચારું છું કે સ્પર્શ અને માધુર્યની તરલતાથી તું મારા વનવાસના દિવસો ઘેર પાછા ફરતી વેળા મારા મસ્તકે આરોપવાની એક અમર પુષ્પમાળમાં ગૂંથી રહી છે.'

વનવાસના એ સુકાન્ત દિવસોને પોતાના જીવનવ્યક્તિત્વની પરિમલથી મધુર, રસમય બનાવનાર, જીવન સર્વસ્વના સારરૂપ આ કલ્યાણમૂર્તિમાં, શું ભારતવર્ષની આર્યસંસ્કૃતિના પ્રાણસમી ઓજસ્વિનિ કુલદીપિકાનું આર્યદર્શન નથી પ્રગટતું? એ દર્શનને પ્રત્યક્ષ કરતા, પ્રિયતમાનાં સૌષ્ઠવ અને લાલિત્યના ચિત્રમાં કેન્દ્રિત બનેલી પ્રેમની પ્રશાન્ત

પ્રતીતિમાં અર્જુન મસ્ત છે. પણ નિજ સૌંદર્યને અને તેની પારિણામિક પ્રણયચર્યાને મદનના વરદાનને કારણે જગતની વાસ્તવભૂમિથી પર, સ્વપ્નવત લેખતી ચિત્રાના મુખમાંથી સહસા ઉદ્‌ગાર સરી પડે છે—

'ઘેર ? પણ આ પ્રેમ ઘર માટે નથી.'

થયું. ફૂલના ઢગલામાં દારુણ અગ્નિ પડે, અને સુકુમાર પુષ્પપાંદડીઓને થાય તેમ અર્જુનની માનસસૃષ્ટિ પર અણધાર્યો વજ્રાઘાત થાય છે; તે તો ચિત્રાને પૃથિવીકન્યા માનતો હોઈ તેને પોતાની વાસ્તવસ્વરૂપા પ્રિયતમા તરીકે જ લેખે છે. વનવાસને અંતે વનમાં જન્મેલા પ્રણયને ઘેર લઇ જઇ, ગૃહમંદિરના સિંહાસને સ્થાપવાનો ભાવિ પ્રસંગ તો તેણે સામાન્ય માન્યો છે. ચિત્રાનાં વેધક વચનોથી તેના હૃદયમાં પ્રથમવાર આજે શંકા જન્મે છે. આજપૂર્વે કદી નહિ અનુભવેલ દ્વિધાનો તેને ચિત્રામાં ભાસ થાય છે ને નિરાશાનું ઔદાસિન્ય ધીમે ધીમે તેના પર પ્રસરતું જાય છે. પ્રિયતમા હાથમાંથી સરી જતી હોય તેમ હૃદયના ઊંડાણમાંથી ને બોલી ઊઠે છે—

'ઘર માટે નહિ !'

પણ તે જ મક્કમતાપૂર્વક ચિત્રા—

'ના એની કદી વાતજ ન કરશો...'

પોતાના સૌન્દર્યની અનિવાર્ય અલ્પજીવિતાને લઇ ચિત્રાને સ્વાભાવિક રીતેજ અર્જુનના પ્રેમ પ્રત્યે શંકાભાવ જન્મે છે—સૌન્દર્ય જતાં તે પણ શું ક્ષણિકભાવ નહિ દાખવે ને ? તેથીજ—

ચિત્રા: 'એ નાનકડા વનપુષ્પને[1] જ્યાં જન્મ્યું હતું ત્યાંજ રહેવા દો. જે વસ્તુઓ ક્ષય પામી વિસ્તૃત બને છે તેમને માટે જેને જરાય કરુણા નથી એવા તમારા રાજભુવનના શિલાતલ પર પટકવા તેને ન લઇ જશો.'

અહીં એક વસ્તુ યાદ રાખવી ઘટે કે મદનનો આશય ચિત્રાને એક વર્ષનું સંપૂર્ણ સૌંદર્ય બક્ષી પછી તેનું જીવન નષ્ટ કરી નાખવાનો નથી તેણે બક્ષેલો એક વર્ષનો સૌંદર્ય કાળ, તેના વરદાનની સમયમર્યાદા નહિ, પણ ચિત્રાએ યાચેલા એક દિવસના સૌંદર્યના પ્રત્યુત્તરમાં વસન્તે દાખવેલું તેનું અમાપ ઔદાર્ય જ સૂચવે છે. તેનો પ્રધાનહેતુ તો વિકૃત પૌરુષિતામાં જકડાયલી ચિત્રાંગદાને સ્ત્રીના હૃદયમાં સતત વહેતાં રસ, સ્નેહ, ને માર્દવની મધુરપે લીંપી, સૌંદર્યનો ઓપ આપી, સુકુમાર-લાલિત્યમાં વિકસતી સર્વાંગ-સંપૂર્ણ સુન્દરી બનાવવાનો છે. કલાપૂર્વક તેણે અર્જુન સાથે તેનો સંયોગ અને પ્રણયલગ્ન આણ્યાં છે. હવે માત્ર શાશ્વતતાના મંગલ કલશથી એ આત્મલગ્નનો અમર અભિષેક કરવાનું જ બાકી રહ્યું છે. યૌવનસૌન્દર્યની વીતેલી વસંતમાંથી ફળઋતુમાં પ્રવેશેલી ચિત્રાને જે ક્ષણે અર્જુન વર્તમાન પ્રેમથી પરિતૃપ્ત થઇ, તેના મૂળ સ્વરૂપમાં ઉદય પામતી જોશે અને સનાતન સ્ખલિત સત્ય પ્રગટાવતી ચિરંજીવ ચિત્રાનો પુનઃ હૃદયસ્વીકાર કરશે તે ક્ષણ પરિસમાપ્તિની હશે. કવિએ આ પરિસમાપ્તિનો વિકાસ કેવી રીતે સાધ્યો છે તે હવે જોઇએ.

[ ચાલુ ]

---

૧. વનમાં વિકસેલા પ્રણયરૂપ-(અનુવાદક)

# ગોચરી

**જર્મની** અને ઈંગ્લાંડ વચ્ચેનાં વૈર અને તેનાં શમન અંગેના રાજકીય પ્રયાસો રસિક અને રોમાંચક છે. ઇતિહાસ અને ખાનગી રિપોર્ટોમાં પ્રગટ થયા પ્રમાણે—

મહાન ફ્રેડરિકના સમયમાં અને નેપોલિયનયુગમાં જર્મન-સામ્રાજ્યનો મુખ્ય પ્રદેશ પ્રશિયા અને ઇંગ્લાંડ પરસ્પર મૈત્રી ધરાવતાં. તે પછી તેજસ્વી જર્મન મંત્રી પ્રીન્સ બિસ્માર્કે વ્યવસ્થિત જર્મન સામ્રાજ્ય ઊભું કર્યું ને ઇંગ્લાંડ તેની વિરૂદ્ધ ફ્રાન્સ સાથે જોડાયું.

બિસ્માર્કને ઈંગ્લાંડની દુશ્મનાવટ ખૂબ ભારે થઈ પડતી તેણે કોઈ પણ ઉપાયે ઈંગ્લાંડ ને ફ્રાન્સને વિખૂટાં પાડવાંનો નિર્ણય કર્યો. પ્રથમ તેણે નબળા ફ્રાન્સને લલચાવવાનો ઉપાય અજમાવ્યો. ઈંગ્લાંડની વિરૂદ્ધ જર્મની સાથે મિત્રતામાં જોડાવાની ફ્રાન્સ જો લિખિત ખાત્રી આપે તો મીસર અંગ્રેજો પાસેથી ઝૂંટવી લઇને તે ફ્રાન્સને સોંપી દેવાની તેણે તૈયારી બતાવી. ફ્રાન્સ આ યુક્તિમાં ફસાઈ ગયું ને તેના પ્રધાને બિસ્માર્કને મૈત્રીમાં જોડાવાની એવી ખાત્રી લખી આપી. બિસ્માર્કને ફ્રાન્સની તો ગણત્રીજ નહોતી. તેણે ખાત્રીને લગતો આ દસ્તાવેજ ઇંગ્લાંડને બતાવી તેને ફ્રાન્સની વિરૂદ્ધ ઉશ્કેરી મૂકવાની યોજના રચી.

આ યોજનાની અંગ્રેજ એલચીદ્વારા ફ્રાન્સના એક રાજદ્વારીને ખબર પડતાં તેણે કોઈ પણ ઉપાયે એ દસ્તાવેજ, અંગ્રેજ પ્રધાનને તે બતાવાય તે પહેલાં જ બિસ્માર્કના હાથમાંથી ઝૂંટવી લેવાનો નિર્ણય કર્યો. આ માટે તેણે જર્મન શહેનશાહ કૈસરની સ્વભાવગત નબળાઈ નો લાભ લેવા બાજી ગોઠવી.

કૈસર ખૂબ જ મહત્વાકાંક્ષી પુરુષ હતો. ફ્રેન્ચ રાજદ્વારીએ જ્યારે એને જણાવ્યું કે બિસ્માર્કે તેની જાણબહારજ એક ભયંકર કરાર કર્યો છે ત્યારે તેને બિસ્માર્ક પર ચીડ ચડી. કોઇપણ ઉપાયે એ કરાર બિસ્માર્ક પાસેથી મેળવી લેવાની ફ્રેન્ચ રાજદ્વારીની સલાહ તેને ઉચિત લાગી. પણ બિસ્માર્ક જરૂરી દસ્તાવેજો પોતાની ગુપ્ત પેટીમાં રાખતો અને કૈસરનું તેના પાસે કંઈ ચાલે એમ નહોતું. પણ ફ્રેન્ચ રાજદ્વારીએ એને બિસ્માર્કને તે પેટી સાથે રાજમહેલમાં નોતરવાનો, અને એ પેટી દિવાનખંડમાં જ પડી રહે એ રીતે અકસ્માત તેને બીજા ખંડમાં ખેંચી જવાનો, અને એ પ્રસંગે આ રાજદ્વારી કૈસરને માટે એ દસ્તાવેજ ઉડાવી લે એ રીતે વર્તવાનો માર્ગ દર્શાવ્યો. કૈસરને એ માર્ગ ઉચિત જણાતાં તે તેને અનુસર્યો અને પરિણામમાં ફ્રેન્ચ રાજદ્વારીએ એ દસ્તાવેજ સળગાવી મૂક્યો. બિસ્માર્કની યોજના ઊંધી વળી.

આ પછી ૧૯૧૪ ના યુદ્ધ માટે, છેલ્લા 'ક્વાર્ટર્લી રીવ્યુ'માં ડૉ. વોન બેસલરના લેખમાં જણાવ્યા પ્રમાણે, કૈસર નહિ પણ પ્રીન્સ બ્યૂલો જવાબદાર હતો. તેણે કૈસરને ઊંધુચત્તુ સમજાવીને, અનેક બનાવટી ખતપત્રો ઊભાં કરીને ને કૈસરની ગેરહાજરીમાં જ જર્મનીને ઇંગ્લાંડની વિરૂદ્ધ યુદ્ધમાં સંડોવી દીધું હતું. કૈસર તો અંગ્રેજો સાથે હંમેશની મિત્રતા ઇચ્છતો અને નિવૃત્ત છતાં હજી ઇચ્છે છે.

આ પછી સ્વર્ગસ્થ થયેલ જર્મનીના પ્રમુખ હીન્ડનબર્ગે હીટલરના વ્યાપક-જહાલવાદિયા બળને ફેલાવા દીધું, એ બળને તોડવાના બહાના નીચે સત્તાવાર બળ પણ વધાર્યું અને જ્યારે જર્મની સશક્ત ભૂમિકા ઉપર આવી ઊભું ત્યારે તેણે એ બંને બળોને જોડાવા દીધાં.

ને હીટલર જર્મનીનો સર્વસત્તાધીશ બન્યો. તેણે જર્મન સામ્રાજ્યને અનેક યુક્તિઓદ્વારા ઉન્નતમાં ઉન્નત ભૂમિકા પર લાવી મૂક્યું. આજે તે ફરી ઈંગ્લાંડનો સમોવડિયો થઈ ઊભો છે.

*

ઇન્ડિયા ઑફીસ—લાયબ્રેરીના આસી. કયુરેટર મી. એ. જી. આર્બેરીએ, હિંદી વજીર માર્કવીસ ઑફ ઝેટલેન્ડની પ્રસ્તાવના સાથે, પ્રગટ કરેલ 'India Office Liabrary' નામના પુસ્તકમાં એ લાયબ્રેરીની ઉત્પત્તિના કરુણ ઇતિહાસ સાથે એ લાયબ્રેરી સંબંધી બીજી પણ વિગતવાર માહિતી આપી છે.

ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદમાં અલભ્ય અને અમૂલ્ય હસ્તલિખિત ગ્રન્થોની હયાતિ જોતાં તેનો સંગ્રહ કરી લેવાને ચાર્લ્સ વીલ્કીન્સની નિમણૂક કરી. તેણે અનેક યુક્તિ-પ્રયુક્તિઓથી હજારો હસ્તલિખિત પ્રતો કબજે કરી. મહાન શાસક ટીપુ સુલતાનની હાર પછી એના ખજાનામાંથી પણ કંપનીને અરેબિક અને પર્શીયન ભાષાના હજારોની સંખ્યામાં બહુમૂલ્ય ગ્રન્થો મળી આવ્યા. આ બધી કાયદેસર લૂંટમાંથી એ ભવ્ય લાયબ્રેરીની સ્થાપના થઈ. ઈન્ડિયન પ્રેસએક્ટ પછી હિંદમાં પ્રગટ થતા દરેક પુસ્તકની પણ એકેક નકલ તેને મળવા માંડી. આ બધો મફતિયો સંગ્રહ આજે બ્રિટનનો એક બહુમૂલ્ય ખજાનો ગણાય છે. તેમાં ૨૦૦૦૦ કિંમતી હસ્તપ્રતો અને ૨૩૦૦૦૦ છપાયલ પુસ્તકો સચવાઈ રહ્યાં છે.

*

સર વિલિયમ બાર્ટને તાજેતરમાં North West Frontier નામે એક પુસ્તક બહાર પાડ્યું છે. તેમાં હિંદી સરકારને સરહદી બખેડાઓ પાછળ જે કરોડો રૂપિયા અને બેહદ શક્તિનો વ્યય કરવો પડે છે તે બચાવી લેવાને તેને અફઘાનિસ્તાન સાથે મિત્રતાભર્યો અને સદ્ધર રાજકીય સંબંધ બાંધવાની; સરહદી પ્રજામાં કેળવણી, સુધારો, અહિંસા ને શક્તિઘાતક સામાન્ય ઉદ્યોગોનો પ્રચાર કરવાની; ને તેના હાથમાંથી આસ્તે આસ્તે યુક્તિપૂર્વક હથિયારો છીનવી લેવાની સલાહ આપવામાં આવી છે.

*

'રેશનાલીસ્ટ એન્યુઅલ'માં સી. ઈ. એમ. જોડ 'નિરર્થક કેળવણી' નામે લેખમાં લખે છે કે, 'પહેલાં હું આધુનિક કેળવણીનો ઉપાસક હતો, હવે ધિક્કારનાર છું. વિજ્ઞાન શક્તિઓનો વિકાસ શીખવે છે; તે ક્યાં ને કેટલી મર્યાદાપૂર્વક વાપરવી તે ને નથી શીખવતું. તે તો ધર્મ અને નીતિ શીખવી શકે......ને જ્યાંસુધી માનવી પોતાની શક્તિઓનો સદુપયોગ કરતાં ન શીખે ત્યાંસુધી તેની શક્તિઓ ઓછામાં ઓછી હોય એ વધારે સુંદર છે.'

એ જ પત્રમાં બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય શ્રી. અર્નેસ્ટ થર્ટલ ' પ્રેસ અને સત્ય ' એ વિષય ઉપર લખતાં કહે છે, " છાપાં અને છાપખાનાંઓએ તો ધર્મગુરુઓ ને રાજાઓનો સ્વૈરવિહાર પણ ભુલવાવી દીધો છે. તેમણે શાહીવાદ કરતાંએ ભીષણ નવો એકહથ્થુ વિચારવાદ જન્માવ્યો છે. " ને છાપાંઓના સત્ય સંબંધમાં તેઓ એક સુંદર દાખલો ટાંકે છે, "૧૯૩૨માં સરકારે જ્યારે સોનાનું ધોરણ છોડવાનો નિશ્ચય કર્યો ત્યારે ઇંગ્લાંડભરનાં વર્તમાનપત્રોએ તે સામે શોરબકોર મચાવી મૂક્યો. થોડાક દિવસ પછી સરકારે દરેક પત્રોને ધોરણ છોડવાની તરફેણમાં જ પ્રચાર કરવાની ચેતવણીપુર્વક સૂચના કરી કે બીજા જ દિવસથી દરેક પત્રોમાં સોનાનું ધોરણ છોડવામાં શા શા લાભો સમાયા છે તેની કટારો ભરાવા લાગી. "—આ કયા પ્રકારનું વિચારસ્વાતંત્ર્ય ?

*

અંધ અને શાબ્દિક રૂઢિવાદ માટે હિંદની વગોવણી જગજાહેર બની છે. પણ ભૂલી જવાય છે કે પશ્ચિમની અંધતા આગળ તો એ તૃણસમાન પણ નથી.

સ્પેનના જંગમાં જનરલ ફ્રાન્કોની એક ટુકડીએ કોરૂનાના ગવર્નરને મારી તેની પત્નીને કેદ કરી. પણ એ પત્ની ગર્ભવતી હતી, ને ટુકડીનો સરદાર સાચો ખ્રિસ્તિ હતો. ગર્ભવતી સ્ત્રીને મારવાનો ધાર્મિક પ્રતિબંધ તેનાથી તોડી શકાય એમ નહોતું. પરિણામે એ સ્ત્રીના શરીરે ઓપરેશન કરાવી ચાર માસના ગર્ભને તેણે દૂર કરી દીધો અને પછીજ એ બિન-ગર્ભવતી સ્ત્રીને કબરમાં સુવાડી તેને ગોળીઓથી વીંધાવી.

* *

સત્તાવાર રીતે જગતના સોનાનો ૫૮ ટકા ભાગ અમેરિકા પાસે, ૧૧ બ્રિટન, ૧૦ ફ્રાન્સ, ૫ હોલાંડ, ૩ બેલ્જિયમ, ૨ સ્વીઝર્લેન્ડ, ૨ આર્જેન્ટાઇના અને બાકીનો આઠ ટકા ભાગ બાકીના જગત પાસે છે. હિંદને ભાગે કદાચ અડધોએક ટકો આવે ૧૭૫૭ પહેલાં જગતના સોનાનો સિત્તેરેક ટકા ભાગ હિંદ પાસે હતો.

*

દક્ષિણ અમેરિકાના લોક્ષા નજીકના એક તળાવમાં કેટલાંક ઝાડ તૂટી પડયાં અને ગામનાં માંદાં ઢોર એ તળાવનું પાણી પીતાં સાજાં બનવા લાગ્યાં. તે પછી એક ભરવાડ પણ એ પાણી પીને સાજો બન્યો. ત્યારથી એ દવા રેડ ઈન્ડિયનોમાં જાણીતી થઇ; તે પછી પેરૂના માંદા સ્પેનીશ સોલ્જરના તાવ પર એના સફળ પ્રયોગ પછી એ યુરોપમાં પ્રવેશી; અને ચાર્લ્સ બીજા પરના સફળ પ્રયોગ પછી એ જગવિખ્યાત બની. તાવ માટે અકસીર દવા તરીકે જાણીતી ક્વીનાઈનનો આ ઇતિહાસ. તળાવમાં તૂટી પડેલાં ઝાડ સીંકોનાનાં હતાં.

જગતની ઘણીખરી શોધો એક યા બીજા પ્રકારે અકસ્માતમાંથી જ થઈ છે; ને કેટલીક તો ઉલટી ભૂલમાંથીઃ કાગળની બનાવટમાં તેને ચીકણાશ આપતો પદાર્થ નંખાવો રહી ગયો ને બ્લોટીંગ બની ગયું. હેલિયમ ગેસને બાળવાના વપરાશમાં લેવાના પ્રયોગો થયા અને એ કોઈ રીતે ન બળતાં ફાયરપ્રૂફ-ગેસ તરીકે એની ઉપયોગિતા એ કરતાં પણ વિશેષ કિંમતી થઈ પડી.

૧૯૧૫ માં મધ્ય એશિયામાં એક જબ્બર ધરતીકંપ થયો અને પરિણામમાં ૪૪ માઈલ લાંબુ, ૧ માઈલ પહોળું અને ૧૮૦૦ ફીટ ઊંડું સરોવર પ્રગટી નીકળ્યું.

ન્યુયોર્કના ભવ્ય મેળામાં પાંચ કરોડ લગભગ માણસોની મુલાકાત અને પંદર કરોડ ડૉલરના ખર્ચની ગણતરી છે.

ફીલ્મ-ઉદ્યોગમાં પહેલાં મૂક ચિત્રો શોધાયાં, પછી બોલતાં ચિત્રપટો, તે પછી રંગીન અને હવે સુગંધી પણ સાથે જ પ્રસરી શકે એવાં ચિત્રો માટે પ્રયોગો ચાલે છે. ને તે કંઈક અંશે સફળ પણ થઈ ચૂકલ છે.

ડચ ટપાલખાતાએ રેકોર્ડીંગની સહાયથી હવે સ્વમેળે જ બોલતા કાગળો લાવવા લઈ જવાની શરૂઆત કરી છે.

કેથેરાઈન બ્લોગેટે કિરણો પસાર ન થઈ શકે એવા કાચની શોધ કરી છે.

હાડકાના દર્દમાં અત્યારસુધી અદલાબદલી માટે પ્રાણીઓનાં હાડકાં વપરાતાં. પણ હવે પ્રો. હે. ગ્રોઝે એમાં નુકસાન દર્શાવી માણસના અંગમાંનાં, ખાસ જરૂરી નહિ એ સ્થળનાં, હાડકાં કે તેના ભાગ બગડી ગયેલા જરૂરી સ્થળે સાંધી શકાય એવી શોધ કરી છે.

હેલન કેલરને આંખ નથી, કાન નથી, જીભ નથી છતાં તે બધો વ્યવહાર સરળતાથી ચલાવે છે; અનેક ભાષાઓ જાણે છે.

* * *

પ્રાન્તિક સરકારોની સફળતા અને ફેડરેશન સંબંધી પરદેશી સામયિકોએ પ્રણું ઘણું પ્રગટ કર્યું છે :

'એશિયાટિક રીવ્યુ'ના ગયા એપ્રીલના અંકમાં લોર્ડ લોધિયનનો 'હિંદમાં નવીન રાજતંત્રનો અમલ'; જુલાઈના અંકમાં વાઈકાઉન્ટ સેમ્યુઅલનો 'વર્તમાન હિંદની રાજકીય પરિસ્થિતિ,' અને સર આલ્બન બેનરજીનો 'ડીકટેટરશીપ ઓાવ પ્રોક્ષી ઇન ઇન્ડિયા'; તથા ઓાકટોબરના અંકમાં સર વિલિયમ સ્ટાર્મે કરેલી મહાસભાવાદી પ્રધાનમંડળોની પ્રશંસા; 'કોન્ટેમ્પરરી રીવ્યુ'માં 'પ્રોસ્પેક્ટ ઇન ઇન્ડિયા' અને 'પોલીટીકલ ક્વાર્ટર્લી'ના છેલ્લા અંકમાં 'ઇન્ડિયા ઇન ટ્રાન્સિસન' વગેરે લેખો એ વિષયના અભ્યાસીઓએ જોઈ જવા જેવા છે.

'કોન્ટેમ્પરરી રીવ્યુ'ના ફેબ્રુઆરીના અંકમાં હિંદ વિષેના લેખમાં શ્રી દીનબંધુ એન્ડ્રુઝ કહે છે કે—

'હિંદની વસતી બેહદ વધી રહી છે. કન્યાઓની લગ્નવય વધારવામાં આવે, કે સંતતિનિયમનનાં વૈજ્ઞાનિક સાધનોનો આશ્રય લેવામાં આવે; અગવા તો પછી ૧૮–૧૯ જેવી કોઈ કુદરતી સંહારક આફત આવી પડે એ સિવાય એ મર્યાદામાં રહેવી મુશ્કેલ છે...નીલગિરિની ટેકરીઓની પ્રજા સૈકાઓથી પોતાની ચાલી આવતી રીતિનીતિઓ પાળી રહી હતી, પણ મહાત્માજીના યુગે તેની પાસે એ બધા અસહ્ય રૂઢિવાદ ફગાવરાવી દીધા છે.'

'એશિયાટિક રીવ્યુ'ના ઑક્ટોબરના અંકમાં હિંદના શિક્ષણ વિષે લખતાં એ. ઇ. વોટસન કહે છે કે, 'હિંદમાં હવે સર્વ સ્થળે સહશિક્ષણ પ્રત્યેનો વિરોધ શમી ગયો છે.' ને હિંદીઓને તેઓ ઔદ્યોગિક કેળવણી લેવાનો આગ્રહ કરે છે.

'જૈન એન્ટીકવરી'ના છેલ્લા અંકમાં, 'તામિલ ભાષામાં જૈન સાહિત્ય'ને 'દેવાનુપ્રિય શબ્દની વ્યાખ્યા' ધ્યાનયોગ્ય લેખો છે.

'પ્રસ્થાન'ના છેલ્લા અંકમાં એમ. એસ. સૈયદનો ઈસ્લામમાં અહિંસા નામનો લેખ ઈસ્લામની માનવતા ઉપર સારો પ્રકાશ પાડે છે.

'ફાર્બસ ત્રૈમાસિક'ના છેલ્લા અંકમાં 'પરમ માહેશ્વર કુમારપાળ' નામના લેખમાં એ ભૂપતિએ જૈનધર્મ સ્વીકાર્યાની બાબતનો વિગતવાર અસ્વીકાર કરવામાં આવ્યો છે.

'રૂપજીવિની'ના લેખક 'કલમ કિતાબ'કારની કલ્પના પ્રમાણે શ્રી રમણભાઈ દેસાઈ નહિ પણ એમનાજ સમાંતર હોદ્દાના, જેમને જાહેરાત પસંદ નથી એવા, વડોદરા રાજ્યનાજ ગુજરાતી અમલદાર છે. આ તેમનું પ્રથમ જ પુસ્તક છે.

ડૉ. ફ્રોઇડ 'The Future of Illusion' નામના પોતાના છેલ્લા ગ્રંથમાં જણાવે છે કે ધર્મ એ ઢોંગ છે, તેની ઉત્પત્તિ ભયમાંથી થઈ છે. ને તેનો વિકાસ અંધશ્રદ્ધામાંથી ઉદ્દભવ્યો છે.

ઈ. એમ. એલન આજના અધર્મના મૂળ તરીકે કાર્લ માર્ક્સને ઓાળખાવે છે.

પેટ્રીક લેસીના મતે પંડિત જવાહરલાલનું હિંદી શુદ્ધ નહિ પણ ઉર્દુમિશ્રિત છે.

'વિમાન બનાવનાર ભલે મહામાનવી હોય, પણ તેનો કબજો માનવવાંદરાંઓને જ હાથ જાય છે.' એચ. જી. વેલ્સ.

મહાન અંગ્રેજ તત્ત્વજ્ઞાની હૉબ્સના મતે રાજા ન્યાય અને અન્યાયનાં બંધનોથી પર છે.

'પાશ્ચાત્ય સંસ્કૃતિને તેની પોતાની અંદર જ રહેલાં ઝેરી મૂળિયાંથી ઉખડવા દેવામાં આવશે.' જી. કે બાસ, 'હીબર્ટ જર્નલ.'




આખરે શ્રી સુભાષચંદ્ર બોઝે રાષ્ટ્રપતિપદેથી રાજીનામું આપ્યું છે. આ રાજીનામું જરૂરી છે કે બિનજરૂરી એ ભલે મોવડીવર્ગની ચર્ચાનો વિષય હોય; પણ એ રાજીનામું મહાસભાની શુદ્ધિ અને તેની એકતંત્ર વ્યવસ્થા જાળવી રાખવામાં સહાયક બનવું જો અસંભવિત હોય તો પ્રજાને માટે એ દુઃખનો વિષય ગણાય કે ચૂંટાયલ પ્રમુખને, કદાચ મીટાવી પણ શકાય એવા, મતભેદને કારણે પોતાનું પદ છોડવું પડે છે.

શ્રી. બોઝે દેશને માટે જેલો વેઠી છે, સુખ અને શાંતિનો ભોગ આપ્યો છે. એમનું આ રાજીનામું જો દેશના કલ્યાણમાં નીવડશે તો તે પણ એક આવકારપાત્ર ભોગ જ લેખાશે. પણ જો એ રાજીનામાથી પ્રજામત અને તેની શક્તિ કેવળ સામસામી વહેંચાઈ જ જતી હશે તો દેશને માટે તેના જેવો દુઃખદ પ્રસંગ બીજો નહિ હોય.

• શ્રી સુભાષચન્દ્ર બોઝને રાજીનામું આપવું પડયું એ કરતાં બંને પક્ષો જો એકમાર્ગ પર આવી ઊભા હોત, દેશના દરેક પ્રજાકીય વર્ગોને મહાસભામાં કેન્દ્રિત કરી લેવાયા હોત તો તે પ્રજાદષ્ટિએ વધુ આવકારદાયક થઈ પડત. છતાં મોખરે મહાત્માજી છે. શુભ પરિણામ એમની ગણતરીમાં જ હશે. એટલે પ્રજા આ રાજીનામું શાન્ત વ્યથાપૂર્વક વધાવી લ્યે છે. પણ સાથે જ તે એટલી તો આશા રાખે જ છે કે આજના ગૂંચવાયલ આંતરરાષ્ટ્રિય સંયોગોનો લાભ હિંદને જેટલો વિશેષ મળી શકે એટલો મેળવી લેવામાં આવા મતભેદોને અંતરાયકર્તા નહિ જ બનવા દેવામાં આવે; અને મહાસભાને ગૃહ-પુરુષોની જાળથી કે સ્વાર્થીઓના પ્રપંચથી દૂર કરી-વિશુદ્ધ બનાવી, તેને હિંદની એકમાત્ર ઉજ્જ્વળ અને વિજયી સ્વાતંત્ર્યસંસ્થા બનાવાશે.

× × ×

પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે હીટલર અને મુસોલિની ઉપર યુરોપના કેટલાક નાનકડા દેશોના સ્વાતંત્ર્યની ખાત્રી માગતો સંદેશ મોકલ્યો છે. આ દેશોમાંના કેટલાક તો એવા છે કે જેમની પ્રજાસંખ્યા વીશ લાખની પણ ભાગ્યે જ હશે, જેમનું નામ ભૂગોળના ભલભલા અભ્યાસીઓ પણ મુશ્કેલીથી જાણતા હશે. આવા દેશોના સ્વાતંત્ર્યરક્ષણની પ્રેસીડેન્ટની માગણીમાં યુરોપના કહેવાતા પ્રજાસત્તાવાદી દેશોની જેમ હિંદી વર્તમાનપત્રોને પણ શાન્તિ અને શુભેચ્છાની ભાવના જણાણી છે.

. . . જે ભૂમિની મૂળ પ્રજાને કચરીને ગોરી પ્રજાનો વંશવેલો ત્યાં ફાલ્યોફૂલ્યો છે, જે દેશમાં ઈંધાયલ લક્ષ્મીની છોળો ઊછળી રહી છે, જે દેશના લક્ષ્મીનંદનોએ પોતાનાં શસ્ત્રો ખપાવવાને જગત પર યુદ્ધના દૈત્યોને નોતર્યા છે એ દેશના સત્તાધીશના હૃદયમાં પારકાઓના સ્વાતંત્ર્યની લાગણીઓ, કહેવાય છે એ સ્વરૂપમાં, જો જન્મી હોય તો એ ખરેખર હર્ષજનક છે. પણ જો એ એક પ્રકારની રાજકીય બાજી જ હોય તો તેની પ્રશંસા કરીને તેની તરફેણમાં પ્રજામત કેળવતાં શુદ્ધ ન્યાયને ક્ષતિ પહોંચવા સંભવ છે.

વૉશિંગ્ટનથી રૂઝવેલ્ટ-અમેરિકાના પ્રમુખોની હારમાળામાંના કોઈને ગુલામથીએ વધારે દુઃખો ભોગવતી હિંદની કરોડોની પ્રજા પ્રત્યે હમદર્દી ઉદ્ભવી છે ખરી ? એ પ્રજાના સુખ કે સ્વાતંત્ર્ય માટે એમણે કોઈ પ્રસંગે વેણ ઉચ્ચાર્યાં છે ખરાં ? પ્રેસીડેન્ટ વિલ્સનના આત્મનિર્ણયના અધિકારના મુદ્દાને કાળી પ્રજામાં કયાંય અમલમાં મૂકવામાં આવેલો ? યુરોપનાં નાનાં રાજ્યોના રક્ષણ માટે પ્રમુખમાં જે ભાવના જાગી છે એવી ભાવના એમણે પોતાના

મહારાજ્યની આસપાસ આવેલાં ન્હાનાં રાજ્યો, પોતાના જ પ્રદેશમાં ભૂખે મરીને–બળીને પણ જીવતી એ જ પ્રદેશની મૂળ પ્રજા કે એ મહારાજ્ય સાથે જોડાયલ ટાપુઓ સંબંધમાં પણ દર્શાવી છે ખરી ? ક્યાંય ન જાગતી અન્યના સુખની ભાવના આ પ્રસંગે જ ક્યાંથી જાગી ઊઠી ? એબિસિનિયાંના સંહાર પ્રસંગે પણ ન જાગી એ ભાવના આ રાજ્ય પરિવર્તન પ્રસંગે શી રીતે જાગી ઊઠી ?—

કેમકે ભૂમધ્ય સમુદ્રમાં અમેરિકાના વેપારને સ્વાર્થ રહેલો છે. ઇટલિ અને જર્મની વધતાં જાપાન પણ વધારે સશક્ત બને છે, ને તેથી પેસિફિક મહાસાગરના તેના ઇજારા પર પણ અસર થવા સંભવ રહે છે. ને સૌથી વિશેષ તો એ કે એ નાનાં રાજ્યોને ગળપ કરી જવાનું કામ તેના મિત્રોના શુભ હસ્તે નહિ, પણ અમિત્રોના અશુભ હસ્તે થઈ રહ્યું છે.

આમ હોઈ એ તો દેખીતુ જ છે કે સર્વે પોતપોતાના સ્વાર્થની બાજી રમે છે અને વાતો ન્યાય અને શાંતિની કરે છે. જેમ લશ્કરવાદી ઇટલિ, જર્મનિ કે જાપાનાના હાથ ઊજળા નથી એમ મુડીવાદી અમેરિકા, બ્રિટન કે ફ્રાન્સના હાથ પણ ઊજળા નથી જ. સર્વેને બીજાંને લૂંટીને જ ફાલવું છે. ભલે ફાલેફૂલે–ફૂલીને ફૂટવું એમના નશીબે લખાયું હશે.

પણ હિંદી પ્રજાએ આ પ્રસંગે પોતાની હમદર્દીને એક બાજુ ઢળવા દઈ પોતાની ન્યાયતુલાને અશુદ્ધિના છાંટા નથી ઉડાડવા જોઈતા. યુરોપની શાંતિમાં એનું સુખ નથી, યુરોપના યુદ્ધમાં એનું દુઃખ નથી. એણે તો તટસ્થ રહીને જોયા કરવું જોઈએ. યુરોપની અથડામણમાંથી એનાં સુખ અને સ્વાતંત્ર્ય જન્મો કે ન જન્મો. પણ રાજકર્તાઓના અપ્રતિહત કે વિકસતા સામર્થ્યમાંથી તો એ નથી જ જન્મવાનાં.

—o—

આ મહિને—

પાટણમાં ઊજવાયલો હેમ–સારસ્વતસત્ર. ફેડરલ–કોર્ટના ન્યાયાધિશના મહાત્માજીની તરફેણના ચુકાદા પછી પણ રાજકોટમાં રમાયલી અનેક કુટિલ રાજરમતો અને મહાત્માજીએ ભારે હૈયે તે પ્રકરણમાંથી લીધેલી વિદાય. વડોદરામાં શ્રીમંત પ્રતાપસિંહરાવનું રાજ્યારોહણ. જામનગરમાં ગુંડાગીરી. રામદુર્ગ ને રંગપુરમાં અહિંસક લડતમાંથી જાગેલી હિંસા અને અંતમાં ખૂન–મારફાડ અને સત્તાધિશોની ગોળીઓથી લડનારાઓનાં ખેદજનક મરણ. વડોદરામાં ભરાયલું હિંદુ–સંમેલન; અને રાજ્યારોહણના પ્રસંગે નંખાયેલો બ્રોડકાસ્ટીંગ સ્ટેશનનો પાયો ને જીમખાનાની ઉદ્ઘાટન–ક્રિયા. શેઠ મનસુખલાલના નવ લાખ, શેઠ મુંગાલાલના ૭ ... ., ૭ લાખ મધ્યસ્થ સરકારના અને વીશેક લાખ મુંબઈ સરકારના—એમ ચાળીસ લાખના ખર્ચે ખેડા જિલ્લામાં, આખા એશિયામાં પ્રથમ નંબરનું સ્થાન શોભાવે એવી, ખેતીવાડી વિદ્યાપીઠ બંધાશે. મુંબઈ ઈલાકામાં પ્રગતિ સાધતો પ્રૌઢશિક્ષણ–પ્રચાર. સિંધમાં બોરકીની દાણચોરી માટે વેપારીઓનો થયેલો આઠ લાખનો દંડ. કલકત્તામાં મહાસમિતિની બેઠક, બાબુ સુભાષચન્દ્ર બોઝનું રાજીનામું, શ્રી. રાજેન્દ્રપ્રસાદની નવા રાષ્ટ્રપતિ તરીકે ચૂંટણી અને પંડિત જવાહરલાલ, સુભાષ બોઝ અને શરતબોઝને બાદ કરતાં જુના જ પ્રતિનિધિઓની બનેલી નવી કારોબારી. ઇટલિએ જીતેલું આલ્બેનિયા. મેમલના કબજા પછી હીટલરે માગેલ ડાન્ઝીગનો કબજો. તેમણે તોડી નાખેલા બ્રિટન સાથેના નૌકાકરાર. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ, હીટલર અને મુસોલિની પાસે યુરોપનાં નાનાં રાજ્યોની સહીસલામતીની માગણી કરે છે અને એ બંને સરમુખત્યારો રૂઝવેલ્ટની એ માગણીની પદ્ધતિ પ્રત્યે નાપસંદગી બતાવી શાંતિ માટેની પોતાની મહેચ્છા જાહેર કરે છે. આગામી યુદ્ધને પૂરેપૂરું સંભવિત માની બ્રિટને સ્વીકારેલું ફરજિયાત લશ્કરી નોકરીનું ધોરણ. લંડનના માજી કમીશનર હિંદના હવે પછીના વાઇસરૉય નીમાવાનો સંભવ. મુંબઈમાં ચાલતી સીનેમા–પરિષદો.




## *'સાંધ્યગીત'નો કાવ્યપ્રવાહ

અમારાં કાવ્યોનાં
બજારે કે વાટે કદિ ન કંઇ મૂલ્યાંકન થશે,
કિંવા જોઇને કો સ્વરૂપ મુખપૃષ્ઠેથી કળશે
કદી ના કર્ત્તાના હ્રદયમળકા, ઊર્મિ, સ્ફુરણા
કશુંયે, જ્ઞાનીઓ નિજ ભુવનપ્રાસાદ ત્યજીને
અમારાં કાવ્યોનાં નહિ જ કરશે દર્શન કદિ !

એ પંક્તિઓમાં સાંધ્યગીતના કવિહૃદયનો સહજ સંકોચ અને સ્વાભાવિક આશંકા રજુ થઇ છે. કુમાર–કાર્યાલયનું સુશોભન આ સંગ્રહને નથી મળ્યું છતાં કવિની મૌલિક કલા પીંછીએ તેને શણગારીને સૌ કોઈ ને પરવડે એટલી કિંમતથી આ કાવ્યગ્રંથ ગુજરાતને ચરણે ધર્યો છે. "પારિજાત"ની સૌરભ પ્રસારનાર પૂજાલાલને સન્માનનીય ઠાકોર જેવા ઠરેલ પ્રકૃતિના બાગબાન મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, જ્યારે 'સાંધ્યગીત'ના મયૂરને સુરખીભર્યા, માર્દવનીતરતા, રક્તવર્ણા સાંયકાળના સૂર્યશા જીવનસંધ્યાએ પહોંચેલા ખબરદારનો મધુરો ઓથ મળી ગયો. હજુ તો જીવનની પહેલી પચ્ચીશી પણ પૂરી નથી કરી અને જેમનાં કાવ્યો થોડા સમયથીજ દેખાવા લાગ્યાં છે એવા ઊછરતા કવિનો કવનકાલ ધરતો આ સંગ્રહ અન્ય કવિઓને જરૂર પ્રેરણા આપશે.

અર્થપ્રધાન કાવ્યોના આશ્રય તળે આપણા નવીન પેઢીના કવિઓ પોતાની કેટલીક નિર્બળતા અને કચાશ છુપાવવા મથી રહ્યા છે તેના વિરોધ રૂપેજ આ કાવ્યો રચાયાં હોય એમ જણાય છે. કાવ્યભાષા તરીકે સંસ્કૃતપ્રચૂર કેવળ લીસા ચળકતા શબ્દોનો નિરર્થક પ્રયોગ, ભાવને અસ્પષ્ટ રાખે એવી અટપટી વાક્યરચના, માધુર્ય કે પ્રસાદની સાથે જેને હાડવેર છે એવી ગદ્ય જેવી કાવ્યપંક્તિઓ વગેરે અર્વાચીન કવિતાની ઊણપો સામે 'સાંધ્ય ગીત'ના કવી કકળી ઊઠતા હોય એમ આ સંગ્રહ વાંચતાં જ જણાશે. કવિ એક કાવ્યમાં જણાવે છે તેમ સાચે જ આ કાવ્યોમાંથી થાકેલાં પ્રવાસીને નિર્મળ સુધા પ્રાપ્ત થશે અને જગતથી ત્રાસેલાંને તે ક્ષણભર મધુર શાંતિ અર્પશે.

સાંધ્યગીતના આંતરદેહની મધુરપ અને નૈસર્ગિક સૌંદર્યને તપાસીએ તે પહેલાં તેમાં પ્રયોગશીલ દશામાંથી પ્રાપ્ત થતી કેટલીક અપૂર્ણતાઓને તપાસીશું. પ્રથમ તો ભાષાવિષયક દોષો જોતાં કેટલાક ખોટા શબ્દપ્રયોગોના નમૂના આ સંગ્રહમાંથી નીચે મુજબ મળે છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| કિસબ | પૃ. ૯ | પંક્તિ ૧૫ | રસધાણ | ૪૧ | ૬ |
| નૂતન | ૧૪ | ૧૪ | વાછરીશું | ૪૯ | ૫ |
| હુશાક | ૪૦ | ૬ | ફુંજાળમાં | ૬૩ | ૪ |

* 'સાંધ્યગીત' કર્તા કોલક
૧–૪–૦ માધુરી કાર્યાલય : વીલેપારલે—મુંબઈ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| શિખાડતો | ૮૪ | ૨ | સ્વર્ગંગા * | ૧૧૧ | ૫ં |
| પ્રૌઢ | ૧૦૦ | ૧૪ | હાવે | ૧૧૪ | ૪ |
| વદનગર્વિણી | ૧૦૫ | ૧ | (હિન્દી) કહાં તક | ૪૨ | છેલ્લી |

ઉપરનાં વિરલ ઉદાહરણો બાદ કરતાં એકંદર શુદ્ધ શબ્દો વાપરવામાં કવિએ સાવધાની રાખી છે. હવે કેટલાક જોડણીવિષયક દોષો અને અરુચિકર શબ્દપ્રયોગોના પણ થોડા નમૂના સાથે સાથે જોઈ લઇએ.

'કદી' ને બદલે 'કદિ'—પૃષ્ઠ. ૯, ૧૧૦ 'કંઈક' „ કૈંક પૃ. ૨૫
'મીઠાં' „ 'મીઠ્ઠાં' પૃ. ૧૦ 'ગૂંથી' ને બદલે ગુંથી પૃ. ૧૦૭
'મહીં' „ 'મહિં' પૃ. ૧૭, ૨૧, ૧૦૮ 'મૂંગા' „ મુગા પૃ. ૧૧૨
'અહીં' „ અહિં પૃ. ૨૨

ઉપરાંત 'ત્યાર', 'કિયે', 'હવાં' 'અયિ,' 'દાંડની' વગેરે અનુચિત શબ્દપ્રયોગો પણ ખૂંચે છે.

વળી આ સંગ્રહમાં એક બીજા પ્રકારના દોષ પણ દેખાય છે. પ્રયત્નતત્ત્વ (Accent) પર ભાર મૂકનારા કેટલાક પ્રયોગોથી છંદોભંગના દોષમાંથી બચી જવામાં સહાય મળે છે. એનાં ઉદાહરણો અહીં સારી સંખ્યામાં મળે છે. આપણી ભાષામાં કેટલીક લઘુશ્રુતિ વ્યંજનના જેવી શાંત કે દ્રુત ઉચ્ચારાય છે આ પ્રકારના ખબરદારના અમુક અંશે વ્યાજબી આગ્રહના પરિણામે અગર બીજા ગમે તે કારણે અહીં લેખકે તેનો વધારે પ્રમાણમાં લાભ લીધો જણાય છે. તેનાં થોડાં ઉદાહરણો નીચે આપ્યાં છે:

ગુંથી દેશો એને નહિ, તદપિ ક્હેલો સહુ ભલે...પૃ. ૯
કથા આ કારમી ક્હેવી કેવી રીતે, કયહીં, હશે ? પૃ. ૧૧
ધૂમી ર્‌હેતી અવનિ પણ ત્યાં અશ્રુભીની થઇને: પૃ. ૨૨
આવીને હ્યાં કંઇક રસિકો જોઇ ર્‌હે નિત્ય ન્યારે પૃ. ૨૩
વીતી ગઈ કૈંક કરુણ ક્હાણી પૃ. ૨૫
નીચે, છેલ્લી પગથી પર ત્યાં બેસીને જોઇ ર્‌હેતો પૃ. ૪૯
કોક જેજ ક્હે વ્હાલા કવિ ! શી પુસ્તકની બલિહારી ! પૃ. ૬૨
ઝબકી જાગી જોતાં ત્યાં તો અંધારાં ર્‌હે ડંખી ! પૃ. ૬૨

આ પ્રકારની છૂટ કેટલે અંશે ન્યાય્ય છે એ નિશ્ચિત કરવું એ કપરું કાર્ય જણાય છે. છતાં પણ ભાષાવિષયક દોષો અને કેટલીક ઉપરોક્ત છૂટો પ્રમાણમાં શ્રી. કોલકે ઓછી લીધી છે એ તો સૌ કોઇ આ સંગ્રહ વાંચતાં જોઇ શકશે. હવે આપણે આ સંગ્રહમાં રહેલ આકર્ષક તત્ત્વો તરફ વળીશું.

પ્રથમ તો આ સંગ્રહમાં મૂકેલાં ઘણાંખરાં કાવ્યો શુદ્ધગેય કાવ્યો હોવાથી આપણા હૃદયને અત્યંત સ્પર્શે છે. પહેલું જ કાવ્ય 'સાંધ્યગીત' તેના આ ગેય તત્ત્વથી અને સાથે સાથે કવિની ઉન્નત ભાવના અને મધુરી કલ્પનાથી અચ્છું વાતાવરણ જમાવે છે અને કાવ્યને અંતે પહોંચતાં તો—

મીઠા મયૂર મારા જીવનની કુંજના
તારુંયે ઉર કંઈ ખોલી જજે !
મારા જીવનકેરી રંગભરી સાંજના !
મોંઘા મયૂર ! કંઇ બોલી જજે !

---

* 'સ્વર્ગંગા' અને 'નૂતન' શબ્દ સાચા છે. અવલોકનકારની શરતચૂક થઇ લાગે છે, અને અહીં દર્શાવાયલ ઉપરાંત વિશેષ ભૂલો પણ 'સાંધ્યગીત'માં છે. તંત્રી.

એ પંક્તિઓ પ્રત્યેક વાચકના હૃદય સાથે ચોંટી જાય છે અને ક્ષણે ક્ષણે તેનું રટણ કરવા સૌ કોઈ ઇચ્છે છે.

'કલ્પનાની પાંખ પર' શિર્ષક એક બીજું ગેયકાવ્ય પણ તેની મનોહર કલ્પના અને આકર્ષક ઉઠાવને અંગે એક જુદીજ ભાવનાવાળું, ઉમાશંકર જોશીનું, 'ભોમિયા વિના મારે' એ કાવ્યની સ્મૃતિ જગાડે છે. તેની કલ્પનામાં રહેલ ચારુતા માટે નીચેની પંક્તિઓ ભૂલી શકાતી નથી—

ઉષાની સુંદરીએ લ્હેરાતો ઊડવા
ઝૂલા ખાતાં ફેર આવેજી રે!
સ્વાતિની સેજમાં ને હિરાના દ્વારમાં
મારે એકાંત નહિ ફાવેજી રે!

કોલકનાં કાવ્યોમાં સંગીતની સાથે પ્રકૃતિનો આછો પટ સુભગ વાતાવરણ ખડું કરે છે. સંધ્યાનાં અગમ્ય આકર્ષણોથી એમનાં ઘણાંખરાં કાવ્યો આપણા અન્ય કાવ્યગ્રન્થોમાં ન મળે એવાં રંગછાંટણાંથી શોભી રહ્યાં છે. સંધ્યાને મૂર્તસ્વરૂપે રજુ કરતાં 'સંધ્યા અને ચંદ્રા', 'સીમની સંધ્યાને વદાય', 'ચાલી જતી સંધ્યાને' આ ત્રણે કાવ્યો કવિની વર્ણન શક્તિ અને ઉન્નત કલ્પનાશીલ માનસનો યોગ્ય પરિચય કરાવે છે. પ્રથમ કાવ્યમાં ચંદ્રના આગમન સમયે અદ્રશ્ય થતી સંધ્યાને જોઇને કવિ કલ્પના કરે છે કે ચંદ્રિકા અને સંધ્યા એ બંને બ્હેનોમાં મોટી બ્હેન ચંદ્રિકા પોતાની નાની બ્હેન સંધ્યાને સાસરિયે વળાવે છે ત્યારે નગરનાં ફૂલ સંધ્યાની વેણીમાં ગૂંથે છે. આકાશમાં રહેલા સફેદ તારાઓને નગરના ફૂલની સાથે સરખાવવામાં સુંદર કલ્પના કવિએ કરી છે. સંધ્યાને વળાવતાં ચંદ્રિકા કહે છેઃ

પાછાં ફરી બેન, રૂડી આ વાટમાં
આનંદે બધાં અહીં મળશું વળી;
કહેજે હું ત્યારે મને પ્રીતમની વાતડી,
છાનીમાની વાત કરશું મળી.

ખરેખર! આખુંયે કાવ્ય સુકોમળ ભાવથી નીતરતું હોય એમ લાગે છે. 'સીમની સંધ્યાને વદાય' એ સોનેટબંધ, શિખરિણી છંદમાં યથાર્થ રીતેજ સંધ્યાનું વર્ણન કરે છે. શિખર પર છવાયેલ સુવર્ણરંગી સંધ્યા, ઘાસનાં બીડ જાણે તેને વંદન કરતાં હોય, મસ્ત અનિલો સમસ્ત આકાશને ખૂંદી વળતા હોય, ઘર તરફ પાછાં ફરતાં ઢોર જાણે ઘાસ ચરતાં ચરતાં સંધ્યાની પગલીને એકી સાથે ચૂમતાં હોય અને ધૂળના ગોટાથી છવાએલા થૂવર જાણે મૂંગાં મૂંગાં ચરણ સુધી ઓળા ફેલાતાં ઝૂરી રહેતા હોય—એ આખું ચિત્ર સજીવતાથી કવિએ ખડું કર્યું છે. અને સોનેટના ષટ્કમાં અત્યંત મનોહર કલ્પના મૂકી છે. તેની ત્રણ પંક્તિઓ આ રહીઃ

પનિહારીઓએ પણ સરિતમાં પાય બોળવી
નિહાળ્યો પશ્ચિમે અવરજન કો કુંભ ભરતો
મહાબ્ધિ-ઓવારે કનકજળમાં શાન્ત નયને;

સરિતામાંથી પાણી ભરતી પનિહારીઓએ સંધ્યાના જળમાંથી અસ્ત થતા સૂર્યરૂપી કુંભથી પાણી ભરતા કોઈ વિરાટ આત્માને જોયો. આ કલ્પના ખરેખર ભવ્ય છે. માત્ર સોનેટની ત્રીજી અને ચોથી પંક્તિમાંથી સ્પષ્ટભાવ સહેલાઈથી પ્રાપ્ત થતો નથી એટલું જ તેમાં લાંછન છે.

(અપૂર્ણ)

રતિલાલ ઉકાભાઈ પટેલ

## પત્ર-પરિચય

**માધુરી** (ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક)—તંત્રી : અગનલાલ લાલભાઈ દેસાઈ; માધુરી કાર્યાલય, બજાજ રોડ, વીલેપાર્લે. વા. લવાજમ રૂા. ૩-૦-૦.

જીવનના બીજા જ વર્ષમાં આ ત્રિમાસિકે ગુજરાતી સાહિત્યમાં પોતાનું અજોડ સ્થાન જમાવી દીધું છે. ગુજરાત પાસે 'માનસી'-એકજ ત્રિમાસિક હતું. 'માધુરી' એની સમાંતર આવી ઊભું છે. ગમે તેવા પત્રના તંત્રીને પણ મુશ્કેલ થઈ પડે એવો નામાંકિત લેખકોનો સહકાર આ પત્રના તંત્રીને સહેજે વરી ગયો છે.

બીજા વર્ષના પ્રથમ અંકમાં વિખ્યાત કવિઓનાં કાવ્યો ઉપરાંત કવિવર ખબરદારે લખેલ 'સાંધ્યગીતનો પ્રવેશક' ખૂબજ અભ્યાપૂર્ણ લેખ બન્યો છે. તેમાં 'સાંધ્યગીત'ના અવલોકન સાથે ગુજરાતી કવિતાનું પણ થોડુંક સૂક્ષ્માવલોકન વણાઇ ગયું છે. બીજા અંકમાં 'શેષનાં કાવ્યો'-ની ઠીક ખબર લેવાઈ છે.

**નવરચના**—સંચાલક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. વા. લવાજમ રૂા. ૨-૮-૦. ઓછા લવાજમે સરળ અને સુંદર વાંચન પૂરૂં પાડતા માસિક તરીકે આ પત્ર સારો ફેલાવો પામી રહ્યું છે.

**સ્ત્રી બોધ**—તંત્રીઓ : પુતળીબાઇ કાબરાજી, શ્રી કેશવપ્રસાદ દેસાઈ; મંત્રી : ચન્દ્રકાન્ત જીવનલાલ મહેતા; પીરમશા રોડ, અમદાવાદ. વા. લવાજમ રૂ. ૪-૦-૦.

સ્ત્રીઓના માસિક તરીકે જાણીતું બનેલું આ પત્ર દિવસે દિવસે વિકાસ સાધતું જાય છે. તેના દરેક અંકમાં સ્ત્રીજીવનનાં પ્રત્યેક અંગમાંથી કોઈક ને કોઇક વિષય પર તો કંઇક અભ્યાસપૂર્ણ લખાણ હોવજ. સાહિત્યક્ષેત્રે કદાચ ખૂબ ઊંચે ન રહેતું હોય. પણ સ્ત્રીઓ ને બાળકો માટે તો તે સુવાચ્ય છે જ.

## ખાસ અંકો

**પ્રજાબન્ધુ** (ત્રિપુરી મહાસભા-અંક) : મૂલ્ય-બે આના. ઓછી કિંમતે પણ આ અંક મહાસભા સંબંધી પૂરતી સામગ્રી પૂરી પાડે છે.

**આર્ય સંદેશ**-(સ્વ. પં. આત્મારામજી સ્મારક-અંક)—તંત્રી : નાગજીભાઈ આર્ય, આર્યકુમાર આશ્રમ, કારેલી બાગ, વડોદરા, મુલ્ય-આઠ આના.

**એડવરટાઇઝર** (સ્વ. આત્મારામજી લેખ-અંક)—પ્રકાશક : જયદેવ બ્રધર્સ, વડોદરા. મૂલ્ય રૂ. ૧-૦-૦

**राजस्थान** (કોંગ્રેસ-અંક) સંપાદક ઋષિદત્ત મહેતા, કચેરી રોડ, અજમેર. મૂલ્ય-દોઢ આનો.

## સ્વીકાર

ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ, યજ્ઞોપવિત મિમાંસા, ગૃહઉદ્યોગ પ્રદર્શન માર્ગદર્શિકા.

ફાર્બસ ત્રૈમાસિક, જૈન સિદ્ધાન્ત ભાસ્કર, New India, Man in India, Federated India; પ્રસ્થાન, બાલજીવન, બાલમિત્ર, સ્ત્રીબોધ, યુવક, કમર, ફોરમ, ગુજરાત શાળાપત્ર, વ્યાયામ, વિશ્વવિજ્ઞાન, ગુપ્ત સહાય, બાલવાડી, ગ્રામસેવા, અનાવિલ જગત, અનેકાન્ત, ખેતીવાડી વિજ્ઞાન, ઉનેવાળ બન્ધુ, ઉન્નતિ, જૈન સત્ય પ્રકાશ, આત્માનંદ પ્રકાશ; શિક્ષણ પત્રિકા, વૈદ્ય કલ્પતરુ, કચ્છી દશા ઓસવાળ પ્રકાશ, ક્ષત્રિયમિત્ર, कल्याण, નવરચના, ઓસવાલ, ઓસવાલ નવયુવક, દુન્દુભિ, પ્રજાબન્ધુ, ગુજરાતી, જૈન, સ્ત્રીશક્તિ, ગુજરાતી પંચ, Sunday Times (London), જય સૌરાષ્ટ્ર, राजस्थान.

અહેવાલોઃ શ્રી જૈન શ્રેયસ્કર મંડળ, પાટણ જૈન મંડળ બોર્ડિંગ.

[ 'અવન્તિનાથ, 'મદાલસા' વગેરે પુસ્તકો અને નવાં સામયિકોનો પરિચય, સ્થળ સંકોચના કારણે, આવતાં અંકે. ]

વડોદરા રાજ્ય અને મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ શિક્ષણસંસ્થાઓ અને લાયબ્રેરીઓ માટે મંજુર કરેલું.

## અનુક્રમણિકા

પુ. ૨ જેઠ : ૧૯૯૫ અંક ૨


| | | | |
|---|---|---|---|
| ૧ | દર્શન | ચ. | ૪૯ |
| ૨ | ઊર્ધ્વગતિ [ કાવ્ય ] | વિવિત્સુ | ૫૦ |
| ૩ | જીવનમંગલા [ કાવ્ય ] | નૌતમ | ૫૧ |
| ૪ | સ્નેહ-સ્વરૂપ [ કાવ્ય ] | મનુભાઈ ત્રિવેદી | ૫૧ |
| ૫ | કચ્છી સાહિત્ય | હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ... | ૫૨ |
| ૬ | શ્રીવલ્લભાચાર્ય | કેશવરામ કાશીરામ શાસ્ત્રી | ૫૬ |
| ૭ | જ્વાળામુખી | રમણલાલ વસંતરાય દેસાઈ | ૬૧ |
| ૮ | જનસંખ્યા | નર્મદાશંકર દ. વ્યાસ | ૬૬ |
| ૯ | ચિત્રાંગદા : રસદર્શન | બાલચંદ્ર મણિલાલ પરીખ | ૭૦ |
| ૧૦ | વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો | લાલચંદ ભ. ગાંધી | ૭૫ |
| ૧૧ | જીવન ઝરણાં | પ્રમા | ૭૯ |
| ૧૨ | યોગીશ્વર શ્રીહેમચંદ્રાચાર્ય અને ધ્યાનનિરૂપણ | મોહનલાલ ભગવાનદાસ ઝવેરી | ૮૫ |
| ૧૩ | રવિ-રસાયણ | શાન્તિલાલ બાવીસી | ૯૧ |
| ૧૪ | ગ્રન્થપરિચય | ચ, રતિલાલ ઉકાભાઈ પટેલ | ૯૩ |
| ૧૫ | ગોચરી | | ૯૭ |
| ૧૬ | ચર્ચાપત્ર | | ૧૦૧ |
| ૧૭ | નોંધ | | ૧૦૩ |
| ૧૮ | તારા-તાણખા | | ૧૦૫ |


### લવાજમ :

**હિંદમાં :** વાર્ષિક રૂ. ૩) ટપાલખર્ચ રૂ. ≋

**હિંદ બહાર :** ટપાલખર્ચ સાથે શિ. ૬

## જાહેર ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં. ૩ | દોઢા ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૫-૬-૩૯

વડોદરા રાજ્ય અને મુંબઈ ઈલાકાના કેળવણીખાતાએ લાયબ્રેરીઓ અને શિક્ષણ-સંસ્થાઓ માટે મંજુર કરેલું અને ગુજરાતના નામાંકિત વિદ્વાનોના સહકારથી વડોદરામાંથી જ નીકળતું ગુજરાતનું એક અજોડ માસિક

# સુવાસ

વાર્ષિક લવાજમ
રૂ. ૩—૩—૦

સુવાસ કાર્યાલય,
રાવપુરા; વડોદરા.

## વિનંતિ-સૂચના પત્ર

પુસ્તકાલયો ( લાયબ્રેરીઓ )ને—

**પહેલા** વર્ષે અમે આપને બાર અંક મોકલાવ્યા. જો ગ્રાહક બનવાની ઈચ્છા ન હોય તો અંક પાછા (Refused) મોકલવાની દરેક અંકે અમે આપને સૂચનાઓ કરી. છતાં ન આપે અંક પાછા મોકલાવ્યા, ન 'ના'નો પત્ર લખ્યો. પરિણામે આપ ગ્રાહક બનવા ઈચ્છો છો એમ માની ગયો અંક, અમે આપને વી. પી.થી મોકલાવ્યો. એમાંથી જેણે જેણે એ વી. પી. પાછાં મોકલાવ્યાં એમને બીજું તો શું કહીએ ? પણ સૂચનાઓ કર્યા છતાં દરેક અંક લીધા જ કરવા અને છેલ્લી વખત વી. પી. પાછાં ધકેલવાં એમાં નથી બન્ધુભાવ, નથી સાહિત્યસેવા કે નથી સહૃદયતા. રાજ્યના ધારા પ્રમાણે પણ ગ્રાહક બન્યા સિવાય એક કરતાં વધારે અંકો રાખી શકાતા નથી. છતાં જે થયું તે થયું. પણ હવે અમે એ દરેક પાસે એટલી આશા તો જરૂર રાખીએ કે પહેલા વર્ષ પેટે તેઓ પોતાથી બનતું કંઇક મોકલાવી આપે, અને બીજા વર્ષે ગ્રાહક બની અમને પ્રથમ વર્ષે થયેલ નુકશાન અને અન્યાયને ભૂંસવા પ્રયાસ કરે.

જેમને અંકો આ વર્ષે નવેસરથી મોકલાય છે તે પુસ્તકાલયો પાસે પણ 'હા' 'ના'ના તરત ઉત્તરની અમે આશા રાખીએ છીએ. સાથે એ યાદ આપીએ છીએ કે વડોદરામાંથી જ નીકળતા, અને અનેક વિદ્વાનોએ, સામયિકોએ અને પ્રજાએ વધાવી લીધેલા આ માસિકને ઉત્તેજનની ખાસ જરૂર છે. અને વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની તો એમ કરવાની પહેલી ફરજ છે. તે બજેટમાં પસાર કરાવવાને પણ તેમને માથાકૂટ કરવી પડે એમ નથી. કેમકે 'સુવાસ'ના ગુણો અને તેની પ્રતિષ્ઠાથી આકર્ષાઇ, અને તેને ઉત્તેજન આપવાની ભાવનાથી, રાજ્યના પુસ્તકાલયખાતાના અધિકારી સાહેબે એને નવાં, અને જરૂર હોય તેને માટે વધારાનાં, બજેટમાં પણ તરત જ પસાર કરવાની

તત્પરતા બતાવી છે. એનું લવાજમ પણ દરેકને પોષાઈ શકે એટલું ઓછું રાખવામાં આવ્યું છે. અને એના દરેક અંકમાં સામાન્ય અને કેળવાયલ દરેકને માટે કંઇક ને કંઇક તો રસપ્રદ સામગ્રી હોય જ છે.

### શાળા—કૉલેજોને—

નમુના દાખલ આપને આ અંક મોકલાવીએ છીએ, અને હજી બીજા બે મોકલાવીશું. દરમિયાનમાં આપ ગ્રાહક બનવું કે કેમ એનો નિર્ણય કરી લેશો એવી આશા રાખીએ છીએ. બજેટના સમયને અંગે મુશ્કેલી હોય તો તેમ જણાવશો. અમારા જ માસિક વિષે વિશેષ અમે શું કહીએ ? આપ જ તે જોઇને, તેના વિષેના અભિપ્રાયો ને અવલોકનો વાંચીને નિર્ણય કરશો અને આપને તેમાં કંઇ સત્ત્વ જણાય–તે ઉત્તેજનને લાયક લાગે તો એના ગ્રાહક બનવામાં નજીવા લવાજમના પ્રશ્નને આગળ નહિ ધરો એવી આશા રાખીએ છીએ.

### ગૃહસ્થોને—

દરેક નામાંકિત ગૃહસ્થને અમે નમુનાના ત્રણ ત્રણ અંકો મોકલાવીએ છીએ. તે દરેકને અમે વિનંતિ એકજ કરીએ છીએ કે પહેલા બે અંક જોયા પછી પણ આપને જો ‘સુવાસ’ ન ગમતું હોય અથવા ગમે તે સંયોગોમાં આપની ગ્રાહક બનવાની ઇચ્છા ન જ હોય, અને ‘ના’ જણાવવાને માટે એક કાર્ડ લખી મોકલવાની પણ આપની ભાવના ન હોય તો ત્રીજો અંક આપ પાછો (Refused) મોકલાવી દો. આપને એક પાઇનો પણ ખર્ચ નહિ થાય, ને અમને વ્યવસ્થા જાળવવામાં અને નિરર્થક ખર્ચમાંથી બચાવી લેવામાં આપ એ રીતે પણ સહાયક બની શકશો.

આમ છતાં જે ગૃહસ્થો અંકો ઉપર અંકો સ્વીકાર્યા જ કરે અને આઠ–દશ કે બાર અંકનો પૂરેપૂરો ઉપયોગ કરી છેવટમાં વી. પી. પાછું ધકેલી દે એમને અમે શું કહીએ ?–એટલી જ આશા રાખીએ કે તેઓ હજી પણ કંઇક વિચારે અને નવેસરથી ગ્રાહક બનીને, કોઇને ગ્રાહક બનવાની પ્રેરણા કરીને અથવા ગમે તે રીતે પણ અમને કંઇક બદલો વાળી આપે.

### પ્રત્યેક વાંચકને—

આપ ‘સુવાસ’ પૈસા ખર્ચીને વાંચતા હો, પુસ્તકાલયમાંથી વાંચતા હો કે ગમે તે રીતે. પણ ‘સુવાસ’ આપને ગમ્યું જ હોય તો આપની ફરજ છે કે તેને એકેક ગ્રાહક તો ગમે તે રીતે પણ વધારી આપવો.

---

# સુવાસ કાર્યાલયના નિયમો

'સુવાસ' દરેક અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે પ્રગટ થશે.

બારમી તારીખ સુધીમાં અંક ન મળે તો વડોદરા–ઓફિસના સરનામે ફરિયાદ કરવી.

નમુનાનો અંક મંગાવનારે પાંચ આનાની ટિકિટો બીડવી.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને લેખની યોગ્યતા પ્રમાણે પાના દીઠ રૂ. ૦ા થી ૧ સુધી આપવામાં આવશે. આવો પુરસ્કાર સ્વીકારવા સામે જેમને વાંધો ન હોય તેમણે પોતાનો લેખ મોકલતી વખતે તે લેખના હાંસિયામાં 'પુરસ્કાર' શબ્દ લખવો. લેખકોને તેમનો લેખ પ્રગટ થયા પછી સાત દિવસની અંદર પુરસ્કાર મોકલી દેવામાં આવશે. પણ લેખકને 'સુવાસ'ના ગ્રાહક ગણી તેમને મળતા પુરસ્કારમાંથી તેમનું ગ્રાહકપદ ચાલુ રહી શકે એટલું વળતર જરૂરી ગણાશે. દરેક લેખકને તેના લેખની પાંચ 'આઉટ પ્રીન્ટસ' મોકલાશે.

તલસ્પર્શી, ને ભાષાશુદ્ધિ ને કલાપૂર્વક આલેખાયલા સુવાચ્ય લેખો માટે 'સુવાસ'માં ઉચિત સ્થાન છે. જોડણી સબંધમાં લેખકોએ ગુજરાત–વિદ્યાપીઠના કોષને અનુસરવું. અશુદ્ધ લેખો માટે અસ્વીકારનો ભય કાયમ રહેશે. સ્વીકાર્ય લેખોની એક અઠવાડિયાની અંદર પહોંચ આપવામાં આવશે; અસ્વીકાર્ય જો શ્રમપૂર્વક આલેખાયલા હશે તો તે ઉચિત નોંધ સાથે તે જ મુદતમાં પાછા મોકલવામા આવશે. તે સિવાયના લેખો જો લેખકો ટપાલ ખર્ચ મોકલી એક મહિનાની અંદર પાછા નહિ મગાવી લે તો તે રદ કરવામા આવશે.

તરતમાં પ્રગટ થયેલ ગ્રન્થોને અમે 'ગ્રન્થ પરિચય'માં સ્થાન આપીશુ. તે સિવાયના ગ્રન્થોની કેવળ નોંધ જ લેવાશે.

'સુવાસ' સંબંધી પત્રવ્યવહાર કરતી વખતે પોતાનું નામ અને સરનામું પૂરેપૂરું લખવું.

## સુવાસ કાર્યાલય • રાવપુરા • વડોદરા

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ વંધ્યા | ૦–૪ |
| ૨ કાકી | ૦–૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦–૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦–૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦–૬ |
| ૬ ખાંયણું (લોકગીત) | ૦–૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦–૫ |
| ૮ ભવાટવી | ૦–૪ |
| ૯ મા (વાર્તા) | ૦–૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦–૬ |
| ૧૧ પતિનો પસંદગી | ૦–૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦–૩ |
| ૧૩ રોઈ | ૦–૪ |
| ૧૪ પારસી વાર્તાઓ | ૦–૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦–૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧–૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦–૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦–૮ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧–૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧–૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમુજી) | ૧–૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧–૮ |
| વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧–૦ |
| "સ્ય ઝરણાં (રમુજી) | ૧–૮ |
| જરા આહ મુકજો" | ૧–૦ |
| ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦–૪ |
| ૭ જીવનપલટો (વાર્તા) | ૦–૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦–૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦–૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦–૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦–૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦–૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦–૮ |
| ૩૪ સ્ટવનું શાસ્ત્ર | ૦–૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦–૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦–૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦–૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦–૮ |
| ૩૯ વહેમી પતિ | ૦–૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦–૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦–૫ |
| ૪૨ રમુજી વાતો | ૦–૪ |
| ૪૩ ભલી ભાભી | ૦–૧ |
| ૪૪ પતિ ગુરુ છે | ૦–૧ |
| ૪૪ માંદગી અને માવજત | ૦–૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦–૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦–૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦–૬ |
| ૪૯ એકાદશી | ૦–૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦–૧૨ |
| ૫૧ શિવાજીની મા | ૦–૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦–૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦–૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧–૮ |
| ૫૫ નારી અભિષેક | ૦–૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦–૨ |
| ૫૭ નવા સાથિયા | ૦–૧ |
| ૫૮–૫૯ વીર તારા (બે ભાગ) | ૨–૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦–૧ |
| ૬૧ મેડમ ક્યુરી | ૦–૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦–૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦–૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦–૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦–૩ |
| ૬૬ સતી જસમા | ૦–૬ |
| ૬૭ સંસારદર્શન | ૦–૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧–૦ |
| ૬૯ બાળવિધવા | ૦–૨ |
| ૭૦ સાચાં સહોદર | ૧–૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પડ્યાં છે. તે રૂ. ૩૨માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નર જૂદું.

લખોઃ સ્ત્રીશક્તિ, કેળાંપીઠ, સુરત



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૮૫ : જેઠ [ અંક ૨

# દર્શન

ઘ

એક મંદિર હતું. મંદિરની મધ્યમાં એક દેદીપ્યમાન હીરો ઝગમગતો. એ હીરામાંથી છૂટતાં તેજકિરણો મંદિરની ભીંતેભીંતે પથરાઇ જતાં; ને ભીંતના અણુએઅણુમાંથી પ્રતિબિંબિત થઇ તે પુનઃ હીરામાં ભળી જવા ઝંખતાં. પણ ભીંતો માટીની હતી. એકએક કિરણ એ ભીંતોના એકેક અણુમાં અટવાઈ જતું.

પણ હીરો સામાન્ય ન્હોતો, કિરણો સામાન્ય ન્હોતાં. બંનેમાં દૈવી આત્મતેજ ઝળહળતું. પરિણામે અણુએઅણુએ અટવાયલ કિરણ હીરામાં જઇ ભળવાને એ અણુને પ્રતિબિંબક–હીરાની પ્રતિમા સમું બનાવવા મથતું. ને અણુમાં આંતરિક કે બાહ્ય વેગ પ્રગટતો; તેનામાં હીરા સરીખાં બનવાની ભાવના જન્મતી.

ને પ્રતિબિંબક બનવાની આ ભાવના ને ક્રિયા એ ભીંતોનો જીવનક્રમ બનતો.

ભીંત ક્યાંક સપાટ હોય તો ક્યાંક વિશેષ ખરબચડી પણ હોય; પણ જીવનના પરમ તેજથી પ્રત્યેક અણુ ઘડાઇને–ઓગળીને પણ ઊજળો, ચકચકતો ને હીરા સમો બનવા મથતો. ને એ રીતે ચકચકિત થતો ભાગ ખરબચડાને પોતાના સમો બનવામાં સહાયક થતો.

ચકચકિત–પ્રતિબિંબક બનતા જતા ભાગમાં પૂરાયલ કિરણો સ્વતંત્ર બનતાં; હીરા સાથે તે એકરૂપ થઇ શકતાં.

સૃષ્ટિ પણ કંઈક એવીજ છે. પ્રભુના તેજકિરણથી ત્યાં પ્રત્યેક પ્રાણીને જીવન મળ્યું છે; પણ એ કિરણને તેણે પોતામાં કેદ કરી દીધું છે. પરિણામે જ્યાંસુધી પ્રાણી નિર્ભેળ થઈ પ્રભુ સાથે સમરૂપ ન બને, પ્રભુના કિરણને પ્રભુ સાથે એકતાર ન બનાવે, ત્યાંસુધી તેને જીવનના ભરતીઓટ હોય છે. પણ જ્યારે તે તે કિરણનાં પ્રતિબિંબક બને છે, શુદ્ધ નિર્મળ ને તેજસ્વી બને છે, પ્રભુની ને તેના પરમ તેજની કેવળ પ્રતિમા સમાં બની જાય છે—પ્રભુની જેમજ તેઓ મુક્ત બને છે.

પ્રભુ કોણ?

'કોલસાની ખાણમાં હીરો કોણ?'—એ પ્રશ્ન જેવોજ એ પ્રશ્ન છે. ને કંઇક અંશે એના ઉત્તર સમોજ એનો ઉત્તર હોય.

———o———

# ઊર્ધ્વગતિ

વિવિત્સુ

[ પૃથ્વી ]

હવે પુનિત કેડિયો સ્વરગની સખે! ખૂંદવી,
ધરૂં ડગ દરેક આગળ, અને ઉરે કોરવી
પ્રતિજ્ઞ દઢ એગલા; નહિ જ વાત વિશ્રામની.

સર્યાં ઉર થકી સર્યાં સહુ પ્રમાદવાઘા નવો
ધર્યાં વજર બખ્તરો સુદૃઢ નિશ્ચયોનાં, સજી
વિરાટ અભયે; નમે પ્રબળ બાથને ભીડવી.

કરાળતમ કંદરા ગહન એહ ઓળંગવી
અભીત મનથી કરૂં મરણનો ખરો સામનો
અને સર હું શૃંગ સૌ દુરિત ડુંગરોનાં કરૂં.

ભરી રગરગે અથાગ નવ જોમ તારુણ્યનું
બની મનુજશ્રેષ્ઠ કૈં ભવકરાળ જંગે ધૃસું;
ખરો મરજીવો બની, અતળ મૃત્યુ ખૂંદી વસું.

હવે 'મનુજ મત્ય' એ પ્રબળ ભાવના સત્યનું
કરૂં વિલીન આત્મમાં કંઇ અનંત બ્રહ્માંડ હું
અસીમ વિભુના સમો ગગન-પૃથ્વીને આવરૂં.

ॐ

# જીવન મંગલા

નોત્તમ

ગાઉં કહો શી વિધ એ સખીને?
ઉલ્લાસિની, જીવન આ સમસ્તની.
છે શાશ્વતી સુન્દરતા સ્વયં જે!
પાદામ્બુજે અર્ઘ્ય ઉરોર્મિ મસ્તની.
સૌન્દર્યશ્રી નિત્ય કુમારિકા એ
ઢૂંકી જરી હાસ્ય હસી અધૂકડું;
ને ચૂમું ના ચૂમું લટે, સરી એ,
સરી ગયું સોણલું આવી ઢૂંકડું!

ગાઉં કહો શી વિધ એ પ્રિયાને?
હૈયે ભરી મૂક વ્યથા, નિરાશાઃ
એ વર્ણનાતીત મનોરમાને
ગાઉં કઇ મંગલ ગીતિકામાં?
નેણે છલ્યું ગાન અનંત આભનુંઃ
ગવાઈ ગયું અંતરગીત આકુડું!

---

# સ્નેહ—સ્વરૂપ

મનુભાઇ ત્રિવેદી

અભ્ર બની ધૂમું વ્યોમ ધરાતલ,
જીવન ધ્યેય ધરૂં એક મંગલ;
—અંતર ધૂમ્ર શી ઊર્મિ ગભારો—
જ્યાં તું ત્યાં કરૂં છાંયડો મારો.
સ્રોત બની રમું અદ્રિ ઉછંગે,
ચંદી સમી રમ આભ ઉમંગે,
ઝીલી લઈ તવ રૂપની છાયા
હું ય ઘડીક બનું નભ રાયા?
અદ્રિ બનું સ્થિર પાય ધરામાં,
ઘોર બજે નભ મેઘ દદામા
વીજ તું, ઝીંક પ્રહાર શિરે તે
ઝીલી બનું કટકા અતિ હેતે.

# કચ્છી સાહિત્ય

હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ.

'કચ્છ' દેશ હિંદુસ્તાનનાં પ્રથમ શ્રેણીનાં દેશી રાજ્યો (First class Native States) માંનો એક છે. અત્યારે તે અસામાન્ય એવા બે ખાસ હક્કો ભોગવે છેઃ (૧) કચ્છી ચલણી સિક્કો; (૨) કચ્છ દેશની પોતાની–'કચ્છી'–ભાષા.

કચ્છ દેશનું સાહિત્ય એટલે સંકુચિત અર્થમાં કચ્છી ભાષામાં રચાયેલુંજ સાહિત્ય; કચ્છી ભાષાનું સાહિત્ય એટલે પુરાતન કાળથી ગવાતાં આવતાં કાવ્યો, લોકગીતો, વાર્તાઓ, દુહાઓ વગેરે. કચ્છી ભાષામાં લિપી છેજ નહિ; તેથી ગદ્યરચના હોઈ શકે નહિ. ભાટ, ચારણો, કવિઓ, રબારીઓ તેમજ ભરવાડો વગેરેએ રચેલાં મૌખિક કાવ્યોમાંજ કચ્છના પુરાતન સાહિત્યનો કે કચ્છના લોકસાહિત્યનો ઘણોખરો સમાવેશ થઈ જાય છે, એમ કહીએ તો પણ ચાલે.

સિંધી ભાષા અને કચ્છી ભાષા વચ્ચે ઘણું સામ્ય છે. વળી હાલાર અને કાઠિયાવાડનાં થોડાંએક દેશી રાજ્યો જેવાં કે ગોંડળ, જુનાગઢનો થોડો ભાગ (નાઘેર સિવાયનો) કે જ્યાં મેમણ લોકો 'મેમણશાહી' ભાષા બોલે છે તે ભાષા અને કચ્છી ભાષા વચ્ચે પણ સારૂં જેવું સામ્ય છે.

સિંધી ભાષાના નિકટના સંબંધથી કચ્છી ભાષા જાણનાર સિંધી ભાષા થોડી મહેનતે સમજી શકે છે. વળી એક બીજો પણ ફાયદો છેઃ કચ્છી ભાષા જાણનાર બનતાંસુધી ... ભાષા જાણતો જ હોય. આથી તે સિંધ જેવા પ્રદેશમાં જ્યાં ગુજરાતીઓનું સારૂં જોર છે ત્યાં સિંધીઓ તેમજ ગુજરાતીઓ સાથે, બન્ને ભાષા વચ્ચેનું અંતર દૂર ... બહુ સહેલાઈથી હળી મળી શકે છે.

**કચ્છી ભાષાની ઉત્પત્તિ :** કચ્છી ભાષા—હાલની કચ્છી ભાષામાં ગુજરાતી ભાષાના શબ્દોનો સારો જેવો વપરાશ છે; પરંતુ કચ્છી ભાષાને એક 'સ્વતંત્ર ભાષા' તરીકે સાબિત કરી આપવાના ઘણાં સફળ પ્રયાસો થયા છે. સ્વ. શ્રી મુરારજીભાઈ માવજી કામદારે ગયે વર્ષે કચ્છમાં ઐતિહાસિક સંશોધનો કર્યા બાદ કહ્યું કે, "કચ્છી ભાષા આજથી પાંચ હજાર વર્ષ પહેલાં પણ બોલાતી હોવી જોઈએ." આ વિષે કચ્છના આજના પ્રખ્યાત કવિ અને સાક્ષર શ્રીયુત્ દુલેરાયભાઈ કારાણીને પત્રદ્વારા પૂછાવતાં તેઓ જવાબમાં લખે છેઃ—

'કચ્છી વાણી પાંચ હજાર વર્ષ–જૂની હોવાનાં તો કંઈ પ્રમાણો હોય તેમ લાગતું નથી. પણ હજાર વર્ષના જૂના દુહાઓનાં પ્રમાણો તો છે અને એ સમયે ગુજરાતી ભાષાનું તો કંઈ ઠેકાણુંજ ન હતું.'

તેઓ તેમના એક બીજા પત્રમાં લખે છેઃ

'કચ્છી ભાષાનો આ દુહો ત્હમે સાંભળ્યો હશેઃ

લાખે ખરચી લખ્ખ, કેરે કોટ અડાયો,
ગંઢેમેં હુવે ગરથ, ત પદ્ધર અડાય પુંઅરા!

ભાવાર્થઃ—લાખા ફૂલાણીએ લાખો ખરચીને કેરા કોટ ચણાવ્યો; હવે, હે પુંઅરા જામ! જો ત્હારી ગાંઠમાં પૈસા હોય તો તું પણ કોઇ એવો ગઢ ચણાવ.

જામ લાખો અને પુંઅરા પછી ૫૦-૧૦૦ વર્ષે આ દુહો તૈયાર થયો હશે. આ દુહો ખૂબજ જૂનો અને પ્રચલિત છે તો એને તૈયાર થયે લગભગ સાતસેં વર્ષ જરૂર થયા હશે એમ મ્હારૂં માનવું છે. આવા બીજા પણ જૂના દુહા મળી શકે. ટૂંકામાં, કચ્છી ભાષા ગુજરાતી કરતાં જૂની જરૂર છે.'

આ પરથી એમ માનવાને કારણ મળે છે કે ગુજરાતી અને કચ્છી ભાષાના નિકટના સંબંધને લઇને કચ્છી ભાષામાં ગુજરાતી શબ્દોની ઉમેરણી પાછળથી થઈ હોય.

મ્હેં ઘણાઓને કહેતાં સાંભળ્યા છે કેઃ—'કચ્છી ભાષા અમને તો નીરસ અને કઠીન લાગે છે!' આ માટે મ્હને તો બે મુખ્ય કારણો જણાય છેઃ (૧) કચ્છી ભાષામાં ફ્રેન્ચ અને હિંદી ભાષાની માફકજ નાન્યતર જાતિ નથી; (આથી ભાષામાં નરમાશ ન જણાય એ એ દેખીતું છે.) અને (૨) કચ્છી ભાષા પુરાણી હોઈ જરા અણઘડ અને અણખેડાયલી રહી જવાથી બહુ કર્ણપ્રિય ન હોઈ શકે. તેમ છતાંય કચ્છી ભાષામાં જે ખાસિયતો છે, તે ગુજરાતી જેવી બીજી કોઈ ભાષામાં જણાઈ નથી. કવિશ્રી કારાણી તેમના એક કાવ્ય-પુસ્તક 'કારાણી કાવ્યકુંજ ભા. ૧'ની પ્રસ્તાવનામાં કહે છે કેઃ—

'આપણી કચ્છી ભાષા ભલે અણખેડાયલ કે અણઘડ હોય તો પણ જે વેધકતા અને સચોટતા કચ્છી ભાષામાં ઊતરી શકે છે, તથા જે જુસ્સો અને જમાવટ કચ્છી ભાષામાં જામી શકે છે તે ગુજરાતી જેવી અન્ય અનેક ભાષાઓમાં કોઈ કાળે પણ આવી શકવાનાં નથી, આ વાત કચ્છી ભાષાથી પરિચિત ઘણા ગુજરાતી સાક્ષરો પણ ખુલ્લા હૃદયે કબુલે છે.'

**કચ્છી ભાષાનું સ્થાનઃ** જ્યાંસુધી આજની આપણી વિદ્યાપીઠો કચ્છી ભાષાને એના જેવી બીજી અનેક—Indian Vernaculars—હિંદીભાષાઓ જેવું અગત્યનું સ્થાન ન આપે એટલે કે પાલી, તેલુગુ, સિંધી વગેરે ભાષાની જેમજ પદ્ધતિસરની 'ફરજિયાત ભાષા' (Compulsory Vernacular) તરીકે સ્વીકારવા જેટલું મહત્ત્વ ન આપે, ત્યાંસુધી કચ્છી ભાષાનું સ્થાન હાલ તો ચોક્કસ ન કહી શકાય. છતાંય કચ્છી ભાષા કચ્છમાં હજારો વર્ષ થયાં બોલાતી આવી છે અને હજુ પણ એ ભાષા કચ્છીઓની જબાનમાં એટલી બધી ઓતપ્રોત થઈ ગઈ છે કે ગમે એટલા સુધારાઓ કચ્છમાં દાખલ થાય તો પણ એ જૂની પુરાણી ભાષાનો કદિ નાશ થવાનો સંભવ નથી; એટલુંજ નહિ પરંતુ હજારો વર્ષ સુધી બોલાતી રહેશે. શહેરો કરતાં કચ્છનાં ગામડાઓમાં કચ્છી ભાષાની કિંમત વધારે છે. ગામડામાં રહેનારે તો કચ્છી ભાષા પૂરેપૂરી જાણી લેવી આવશ્યક છે. કદાચ સુધારાના પવનથી શહેરમાં કચ્છી ભાષાને બદલે ગુજરાતીમાં સઘળાજ વહીવટો ચાલે તો તે શક્ય છે ખરૂં; પરંતુ ગામડાઓમાં તો કદી કચ્છી ભાષાનું આકર્ષણ, માન અને સ્થાન ઓછાં થશેજ નહિ.

કચ્છમાં પ્રથમ આવનાર કે કચ્છી ભાષાથી અપરિચિત માણસને સૌથી પહેલાં ખાસ કરીને 'ઝીએરા' શબ્દ આકર્ષે છે. તે શબ્દનો અર્થ 'કચ્છ નરેશ (રા) ઘણું જીવો (ઝીએ)' એવો થાય છે. વળી 'ઝીએરા' એ કચ્છ રાજ્યનું ચિન્હ (Symbol) પણ કહી શકાય.

**કચ્છનું લોકસાહિત્ય:** અગાઉ કહ્યું તેમ કચ્છનું લોકસાહિત્ય—સંકુચિત અર્થમાં—કચ્છી કાવ્યોમાંજ સમાયલું છે એમ સમજી લઈએ. પુરાતન કાળની લડાઈનાં આબેહૂબ વર્ણનો તેમજ ઐતિહાસિક બનાવો સઘળાંય કાવ્યોમાંજ ગૂંથેલાં છે. આ કાવ્યોમાંનાં ઘણાંય અત્યારે પ્રચલિત છે. તેમાંનાં કેટલાંએક એકઠાં કરી, ગુજરાતી ભાષામાં ભાવપૂર્ણ ભાષાંતર કરી, કચ્છના ઇતિહાસનો અમુક ભાગ કલમ દ્વારા આપણી સમક્ષ મૂકવાનો એક સફળ પ્રયાસ શ્રી દુલેરાય કારાણીએ કર્યો છે: તેમણે 'કચ્છના કલાધરો' નામનું એક ખૂબ મ્હોટું અને સુવાચ્ય પુસ્તક તૈયાર કરી કચ્છી સાહિત્યની સાચી સેવા બજાવી કહેવાય.

કચ્છી કાવ્યો મોટે ભાગે "કચ્છી સંગર"ની યોજનામાંજ રચાયેલાં હોય છે. 'કચ્છી સંગર'ની પદ્ધતિ કલાત્મક છે: તેની પ્રત્યેક કડીમાં પહેલાં બે દુહાઓ આવે. બન્ને દુહા દરેક બબ્બે પંક્તિના હોવા જોઈએ. દરેક પંક્તિમાં ૨૪ માત્રા હોવી જોઈએ. પંક્તિના પ્રથમ અર્ધમાં ૧૩ અને બીજા અર્ધમાં ૧૧ માત્રા હોવી જોઈએ. આ પ્રમાણે બે દુહાઓ પૂરા કરી પછી એક પંક્તિના બે ભાગ ઉલટાવીને મૂકવા જોઈએ, એટલે એની એક કડી થઈ. પહેલી કડીનો છેલ્લો લગભગ અર્ધ ભાગ એ બીજી કડીની શરૂઆતમાં પ્રથમ પંક્તિના પ્રથમ અર્ધ તરીકે આવવો જોઈએ. આમ એ અર્ધી પંક્તિ બેવડાવી જોઈએ. આ પ્રમાણે સાંકળની કડીઓની માફક જોડાયેલી રહે છે એ માટે એનું નામ 'સંગર' (સાંકળ) પાડવામાં આવ્યું છે આવી પદ્ધતિમાં રચાયેલાં કાવ્યો યાદ રાખવાં બહુ સહેલાં થઇ પડે છે. કચ્છી કાવ્યોમાં તે સિવાય જુદા જુદા રાગ પણ છે. દા. ત. કચ્છી કાફી, કારાયડી મારઈ, મુસદ્દસ વગેરે. આ ઉપરથી જણાશે કે કચ્છી ભાષા પુરાણી હોવા છતાં કવનમાં તાલ, માત્રા, રાગ–રાગણીને પણ સ્થાન તો છેજ.

કચ્છી કાવ્યોના પ્રકાશનથી કચ્છનું ઘણું લોકસાહિત્ય પ્રકાશમાં આવ્યું છે. હજુ ઘણું બહાર લાવી શકાય તેવું છે. એક ગુર્જર સાહિત્યકાર–પત્રકારના શબ્દોમાં કહું તો "ગુજરાત અને કાઠિયાવાડનું ઘણુંખરૂં લોકસાહિત્ય તો મેઘાણી અને રાયચુરાએ વીણી લીધું છે. બાકી હવે કચ્છનું બહાર આવે ત્યારે ખરૂં!" આમ કચ્છના લોકસાહિત્ય પર મોટી આશા બંધાયેલી છે.

**કચ્છી ભાષાના કવિઓ—જુના અને નવા:** કચ્છી ભાષાના આદ્ય કવિઓમાંના બે પ્રખ્યાત વીરોનાં નામ આજે પણ યાદ કરાય છે: (૧) સ્વ. કવિશ્રી રાઘવ; (૨) સ્વ. કવિશ્રી નિરંજન. કવિ રાઘવની કાવ્યકૃતિઓમાંની મ્હોટે ભાગે ધીરાભગતના 'ચાબખા'ને મળતી છે. એટલે સમાજની અનિષ્ટ પ્રણાલિકાઓ પર કટાક્ષો છે.

હાલ જે રીતે ગુજરાતી ભાષાના કવિઓનો—'ગણ્યા ગણાય નહિ ને વીણ્યા વીણાય નહિ,' એટલો મ્હોટો રાફડો ફાટ્યો છે તેવું કશું કચ્છી ભાષા માટે નથી. કેમકે કચ્છી ભાષામાંજ કાવ્યો રચનારા 'ગણ્યા ગાંઠ્યા'જ છે. તેમાંના પ્રખ્યાત કવિઓ (૧) શ્રી દુલેરાય એલ. કારાણી, (૨) શ્રી મૂળજીભાઈ લક્ષ્મીદાસ સંપટ, (૩) 'કચ્છી કાવ્યામૃત'ના કર્તા શ્રી શીવજીભાઈ, (૪) શ્રીયુત લાલજી નાનજી જોષી વગેરે છે.

તે સિવાય ગુજરાતી તેમજ કચ્છીમાં લખી શકે તેવા ઘણાય સાહિત્યકારોમાંથી કેટલાકને ગુજરાતી સાહિત્યે લગભગ પોતાનાજ જાણે કરી લીધા હોય ની ! દા. ત (૧) સ્વ. સાક્ષર શ્રી નારાયણ વિસનજી ઠક્કર, (૨) સ્વ. મુરારજીભાઇ માવજી કામદાર, (૩) શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, (૪) કવિશ્રી ચમન, (૫) ડૉ. શ્રી. મૂળજી જોષી, (૬) શ્રી. લાલજી મૂળજી જોષી, (૭) શ્રી. લાલજી નાનજી જોષી, (૮) યુવાન નવલકથાકાર શ્રી રસિકલાલ જોષી, (૯) શ્રી. પુરુષોત્તમ સુંદરજી ગોર, (૧૦) શ્રી. રાયસિંહજી રાઠોડ, (૧૧) શ્રી. ચુનીલાલ પાટડીઆ, (૧૨) સ્વ. પુરુષોત્તમ મૂળજી શેઠ વગેરે. આ સિવાય અનેક બહાર પડી ચૂકેલા અને ભવિષ્ય માટે સારી આશા આપતા ઊગતા કચ્છી લેખકો અને કવિઓનો ગુજરાતી સાહિત્યમાં નોંધપાત્ર ફાળો છે.

આટલા પ્રાથમિક છતાં સર્વાંગી વિવેચન પછી હવે આપણે કચ્છી સાહિત્યનાં મૂળભૂત અંગો—દુહાઓ, કહેવતો, ઉખાણાં, રસકવિતો—વગેરેનાં દર્શન કરીએ.

**કચ્છી દુહાઓઃ**

કક્કલેં કાછા રખેઆ, રખેઆ કાછેરા
કાં વિયાણી મલ્લણી, કાં અકબર મા.

ભાવાર્થ: 'કક્કલ વીરોએ કચ્છનું અને કચ્છના ધણીનું રક્ષણ કર્યું એથી અકબર બાદશાહને જન્મ આપવાને એની માતાને જેટલું માન ઘટે છે તેટલુંજ માન આ કક્કલ બાળકોને જન્મ આપનાર તેમની માતા મલ્લણીને પણ ઘટે છે.'

રાજકુમારોના રક્ષણનું વચન પાળવાને પોતાનાં ૭ ૭ બાળકોને રહેંસાતાં જોઇ રહેનાર કચ્છના કીર્તિમુગટ સમાં કક્કલદંપતીના સ્વાર્પણના આ કરુણ દૃશ્યને કચ્છી કાવ્ય દ્વારા વર્ણવી શ્રી. કારાણીએ કચ્છી જબાનની મીઠાશ, પ્રાસની ખૂબીથી, તેમના એક સળંગ કાવ્ય 'કુરબાની'માં બતાવી છેઃ

"...જંગલ રૂનાં, ઝાડી રૂની, ઝાડેંમથે પતપન રૂનાં,
પંખી પરંદા ને પશુ, વનરાઇ વનવન રૂનાં,
રણવીર રાવળ જામજા, ને ગામજા જનજન રૂનાં,
આસમાન ને ધરણી રૂનાં, માડુ રૂનાં, મનગન રૂનાં,
કવિતા કરે કારાણી રૂનું, કલમ કાગર કે છડે'
હિકડો ન કક્કલ રૂનું, જેંજા લાલ લહિયર વ્યાલડે."

ભાવાર્થ:—આવા અસાધારણ બનાવથી અને કરુણ મૃત્યુથી જગત એટલું તો ત્રાહી ત્રાહી પોકારી ઊઠયું કે, જંગલે જંગલની ઝાડીઓએ રુદન કર્યા, ઝાડો પરનું પાંદડે પાંદડું રડી ઊઠયું; પક્ષીએ પક્ષી અને વનગાંહેની એકેએક વસ્તુ રડી ઊઠી. રણવીર રાવળ જામ અને ગામે ગામના માણસો સઘળાં રડી ઊઠયાં. એટલુંજ નહિ પરન્તુ આકાશ અને પૃથ્વી પણ જાણે હમદર્દી બતાવતાં રડી રહ્યાં હોય એવું લાગ્યું; માણસે માણસનાં મન રડી ઊઠયાં. કવિશ્રી કારાણી પોતે પણ કલમ અને કાગળને બાજુએ રાખી બે ઘડી આંસુ સારી રહ્યા પરન્તુ જેના ૭ ૭ બાળકો કુરબાનીના યજ્ઞમાં હોમાઈ ગયા હતા એવા એકજ કક્કલ વીરની આંખમાંથી આંસુ સર્યું નહિ.

[ અપૂર્ણ ]

# શ્રીવલ્લભાચાર્ય

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

**પ્રાચીન** વૈષ્ણવાચાર્ય શ્રીવિષ્ણુસ્વામીઃ તેમની પરંપરામાં થયેલા ગોવિંદાચાર્ય નામે એક વૈષ્ણવાચાર્યના શિષ્ય વલ્લભભટ્ટના વંશમાં, આંધ્ર દેશના કાકૂરપાંડુ કે કાંકરવાર નામક ગામમાં, પૂર્વે, કૃષ્ણયજુર્વેદીય તૈત્તિરીયશાખી ભારદ્વાજ ગોત્ર અને આપસ્તંબ સૂત્રના, વેલ્લનાડુ કુટુંબના, શ્રીયજ્ઞનારાયણ નામે એક વિદ્વાન તૈલંગ બ્રાહ્મણ રહેતા હતા. તેમના પુત્ર ગંગાધર ભટ્ટ તેમના ગણપતિ ભટ્ટ ને તેમના વલ્લભ ભટ્ટ; વલ્લભભટ્ટને લક્ષ્મણ ભટ્ટ અને જનાર્દન ભટ્ટ નામના બે પુત્રો થયા. આ કુટુંબ સોમયાજી હતું અને તેથી તેની શાખજ સોમયાજી પડી ગઇ હતી. શ્રીયજ્ઞનારાયણ ભટ્ટથી માંડી શ્રી લક્ષ્મણ ભટ્ટજી સુધીમાં સો સોમયજ્ઞ પૂરા કરવામાં આવ્યા હતા. એમ મનાતું આવ્યું છે કે જે કુલમાં સો સોમયજ્ઞ પૂરા થાય તે કુલમાં જબરદસ્ત દૈવાંશી પુરુષનો જન્મ થાય. એ પ્રમાણે શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ત્યાં તેવા દૈવાંશી પુરુષના જન્મની સંભાવના કરવામાં આવતી હતી. શ્રીલક્ષ્મણ ભટ્ટજીનાં વિજયનગરના રાજગુરુ શ્રીસુશર્માનાં ઇલ્લમાગારૂ નામક બેન સાથે લગ્ન થયાં હતાં. તેમાં તેમને શ્રીનારાયણ ભટ્ટ નામક એક પુત્રનો અને બે પુત્રીઓનો જન્મ થયો હતો. એ ત્રણુ બાળકોના જન્મ પછી શ્રીલક્ષ્મણ ભટ્ટજીને પ્રયાગ નિવાસ કરવા જવાની ઇચ્છા થઇ. પુત્ર શ્રીનારાયણ ભટ્ટને કાકૂરપાંડુ ગામમાં જ પોતાના ભાઇ જનાર્દન ભટ્ટજીને ત્યાં રાખી પોતાની બે પુત્રી અને પત્ની સાથે યાત્રા કરવાને માટે શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાને ગામથી વિદાય થયા. તેઓ તીર્થભ્રમણ કરતા કરતા ભીમરથી નદીને કિનારે ચંપારણ્ય નામક સ્થાનમાં આવ્યા. અહીં શ્રીઇલ્લમાગારૂજીને સં ૧૫૨૯ના ચૈત્ર (વ્રજ વૈશાખ) વદિ ૧૧ ને શનિવારની રાત્રીએ સાત માસે પુત્રજન્મ થયો. (કોઇ સં. ૧૫૩૫ ના ચૈત્ર વદિ ૧૧ રવિ અને કોઇ તે તિથિ-માસ-વર્ષ પણ વાર ગુરુવાર કહે છે. ગીતાની રસિકરંજની નામક ટીકાકાર શ્રીકલ્યાણ ભટ્ટજી પોતાના કલ્લોલ નામક ગ્રંથમાં વર્ષ ૧૫૨૯ ને વાર શનિ કહે છે, જે ગણિતની દૃષ્ટિએ બરોબર છે. સૌથી જૂનો વર્ણનો ઉલ્લેખ શ્રીકલ્યાણ ભટ્ટજીનો છે. ગૌડિયા સંપ્રદાયના ગ્રંથોમાં પણ આ જ વર્ષ મળે છે.) બાળક અધૂરે માસે જન્મતાં ક્ષણભર મૂર્છા રહી, પરન્તુ પછીથી પરમ તેજસ્વી મહાન અલૌકિક સુંદર બાળકનાં દર્શન થયાં. આ જ બાળક તે શ્રીવલ્લભ. શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાના આ બાળક અને પત્નીને લઇ નિકટના ચૌડા ગામમાં આવ્યા અને ત્યાં જાતકર્માદિ સંસ્કારો કર્યા. ત્યાં દોઢ બે માસ રહ્યા પછી આ નાનું કુટુંબ આગળ વધ્યું અને કેટલાંક તીર્થોમાં યાત્રા કરતાં કરતાં પ્રયાગમાં નિવાસ કરી રહ્યું. અહીં પ્રયાગમાં જ ત્રણ વર્ષ બાદ શ્રી. રામકૃષ્ણ નામક બાળકનો શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ત્યાં જન્મ થયો.

હવે જ્યારે શ્રીવલ્લભ પાંચ વર્ષના થયા ત્યારે શ્રીલક્ષ્મણ ભટ્ટજી કાશી જઇ રહ્યા. ત્યાં હનુમાન ઘાટ ઉપર એક મકાન ભાડે લઇ એમણે કાયમી નિવાસ કરવાનો નિશ્ચય કરી

યથાસમય શ્રીવલ્લભને યજ્ઞોપવીતસંસ્કાર કરાવ્યો અને બાળકના વિદ્યાભ્યાસનું કાર્ય મધ્વ-સંપ્રદાયી શ્રીમાધવેંદ્રપુરી નામક પંડિતને સોંપ્યું. થોડા સમય ઉપર જ સ્થપાયેલી શ્રીમાધવેંદ્રપુરીની પાઠશાળા એ વખતે કાશીમાં એમની વિદ્વત્તાથી વિખ્યાત થઈ ચૂકી હતી. અહીં શ્રીમાધવેંદ્રપુરીજી પાસે બાળક વલ્લભના અભ્યાસનું દોઢેક વર્ષ કાર્ય ચાલ્યા પછી શ્રીમાધવેંદ્રપુરી સં. ૧૫૩૫ માં વ્રજમાં ગયા અને પાઠશાળાનું કાર્ય શ્રીમાધવતીર્થ નામના વિદ્વાનને સોંપતા ગયા. શ્રીરામકૃષ્ણને યજ્ઞોપવીતસંસ્કાર થયા પછી શ્રીમાધવતીર્થ પાસે ભણવા મૂકવામાં આવ્યો. થોડા જ સમયમાં બંને બાળકો સારા વિદ્વાન થયા. આ બાળકોને દાર્શનિક જ્ઞાન અપાવવાની ઇચ્છાથી બંને પુત્રીનાં લગ્ન પતાવ્યા પછી સં. ૧૫૪૨ માં શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાના આ બંને બાળકો અને પત્ની સાથે દક્ષિણમાં તુંગભદ્રા નદીને કિનારે આવેલા અને જ્યાં પોતાના સાળા સુશર્મા રહેતા હતા તે સુપ્રસિદ્ધ વિજયનગર નામના નગરમાં આવ્યા. ત્યાંના સરસ્વતી–ભંડારમાં પૂર્વ અને ઉત્તરમીમાંસાનો તુલનાત્મક અભ્યાસ કરાવવાને માટે શ્રીલક્ષ્મણ ભટ્ટજીએ બંને બાળકો સોંપી આપ્યા. બે વર્ષ સુધી મન લગાવી ત્યાં અભ્યાસ કર્યા બાદ શ્રીવલ્લભની ભારતવર્ષના દાર્શનિક પંડિતોમાં ગણના થવા લાગી. આ જ સમયમાં શ્રીવલ્લભે "તત્ત્વાર્થદીપનિબંધ" નામક સર્વ શાસ્ત્રોના સંદોહરૂપ ગ્રંથની રચના કરી, પોતાના પિતાજીને ભેટ આપ્યો.

શ્રીવલ્લભના અધ્યયન પછી સં. ૧૫૪૫ માં શ્રીલક્ષ્મણ ભટ્ટજી ફરી તીર્થયાત્રા કરવાને માટે વિજયનગરથી નીકળ્યા. એમ કહેવાય છે કે જ્યારે એઓ શ્રીલક્ષ્મણ બાલાજીમાં આવ્યા, ત્યારે ત્યાં શ્રીલક્ષ્મણ ભટ્ટજી સ્વધામ પધાર્યા. કુટુંબનો ભાર ૧૬ વર્ષના બાળક શ્રીવલ્લભ ઉપર આવી પડ્યો. મોટાભાઈ શ્રીનારાયણ ભટ્ટ શ્રીવલ્લભથી મોટા હતા, પરંતુ કાંકરવાડમાં પૂર્વે શ્રીમાધવેંદ્રપુરી યાત્રા કરતાં આવી ચડેલા ત્યારે તેમની ભક્તિપરાયણતા જોઈ શ્રીમાધવેંદ્રપુરીએ તેમને દીક્ષા આપી ગોપાલમંત્ર આપ્યો હતો; અને કેશવપુરી એવું નામ પાડયું હતું. શ્રીમાધવેંદ્રપુરીની સાથે તેઓ સંન્યસ્તદશામાં રહેવા લાગ્યા હતા. શ્રીમાધવેંદ્રપુરી કાશી આવ્યા પછી શ્રીકેશવપુરી ધર્મપ્રચાર-નિમિત્ત તીર્થયાત્રામાં નીકળી પછી સૂકર ક્ષેત્રમાં જઈ રહ્યા હતા. ગૌડિયા સંપ્રદાયમાં શ્રીકેશવપુરીનું માન અસાધારણ હતું. આમ એ વિરક્ત થઈ ચૂકેલા હતા.



શ્રીવલ્લભ પિતાનો અંત્યેષ્ટિવિધિ પૂર્ણ કર્યા પછી, નાનાભાઈ અને માતાની સાથે કાંકરપાંડુમાં આવ્યા અને પોતાના કાકા શ્રી જનાર્દનભટ્ટ સાથે રહેવા લાગ્યા. થોડો સમય

# શ્રીવલ્લભાચાર્ય

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

પ્રાચીન વૈષ્ણવાચાર્ય શ્રીવિષ્ણુસ્વામીઃ તેમની પરંપરામાં થયેલા ગોવિંદાચાર્ય નામે એક વૈષ્ણવાચાર્યના શિષ્ય વલ્લભભટ્ટના વંશમાં, આંધ્ર દેશના કાકરપાંડુ કે કાંકરવાર નામક ગામમાં, પૂર્વે, કૃષ્ણયજુર્વેદીય તૈત્તિરીયશાખી ભારદ્વાજ ગોત્ર અને આપસ્તંબ સૂત્રના, વેલ્લનાડુ કુટુંબના, શ્રીયજ્ઞનારાયણ નામે એક વિદ્વાન તૈલંગ બ્રાહ્મણ રહેતા હતા. તેમના પુત્ર ગંગાધર ભટ્ટ તેમના ગણપતિ ભટ્ટ ને તેમના વલ્લભ ભટ્ટ; વલ્લભ ભટ્ટને લક્ષ્મણ ભટ્ટ અને જનાર્દન ભટ્ટ નામના બે પુત્રો થયા. આ કુટુંબ સોમયાજી હતું અને તેથી તેની શાખજ સોમયાજી પડી ગઇ હતી. શ્રીયજ્ઞનારાયણ ભટ્ટથી માંડી શ્રી લક્ષ્મણ ભટ્ટજી સુધીમાં સો સોમયજ્ઞ પૂરા કરવામાં આવ્યા હતા. એમ મનાતું આવ્યું છે કે જે કુલમાં સો સોમયજ્ઞ પૂરા થાય તે કુલમાં જબરદસ્ત દૈવાંશી પુરુષનો જન્મ થાય. એ પ્રમાણે શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ત્યાં તેવા દૈવાંશી પુરુષના જન્મની સંભાવના કરવામાં આવતી હતી. શ્રીલક્ષ્મણ ભટ્ટજીનાં વિજયનગરના રાજગુરુ શ્રીસુશર્માનાં ઇલ્લમાગારૂ નામક બેન સાથે લગ્ન થયાં હતાં. તેમાં તેમને શ્રીનારાયણ ભટ્ટ નામક એક પુત્રનો અને બે પુત્રીઓનો જન્મ થયો હતો. એ ત્રણ બાળકોના જન્મ પછી શ્રીલક્ષ્મણ ભટ્ટજીને પ્રયાગ નિવાસ કરવા જવાની ઇચ્છા થઇ. પુત્ર શ્રીનારાયણ ભટ્ટને કાકરપાંડુ ગામમાં જ પોતાના ભાઈ જનાર્દન ભટ્ટજીને ત્યાં રાખી પોતાની બે પુત્રી અને પત્ની સાથે યાત્રા કરવાને માટે શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાને ગામથી વિદાય થયા. તેઓ તીર્થભ્રમણ કરતા કરતા બીમરથી નદીને કિનારે ચંપારણ્ય નામક સ્થાનમાં આવ્યા, અહીં શ્રીઇલ્લમાગારૂજીને સં ૧૫૨૯ ના ચૈત્ર (વ્રજ વૈશાખ) વદિ ૧૧ ને શનિવારની રાત્રીએ સાત માસે પુત્રજન્મ થયો. (કોઇ સં. ૧૫૩૫ ના ચૈત્ર વદિ ૧૧ રવિ અને કોઇ તે તિથિ-માસ-વર્ષ પણ વાર ગુરુવાર કહે છે. ગીતાની રસિકરંજની નામક ટીકાકાર શ્રીકલ્યાણ ભટ્ટજી પોતાના કલ્લોલ નામક ગ્રંથમાં વર્ષ ૧૫૨૯ ને વાર શનિ કહે છે, જે ગણિતની દૃષ્ટિએ બરોબર છે. સૌથી જૂનો વર્ષનો ઉલ્લેખ શ્રીકલ્યાણ ભટ્ટજીનો છે. ગૌડિયા સંપ્રદાયના ગ્રંથોમાં પણ આ જ વર્ષ મળે છે.) બાળક અધૂરે માસે જન્મતાં ક્ષણભર મૂર્છા રહી, પરન્તુ પછીથી પરમ તેજસ્વી મહાન અલૌકિક સુંદર બાલકનાં દર્શન થયાં. આ જ બાળક તે શ્રીવલ્લભ. શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાના આ બાળક અને પત્નીને લઇ નિકટના ચૌડા ગામમાં આવ્યા અને ત્યાં જાતકર્માદિ સંસ્કારો કર્યા. ત્યાં દોઢ બે માસ રહ્યા પછી આ નાનું કુટુંબ આગળ વધ્યું અને કેટલાંક તીર્થોમાં યાત્રા કરતાં કરતાં પ્રયાગમાં નિવાસ કરી રહ્યું. અહીં પ્રયાગમાંજ ત્રણ વર્ષ બાદ શ્રી. રામકૃષ્ણ નામક બાળકનો શ્રીલક્ષ્મણ ભટ્ટજીને ત્યાં જન્મ થયો.

હવે જ્યારે શ્રીવલ્લભ પાંચ વર્ષના થયા ત્યારે શ્રીલક્ષ્મણ ભટ્ટજી કાશી જઇ રહ્યા. ત્યાં હનુમાન ઘાટ ઉપર એક મકાન ભાડે લઇ એમણે કાયમી નિવાસ કરવાનો નિશ્ચય કરી

યથાસમય શ્રીવલ્લભને યજ્ઞોપવીતસંસ્કાર કરાવ્યો અને બાળકના વિદ્યાભ્યાસનું કાર્ય મધ્વ-સંપ્રદાયી શ્રીમાધવેંદ્રપુરી નામક પંડિતને સોંપ્યું. થોડા સમય ઉપર જ સ્થપાયેલી શ્રીમાધવેંદ્રપુરીની પાઠશાળા એ વખતે કાશીમાં એમની વિદ્વત્તાથી વિખ્યાત થઈ ચૂકી હતી. અહીં શ્રીમાધવેંદ્રપુરીજી પાસે બાળક વલ્લભના અભ્યાસનું દોઢેક વર્ષ કાર્ય ચાલ્યા પછી શ્રીમાધવેંદ્રપુરી સં. ૧૫૩૫ માં વ્રજમાં ગયા અને પાઠશાળાનું કાર્ય શ્રીમાધવતીર્થ નામના વિદ્વાનને સોંપતા ગયા. શ્રીરામકૃષ્ણને યજ્ઞોપવીતસંસ્કાર થયા પછી શ્રીમાધવતીર્થ પાસે ભણવા મૂકવામાં આવ્યો. થોડા જ સમયમાં બંને બાળકો સારા વિદ્વાન થયા. આ બાળકોને દાર્શનિક જ્ઞાન અપાવવાની ઇચ્છાથી બંને પુત્રીનાં લગ્ન પતાવ્યાં પછી સં. ૧૫૪૨ માં શ્રીલક્ષ્મણ ભટ્ટજી પોતાના આ બંને બાળકો અને પત્ની સાથે દક્ષિણમાં તુંગભદ્રા નદીને કિનારે આવેલા અને જ્યાં પોતાના સાળા સુશર્મા રહેતા હતા તે સુપ્રસિદ્ધ વિજ્યનગર નામના નગરમાં આવ્યા. ત્યાંના સરસ્વતી–ભંડારમાં પૂર્વ અને ઉત્તરમીમાંસાનો તુલનાત્મક અભ્યાસ કરાવવાને માટે શ્રીલક્ષ્મણ ભટ્ટજીએ બંને બાળકો સોંપી આપ્યા. બે વર્ષ સુધી મન લગાવી ત્યાં અભ્યાસ કર્યા બાદ શ્રીવલ્લભની ભારતવર્ષના દાર્શનિક પંડિતોમાં ગણના થવા લાગી. આ જ સમયમાં શ્રીવલ્લભે "તત્ત્વાર્થદીપનિબંધ" નામક સર્વ શાસ્ત્રોના દોહનરૂપ ગ્રંથની રચના કરી, પોતાના પિતાજીને ભેટ આપ્યો.

શ્રીવલ્લભના અધ્યયન પછી સં. ૧૫૪૫ માં શ્રીલક્ષ્મણ ભટ્ટજી ફરી તીર્થયાત્રા કરવાને માટે વિજ્યનગરથી નીકળ્યા. એમ કહેવાય છે કે જ્યારે એઓ શ્રીલક્ષ્મણ બાલાજીમાં આવ્યા, ત્યારે ત્યાં શ્રીલક્ષ્મણ ભટ્ટજી સ્વધામ પધાર્યા. કુટુંબનો ભાર ૧૬ વર્ષના બાળક શ્રીવલ્લભ ઉપર આવી પડયો. મોટાભાઈ શ્રીનારાયણ ભટ્ટ શ્રીવલ્લભથી મોટા હતા, પરંતુ કાંકરવાડમાં પૂર્વે શ્રીમાધવેંદ્રપુરી યાત્રા કરતાં આવી ચઢેલા ત્યારે તેમની ભક્તિપરાયણતા જોઈ શ્રીમાધવેંદ્રપુરીએ તેમને દીક્ષા આપી ગોપાલમંત્ર આપ્યો હતો; અને કેશવપુરી એવું નામ પાડયું હતું. શ્રીમાધવેંદ્રપુરીની સાથે તેઓ સંન્યસ્તદશામાં રહેવા લાગ્યા હતા. શ્રીમાધવેંદ્રપુરી કાશી આવ્યા પછી શ્રીકેશવપુરી ધર્મપ્રચાર-નિમિત્ત તીર્થયાત્રામાં નીકળી પછી સૂકર ક્ષેત્રમાં જઈ રહ્યા હતા. ગૌડિયા સંપ્રદાયમાં શ્રીકેશવપુરીનું માન અસાધારણ હતું. આમ એ વિરક્ત થઈ ચૂકેલા હતા.



શ્રીવલ્લભ પિતાનો અંત્યેષ્ટિવિધિ પૂર્ણ કર્યા પછી, નાનાભાઈ અને માતાની સાથે કાંકરપાડુમાં આવ્યા અને પોતાના કાકા શ્રી જનાર્દનભટ્ટ સાથે રહેવા લાગ્યા. થોડો સમય

રહ્યા બાદ કાકાની રજા લઇ ફરી તીર્થયાત્રામાં નીકળી પડ્યા. માર્ગમાં દામોદરદાસ હરસાની અને કૃષ્ણદાસ મેઘન નામક બે શિષ્યો થયા. બાલક શ્રીવલ્લભ અને લગભગ સમવયસ્ક એ બે શિષ્યો આગળ તીર્થો કરતા કરતા મારવાડમાં આવ્યા. ત્યાં ઝારખંડ નામક સ્થળમાં શ્રીવલ્લભને કોઈ અચિંત્ય દૈવત વ્રજમાં બોલાવતું હોય તેવું થયું; એટલે શ્રીવલ્લભ વ્રજમાં જવાનો નિશ્ચય કરી ઉજ્જૈનમાં આવ્યા. ત્યાં સં. ૧૫૪૬ ના ચૈત્ર સુદિ ૧ ને દિવસે શિપ્રા નદીના તટ ઉપર એક સુંદર સ્થળમાં શ્રીભાગવતનું પારાયણ કર્યું: ( આ દિવસે ત્યાંના નરોત્તમ નામના બ્રાહ્મણગોરને તીર્થગોર તરીકે કબૂલ કર્યાનું તેવા એક ખતથી માનવામાં આવે છે. આ ખત થોડા વર્ષો પૂર્વે "શુદ્ધાદ્વૈત" માસિકમાં છપાયેલું છે. ) ત્યાંથી તીર્થો કરતા કરતા તેઓ ગોકુલ આવ્યા. એમ માનવામાં આવે છે કે ગોવિંદઘાટ ઉપર સં. ૧૫૪૮ ના શ્રાવણ સુદિ ૧૧ ને દિને પ્રભુ શ્રી ગોવર્ધનધરણે સાક્ષાત પ્રકટ થઇ શ્રીવલ્લભને ભક્તિમાર્ગીય દીક્ષા આપી અને શિષ્ય તરીકે સ્વીકારી "મહામંત્ર"નું દાન કર્યું. શ્રીવલ્લભે ભેટ અને પવિત્રું ધરાવ્યું. બીજે દિવસે પ્રાતઃકાળમાં પ્રભુની આજ્ઞા પ્રમાણે સૌથી પ્રથમ દામોદરદાસ હરસાનીને અને પછી બીજા અનેક વ્રજવાસીઓને શ્રીવલ્લભે શિષ્ય તરીકે સ્વીકારી "બ્રહ્મસંબંધ" એ નામે સુપ્રસિદ્ધ ભક્તિમાર્ગીય દીક્ષા આપી.

તે જ સ્થળે સદૂપાંડે નામના અન્યોરના એક વ્રજવાસી બ્રાહ્મણે આવી ગિરિરાજ પર્વત ઉપર શ્રીગોવર્ધનનાથજીના પ્રાકટ્યની હકીકત કહી. એમ કહેવાય છે કે શ્રીમાધવેંદ્રપુરી સં. ૧૫૩૫ માં કાશીથી વ્રજમાં આવેલા ત્યારે ત્યાં એક શ્રીગોપાલનું સ્વરૂપ એમણે શ્રીગિરિરાજ ઉપર એક મંદિર કરી પધરાવેલું. આ મંદિર પર્જન્યમલ નામના ક્ષત્રિયે કરાવી આપેલું એમ ગૌડિયા સંપ્રદાયવાળા માને છે. સં. ૧૫૩૮ માં તેઓ એ પ્રભુની આજ્ઞા પ્રમાણે જગન્નાથજીમાં કર્પૂરચંદન લેવા ગયા અને સં. ૧૫૪૦ માં પાછા ફરે એ પૂર્વે જ ઉત્કલ દેશમાં રેમુણા નામના સ્થળમાં પ્રભુધામવાસી થયા. શ્રીગિરિરાજમાં વ્રજવાસીઓ એ ગોપાલસ્વરૂપની સેવા કરતા હતા. શ્રીવલ્લભે જે જાનનો અવાજ ઝારખંડમાં સાંભળ્યો હતો, તેવો જ અન્યોરમાં આવી ફરી સાંભળ્યો. તેથી તેમને ખાત્રી થઇ કે પ્રભુ અહીં જ બિરાજે છે. સદૂપાંડે સાથે શ્રીગિરિરાજ ઉપર જઈ એ શ્રીગોપાલ-શ્રીગોવર્ધનધરણનાં દર્શન કરી શ્રીવલ્લભને અત્યંત આનંદ થયો. ત્યાં સેવાપ્રકાર યથાચિત કરી એઓ પાછા પોતાના વતનમાં આવ્યા. થોડા દિવસો ત્યાં રહી સં. ૧૫૪૮ (આષાઢી) ના વૈશાખ વદિ ૨ ને દિવસે શ્રીવલ્લભે સ્વતંત્ર રીતે ભારતવર્ષની પરિક્રમાનો આરંભ કર્યો અને સૌથી પ્રથમ ગોદાવરીના તીર ઉપર ઉત્તર પ્રદેશમાં આવેલા એક બીજા વિદ્યાનગર નામક નગરમાં ભાગવત ધર્મનો પ્રચાર કરવાને માટે ગયા. ત્યાં તે વખતે રામભદ્ર નામક રાજા રાજ્ય કરતો હતો. તેની સભામાં વાદ થયા પછી શ્રીવલ્લભને વિજેતા તરીકે સુવર્ણાભિષેક કરવામાં આવ્યો. ( જુઓ. ઓડછા-નરેશોના પ્રાચીન ઐતિહાસિક ગ્રંથ " પ્રતાપવંશ વર્ણન "નો ૧૦ મો તરંગ શ્લોક ૨૫-૪૦. ) અહીંથી શ્રીજગન્નાથજી જઈ ત્યાં પ્રસાદનું માહાત્મ્ય વધારી છેક સેતુબંધરામેશ્વર સુધીનાં તીર્થોમાં ભ્રમણ કરતા કરતા અને અનેક શિષ્યો કરતા કરતા તેમ જ સુંદર સ્થળોમાં ભાગવત-પારાયણ કરતા કરતા વ્રજમાં આવ્યા, અને શ્રીગિરિરાજ પર આવી શ્રીગોવર્ધનધરનાં દર્શન કર્યાં. સં. ૧૫૫૪ નો અન્નકૂટ-ઉત્સવ ત્યાં ધામધૂમથી ઊજવી, ગુજરાત અને કાઠિયાવાડમાં તીર્થપરિક્રમણ કરી, ત્યાંથી કચ્છ-સિંધ અને છેક બદરિકાશ્રમ થઇ, શ્રીજગન્નાથ અને ઉત્કલના વિદ્યાનગરમાં થઈ પોતાના વતન કાંકરવાડમાં આવ્યા. અહીં સં. ૧૫૫૪ ના વૈશાખ સુદિ ૩

ને દિવસે પ્રથમ પરિક્રમા પૂર્ણ કરી. એ પછી ત્યાં માતા તેમજ કાકા પાસે એક વર્ષ રહી સં. ૧૫૫૫ ના ચૈત્ર સુદિ ૨ થી બીજી પરિક્રમાનો આરંભ કર્યો. લગભગ એ જ ક્રમે ઉત્કલના વિદ્યાનગર અને તે પછી સેતુબંધરામેશ્વર, પંઢરપુર, ઉજ્જૈન વગેરે સ્થળોમાં થઈ શ્રીવલ્લભ વ્રજમાં આવ્યા.

આ સમયે ઉત્તર ભારતવર્ષ ઉપર સિકંદર લોદીનું શાસન હતું. મથુરા પ્રદેશમાં તેના કેટલાક હાકેમોએ હિંદુઓ ઉપર ભારે જુલ્મ આદર્યા હતા. શ્રીવલ્લભ આવ્યા ત્યારે એ જુલ્મો ચાલુ હતા; મંદિરો તોડી-પાડવામાં આવતાં અને તીર્થો ભ્રષ્ટ કરવામાં આવતાં. કોઇ હિંદુને તીર્થસ્નાનાદિ પણ કરવા દેવામાં આવતાં નહોતાં. શ્રીવલ્લભની આજ્ઞાથી એમના શિષ્યસમૂહે અને તેને અનુસરી મથુરાની ભાવિક હિંદુપ્રજાએ એ હુકમોનો અનાદર કરી વિશ્રામઘાટ ઉપર યમુનાસ્નાન કર્યું; અને પછી શ્રીવલ્લભ વ્રજમાં ચાલ્યા ગયા. ત્યાં જઈ જુએ છે તો શ્રીગોવર્ધનધરણનું મંદિર નષ્ટ કરવામાં આવેલું. શ્રીકુંભનદાસ વગેરે પ્રભુને "ટોંડ કે ઘના" નામક સ્થાનમાં પધરાવી ગયા હતા. એ પછી પૂંછરી નામક સ્થાન નજીક શ્યામઢાકમાં પધરાવી ગયેલા. સં. ૧૫૫૬ ના ચૈત્ર સુદિ ૨ ને દિને ત્યાંથી પધરાવી શ્રી મહાપ્રભુજીએ તૈયાર કરાવેલા નવા મંદિરમાં પ્રભુને પધરાવ્યા. અને બે વર્ષ પર્યંત ત્યાં રહી પ્રભુની સેવા કરી એજ ગાળામાં શ્રીવલ્લભાચાર્યજીની પ્રભુતાથી આકર્ષાયેલા સિકંદર લોદીએ હોનહાર નામના ચિત્રકાર પાસે શ્રીવલ્લભાચાર્ય અને તેમના ત્રણ શિષ્ય દામોદરદાસ હરસાની, કૃષ્ણદાસ મેઘન અને માધવભટ્ટ કાશ્મીરીનું સમૂહચિત્ર આલેખાવ્યું, જે અત્યારે કિશનગઢના દરબારમાં મોજૂદ છે. એ પછી યાત્રા અપૂર્ણ રાખી શ્રીવલ્લભ પ્રભુના આદેશે પ્રયાગ, કાશી, જગન્નાથજી થઈ પોતાના વતનમાં આવ્યા. ત્યાંથી માતાજીને સાથે લઈ કાશી આવ્યા અને ત્યાં સં. ૧૫૬૦ (આષાઢી) ના આષાઢ સુદિ ૫ ને દિને શ્રીદેવન ભટ્ટની મહાલક્ષ્મી નામક કન્યા સાથે લગ્ન કર્યાં. માતા અને પત્નીને ત્યાં જ રાખી શ્રીવલ્લભ પ્રથમ શ્રીગિરિરાજ આવ્યા. ત્યાંની વ્રજયાત્રા પૂર્ણ કરી પછી સૂકરક્ષેત્રમાં જ્યાં મોટાભાઈ શ્રીકેશવપુરી હતા, ત્યાં આવી પ્રણામાદિક કરી પછી પાછા શ્રીવલ્લભ કાશી આવ્યા. ત્યાં થોડા માસ બિરાજી પછી બીજી યાત્રાનાં બાકી રહેલાં તીર્થોનાં દર્શન કરવા નીકળ્યા. આ વખતે ફરતા ફરતા શ્રીવલ્લભ દક્ષિણમાં આવ્યા. કહેવાય છે કે ત્યાં તુંગભદ્રાના તીર પર આવેલા વિજયનગરમમાં તે વખતના રાજા વીરનૃસિંહના સમયમાં તેના નાના ભાઈ કૃષ્ણરાય રાયલુના આગ્રહથી દરબારમાં ચાલતા એક શાસ્ત્રાર્થમાં ભાગ લેવા શ્રીવલ્લભ આવ્યા. અહીં શાસ્ત્રાર્થમાં વિજય મળતાં તેમનો સં. ૧૫૬૦ના ચૈત્ર સુદમાં સુવર્ણાભિષેક કરવામાં આવ્યો. ત્યાંથી **આચાર્યપદવી** પ્રાપ્ત કરી શ્રીવલ્લભ તીર્થભ્રમણ કરતા કરતા ગૂજરાત-કાઠિયાવાડ-કચ્છ-સિંધ-બદરિકાશ્રમ વગેરે તીર્થોમાં થઈ સં. ૧૫૬૪ માં કાશીમાં પોતાને ઘેર આવી પહોંચ્યા.

કાશીમાં સ્થિર થયા પછી ત્યાંના કેવલાદ્વૈતી સંન્યાસીઓ સાથે અનેક વાદવિવાદના પ્રસંગ આવ્યા. વાદીઓને નિરુત્તર કરવાને માટે **पत्रावलम्बन** નામક વાદગ્રંથની રચના કરી શ્રીવલ્લભાચાર્યે શ્રીવિશ્વેશ્વરના દ્વાર પર બાંધ્યો. છતાં ઉપદ્રવ શાંત ન થવાને કારણે મિત્રો અને સંબંધીઓની સલાહથી સં. ૧૫૬૭ માં નજીકના, ગંગાકિનારા પર આવેલા અડેલ નામક ગામમાં જઈ ત્યાં કાયમી નિવાસ કર્યો. અહીં મળેલી શાંતિના સમયમાં પૂર્વ અને ઉત્તર મીમાંસાનાં ભાષ્યો, ભાગવત ટીકા-સુબોધિની, અને પ્રકીર્ણ પ્રકરણગ્રંથોની રચના કરી. અહીં સં. ૧૫૭૦ ના કાર્તિક વદિ ૧૧ ને દિને પ્રથમ પુત્ર શ્રીગોપીનાથજીનો અને સં. ૧૫૭૨ ના માગશર (વ્રજ પોષ) વદિ ૯ ને દિવસે શ્રીવિઠ્ઠલનાથજીનો જન્મ થયો. (કોઇ શ્રી ગોપીનાથજીનો જન્મ સં. ૧૫૬૭ માં પણ માને છે; પણ શ્રીકલ્યાણ ભટ્ટ "કલ્લોલ"માં ૧૫૭૦ જણાવે છે, જે ખોટો હોવા કારણ નથી.)

અહીં સં. ૧૫૮૭ સુધી બિરાજ્યા. તે પછી પ્રભુની આજ્ઞા જગતના ત્યાગની થતાં ત્રિદંડ સંન્યાસ ધારણ કરી, કાશીહનુમાનઘાટ ઉપર જઈ ત્યાં પુત્રોને અંતિમ શિક્ષા (જે શિક્ષાશ્લોક તરીકે સાડાત્રણ શ્લોક પ્રસિદ્ધ છે, તે) લખી આપી સં. ૧૫૮૭ (આષાઢી)ના આષાઢ સુદિ ૨ ઉપર ૩ ને દિને મધ્યાહ્ન સમયે ગંગામાં દેહ છોડ્યો તે વખતે કાંઠે ઊભેલાં જનોએ અગ્નિનો એક મોટો તેજ:પુંજ આકાશમાં જતો જોયો, કહેવાય છે.

શ્રીવલ્લભાચાર્યજીએ નિર્ગુણ ભક્તિમાર્ગની સર્વ વર્ણના જનો માટે સ્થાપના કરી, દ્વિજોને માટે શુદ્ધાદ્વૈત વેદાંતનો ઉપદેશ કર્યો છે. અનન્ય રહી પ્રભુનું શરણ અહર્નિશ વિચારવું, અને દુઃસંગ, પ્રભુને ધર્યા વિનાના પદાર્થોનું સેવન તેમ જ મિથ્યા ભાષણનો ત્યાગ કરવો, એ એમનો પ્રધાન ઉપદેશ છે.

શ્રીવલ્લભાચાર્યજી પછી શ્રીગોપીનાથજી આચાર્ય તરીકે આવ્યા. એઓ શ્રીગોકુલમાં આવી રહ્યા. એમને એક પુત્ર થયો. એ બંનેના સ્વધામપ્રયાણ પછી નાના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી આચાર્ય થયા. એઓશ્રીએ કાયમી નિવાસ મથુરામાં કર્યો હતો. મોગલ સમ્રાટ અકબરને શ્રીવિઠ્ઠલનાથજી માટે ઘણું માન હતું. એણે જ એમને ' ગોસ્વામી " એ બિરુદ આપ્યું હતું, જે અદ્યાપિ પર્યંત એ વંશમાં ચાલુ છે. શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથોમાંથી અત્યારે ઉત્તરમીમાંસા-અણુભાષ્યના અઢી અધ્યાય, પૂર્વમીમાંસાના ભાવાર્થપાદનું ભાષ્ય, સુબોધિની (ભાગવત) ટીકાના ૧-૨-૩, ૧૦, પૂર્ણ અને ૧૧ મા સ્કંધના ચાર અધ્યાય પર ટીકા, ૧૬ પ્રકરણગ્રંથો, થોડાં સ્તોત્રો અને 'તત્ત્વાર્થદીપનિબંધ' (બે પ્રકરણ પૂરાં પર અને ત્રીજા ભાગવત પ્રકરણના પાંચ સ્કંધ-અપૂર્ણ પર એમની જ પ્રકાશ-નામક ટીકા સાથે), આટલા ગ્રંથો મળે છે. અણુભાષ્યનો અધૂરો રહેલો ભાગ શ્રીવિઠ્ઠલનાથજીએ પૂર્ણ કર્યો છે. એ ઉપરાંત શ્રીવિઠ્ઠલનાથજીએ "વિદ્વન્મંડન" નામનો સ્વતંત્ર વાદગ્રંથ, ભક્તિહંસ, ભક્તિહેતુનિર્ણય, શૃંગારરસમંડન (કાવ્ય), સુબોધિની-૧૦ મા સ્કંધના ૩૨ મા અધ્યાય પર ટિપ્પણી ઉપરાંત કેટલાંયે સ્તોત્રો, શ્રી વલ્લભાચાર્યજીના નવરત્ન, સિદ્ધાંતમુક્તાવલી અને યમુનાષ્ટક પર ટીકા, ગીતાના પહેલા અધ્યાય પર ટીકા, વગેરે ગ્રંથોની રચના કરી છે.

શ્રીવિઠ્ઠલનાથજીના વંશમાં અનેક સમર્થ પંડિત વંશજો થયા છે, તેમાં તેમના ચોથા પુત્ર શ્રીગોકુલનાથજી, બીજા પુત્રના પુત્ર શ્રીકલ્યાણરાયજી, ને પૌત્ર શ્રીહરિરાયજી, ત્રીજા પુત્ર શ્રીબાલકૃષ્ણજીના વંશમાં શ્રીપુરુષોત્તમજી, ઉપરાંત શ્રીયોગી ગોપેશ્વરજી વગેરે મુખ્ય છે. શ્રીપુરુષોત્તમજીએ અણુભાષ્ય ઉપર લખેલી "પ્રકાશ" નામક ટીકા બધા ભાષ્યકારોના મતનો ઉલ્લેખ આપી તુલનાત્મક દૃષ્ટિએ લખાયેલી છે. એના ઉપર શ્રીયોગી ગોપેશ્વરજીએ "રશ્મિ" નામક સમર્થ ટીકા લખી છે.

આ સંપ્રદાયમાં પૂર્વે સંસ્કૃત સાહિત્ય નહોતું, એમ માની કેટલાકોએ ભાષાસાહિત્યને આધારે વિરોધીઓએ છાંટા ઉડાડવાનો પ્રયત્ન કરેલો; પણ છેલ્લી બે પચીશીઓમાં પ્રસિદ્ધ થયેલા પ્રાચીન સંસ્કૃત સાહિત્યે આચાર્યના નિર્ગુણ ભક્તિમાર્ગની વિશુદ્ધિનો વિદ્વાનોમાં આજે પરિચય કરાવ્યો છે.

બધા ભાષ્યકારોમાં સૌથી છેલ્લા ભાષ્યકાર આચાર્ય શ્રીવલ્લભાચાર્ય થયા છે; એથી ભાષ્યકારોના મર્મનો પરિચય મેળવવામાં શ્રીવલ્લભનું વેદાંતભાષ્ય સૌથી વધુ ઉપયોગી છે. શ્રીવલ્લભે બ્રહ્મસૂત્રના અર્થોની ખેંચતાણ કર્યા વિના અવિકૃત પરિણામવાદને સ્વીકારી બ્રહ્મ જ આ જગતરૂપે પરિણમ્યું છે, એ પ્રાચીન શ્રૌત સિદ્ધાન્તનું દર્શન કરાવી, માત્ર અનન્ય શરણથી જ જીવ પ્રભુને પામી શકે છે, એ સિદ્ધાંત સ્થાપિત કર્યો છે.

———o———

# જ્વાળામુખી*

શ્રી. રમણલાલ વસંતરાય દેસાઈ

૧



'સ્ત્રી અને પુરુષના હક્ક સમાન હોઈ શકે?'

હજી જગત-જગતના વિધાયકો—આ પ્રશ્નનો ઉકેલ નથી કરી શક્યા તો કૉલેજના વિદ્યાર્થીઓ તેનો ઉકેલ લાવી શકે?

છતાં વિદ્યાર્થીઓ આ પ્રશ્ન ઉકેલવા મથે છે તો ખરા જ. સંસારવિધાનમાં તેમનો ઘણો ફાળો છે, અગર તેમણે ઘણો ફાળો આપવાનો છે એવી માન્યતા તેમના હૃદયના ઊંડાણમાં વસતી હોય છે. એટલે તેમની વક્તૃત્વસભાઓમાં આવા પ્રશ્નો ખૂબ ચર્ચાય છે. કૉલેજમાં એ પ્રશ્ન ઉપર વાદવિવાદ રાખવામાં આવ્યો હતો.

કેટલાક પ્રશ્નો જ રસમય હોય છે. 'ગામડાનો ખેડૂત કેમ જીવે છે?' 'કૉલેજનું ભણતર ગામડાં માટે નિરુપયોગી છે,' 'વિદ્યાર્થીઓ અને વ્યસન' એવા એવા પ્રશ્નોની ચર્ચા સભાનો મંત્રી રાખવાની ભૂલ કરે તો ચશ્મા પહેરેલા સુક્કા ત્રણચાર વિદ્યાર્થીઓ અને જીંદગીથી કંટાળી ગયાનો દેખાવ કરતો એકાદ પ્રોફેસર સભાગૃહમાં હાજર હોય. પરંતુ 'લગ્નની જરૂરિયાત,' 'સ્ત્રીપુરુષના હક્ક,' 'સન્નારીઓનું સત્તામંડળમાં સ્થાન' એવા એવા રસનિર્ઝર વિષયોનું નિરૂપણ થવાનું હોય તો વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓથી સભાગૃહ એટલું ઊભરાઈ જાય કે ઘણાને ઊભા રહેવાનું સ્થાન પણ ન મળે.

ઉપરાંત શિક્ષણ માટે ઓછામાં ઓછી તકલીફ લેઈ વધારેમાં વધારે પગાર ખેંચી જવા છતાં શહીદીનો સદાય દેખાવ કરતા ગંભીર પ્રોફેસરો પણ વધારે સંખ્યામાં આવા ચર્ચાપ્રસંગે હાજર રહી શકે છે. આ તેવોજ પ્રસંગ હતો.

વિદ્યાર્થીઓ ધક્કાધક્કી કરતા, હસતા, લડતા, બૂમો પાડતા, વિચિત્ર નાદપ્રયોગો કરતા આખા સભાગૃહને જીવંત બનાવી દેતા હતા. ઘડીકમાં તાળીઓ પડતી, ઘડીકમાં પગથબકારા થતા. ઘડીમાં રણગર્જનાને ભૂલાવે એવી સીસોટીઓ વાગતી, તો ઘડીમાં માનવી કે પશુ-પક્ષીમાંથી કોઇને પણ ન આવડે એવા વિચિત્ર ઉદ્‌ગારોથી વિદ્યાર્થી-સભ્યોમાં હાસ્યનાં મોજાં ઊછળતાં. આંખ મીંચીને આવનાર એમ જ જાણે કે અહીં કોઈ મહાસંગ્રામની તૈયારી થઇ રહી છે; ફરજિયાત શારીરિક કેળવણીથી ભય પામતા વિદ્યાર્થીઓ આવા પ્રસંગોમાંથી કેવો વીરરસ કેળવે એ સમજી શકાય એમ છે.

સભાના અગ્રભાગના એક વિભાગમાં કૉલેજની વિદ્યાર્થીનીઓનું એક જૂથ બેઠેલું હતું. સોગન ખાઇ શકાય એવી સાદાઈ પાછળ આકર્ષણની અદ્‌ભુત જાળ ગૂંથવાની આવડતવાળી

---

* શ્રી 'ગ્રંથાકવિજય'ના હવે પછી પ્રગટ થનાર બેટપુસ્તક 'શોભના'નું પહેલું પ્રકરણ-શ્રીમાન્ પ્રકાશકના સૌજન્યથી.

વર્તમાન યુવતી વિદ્યાર્થીઓના આવા ધાંધળથી બહુ વ્યાકુળ બનતી નથી. ક્વચિત્ હસતી, ક્વચિત્ નાખુશી બતાવતી, ક્વચિત્ ઉપેક્ષા કરતી વિદ્યાર્થીનીઓ વિદ્યાર્થીઓની અર્થહીન વેવલાશ અને નિરંકુશ છતાં પોકળ ઊભરાઓમાં હજી સમાન હક્ક માગતી હોય એમ લાગતું નથી.

પ્રૉફેસરે પ્રૉફેસરે વિદ્યાર્થીઓ તાળીઓ પાડતા. કેટલાક પ્રૉફેસરો પોતાને મળતી તાળીઓથી હસતા, કેટલાક વિદ્યાર્થીઓના છિછરલા વર્તનથી ગંભીર બની જતા અને કેટલાક સાચા વેદાન્તી પ્રૉફેસરો તાળીઓની માયાને મિથ્યા માની અલિપ્ત જ રહેતા.

કૉલેજો આપણાં વિદ્યાસ્થાનો હોય, પાઠશાળાઓ આપણા સંસ્કારની ગંગોત્રીઓ હોય અને પ્રાચીન ગુરુકુળ- અરે ગત યુગની જ કૉલેજનો કોઈ શિક્ષિત પુરુષ વર્તમાન સભાસ્થાનો જુએ તો તેને પ્રથમ દર્શને એમ જ લાગે કે આજનાં વિદ્યાસ્થાનોની વિદ્યા વંઠી ગઈ છે અને સંસ્કારગંગોત્રીના મૂળમાં કાંઈ વિષ રેડાયું છે.

છતાં એ જ વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓના સંઘની પાછળ જગતનું ભાવિ ઘડાયે જાય છે, અને તે ઘડતરમાં વિષ રેડાયું હોય તો ક્યાંથી રેડાયું એ પ્રશ્ન ઊભો જ રહે છે. વિદ્યાર્થી અવસ્થા વટાવી ગયેલી આગલી પેઢીને વિદ્યાર્થીઓ ઘડતાં આવડયું નથી એમ આરોપ આવે પણ ખરો.

બાલ તોફાનોની પાછળ આ જ વિદ્યાર્થીવર્ગ એક મહાપ્રશ્ન વિચારી રહ્યો હતોઃ હસતે હસતે વિચારી રહ્યો હતો કે, સ્ત્રી અને પુરુષના હક્ક સમાન હોઈ શકે ?

નિવૃત્ત થવાની અણી ઉપર આવેલા એક વિધુર પ્રૉફેસર સભાના પ્રમુખસ્થાને બિરાજ્યા. સ્ત્રીના હક્ક પુરુષ જેટલા રાખવાથી તેમને હવે કાંઈ હરકત આવે એમ નહતું–ઘરમાં તેમ જ નોકરીમાં. અશાન્ત વિદ્યાર્થીઓને શાન્ત રહેવાનો ઉપેક્ષા પામતો બોધ કરી તેમણે સભાનું કામ આગળ ચલાવ્યું, અને ચર્ચા માટે મુખ્ય વક્તાને સૂચના કરી.

સભાઓ તાળીઓ પાડવા માટે, હસવા માટે, બૂમો પાડવા માટે અને ખોંખારા ખાવા માટે જ હોય છે એમ માનતા વિદ્યાર્થીઓએ મુખ્ય-વક્તાના વ્યાખ્યાનના થોડા ટુકડા સાંભળ્યા અને મોટા ભાગને ઘોંઘાટમાં ડુબાવી દીધો. સ્વમાનભંગ થએલો એ વક્તા એક ઊંડો ઘા પામી બેસી ગયો. સ્ત્રી અને પુરુષના હક્ક સમાન ન હોઈ શકે એવો પક્ષ એણે લીધો હતો.

સામો વાદ કરવાને એક બીજો વિદ્યાર્થી ઊભો થયો. તેને પણ પૂરતા પ્રમાણમાં તાળીપ્રદાન મળ્યું, એટલું જ નહિ, પરંતુ વ્યાખ્યાન-સ્થાન પાસે જતાં તેને આછી ઠોકર વાગી એટલે તાળીઓનાં પૂર ઊભરાયાં. વિદ્યાર્થીજગત ક્રૂર અને અન્યની વિટંબણામાં ખૂબ હસી શકે એવું નિર્દય બની ગયું છે એવો વિચાર આવતાં પ્રમુખે નિઃશ્વાસ નાખ્યો. સામા વાદમાં શું કહેવાયું તે કોઈના પણ સાંભળવામાં આવ્યું નહીં. પ્રમુખે પ્રથમ હસીને, પછી ગંભીરતાથી, ત્યારબાદ મેજ ઉપર મુક્કો ઠોકીને અને અંતે અત્યંત ક્રોધપૂર્વક વિદ્યાર્થીઓને ગૃહસ્થાઈ વાપરવા વિનંતી કરી. જગતમાં ગૃહસ્થાઈ હોય તો વિદ્યાર્થીવર્ગમાં તે આવે ને ! હસોહસો ગૃહસ્થાઈના ટુકડા સભાગૃહમાં થોડી શાન્તિ માટે પ્રવેશ પામ્યા, અને એક આકર્ષક યુવક જરાપણ ક્ષોભ વગર વ્યાખ્યાનસ્થાન ઉપર પગ મૂકયો. શાન્ત રહેલી વિદ્યાર્થી જનતાએ પાછો હોકાર શરૂ કરી દીધો. અદબ વાળી ઊભા રહેલા એ યુવકે વિદ્યાર્થીઓના ઊભરાને ઊભરાઈ જવા દીધો. સમુદ્રનાં મોજાંનાં મોજાં ખડક સામે અફળાઈ રહ્યાં. પરંતુ ખડક ખસ્યો નહીં. યુવક આછા સ્મિત સહ ઊભો જ રહ્યો.

સહજ શાન્તિ ફેલાતાં તેણે સ્થિરતાભર્યો ઉચ્ચાર કર્યો :

" પ્રમુખ સાહેબ,

સ્ત્રીઓ અને પુરુષોના હક્ક સમાન કદી ન હોઈ શકે..."

વિદ્યાર્થીઓએ તાળીઓ પાડી, પરંતુ આગળ સાંભળવાની સહુને આછી લાલચ થઈ. યુવકે તેનો લાભ લીધો. અને અસરકારક ભાષામાં તેણે ચર્ચા કરી. સ્ત્રીએ જગતના વિકાસમાં કશો જ ફાળો આપ્યો નથી, અને પુરુષ દોરે તેમ દોરાવાનો તેનો ધર્મ જ છે એવો તેના વક્તવ્યનો ધ્વનિ હતો.

સહુએ તેને શાન્તિથી અને વખાણની તાળીઓ સહ સાંભળ્યો. વિદ્યાર્થીઓના ઉત્સાહને વેગ મળે એવી ઘણી ઘણી રસપ્રદ બાબતો એમાં હતી.

પરંતુ વિદ્યાર્થીનીઓને આ વ્યાખ્યાન રુચ્યું નહીં. તેમની સંખ્યા ઓછી હતી એ વાત ખરી; વિદ્યાર્થીઓ જેટલું તોફાન તે કરતી નહીં એ વાત પણ સાચી. પરંતુ એનો અર્થ એમ નહીં કે વિદ્યાર્થીનીઓની સંખ્યા ભવિષ્યમાં વધી વિદ્યાર્થીઓની બરાબરી ન કરી શકે. અને તેમ થાય તો તોફાનની શક્તિમાં પુરુષવર્ગ કરતાં ઊતરતું સ્થાન લેવાની તેમની તૈયારી ન જ હોય. પુરુષો વિરુદ્ધની અનેક દલીલો વિદ્યાર્થીનીઓના હૃદયમાં સળવળી રહી. ચંપલ પછાડવા માટે તેમના પગ વેગવાન બનતા હતા, અને જરૂર પડયે કયુટેકસથી રંગી લાલ બનાવેલા અને ખાસ ઓજારથી સ્વચ્છ અને અણીદાર બનાવી આગળ વધારેલા કલામય નખ આયુધ તરીકે ન જ વાપરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી ન હતી.

પરંતુ હજી સ્ત્રીજાતિએ પુરુષ સરખા હક્ક માગ્યા છતાં ઘણા હક્ક વાપર્યા નથી. હૃદયના ભાવ વિદ્યાર્થીનીઓએ આછા સ્મિત નીચે છૂપાવી રાખ્યા. માત્ર એક વિદ્યાર્થીનીના હૃદયે તેના પગને વેગ આપ્યો. તેણે ઊઠી વ્યાખ્યાનસ્થાન તરફ જવા માંડયું.

પાછો તાળીઓનો વરસાદ વરસ્યો. એ વરસાદ માનવાચક ન લાગ્યો. વિદ્યાર્થીનીઓ અજળી ઊઠી છતાં શાન્ત રહી શકી. પ્રમુખે હાથ ઊંચા કર્યા, સહુને શાન્ત પડવા વિનંતિ કરી, ધમકી આપી, મેજ પછાડયું અને સભા છોડી જવાની બહુ થોડા સાંભળી શકે એવી બ્હીક બતાવી. એટલામાં એ વિદ્યાર્થીની જરાપણ ભય વગર પ્રમુખની પાસે આવી ઊભી રહી. તેણે પણ તાળીઓના વરસાદને વરસી જવા દીધો. સહજ શાન્તિ થતાં પ્રમુખે કહ્યું:

'સ્ત્રીઓ પ્રત્યે સભ્યોએ વધારે સારું વર્તન રાખવું જોઈએ.'

'ના' 'ના' ના પોકારો વિદ્યાર્થીઓમાંથી ઊછળી આવ્યા. 'સમાન હક્ક,' 'સરખા હક્ક,' 'સરખું વર્તન' એવા જવાબ પ્રમુખને મળ્યા.

'હું પુરુષોની તલપૂર પણ મહેરબાની માગતી નથી, પ્રમુખ સાહેબ,' વિદ્યાર્થીનીએ પોકારો વચ્ચે પોતાના વ્યાખ્યાન માટે સ્થાન મેળવી શરૂઆત કરી. 'બેસી જા,' 'બહુ થયું.' 'પરણ્યા પછી બોલજે' જેવા વિદ્યાર્થીજગતની શિષ્ટતા દર્શાવતા ઉદ્‌ગારો સંભળાતા હતા છતાં તેમને ન ગણકારી તેણે સહુના ધ્યાનને ખેંચવા માંડયું, અને જોતજોતામાં તેણે સહુના ધ્યાનને સર કર્યું. તેનો રણકારભર્યો મધુર અવાજ, છટારહિત છટા, પુરુષજાતિ ઉપરના પ્રહારો અને સ્ત્રીજાતે માનવસંસ્કારમાં આપેલા ફાળાનો ઇતિહાસ તેના વ્યાખ્યાનને આકર્ષક બનાવી રહ્યાં હતાં. તેણે સાબિત કર્યું કે સ્ત્રીઓને પુરુષની દોરવણીની જરાય જરૂર નથી; એટલુંજ નહીં, પણ પુરુષ સર્વદા સ્ત્રીથી દોરાયો છે. અને જેટલે અંશે એ સત્ય તે સમજશે તેટલે અંશે જ તે અને તેની દુનિયા સફળ થશે.

વ્યાખ્યાન પૂરું થતાં સુધી પૂરી શાન્તિ જળવાઈ રહી. વિદ્યાર્થીનીને પણ સાચા વખાણની તાળીઓથી સહુએ વધાવી લીધી. પરંતુ તેમાંથી પાછી અવ્યવસ્થા શરૂ થઈ ગઈ.

પ્રમુખે સહુના મત માગ્યા. વિદ્યાર્થીઓએ સમાન હકની તરફેણમાં પણ હાથ ઊંચા કર્યા અને વિરુદ્ધમાં પણ હાથ ઊંચા કર્યા. વ્યાખ્યાન માટે કોઈને ગંભીરતા હતી જ નહીં, એથી કોઈના જ્ઞાનમાં વધારો થાય એમ લાગતું નહોતું. જ્ઞાનમાં વધારો કરવાની ઇચ્છાથી ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી ભણે છે. ભણવાની જરૂર છે, ભણવાની ટેવ પડી છે, બીજાં ભણે છે માટે દેખાદેખી વિદ્યાર્થીઓ ભણ્યે જાય છે.

કશો ઠરાવ પસાર થયો નહીં અને પ્રમુખે પોતાનો આભાર માનવાની તક ન આપતાં સભા બરખાસ્ત કરી. સભા બરખાસ્ત થતાં રાક્ષસી બૂમાબૂમ, પછાડાપછાડ, ભાંગતોડ અને ધક્કાધક્કી સહ આ હિંસા-જગતના ભાવિની કૂંચી ધારણ કરનારો વિદ્યાર્થીવર્ગ વ્યાખ્યાનગૃહની બહાર નીકળવા લાગ્યો. સમાન હક માગની કન્યાઓએ પોતાના હકને બાજુએ રાખ્યો. અને પુરુષ—વિદ્યાર્થીઓને પહેલા બહાર નીકળવાની તક આપી.

બહાર શયતાન ઊછળતો હતો. અંદર વિદ્યાર્થીઓનું ટોળું ધીમેધીમે દરવાજા તરફ આગળ વધ્યું.

'શોભના, તેં બહુ સારો જવાબ આપ્યો.' એક યુવતીએ વ્યાખ્યાન આપી ચૂકેલી વિદ્યાર્થીનીને કહ્યું.

'હં,' તિરસ્કારથી શોભનાએ માનનો સ્વીકાર કર્યો. એનો તિરસ્કાર એની સહીપણી પ્રત્યે નહતો. વિદ્યાર્થીવર્ગનો અવિનય તેને જરૂર ખૂંચતો હતો.

'પાછું રસ્તે એનું એ જ થશે.' બીજી યુવતીએ કહ્યું. સહશિક્ષણથી વિદ્યાર્થીઓની વાસના તીવ્ર બની છે અને શૌર્યની કક્ષા નીચી ઊતરી છે એમ કોઈ આરોપ મૂકે તો તેના પુરાવા કૉલેજ અને કૉલેજની બહાર છેક ન મળે એમ કહેવાય નહીં. છોકરીઓને નિહાળવાની તક મળે એવા ઉદ્દેશથી સરસ્વતીપૂજન કરતો વિદ્યાર્થીવર્ગ છેક ન્હાનો નહીં હોય!

'હું તો ચંપલ જ લગાવી દઉં' ત્રીજી યુવતીએ કહ્યું. એ પ્રમાણે બને કે કેમ એ જુદી વાત છે. પરંતુ પુરુષોના ભણતરની સાથે વર્તનનું ગડતર ચંપલને પાત્ર છે એવો અભિપ્રાય તો ઘણી વિદ્યાર્થીનીઓ ધરાવે છે. સહુને બહાર નીકળવા દેઈ શોભના છેલ્લી બહાર આવી.

બારણા પાસે દસબાર યુવકો લટાર મારી રહ્યા હતા. સ્ત્રીઓને નિહાળવાની સજનજૂની પુરાતન ઇચ્છા બ્રહ્મચર્યાશ્રમમાં પણ ભભૂકવા લાગે છે. કોઈએ તીરછી આંખે, કોઈએ સીધી નજરે, કોઈએ હસીને, કોઈએ સદંતર ટટાર બનીને બહાર નીકળતી વિદ્યાર્થીનીઓ તરફ નજર નાખી.

પગથિયા પાસે એક ચમકતી મોટરકાર ઊભી હતી. મહત્તાની ભાવના સાથે જગતની અનેક યુવકયુવતીઓને ચંચલ બનાવતી આ કહેવાતી જડ ગાડી પાછળ હિંદના રસિકતાનો ઇતિહાસ પણ રચાતો જાય છે. ગાડીમાંથી એક યુવક ઊઠ્યો અને સ્વચ્છંદતાથી બહાર નીકળી આવ્યો. એણે જ સ્ત્રીઓના સમાન હક વિરુદ્ધની દલીલ કરી હતી. પહોળો પાયજામો, રેશમી પહેરણ, સફાઈદાર ચશ્મા, અને બાતરિયન રીતે અવ્યવસ્થિત રાખેલા તાજાથી સોડામહ્યો દેખાતો એ યુવક જરા પણ ગભરાય વગર શોભનાની પાસે ગયો.

'મારી કાર ખાલી છે. આપને એમાં હું મૂકી આવું.' યુવકે કહ્યું.

'ના. મને ચાલવાની ટેવ છે.' શોભનાએ જવાબ આપ્યો.

'ટેવનો સવાલ નથી. સગવડ છે તો બેસી જાઓ. સંધ્યાકાળ થાય છે.'

'હરકત નહીં. મારી જોડે વિની, તારિકા અને રંભા છે.'

'એ બધાંય એમાં આવી શકશે.'

'ચાલો ત્યારે. બેસી જઈએ વળી.' રમતિયાળ બાળકી જેવા અભિનય કરતી સહજ સ્થૂલ તારિકા બોલી ઊઠી, અને પગથિયાં નીચે આવતાં યુવકે ગાડીનું બારણું ખોલી અંદર બેસવાનું લાલિત્યમય મૂક આમન્ત્રણ ચારે સાહેલીઓને આપ્યું.

લટાર મારતા યુવકોનાં ટોળાંએ મોટેથી હસવા માંડ્યું. 'બેસો, બેસો,' 'હરકત નહીં,' 'હું સાથે આવું?' વગેરે ઉચ્ચારો પણ વર્તમાન શિષ્ટતાને શોભાવતા સંભળાવા લાગ્યા. હાસ્ય હઠીલાઈ ઉત્પન્ન કરે છે. આવા આકસ્મિક આમન્ત્રણથી કદી પણ કારમાં ન બેસે એવી ગર્વિષ્ઠ શોભનાને પણ યુવકોના હાસ્યનો જવાબ આપવા કારમાં બેસવાની દૃઢ ઈચ્છા થઈ. ચીઢવીને સુધારવાની રીત નિષ્ફળ નીવડી છે. પરંતુ વિદ્યાર્થીઓ ચીઢવીને પણ સુધારવા ક્યાં માગતા હતા? તેમને પણ યુવતીઓની સોબત જોઈતી હતી. મશ્કરી કરવા છતાં યુવતીનો સંગ મળી જાય તો તેમને ગમે એમ હતું.

'આપનો આભાર માનું છું. આપના આમન્ત્રણનો લાભ લઈએ જ,' શોભનાએ જવાબ આપી પોતાની સહીપણીઓને અંદર બેસાડી.

'આપ આગળ બેસો. હું ચલાવીશ.' કહી યુવકે શોભનાને કારની આગલી બેઠક ઉપર બેસાડી. કારનો હાંકનારો બારી પાસે ઊભો હતો તે ખસી ગયો. તેને યુવકે કહ્યું:

'તું પાછળ આવ. હું ગાડી લેઈ જાઉં છું.'

સફાઈપૂર્વક શોભનાની સાથે બેસી યુવકે ગાડીનું સુકાન હાથમાં લીધું. ગાડીમાં જીવ આવ્યો દેખાયો.

એકાએક કોઈ વિચિત્ર ખાદીધારી યુવક ગાડી પાસે આવી શોભનાને જોતો ત્યાંથી પસાર થયો દેખાયો.

શોભના એ યુવકને જોઇ રહી. સહજ આશ્ચર્ય તેની આંખમાં રમી રહ્યું. કારના માલિકે ગાડી આગળ ધપાવી. તેણે પેલા ખાદીધારીને જોયો નહતો.

'કોણ હતો એ બબૂચક?' તારિકાએ પૂછ્યું.

'કોની વાત છે?' રંભાએ પૂછ્યું.

'પેલો આમ ગયો તેની.'

'એવા કૈંક ફરે છે, ગમારો!'

શોભના કાંઈ બોલી નહીં. કાર આગળ વધી કૉલેજના વંડાની બહાર નીકળી. સૂચક તાળીઓ અને ઉદ્‌ગારો વચ્ચે થઈ તે પસાર થઈ.

યુવકયુવતીના આ જગતમાં ઉત્સાહ, ઉન્માદ, અશિષ્ટતા, અદેખાઈ, અઠંગલાપણું, અને અતંત્રતા ચારે પાસ દેખાયા કરતાં હતાં. એ વંટોળિયા વચ્ચે થઈ ઝડપથી આગળ વધતી ગાડીમાં એ જ યુવકયુવતીનો એક વિભાગ અત્યંત નિયંત્રણપૂર્વક આગળ વધતો હતો. જ્વાળામુખીના ટુકડાઓ વ્યવસ્થિત અને નિયમનભર્યા વાહનને જ વશ વર્તતા હતા.

કે પછી નિયમન માગતા વાહનને જ એક જ્વાળામુખી દોરતો હતો?

---

'મારી કાર ખાલી છે. આપને એમાં હું મૂકી આવું.' યુવકે કહ્યું.

'ના. મને ચાલવાની ટેવ છે.' શોભનાએ જવાબ આપ્યો.

'ટેવનો સવાલ નથી. સગવડ છે તો બેસી જાઓ. સંધ્યાકાળ થાય છે.'

'હરકત નહીં. મારી જોડે વિની, તારિકા અને રંભા છે.'

'એ બધાંય એમાં આવી શકશે.'

'ચાલો ત્યારે. બેસી જઈએ વળી.' રમતિયાળ બાળકી જેવા અભિનય કરતી સહજ સ્થૂલ તારિકા બોલી ઊઠી, અને પગથિયાં નીચે આવતાં યુવકે ગાડીનું બારણું ખોલી અંદર બેસવાનું લાલિત્યમય મૂક આમન્ત્રણ ચારે સાહેલીઓને આપ્યું.

લટાર મારતા યુવકોનાં ટોળાંએ મોટેથી હસવા માંડ્યું. 'બેસો, બેસો,' 'હરકત નહીં,' 'હું સાથે આવું?' વગેરે ઉચ્ચારો પણ વર્તમાન શિષ્ટતાને શોભાવતા સંભળાવા લાગ્યા. હાસ્ય હઠીલાઈ ઉત્પન્ન કરે છે. આવા આકસ્મિક આમન્ત્રણથી કદી પણ કારમાં ન બેસે એવી ગર્વિષ્ઠ શોભનાને પણ યુવકોના હાસ્યનો જવાબ આપવા કારમાં બેસવાની દૃઢ ઇચ્છા થઈ. ચીડવીને સુધારવાની રીત નિષ્ફળ નીવડી છે. પરંતુ વિદ્યાર્થીઓ ચીડવીને પણ સુધારવા ક્યાં માગતા હતા? તેમને પણ યુવતીઓની સોબત જોઈતી હતી. મશ્કરી કરવા છતાં યુવતીનો સંગ મળી જાય તો તેમને ગમે એમ હતું.

'આપનો આભાર માનું છું. આપના આમન્ત્રણનો લાભ લઈએ જ,' શોભનાએ જવાબ આપી પોતાની સહીપણીઓને અંદર બેસાડી.

'આપ આગળ બેસો. હું ચલાવીશ.' કહી યુવકે શોભનાને કારની આગલી બેઠક ઉપર બેસાડી. કારનો હાંકનારો બારી પાસે ઊભો હતો તે ખસી ગયો. તેને યુવકે કહ્યું:

'તું પાછળ આવ. હું ગાડી લેઈ જાઉં છું.'

સફાઈપૂર્વક શોભનાની સાથે બેસી યુવકે ગાડીનું સુકાન હાથમાં લીધું. ગાડીમાં જીવ આવ્યો દેખાયો.

એકાએક કોઈ વિચિત્ર ખાદીધારી યુવક ગાડી પાસે આવી શોભનાને જોતો ત્યાંથી પસાર થયો દેખાયો.

શોભના એ યુવકને જોઈ રહી. સહજ આશ્ચર્ય તેની આંખમાં રમી રહ્યું. કારના માલિકે ગાડી આગળ ધપાવી. તેણે પેલા ખાદીધારીને જોયો નહતો.

'કોણ હતો એ બબૂચક?' તારિકાએ પૂછ્યું.

'કોની વાત છે?' રંભાએ પૂછ્યું.

'પેલો આમ ગયો તેની.'

'એવા કેંક ફરે છે, ગમારો!'

શોભના કાંઈ બોલી નહીં. કાર આગળ વધી કૉલેજના વંડાની બહાર નીકળી. સૂચક તાળીઓ અને ઉદ્‌ગારો વચ્ચે થઈ તે પસાર થઈ.

યુવકયુવતીના આ જગતમાં ઉત્સાહ, ઉન્માદ, અશિષ્ટતા, અદેખાઈ, અછકલાપણું, અને અતંત્રતા ચારે પાસ દેખાયા કરતાં હતાં. એ વંટોળિયા વચ્ચે થઈ ઝડપથી આગળ વધતી ગાડીમાં એ જ યુવકયુવતીનો એક વિભાગ અત્યંત નિયંત્રણપૂર્વક આગળ વધતો હતો. જ્વાળામુખીના ટુકડાઓ વ્યવસ્થિત અને નિયમનભર્યાં વાહનને જ વશ વર્તતા હતા.

કે પછી નિયમન માગતા વાહનને જ એક જ્વાળામુખી દોરતો હતો?

---

વધતી જતી જનસંખ્યા મુખ્યત્વે બે રીતે અંકુશમાં આવે છે. કુદરતનો કાનુન જ એવો અજબ છે કે ઉત્પાદન અને જનસંખ્યા આપોઆપ જ સમતોલ સ્થિતિમાં રહે છે. વધતું જતું જનસંખ્યાનું પ્રમાણ કાં તો રોગચાળાને પરિણામે અથવા તો ભૂખમરાથી કે વિગ્રહોને પરિણામે કાબૂમાં આવી શકે છે. તેમજ જનતા આપોઆપ સમજીને જન્મનું પ્રમાણ ઘટાડી જનસંખ્યાને મર્યાદિત કરી શકે છે. આમ કરવાને માટે કાં તો લગ્ન મોટી ઉંમરે કરવાં પડે અથવા તો સંતતિનિયમન કરવું પડે. માલ્થસે જનતાને બીજી જાતનો પ્રકાર ગ્રહણ કરવા આગ્રહ કરેલો. જેમ બને તેમ મોટી ઉંમરે પરણવું અને પરિણીત જીવનમાં પણ સંયમ જાળવી જેમ બને તેમ ઓછી પ્રજા ઉત્પન્ન કરવી. જનસંખ્યા મર્યાદિત કરવાનો આ માર્ગ ગ્રહણ કરવામાં આવે તો જગતનું કેટલુંય દુઃખ આપોઆપ ઓછું થઈ જશે. પણ આ રસ્તો ગ્રહણ કરવામાં ન આવે અને અમર્યાદિત રીતે જનસંખ્યા વધતી જ જાય તો પછી કુદરત પોતાનો ભાગ ભજવવાની જ. પરિણામે જનતામાં દુઃખનો આરો નથી રહેતો, ભૂખમરો વધે છે, રોગચાળો વધે છે અને મહાન વિગ્રહોમાં પ્રજાનું ઘણુંયે સારું તત્ત્વ હણાઈ જાય છે.

જગતની વાસ્તવિક પરિસ્થિતિ એવી છે કે સાધારણ રીતે જનતા બીજા પ્રકારના માર્ગ–Preventive checks–ગ્રહણ કરી શકતી નથી. આ માર્ગ ત્યારે જ શક્ય અને સુલભ બને જ્યારે સમસ્ત પ્રજા સમજુ, સંસ્કારી અને સુશિક્ષિત હોય. જ્યાંસુધી જનતાનો મોટો ભાગ અજ્ઞાન અને અસંસ્કારી હોય ત્યાંસુધી આ માર્ગ ગ્રહણ કરવાથી સમાજને હાનિ થાય છે. કારણ કે પ્રજાનો ઉપલો થર જે ભણેલો અને સંસ્કારી હોય છે તે પ્રજોત્પત્તિનું પ્રમાણ ઘટાડે છે. જ્યારે પ્રજાના નીચલા થર જે મોટેભાગે અભણ અને અસંસ્કારી હોય છે તો અમર્યાદિત રીતે પ્રજોત્પત્તિ કર્યે જ જાય છે. પરિણામે પ્રજાનો ઉપલો થર–સમાજનો શિક્ષિત અને સંસ્કારી વર્ગ ઘટતો જાય છે જ્યારે સમાજમાં અણઘડ માણસો વધતાં જાય છે. ઉલટ કુદરત પોતાનો ભાગ ભજવે છે અને વધતી જતી જનસંખ્યા રોગચાળાથી, બેકારીથી, ભૂખમરાથી કે લડાઈની કતલ–Possitive checks–થી કાબૂમાં આવે છે.

માલ્થસને પોતાના યુગમાં વધતી જતી જનસંખ્યાના પ્રમાણનું નિરિક્ષણ કરીને જે ભય ઉત્પન્ન થએલો, તેવો ભય આજે વાસ્તવિક નથી લાગતો, કારણ કે આજે વિજ્ઞાનની શોધખોળને પરિણામે અર્થશાસ્ત્ર રાષ્ટ્રીય મટી આંતરરાષ્ટ્રીય અને સર્વવ્યાપી બન્યું છે. વિજ્ઞાનની પ્રગતિએ ઘટતી જતી પેદાશના નિયમની સ્થિતિસ્થાપકતા પુરવાર કરી છે અને પરિણામે જનસંખ્યાના પ્રમાણ સાથે ઉત્પાદનના પ્રમાણને સમતોલ કરી શકાય છે તેની ખાત્રી આપી છે.

આજે જગતમાં કેળવણી વ્યાપક બનેલી છે. જગતની પ્રજાઓ સુશિક્ષિત અને સંસ્કારી બનતી જાય છે. પ્રાણીશાસ્ત્રના નિયમ પ્રમાણે જનતા સભ્યતામાં જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ તેની પ્રજનનશક્તિ ઓછી થતી જાય છે. માનવજાત બુદ્ધિના ક્ષેત્રમાં તેમજ નીતિના ક્ષેત્રમાં જેમ જેમ વિકાસ સાધે છે તેમ તેમ તેની ફળદ્રુપતા ઓછી થતી જાય છે. આ નિયમ પ્રમાણે ભવિષ્યમાં અમર્યાદિત જનસંખ્યા થઈ જવાનો સંભવ નથી રહેતો કારણ કે માનવજાત પ્રત્યેક દિવસે પ્રગતિને પંથે પગલાં પાડી રહી છે.

આજનો સમાજ પોતાનું આર્થિક જીવન ઘણું જ સમજણપૂર્વક જીવે છે. આર્થિક સમજણને પરિણામે સમાજમાં જનસંખ્યા મર્યાદિત બને છે. જૂના જમાનામાં વધારે વિશાળ

કુટુંબ હોવામાં ગર્વ મનાતો, આજે કુટુંબને મર્યાદિત કરવામાં ગર્વ મનાય છે.× જીવનનું ધોરણ સ્થિતિસ્થાપક છે, પ્રત્યેક દિવસે જીવન વધારે સગવડતાઓ અનુભવતું થતું જાય છે અને પરિણામે કુટુંબને મર્યાદિત કરવું જ પડે છે. મધ્યમવર્ગનાં લોકો અને સુધરેલાં રાષ્ટ્રોમાં તો સારોયે જનસમુદાય પોતાના કુટુંબોમાં સંખ્યા જેમ બને તેમ ઓછી રહે તેવી કોશિશ કરે છે. આધુનિક સમયમાં જીવનનું ધોરણ જેમજેમ ઊંચું ને ઊંચું જતું જાય છે તેમ તેમ કુટુંબમાં સંખ્યા મર્યાદિત થતી જાય છે. વાસ્તવમાં કોઈ પણ રાષ્ટ્રમાં ઉત્પાદનના પ્રમાણ કરતાં જનસંખ્યા વધારે થઈ નથી.

જનસંખ્યાનો વધારો બે રીતે થાય છે. એક તો કુદરતી રીતે એટલે કે જન્મનું પ્રમાણ મરણના પ્રમાણ કરતાં વધારે હોય, અને તેથી થતો જનસંખ્યાનો વધારો. બાકી તો જ્યારે લોકો બહારથી કોઈ પણ રાષ્ટ્રમાં વસાહત કરવા આવે છે અને તે રીતે જે વધારો જનસંખ્યામાં થાય છે તે. કુદરતી રીતે જનસંખ્યા વધવાનો આધાર આબોહવા ઉપર, સામાજિક અને ધાર્મિક રિવાજો ઉપર, જીવનના આર્થિક ધોરણ ઉપર તેમજ જન્મમરણના પ્રમાણ ઉપર છે. ગરમ પ્રદેશોમાં લગ્ન ન્હાની ઉંમરે થાય છે–જેમકે હિંદુસ્થાનમાં ઇંગ્લાંડ કરતાં લગ્ન બહું નાની ઉંમરે થાય છે. લગ્નની ઉમ્મરનું પ્રમાણ જેટલું નાનું તેટલું વસતી વધવાનું પ્રમાણ મોટું, અને લગ્ન જેટલાં મોડાં તેટલું પ્રજાનું પ્રમાણ ઓછું. લગ્નસંસ્થાનું ઘડતર દેશના સામાજિક અને ધાર્મિક રિવાજો ઉપર આધાર રાખે છે. જ્યાં એક કરતાં વધારે પત્નીઓ કરવાની છૂટ હોય છે, ત્યાં જનસંખ્યા એકદમ વધે છે. ધાર્મિક માન્યતાઓને અંગે પણ લગ્ન ન્હાની ઉંમરે કરવામાં આવે છે. હિન્દુબાળાને માટે પહેલી વીશીમાં જ લગ્ન આવશ્યક મનાય છે.

આજે સામાજિક કે ધાર્મિક માન્યતાઓ લગ્નમાં જેટલો ભાગ ભજવે છે તેના કરતાં આર્થિક પરિસ્થિતિ વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. જેટલા પ્રમાણમાં જીવનનું આર્થિક ઊંચા દરજ્જાનું હોય છે તેટલા પ્રમાણમાં લગ્ન મોટી ઉંમરે થાય છે. યુવક અને યુવતી ત્યારે જ લગ્નગ્રન્થીથી જોડાય છે જ્યારે તેઓ તેમના દંપતીજીવનમાં અમુક જીવન ધોરણ પ્રમાણે જીવી શકે છે.

જેવી રીતે જન્મના પ્રમાણ ઉપર જનસંખ્યાનો આધાર છે તેવી રીતે મૃત્યુના પ્રમાણ ઉપર પણ જનસંખ્યાનો આધાર છે. મૃત્યુનું પ્રમાણ જેટલું ઓછું હોય છે તેટલું વસતીનું પ્રમાણ વધારે હોય છે. જે દેશો આરોગ્યતાની બાબતમાં તેમજ આર્થિક સમજણમાં પછાત હોય છે તે દેશોમાં જન્મનું પ્રમાણ ઊંચું હોય છે પણ સાથે સાથે મૃત્યુનું પ્રમાણ પણ અધિક ઊંચું હોય છે. ઇંગ્લાંડમાં હિંદુસ્તાન કરતાં જન્મનું પ્રમાણ ઓછું છે પણ મૃત્યુનું પ્રમાણ તેથીય ઓછું છે. પરિણામે જેટલા પ્રમાણમાં વસતી વધવી જોઇએ તેટલા પ્રમાણમાં, જન્મનું પ્રમાણ ઓછું હોવા છતાં, ઇંગ્લાંડમાં વસતી વધે છે, જ્યારે હિંદુસ્તાનમાં જન્મનું પ્રમાણ ઘણું વધારે હોવા છતાં, મૃત્યુનું પ્રમાણ ઘણું વધારે હોવાથી જેટલા પ્રમાણમાં વસતી વધવી જોઇએ તેટલા પ્રમાણમાં વધતી નથી.

× આ વિચારણામાં ઝપાટાબંધ પરિવર્તન થતું જાય છે. હવે જર્મની, ઇટાલી, ફ્રાન્સ જેવા રાષ્ટ્રોમાં પ્રજોત્પત્તિ વધારવા માટે રાજ્ય તરફથી જોરાશોર આંદોલન કરવામાં આવે છે.

આજની સભ્યતામાં શ્રીમંત વર્ગોમાં તેમજ મધ્યમ વર્ગોમાં કુટુંબને કૃત્રિમ રીતે મર્યાદિત બનાવવાની વૃત્તિ બહુ મજબૂત રીતે જણાય છે. આ વૃત્તિને પરિણામે સમાજ અને રાષ્ટ્રને જબરજસ્ત હાનિ પહોંચે છે; પ્રજાનું અધઃપતન થાય છે, નીચી કક્ષાના લોકો સંખ્યામાં વધે છે અને તેમ ન થાય તો જનસંખ્યાનો બેહદ ઘટાડો કદાચ આખીયે જાતિના નાશમાં પરિણમે છે.

સાધારણ રીતે શ્રીમંત વર્ગના લોકો મોટી ઉંમરે પરણે છે, તેમને પ્રજા ઓછી થાય છે અને જે પ્રજા થાય છે તેમાંનો પણ કેટલોક ભાગ તો કુદરતી રીતે જ શક્તિ અને તેજમાં કમ હોય છે; શ્રીમંતાઈને લીધે તેમની ઉછેર પણ એવા પ્રકારની હોય છે કે જેથી તેમનામાં હિંમત કે સાહસિકવૃત્તિ ખીલતાં નથી. પરિણામે ગુણની દૃષ્ટિએ પણ પ્રજા અવનત થતી જાય છે.

જ્યારે જનસંખ્યા બેહદ પ્રમાણમાં ઘટી જાય છે ત્યારે સારીયે જાતિનો લોપ થઈ જવાની ભીતિ રહે છે. પ્રજાનો ઘટાડો એટલે દેશની આર્થિક, રાજકીય, અને સૈનિકશક્તિનો પણ ઘટાડો. રાજકીય દૃષ્ટિએ કૃત્રિમ રીતે જનસંખ્યા મર્યાદિત કરવાનો અને સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ બહુ નુકશાનકારક છે. આજે યુરોપના બધાય રાજ્યોમાં સંતતિ નિયમન વિરુદ્ધ જબરદસ્ત આંદોલન ચાલી રહ્યું છે તેની પાછળ મુખ્યત્વે આ રાજકીય હેતુ છે.*

જનસંખ્યા કેટલા પ્રમાણમાં હોવી જોઈએ તે બાબતમાં આજની શાસ્ત્રિય વિચારણા એવી છે કે કોઈપણ રાષ્ટ્રની આર્થિક સંપત્તિ તેમજ ઉત્પાદનશક્તિનો વિચાર કરી અને તેટલી આર્થિક સંપત્તિથી તથા ઉત્પાદનશક્તિથી કેટલા માણસોને નભાવી શકાય તેનો વિચાર કરી જનસંખ્યાની મર્યાદા કે પ્રમાણ નક્કી થવું જોઈએ. આ સિદ્ધાન્ત પ્રમાણે એક તરફ રાષ્ટ્રની સંપત્તિ અને ઉત્પાદક શક્તિને મૂકવામાં આવે છે અને બીજી બાજુ તેના પ્રમાણમાં જનસંખ્યા નક્કી કરવામાં આવે છે. જેટલા પ્રમાણમાં સંપત્તિ હોય તેટલા પ્રમાણમાં જ જનસંખ્યા હોવી જોઈએ. સંપત્તિના પ્રમાણ કરતાં જનસંખ્યા ઓછી હોય તો તે આર્થિક દૃષ્ટિએ નુકશાનકારક છે કારણ કે જેટલી જનસંખ્યા ઓછી તેટલી ઉત્પાદનશક્તિ ઓછી અને જેટલી ઉત્પાદનશક્તિ ઓછી તેટલી સંપત્તિનો સંપૂર્ણ સદુપયોગ કરવાની તક પણ ઓછી. જેટલા પ્રમાણમાં સંપત્તિ હોય તેના કરતાં વધારે પ્રમાણમાં જનસંખ્યા હોય તે વળી આર્થિક દૃષ્ટિએ વધુ નુકશાનકારક છે. આવી પરિસ્થિતિમાં જનસંખ્યામાં ભૂખમરો આવે છે, રોગચાળો આવે છે, જીવનનું ધોરણ નીચું જાય છે–પરિણામે પ્રજા શક્તિહીન અને નીચી કોટીની સંભવે છે. આ સિદ્ધાન્ત–optimum theory of population—નું તાત્પર્ય એ છે કે કોઈ પણ રાષ્ટ્રની જનસંખ્યા તે રાષ્ટ્રની કુદરતી સંપત્તિના પ્રમાણસર નક્કી થવી જોઈએ. આ સિદ્ધાન્ત પ્રમાણે લાંબેગાળે જનસંખ્યા એક યા બીજી રીતે કુદરતી સંપત્તિના પ્રમાણમાંજ આવી રહે છે અને એક વખત સમતોલપણું પ્રાપ્ત થયા પછી સાધારણ રીતે અસાધારણ સંજોગો ઉપસ્થિત થયા વિના તે સમતોલપણું નાશ પામતું નથી.

* જર્મનીમાં હેર હીટલરે શુદ્ધ બ્રહ્મચર્ય ન સેવી શકની સાધ્વીઓને પરણી જઈ પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા ફરમાવી છે, એટલુંજ નહિ પણ, ગત મહાયુદ્ધમાં હોમાઈ ગયેલા લાખો નરવીરોના કારણે, તે દેશમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ પ્રમાણમાં હોઈ, તેથી, લગ્ન માટે પુરુષ ન મેળવી શકતી મોટી વયની કન્યાઓને, શુદ્ધ ને સરસ આર્ય જર્મનો સાથે સંયોગમાં આવવાની છૂટ આપી, તેમની સંતતિને કાયદેસર ગણવા ઠરાવ્યું છે.

# ચિત્રાંગદા : રસદર્શન

બાલચંદ્ર મણિલાલ પરીખ

( ગતાંક પૃ. ૩૮ થી ચાલુ )

પ્રકૃતિની ગોદમાં પ્રફુલ્લતું, નિવૃત્તિમાં વિકસતું, આનંદ અને વિષાદના તેજ–અન્ધારમાં વિહરતું નવદમ્પતી વિલાસતૃપ્તિને આરે આવીને ઊભું છે. પ્રેમલગ્નનું એક વર્ષ પૂરું થવા આવ્યું છે. વર્ષાઋતુ ચાલી રહી છે. ધોધમાર વર્ષતી મેઘધારાને નિહાળતા અર્જુનને આવા સમયે ખળખળતાં નદીનાળાં ઓળંગી જ્યારે પાંચે બાંધવો, વનો વીંધતા, ગિરિગહ્વરો ભેદતા, મૃગયા રમવા નીકળતા ત્યારનો પ્રસંગ સ્ફુરી આવે છે. મયૂરોના કેકારવથી ગાજતા ચિત્રકવનના પ્રદેશો, અસ્ખલિત વર્ષતી મેઘધારાના નાદ, વ્યોમમાં વિહરતાં પયોધરના ગંભીર નિર્ઘોષ, વનમાં વિચરતાં પશુઓ, બેઉ કાંઠે છલકાતાં નદીનાળાં, અને તે બધાના દર્શને ઉત્સાહથી ધબકતાં બાન્ધવહૃદયો, એ સર્વના સ્મરણે પ્રગટતી કલ્પનાસૃષ્ટિમાં અર્જુન વર્તમાનને ભૂલી જઇ તલ્લીન બને છે. એ અદ્ભુત સૃષ્ટિની મોહકતા તેનામાં પ્રબળ ઉત્કંઠા જગાવે છે અને મૃગયા ખેલવા નીકળવા તે ચિત્રા સમીપ પોતાની ઇચ્છા વ્યક્ત કરે છે; પણ ચિત્રા તો અધવચથીજ તેને કાપી નાંખે છે:


'ચિત્રાંગદા'–જગવિખ્યાત રસનાટિકાના મહાન લેખક–કવિવર રવીન્દ્રનાથ ટાગોર

'પહેલાં જે શિકારની પાછળ પડ્યા છો તેને જ ક્રમે કરો. તમે નક્કરમાં નક્કર ધારતા હો ત્યારે તે વનપશુ તમારી પાસેથી હંમેશાં સ્વપ્નવત્ છટકી જાય છે. જુઓ, ગાંડાતુર વરસાદ સહસ્ત્ર બાણ ફેંકતો વાયુ પાછળ ધાય છે પણ તે તો સદાય મુક્ત અને અજેય ચાલ્યો જાય છે.'

અને વર્ષા અને વાયુના આ પ્રકૃતિદર્શનના રૂપકને પોતાના જીવન સાથે ઘટાવતાં તે ઉમેરે છે—

'આપણી ક્રીડા એ, પ્રાણનાથ! એવી જ છે. તમે સૌંદર્યના વિદ્યુદ્ગતિ આત્માની પાછળ, તમારી પાસે છે તે એક એક બાણ ફેંકતા, ધાઓ છો, છતાં આ જાદુઈ હરણ સદાય મુક્ત અને અસ્પૃષ્ટ દોડ્યા કરે છે........'

આમાં અર્જુનને ચિત્રાના વાસ્તવસ્વરૂપની કંઈક ઝાંખી થાય છે. તેનામાં તે કાંઇક સ્થાયી તત્ત્વને પકડવા મથે છે પણ ચિત્રા તો હરિણીની પેઠે સદાય અસ્પર્શ્ય રહે છે. ગમે તે બાજુથી વાસ્તવને સ્પર્શવા તલપતો અર્જુન સીધો જ પ્રશ્ન કરે છે—

'પ્રિયે જ્યાં સ્નેહાળ હૃદયો ત્હારા પ્રત્યાગમનની વાટ જોતાં હોય એવું તારે એકે ગૃહ નથી?—એવું ગૃહ, જેને તેં તારી સુમન સેવાઓ વડે એકવાર મધુરૂં બનાવ્યું હતું, અને જ્યારે તું આ અરણ્યમાં આવવા તે તજી નીકળી ત્યારે જેનો જીવનદીપ હોલવાઈ ગયો હતો?'

કેવી હૃદયંગમ ભાવમગ્નતાથી અર્જુનના મુખમાંથી નીકળતાં આ કોમળ વચનો રવીન્દ્રનાથના પ્રિય ગૃહજીવનના પ્રભાવન્ત આદર્શને મૂર્તિમાન કરે છે! ભારતવર્ષના એ સાંસ્કૃતિક મહાગૌરવને પ્રગટાવતા આ ચિત્રદર્શનમાં વિલસતી પુણ્યપ્રભા, ભારતની પ્રાચીન મહત્તા પર એક એવી તેજવન્તી દીપશિખા ધરી રહે છે કે જેના પ્રકાશમાં આપણને આર્યાવર્તના આર્ય જીવનધર્મનો, ઉર્જસ્વલ આદર્શનો, પવિત્ર સંસ્કૃતિનો, ઉત્કૃષ્ટ માનવતા ને ગૌરવશીલ સંસ્કારિતાનો પરમ સાક્ષાત્કાર થાય છે.'

પણ આપણી ચિત્રાંગદાનું અસ્વાભાવિક જીવન ગૃહજીવનના આદર્શને અનુરૂપ સ્થિતિ હજી પામ્યું નથી. અર્જુનના હૃદયવેધક પ્રશ્નોનો ઉત્તર આપતાં તે કહે છે—

'આ પ્રશ્નો શા માટે? અણવિચારતા વિલાસના દિવસો શું વહી ગયા? તમે તમારી આગળ મને જુઓ છો તે કરતાં હું કશું વધારે નથી તે તમે નથી જાણતા?'

આ વિભક્ત દશાનું તાત્પર્ય હવે અર્જુનને કંઇક સમજાવા માંડે છે. ડૂબતા માણસ પેઠે તે પ્રિયતમાને પકડી રાખવા મથે છે. પણ તેથી તો તેનું જીવન એક સતત સંગ્રામનો ઝંઝાવાત અનુભવવા માંડે છે.

અર્જુન: 'અહા એટલેજ તું મારી પાસેથી સરકી જતી હોય તેવું ભાસે છે. મારૂં હૃદય અતૃપ્ત છે, મારા ચિત્તને શાંતિ નથી. હજી પાસે આવ ઓ અપ્રાપ્ય! નામ, ગૃહ અને કુળનાં બંધન સ્વીકારી લે; મારા હૃદયને સઘળી બાજુએથી તને સ્પર્શવા દે અને પ્રેમના પ્રશાન્ત પ્રત્યયમાં તુજ સહ મને જીવવા દે.'

પ્રણયીનું આ કરુણ આક્રંદ જાણે તેના હૃદયને ચીરીને બહાર નીકળવા મથતું હોય તેવી દારૂણ આત્મવેદના પ્રગટ કરે છે. આશા અને નિરાશા, સુખ અને દુઃખ, જીવન અને મૃત્યુ–એ આક્રંદ પાછળથી ઊઠતી એક ઊંડી આહમાં અસહ્ય વ્યથારૂપે જલી રહ્યાં છે. એકજ શ્વાસે જાણે તેનું આખું જીવન લટકી રહ્યું છે!

ને ચિત્રાનો પ્રત્યુત્તર—

'વાદળાંના રંગ, વીચિમાળાનાં નૃત્ય, પુષ્પોની સૌરભ—એને ઝાલી રાખવાના આ નિરર્થક પ્રયત્નો શા માટે?'—

ચિત્રામાં સનાતન સત્ય ગ્રહણ કરવા, તેને પોતાના હૃદયકમળ પર સ્થાપવા ઝંખતા અર્જુનને આ ઉત્તર શી રીતે સંતોષી શકે? તેથી તે પુનઃ તેની તે જ અભ્યર્થના ઉચ્ચારે છે—

'પ્રિયે, પ્રેમને આકાશકુસુમોથી શાંત કરવાની આશા ન સેવીશ. મને એવું કાંઈક આપ જેને હું વળગી રહું—એવું કાંઈક જે યાતનાઓમાંથી પસાર થવા છતાં અમર રહી શકે.'

પણ સ્થિર આત્મા વગરની આ અસહાય યૌવના શું કરી શકે? કયી રીતે તે પ્રિયતમના પ્રેમને વાસ્તવિક પ્રેમથી તૃપ્ત કરી શકે? કયી રીતે તેની સહ તે અખંડ—અવિભાજ્ય—અંતરંગ એકતા સાધી શકે? એટલેજ, વરદાનને કારણે અસ્થિર અનેલા જીવનમાં જે કાંઈ મળ્યું છે તેમાંથી શકય રસ ચૂસી લેવાની જ્યારે તે અર્જુનને પ્રેરણા આપે છે ત્યારે તેમાંથી માનવીના દીર્ઘ છતાં નિગૃહિત વિકાસકાળ કરતાં વધારે મોહક, વધારે આકર્ષક, પુષ્પના અલ્પ છતાં મુક્ત—નિર્બન્ધ જીવનકાળની અમૃતઝરતી મધુરતા ટપકી રહે છે—

'મારા વીર, હજી તો વર્ષ પણ પૂરૂં નથી થયું એટલામાં તમે થાકી યે ગયા! હવે મને ખબર પડે છે કે પુષ્પ અલ્પાયુ છે તે સ્વર્ગના આશીર્વાદને લીધે છે. આ મારો દેહ ગઈ વસન્તનાં પુષ્પો સાથે કરમાઈ મર્યો હોત તો જરૂર તે ગૌરવસહિત મૃત્યુ પામ્યો ગણાત. છતાં તેના દિવસો ગણાઈ ચૂકયા છે, નાથ! એમાંથી કશું બાકી ન રાખશો; સઘળો રસ એનામાંથી ચૂસી લ્યો કે પાછળથી તમારૂં યાચક હૃદય, ગ્રીષ્માપલ્લવો ધૂળમાં કરમાએલાં પડયાં હોય, ત્યારે તૃષાર્ત મધુકરની પેઠે, અતૃપ્ત કામના સહ, વારંવાર ને વખતે વખતે, પુનઃ તેની પાસે પાછું ન આવે.'

૯

વર્ષનો છેલ્લો દિવસ. નવવર્ષનું પ્રભાત અને ચિત્રાનું જીવન કે મૃત્યુ. મદન તેને કાળ—સમાપ્તિની ચેતવણી આપે છે પણ સાથેસાથે એટલી આશાય આપે છે કે તેનું બચેલું સૌંદર્ય વસન્ત મંદિરે પાછું ફરતાં તેની દેહલતાને નવસૌંદર્યનાં બાલકુસુમો પ્રગટવા શરૂ થશે. આ છેલ્લી રાત્રિ માટે ચિત્રા ફરી એકવાર મદન પાસે બુઝાતા દીપકની જ્યોત જેવું સર્વોત્કૃષ્ટ પ્રભાવન્તું અપૂર્વ સૌંદર્ય માગી લે છે અને તેની અભ્યર્થનાનો સ્વીકાર કરી મદન તેને વાસ્તવિક વિકાસની પરિસીમાએ અધિષ્ઠિત કરે છે.

* * * *

આ અરસામાં અર્જુનને એકાએક ગ્રામ્યજનો પાસેથી તે પ્રદેશ પર આવી રહેલી બહારવટિયાઓની ધાડના સમાચાર સાંપડે છે. તેનું ક્ષાત્રતેજ ભભૂકી ઊઠે છે, તેનાં અંગોમાં વીરત્વનું જોમ ઊભરાય છે, અને સત્વર ગામના રક્ષણે જવાની તે તત્પરતા દર્શાવે છે. રાજકુમારી ચિત્રાંગદાનાં શૌર્ય, શક્તિ અને પ્રતિભા વિષે લોકોએ સુણાવેલી પ્રશસ્તિ તેના હૃદયના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તારને પણ ઝણઝણાવી મૂકે છે. પણ જ્યારે પ્રિયતમાના મૂળ સ્વરૂપથી અજ્ઞાત અર્જુનને ચિત્રા જણાવે છે કે યાત્રાએ જતાં પહેલાં રાજકુમારી ચિત્રાંગદાએ સરહદના રક્ષણનો પાકો બંદોબસ્ત કરી દીધો હોઈ કશો વાસ્તવિક ભય નથી, ત્યારે તો લોકપ્રશસ્તિએ તેનામાં પ્રેરેલા તેની પ્રત્યેના માનમાં ઓર વધારો થાય છે. બિચારો અજ્ઞાત અર્જુન! કલ્પનાપ્રદેશની એ વીર રાજકુમારી પ્રત્યે તે ધીમેધીમે અગમ્ય આકર્ષણ અનુભવતો જાય છે—જે અંતે તીવ્ર બનતાં મોહમાં પરિણમે છે, અને તેનું સ્મરણ જ તેનો એકમાત્ર વિષય બની રહે છે. પણ જ્યારે તેની આ ચિત્તઅસ્વસ્થતિનું કારણ જાણવા માગતી પ્રિયતમાના તલસાટભર્યા કાલાવાલાનો ઉત્તર આપતાં અર્જુન રાજકુમારી ચિત્રાંગદાના વીરત્વની અનહદ પ્રશંસા કરે છે, ત્યારે ચિત્રા એક વેધક બાણ ફેંકે છે:—

'પણ તે સૌંદર્યવતી નથી. તેને મારા જેવાં મનોહર, મૃત્યુસમાં કાળાં ભમ્મર નયનો નથી.'

પણ અર્જુનને તેના રૂપની પરવા નથી. તે તો તેની ક્ષાત્રપ્રભાથીજ અંજાઇ ગયો છે—

(અર્જુન) 'લોકો કહે છે કે શૌર્યમાં તે પુરુષ સમાન છે. અને મૃદુતામાં સ્ત્રી સમાન'.

હવે ધીમેધીમે સહજ અસ્પષ્ટ ને લાક્ષણિક વ્યંગપૂર્વક ચિત્રા તેની સત્ય સ્થિતિ ખોલે છેઃ–પણ તેમાંયે સાથેસાથે અર્જુનના વલણને પારખવાની ઈચ્છા તો ઊંડે ઊંડે રહેલી જ છે–

'એ જ એનું સૌથી મોટું દુર્ભાગ્ય છે. જ્યારે સ્ત્રી એ માત્ર સ્ત્રી જ રહે છે, જ્યારે પુરુષના હૃદયની આસપાસ તે તેનાં સ્મિત, રુદન, સેવાઓ, અને આલિંગતી પ્રેમચેષ્ટાઓ દ્વારા વિંટળાઈ રહે છે ત્યારે જ તે સુખી થાય છે. વિદ્યા અને મહાન સિદ્ધિઓ તેને શા કામનાં?'

પછી આવેગે અર્જુનને પોતે પ્રથમ શિવમંદિરમાં મળી હતી તે પ્રસંગનો ઉલ્લેખ કરતાં તે ઉમેરે છે—

'વનપંથની બાજુએ આવેલા મહાદેવના મંદિરમાં તમે તેને ગઈ કાલેજ જોઈ શક્યા હોત તો તેની તરફ નજર પણ નાખ્યા વિના તમે પસાર થઈ જાત. પણ શું તમે સ્ત્રીના સૌંદર્યથી એટલા બધા કંટાળી ગયા છો કે તેનામાં પુરુષનું બળ વાંછી રહ્યા છો?'

સાચે જ ચિત્રાના હરિણગતિ સૌંદર્યથી અર્જુનને કંટાળો ઉપજ્યો છે. એવા મિથ્યાસૌંદર્ય કરતાં તો શસ્ત્રસજ્જિત રાજકુમારી ચિત્રાંગદા તેને વધારે આકર્ષે છે. વિલાસનો વૈરાગ્ય તેને શૌર્ય તરફ વાળે છે. રાજકુંવરીની વીરતા સાંભળી તેના રોમેરોમમાં નવચેતન વહેવા માંડે છે, ને વિજયકીર્તિ પ્રાપ્ત કરવા સમરાંગણમાં જવાની તે ચિત્રા પાસે અનુમતિ વાંછે છે.

ચિત્રા, તેના સત્યસ્વરૂપથી અનભિજ્ઞ અર્જુનની નિર્દોષ અજ્ઞતા પર મનમાં હસતી હશે કે એ સત્યસ્વરૂપને ઝીલવાને ઉત્સુક પ્રિયતમના તલસાટથી અંતરમાં હર્ષતી હશે? ગમે તેમ, તે તેની છેલ્લેસુધી કસોટી કરી લેવા ઇચ્છે છે એટલે તેની સામે મુક્તિનો ભાનુ પ્રગટતો હોવા છતાં કૃત્રિમ સૌંદર્યની માયારજની પ્રત્યે અર્જુનને હજુ કાંઈ મોહ રહ્યો છે કે નહિ તે ચકાસી જોવા તે નિજ સૌંદર્યનું આકર્ષણ વધારે વિસ્તારતી જાય છે— આશા અનુભવવા છતાં બેપરવા નિરાશા વ્યક્ત કરે છે, એટલા માટે કે પાછળથી પસ્તાવું ન પડે—

ચિત્રાઃ–' તમને જવાની ના પાડું તો? મારા બાહુપાશમાં તમને વીંટી રાખું તો? તો શું સખ્તાઈથી મુક્ત થઈ, મને તજીને ચાલ્યા જશો? જાઓ, ત્યારે......'

જેને આપણે સ્ત્રીસહજ છણકો કહીએ છીએ તે નારીની અમોઘ આકર્ષણ–મોહિનીનું આનાથી વધારે સરસ દૃષ્ટાંત બીજું કયું હોઈ શકે?

પણ તરત જ મૂળ વાત પર આવતાં—

ચિત્રાઃ–' પ્રાણનાથ! જરી અહીં બેસો. કયા બેચેન વિચારો તમને સતાવે છે? કોણે તમારું મન ચોરી લીધું છે? ચિત્રાએ?'

જરાએ છુપાવ્યા વિના કેવી સરળતાથી અર્જુન ઉત્તર આપે છે!—

'હા, ચિત્રાએ. મને આશ્ચર્ય થાય છે—કયા વ્રતની સિદ્ધિ સારૂ તે યાત્રાએ નીકળી હશે? તેને શું જરૂરિયાત હોઈ શકે?'

ચિત્રાઃ—'તેને શું જરૂરિયાત હોઈ શકે? એ અભાગી સ્ત્રીને કદી હતું જ શું! તેના ગુણો જ તેના હૃદયને ખાલી કાચલામાં જકડી રાખતા કારાવાસની દિવાલો સમા છે. તે અંધારમય છે, અતૃપ્ત છે. તેના નારીત્વ પ્રેમને ચીંથરાં પહેરી સંતોષ માનવો પડે છે.

સૌંદર્ય તેને બક્ષાયું નથી. તે તો શ્યામ અગ્નિઓથી નાશ પામેલા ઉજાસવાળી, કો શિલામય ગિરિશૃંગ પર બેઠેલી–નિરુલ્લાસ પ્રભાતના આત્મા સમી છે. મને એના જીવન વિષે પૂછશો નહિ. પુરુષના કાનને તે કદી પ્રિય નહિ લાગે.'

કેવી વ્યંગાત્મક વિશદતાથી ચિત્રાએ તેનું સકળ દારિદ્ર્ય પ્રગટ કર્યું છે! સૌંદર્ય, સૌભાગ્ય ને પ્રેમવિહોણા જીવનનાં વહેણ પલટાવવા તેણે જે ભગીરથ પ્રયત્ન આદર્યો હતો તે આવી નિરર્થકતામાં પરિણમે એ તેના અંતરને કેટલું દુઃખકર નીવડયું હશે! અત્ર અર્જુનને સર્વ પરિસ્થિતિ જણાવી તે પ્રત્યે તેનું કેવું વલણ રહે છે, તે પર હવે તે પોતાના ભાવિ પંથનું નિર્માણ કરવાની આશા બાંધે છે.

અર્જુન રાજકુમારી ચિત્રાંગદાનું કલ્પનાચિત્ર દોરે છે. વિજયદેવી શી ઓપતી, શ્વેત અશ્વ પર સવારી કરતી, ધનુર્ધારી રાજકુમારી તેના મનને હરી લે છે. નિકટની પ્રિયતમા હવે તેના જીવનનો સૂર્ય નથી રહી, ને નથી રહી તેના પ્રેમને પ્રદીપ્ત કરતી પૂર્વની ચૈતન્ય-જ્યોતિ. એ ચારુ વનખંડો, એ એકાન્ત ગિરિગહ્વરો, એ ગાઢ કુંજનિકુંજો, મનોરમ્ય પુષ્પ-ગૃહો, સોહામણા લતામંડપો—પૂર્વનાં એ પ્રેમનિકેતનો હવે તેને અપ્રિય થઈ પડયાં છે. તેનું ધ્યાન વનમાંથી, જ્યાં રાજકુમારી ચિત્રાંગદા પ્રવાસ કરી રહી છે તે કલ્પનાપ્રદેશમાં કેન્દ્રિત થયું છે. પણ ચિત્રાને સદ્ભાગ્યે તેમાં તેના અંતિમ સુખનો ઉદય થાય છે. જે વસ્તુ તેની પોતાની જ છે. જેના પર બીજા કોઇના પ્રભાવની છાયા નથી, જે નિજાતમા-માંથી, ફૂલમાંથી સુગંધ ફોરે તેમ સ્વભાવતઃજ પમરે છે, તે પ્રતિનું અર્જુનનું આકર્ષણ તેનામાં હર્ષ સિવાય બીજું શું પ્રેરે? છતાં સૌભાગ્યના ઉદય સામે રહેલી દુર્ભાગ્યની સંભવિતતા તેને આખી વસ્તુસ્થિતિ મૂળથી ચોકખી કરવા પ્રેરે છે—

'અર્જુન, મને સાચું કહો; અત્યારે હું કોઇ જાદુથી આ વિલાસી માર્દવતા, જગતના આરોગ્યવર્ધક, પરુષ સ્પર્શથી બચકાતી આ નિર્માલ્ય સૌંદર્યપ્રભા મારા પરથી અળગી નાખી મુક્ત બની શકું અને તેને મારા દેહ પરથી ઉછીનાં વસ્ત્રોની જેમ ફેંકી દઇ શકું—તમે તે સહન કરી શકશો? આલિંગતી નિર્બળતાની કલા-ચાતુરીઓને તિલાંજલી આપી, સાહસી હૃદયના જોમસહ સબળ, ટટ્ટાર ઊભી રહું; વેલ પેઠે ધૂળમાં ઢસરડાતાં નહિ, પણ કંઇ ઊંચા ગિરિ-ફર-વૃક્ષ પેઠે મારું શિર ઊંચુ ધરી રાખું તો પુરુષનાં નયનને આકર્ષશે? ના, તમારાથી તે સહન નહિ થાય.'

સૌંદર્યનાં મધુ પી પી ધરાઇ ગયેલો તેના સત્યસ્વરૂપને આવકારી શકે તે ચિત્રાને અશકયવત ભાસે છે. અને છતાં એ પણ એટલુંજ ચોક્કસ છે કે આ ચંચળ લાવણ્ય કોઈ પણ હિસાબે અક્ષુબ્ધ, સ્થાયી સુખ જન્માવી શકવાનું નથી, કેમકે જેની મધ્યમાં તેને જીવવાનું છે તે જગત સાથે તેને કશો સંબંધ નથી, સૃષ્ટિનાં નિયમનોથી તે અસ્પર્શ્ય છે, માનવજીવનનાં તત્ત્વોથી વિયુક્ત છે. અર્જુનના શબ્દોમાં તે કોઈક વિલાસી દેવના પ્રમાદથી પૃથ્વી પર પડેલા સ્વર્ગના એકાદ ખંડ સમું છે: એટલેજ એ સત્ય નથી, માયાસ્વરૂપ છે. તેનો બાહુપાશ વસમો છે પણ સત્યને જીરવવું તો તેથીયે અઘરું છે. એટલે વર્તમાન જીવનથીજ સંતોષ પામવાનો સંકલ્પ કરતાં ચિત્રા અર્જુનને કહે છે—

'બહેતર છે કે હું મારી આસપાસ ચંચળ યૌવનની સઘળી લલિત ક્રીડાસામગ્રી પાથરી રાખું; અને ધૈર્યથી તમારી વાટ જોઉં. જ્યારે તમને પાછા આવવાની ઇચ્છા થાય, ત્યારે સ્મિતભેર, તમારા સારુ, આ લાવણ્યમય દેહના પ્યાલામાં હું આનંદ-મદિરા રેડીશ, એ મદિરાથી જ્યારે કંટાળી જાઓ, પરિતૃપ્ત થાઓ, ત્યારે તમે કામ પર જઈ શકો છો, અથવા ક્રીડા માણી શકો છો.'

[અપૂર્ણ]

---

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ પં. લાલચંદ્ર ભ. ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

[ ૬ ]

**લખાયેલી પ્રતિયો**

વિ. સં. ૧૬૩૮માં આશ્વિન વ. ૧ શુક્રવારે વાચનાચાર્ય મહિમાસાગરે વટપદ્ર નગરમાં લખેલી મયણરેહા (મદનરેખા) મહાસતીના પ્રબંધની પ્રતિ અમદાવાદમાં વિજયવીરસૂરિના સંગ્રહમાં છે.[1]

કવિ ઋદ્ધિવર્ધનસૂરિએ વિ. સં. ૧૫૧૨માં રચેલ નલ-દવદંતી-રાસની વિ. સં. ૧૬૫૦માં વૈશાખ શુ. ૭ રવિવારે વટપદ્ર નગરમાં લખાયેલી એક પ્રતિ અમદાવાદના શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તકના પાલીતાણાના જૈન પુસ્તકભંડારમાં છે.

**વડોદરાનો સંઘ શત્રુંજયમાં**

શહેનશાહ અકબરથી 'જગદ્ગુરુ' બિરુદદ્વારા સન્માનિત થયેલા સુપ્રસિદ્ધ હીરવિજયસૂરિએ સમ્રાટ્ અકબરદ્વારા સર્વપ્રાણિ-હિતકર પરોપકારનાં અનેક સત્કર્તવ્યો કરાવ્યાં, તેમાં સમાજના હિતનું શત્રુંજય તીર્થના ફરમાનનું કર્તવ્ય પણ ગણાવી શકાય. દૂર દેશથી સૂરિએ મોકલેલા સંદેશ-વચનથી તેમના પ્રતિનિધિ પં. ભાનુચંદ્રે હિમ-કષ્ટોની પરવા કર્યા વિના, કાશ્મીરના માર્ગને શોભાવનારા 'જયનલલંકા' નામના દસ યોજન (૪૦ કોશ) પ્રમાણવાળા મનોહર સરોવરમાં વહાણ-નૌકાવિહારથી મોજ માણતા પાતશાહને અરજી કરી હતી. શત્રુંજય તીર્થના યાત્રિકોને વચ્ચેના ગમનમાં કર વિગેરેથી કનડગત થઈ ઘણા કષ્ટે ઇષ્ટદેવનાં દર્શન થતાં, એ કષ્ટ સર્વથા દૂર કરવાનો સમયજ્ઞ યુગપ્રધાન એ મહાત્માનો દૂરદેશીભર્યો દૂરદર્શી સુયશસ્વી પ્રયત્ન સફલ થયો હતો. પ્રતિવર્ષ ૭ મહિના અને ૬ દિવસ સમસ્ત દેશોમાં સર્વ પશુ, પક્ષી, જલચર પ્રાણિગણને અભયદાન આપ્યાનું અને ગુજરાતના જજીયા નામના અનિષ્ટ કરને દૂર કર્યાનું ફરમાન, વાચક શાંતિચંદ્રના હાથે ભેટ મોકલાવી પાતશાહે હીરસૂરિના પ્રસન્ન અંતઃકરણની શુભાશિષ મેળવી હતી અને પં. ભાનુચંદ્રના પ્રયત્નથી શત્રુંજયનો કર મુક્ત કરી સૂરિને શત્રુંજય સમર્પણ કર્યાનું ફરમાન ભેટ ધરી એમાં વૃદ્ધિ કરી હતી.

રાધનપુર(ગુજરાત)માં વિજયસેનસૂરિ સાથે ચોમાસું રહેલા હીરવિજયસૂરિએ ઉપર્યુક્ત સત્કાર્યથી પ્રસન્ન થઈ લાહોર(પંજાબ)માં પાતશાહ પાસે રહેલા પં. ભાનુચંદ્રને વચનદ્વારા ઉપાધ્યાયપદથી સન્માનિત કર્યા હતા. પાતશાહ અકબરે હીરવિજયસૂરિના પટ્ટધર વિજયસેનસૂરિને દર્શનાર્થે લાહોરમાં બોલાવી એ ઉપાધ્યાયપદનો મહોત્સવ કર્યો હતો અને વાદમાં વિજયી થયેલા વિજયસેનસૂરિને 'સવાઈ વિજય'પદથી વિશેષ માનનીય કર્યા હતા.

આ તરફ હીરવિજયસૂરિ, શત્રુંજય-સમર્પણનું ફરમાન મળ્યા પછી ઘણા યાત્રિકોના સંઘો સાથે શત્રુંજયની યાત્રાએ પધાર્યા હતા અને ત્યાં ખંભાતના ઓસવાળ શ્રીમાન્

૧. પ્રકટ થયેલ પ્રશસ્તિ-સંગ્રહ (ભા. ૨, પૃ. ૧૩૦)માં વટપદ્રને બદલે વિટપદ્ર એવું અશુદ્ધ છપાયેલ છે.

તેજપાલશાહે ઉદ્ધાર કરી નવા કરાવેલા મૂલમંદિરની પ્રતિષ્ઠા વિગેરે સત્કાર્યો કર્યાં હતાં. હીરસૌભાગ્ય મહાકાવ્ય વિગેરે ગ્રંથોમાં એનું વિસ્તારથી વર્ણન છે, તથા તે સમયની કવિ હેમવિજયે રચેલી પ્રતિષ્ઠા-પ્રશસ્તિનો શિલાલેખ ત્યાં વિદ્યમાન છે. વિ. સં. ૧૬૫૦માં શત્રુંજયની યાત્રાએ હીરમુનીશ્વર આવ્યા, તે વખતે ત્યાં ૭૨ સંઘવી આવ્યા હતા, તેમાં વડોદરાનો સંઘ પણ હતો.[1] એમ ખંભાતના શ્રાવક કવિ ઋષભદાસે વિ. સં. ૧૬૮૫માં રચેલા હીરસૂરિ-રાસમાં જણાવ્યું છે.

વિ. સં. ૧૬૭૯(૯૭)માં બુરહાનપુરમાં કવિ દર્શનવિજયે રચેલા વિજયતિલકસૂરિ-રાસમાં પણ વટપદ્રના આવેલા આ સંઘનો ઉલ્લેખ છે. શત્રુંજય તીર્થની યાત્રા કરવા અને હીરસૂરિને વંદન કરવા આવેલા માણસોની સંખ્યા બે લાખ કવિએ સાંભળી હતી, તથા હીરવિજયસૂરિએ વિ. સં. ૧૬૪૯માં આ યાત્રા કરી હતી-તેમ જણાવ્યું છે.[2] ખરી રીતે વિ. સં. ૧૬૪૯માં તૈયાર થયેલા ઉપર્યુક્ત મંદિરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૬૫૦માં હીરવિજય-સૂરિના હસ્તે થયેલી હોવાનું ત્યાંના શિલાલેખ પરથી જણાય છે.

### ઉપાધ્યાય ભાનુચંદ્રનું આગમન

સિદ્ધપુર(ગુજરાત)ના વણિક્ રામજી અને રમાદેના સુપુત્ર ભાણજી, કે જેને આઇન-ઈ-અકબરીમાં-અકબ્બરના દરબારમાં માન્ય વિદ્વાનોના વર્ગમાં ભાણચંદ નામથી યાદ કર્યા છે, તે પૂર્વોક્ત શત્રુંજયકરમોચન વિગેરે સુકૃતોથી અને સૂર્યસહસ્રનામ, વસંતરાજ (શકુનશાસ્ત્ર), કાદંબરી, સારસ્વત, કાવ્યપ્રકાશ, નામમાલા, વિવેકવિલાસ વિગેરે ગ્રંથો પર વિદ્વત્તાભરી વ્યાખ્યાઓ રચવાથી વિખ્યાત થયેલા ઉપાધ્યાય ભાનુચંદ્ર, તેના સહકારી વિદ્વાન્ શિષ્ય સિદ્ધિચંદ્ર સાથે જહાંગીરના રાજ્યઅમલમાં વિ. સં. ૧૬૬૫ લગભગમાં ૨૩ વર્ષે ગુજરાતમાં આવ્યા, ત્યારે વટપદ્ર (વડોદરા)માં પણ પધાર્યા હતા—એમ એ સિદ્ધિચંદ્રે રચેલા સં. ભાનુચંદ્ર-ચરિત મહાકાવ્ય[3] (પ્રકાશ ૪, શ્લો. ૨૦૯) પરથી જણાય છે.

---

૧. "એહવો શ્રીશેત્રુંજે જ્યાહિં, હીર મુનીસર આવ્યા ત્યાંહિં;
 બોહોત્તરી સંઘવી આવ્યા તસિં, સંવત સોલ પંચાસો જસિં. × × ×
અહિમદાવાદ બારેજું લેય, વડોદરાનો સંઘ તિહાં હોય;
આમોદ સિનોર કેરા જન, જંબૂસર નર નારી ધન.
—હીરસૂરિરાસ (આનંદકાવ્યમહોદધિ મૌ. ૫ દે. લા.)

૨. "સૂરતિ દીવિ બંદિરનો વલી, વટપદ્ર ભરૂઅચિ તેમાંહિં ભલી;
× × એમ અનેક સંઘ આવ્યા ઘણા, યાત્ર કરેવા સોહામણા.
શ્રીશત્રુંજય તીરથ તણી, વલી શ્રીહીર વંદેવા ભણી;
માણસની સંખ્યા બિ લાખ, સુણી તેહની બિ કહી એ ભાખ.
હીરવિજયસૂરિં કરી જાત્ર, ઓગણપંચાસઈ ગુણ-પાત્ર;"
—વિજયતિલકસૂરિરાસ (ગા. ૩૪૬ થી ૩૪૯) {ઐતિહાસિકરાસસંગ્રહ ભા ૪ થો પૃ. ૨૭ ય. વિ. ગ્રં.}

૩. "वटपद्रेऽथ गन्धारे कृत्वा ज्येष्ठस्थितिं पुनः ।
वाचकास्ते चतुर्मासीमासीनाः पत्तनेऽन्यदा ॥"

આ મહાકાવ્ય, અમ્હારા સ્નેહી સાક્ષર શ્રીયુત મોહનલાલભાઇ દ. દેસાઈદ્વારા સંપાદિત થઈ પ્રકાશમાં આવવાની તૈયારીમાં છે. આ સંબંધમાં 'શાસન-પ્રભાવક ગુરુ-શિષ્ય ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર' નામનો એમનો લેખ આત્માનંદજન્મ-શતાબ્દી-સ્મારક ગ્રંથમાં પ્રકટ થયેલો છે.

**દાદા પાર્શ્વનાથ**

વિક્રમની સત્તરમી સદીના પૂર્વાર્ધમાં તપાગચ્છમાં મહોપાધ્યાય ધર્મસાગરના શિષ્ય પં. પદ્મસાગર વિદ્વાન્ વાદી, વ્યાખ્યાકાર અને કવિ થઈ ગયા. જેમણે વિ. સં. ૧૬૩૩માં તિલકમંજરી જેવી ઉત્કૃષ્ટ જૈન ગદ્યકથાની વ્યાખ્યા રચી હતી, તથા નયપ્રકાશ (સટીક સં. ૧૬૩૩), શીલપ્રકાશ, યુક્તિપ્રકાશ, પ્રમાણપ્રકાશ (સટીક), ધર્મપરીક્ષા, યશોધરચરિત્ર, અને જગદ્ગુરુ-કાવ્ય (મંગલપુરમાં વિ. સં. ૧૬૪૬માં), ઉત્તરાધ્યયન-કથા (સં. ૧૬૫૭), જેવા ગ્રન્થોની રચના કરી હતી; તેમના શિષ્ય રાજસુંદર(? સાગર) કવિએ ભક્તામર નામના પ્રસિદ્ધ જૈનસ્તોત્રનાં પદ્યોનાં પ્રથમ ચરણો લઈ બીજાં ત્રણ ત્રણ ચરણોથી પાદપૂર્તિ કરી વટપદ્ર(વડોદરા)ના [1]દાદાપાર્શ્વનાથને ઉદ્દેશી નવીન ભક્તામર સ્તોત્ર રચ્યું હતું.

તપાગચ્છમાં થયેલા કવિ શાંતિકુશલે વિ. સં. ૧૬૬૭માં રચેલા પાર્શ્વનાથ-નામમાલા (૧૦૮ નામોવાળા) સ્તવનમાં, ભિન્ન ભિન્ન સ્થાનોમાં રહેલા પાર્શ્વનાથ (મૂર્તિ)ના સ્મરણમાં, વડોદરાના પાર્શ્વનાથનો પણ ઉલ્લેખ કર્યો છે.[2]

**લખાયેલી પ્રતિયો**

વિ. સં. ૧૬૭૦માં માર્ગ. શુ. ૩ ભોમે વટપદ્ર મહાનગરમાં મુનિ દીપવિજયે લખેલી સારસ્વત વ્યાકરણની એક પ્રતિ વડોદરામાં પ્રવર્તક કાન્તિવિજય મુનિરાજના શાસ્ત્રસંગ્રહમાં છે.

વિ. સં. ૧૬૭૩માં ફાગણ શુ. ૧૦ ગુરુવારે વટપદ્ર નગરમાં લખેલી ચૈત્યવંદનાદિ ભાષ્યત્રયની પ્રતિ, ઝીંઝુવાડામાં જૈન પુસ્તક-ભંડારમાં છે.

**આવેલ લેખ**

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં જહાંગીરના રાજ્યઅમલમાં જૈન શ્વેતાંબર-સમાજમાં તપાગચ્છમાં અંદર અંદર અનિચ્છનીય વૈમનસ્યે ઉગ્ર રૂપ લીધું, ત્યારે એ શમાવવા રાજ્યના શાણા અધિકારીઓએ ગુજરાતમાં લેખો મોકલાવતાં આ વટપદ્રમાં પણ લેખ આવ્યો હતો-એમ કવિ દર્શનવિજયે વિ. સં. ૧૬૭૯માં રચેલા વિજયતિલકસૂરિરાસમાં જણાવ્યું છે.[3]

---

૧. વર્તમાનમાં વડોદરામાં નરસિંહજીની પોળમાં દાદાપાર્શ્વનાથનું જૈન દેહરું પ્રસિદ્ધ છે. અહમ્મદાવાદનિવાસી ઝવેરી મોહનલાલ મગનલાલના પ્રયત્નથી વિ. સં. ૧૯૭૯માં પ્રકટ થયેલ, મણિલાલ ન્યાલચંદ શાહે લખેલ 'પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ' પુસ્તકમાં જણાવ્યું છે કે-'ઉપર્યુક્ત મંદિર મહારાજ કુમારપાલે બંધાવ્યું હતું.' પરંતુ અમ્હારા ધારવા પ્રમાણે તે મંત્રીશ્વર તેજપાલની કારકીર્દીમાં બન્યું હશે. આ જિનમંદિરમાં મૂલનાયક તરીકે બિરાજમાન દાદા પાર્શ્વનાથની પ્રૌઢ પ્રભાવક પ્રતિમા લેપ્યમય વેળુની છે. સંરક્ષક શ્રાવકોની વસતિને અભાવે આજ સદીમાં પાવાગઢથી આવેલી ભીડભંજન પાર્શ્વનાથની પ્રાચીન પ્રતિમા પણ આ મંદિરમાં પધરાવવામાં આવી છે. આ દેહરાનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૯૭૩માં લગભગ એક લાખ રૂપીઆના ખર્ચે કરાવ્યો જણાવાય છે. સદ્ગત સુયશસ્વી શ્રીમંત સરકાર મહારાજ સાહેબ સયાજીરાવ ગાયકવાડે ઉપર્યુક્ત પ્રસંગમાં દાદાપાર્શ્વનાથનાં દર્શનથી જૈનજનતાને આનંદિત કરી હતી.

૨. "તું ભરૂઅચ્છિ તું ઈડરઇ, ખૂઆડિ હો તું હિ જ ગુણ-ખાણિ;
તું દેલવાડઇ વડોદરઈ, ડુંગરપુરે હો ગંધારિ વખાણિ.
—પ્રાચીનતીર્થમાલાસંગ્રહ (ય. વિ. ગ્રં. ભા. ૧, પૃ. ૧૯૯, ગા. ૧૪).

૩. "આશાતના સાગરા જેહ કરતા, દીય ભૂપ સીખામણ ખરીય ધરતા;
તવ આવીઆ ગુજ્જરદેસિ લેખા, રાજનગર સૂરતિ વટપદ્ર એખા."
—વિજયતિલકસૂરિરાસ અ. ૧, ગા. ૧૩૧૬ [ઐતિહાસિકરાસસંગ્રહ ભા. ૪થો, પૃ. ૧૧૭ ય. વિ. ગ્રં.]

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા કેટલાક ઉલ્લેખો પરથી જણાય છે કે—તે સમયમાં–આજથી ત્રણસો વર્ષો પહેલાં વડોદરામાં જૈનોનો એક જ્ઞાનભંડાર(ચિત્કોષ) હતો. શહેનશાહ અકબ્બરથી સન્માનિત થયેલા સુપ્રસિદ્ધ જગદ્ગુરુ હીરવિજયસૂરિના શિષ્ય–પરિવારે આ ભંડારમાં પોથીઓ મૂકી હતી. હીરવિજયસૂરિના હસ્તદીક્ષિત એક પ્રસિદ્ધ શિષ્ય વાચક કીર્તિવિજય નામના વિદ્વાને વિ. સં. ૧૬૯૦માં (આસો શુ. ૪) વિચારરત્નાકર નામના ગ્રંથની સંકલના કરી હતી; જેનું લેખન, તેમના સુપ્રસિદ્ધ શિષ્ય પં. વિનયવિજયે કર્યું હતું. આ ગ્રંથની એક પ્રતિ, ઉપર્યુક્ત ગ્રંથકાર કીર્તિવિજય વાચકના શિષ્ય કાંતિવિજયે વટપદ્રપુરના પૂર્વોક્ત જ્ઞાનભંડારમાં મૂકી હતી[1], જે હાલ છાણીના જૈનભંડારમાં (ઉ. વીરવિ. શાસ્ત્રસંગ્રહમાં) છે.

**વડોદરાનો પ્રાચીન જ્ઞાનભંડાર**

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં અને અઢારમી સદીના પૂર્વાર્ધમાં વિદ્વત્તાભરી રચનાઓથી વિખ્યાત થયેલા જૈન શ્વે તપાગચ્છના બહુશ્રુત ઉપાધ્યાય વિનયવિજયે જોધપુરથી ભાદ્ર. શુ. ૧૫ની રાત્રે ચંદ્રને દૂત બનાવી સૂરતમાં ચોમાસું રહેલા તપાગણપતિ(વિજયદેવસૂરિ ?) તરફ મોકલ્યો હતો. મહાકવિ કાલિદાસના મેઘદૂતની પદ્ધતિએ ૧૩૧ મંદાક્રાંતા છંદોમાં રચાયેલા આ ઇન્દુદૂત કાવ્યમાં ઇન્દુને ત્યાં જવાનો માર્ગ સૂચવતાં જોધપુર, સુવર્ણગિરિ(સોનગિર), ઝાલોર, શિરોહી, આબુ, અચલગઢ, સિદ્ધપુર, સાભ્રમતી, અહમ્મદાવાદ, વટપદ્ર, ભૃગુપુર (ભરૂચ) અને સૂરત વિગેરે સ્થળોનું કવિએ સુંદર વર્ણન કર્યું છે. તેમાં પ્રસ્તુત વટપદ (વડોદરા)નો પરિચય આ પ્રમાણે કરાવ્યો છે:—

**કવિ વિનયવિજયે કરેલ વર્ણન**

"तस्माद् दृष्ठाच्छमनककुभि प्रस्थितस्यान्तरा ते
स्वर्गाकारं नगरमपरं लाटदेशस्य पुण्ड्रम् ।
दर्शं दर्शं मनसि परमप्रीतिरासस्यते यत्
नानालक्ष्मीरुचिरवपुषां तत्र वासो जनानाम् ॥
लङ्का शङ्कां मनसि दधती तोयराशौ ममज्जा—
सीते दम्भ्यो वसति च पदे हन्त ! वस्वौकसारा ।
पाताल प्राविशदपमदा साऽपि भोगावतीमां
दृष्ट्वा रम्यामनुपमतमां वाटपद्रीमभिख्याम् ॥
मध्येऽस्त्यत्र प्रचुरसुषमो मण्डपोऽत्यन्ततुङ्ग-
स्तत्र स्थित्वा चतसृषु दिशास्वीक्षणीयं स्वयेन्दो ! ।
द्रक्ष्यसि द्राक् श्रियमनुपमामस्य विष्वक् पुरस्य
रम्यं ह्येतच्चतुर्चिहचि चतुर्द्वारचैत्यानुकारम् ॥"

—ઇંદુદૂત (શ્લો. ૭૯-૮૧ નિ. સા. કાવ્યમાલા ગુ. ૧૪)

—[અપૂર્ણ]

1. "श्रीकीर्तिविजयवाचकविनेयलेशेन कान्तिविजयेन ।
श्रीवटपद्रपुरस्थितचित्कोशे प्रतिरियं मुक्ता ॥"

# જીવન ઝરણાં

પ્રભા

[ જગતમાં મહાન પુરુષો તો હજારોની સંખ્યામાં થઇ ગયા છે. પણ તે દરેકનાં વિસ્તૃત જીવન ચરિત્રો વાંચવાનો પ્રત્યને અવકાશ ન જ હોય. પરિણામે એવા મહાપુરુષોના જીવનમાં બનેલા સમયસૂચક, રોમાંચક, સાહસિક, માર્મિક કે વિનોદમય પ્રસંગોને ખૂણેખાંચરેથી ખોળી કાઢી, કે પરભાષાનાં અલભ્ય કે કિંમતી રત્નોમાંથી તારવીને, સુવાચ્ય શૈલી અને જરૂરી શબ્દોમાં, પ્રસંગે પ્રસંગે આ પાનાંઓ પર અપાતા રહેશે. ]

સીઝર એક પ્રસંગે દરિયાઇ સહેલગાહે નીકળ્યો. અધવચ પહોંચતાં સમુદ્ર તોફાને ચડયો ને હીરા–મોતીએ મઢેલી સીઝરની શાહી હોડી દરિયાનાં ઊછળતાં મોજાં પર ફૂલની જેમ ઝૂલવા લાગી. હોડીનો કપ્તાન રોમનપતિની સહીસલામતીની પોતાના પર આવી પડેલી જોખમદારીથી ગભરાઇ ઊઠયો. પણ સીઝરે તે પ્રસંગે પ્રભાવપૂર્ણ વદને શાંતિથી કહ્યું, "કપ્તાન, ગભરાઓ નહિ. હોડીમાં પૃથ્વીપતિ સીઝર એકલો નથી, સાથેજ તે પૃથ્વીપતિનું ભાગ્ય પણ છે." ને સીઝરનાં એ સમયસૂચક પ્રભાવવચનોએ ગભરાયલ કપ્તાનમાં જોમ, ઉત્સાહ ને આત્મભાન પ્રગટાવ્યાં. અણધાર્યા તોફાનની વચ્ચેથી પણ હોડી તરીને પાર ઊતરી.

રશિયન શહેનશાહ ઝાર અલેકઝાંડરે પણ આવો જ એક પ્રસંગ અનુભવેલો: ગ્રીષ્મ-ઋતુની એક સાંજે તે હોડીમાં સરોવરની સહેલગાહે નીકળ્યો. થોડેક જતાં તોફાનની આંધીઓ ચડી. કપ્તાન પોતાની ગંભીર જવાબદારીથી બેબાકળો બની ઊઠયો. પણ અલેકઝાંડરે પળ પારખી કહ્યું, "કપ્તાન, હું શહેનશાહ છું એ ભૂલી જાઓ. મને તમારા પોતાના કરતાં જરીક પણ મોટો ન માનો. ને જે પગલાં તમારા બચાવ માટે લઈ શકાય એ જ પગલાં મારે માટે લ્યો."

નેપોલિયન જ્યારે ઇંગ્લાંડ પર ચડાઇ લઇ જવાને બોલોન બંદરે ધૂમ તૈયારીઓ કરી રહ્યો હતો ત્યારે અંગ્રેજ વહાણો વારંવાર ત્યાં અકસ્માત આવીને ઉપદ્રવ કરી જતાં. એક પ્રસંગે નેપોલિયન તેમની સાથે દરિયાઈ યુદ્ધ માટે પોતાના વહાણમાં ઊતરી પડયો. આ વખતે શહેનશાહને ખૂબ ભયમાં જોઈ શાહી નૌકાદળના અધિકારીએ વહાણનું સુકાન પોતાના હાથમાં લીધું, ને વહાણને તેણે સહીસલામત સ્થળે દોરવા માંડયું. ફ્રેન્ચ વહાણો પણ નેપોલિયનના વહાણની આસપાસ વિંટળાઈ વળ્યાં. નેપોલિયન તે વખતે બરાડી ઊઠ્યો, 'મને નહિ, પ્રસંગને જુઓ." ને હસીને તેણે આગળ વધી અંગ્રેજ વહાણોને સહેલાઇથી મારી હઠાવ્યાં.

*

એક સમયે પ્રીન્સ બીસ્માર્ક વર્ષાઋતુમાં, ગામડામાં, બે મિત્રો સાથે દૂર દૂર ફરવા નીકળી પડયો. કેટલેક દૂર જતાં એક ઠેકાણે કાદવવાળી ભૂમિમાં એમાંના એક જાડા મિત્રના પગ ખૂંપવા માંડ્યા ને થોડા જ વખતમાં તે તે કાદવમાં ખભા સુધી ડૂબી ગયો. તેમાંથી નીકળવાના તેના પ્રયાસ નિષ્ફળ જવા લાગ્યા. તેણે બીસ્માર્કને મદદ માટે વિનંતિ કરી, ને ઉત્તરમાં બીસ્માર્કે બંદુક સજવા માંડી.

"આ શું કરો છો?" ડૂબતા મિત્રે ગભરાઇને પૂછ્યું.

"કંઈ નહિ" બીસ્માર્કે શાંતિથી તેના કપાળ સામે બંદુક તાકતાં કહ્યું, "તમને

બચાવી શકાય એમ છે જ નહિ, ને તમે આવું દુઃખદ મૃત્યુ પામો એ મને પસંદ નથી. એક જ ગોળી ને તમે શાંતિથી સીધા સ્વર્ગે જઈ પહોંચશો." ને બીસ્માર્કે બંદુકના ઘોડા પર પોતાનો હાથ મૂક્યો.

ડૂબતા માણુસે કયાંય આરો ન જોયો. પરિણામે પોતે કાદવમાં ડૂબ્યો છે એ વાત જ વીસરી જઈ ગોળીથી બચવાને તેણે નાસી છૂટવાને એક જોરનો ઊછાળો માર્યો, અને ખરેખર એ ઊછાળો અકલ્પ્ય નીવડયો. તે કાદવમાંથી બહાર કૂદી પડયો ને નક્કર ભૂમિ પર દોડતાં તેણે બીસ્માર્કને મિત્રધર્મ ભૂલવા માટે ઠપકો દીધો.

"ઠપકો ખુશીથી આપો," તેના ખભા પર શાંતિથી હાથ મૂકતાં બીસ્માર્કે હસીને કહ્યું, "પણ ભૂલી ન જાઓ કે એ મિત્રે જ તમને બચાવ્યા છે."

"એમ!" મિત્રે વ્યંગમાં કહ્યું.

"હા જી" બીસ્માર્ક બોલ્યો, "ગોળી તમને મારવાને નહિ, તમારી આત્મશક્તિ ઉશ્કેરવાને તાકવામાં આવી હતી. અમારી આશામાં તમે તમારૂં સ્વત્વ ગૂમાવી દીધું હતું. તમે સમજી ન શકયા કે મદદ કરવા જતાં તો અમે પણ સાથે જ ડૂબીએ એમ હતા. પણ જ્યારે તમે જોયું કે તમારૂં કોઈ જ નથી—તમારી સમગ્ર શક્તિએ એકી સાથે ઊછાળો માર્યો.

ને એ એક જ પળમાં બીસ્માર્કે બંને મિત્રોને જીવનશક્તિનો નવો જ પ્રકાશ આપ્યો.

*

રશિયન સામ્રાજ્ઞી કેથેરાઇન પાસે રશિયાની પ્રજાનું પ્રતિનિધિમંડળ જવાબદાર રાજતંત્રની માગણી કરવાને ગયું. રાણીએ તેમને અવસરે યોગ્ય ઉત્તર આપવાનો દિલાસો આપ્યો.

બીજે દિવસે તેણે પ્રધાનોને રાજ્યનાં જુનાં દફતરો તપાસવાની ને તેમાંથી જુનાં વખતમાં થઈ ગયેલા રશિયાના લોખંડી રાજવી મહાન પીટરે આવા કોઇક પ્રસંગે આપેલા ઉત્તરની નકલ ખોળી કાઢવાની આજ્ઞા ફરમાવી.

થોડાક મહિનામાં પ્રધાનોએ એ નકલ ખોળી કાઢી; ને તે વાંચી મહારાણીને કહ્યું: "દેવીજી, ઉત્તર તો મળ્યો છે, પણ તે એટલો કડક ને કટાક્ષભર્યો છે કે આપને તે વંચાવતાં અમને શરમ આવે છે."

"મારે વાંચવાની કંઈજ જરૂર નથી," દેવીજીએ બેપરવાઈથી કહ્યું, "પ્રતિનિધિમંડળને એ ઉત્તર મોકલાવી દો."

*

પ્રીન્સ બીસ્માર્કના એક અંગ્રેજ મિત્રને એક ઉમરાવપત્ની સાથે મિત્રાચારી હતી. તે ઉમરાવપત્નીની માગણીથી તે અંગ્રેજ મિત્રે તેને માટે બીસ્માર્ક પાસે તેના હસ્તાક્ષરની માગણી કરી.

ઉત્તરમાં બીસ્માર્કે એ ઉમરાવપત્ની પર પોતાના જ હાથે સીધો પત્ર લખીને જણાવ્યું. "વહાલાં શ્રીમતીજી, મને મારા હસ્તાક્ષરો કોઇને પણ આપવા સામે ખૂબ જ ચીડ છે. એટલે એ હું કોઇને કોઇ વખત આપતો જ નથી. સદાય આપનો કૃપાકાંક્ષી—બીસ્માર્ક."

બર્નાર્ડ શૉ સંબંધમાં પણ કંઇક અંશે આવો જ એક પ્રસંગ બનેલો—

એક સામાન્ય સ્થિતિની છતાં બુદ્ધિમાન સ્ત્રીને શૉનું 'બુદ્ધિમતી સ્ત્રીને-દોરવણી' નામનું પુસ્તક જોઈતું હતું, પણ તે ખરીદી શકવા જેટલી તેના પાસે જોગવાઈ ન્હોતી. તેણે શૉ પર એ પુસ્તક જો પોતાને ભેટ મોકલવામાં આવે તો ખૂબ જ ઉપકાર થશે એવી મતલબનો પત્ર લખ્યો. ને ઉત્તરમાં શૉએ આવી રીતે પુસ્તક મફત મેળવવાની માગણી

કેટલી અનુચિત છે, દરેકે પોતાના બળ અને બુદ્ધિથી જ પોતાને જોઇતી વસ્તુ મેળવી લેવી જોઇએ વગેરે જણાવતો પત્ર લખ્યો.

સ્ત્રી ચાલાક હતી. બર્નાડ શૉના બે–પાંચ શબ્દના અભિપ્રાયની પણ કેટલી કિંમત અંકાય છે તે તે જાણતી હતી. પરિણામે શૉનો પત્ર લઈ તે એક પત્રકાર પાસે ગઇ અને તેના વર્તમાનપત્રમાં શૉનો આ પત્ર છાપવા દેવાના મૂલ્ય તરીકે તે તેના પાસેથી બે ગીની લઈ આવી. તેમાંથી તેણે પોતાને જોઇતું પુસ્તક ખરીદ્યું અને બર્નાડ શૉ પર તેણે પોતે પોતાના કેવા બુદ્ધિબળથી એ પુસ્તક ખરીદી લીધું છે એ દર્શાવતો પત્ર લખ્યો.

*

નેપાળના પ્રધાન સર જંગબહાદુરને લંડનમાં મહારાણી વિક્ટોરીયાએ જંગી મિજબાની આપેલી. તે પ્રસંગે ખાણાના ટેબલ પર તરેહતરેહની વાનીઓ ગોઠવવામાં આવી. પણ જંગબહાદુર તેમાંથી એકેને હાથ પણ અડાડ્યા વિના ઊઠી ગયા. મહારાણીએ તેમને હસીને આનું કારણ પૂછ્યું. જંગબહાદુરે મક્કમતાથી કહ્યું, " હું હિંદુ છું."

એક સમયે સમર્થ બંગાળી સાહિત્યકાર દ્વિજેન્દ્રલાલ રાય લંડનમાં એક સભા પ.સેથી પસાર થતા હતા. સભામાં ભાષણ કરતા પાદરીને આ કાળા માણસને જોઈ પાનો ચડ્યો. તેણે રૉય સામે તાકી મોટેથી કહ્યું, " ઓ મૂર્તિપૂજક! સેતાન તારા મોં સામે તાકી રહ્યો છે." રૉયે હસીને કહ્યું, "આપ તાકો.જ છો ને!" ને આખી સભાએ પણ એ હાસ્યને વધાવી લીધું.

એક પ્રસંગે ન્યાયમૂર્તિ રાનડેના અભ્યાસખંડમાં અચાનક એક બ્રિટિશ અમલદાર આવી ચડ્યા. રાનડે તે વખતે તત્ત્વજ્ઞાનનાં કેટલાંક પુસ્તકો જોતા હતા અને એ પુસ્તકોના ઢગ પર બાઇબિલ પડ્યું હતું. એ જોઇ અમલદારે કહ્યું, " હર્ષની વાત છે કે આપ બાઇબિલને સૌથી ઉપર રાખો છો."

ન્યાયમૂર્તિએ ઢગની નીચેથી ગીતા કાઢી તે બતાવતાં શાંતિથી કહ્યું, " પણ મૂળમાં તો આ છે."

*

પીલ પાર્લામેન્ટમાં જુદા જુદા અભિપ્રાયો ને ફકરાઓ ટાંકીને લાંબુ ભાષણ કરતા હતા. તે વખતે એક સભ્યે વડા પ્રધાન ડીઝરાયલીને પૂછ્યું, " આપને તેઓ નામદારના ભાષણમાં કંઈ ખામી જણાય છે."

" જરીકે નહિ," ડીઝરાયલીએ ગંભીરતાથી કહ્યું, "તેઓ નામદાર આ જ પાર્લામેન્ટમાં આ પહેલાં બોલાઈ–પસાર થઇ ચૂકેલ જ હોય એ સિવાય કંઈજ નથી બોલતા. પછી એમાં ખામી સંભવી જ શી રીતે શકે?"

એક વખતે એક અંગ્રેજ મૂડીદાર-ડીઝરાયલી પાસે આવ્યો અને પોતાને ઉમરાવ બનાવવા માટે તેણે તેને ખૂબ જ આગ્રહ કર્યો.

" દિલગીર છું કે કેટલાંક કારણોસર હું આપને ઉમરાવ નથી બનાવી શકતો," ડીઝરાયલીએ કહ્યું. અને પછી શાંતિથી ઉમેર્યું, " પણ આપ આપના મિત્રોને ખુશીથી કહી શકો છો કે મેં આપને ઉમરાવપદ લેવાની વિનંતિ તો કરી હતી પણ આપે તેનો અસ્વિકાર કર્યો છે. આથી આપનો દરજ્જો અને માન ઉલટાં બેવડાં વધી જશે."

પોતાની યુવાનવયમાં ડીઝરાયલી એક પ્રસંગે નાણાંની તંગ સ્થિતિમાં આવી પડેલો. તેણે એક અંગ્રેજ મૂડીદાર પાસે હજારેક પાઉંડ ઉછીના માગ્યા. મૂડીદારે પૂછ્યું, " અડાણ-

વટમાં શું મૂકો છો ?" "મારૂં મગજ અને બુદ્ધિ." ડીઝરાયલીએ મક્કમતાથી કહ્યું. અને એ મૂડીદારે એ અડાણવટનો સ્વીકાર પણ કર્યો.

એ જ અરસામાં લોર્ડ મેલ્બોર્ન તેને એક પ્રધાનના સેક્રેટરીની જગ્યા ધામવા માંડી. ડીઝરાયલીએ શાંતિથી કહ્યું, "સેક્રેટરીપદે શું વળે ? હું તો પ્રધાન જ બનીશ." અને થોડાં જ વર્ષો પછી એ સામાન્ય પ્રધાન જ નહિ, બ્રિટીશ સલ્તનતનો વડો પ્રધાન બન્યો.

એક મિત્રે ડીઝરાયલીને તેના પ્રતિસ્પર્ધિ અને મહારાણી વિક્ટોરિયાના અણમાનીતા મહાન વડાપ્રધાન ગ્લેડ્સ્ટન વિષે પૂછપાછ કરી. ડીઝરાયલીએ કહ્યું, "ગ્લેડ્સ્ટન ખરેખર મહાન છે. પણ તે રાણી સાથે વાત કરતાં ભૂલી જાય છે કે એ એક સ્ત્રી છે. હું તે યાદ રાખું છું. રાણી રાતને દિવસ કહે તોપણ હું તેનો વિરોધ ન કરૂં."

*

જર્મનમંત્રી પ્રીન્સ બીસ્માર્કે યુવાનવયે એક ભવ્ય હોટેલનો થોડોક ભાગ ભાડે રાખેલો. તે ભાગમાં-બીસ્માર્કના બેઠકખંડમાં નોકરને બોલાવવાને ઘંટડીની વ્યવસ્થા નહોતી. બીસ્માર્કે એ ત્રુટિ તરફ માલિકનું ધ્યાન ખેંચ્યું. પણ માલિકે કહ્યું કે, 'ઘંટડીની જરૂર હોય તો તે ભાડુઆતે પોતે વસાવી લેવી જોઈએ.' બીસ્માર્ક એ વખતે તો કંઈ ન બોલ્યો પણ રાત્રે તેણે બંદુકના ઉપરાઉપરી બાર કરવા માંડયા. મકાનમાલિક હુલ્લડની બીકે એ ખંડમાં ધસી આવ્યો ને ગોળીબ્હારનું કારણ પૂછ્યું.

"ગભરાઓ નહિ," બીસ્માર્કે હસીને કહ્યું, "બંદુકમાં ગોળી ભરેલી નથી. આ તો નોકરને બોલાવવાને માટે આ ખંડમાં એકે ઘંટડી નથી દેખાતી એટલે નોકર સાથે મેં એવી વ્યવસ્થા કરી છે કે મારે તેને બોલાવવો હોય ત્યારે મારે ખાલી બંદુકના બ્હાર કરવા."

ને બીજા દિવસનું સવાર ઊગે એ પહેલાં જ બીસ્માર્કના ખંડમાં ઘંટડી ગોઠવાઈ ગઇ.

અંગ્રેજ એલચી લોર્ડ રસેલે બીસ્માર્કની મુલાકાતના પ્રસંગે એક વખતે તેને પૂછ્યું, "આપ મુલાકાતોથી તો ખુબ જ કંટાળી જતા હશો ? તેમાંથી બચવાને આપે કોઈ ઉપાય શોધ્યો છે ખરો ?" "હા જી" બીસ્માર્કે કહ્યું; 'મારાં કૃપાળુ પત્ની મુલાકાતના ખંડમાં આવી ગમે તે બ્હાને...'અને તે વાકય પૂરૂં કરે એ પહેલાં જ તેમનાં પત્નીએ તે ખંડમાં આવી મધુર ને નિર્દોષભાવે કહ્યું, "આપનો દવા પીવાનો સમય કયારનો થઈ ગયો છે-એ ભૂલી ન જતા."

રસેલ જાણતો હતો કે બીસ્માર્ક માંદો છે જ નહિ-માંદો હોય તોપણ દવા પીએ તેમ નથી. તે હસીને ઊભો થઈ ગયો.

એક પ્રસંગે બીસ્માર્કે અંગ્રેજ એલચીને ખાણું આપ્યું. તે વખતે ભોજન કરતાં એલચીનાં પત્ની લેડી એમોલી તરફ જોઇ તે સ્મિતપૂર્વક બોલ્યો, "તમારા બાપ મરી જવાના સમાચાર જેવા ખુશીના સમાચાર મેં મારી જીંદગીમાં બીજા સાંભળ્યા જ નથી." લેડીને તો ચમક આવી ગઈ. પણ પછી બીસ્માર્કે ઉમેર્યું, "જો તે જીવતા હોત તો તેમણે મને વ્હાલું યુદ્ધ અટકાવી દીધું હોત."

અનેક જર્મન આગેવાનો કૈસરને મળવાને આવતા. બીસ્માર્કને તે સર્વની કૈસરને ઓળખ આપવી પડતી. પણ ઓળખ આપવાના આવા પ્રસંગોએ બીસ્માર્કનું મગજ એવી ગૂંચોથી ભરેલું હોતું કે તેને આવનારનું નામ યાદ કરવામાં મુશ્કેલી પડતી. પરિણામે તેણે

એવો શીરસ્તો રાખ્યો કે જેનું નામ તત્કાળ યાદ ન આવે તેને વિષે, "નામદાર કાઉન્ટ ફલાણા ફલાણા"-તરીકે ઓળખ આપવી. કૈસર એવા કાઉન્ટોને ઓળખતો હોય નહિ, અને આવનારને પણ પોતે કાઉન્ટના ઈલ્કાબે ઓળખાવાથી મગરૂરીનો મોકો મળે.

*

શાહુ છત્રપતિને સાદાઈ ખૂબ પ્રિય હતી. એક વખતે મોગલ દરબારમાં રહેતો એક મરાઠા સરદાર અલંકારોના ઠાઠમાઠ સાથે તેમની મુલાકાતે આવ્યો. છત્રપતિએ તેનું સ્વાગત કરવાને મોકલેલી સાદી મંડળી સાથે પોતાના પ્રિય કુતરા ઘીંડુને પણ ઝરઝવેરાતથી લાદીને એક શોભાયમાન ગાડીમાં મોકલ્યો. તે પછી જ્યારે દરબાર ભરવામાં આવ્યો ત્યારે શાહુ મહારાજે શાંતિથી કહ્યું, "આજના આપણા દરબારમાં બે જ વ્યક્તિઓ અલંકારથી શોભી રહી છે. એક આપણો પ્રિય ઘીંડુ ને બીજા આપણા વહાલા મહેમાન."

માધવરાય પેશ્વાના સેનાપતિ સમશેર બહાદુર પરશુરામ ભાઉને એક વખતે હજામત કરાવતાં અસ્ત્રો વાગ્યો. ભાઉએ હજામને તે સંબંધી સંભાળ રાખવા સૂચના આપતાં અટકચાળા હજામભાઈએ કહ્યું, "સેનાપતિજી, અસ્ત્રાથી આટલા ડરો છો તો લડાઈમાં તરવારના ઘા શી રીતે સહાતા હશે?" સેનાપતિ એ પળે તો શાંત રહ્યા. પણ પછી હજામત પૂરી થતાં તેમણે એક ભાલો મંગાવ્યો અને હજામના પગ પર પોતાનો પગ દાબી તે પર એવા જોરથી એ ભાલાનો ઘા કર્યો કે તેનું ફણું બંનેના પગ સોંસરવું ઊતરી ગયું. હજામે તો ચીસે ચીસ પાડવા માંડી. પરશુરામે પૂછ્યું, "કાં હજામભાઈ, ભાલો તો બંનેના પગમાં પેઠો છે. રાડો કેમ નાંખો છો?"

લખનૌના રાજમહેલની સમીપમાં એક ફકીર બાંગ પોકારતો હતો, "જીસકો ન દે ખુદાતાલા ઉસકો દે આસફ ઉદ્દૌલા." તે નવાબ આસફ ઉદ્દૌલાએ તે ફકીરને બોલાવી હીરામોતીથી ભરેલું એક તરબૂચ ભેટ આપ્યું.

કેટલાક દિવસ જતાં એ ફકીર પુનઃ નવાબની દૃષ્ટિએ પડ્યો. નવાબે તેને પૂછ્યું, "કાં સાંઈબાવા, તરબૂચમાંથી શું મળ્યું હતું?"

"એ તો મેં બે પૈસે વેચી દીધેલું." ફકીરે ગભરાઈને કહ્યું.

"હું તો તમને હીરામોતી આપવા ઈચ્છતો હતો," નવાબે શાંતિથી કહ્યું, "પણ ખુદાતાલાને એ પસંદ ન્હોતું. તેણે તો તમને બે જ પૈસા અપાવ્યા. માટે હવેથી બાંગ ફેરવી નાંખો ને કહો કે, "જીસકો ન દે ખુદાતાલા-ઉસકો ન દે આસફ ઉદ્દૌલા."

તાનસેનના વૃદ્ધ ગુરુનું સંગીત સાંભળી અકબરે તાનસેનને પૂછ્યું, "તાનસેન, તું હિંદુસ્તાનનો અદ્વિતિય ગવૈયો છે. પણ તારા સંગીતમાં મને તારા ગુરુના સંગીત જેટલી મધુરપ કેમ નથી જણાતી?"

"રાજન્," તાનસેને વિનયથી ઉત્તર દીધો, "મારી કળાને મેં સ્વાર્થી બનાવી છે. હું આપને-પૃથ્વીપતિને રીઝવવા ગાઉં છું. મારા ગુરુની કળા તો કેવળ પ્રભુસ્તુતિમાં મસ્ત રહે છે."

થીયોસોફીના જગદ્ગુરુ શ્રી કૃષ્ણમૂર્તિએ થીયોસોફીસ્ટોની સભામાં પ્રવેશ કરતાં કહ્યું, "કોઈ ઊભા ન થશો. આપણે સર્વ સમાન છીએ; બન્ધુભાવભર્યા છીએ. કોઈને વધારે મહાન માનવાની જરૂરિયાત નથી."

બીજી વખતે સભાના સર્વે સભ્યો બેસી રહ્યા. પણ ડૉ. કઝીન્સ ઊભા થયા. કૃષ્ણમૂર્તિએ તેમને તેમ કરવાનું કારણ પૂછ્યું. ડૉક્ટરે શાંતિથી ઉત્તર આપ્યો, "આપનાજ સિદ્ધાંત પ્રમાણે કોઈએ વિચારપરવશતા ન રાખવી જોઈએ. આપ બેસવાનું કહો ત્યારે અમારે શું બેસી જ રહેવું? મને આપના પ્રત્યે માન છે અને તે માટે હું સ્વાભાવિક રીતે ઊભો થયો છું?"

**શ્રી** દયાનંદ સરસ્વતિને વાદનું આહ્વાન આપતાં કાશીના એક પંડિતે હાથમાં છરી બતાવી કહ્યું, "જે હારે એનાં નાકકાન કાપી લેવાં." મહર્ષિએ કહ્યું, "એકલાં નાકકાનજ શા માટે?" ને હથેળીમાં ચપ્પુ રમાડતાં ઉમેર્યું, "આ ચપ્પુથી ભેગી જીભ પણ કાપી લેવી."

ડેક્કન કોલેજના પદવીદાન—સમારંભ પ્રસંગે ડૉ. ભાંડારકરે અંગ્રેજોનાં ગુણગાન ગાતાં કહ્યું, "જો અંગ્રેજો ન હોત તો હિંદની પ્રગતિ સંભવિત ન બનત. દાખલા તરીકે હું પોતે-ક્યાંક અજાણ્યા ખૂણામાં આચમન કે સંધ્યા કરતો બેઠો હોત." સમારંભના પ્રમુખ પ્રિન્સીપાલ બેઇને ઉમેર્યું, "અને શિવાજી હોત તો તે આ યુગમાં અચ્છો ક્રિકેટર બની શક્યો હોત. નાના ફડનવીસે પણ ટેનીસમાં એકાદ લવસેટ જીત્યો હોત."

*

ટેંપલની કુશાગ્ર બુદ્ધિ કોઈ પણ વિષય પર નવો પ્રકાશ ફેંકી શકતી, પણ જ્યારથી તેણે એડીસન પાસેથી કેટલાક પાઉંડ ઉછીના લીધા ત્યારથી તે તેની સાથેની ચર્ચામાં હંમેશાં મૂક સંમતિજ દાખવવા માંડ્યો. એડીસને એવો એક પ્રસંગ જોઇ તેને કહ્યું, "જનાબ, કાં તો મારી સાથે રીતસરની દલીલ કરો અથવા તો પછી મારા પાઉંડ મને પાછા આપો."

એડીસન સાથેની વાતચીત પછી એક સ્વરૂપવતી રમણીએ તેને કહ્યું, "તમે ખૂબજ ગંભીર અને ઓછાબોલા છો." "દેવીજી," એડીસને ખીશામાંથી નવ પેન્સ કાઢી તેને હથેળીમાં ધરતાં કહ્યું, "મારા ખીશામાં આ નવજ પેન્સ છે. પણ એનો અર્થ એ નથી કે મારી તિજોરીમાં પણ નવજ પેન્સ છે."

બ્રિટનના વડા પ્રધાન પીટ્ સાથે એક પ્રસંગે ભોજન લેતાં બર્કે ફ્રાન્સના વધતા જતા બળ અને તેના ભયજનક પરિણામ પ્રત્યે તેનું ધ્યાન દોર્યું. પીટ્ ગર્વથી કહ્યું, "આ દેશનું ધારણ અને તેની આબાદી તો દિને કયામત સુધી સલામત છે." બર્કે હસીને ઉત્તર દીધો, "હું દિને કયામતના ભયની વાત નથી કરતો."

*

રશિયાના સુશોભિત રાજમહેલમાં એક દિવસે જંગી મહેફીલ ગોઠવાઈ હતી. તે પ્રસંગે રાણી કેથેરાઇન પોતેજ દરેક વિષય પર દેખરેખ રાખતી હતી. ભોજન વખતે એક નોકરની જરૂર જણાતાં તેણે બૂમો મારવા માંડી. પણ અનેકમાંથી એકે નોકર ત્યાં ન દેખાયો. તે પોતે નોકરોની શોધમાં ચાલી. થોડીક પળોમાં તેણે એક નોકરને તો ભોજનખંડમાં મોકલાવી આપ્યો, પણ સાથે તે ન આવી શકી. એક રાજવંશી મહેમાન રાણીની શોધમાં ચાલ્યો. તેણે નોકરોના ખંડમાં જઈ જોયું તો રાણી નોકરો સાથે બેસી પાનાંની રમત રમતી હતી.

"આ શું?" રાજવંશીએ સ્તબ્ધ થઇ પૂછ્યું.

"બધાજ નોકરો રમતે ચડયા હતા," રમતમાંથી ઊંચું પણ જોયા વિના રાણીએ ઉત્તર દીધો, "તેમની રમતમાં ભંગ પાડવો મને વ્યાજબી ન લાગ્યો; પણ એક નોકરની તો અનિવાર્ય જરૂર હતી. એટલે એને તમારા ખંડમાં મોકલી હું એનો દાવ સાચવી રહી છું."

———o———

# યોગીશ્વર શ્રી હેમચંદ્રાચાર્ય અને ધ્યાનનિરૂપણ

લેખકઃ મોહનલાલ ભગવાનદાસ ઝવેરી
બી. એ., એલ એલ. બી. સોલિસિટર

[ અનુસંધાન અંક ૧૨ પૃ. ૬૧૦ થી ચાલુ ]

અનિત્યતા આદિ બાર ભાવના ભાવવાથી નિર્મમત્વ ઉત્પન્ન થાય છે, અને તેથી સુખદુઃખ, લાભ-હાનિ, જય-પરાજય, સિદ્ધિ-અસિદ્ધિ, સફળતા-નિષ્ફળતા વગેરે દ્વંદ્વોથી મનુષ્યને કલેશ થતો નથી અને સમત્વ સિદ્ધ થાય છે અને એમ રાગ અને દ્વેષ જીતાય છે. રાગદ્વેષનો જય થતાં મનની શુદ્ધિ થાય છે. તેથી ઇન્દ્રિયનો જય થાય છે, અને પરિણામે કષાય જીતાય છે. આ પ્રકારે પ્રત્યાહાર સિદ્ધ થાય છે.

પછી છઠ્ઠા યોગાંગ 'ધારણા'ને તેઓ વર્ણવે છે ને તેને ધ્યાનના કારણરૂપ કહે છે. તે ધારણાનાં યોગ્ય સ્થાનો તરીકે નાભિ, હૃદય, નાસાગ્ર, કપાળ, ભવાં, તાળવું, નેત્ર, મુખ, કર્ણ તથા મસ્તકને તેઓશ્રી બતાવે છે. ધારણાના પાર્થિવી, આગ્નેયી, મારૂતી, વારૂણી, તથા તત્રભૂ એવા પાંચ પ્રકાર તેઓ ત્યારપછી વર્ણવે છે. પરન્તુ તે ધારણાઓનું સ્વરૂપ અન્ય યોગ ગ્રન્થોમાં વર્ણવ્યું છે તે કરતાં જુદું છે.

ધ્યાનનો વિષય શરૂ કરતાં પહેલાં ધ્યાનને માટે યોગ્ય સ્થાન તથા ધ્યાનનો પ્રવાહ ચાલુ રાખવા માટે ઉપયોગી ભાવનાઓનો ઉલ્લેખ કરીશું.

તીર્થંકર ભગવાનના જન્મ, દીક્ષા, જ્ઞાન, અથવા મોક્ષની કલ્યાણકભૂમિઓ તીર્થરૂપ છે તે સ્થળો તથા તેના અભાવે જ્યાં પણ સ્વસ્થતા પ્રાપ્ત હોય ત્યાં અથવા પર્વતની ગુફા વગેરે સ્ત્રી-પશુરહિત નિર્જન સ્થાન ધ્યાન માટે યોગ્ય છે, એમ આચાર્યશ્રી કહે છે.

'ઘેરણ્ડ સંહિતા'માં યોગ્ય સ્થાન સારા દેશમાં, ધાર્મિક રાજ્યમાં, જ્યાં ભિક્ષા સુલભ હોય, ને જ્યાં ઉપદ્રવ ન હોય ત્યાં કહ્યું છે; અને સાથેસાથે કહ્યું છે કેઃ—

> दूरदेशे तथा ऽरण्ये राजधान्यां जनांतिके।
> योगारंभं न कुर्वीत कृतो न सिद्धिदो भवेत् ॥ प्र. ५ श्लो. ३

એટલે દૂરના દેશમાં, જંગલમાં, રાજધાનીમાં, જ્યાં બહુ માણસનું આવવું જવું હોય એવે સ્થળે યોગારંભ ન કરવો; જો ત્યાં કરવામાં આવે તો સિદ્ધિ આપવાવાળો થતો નથી, કારણ કે દૂર દેશમાં વિશ્વાસ રહેતો નથી, જંગલમાં રક્ષા થઈ શકતી નથી, અને નગરમાં પ્રકાશમાં આવવાથી વિક્ષેપ થાય છે.

ધ્યાન અમુક સમય પર્યંત ચાલુ રહી શકે છે, તેથી વચ્ચે વચ્ચે તૂટતા ધ્યાનને ધ્યાનના નવા પ્રવાહ સાથે જોડવા માટે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય તથા માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ ઉપયોગી છે.

ધ્યાનના ધર્મ અને શુકલ એવા બે પ્રકાર છે. તેમાં ધર્મધ્યાન માટે આ ભાવનાઓ ઉપયોગી છે. સામ્ય વિના ધ્યાન થતું નથી, અને ધ્યાન વિના સામ્ય થતું નથી, સામ્યને લઇને ધ્યાન નિશ્ચળ થાય છે, તેથી તે બંને અન્યોન્યના કારણરૂપ છે. મોક્ષ સકળ કર્મના ક્ષયથી થાય છે. અને તે આત્મજ્ઞાનથી થાય છે. આત્મજ્ઞાન ધ્યાનથી સાધ્ય છે માટે ધ્યાન આત્માના હિત માટે છે.

ધ્યાન કરવા ઇચ્છનારે ધ્યાતા, ધ્યેય તથા ફળનું જ્ઞાન મેળવવું જોઈએ. ધ્યાતા (ધ્યાનનો અધિકારી) તે જ થઈ શકે કે જે પ્રાણનાશના પ્રસંગે પણ સંયમ ત્યજતો નથી, અન્યને પોતાના જેવાં જ ગણે છે, પોતાના શુદ્ધ આત્મસ્વરૂપમાંથી ચ્યુત થતો નથી; ટાઢ, તડકો, પવન વગેરેથી સંતાપ પામતો નથી; ક્રોધ, લોભ, માન, માયા વગેરેથી જેનું મન દૂષિત થતું નથી; જે આત્મામાં જ લીન છે; સર્વ કર્મોમાં નિર્લેપ રહી કામભોગથી વિરત થયો છે; પોતાના શરીરની પણ મમતા જેણે મૂકી દીધી છે; જે વૈરાગ્યમાં નિમગ્ન છે અને સર્વ પ્રત્યે જેને સમભાવ છે; જે રાજા તેમજ રંકનું સરખી રીતે કલ્યાણ ઇચ્છે છે, અગાધ કરુણાવાળો છે, સંસારસુખથી પરાઙ્મુખ છે, મેરુ જેવો અચળ છે, ચન્દ્ર જેવો આનંદકારી છે, અને પવન જેવો નિઃસંગ છે એવો બુદ્ધિમાન ધ્યાતા પ્રશંસાને પાત્ર છે.

પછી ધ્યેયના પિણ્ડસ્થ, પદસ્થ, રૂપસ્થ, અને રૂપાતીત એ ચાર પ્રકાર ધ્યાનના આલંબન તરીકે આચાર્યશ્રી આમ વર્ણવે છેઃ—

> पिण्डस्थं च पदस्थं च रूपस्थं रूपवर्जितम् ।
> चतुर्धा ध्येयमाम्नातं ध्यानस्यालंबनं बुधैः ॥ प्र. ७ શ્લો० ८

પિણ્ડ એટલે શરીર-તેમાં રહે તે પિણ્ડસ્થ ધ્યેય; તેના પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી, તથા તત્રભૂ એ પાંચ ધારણારૂપ પાંચ પ્રકાર આચાર્યશ્રી વર્ણવે છે. તેની વિગતમાં આપણે અત્રે નહિ ઊતરીએ. આના સતત અભ્યાસ કરનાર યોગી પર મેલી વિદ્યાઓ, મંત્ર, તથા મંડળની શક્તિઓ ચાલતી નથી; શાકિની, ક્ષુદ્ર યોગીનીઓ, તથા માંસભક્ષી પિશાચો વગેરે તેનું તેજ સહન ન થવાથી ત્રાસ પામી નાશી જાય છે; અને દુષ્ટ હિંસક હાથીઓ, સિંહો, શરભો, અને સર્પો પણ દૂરથી જ સ્તંભિત થઈ જાય છે.

જે પવિત્ર પદરૂપ ધ્યેયના આલંબનથી ધ્યાન થાય છે તેને સિદ્ધાંતનો પાર પામેલાઓ પદસ્થધ્યાન કહે છે, એટલે જે ધ્યાનમાં અમુક મંત્રાક્ષર કે મંત્રપદના જાપપૂર્વક ધ્યાન કરવામાં આવે છે તે જ પદસ્થ ધ્યાન જુદા જુદા મંત્રપદના જાપથી જુદાં જુદાં ફળ થાય છે તે આચાર્યશ્રીએ વિસ્તારથી યોગશાસ્ત્રના આઠમાં પ્રકાશમાં પદસ્થ ધ્યાનનું વિવરણ કરતાં દર્શાવ્યું છે.

આ પદસ્થ ધ્યાનનું વિવરણ કરતાં આચાર્યશ્રીએ વિવિધ મંત્રોનું નિરૂપણ કર્યું છે, તે પરથી જૈન મંત્રવાદનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે. એ મંત્રવાદનો પ્રવાહ અત્યંત પુરાતન છે. તે તથા તેનું મૂળ જૈન આગમનાં પ્રાચીન પૂર્વ નામના ભાગમાંના વિદ્યાપ્રવાદમાં છે, તે યોગશાસ્ત્રના નીચેના શ્લોકો પરથી સિદ્ધ થાય છેઃ—

> ज्ञानवद्भिः समाम्नातं वज्रस्वाम्यादिभिः स्फुटम् ।
> विद्यावादात्समुद्धृत्य बीजभूतं शिवश्रियः ॥ प्र० ८ શ્લો० ७४
> कर्मदावहुताशस्य प्रशान्तिनववारिदम् ।
> गुरूपदेशाद्विज्ञाय सिद्धचक्रं विचिन्तयेत् ॥ प्र० ८ શ્લો० ७५
> इति गणधरधुर्याविष्कृतादुद्धृतानि प्रवचनजलराशेस्तत्त्वरत्नान्यमूनि ।
> हृदयमुकुरमध्ये धीमतामुल्लसन्तु प्रचितभवशतोत्थक्लेशनिर्नाशहेतोः ॥ प्र० ८ શ્લો० ८१

"વજ્રસ્વામિ વગેરે જ્ઞાનીઓએ વિદ્યાપ્રવાદમાંથી ઉદ્ધરી મોક્ષ લક્ષ્મીના બીજરૂપ, કર્મદાવાગ્નિને શાન્ત કરવામાં નવા મેઘ જેવું સિદ્ધચક્ર, સારી રીતે સ્પષ્ટતાથી વર્ણવ્યું છે તે ગુરુના ઉપદેશથી જાણી ચિંતવવું." શ્લોક ७४-७५.

"એમ ગણધરમુખ્યે પ્રકટ કરેલા સિદ્ધાન્ત સમુદ્રમાંથી ઉદ્ધરેલાં આ તત્ત્વરત્નો બુદ્ધિમાનોના હૃદયરૂપ દર્પણમાં સેંકડો ભવોનાં સંચિત કલેશ-પાપના નાશ માટે ઉલ્લાસ પામો—" શ્લોક ૮૧.

પદસ્થ ધ્યાનનું વર્ણન કરતાં મંત્રાધિરાજ–અર્હં, પંચ પરમેષ્ઠિમંત્ર, પ્રણવ–ૐકાર, માયાબીજ હ્રીંકાર, સૂરિમંત્ર પ્રથમપીઠમય વલયયુક્ત અપ્રતિચક્રા વિદ્યા, પાપનાશિની સારસ્વત વિદ્યા, સિદ્ધચક્ર વગેરે ધ્યાનયોગ્ય કમલની રચના સાથે આચાર્યશ્રીએ બતાવ્યા છે—એટલે મંત્રોનો ધ્યાનપૂર્વક જાપ વર્ણવ્યો છે.

પદસ્થ ધ્યાન ચર્ચતાં યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં કેટલાક મંત્રો તથા શ્લોકો આચાર્યશ્રીએ શ્રીભદ્રગુપ્તાચાર્ય વિરચિત "અનુભવસિદ્ધ મંત્ર દ્વાત્રિંશિકા" નામનો ગ્રંથ જે "શ્રીભૈરવ પદ્માવતી કલ્પ" નામક મુદ્રિત ગ્રંથના ૩૦ મા પરિશિષ્ટ તરીકે પ્રકટ થયો છે તે ઉપરથી શબ્દશઃ કે છાયારૂપે લીધા છે, તે કંઈક અંશે ફૂટનોટમાં * નિર્દિષ્ટ શ્લોકોની સરખામણી પરથી માલમ પડશે. વિશેષ ચર્ચા લેખકની ઉક્ત 'શ્રીભૈરવ પદ્માવતી કલ્પ'ની પ્રસ્તાવનામાં છે.

રૂપસ્થ ધ્યેયને આશ્રયીને કરવામાં આવે તે રૂપસ્થ ધ્યાન. સમવસરણમાં રહેલા સર્વ અતિશયોથી યુક્ત, કેવળજ્ઞાનથી દીપતા, ચતુર્મુખ, અરિહંત ભગવાનના રૂપનું આલંબન કરી જે ધ્યાન કરવામાં આવે તેને રૂપસ્થ ધ્યાન કહે છે. આ રૂપસ્થ ધ્યાનના અભ્યાસથી તેમાં તન્મય થયેલો યોગી વીતરાગ થઇ મુક્ત થાય છે; અર્થાત્ વીતરાગના ધ્યાનથી ધ્યાતા પણ ધ્યેયરૂપ વીતરાગ થાય છે અને પરિણામે મુક્તિ વરે છે.

ઘેરણ્ડ સંહિતાના નીચેના શ્લોકમાં વર્ણવેલું ધ્યાન તે 'રૂપસ્થ' જ છે, જો કે ત્યાં તેને 'સ્થૂલ ધ્યાન' કહ્યું છે:—

"यस्य देवस्य यद्रूपं यथाभूषण-वाहनम् ।
तद्रूपं ध्यायते नित्यं स्थूलध्यानमिदं विदुः ॥" ઉ० ૬ શ્લો० ૮

'ઘેરણ્ડસંહિતા'માં ધ્યાનના સ્થૂલ, જ્યોતિ, તથા સૂક્ષ્મ એમ ત્રણ ભેદ પાડયા છે. કુલાર્ણવમાં ધ્યાનના સ્થૂલ અને સૂક્ષ્મ બે જ ભેદ પાડયા છે, છતાં ત્યાં પણ પરમેશ્વરનું તેજોમય ધ્યાન કરવાનો ઉલ્લેખ છે (જુઓ કુલાર્ણવ, ઉલ્લાસ ૯મો). શ્રી. હેમચંદ્રાચાર્યે પણ નીચેના શ્લોકમાં સ્થૂલ ધ્યાનમાંથી સૂક્ષ્મધ્યાન કરવાનો ઉલ્લેખ કર્યો છે. સૂક્ષ્મ ધ્યાન તે જ રૂપાતીત ધ્યાન છે, જે હવે પછી વર્ણવવામાં આવશે.

"अलक्ष्यं लक्ष्यसंबधात् स्थूलात्सूक्ष्मं विचिन्तयेत् ।
सालम्बाच्च निरालंबं तत्त्ववित्तत्त्वमंजसा ॥" प्र० १० શ્લો० ૫

"લક્ષ્યના સંબંધથી અલક્ષ્યનું, સ્થૂલમાંથી સૂક્ષ્મનું, સાલંબન પરથી નિરાલંબન તત્ત્વનું તત્ત્વ જાણનાર ધ્યાન કરે."

નિરાકારનું ધ્યાન તે રૂપાતીત ધ્યાન, અમૂર્ત–નિરાકાર, ચિદાનંદરૂપ, નિરંજન સિદ્ધ

---

* અનુભવસિદ્ધમંત્રદ્વાત્રિંશિકા પ્રથમ અધિકાર — યોગશાસ્ત્ર અષ્ટમ પ્રકાશ

| | | |
|---|---|---|
| શ્લો. ૬ | શબ્દશઃ = | શ્લો. ૩૧ |
| શ્લો. ૮ તથા ૧૫ છાયા તથા શબ્દશઃ = | | શ્લો. ૭૪–૭૫ (ઉપર આપ્યા છે.) |
| શ્લો. ૯ થી ૧૪ શબ્દશઃ = | | શ્લો. ૬૦ થી ૬૫ |

પરમાત્માનું ધ્યાન તે રૂપાતીત ધ્યાન છે. આવાં ધ્યાનમાં મગ્ન થયેલા મુનિનું મન સમગ્ર જગતનો સાક્ષાત્કાર કરે છે ને આત્મશુદ્ધિ પ્રાપ્ત કરે છે. અને છેવટે ધ્યાતા અને ધ્યાનના અભાવે ધ્યેયની સાથે એકાકાર થઈ જાય છે.

આમ ધ્યાનના ચાર પ્રકાર વર્ણવી, જૈન શાસ્ત્રમાં પ્રસિદ્ધ ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાન એમ ધ્યાનના બે ભેદો પાડી, ધર્મધ્યાનના આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય તથા સંસ્થાનવિચય એવા ચાર પ્રકાર વર્ણવી શુક્લધ્યાનના પણ ચાર પ્રકારો વર્ણવે છે, કારણકે મોક્ષપ્રાપ્તિનું સાક્ષાત્ કારણ તો શુક્લધ્યાન જ છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શ્રી હેમચંદ્રાચાર્યે ધ્યાનના જે ચાર પ્રકાર પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત વર્ણવ્યા છે તે તેમની પૂર્વેના કોઈ પણ જૈનગ્રંથમાં વર્ણવેલા છે કે નહિ. નિઃશંકપણે તેમની પૂર્વેનો કહી શકાય એવા કોઇપણ જૈનગ્રંથમાં તેવો ઉલ્લેખ લેખકને ઉપલબ્ધ થયો નથી.

જ્ઞાનાર્ણવ ગ્રંથમાં તેવો ઉલ્લેખ છે, પરંતુ તે ગ્રંથ યોગશાસ્ત્ર પહેલાં રચાયો હોય એવું નિશ્ચયાત્મક પ્રમાણ નથી મળતું. એટલું જ નહિ પણ તે ગ્રંથ યોગશાસ્ત્ર પછીનો છે એમ લેખકનો મત છે, જે 'શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ'ની તૈયાર થતી પ્રસ્તાવનામાં વિસ્તૃત ચર્ચાપૂર્વક દર્શાવ્યો છે.

શ્રીજિનદત્તસૂરિકૃત 'વિવેક વિલાસ'માં ધ્યાનના આ જ પ્રમાણે ચાર પ્રકાર વર્ણવ્યા છે. પણ એ વાગડગચ્છના શ્રીજિનદત્તસૂરિ યોગશાસ્ત્રકાર શ્રીહેમચંદ્રસૂરિ પછી આશરે ૩૬ વર્ષ બાદ થયા છે. વસ્તુપાલ મંત્રીના શત્રુંજયની યાત્રાએ ગયેલ સંઘમાંના આચાર્યોમાં તેમનું પણ નામ માલમ પડે છે તેથી સંવત્ ૧૨૭૭માં પણ તેમનું અસ્તિત્વ હતું એમ સાબિત થાય છે. તેમણે યોગશાસ્ત્રમાં વર્ણવેલા ધ્યાનના નવીન ચાર પ્રકાર અનુસાર જ ઉક્ત વર્ણન કર્યું હોય એમ લાગે છે. તે વર્ણન સંક્ષિપ્ત હોવાથી અત્રે આપીએ છીએઃ—

### विवेकविलास उल्लास ११—

"रूपस्थं च पदस्थं च पिण्डस्थं रूपवर्जितम् । ध्यानं चतुर्विधं प्रोक्तं संसारार्णवतारकम् ॥" १६

"રૂપસ્થ, પદસ્થ, પિણ્ડસ્થ અને રૂપાતીત એવા ચાર પ્રકારનું ધ્યાન સંસાર સમુદ્રમાંથી પાર ઉતારનારૂં છે."

"पश्यति प्रथमं रूपं स्तौति ध्येयं ततः तन्मयः पदैः स्यात्ततः पिण्डे रूपातीतः क्रमाद्भवेत् ॥" १७

"ધ્યાતા પ્રથમ ધ્યેયનું રૂપ જુએ, પછી પદોવડે ધ્યેયની સ્તુતિ કરે, પછી સ્વશરીરમાં તન્મય ( ધ્યેયરૂપ ) થાય અને પછી ક્રમે રૂપાતીત થાય."

"यथावस्थितमालम्ब्य रूपं त्रिजगदीशितुः । क्रियते यन्मुदा ध्यानं तद्रूपस्थं निगद्यते ॥" ३८

"ત્રિલોકના નાથનું જેવું છે તેવાંજ રૂપનું આલંબન લઇ પ્રમોદપૂર્વક ધ્યાન કરવું તે રૂપસ્થ ધ્યાન કહેવાય."

"विद्यायां यदि वा मन्त्रे गुरुदेवस्तुतावपि । पदस्थं कथ्यते ध्यानं पवित्रान्यस्तुतावपि ॥" ३९

"વિદ્યા કે મંત્રનું, ગુરુદેવની સ્તુતિનું, તથા અન્ય પવિત્ર સ્તુતિનું ધ્યાન તે પદસ્થ ધ્યાન કહેવાય."

"यत्किंचन शरीरस्थं ध्यायते देवतादिकम् । तन्मयीभावशुद्धं तत् पिण्डस्थं ध्यानमुच्यते ॥" ४२

"શરીરમાં કોઇપણ દેવતાદિકનું તન્મયતાથી શુદ્ધ જે ધ્યાન તે પિણ્ડસ્થ ધ્યાન કહેવાય."

" निर्लेपस्य निरूपस्य सिद्धस्य परमात्मनः ।
चिदानन्दमयस्य स्याध्यानं रूपविवर्जितम् ॥ " ५४ *

" નિર્લેપ, નિરાકાર, ચિદાનન્દમય સિદ્ધ પરમાત્માનું ધ્યાન તે રૂપાતીત કહેવાય. "

લગભગ આવીજ ધ્યાન–વિજ્ઞાનની પરિભાષા બે જૈનેતર ગ્રંથોમાં લેખકના જોવામાં આવી છે. તેમાંનો એક ગ્રન્થ શિવસંહિતા છે;[1] અને બીજો કાશ્મીરક ત્રિકમતનું માલિની વિજયોત્તરતંત્ર છે.[2] બન્ને ગ્રન્થોના સંબંધ ધરાવતા ઉતારા ફૂટનોટમાં આપ્યા છે.

'માલિની વિજયોત્તર તંત્ર' જૂનું છે પણ તે ચોક્કસ ક્યારે રચાયું તેનો નિર્ણય થઈ શક્યો નથી; પણ એમ માનવાને પ્રબળ કારણ મળે છે કે ધ્યાનના આવા પ્રકાર પાડી શ્રી હેમચંદ્રાચાર્યે કરેલું વર્ણન, આચાર્યશ્રીનું તન્ત્રગ્રંથ પ્રત્યેનું વલણ જોતાં, ઘણું કરીને તાંત્રિક ગ્રન્થોને આભારી છે. જ્યારે તેમની પૂર્વેના કોઈ પણ જૈન આચાર્યે ધ્યાનના વિષયમાં

* સરખાવો શ્રી હેમચન્દ્રાચાર્યની યોગશાસ્ત્રમાંની રૂપાતીતની વ્યાખ્યાઃ—

अमूर्तस्य चिदानन्दरूपस्य परमात्मनः ।
निरञ्जनस्य सिद्धस्य ध्यानं स्याद्रूपवर्जितम् ॥ प्र० १० श्लोक० १

તથા

શ્રી શુભચન્દ્રાચાર્યની જ્ઞાનાર્ણવમાંની રૂપાતીતની વ્યાખ્યાઃ—

चिदानन्दमयं शुद्धममूर्तं परमाक्षरम् ।
स्मरेद्यत्रात्मनात्मानं तद्रूपातीतमिष्यते ॥ प्र० ४० श्लोक १६

ઉપરના શ્લોકોમાંનાં નીચેનાં પદો ખાસ સરખાવોઃ—

| विवेकविलास | | योगशास्त्र | | ज्ञानार्णव |
|---|---|---|---|---|
| परमात्मनः<br>सिद्धस्य | = | परमात्मनः<br>सिद्धस्य | = | परमाक्षरम् |
| निर्लेपस्य | = | निरञ्जनस्य | = | शुद्धम् |
| ध्यानम् | = | ध्यानम् | = | स्मरेद्यत्रात्मनात्मानम् |

ઉપર નિર્દિષ્ટ "અનુભવસિદ્ધમંત્રદ્વાત્રિંશિકા" માંના શ્લોકોની યોગશાસ્ત્રમાંના શ્લોક સાથેની સરખામણી પરથી તેમજ આ સરખામણી પરથી સુજ્ઞ વાંચકને ખ્યાલ આવશે કે યોગશાસ્ત્રકાર સામે "અનુભવસિદ્ધમંત્રદ્વાત્રિંશિકા" હતી અને વિવેકવિલાસકાર તથા જ્ઞાનાર્ણવકાર સામે યોગશાસ્ત્ર હતું. એકે છાયા લીધી છે પણ તે ઢાંકવા પ્રયાસ કર્યો નથી ત્યારે જ્ઞાનાર્ણવકારે છાયા લીધી છે પણ તે ઢાંકવા પ્રયાસ કર્યો છે.

૧. शिवसंहिता, प. ५ श्लोक १३:—

पिण्डस्थं रूपसंस्थं (पदसंस्थं?) च रूपस्थं रूपवर्जितम् ।
ब्रह्मैतन्मतावस्था हृदयं च प्रशाम्यति ॥

'रूपसंस्थं'ને બદલે શુદ્ધ પાઠમાં બીજો જ શબ્દ હોવો જોઈએ કારણ કે તુરત પછી 'रूपस्थं' આવે છે; સંભવિત છે કે તે 'पदस्थ' હોય.

२ मालिनीविजयोत्तरतंत्र, द्वितीयाधिकारः, पृ. १३७—

अथ पिण्डादिभेदेन साकं विज्ञानमुच्यते ।
योगिनां योगसिद्ध्यर्थं संक्षेपान्न तु विस्तरात् ॥१॥

મન્ત્રાદિને, પદસ્થ ધ્યાન તરીકે ધ્યાનનો એક મુખ્ય વિભાગ પાડી, એટલું મહત્ત્વ આપ્યું હોય એમ માલમ પડતું નથી, ત્યારે આપણને એવું અનુમાન દોરવાને પ્રબળ કારણ મળે છે કે આચાર્યશ્રી ઉપર મન્ત્રાદિના પ્રભાવની ઊંડી અસર થયેલી અને તેમણે મન્ત્રયોગને તેથીજ અપનાવ્યો. એ નોંધવા જેવું છે કે શિવસંહિતામાં યોગના મંત્રયોગ, હઠયોગ, લયયોગ અને રાજયોગ એવા ચાર પ્રકાર વર્ણવી મંત્રને આવું જ મહત્ત્વ આપ્યું છે.* ગોરક્ષ પદ્ધતિ આદિ બીજા પણ યોગગ્રન્થોમાં પ્રણવ–ૐકારના જાપ પર ભાર મૂકાયો છે. આચાર્યશ્રીએ આ બધાનો સંગ્રહ કરી જૈનોના પ્રાચીન મંત્રવાદ સાથે સુંદર સમન્વય કર્યો છે. આ સમન્વય જો જૈન શાસ્ત્રોને મંત્રયોગ અસંમત હોત તો શકય ન જ થાત. વસ્તુતઃ જૈન શાસ્ત્રોમાં મૂળથી જ કંઇક મર્યાદાપૂર્વક મન્ત્રવાદ સ્વીકૃત છે તે લેખકની શ્રી ભૈરવ પદ્માવતી કલ્પની થોડા સમયમાં પ્રસિદ્ધ થનાર ઈંગ્રેજી પ્રસ્તાવનામાં બતાવ્યું છે.

આચાર્યશ્રી છેલ્લું યોગાંગ સમાધિ તથા મોક્ષ વર્ણવી છેવટે પોતાના જ અનુભવથી મેળવેલું યોગજ્ઞાન વર્ણવે છે. તેમાં મનની—વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ તથા સુલીન એવી ચાર અવસ્થાઓ વર્ણવી ઉન્મનીભાવ તથા લયયોગ પર યોગસિદ્ધિ માટે ભાર મૂકે છે.

---

पिण्डं शरीरमित्युक्तं तद्वच्छक्ति–शिवात्मनोः ।
ब्रह्मानन्दो बलं तेजो वीर्यमोजश्च कीर्त्यते ॥२॥

× × ×

तेनाविर्भाव्यमानं तत्पूर्वावस्थां परित्यजत् ।
याः संवित्तीरवाप्नोति ता अधस्तात् प्रकीर्तिताः ॥४॥

तदेव पदमिच्छन्ती सर्वार्थावगतिर्यतः ।
तस्मात्संजायते नित्यं नित्यमेव शिवात्मनोः ॥५॥

तदेवरूपमित्युक्तमात्मनश्च विनश्वरम् ।
रूपातीतं तदेवाहुर्यतोऽक्षाविषयं परम् ॥६॥

હવે પિણ્ડ આદિ ભેદથી શાક્તવિજ્ઞાન, યોગીની યોગસિદ્ધિ અર્થે, વિસ્તારથી નહિ પણ, સંક્ષેપથી કહેવામાં આવે છે. ૧.

પિણ્ડ એટલે શરીર, તેની જેમ શિવશક્તિનો બ્રહ્માનન્દ, બલ, તેજ, વીર્ય તથા ઓજસ્ કહેવાય છે. ૨.

× × ×

તેની પૂર્વાવસ્થા છોડતાં તેનાથી આવિર્ભાવ પામતાં જે જે સંવેદનો મેળવે છે તે નીચે વર્ણવ્યાં છે.૪

"સર્વ પદાર્થનું જ્ઞાન જેથી તે જ પદ ઈચ્છે છે, તેથી શિવાત્માનું નિત્ય-સ્થાયિત્વ નિત્ય ઉદ્ભવે છે." ૫.

"આત્માનું તેજ નશ્વર રૂપ છે અને તે જ રૂપાતીત છે,' કારણ કે પરમ (તત્ત્વ) ઇંદ્રિયથી અગોચર છે." ૬.

* मन्त्रयोगो हठश्चैव लययोगात्तृतीयकः ।
चतुर्थो राजयोगः स्यात्स द्विधाभाववर्जितः ॥ શિવસંહિતા, પટલ ૫ શ્લોક० ૧૪

# રવિ-રસાયણું

**શાંતિલાલ બાવીસી**

હવાફેર નિમિત્તે અમે થોડા દિવસ ચાયબાસા ગયેલા. ત્યાં એક માસ્તરસાહેબ સાથે અમારો પરિચય થયેલ. સાહિત્ય અને સાહિત્યકારો પ્રતિ તેમને અતિ પ્રેમ હતો. આવતા વેંત તેઓની પ્રથમ ચર્ચા સાહિત્ય અને સાહિત્યકારો વિષેની જ હોય. જાણે એ જ એમનો ધંધો હોય. તેઓ હંમેશાં વક્તા હોય અને અમે શ્રોતા.

તેઓની વાગ્ધારા શરૂ થતાં તે ક્યારે અટકશે તે કહી શકાય તેમ નહોતું. બીજા કોઈને ભાગે બોલવાનું આવતું જ નહીં!

માસ્તરસાહેબને સાહિત્ય વિષે કેટલું જ્ઞાન હતું તે તો ખબર નથી. પરંતુ સાહિત્યકારો વિષે, તેઓ અવશ્ય થોડું ઘણું જ્ઞાન ધરાવતા. કદાચ તેમના મત પ્રમાણે તે તેઓની રગેરગના જાણકાર હતા એટલુંજ નહીં પરંતુ તેમના નક્ષત્ર સુદ્ધાં જાણતા.

સાધારણ જનતામાં મહાપુરુષો, સાક્ષરો, કવિઓના આંતરજીવનને-જીવનરહસ્યને જાણવાનું કંઈક કૌતૂહલ હોય છે. સ્વભાવતઃ તેઓને તેમના જીવન વિષે કંઈ જાણવાનું દિલ રહ્યા કરે છે. એટલે માસ્તરસાહેબને શ્રોતાઓની ક્યારેય ખોટ જણાતી નહીં.

એક દિવસ વાતચીત થતાં કવિવર રવીંદ્રનાથ વિષે વાત નીકળી. માસ્તરસાહેબે કહ્યું, 'હું તો ઘણા દિવસ કવિ સાથે શાંતિનિકેતનમાં રહ્યો છું!'

કવિના જીવન વિષે કંઇક નવું જાણવાને અમે બધાએ, આતુરતાપૂર્વક, તેમને આગ્રહ કર્યો, ને માસ્તરસાહેબે વાગ્ધારા છોડીઃ

'ઉત્તરાયન'નામના આરસપહાણના એક રાજપ્રાસાદમાં કવિ રહે છે. તેમના શયનખંડ ઉપર બિલોરી કાચનો એક વિશાળ ઘુંમટ છે. રાત્રે સ્વચ્છ રેશમી ચાદર બિછાવેલી મખમલની શય્યા ઉપર સુતા સુતા કવિ એ ઘુમ્મટમાંથી ચંદ્ર-તારકજડિત આકાશની શોભા નિહાળે છે.

ચંદ્રનાં અજવાળાં આવી તેમના શયનખંડને સૌમ્ય, ઉજ્જવળ અને શીતળ બનાવી જાય છે.

પુષ્પ, ધૂપ, વગેરે સુગંધીથી મઘમઘતા તે શયનખંડમાં ચંદ્રમાંના પ્રકાશમાં રાત્રે તેઓ સંગીત અને કવિતા રચે છે. અને સવારે વાર્તા, નિબંધ અને નવલકથા લખે છે.

ઉષઃકાલ થતાં જ સુંદર બાલિકાઓનું એક ટોળું આવી મધુર સ્વરે ગીતાંજલિનું ગીત ગાઈ કવિને નિદ્રામાંથી જગાડે છે.

કવિ ઊઠતા સીધાજ સ્નાનગૃહમાં ચાલ્યા જાય છે. સ્નાનગૃહની વિશાળ દીવાલો ચોતરફ અરીસાથી મઢેલી છે.

આરસપહાણની ચોકી વચ્ચે ત્રણ જબરજસ્ત 'બાથ-ટબ' ગોઠવામાં આવેલ છે. એકમાં ગરમ પાણી, એકમાં બરફનું ઠંડુ પાણી અને એકમાં સુગંધી ગુલાબજળ ભર્યું રહે છે.

સ્નાન કરી આવ્યા પછી કવિ નાસ્તો કરવા બેસે છે. ચા, પાઉંરોટી, કોફી, ઈંડાંનો રસ, ભીમનાગના સંદેશ, ઓસ્ટ્રેલિયન સફરજન, ઈટાલીના જરદાલુ, બદામનું શરબત, ગાયનું અરધો શેર દૂધ અને તે સાથે થોડા 'પામ' બિસ્કીટ આ તેમનો સવારનો નાસ્તો છે.

આ દરમ્યાન, માલતીકુંજમાં આવી બબરચી ચાંદીથી મઢેલ હોકામાં સુગંધી તમાકુ ભરી જાય છે. જરીભરેલ હોકાની નળી પચાસ હાથ લાંબી છે!

કુંજમાં આવી હોકો ગડગડાવતા કવિ ટપાલથેલી ખોલે છે; આવશ્યક પત્રો લખે છે. અને એ પત્રોની સંખ્યા?—કોડીબંધ હોય છે. તેમનો ખાનગીમંત્રી પાસે જ હોય છે. ઘણા ખરા પત્રોનો જવાબ તે જ લખે છે, માત્ર કૌટુંબિક અને સ્ત્રીઓના પત્રોના જવાબો કવિ પોતે જ લખે છે. જગત ઉપર એકેય એવો દેશ નથી, જ્યાંથી કવિ ઉપર પત્રો ન આવતા હોય! તેમના સેક્રેટરીને તો ખૂબ મજા! દેશદેશની ટિકિટો તેને મફત મળે. તેનું ટિકિટોનું આલ્બમ પણ એક જોવાજેવી ચીજ છે!

કાગળપત્રોનું કામ પતાવ્યા પછી કવિ નિબંધ કે વાર્તા લખવા બેસે છે. ચંદનના લાકડાના સુગંધી મેજ ઉપર, મોરોક્કોના કીંમતી પૂઠાથી બાંધેલી, જુદા જુદા પ્રકારની ત્રણ ચોપડીઓ પડેલી હોય છે. કવિ પોતાની ઇચ્છા પ્રમાણે તેમાંથી એકાદ ચોપડી લે છે. ક્યારેક એકસાથે તેઓ ત્રણચાર જાતની રચના પણ કરી નાંખે છે.

બપોરે તેઓ બરાબર બાર વાગ્યે ભોજન માટે ઊઠે છે. તેમની પુત્રવધૂ પ્રતિમાદેવી પોતે જ કવિનું બપોરનું ભોજન તૈયાર કરે છે. પ્રત્યેક વેળા તેઓ બાદશાહી ભોજન લે છે. ને રાત્રે અંગ્રેજી ઢબનું ખાણું લે છે. તે તેમના પોતાના રસોડામાંથી જ તૈયાર થઈને આવે છે.

બપોરે ભોજન લીધા પછી કવિ થોડો થોડો વખત આરામ કરે છે. અને એ સમયે જ કવિ વાચન પણ કરે છે. મોટા મોટા ગ્રંથો તેઓ એકાદ કલાકમાં જ પૂરા કરી નાંખે છે. આપણે પુસ્તક ઉઘાડી એકાદ લાઇન વાંચીએ ત્યાં કવિ આખું પાનું પૂરું કરી નાંખે છે.

તેમની આવી ઝડપથી નવાઇ પામી મેં એક વખત પૂછ્યું, 'ગુરુદેવ! આવું દળદાર પુસ્તક તમે આટલા જ વખતમાં કેવી રીતે વાંચી લીધું? માત્ર એકવાર આંખ ફેરવી ગયા હો તેમ જ લાગે છે!' કવિએ હસતાં હસતાં જવાબ દીધો, 'ના, હું તો પુરેપૂરું વાંચી ગયો છું. પરીક્ષા કરવી હોય તો કરી જુઓ.'

મને તો કુતૂહલ થયું. ચોપડી હાથમાં લઈ તેના ચાલીસતાળીસમે પાને શું છે, તે મેં [illegible] પૂછ્યું. તમને સાંભળીને આશ્ચર્ય થશે, કદાચ માનવામાં એ નહીં આવે પણ કવિ પાનાનો પહેલેથી છેલ્લો અક્ષર ગડગડાટ બોલી ગયા! તેઓની સ્મરણશક્તિ અદ્ભુત છે! ક્યારેક ક્યારેક બપોરે તેઓ ચિત્રો પણ દોરે છે! બપોર પછી તેઓ તેમના સ્નેહીજનો સાથે ચાપાણી પીએ છે. સાથે થોડાં પાકાં મીઠાં ફળો અને કૉફી પણ લ્યે છે.

આ સાથે તેઓ ઓવેલટીન, કોકો, કે સેનેટોજનનું પણ સેવન કરે છે. આલફ્રેન્ઝો કેરી તો તેઓ માટે બારે મહિના ખાસ પેક થઈને આવે છે.

સાંજે તેઓ કલાભવનમાં આવી નૃત્યગીતોનો પ્રોગ્રામ શરૂ કરે છે. પોતાનાં પુત્રપુત્રીઓને તેઓ પોતે જ નૃત્યગીત શીખવે છે. રાત્રે સાડાઆઠ વાગ્યે ભોજનનો સમય થતાં, તે માટે ચાલ્યા જાય છે. કવિનું એકેએક કામ ઘડિયાળના કાંટા પેઠે ચાલે છે. તેમાં જરાયે ફેરફાર થતો નથી.

ભોજન સાથે તેઓ હંમેશાં શેરી કે સેમ્પેઈન લ્યે છે; અને ખ્રિસ્તીઓની પેઠે, ભોજન પહેલાં તેઓ મેજ ઉપર બેસી પ્રાર્થના પણ કરે છે. સુવા જતાં પહેલાં થોડીવાર તેઓ કાંઈક ગાય છે!

અમે માસ્તરસાહેબનું આ સંભાષણ નવાઈ સાથે સાંભળ્યું. વચમાં વચમાં મારી પત્ની એક-બે વખત વિરોધ કરવા તૈયાર થયેલ પરંતુ તેમ કરતી મેં તેને વારી.




**અવન્તીનાથ**—લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશક: ઇન્દવદન બળવંતરાય ઠાકોર; 'પ્રજાબંધુ' પ્રેસ, રેવડી બજાર; અમદાવાદ. કિંમત રૂ. ૨.

''પ્રજાબંધુ'ના ગ્રાહકોને ૧૯૩૯ની ભેટ' તરીકે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. એના નામાંકિત લેખક શ્રી. ચુનીભાઈ શાહ ઐતિહાસિક નવલકથાઓ તો વર્ષોથી લખે છે પણ છેલ્લાં ત્રણેક વર્ષોથી તેમની તે નવલોમાં સંસ્કારિતા, સુરેખ પાત્રવિધાન અને વસ્તુ ગૂંથણીની કલામયતાનો જે સુમેળ જળવાઇ રહે છે તે લેખકને ગુજરાતના અગ્રગણ્ય વાર્તાકારોમાં સહેજે ઉચ્ચસ્થાન અપાવે એવો છે.

'કર્મયોગી રાજેશ્વર' અને 'રાજહત્યા' એ બંને નવલકથાઓએ એમને ગુજરાતના વિજયી વાર્તાકાર તરીકે ઓળખાવ્યા. 'અવન્તીનાથ' એમને પ્રથમ પંક્તિના ત્રણચારની હરોળમાં લાવી મૂકે છે.

અવન્તીપતિ ભોજ: સરસ્વતીનો અને સરસ્વતીસેવકોનો તે પ્રિયતમ બને છે, પણ એનાજ પરિણામમાં તે રાજકારણમાં પૂરૂં લક્ષ નથી આપી શકતો; તેને કીર્તિલાલસાનો ચેપ વળગે છે. એ લાલસામાં તે મહાકવિ–પંડિત ધનપાળને ગંભીર અન્યાય કરી બેસે છે, પણ એ અન્યાયનો પશ્ચાતાપ તેની લાલસાને જ ડંખે છે. તેને ભાટ–કવિઓ પ્રત્યે ઘૃણા ઉપજે છે. તે અરસામાં તે વિજયા નામની એક રસોયણપુત્રીના ચમત્કારિક બુદ્ધિવૈભવથી અંજાય છે; અને નીલપટેશ્વર નામના એક ભૌતિકવાદી યોગીના તર્કવાદમાં ચટવાઈ ને જડવાદના પંથે પળે છે. પણ પછી ધનપાળ અને તેના શિષ્ય કાલિદાસનાં સુવચનોથી તેની બુદ્ધિ ખૂલે છે. તે પુનઃ સંસ્કારવાદ–નિર્મળ વિકાસવાદ અપનાવે છે. દરમિયાનમાં ધનપાળપુત્રી તિલકા અને રાજપુત્રી અરૂન્ધતિના કાલિદાસ સાથેના પ્રેમપ્રસંગો, તિલકાએ અરુન્ધતીની તરફેણમાં આપેલું પોતાના સ્નેહનું બળિદાન; ભોજ અને વિજયાનું લગ્ન; પ્રાસંગિક અને માર્મિક કથાનકો; રાજકીય પ્રપંચો; ગુજરાતની છૂત; તૈલંગ, ચેદી અને ગુજરાતનો માળવા પરનો દ્વેષ અને અંતમાં એ ત્રણેએ એકત્ર થઈ ભોજના મૃત્યુપ્રસંગે માળવાની જડસંપત્તિ પર મેળવેલો વિજય; ડામર મહેતાની ચાતુરી–વગેરે વિષયો અને વસ્તુની પાછળ આખીયે કથા જુદાં જુદાં રમણીય દશ્યો વેરતી ગૂંથાય છે.

આ નવલકથામાં–વિજયાનું બેફામ છતાં મર્યાદિત, તેજસ્વી છતાં મૃદુ, રંગીલું–રસીલું માધુર્યઝરતું સ્રીત્વ; ધનપાળનું કરુણ છતાં ભવ્ય જીવન; તિલકાનું વિશદ–દિવ્ય–સહિષ્ણુતા-

---

ત્યારપછી કવિ પાસે જઈ મેં તેમને જણાવ્યું કે, 'તમારા વિષે તમારા પ્રત્યક્ષ પરિચયમાં આવેલાઓ આવી વાતો ફેલાવે તેનો પ્રતિકાર કઈ રીતે કરશો ?'

તેઓ તેમના સ્વભાવ પ્રમાણે હસીને બોલ્યા 'તેમાં ખરાબ પણ શું છે? આવી સાહેબી કેટલાકના ભાગ્યમાં હોય છે? મારા વિષેની આથીયે કેટલીક વિચિત્ર વાતો મેં પણ સાંભળી છે.–તમે એ બધીનો સંગ્રહ કરી શકો તો એક સુંદર પુસ્તક તૈયાર થઈ જાય. અને તે પુસ્તકનું નામ આપવું—'રવિ રસાયણ.'

[ શ્રીમતી રાધારાણીદેવી તથા શ્રી. નરેન્દ્રદેવના બંગાળી લેખ ઉપરથી ]

વધારે ઊર્મિલ બની જતા હોય એવું સ્પષ્ટ લાગે છે. 'ટેકનું ગીત' તેની સાક્ષી પૂરશે. એ કાવ્યની અંતિમ પંક્તિઓ જેટલી ભવ્ય છે તેટલી જ ઉર્મિલ પણ લાગે છે.—

'કપરાં ફાટયે થીંગડાં મૂકીએ, ઢાંકિયે દુબળાં ડિલ;
ડિલનાં ચામડાં જાય તૂટી તો મોત કરે છે ઢીલ!
અમોને માનવભવનાં પાપ
કહાંતક વેઠાવો માબાપ ?

અહીં છેલ્લી પંક્તિમાં 'કહાંતક' એ શબ્દપ્રયોગ પણ યથાર્થ નથી. આ ઉપરાંત "તાજમહાલ અને યમુના" ને લગતાં બે કાવ્યો, 'અજીતનાંગા પરજીત', 'સૂનો ઝરૂખો', 'હું એકલો' વગેરે કાવ્યો તેની આંતરિક વસ્તુની નવીનતા કરતાં પણ તે વસ્તુને, કાવ્યદેહે અવતારવામાં રહેલ કૌશલ્યને અંગે દૃષ્ટિગોચર થતી કવિપ્રતિભાના વિશિષ્ટ ચમકારાથી આપણને આકર્ષે છે. એ કાવ્યોનો ઉપાડ અને અંત મનોહર છે, તેમજ તેની ભાવનાઓ અને તેનું આલેખન પણ ઉદાત્ત છે.

આ સંગ્રહનાં કાવ્યોની ભાષા સરળ, વિશદ અને પ્રાસાદિક છે. એ એનો સૌથી મોટો ગુણ છે તેમજ તેની ગુણરીમા પણ એ ભાષાનો પ્રચાર વધે એવા સવિકલ્પ પ્રયત્નમાં રહેલ છે. કાવ્યની વાણી (Poetic Diction) અત્યંત સરળ, સુખદ અને સામાન્યજન સમજી શકે એવી હોવી જોઇએ એ આગ્રહ જરૂર પ્રશંસનીય છે પરંતુ ભાવાનુકૂળ ઉન્નતભાષા પણ કાવ્યને માટે અનિવાર્ય છે. આમ ન કરવાથી ઉપજતાં અનિષ્ટોનાં થોડાં ઉદાહરણો આ સંગ્રહમાંથી જ મળી રહે છે. અડયાર નદી પરનાં કાવ્યની છેલ્લી પંક્તિઓ આ રહી:

'એકત્ર સાંધ્યપદથી તુજ વારિસ્થાને
આ આભને અવનિનાં ઇર થાય આજે,
એ સાંધ્ય રંગથી ભરી તુજ થાળ ધાજે
પૂર્વે, અલી! અરઘવા ઊગતી ઇશાને.'

અહીં છેવટની પંક્તિમાં 'અલી' અને 'અરઘવા' એ શબ્દો જરૂર ખૂંચે છે. 'તાજમહાલ કને યમુનાની ગાથા' એ કાવ્યમાં યમુના કહે છેઃ

'પ્રેમગૂંથ્યાં ઉરયુગલનું એકનું અશ્રુબિન્દુ,
હૈયે મારે નિત રજનિએ ઊગતો સૌમ્ય ઈન્દુ!
જાણે એની રજતગૂંથતી સ્નેહની સાંકળીએ
બંધાઈને હૃદયધબકા આપણે સાંભળીએ!

અહીં છેલ્લી પંક્તિમાં રહેલ 'ધબકા' શબ્દ પ્રથમની ત્રણે પંક્તિમાં રહેલ ભાવ અને માધુર્ય પર આકરો પ્રહાર કરતો હોય એમ નથી લાગતું!

પરંતુ આવી ત્રુટીઓ તો બહુ વિરલ પ્રસંગે જ મળી રહે છે એટલે એકંદર તો આ કાવ્યસંગ્રહથી આપણને ઘણું ઘણું મળ્યું છે. તદ્દન ગદ્ય સમી કવિતાઓથી જ્યારે આપણું કાવ્યસાહિત્ય ગૂંગળામણ અનુભવી રહ્યું છે તે ક્ષણે મધુર ગેય કાવ્યોની દિશા તરફ દીવાદાંડીની ગરજ સારે એવો આ કાવ્યસંગ્રહ તેમાં રહેલ નૂતન કાવ્યવાણી (Poetic Diction), મનોહર કલ્પના, આકર્ષક પદલાલિત્ય, ભક્તિરસનું નવું પ્રસ્થાન, પ્રબલ ભાવદર્શન અને ખબરદારની મંગલવાણીથી આપણા કવિઓને પ્રેરક થઈ પડશે. શ્રી કોલક પણ એમના કાવ્યોમાં રહેલ પ્રયોગશીલ તત્ત્વ તરફ વિશેષ જાગ્રત બની એમની કાવ્યવાણીને ઉત્કૃષ્ટ કક્ષાએ મૂકી ગુજરાતમાં મધુરતા પ્રસારે એટલું ઈચ્છી વિરમીશ.

રતિલાલ ઉકાભાઈ પટેલ.

# ગોચરી

લંડનના 'World Review'ના મે મહિનાના અંકમાં, 'હિંદ અને બહારની દુનિયાઃ બ્રિટનની ઓછી થતી આબરૂ' નામના લેખમાં, એડવર્ડ થોમ્પ્સન જણાવે છે કે, "ગાંધીજી મહાત્મા અને અહિંસક છે. જવાહરલાલ જો સારું પ્રજાકીય બ્રિટિશ રાજ્યતંત્ર હોય તો સ્વતંત્રતા કે સાંસ્થાનિક સ્વરાજ્ય વચ્ચે બહુ ભેદ જુએ એમ નથી. સુભાષચંદ્ર બોઝ સંપૂર્ણ સ્વાતંત્ર્યવાદી છે.' અને મહાત્માજીના રાજકોટના ઉપવાસ વિષે એ જ લેખમાં કહે છે, 'સામાન્ય અંગ્રેજને મન ગાંધીજી આશ્ચર્યમૂર્તિ અને કંઈક અંશે હાસ્યપ્રેરક છે. રાજકોટના તેમના ઉપવાસ એ આપઘાતનો એક પ્રકારનો પ્રયાસ છતાં તેમનું રાજકીય સ્થાન વિચારી નમતું પડેલું.' ને એ સંબંધમાં તેઓ એક દૃષ્ટાંત નોંધે છેઃ '૧૮૫૭ના બળવા પછી જ્યારે રાજપુતાનામાં કેળવણી સંબંધી કર નાખવામાં આવેલો ત્યારે બીનાઈ રાજાની ચિતાએ ચડતી સતીએ તે સંબંધમાં શ્રાપ આપેલો અને એ શ્રાપ બિનકાયદેસર છતાં કર તો દૂર કરવો જ પડેલો.'

'Fortnightly'ના મે મહિનાના અંકમાં એચ. વી. હડસન 'હિંદમાં સત્તા માટે ખેંચતાણ' નામના લેખમાં જણાવે છે કેઃ 'હિંદમાં એક કરતાં વધારે મહાસભાવાદી આગેવાનોએ મને જણાવેલું કે ૧૯૩૫ના બંધારણમાં મૂળભૂત ફેરફારો કર્યા સિવાય પણ ફેડરલ સ્કીમમાં તે સ્વીકારી શકાય એવો સુધારો થઈ શકે તેમ છે...જેમાં બંને કોમોને એક સરખુંજ સોસવાનું હોય એ સિવાયના એક પણ પ્રશ્નમાં હિંદુ મુસલમાનો કોઈ પણ કાળે મિત્ર બની શકે તેમ નથી. મુસ્લીમ લીગ જો કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે ખૂબ આતુર છેઃ તેની કાર્યવાહક સભાએ સર સિકંદર સામે, તેમણે આગામી યુદ્ધમાં બ્રિટિશ સરકારની પડખે ઊભવાનું કહેવા માટે, જો કે ઠપકાનો ઠરાવ પણ પસાર કરેલો છતાં કેટલાક મુસ્લીમ આગેવાનો અંગત મહત્ત્વાકાંક્ષા અને દ્વેષથી જ દોરવાઈ રહ્યા છે. મુસલમાનોએ જેમ પંજાબ, કાશ્મીર, સરહદી પ્રાંતો, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન અને સિંધનું સંયોગીકરણ કરી ઉત્તર હિંદને પાકીસ્તાન બનાવવાની અને બંગાળમાં અને નિઝામમાં સ્થાન જમાવી રાખવાની યોજના વિચારી છે એમ હિંદુઓએ પણ 'પ્રજાકીય સૈનિક દળ'ના નામે એવો તકતો ગોઠવ્યો છે કે જે પંજાબમાં મુસલમાનોની સદ્ધર અને અનુકૂળ સ્થિતિ પર ઘા સમાન થઈ પડશે.'[1]

---

૧. આ ઉપરાંત 'Asia'ના મે મહિનાના અંકમાં પંડિત જવાહરલાલનો 'આતુર હિંદ'; 'Asiatic Review'ના એપ્રીલના અંકમાં મીસીસ માર્ગરેટ મીલવર્ડનો 'નેપાળ-સ્વર્ગસીડી', અને લેફ. કર્નલ એ. જી. મુરહેડનો 'હિંદ ને બ્રહ્મદેશની તાજેતરની મુસાફરી'; 'Twentieth Century'ના મે ના અંકમાં આર. એન. નાગરનો 'મરાઠી સત્તાનો વિકાસ' અને જુનના અંકમાં 'હિંદુ-મુસ્લીમ સ્થાપત્ય'; 'Nineteenth Century and After'ના એપ્રીલ-મેના અંકમાં, પ્રો. એલ. એફ. રસબ્રુક વિલિયમ્સનો 'હિંદના બંધારણીય પ્રશ્નો'; 'Science and Culture'ના જુનના અંકમાં 'હિંદની પ્રાથમિક પ્રજાઓ'; 'Research and Progress'ના મે-જુનના અંકમાં, 'હિંદની સલામતી'; 'Current thoughts'ના

નવા ફેડરલ બંધારણ પ્રમાણે હિંદની વડી ધારાસભામાં ૩૭૫ બેઠકો રાખવામાં આવી છે. તેમાંથી ૧૨૫ દેશી રાજ્યો માટે; ૮૨ મુસ્લીમો માટે; ૬૩ શીખ, એંગ્લો ઇન્ડિયન્સ, ખ્રિસ્તીઓ, યુરોપિયન, સ્ત્રીઓ, મજુરો, જાગીરદારો, વેપાર, ઉદ્યોગ વગેરે માટે; ૧૯ પછાત વર્ગો માટે; અને ફક્ત ૮૬ બેઠકો ખુલ્લી ચૂંટણી માટે રાખવામાં આવી છે. એ ૮૬માંથી ચોવીસ કરોડ હિંદુઓ જે કંઈ મેળવી શકે એ એમને! અને કાઉન્સિલ ઓફ સ્ટેટ્સમાં ૨૬૦ બેઠકોમાંથી ૧૦૪ દેશી રાજ્યો માટે, ૪૯ મુસ્લીમો માટે, ૩૨ ઉપર જણાવેલ ખાસ વર્ગો માટે અને ૭૫ ખુલ્લી ચૂંટણી માટે. એ ૭૫માંથી હિંદુઓને ફાળે જે કંઈ આવે તે!

કોચીન અને ત્રાવણકોર બંને હિંદુ રાજ્યો છતાં તેમની વસ્તીનો અનુક્રમે ૨૮ અને ૩૨ ટકા ભાગ ખ્રિસ્તી બની ગયો છે.

* * *

૧૯૨૧માં હિંદમાં હિંદુ વિધવાઓ હજારે ૧૯૫ હતી, ૧૯૩૧માં તે હજારે ૧૬૯ બની અને ૧૯૩૮માં આશરે ૧૫૦ થઇ છે. અને જૈન વિધવાઓ ૧૯૨૧માં હજારે ૨૫૩ હતી, ૧૯૩૧માં ૨૨૧ બની અને ૧૯૩૮માં આશરે ૨૦૦એ પહોંચી છે. આ ઘટાડો પુનર્લગ્નને આભારી ગણાવવામાં આવે છે!

| | ૧૯૦૧ | ૧૯૩૮ |
|---|---|---|
| હિંદમાં—ગાંડાંઓની સંખ્યા— | ૬૬૨૦૫ | ૧૨૦૩૦૪ |
| મૂંગાં—બહેરાં — | ૧૫૩૧૬૮ | ૨૩૦૮૯૫ |
| આંધળાં — | ૩૫૪૧૦૪ | ૬૦૧૩૭૦ |
| લંગડાં — | ૯૭૩૪૦ | ૧૪૭૯૧૧ |

આભાર!

× × ×

હિંદમાં બોલાતી ભાષાઓનું પ્રમાણ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિંદી | ૭૨૫૦૦૦૦૦ | માણસ | રાજસ્થાની | ૧૪૦૦૦૦૦૦ | માણસ |
| બંગાળી | ૫૨૫૦૦૦૦૦ | ,, | કાનેરીઝ | ૧૧૦૦૦૦૦૦ | ,, |
| તેલુગુ | ૨૬૫૦૦૦૦૦ | ,, | ઑરિયા | ૧૧૦૦૦૦૦૦ | ,, |
| મરાઠી | ૨૧૦૦૦૦૦૦ | ,, | ગુજરાતી | ૧૦૮૦૦૦૦૦ | ,, |
| તામીલ | ૨૦૫૦૦૦૦૦ | ,, | મલાયલમ | ૯૦૦૦૦૦૦ | ,, |
| પંજાબી | ૧૬૦૦૦૦૦૦ | ,, | પશ્ચિમ પંજાબી | ૭૫૦૦૦૦૦ | ,, |

જુનના અંકમાં 'બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓ'; 'New Indian Antiquory'ના એપ્રીલના અંકમાં ડી. બી. દીસલકરનો 'કાઠિયાવાડના શિલાલેખો'; 'Indian Review'ના જુનના અંકમાં, શ્રીનિવાસ-રાવનો 'આપણા દરિયાકાંઠાનાં જીવન'; 'Indian Review'ના જુનના અંકમાં, સી. એફ. એન્ડ્રુઝનો 'દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ,' અને સૂર્યનારાયણ શાસ્ત્રીનો 'પશ્ચિમમાં હિંદુ સંસ્કાર'; 'Scientific America'ના મેના અંકમાં, થોમસ ઓસગુડનો 'પ્રવાહી હેલિયમ'; 'Modern Review'ના મેના અંકમાં, 'યહુદીઓના હિંદનિવાસ સામે લાલબત્તી' અને कल्याणના જુનના અંકમાં શચીન્દ્રનાથ સાન્યાલનો 'આધુનિક વિજ્ઞાન ઓર હિંદુ ધર્મ' અને ચારચંદ્ર મિત્રનો 'નારી'—(જેમાં સ્ત્રીત્વનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરી અભિનવ સ્ત્રી-સ્વાતંત્ર્યવાદના પ્રશ્નને ચર્ચવામાં આવ્યો છે) વગેરે લેખો તે તે વિષયના અભ્યાસીઓએ અવશ્ય જોઇ જવા જેવા છે.

અમેરિકાના પાટનગર વૉશિંગ્ટનની લાયબ્રેરીમાં ૯૮૪૧૫૦૦, બ્રિટિશ મ્યુઝિયમમ ૪૪૫૦૦૦૦ અને પૅરિસ લાયબ્રેરીમાં ૪૫૦૦૦૦૦ પુસ્તકો છે. હિંદની મોટી ગણાતી લાયબ્રેરીઓમાંથી કલકત્તામાં ૨૦૪૫૦૦ અને વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીમાં ૧૦૧૭૮૧૯ પુસ્તકો છે.

× × ×

'London Mercury' અને 'Bookman' ને જેની સાથે જોડી દેવામાં આવ્યાં છે તે 'Life and Letters To-day'ના છેલ્લા અંકમાં તેના તંત્રીએ, ઈંગ્લાંડનાં એ બંને પ્રતિષ્ઠિત પત્રોની આર્થિક સ્થિતિ અને વાંચકવર્ગના વલણ વિષે લખેલ નિવેદનમાંથી ગુજરાતી પ્રજા અને પત્રકારોને ઘણું જાણવાનું મળે એમ છે.

'Life and Letters to-day'ના એ નવા અંકમાં ૩૨ પાનાં કેવળ રંગભૂમિ અને શીનેમા વિષેના લેખ-સમાચારમાં રોકવામાં આવ્યાં છે.

*

લોર્ડ ન્યુફીલ્ડે પોતાના જીવનકાળમાં લાખો પાઉંડનું દાન આપ્યું છે. હમણાં થોડા સમય અગાઉજ તેમણે સૈન્યને માટે વિનોદ-વિહાર અંગે પાઉંડ પંદર લાખનું દાન કરેલું. થેટીસ સબમરીન-હોનારત અંગેના ફંડમાં તેમણે પાંચ હજાર પાઉંડ ભર્યા છે. થોડાક મહિના પહેલાં ઑક્સફર્ડ યુનીવર્સીટીને તેમણે અમુક સંશોધનો ને સ્કોલરશીપો માટે લાખો પાઉંડ ભેટ આપેલા. હવે તેઓ સામ્રાજ્યનાં પાંચ હજાર લગભગ દવાખાનાંઓને લોખંડી ફેફસાંની ભેટ કરવાના છે જેની સહાયથી, પક્ષાઘાત કે એવાં બીજાં દર્દોમાં શ્વાસ અટકી જતાં, દર્દીઓને બનાવટી શ્વાસ આપી બચાવી લઈ શકાશે.

જાપાનનાં મહારાણીએ ત્યાંના ક્ષયનિવારણ ફંડમાં પોતાની ખાનગી આવકમાંથી પાંચ લાખ યેન ભર્યા છે.

કવિ શ્રી ખબરદારને ભાવનગર રાજ્યે છસો રૂપિયાનું વર્ષાસન બાંધી આપ્યું છે.

સર રાધાકૃષ્ણ ગાંધીજીને તેમની સિત્તેરમી વર્ષગાંઠે ભેટ આપવાને, તેમની મહત્તા પર, એક ગ્રન્થ તૈયાર કરી રહ્યા છે. તે ગ્રન્થમાં પ્રે. રૂઝવેલ્ટ, મુસોલિની, રોમાં રોલાં વગેરે પણ પોતાનો ફાળો આપશે.

*

અમેરિકાના અભિનવ વિશ્વમેળામાં અનેક અવનવી વસ્તુઓ રજુ કરવામાં આવી છે. તેમાં બનાવટી માણસ, યુગેયુગની પરિસ્થિતિનું દર્શન કરાવતું ઘડિયાળ અને ટાઈપરાઈટરમાં ચાવીઓ દબાય ને અક્ષરો છપાય છે એ રીતે ચાવીઓ દબાય અને શબ્દો બોલાતા જાય એવું ધ્વનિયન્ત્ર વગેરે મુખ્ય છે.

ઝુરીચના જગવિખ્યાત માનસશાસ્ત્રી ડૉ૦ ઝુરીચના મતે જગતમાં હિંદી સ્ત્રીઓનો પોષાકજ સર્વોત્તમ છે.

બસ્તર (મધ્યપ્રાંતો)માં ખોદકામને અંગે નળવંશી રાજાઓના જુના સિક્કાઓ મળી આવ્યા છે. ને બહેરોજન્જેલોમ પાસે હાલના શિલ્પશાસ્ત્રીઓને પણ અચંબો પમાડે એવા ૨૦૦૦ વર્ષ જુના શહેરના અવશેષો મળી આવ્યા છે.

અમેરિકામાં ૧૯૩૦ માં વાર્ષિક અઢીલાખ ઉપરાંતની આવકવાળાં ૧૫૦૦૦ માણસો હતાં. ૧૯૩૮ એવાં ૫૦૦૦ જ રહ્યાં છે.

રશિયામાં ૧૦૦ વર્ષ ઉપરાંતની ઉમ્મરનાં ૨૯૦૦૦ માણસો છે.

*

જાણો છો? —

નેપોલિયન બોનાપાર્ટ એ એક સાધારણ વકીલનો છોકરો નહિ પણ ફ્રાન્સની રાજ-ગાદીનો સાચો વારસ હતો.

લોખંડી બુરખાધારીના નામે વિખ્યાત બનેલ નરવીર ફ્રાન્સના શહેનશાહ લુઇ ચૌદમાનો સગો ભાઈ થતો. એ ભાઈ બોનપાર્ટ નામે પોતાના યજમાનની સ્વરૂપવતી પુત્રી સાથે પ્રેમમાં પડ્યો. તેની સાથે તેણે લગ્ન કર્યાં. એ લગ્નથી જે સંતતિ થઈ તે બોનાપાર્ટના નામે ઓળખાઈ. ફ્રાન્સમાં અગવડતા પડતાં તે કુટુંબ કોર્સિકા રહેવા ગયું. ત્યાં તે કુટુંબમાં જ નેપોલિયનનો જન્મ થયો. અને છેલ્લા લુઈના વધ અને તેના સંતાનના અવસાન પછી ફ્રાન્સની રાજગાદીનો ખરો હક્કદાર એ જ હતો.

ઈંગ્લાંડના વડાપ્રધાન ડીઝરાયલીએ પોતાની પાંત્રીશ વર્ષની વયે ૫૦ વર્ષની ઉમ્મરનાં વિધવા લેડી વીડહામ વેરે લગ્ન કર્યાં હતાં. અને તે પણ કેવળ પૈસાને ખાતર.

હીટલર કે મુસોલિની દારૂ-માંસ વાપરતા નથી. મુસોલિનીને તો ચાર્-કૉફી કે તંબાકુ પણ પસંદ નથી. પીણા તરીકે તે તુળસીનો ઉકાળો કે નારંગીનો રસ લ્યે છે.

હીટલરના મતે ખ્રિસ્તિ ધર્મ એ યહુદિઓનો અને ગુલામોનો ધર્મ છે.

કુચબિહારના રાજાએ એક હોટેલમાં પોતાની નજરને પસંદ ન પડતા ચ્હાને પડાવી નાંખવાને લંડનમાં એક હજાર પાઉંડની હોળી કરી હતી.

'ગુડબુક્સ'ના કહેવા પ્રમાણે ગાંધીજીનું અંગ્રેજી અબ્રાહમ લીંકનના અંગ્રેજી જેવું શુદ્ધ છે.

પંજાબમાં લશ્કરી ખર્ચ અને પેન્શનો પાછળ વાર્ષિક રૂ. ૧૦ કરોડ ખર્ચાય છે.

ઈંગ્લાંડના એક મહાન રાજદ્વારીએ પૂછેલું: 'હિંદુઓ એ મુસલમાનોની કઈ જાતિ છે?'

ઈંગ્લાંડનું પ્રથમ પંક્તિનું 'ટાઇમ્સ' પત્ર સર તેજ બહાદુર સપ્રુને મહાસભાના સભ્ય અને વાઈસરોયની કાઉન્સીલના મેમ્બર તરીકે ઓળખાવે છે.

ઈંગ્લાંડમાં નોકરીના બહાને દરવર્ષે ૪૦૦૦૦ કન્યાઓને ફસાવાય છે.

વિયેનાની એક યુવતિએ પોતાના પ્રિયતમને ૩૦૦૦ પાનાનો પ્રેમપત્ર લખેલો.

ફ્રાન્સમાં સ્ત્રીઓની સંખ્યા એટલી બધી વધી ગઈ છે કે યોગ્ય પુરુષોને પતિ તરીકે મેળવવા સ્ત્રીઓ લાખો પાઉંડ ખર્ચી નાંખે છે એટલું જ નહિ–તેઓ માંહોમાંહે દ્વંદ્વયુદ્ધ પણ કરે છે.

ઉત્તરકોચીનના એન્ધીકાડ ગામમાં એક બાળિકાને પુનર્જન્મનું તાદશ જ્ઞાન થયું છે. હવે તે પોતાનાં નવાં માબાપને છોડી પૂર્વભવનાં માબાપની સાથે રહે છે.

જૂની-પુરાણી ટીકીટોના હજારો પાઉંડ તો ઉપજે છે. પણ હવે હસ્તાક્ષરોની કિંમત પણ એ હદે પહોંચી છે. બટન ગ્વીનેટના હસ્તાક્ષરની કિંમત ૧૦૦૦૦ પાઉંડ ઉપજેલી. ડીકન્સના હસ્તાક્ષરના ૨૦૦ અને ડીઝરાયલીના ૫૦૦ પાઉંડ ઉપજે છે.

# ચર્ચા પત્ર

## ૧ ભાવ બૃહસ્પતિને વ્યભિચારી કોણે કહ્યો છે?

શ્રીમાન્ તંત્રી મહાશય,

**મા.** મુનશીએ, પાટણમાં, તા. ૭ મી એપ્રીલની રાત્રે, અમદાવાદી સાહિત્યકારોના ઉતારે, શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય ગ્રન્થમાળા વિષે વાતચીત કરતાં કહેલું કે, "ગ્રન્થમાળા માટે જૈનો પાસેથી આપણે પૈસા ઉઘરાવીએ. પણ એમને ગ્રન્થો અમુકજ રીતે સંપાદિત કરવાનું વચન ન આપી શકીએ. અસત્યો પર પણ આપણે પ્રકાશ પાડવો જોઈ એ. દા. ત. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો સમોવડિયો ભાવ બૃહસ્પતિઃ મહાન લેખાતા જૈન ગ્રન્થકારોએ એના પર વ્યભિચારનો આરોપ મૂકયો છે."

કોઈ પણ જૈન ગ્રન્થકારે ભાવ બૃહસ્પતિ પર વ્યભિચારનો આરોપ મૂકયાનું સ્મરણમાં નહોતું. છતાં 'દ્વયાશ્રય મહાકાવ્ય' 'પ્રબંધ ચિન્તામણિ' વગેરે ગ્રન્થો ફરી તપાસી લીધા. પણ ક્યાંય વ્યભિચારનો આરોપ ન જણાયો. પણ મૂળ સંસ્કૃત લખાણનો ખોટો અર્થ કરીને કેટલાક વર્તમાન બ્રાહ્મણ ઇતિહાસકારોએ ભાવ બૃહસ્પતિ પર પોતાની મેળેજ વ્યભિચારનો આરોપ ઓઢાડી દીધેલો જોયો.

'પ્રબંધ ચિન્તામણી'માં ભાવ બૃહસ્પતિ વિષે લખતાં કહેવાયું છેઃ

'बृहस्पति नामा गण्ड: कामप्यरतिं कुर्वाणः।'

'બૃહસ્પતિ નામે ગણ્ડ ( काम् अपि अरतिं कुर्वाणः ) કંઇક દ્વેષ ( જૈનો પ્રત્યે ) કરતો હતો.' रति એટલે પ્રેમ, अरति એટલે દ્વેષ. रति એ સ્ત્રીલિંગનો શબ્દ હોઈ એના વિશેષણ कम्ને સ્ત્રીલિંગનો પ્રત્યય લાગી काम् રૂપ બન્યું છે.

પણ ગુજરાતના ખૂબ ગવાયલા ઇતિહાસકારે અને 'ફાર્બસ ત્રૈમાસિક' ના ઉત્સવ અંકમાં, 'પરમ માહેશ્વર રાજા કુમારપાળ' નામના લેખમાં, કુમારપાળને સદૈવ અજૈન પુરવાર કરવાનો મિથ્યા પ્રયાસ કરનાર હરિશંકર શાસ્ત્રીએ આ શબ્દોનો અર્થ-'બૃહસ્પતિ ગણ્ડ કોઈક સ્ત્રીની સાથે રતિ ( વ્યભિચાર ) કરતો હતો'—એ પ્રમાણે કર્યો છે.

આ અર્થ કયા વ્યાકરણથી સિદ્ધ થાય છે તે તો તે કરનારાઓ સમજાવે ત્યારે. પણ શ્રી મુનશી જેવી જવાબદાર વ્યક્તિ આવા અશુદ્ધ અર્થો પરથી જૈન ગ્રન્થકારો પર અયોગ્ય આક્ષેપો ઓઢાડી દે એ તેમને માટે નિષ્પક્ષપાત દૃષ્ટિના અભાવનું સૂચક બની જવા સંભવ છે.

ચ.-શા.

## ચર્ચાપત્ર—

### ઐતિહાસિક જુઠાણાં

માન્યવર તંત્રી શ્રી—

**ઈતિહાસની** એ એક કરુણ દશા નથી લાગતી કે એમાં કેટલાક નવલકથાકારો તો કોઈક રસિકતાપ્રેમીઓ, કેટલાક રાજદ્વારીઓ તો કોઇક ઉપદેશકો પોતપોતાની ઈચ્છા પ્રમાણે પ્રસંગોની વધઘટ કરી નાંખે છે, અથવા કેટલાક સંશોધકો પૂરતાં પ્રમાણો વિના જ અમુક માન્યતાઓને ઈતિહાસ તરીકે સ્વીકારી લે છે? જગતના દરેક દેશના ઇતિહાસમાં ઓછેવધતે અંશે વિકૃતિ પ્રવેશી જ ચૂકી છે અને એના મૂળ તરીકે મને તો ઉપરનાં જ કારણો જણાય છે.—કેમકે વધઘટ કરનાર કે માન્યતાઓ સ્વીકારનારે ગમે તે ઉદ્દેશથી એમ કર્યું હોય પણ સમય જતાં એવી વધઘટ કે એ માન્યતાઓ શુદ્ધ ઇતિહાસને ડોળી નાંખે છે અથવા એના સંશોધનમાં આડખીલીરૂપે ઊભી થાય છે.

ભૂતકાળના પૌર્વાત્ય કે પાશ્ચાત્ય લેખકો પ્રજામાં નીતિ, સંસ્કાર કે શક્તિ ખીલવવાને ઇતિહાસનો આશ્રય લેતા. વર્તમાન લેખકો ઇતિહાસને એ રીતે વિકૃત કરવા માટે તેમના પર જો કે દોષ તો ઢોળે છે પણ દિલગીરીની વાત એ છે કે તેઓ પોતે જ પ્રજાની અમુક પ્રકારની રસવૃત્તિઓ સંતોષવાને ઇતિહાસને એમના પૂરોગામીઓ કરતાં પણ વિશેષ પ્રમાણમાં ચૂંથી નાખે છે; ને ભૂલી જાય છે કે ભવિષ્યના ઇતિહાસકારોના માર્ગમાં તેઓ એ રીતે કંટક વેરી રહ્યા છે.

આજે આપણે જાણીએ છીએ કે વર્તમાન ગુજરાતી સાહિત્યની કેટલીક ઐતિહાસિક નવલકથાઓને વાસ્તવિક ઇતિહાસ સાથે કશો જ સંબંધ નથી, તે પ્રજાની વિવિધ પ્રકારની રસવૃત્તિઓ સંતોષવાને જ લખવામાં આવી છે. છતાં ભવિષ્યના ઇતિહાસકારો એમાં પણ ઇતિહાસ શોધવાનો પ્રયાસ નહિ કરે એની કંઇ ખાત્રી? પુરાણો, પ્રબંધો કે 'પૃથ્વીરાજ રાસો' જેવાં પુસ્તકો રચાયાં હોય તે સમયની પ્રજા કે લેખકો જાણતાં જ હોય કે આ રચનાનો આશય કેવળ ઇતિહાસ નથી છતાં આજે આપણે એમાંથી જ ઇતિહાસ ખોળીએ છીએ ને? આ સ્થિતિમાં ઇતિહાસને ચૂંથતા કોઈ પણ લેખકને અટકાવવો એ શું પ્રજાનો ધર્મ નથી?

ઐતિહાસિક વ્યક્તિને વાસ્તવિક કરતાં વિશેષ ઊંચે ચડાવવા કે વધુ નીચે પટકવા માગતા લેખકો એમ કરવું એને કલાકારની સ્વતંત્રતા માને છે. પણ ભૂલી જાય છે કે એમ કરીને તેઓ દેશના શુદ્ધ દર્શનને ચૂંથી નાખે છે અને ભવિષ્યના સંશોધકોને મુશ્કેલીમાં ઉતારે છે. કેવળ હિંદના જ નહિ પણ જગતના દરેક દેશના ઇતિહાસમાં આ કે એવાં બીજાં કારણોએ ઓછેવધતે અંશે ગોટાળા વળી જ ગયા છે.

ઈજીપ્ત ને યુરોપના લેખકોએ કલીયોપેટ્રાની રસિકતાને વધારે દિવ્ય દેખાડવાને લખ્યું કે તે દારૂને અમૂલ્ય બનાવવાને તેની સાથે મોતી મેળવીને પીતી. પણ રાસાયણિક ક્રિયાઓથી સિદ્ધ થયું છે કે કોઈ પણ પ્રકારના દારૂમાં કોઈ પણ પ્રકારનાં મોતી ગળી

શકતાં જ નથી. ગ્રીક, રોમન, અને તેમના અનુગામી ઇતિહાસકારોએ નીરોને વધારે દુષ્ટ ચીતરવા લખ્યું કે, 'તેણે પોતાની માનું ખૂન કરાવ્યું હતું; અને રોમ સળગી ઊઠયું તે વખતે તે વાંસળી વગાડતાં વગાડતાં 'ટ્રોયનું દહન' નામનું ગીત ગાતો હતો.' પણ એ એવો દુષ્ટ હતો જ નહિ. તેની માતાનું ખૂન તો કોઈ બીજી વ્યક્તિએ અકસ્માતમાં જ કરી નાંખેલું; રોમમાં વાંસળીનો પ્રવેશ તો નીરોના મૃત્યુ પછી સો કરતાં પણ વધારે વર્ષ વીતી ગયા કેડે થયેલો; ને 'ટ્રોયનું દહન'–એ ગીત તેને આવડતું જ નહોતું. ટ્રોયનો ઘેરો એ એક દંતકથા જ છે કેમકે પેરિસ હેલનના પ્રેમમાં પડે છે તે વખતે હોમરના જ કથન પ્રમાણે હેલનની ઉંમર ૬૦ કરતાં પણ કંઈક વિશેષ વર્ષની હોય છે. થર્મોપલી ૩૦૦ માણસોથી નહિ પણ ઓછામાં ઓછા સાત હજાર ને વધુમાં વધુ બાર હજાર માણસોથી રક્ષાયું હતું. બેબિલોનનં સંબંધમાં 'ઝૂલતા બગીચા ( Hanging gardens )' શબ્દપ્રયોગ વાંચી ઇતિહાસકારોએ ઠેરવ્યું છે કે બેબિલોનમાં જગતના અભૂતપૂર્વ બગીચાઓ આવેલા હતા. પણ સમકાલીન લેખકોના ઉલ્લેખો ને અન્ય સંશોધનોથી જણાય છે કે ત્યાં બગીચાઓ નહોતા પણ હિંદી સ્થાપત્યનું અનુકરણ કરી બેબિલોનના સ્થપતિઓએ ત્યાંના મહાલયોમાં ફુવારા અને ફૂલકુંડાંઓ ગોઠવી શકાય એવા અપૂર્વ ઝરૂખાઓ રચેલા ને તેને 'ઝૂલતા બાગો'ની ઉપમા અપાયેલી. અલેકઝાંડરે જગત જીતી સ્વર્ગ જીતવાની મહત્ત્વાકાંક્ષા સેવી હતી એ વાત ગલત છે કેમકે તેણે જગત જીત્યું જ નહોતું.–હિંદમાં તેણે સજ્જડ હાર ખાધી હતી. કોલંબસ વિશે કહેવાય છે કે તેણે થોડા વખત પછી થનાર ગ્રહણની ગણતરી પરથી અમેરિકાની અજ્ઞાન પ્રજાને તેમના પર પ્રભુનો કોપ ઉતરવાનો છે અને એની સાબિતીમાં ચન્દ્ર ઢીસાઈ જવાનો છે એ દર્શાવી વશ કરેલી. પણ આ પ્રસંગ જે વખતે ગણાયો છે એ ૧૫૦૪ની સાલમાં જગતમાં કે અમેરિકામાં એકે ગ્રહણ હતું જ નહિ; અને અમેરિકાની મૂળ પ્રજા એ પહેલાં પણ ગ્રહણ વિષેની માહિતી ધરાવતી જ હતી. વિલિયમ ટેલ વિષે કહેવાય છે કે તેણે પુત્રના માથા પર રહેલા લીંબુને તીરથી વીંધી નાખ્યું હતું, પણ સ્વીસ ઇતિહાસ-દફ્તર તપાસતાં જણાય છે કે ત્યાં વિલિયમ ટેલ નામની કોઈ વ્યક્તિ જ થઈ નથી. કોન્સ્ટેન્ટાઈન મહાન સંત હતો એ વાત ખોટી છે કેમકે તેણે પોતાની સ્ત્રીનું અને બે છોકરાંનું ખૂન કર્યું હતું. મહાન આલ્ફ્રેડે છૂપાવેશે ડેનીશકેમ્પની મુલાકાત લીધી હતી એ વાત પણ એટલી જ ગલત છે, કેમકે આલ્ફ્રેડને ડેનીશ ભાષા આવડતી જ નહોતી. રાણી એલીઝાબેથ શાંત કે મધુર સ્વભાવની નહિ ઉલટી ક્રોધી અને ક્રૂર હતી. જ્યોર્જ વોશિંગ્ટનનો તેના બાપ સાથેનો સત્યની કુહાડીવાળો જગવિખ્યાત પ્રસંગ બનેલો જ નથી. એના ચરિત્રકાર મેસન વીમ્સે તે અમેરિકન પ્રજાની નીતિ કેળવવાને જ ઉમેરેલો છે. આવાં આવાં તો યુરોપ–અમેરિકા કે ઇંગ્લાંડના ઇતિહાસમાં અનેક જુઠાણાં પ્રવેશી ગયાં છે અને તે જેને લેખકોની સ્વતંત્રતા ગણવામાં આવે છે એ મનસ્વી સ્વચ્છંદતાના પરિણામે જ.

હિંદના ઇતિહાસની પણ કંઈક એવીજ સ્થિતિ છે.

સેનાપતિ અલેકઝાંડર પંજાબમાં સેન્ડ્રેકાટસ નામના જે મગધપતિને મળ્યો તે ચન્દ્રગુપ્ત ગણાય છે. પણ ખરી રીતે તે અશોક હતો. કેમકે ચન્દ્રગુપ્ત પંજાબમાં ગયેલો જ નથી. અલેકઝાંડરનો સુબો સેલ્યુકસ પોતાની કુંવરી સેન્ડ્રેકાટસને આપે છે પણ ચન્દ્રગુપ્ત યવનકન્યા પરણ્યો જ નહોતો જ્યારે અશોકે યવનકન્યા સાથે લગ્ન કર્યાનાં પૂરતાં પ્રમાણ છે. અલેકઝાંડર

ચન્દ્રગુપ્તના શાસનના પૂર્વભાગમાં હિન્દમાં આવ્યો હોય તો તે વખતે સિંધમાં સિંધુષેણ, કાશ્મીરમાં પુષ્કરાક્ષ ને પ્રાસીકોના રાજા તરીકે મેઘાક્ષ હતો;–જ્યારે અલેકઝાંડરના સમયમાં સિંધ અને પશ્ચિમ-ઉત્તરહિંદમાં પોરસ ને પ્રાસીકોના રાજા તરીકે ઝેન્ડ્રાસ હોવાનું જણાવાય છે. ને જો અલેકઝાંડર ચન્દ્રગુપ્તના પાછલા શાસનકાળમાં આવ્યો હોય તો તે વખતે ઉત્તર-હિંદમાં બાર વર્ષનો સખત દુષ્કાળ હતો જ્યારે અલેકઝાંડરની સવારી પ્રસંગે તો નદીનાળાં ભરપૂર હતાં. અલેકઝાંડરનો સમકાલીન એલચી મેગેસ્થીનીસ હિંદનું જે વર્ણન કરે છે તે ચન્દ્રગુપ્ત કરતાં અશોકના સમય સાથે વિશેષ મળતું આવે છે.

પૃથ્વીરાજ વિષે કહેવાય છે કે તે ગુજરાતના રાજા બીજા ભીમદેવ સાથે અથડામણમાં આવ્યો હતો, તેણે સંયુક્તાનું હરણ કર્યું હતું, શાહબુદ્દીન ઘોરીને તેણે સાતવાર હરાવ્યો હતો, સંયુકતાના મોહપાશમાં લપટાઇ તે છેલ્લા યુદ્ધમાં રણભૂમિ પર ન જઇ શક્યો, તેણે એકજ બાણથી સાત તાવડા વીંધી તેની ઉપરના ઝરૂખામાં બેઠેલા શાહબુદ્દીન ઘોરીને વીંધી નાંખ્યો હતો. પણ આમાં શાહબુદ્દીન ઘોરીને તેણે સાતવાર હરાવ્યો હતો તે સિવાયની એક પણ બાબત સાચી લાગતી નથી.

૧૨૩૩ માં ગાદીએ બેસી ૧૨૩૫ માં ગુર્જરપતિ બાળ મૂળરાજ મૃત્યુ પામ્યો. ને તેનો નાનો ભાઇ ભીમદેવ બીજો ૧૨૩૫ માં ગુજરાતની ગાદીએ બેઠો. મૂળરાજ જ્યારે બાળક હતો ત્યારે ભીમદેવ તો કેટલો નાનો બાળક હશે એ સહેજે સમજાય. ને પૃથ્વીરાજનો ૧૨૪૮ માં તો વધ થાય છે ને ૧૨૪૦ માં તે દિલ્હીનો સમ્રાટ હોય છે જ્યારે હિંદી રાજાઓને રંજાડતા શાહબુદ્દીન સામે પગલાં લેવાની તેને વિનંતિ કરવા પૂર્વ અને ઉત્તરહિંદના રાજાઓનું પ્રતિનિધિમંડળ મહારાજા ચન્દ્રરાજની સરદારી નીચે તેને મળવા આવે છે. નાના બાળકને સમ્રાટ પૃથ્વીરાજ સાથે, અને તે પણ એક કન્યા સંબંધમાં, અથડામણ શી રીતે સંભવી શકે ? પૂરાવો જોઇએ તો પૌરાણિક પદ્ધતિએ લખાયલ એક 'પૃથ્વીરાજ રાસો.'

પૃથ્વીરાજને સંયુકતાનું હરણ કરવું પડે એ સ્થિતિમાં જયચંદ્ર હતોજ નહિ. ને સંયુકતાને પરણવાની પૃથ્વીરાજની ઇચ્છા પછી આખા હિંદમાં એક પણ એવો રાજા નહોતો કે જે તેની પ્રિયતમાના સ્વયંવરમાં ભાગ લઇ શકે. 'મહાભારત'ની સ્વયંવર કલ્પના ઉપરથી ચંદ બરદાઈ એ જોડી કાઢેલા રસિક પ્રસંગ સિવાય એની બહુ કિંમત નથી.

જયચંદ્રના દેશદ્રોહની વાત પણ એટલી જ ગલત છે. કેમકે શાહબુદ્દીન જ્યારે છેલ્લી વખતે પૃથ્વીરાજની સામે આવે છે ત્યારે તે હિંદ બહારના મુસલીમ શહેનશાહોનાં સૈન્યોને પણ સાથે લેતો આવ્યો હોય છે છતાં પૃથ્વીરાજ સામે ખુલ્લા યુદ્ધમાં ઊભા રહેવાની તેની હિંમત ચાલતી નથી. જો એક હિંદુ રાજાની તેને મદદ હોત તો એમ ન બનત. ને જો જયચંદ્ર દેશદ્રોહી બન્યો હોત તો પૃથ્વીરાજની પાછળ હોમાનારા માલવપતિ ઉદયરાજ વગેરે અનેક રાજાઓ તેનું વેર લીધા વિના ન રહેત.

પૃથ્વીરાજ સંયુકતાના પ્રેમમાં યુદ્ધ વીસરે છે એમાં પણ કંઇ વજુદ નથી. મુસલમાન ઇતિહાસકારોએ એક હિંદુ સમ્રાટને બદનામ કરવા ગોઠવેલા તૂત સિવાય એની કશી કિંમત નથી. સાતસાત વખત હાર્યા પછી છેલ્લી વખતે શાહબુદ્દીન જ્યારે બિનહિંદી મુસલમાન સમ્રાટોની મદદ સાથે પૃથ્વીરાજ સામે આવી પહોંચે છે ત્યારે પણ વિજય વિષે શંકા જણાતાં તેણે યુદ્ધના નિયમોનો ભંગ કરી, રાત્રિને વખતે સૂતેલા હિંદુ સૈન્યમાં ને પૃથ્વીરાજના

તંબુમાં નીચ યુક્તિઓ ગોઠવી, યુદ્ધની શરૂઆત પણ થઈ શકે તે પહેલાંજ પૃથ્વીરાજને કપટથી પકડી તેને તેજ વખતે દિલ્હીમાં જીવતો ને જીવતો કિલ્લામાં ચણી લીધાની ( दुर्गान्तरे ऽ चे चितन् ) બાબતનું 'હમ્મીર મહાકાવ્ય'ના કર્તા જે તટસ્થ વર્ણન કરે છે તેને બાજુએ રાખી ચંદની હકીકત ફક્ત તે રસિક હોવાના કારણે જ સ્વીકારી લેવી ?

ચંદ જણાવે છે કે સાત તાવડા વીંધીને અંધ પૃથ્વીરાજે શાહબુદ્દીનને માર્યો. શું એક હિંદુ સમ્રાટ પોતાની શક્તિનું દુશ્મન સામે એવું પ્રદર્શન કરવાને તૈયાર થાય ? અને થાય તોપણ જે દુશ્મનને એની નાલાયકી જાણવા છતાં સાતસાત વાર હરાવીને એણે છોડી દીધો એને જ તે એવી રીતે મારે ? જો પૃથ્વીરાજને શાહબુદ્દીને મારી નાંખ્યો હોય તો પૃથ્વીરાજના વધ પછી માલવપતિ વગેરે શાહબુદ્દીનની સાથે યુદ્ધ કરે છે એ શાહબુદ્દીન આવ્યો ક્યાંથી ? '

સિદ્ધરાજ અને જસમા ઓડણનો પ્રસંગ પણ એટલોજ ગલત છે. કેમકે જે વખતે એ પ્રસંગ નોંધાયો છે એ વખતે સિદ્ધરાજ પાટણમાં જ નહોતો.

કરણ વાઘેલાની પત્ની કૌલાદેવી અને પુત્રી દેવળદેવી સંબંધમાં જોડાયલ વાતો પણ એટલી જ બેહૂદી છે, કેમકે કરણને કૌલાદેવી નામે પત્ની નહોતી અને પુત્રી તો સમૂળગી જ નહોતી.

આ રીતે આવાં કે કલકત્તાના કારાગૃહ જેવાં કેટલાંક જુઠાણાં *વિધર્મીઓએ જાણી* જોઈને ફેલાવેલાં હોય છે–જે અટકાવવાં ખૂબ મુશ્કેલ બને છે. પણ આપણા જ લેખકો એ પરથી તારવીને કંઈક લખવા બેસે, કે કલાકારની છૂટના બહાને ગમેતેમ લખી નાંખે એ અસહ્ય છે. ' કરણઘેલો ' છે કેવળ નવલકથા; છતાં કરણ વાઘેલાના વૃત્તાંત સંબંધમાં એનાં પણ જેમ આજે પ્રમાણો અપાય છે, એમ આજની નવલકથાઓનાં જ્યારે પ્રમાણો અપાશે ત્યારે ઇતિહાસની શી દશા થશે ?

નરસિંહ

---

## સ્વીકાર

**ત્રૈમાસિકો :** માનસી; ફાર્બસ ત્રૈમાસિક; દેશીરાજ્ય; જૈન સિદ્ધાંત ભાસ્કર; કુસુમ; માધુરી.

**માસિકો :** શારદા; યુગક; પ્રસ્થાન; બાલમિત્ર; બાલજીવન; બાળક; સ્ત્રી–બોધ; કમર; નવરચના; દીપક; જૈન સત્ય પ્રકાશ; આત્માનંદ પ્રકાશ; ફોરમ; ગુજરાત શાળાપત્ર; વ્યાયામ; શિક્ષણ પત્રિકા; વૈદ્યકલ્પતરુ; ખેતીવાડી વિજ્ઞાન; કચ્છી દશા ઓસવાળ પ્રકાશ; બાલવાડી; ગીતા; પ્રગતિ; અનાવિલ જગત; ક્ષત્રિયમિત્ર; વિશ્વવિજ્ઞાન; ગ્રામ સહાય; ગાંડીવ; વેપાર ઉદ્યોગ; ઉનેવાળ બન્ધુ; શ્રીમાળી શુભેચ્છક; વિશ્વજ્યોતિ; ઉન્નતિ; किर्लोस्कर; कप्तान; कल्याण; अनेकान्त; New Book Digest; Indian Review.

**પાક્ષિકો :** ओसवाल; दुन्दुभि.

**અઠવાડિકો :** પ્રજાબન્ધુ; ગુજરાતી; ગુજરાતી પંચ; જય સૌરાષ્ટ્ર; નૌકા; જૈન; જૈન જ્યોતિ; સ્ત્રી શક્તિ; लोकसेवा; राजस्थान.



# નોંધ



હમણાં હમણાં મુસ્લીમ લીગના આગેવાનોએ હિન્દમાં જાણે મુસ્લીમ રાજ્ય સ્થાપવાનો જ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. તેઓ શુદ્ધ રાષ્ટ્રિય હીલચાલોમાં પણ સહકાર આપવાને બદલે એનો સામનો કરી બેસે છે; જુદે જુદે સ્થળે લશ્કરી બળ જમાવવાની તેઓ યોજનાઓ ઘડે છે, હિન્દની હિન્દુ પ્રજા પર આધિપત્ય મેળવવાને તેઓ બિનહિન્દી મુસ્લીમ પ્રજાઓ કે રાજ્યો સાથે પણ સહકાર સાધે છે; જુલ્મગાર રાજાઓ પણ જો મુસલમાન હોય તો તેઓ તેમને સાથ આપવા દોડે છે; ઉત્તર હિન્દને પાકીસ્તાન બનાવી પૂર્વ અને દક્ષિણમાં પણ પોતાનો પગ જમાવી રાખવાની તેઓ યુક્તિઓ વિચારે છે; તેમનાં વર્તમાનપત્રો જગતની પ્રાચીનમાં પ્રાચીન અને મહાન હિન્દુ પ્રજાને માટે 'ગેર કોમ' સિવાય બીજો શબ્દ નથી વાપરતાં; અને પંજાબના વડા પ્રધાન સર સિકંદર ને મુંબઇ ધારાસભાના વિરોધ પક્ષના નાયક સર દહેલવી જેવી જવાબદાર વ્યક્તિઓ જાહેરમાં બોલે છે: 'રાજ્ય કરવાને તો મુસલમાનો જ સર્જાયા છે. બનિયાઓનું એ કામ નથી. બસો–ત્રણસો મુસલમાનોએ હિન્દ જીતી લીધું હતું. ઊગતા મુસ્લીમ યુવાને સિંધ જીત્યું હતું; તો નવ કરોડ મુસલમાનો શું ન કરે?'—આવાં શાંતિઘાતક ભાષણો પરથી કાં તો એમ માનવું જોઇએ કે એ નાયકો ઈતિહાસ કે રાજકારણના મૂળાક્ષરો જાણતા જ નથી; અથવા તો પછી તેઓ જાણી જોઇને કોમી ઉશ્કેરણી ફેલાવી રહ્યા છે.

આખા જગતના ઈતિહાસકારોએ કબૂલેલું એ સત્ય છે કે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ઇ. સ. ૧૮૦૦ સુધી આખા જગતમાં વધારેમાં વધારે લશ્કરી બળ અને તેજસ્વિતા હિંદુ પ્રજાએજ દાખવ્યાં છે. જે સિકંદર સ્વર્ગ જીતવાના કોડ સેવતો હતો એ–જગતનો મહાનમાં મહાન બિનહિન્દુ સેનાપતિ પણ–હિંદમાં અણકલ્પી શીકસ્ત ખાઈ ને હતાશ બની ગયેલો. ગુર્જરપતિ ભીમદેવે અલ્પ સૈન્યની મદદથી સિંધના યવન સમ્રાટને તેના લશ્કર સાથે મહાસાગરમાં હડસેલી મૂક્યો હતો. મધ્ય અને પશ્ચિમ એશિયાની મદદ પર ઝઝૂમતા શાહબુદ્દીનને પૃથ્વીરાજે સાતસાત વાર નમાવ્યો હતો. બાળ બાદલે આખા મુસલમાન સૈન્યને તોબા પોકરાવેલી. વિક્રમનારાયણ કરતાં પાંચપાંચ ગણું સૈન્ય ધરાવવા છતાં જલાલુદ્દીન તેની સામે ઊભો ન રહી શકતો. મુસલમાનો હિન્દમાં વિજય વર્યા છે તે લશ્કરી બળથી નહિ પણ ધર્મયુદ્ધ ને શસ્ત્રમર્યાદાની નીતિ સાચવી રાખનાર હિન્દુ પ્રજા સાથે કપટ રમીને. ઉદાર હિન્દુ રાજવીઓને નીચતાપૂર્વક કિલ્લાઓમાં ચણી દેનાર, નાનકડાં બાળકોનાં લોહી વહાવનાર, સ્ત્રીઓના ગર્ભો ચીરાવનાર મુસલમાનોએ હિન્દમાં શુદ્ધ લશ્કરી વિજય નથી મેળવ્યો; સત્ય ઉપર અસત્યનો ક્ષણિક વિજય મેળવ્યો છે.

ને, વાણિયા–બ્રાહ્મણ રાજ્ય ન કરી શકે કહેનારે ચાણક્યથી માંડી ચાંપો, વિમળમંત્રી, શાન્તુ, ઉદયન, વસ્તુપાળ, તેજપાળ, હેમુ, ભામાશાહ, અમરજી, ઘેલાશા વગેરેની પરંપરાનો

# ગોચરી

'Inside Europe' ના જગવિખ્યાત લેખક જહોન ગન્થરે તાજેતરમાં 'Inside Asia' (એશિયાની ભીતરમાં) નામે એક પુસ્તક પ્રગટ કર્યું છે. તેમાં શ્રી મહાત્મા ગાંધીજીને બુદ્ધ પછીના હિન્દના મહાનમાં મહાન પુરુષ તરીકે ઓળખાવતાં તેમના વિષે તે લખે છે: 'ગાંધીજી કે જેઓ બ્રિટિશ સલ્તનત સામે શાંતિની લડત લડયા છે તેઓજ હિન્દમાં બ્રિટનના સૌથી મહાનમાં મહાન મિત્ર છે. હમણાં હમણાં પ્રજા એમ ધારી બેસે એમ છે કે તેઓ તેમનાં છેલ્લાં મહાન વીશ વર્ષોમાં બની ગયા છે; તેમની હિન્દમાં કશી ગણતરી નથી. પણ એના જેવું જુદાપણું બીજું એકે ન હોઈ શકે. તેઓ હજી પણ ઉપરાંત હિન્દીઓમાં અદ્વિતીયપણે વધુમાં વધુ મહત્વની વ્યક્તિ છે......તેઓ માનવોને ને પ્રજાઓને વશ કરી શકે છે. તેઓ દ્રઢ સિદ્ધાંતવાદી છે.'

બર્નાર્ડ શોના એક ભત્રીજાએ હમણાં 'Bernard's brethren' નામે એક પુસ્તક બહાર પાડયું છે. તેમાં શો ના કુટુંબ અને તેના પૂર્વગામીઓ વિષે રસિક વિગતો આપવામાં આવી છે. શો ક્રોમવેલ સાથે લોહીનો સંબંધ ધરાવે છે. બર્નાર્ડ નામ એ સંબંધમાંથી જ ઊતરી આવેલું છે. શોના ઘણાય પૂર્વજો સાહિત્યકારો હતા. એક બે જણે બેન્કો સ્થાપેલી. ઑસ્ટ્રેલિયામાં પ્રથમ જઈ પહોંચનાર શોનાજ પૂર્વજો હતા. શોની દાદીએ બાવીશ વર્ષમાં પંદર તંદુરસ્ત સંતાનોને જન્મ આપેલો. શોનો જન્મ ૧૮૫૬ ના જુલાઈમાં થયેલો. તેનું બાળપણ ગરીબાઈમાં વીતેલું. વીશ વર્ષની ઉંમરે તેણે લખવાની શરૂઆત કરી અને ત્રીશ વર્ષની ઉંમર સુધીમાં તે કુલ ૬૮ રૂપિયા કમાયો. તે પછી યુક્તિપ્રયુક્તિઓથી તે લેખક તરીકે વિખ્યાત બન્યો. તેણે નોબલ પ્રાઇઝની સવા લાખની રકમનો અસ્વીકાર કર્યો. એક અમેરિકન કોટયાધિપતિએ એની કૃતિઓના સીનેમા હક્ક માટે પચીશ લાખ રૂપિયા ધાર્યા તે પણ તેણે નકાર્યા. તે પછી તો તે એટલો નામાંકિત બની ગયો કે તેના હસ્તાક્ષર માટે પણ લોકો ૧૫૦ થી ૨૦૦ રૂપિયા આપતા.

રોયલ એસ્ટ્રોનોમીકલ સોસાયટીએ ઇચ્છામાં આવે એટલો સમય સૂર્ય ગ્રહણ ટકાવી રાખવાની શોધ માટે બર્નાર્ડ લ્યોટ નામના ફ્રેન્ચ વિદ્વાનને સુવર્ણચંદ્રક આપ્યો છે.

અમેરિકન લેખકોના મિત્રમંડળ તરફથી હર્બર્ટ ક્રાઉઝને તેની 'Wind without Rain' નામની નવલકથા માટે એક હજાર ડોલરનું ઇનામ આપવામાં આવ્યું છે.

---

અભ્યાસ કરી લેવો જોઈએ. મોગલ શહેનશાહો દિલ્હીપતિઓ કહેવાતા હશે પણ એમનું રાજ્ય તો બિરબલ-ટોડરમલ જેવાં અનેક વણિકરત્નોને આભારી હતું.

આ કથન મુસ્લીમ કોમ સામે નથી; પણ મી. હડસનના શબ્દોમાં 'પોતાના અંગત સ્વાર્થ કે મહત્વાકાંક્ષાથી ઘેરાયેલા' જે કેટલાક કોમીવાદી આગેવાનો મુસ્લીમ પ્રજાને અને સાથે જ હિન્દને પણ ખાડામાં પાડી રહ્યા છે તેમની સામે છે. આજે તો બંને કોમોએ પોતાનું જીવન ટકાવવાને પણ એક થઈ સામાન્ય દુશ્મન સામે ઝઝૂમવાનું છે. એ પ્રસંગે આંતરિક ઘુરઘુરાટ અસ્થાને ગણાય.

---

અમેરિકાના જુલિયા એલીસવર્થ ફોર્ડ મંડળે બાળકો અને તરુણોને માટે અતીવ ઉપયોગી ગ્રન્થ તા. ૧૫ જુલાઈ સુધીમાં લખી મોકલનારને માટે ૨૦૦૦ ડૉલરનું ઈનામ જાહેર કર્યું છે.

રશિયન સરમુખત્યાર સ્ટેલીન પોતાની આત્મકથા લખે છે. ઝેકોસ્લોવેકિયાના માજી પ્રમુખ બેનુ પ્રજાતંત્ર ઉપર એક પુસ્તક લખે છે.

તાજેતરમાં એક હિન્દી યુવાને જર્મનીમાં બાદશાહી અદાથી એક નાઝી મંડળની મુલાકાત લીધી. ત્યાં તેણે હીટલરના ગરીબો ગારેના ફંડમાં પંદર હજાર પૌન્ડ ભર્યા ને તરતજ ચેક ફાડી આપ્યો. મંડળે એને નિઝામના ભત્રીજા તરીકે માની આવી સુંદર ભેટ માટે આભાર માનવાને એક પ્રતિનિધિ મંડળ હૈદ્રાબાદ મોકલવાનો વિચાર કર્યો. પણ પછી પોલ જણાતાં, ને યુવાન નજરે ન પડતાં ચેક ફાડી નાખવામાં આવ્યો.

૧૯૩૮ ના મે માસમાં હિન્દમાં પરદેશથી બાર કરોડ પીસતાળીશ લાખનો માલ આયાત થયો; બાર કરોડ બે લાખની નિકાશ થઈ. ને ૧૯૩૯ ના મે માં ચૌદ કરોડ બાસઠ લાખની આયાત ને પંદર કરોડ બત્રીશ લાખની નિકાસ થઈ છે. એમાં નિકાસ મુંબઈ બંદરે વધી છે; આયાત કલકત્તા બંદરે વધી છે.

ચલચિત્રોથી થતા લાભાલાભનો અહેવાલ તૈયાર કરવાને અમેરિકામાં નીમાયેલી સત્તાવાર સમિતિએ ચાર વર્ષ સુધી એ વિષયનું નિરીક્ષણ કરી ઠેરવ્યું છે કે ચલચિત્રોથી થતા લાભ નજીવા છે; જ્યારે દેશમાં વધતાં દૂષણોનો મોટો ભાગ એમને આભારી છે.

ન્યુયોર્કમાં ખુલ્લું મુકાયલું જંગી વિશ્વ પ્રદર્શન જે જગ્યાએ રચવામાં આવ્યું છે તે ૧૨૧૬ એકરની જમીન પર પહેલાં ન્યુયોર્કનો કચરો ઠલવાતો. પ્રદર્શન નિમિત્તે એ જગ્યાને, ૭ કરોડના ખર્ચે, સપાટ અને સુશોભિત બનાવી, ૧૦૦૦૦ વૃક્ષોથી તેને અલંકૃત કરી, ત્યાં બે સુંદર કૃત્રિમ સરોવરો બાંધવામાં આવ્યાં છે.

પ્રકાશની ગતિ સેકન્ડે એક લાખ છયાશી હજાર માઈલની હોય છે જ્યારે વીજળીની ગતિ સેકન્ડે દશ હજાર માઈલની હોય છે.

ઇશ્રેલ રાઈસ નામે વિખ્યાત અમેરિકન લેખક હિંદ વિષેના પોતાના એક તાજેતરના લેખમાં જણાવે છે કે: 'હિંદ જગતની જનની છે. આજે ત્યાં આર્થિક મુશ્કેલીઓ કે અસમાનતાના કારણે જે સામાન્ય ઝગડા થાય છે એનાથી હિંદની સાચી કિંમત ન આંકી શકાય. પણ એણે જગતને આપેલું અમૂલ્ય તત્ત્વજ્ઞાન, જે સમૃદ્ધિએ આખા જગતને તેના પ્રત્યે આકર્ષ્યું એ તેની દૈવિ સમૃદ્ધિ, તેની ભવ્ય સંસ્કૃતિ, તેનું વિરલ સાહિત્ય, તેની અપૂર્વ સામાજીક વ્યવસ્થા, તેની મહાપ્રજા અને એ પ્રજાના પુનિત સંસ્કાર અને પરમ નીતિ એ જગતે તેની પાસેથી મસ્તક નમાવીને શીખવાની વસ્તુઓ છે. આજે ઇંગ્લાંડ હિંદની શક્તિના વિકાસને સંભવિત નથી બનવા દઈ શકતું નહિતર સશક્ત હિંદ આખા જગતનું મુગટમણી અને ગુરુ બની શકે. બીજા દેશો—અને ખાસ કરીને અમેરિકા તો હિંદની પાસે હજી બચ્ચું છે.'

# તારા–તણખા

મુંબઈમાં અખિલ હિંદ મહાસમિતિની બેઠક. મહાસભાને સડો સાફ કરવાને ઘડાયેલા સખત કાનુન જેમાં પરદેશી કાપડ કે દારૂ વેચનાર કે વાપરનાર મહાસભાનો સભ્ય કે અધિકારી ન થઇ શકે એવા નિયમનો પણ સમાવેશ. જર્મનીએ કરેલો હિંદી ચલણનો સ્વીકાર. મહાસભાનો સમાજવાદી પક્ષ આંતરરાષ્ટ્રિય બોલ્શેવીક દોરવણી નીચે છે એમ દર્શાવી એ પક્ષના ચાર સભ્યોએ આપેલ રાજીનામાં. શ્રી સુભાષબાબુના ફોરવર્ડ બ્લોકનું આગળ વધતું કામ: મુંબઇમાં સુભાષબાબુનું બાદશાહી સ્વાગત; કરાંચી-ખાતે સ્વામી ગોવિંદાનંદે સ્વીકારેલું એ પક્ષનું પ્રમુખપદ; પુનામાં એ પક્ષની પરિષદ; તેમાં રૉય, બાપટ વગેરેનો મહાત્માજી સામે હુમલા; મુંબઇ-પરિષદમાં પણ એમ જ. તાજમહાલમાં થોડ હાલમિયા દેશી રાજાઓને શિખામણ આપે છે. સાબરમતી પર ખુલ્લો મુકાયલ નવો પૂલ. બંગાળમાં સરકારી નોકરીમાં મુસલમાનોને ૫૦ ટકાની પસંદગીનો ત્યાંના પ્રધાનમંડળે કરેલો નિર્ણય. (કોમીવાદનો અભાવ તે આનું નામ!) બંગાળ અને પંજાબનું પ્રધાનમંડળ હૈદ્રાબાદ જતા આર્ય સત્યાગ્રહીઓને રોકવાનો નિર્ણય ઉચ્ચારે છે. (હૈદ્રાબાદમાં હિન્દુઓ જન્મે જ નહિ એવો ઇશ્વરને આદેશ કર્યો હોય તો?) મદ્રાસને કાંઠે દેખાયલી જર્મન સ્ટીમર. પ્રભાસપાટણમાં કબ્રસ્તાનની જગ્યાએ ખ્રિસ્તિ દેવળ બાંધવાની અપાયેલી છૂટ. લીડરના તંત્રી સી. વાય. ચિન્તામણિને સરનો ઇલ્કાબ. (અભિનંદન!) લખનૌમાં શિયા–સુન્નીનું ગંભીર તોફાન. પશ્ચિમ હિંદના દેશી રાજાઓ ફેડરેશન સામે વિરોધ પોકારે છે; દક્ષિણના રાજાઓ તે સ્વીકારવા તલપાપડ બન્યા છે. [બ્રિટિશ સલ્તનતને બંનેની કિંમત સરખીજ છે.] મદ્રાસની, મધ્યપ્રાન્તની ને મધ્યસ્થ સરકારે ઊભી કરેલી નવી લોનો [હિંદી ધનીકોને માટે એ ઘણોજ સુંવાળો માર્ગ છે.] સિલોન–દક્ષિણ આફ્રિકા વગેરે સ્થળે હિંદીઓની કફોડી સ્થિતિ [ગરીબકી જોરૂ સબકી ભાભી.] પંડિત જવાહરલાલ સિલોન જશે. આસામમાં ડીગ્બોઇ તેલકંપનીમા હડતાળ. બ્રિટનના પરદેશમંત્રી હિંદના નામ. વાઈસરૉયની પ્રશંસા કરે છે; બ્રિટનનાં વર્તમાનપત્રો પરદેશ મંત્રીની પ્રશંસા કરે છે. [પરસ્પરં પ્રશંસંતિ અહોરૂપમ્ અહોધ્વનિ] ગ્વાલિયર-નરેશ જવાહર રાજતંત્ર આપે છે. [એ પણ એક નુસખો છે.] દિલ્હી–દહેરાદુન ટ્રેઇનને ગંભીર અકસ્માત. (રેલ્વે કંપનીએ સલામતિની ખાત્રી ક્યારે આપી છે?) કાનપુરની ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજમાં છેડતીના પરિણામે હવેથી છોકરીઓને દાખલ કરવામાં નહિ આવે. [સત્યનો માર્ગ હંમેશાં ધીમો જ હોય છે.] બાળકેળવણીના પિતા શ્રી ગિજુભાઇનું શોકજનક અવસાન.

ટીન્ટસીનનો સખત બનતો ઘેરો. [વિગ્રહો દશે દિશાએથી સાથે જ આવે છે.] ડાન્ઝીગનો ઉગ્ર બનેલો મામલો. અમેરિકન સેનેટ પ્રેસીડેન્ટની વિરૂદ્ધ જઇ લશ્કરી સામગ્રીની નિકાસ સામેનો પ્રતિબંધ કાયમ રાખે છે. (એમાંથી વધુ શાન્તિપાદક કોણ?) ઈંગ્લાંડની મૈત્રીને વધી ફ્રાન્સની ટીકીટ હવે છે. લંડનમાં આગ અને ધડાકા. બ્રિટનમાં શાંત, શાન્ત ને સાથે જ ચીખાંતમનમનતાં બાપણોની હારમાળા. સોવીયેટ અને જપાની વિમાનો વચ્ચે અથડામણ. હીટલર–મુસોલિની ગુપ્ત મંત્રણા ચીનના પરદેશમંત્રી બ્રૉડકાસ્ટ ભાષણમાં યુરોપને જણાવે છે કે જપાન યુરોપિયન હિતોને ચીનમાંથી હાંકી કાઢવા માગે છે. (આપ રાખવાને માગતા હશો.) પૂર્વમાં ફ્રેન્ચ અને બ્રિટિશ નૌકાદળનું જોડાણ. રશિયન પરદેશમંત્રી જણાવે છે કે તેમની સાથે સમાનતાના ધોરણે સંધિ કરવાની બ્રિટનની તૈયારી નથી લાગતી. હીટલર ડાન્ઝીગની મુલાકાત લેશે. [ઘાસમાં એક જ તણખો બસ હોય છે.] ઇરાનના રાજવી રેઝાશાહ પહેલવી ગાદીત્યાગ કરશે. [શાંતિની કિંમત સિંહાસનથી યે વિશેષ છે.]

'હીટલરનું ખૂન' અને 'હીટલરનો ખૂની' નામની બે ચોપડીઓની બે મહિનામાં જ લાખો નકલો ઉપડી ગઇ છે. [પ્રજાની સાહિત્યવૃત્તિનું એ સચોટ દિગ્દર્શન કરાવે છે.] સાગર ફીલ્મ કંપની ના. મુનશીની પૃથ્વીવલ્લભ નવલકથાને સીનેમાપટે ઉતારશે; હંસાની 'બ્રાન્ડી ચી બોટલ'માં હિન્દુ ધર્માવતારો, દારૂકે દારૂનિષેધ એમાંથી કોની મશ્કરી કરવામાં આવી છે એ જ કોઇને નથી સમજાતું.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥


સંચાલક

રતિલાલ ત્રિભુવનદાસ શાહ



૧૯૯૫ : શ્રાવણ [ સળંગ અંક ૧૬ ] વર્ષ ૨ : અંક ૪

# અનુક્રમણિકા

પુ. ૨ શ્રાવણ : ૧૯૯૫ અંક ૪


૧ वन्दे मातरम् ... ... ન. ... ... ... ૧૫૫

૨ સંસ્મરણ ... ... ... મોહન વ. ઠક્કર ... ... ૧૫૭

૩ સર્વસિદ્ધિ ત્રયોદશી [ વાર્તા ] ... જેઠાલાલ ત્રિવેદી ... ... ૧૫૮

૪ વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો ... ... ... પં. લાલચંદ્ર ભ. ગાંધી ... ... ૧૬૩

૫ રાણા જંગબહાદુર ... ... ચીમનલાલ સંઘવી ... ... ૧૬૭

૬ મજલિસમાં [ કાવ્ય ] ... ... નૌતમ ... ... ... ૧૭૮

૭ રંગીન પ્રજાઓ ... ... નરસિંહ ... ... ... ૧૭૯

૮ શ્રમ-વહેંચણી ... ... ન. હ. વ્યાસ ... ... ૧૮૫

૯ સૌદામિની [ કાવ્ય ] ... ... મહેન્દ્રકુમાર દેસાઈ ... ... ૧૮૮

૧૦ જીવન સુવાસ ... ... પ્રમા ... ... ... ૧૮૯

૧૧ પરદેશી આંખે [ ચર્ચાપત્ર ] ... ચ.-લ. ... ... ... ૧૯૩

૧૨ ગોચરી ... ... ... ... ... ... ૧૯૫

૧૩ ગ્રન્થપરિચય ... ... ... ... ... ... ૧૯૭

૧૪ નોંધ ... ... ... ... ... ... ૧૯૯

૧૫ તારા-તણખા ... ... ... ... ... ... ૨૦૧



લવાજમ :

હિંદમાં : વાર્ષિક રૂા. ૩) ટપાલખર્ચ રૂા. ≈

હિંદ બહાર : ટપાલખર્ચ સાથે શિ. ૬





મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૧-૮-૩૯

# સૂચના—વિનંતિ

જે જે ગ્રાહક બન્ધુઓએ હજી સુધી 'સુવાસ'નું બીજા વર્ષનું લવાજમ મોકલાવી આપ્યું નથી તેઓ તરત જ લવાજમ મોકલાવી આપી અથવા હા–નાનો તરત ઉત્તર આપી અમને વી. પી.ની મુશ્કેલીઓમાંથી બચાવી લેશે એવી આશા રાખીએ છીએ.

જે જે ગ્રાહક બન્ધુઓ કે પુસ્તકાલયોને નમુનાના અંક મોકલાયછે તેમણે ગ્રાહક બનવા વિષેનો પોતાનો નિર્ણય અમને તરત જણાવવો જોઈએ અથવા કોઈ પણ સંજોગોમાં જો ગ્રાહક બનવાની ઇચ્છા ન જ હોય તો આ કે છેવટે આવતો અંક પાછો (Refused) મોકલાવી આપવો જોઇએ. ઉત્તર માટે વેપારી કાર્ડ પહેલેથી જ મોકલાયેલ છે.

ઘણી ખરી લાયબ્રેરીઓ અને વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને આ મહિને બજેટનો પ્રસંગ છે. દરેકને અમે નમુનાના બે ત્રણ ત્રણ અંક મોકલાવેલા જ છે. તેઓ આ પ્રસંગે 'સુવાસ'ને યાદ કરી તેને બજેટમાં ચોક્કસ પસાર કરાવી લેશે એવી આશા રાખીએ છીએ.

અમારા જ માસિકનાં વખાણ અમારા મ્હોંએ કરીએ તે ઠીક નહિ: પણ ગુજરાતના નામાંકિત વિવેચકોએ ને વિદ્વાનોએ સવા વર્ષની વયમાં જ તેને ગુજરાતનાં વર્ષોથી જામેલાં ચાર પાંચ મુખ્ય માસિકોની હરોળમાં ગણાવ્યું છે. તેનું લવાજમ પણ ઓછું છે. આ સર્વનો લાભ ગુજરાત અપટોર ઉઠાવશે એવી આશા રાખીએ છીએ.

# સુવાસ કાર્યાલયના નિયમો

'સુવાસ' દરેક અંગ્રેજી ... પાંગણી તારીખે પ્રગટ થશે.

બારમી તારીખ સુધીમાં ... મળે તો વડોદરા-ઓફિસના સરનામે ફરિયાદ કરવી.

નમુનાનો અંક મંગાવના ... આનાની ટિકિટો બીડવી.

'સુવાસ'માં પ્રગટ થતા ... લેખના લેખકને લેખની યોગ્યતા પ્રમાણે પાના દીઠ રૂ. ૦ll થી ૧ સુધી આપવામાં આવશે. આવો પુરસ્કાર સ્વીકારવા સામે જેમને વાંધો ન હોય તેમણે પોતાનો લેખ મોકલતી વખતે તે લેખના હાસિયામાં 'પુરસ્કાર' શબ્દ લખવો. લેખકોને તેમનો લેખ પ્રગટ થયા ... પુરસ્કાર મોકલી દેવામાં આવશે. પણ લેખકને 'સુવાસ'ના ગ્રાહક ગણી તેમને મળતા પુરસ્કારમાંથી તેમનુ ગ્રાહકપદ ચાલુ રહી શકે એટલુ વળતર જરૂરી ગણાશે. દરેક લેખકને તેના લેખની પાંચ 'આઉટ પ્રીન્ટસ' મોકલાશે.

તલસ્પર્શી, ને ભાષાશુદ્ધિ ને કલાપૂર્વક આલેખાયેલા સુવાચ્ય લેખો માટે 'સુવાસ'માં ઉચિત સ્થાન છે. જોડણી સબંધમાં લેખકોએ ગુજરાત-વિદ્યાપીઠના કોશને અનુસરવું. અશુદ્ધ લેખો માટે અસ્વીકારનો ભય કાયમ રહેશે. સ્વીકાર્ય લેખોની એક અઠવાડિયાની અંદર પહોંચ આપવામાં આવશે; અસ્વીકાર્ય જો શ્રમપૂર્વક આલેખાયેલા હશે તો તે ઉચિત નોંધ સાથે તે જ મુદતમાં પાછા મોકલવામાં આવશે. તે સિવાયના લેખો જો લેખકો ટપાલ ખર્ચ મોકલી એક માહનાની અંદર પાછા નહિ મગાવી લે તો તે રદ કરવામાં આવશે.

તરતમાં પ્રગટ થયેલ ગ્રન્થોને અમે 'ગ્રન્થ પરિચય'માં સ્થાન આપીશું. તે સિવાયના ગ્રન્થોની કેવળ નોંધ જ લેવાશે.

'સુવાસ' સંબંધી પત્રવ્યવહાર કરતી વખતે પોતાનું નામ અને સરનામુ પૂરેપૂરૂં લખવું

---

'સુવાસ'ને લગતો બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો—

## સુવાસ કાર્યાલય • રાવપુરા • વડોદરા

---

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ વંધ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાંયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફોઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦-૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમુજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧-૮ |
| ૨૫ "જરા ચાહ મુકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| ૩૪ સ્ટવનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગનગીતો | ૦-૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમુજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૫ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ક્યુરી | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચાં સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પડયાં છે. તે રૂા. ૩૨માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નરે જુદું.

લખોઃ- સ્ત્રીશક્તિ, કેળાંપીઠ, સુરત

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજી સુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

વડોદરેથી એક વર્ષથી પ્રગટતા આ ઉચ્ચગ્રાહી માસિકનો ચૈત્ર-૧૯૯૫નો અંક શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય વિશેષાંક તરીકે નીકળ્યો છે .. જેવા સુલેખકોના ઉપયોગી વિચારણીય લખાણો તંત્રી...મેળવી શક્યા છે એ આનંદનો વિષય છે. ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યુ હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવુ છે. ... લેખોની શૈલિ ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવુ સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધજાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા સાહિત્ય માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે

—જયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી - દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો

—બ. મ. પરીખ

લાગે છે કે 'સુવાસ' સ્વ. મટુભાઈ કાંટાવાળાના 'સાહિત્ય' જેટલું ઉદાર દૃષ્ટિવાળુ પત્ર થશે તેના લેખોની પસંદગી ઘણા ઊંચા પ્રકારની છે.

—ઋતુનાં કુસુમાકર :

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાચનની તૃષા જ લાગી રહે.

— મિત્રપ્રિય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં ૧૯૮૫ : શ્રાવણ [ અંક ૪

# वन्दे मातरम्

न

**મા**તાને વંદન

પણ માતાનો અર્થ નથી કેવળ ભૂમિ, તેમ નથી કેવળ જનની. વંદનનો અર્થ ન હોય કેવળ પૂજન–અર્ચન–સ્તવન

માન્યતે ઇતિ માતા એ માતાનો વ્યુત્પન્ન અર્થ, એનો રૂઢ અર્થ જનની પણ એનો સંસ્કારિત અર્થ તો 'જે જીવનસત્ત્વ બક્ષતું હોય એવું પૂજનીય સ્રીતત્ત્વ'

વન્દનનો શબ્દાર્થ ભલે સ્તુતિ કે અભિવાદન હોય. પણ એનો સંસ્કારિત અર્થ તો વન્દ્યના રક્ષણની જવાબદારી પણ પોતામાં જ સમાવી દે છે જનનીને પ્રતિદિન નમન કરનાર પુત્ર જનની પર આવી પડતી આફતના પ્રસંગે જો મૌન સેવે તો તે કરતાં નમન ન કરનાર છતાં એ આફતને વિદારનાર પુત્રના વંદન વધારે સાચાં લેખાય છે સરસ્વતી કે સંસ્કૃતિના પૂજન તો હમેશાં હજારો કરતા હશે પણ એને જાળવવા જીવનના ખેલ ખેલનાર પ્રતાપ કે શિવાજીના જ પૂજન ઝીલાયાં છે જન્મભૂમિને વંદન તો લાખો કરતા હશે પણ નોંધપાત્ર વંદન તેમના જ લેખાય છે જેમણે ભૂમિના રક્ષણ માટે કુરબાની કરી હોય.

સંકુચિત દૃષ્ટિના માનવીને મન માતા એટલે જનની, ગર્વિષ્ઠ દૃષ્ટિના માનવીને મન માતા એટલે જનની ઉપરાંત જન્મભૂમિ; મહાત્માને મન માતા એટલે જગતનું પ્રત્યેક સ્રીતત્ત્વ આમાં પરમ વિશુદ્ધ ભાવના તો મહાત્માની છે, પણ દરેક માનવી મહાત્મા ન બની શકે છતાં જીવનના, સંસ્કારના, દેશના, ધર્મના, પ્રજાના શુદ્ધ સ્વાર્થના રક્ષણને ખાતર ઓછામાં ઓછાં ચાર સ્રી–તત્ત્વોને તો દરેક માનવે માતા તરીકે સ્વીકારી લેવાં અનિવાર્ય છે એ ચારે એને જીવનનું સત્ત્વ બક્ષે છે એમની વિશુદ્ધિ અને એમના સંરક્ષણમાં જ એના જીવનની કિંમત છે.

ગર્ભમાં પોષનાર, જન્મ આપનાર, ખોળે ઉછેરનાર, અમૃતસમાં દૂધ પાનાર, બાળપણને સંસ્કારથી સિંચનાર જન્મદાત્રીનો માનવી ગર્ભપુત્ર છે. માતા પણ જ્યારે દૂધ ન પાઈ શકે, યૌવન ઊછળતું હોય કે જીવનનાં સત્ત્વો સુકાઈ ગયાં હોય, હાથમાં સમશેરો રમતી હોય કે પગનું કૌવત પણ આથમી ગયું હોય ત્યારે પણ જે એવા એકને જ નહિ અનેકને નિરંતર દૂધ પાયા કરે છે; જે માનવીની જ નહિ, પૃથ્વીમાતાની પણ માતા છે; સંતાનઘેલછાના પૂર્વસંસ્કાર સંતોષવાને જેને પ્રાણીની છતાં જગતમાતાની પવિત્ર જાતિમાં જન્મ મળ્યો છે; જેનામાં શાંતિ-ગૌરવ-સહિષ્ણુતા માનવમાતા કરતાં પણ વિશેષ પ્રમાણમાં ઝળહળે છે તે ગાયમાતાનો માનવી દૂધપુત્ર છે. જેણે આજીવન સંસ્કાર સિંચ્યા, તેજ બક્ષ્યું; માનવતા શીખવી, ધર્મ સમજાવ્યો; અનેકોને જેણે એક સાંકળે ગૂંથ્યાં, અલ્પમાં પણ જેણે આત્મભાન પ્રેર્યું; કલા અને સાહિત્ય, સ્થાપત્ય અને શૃંગાર-જીવનનાં અનેક મધુર અંગો જેની સહાયથી ઝગમગ્યાં એ અદેહી છતાં પ્રત્યેકના હૃદયમાં વિરાજતી સંસ્કૃતિ-સરસ્વતી માતાનો માનવી સંસ્કારપુત્ર છે. જે જડ છતાં ચેતનમાત્રનો આધાર છે, કુદરતની રમણીય લીલાઓનું મંદિર છે; જે જળ પાય છે, જીવન રક્ષે છે; જે મૃત્યુ પછીની પણ શયનભૂમિ છે; સમસંસ્કારી બંધુઓની સાથે વસવાનું જે ગૃહમંદિર છે એ જન્મભૂમિનો માનવી દેશપુત્ર છે. આ ચારે માતાઓ પ્રત્યે માનવીની સમાન જવાબદારી છે. એ ચારેમાંથી એકની કિંમત ઓછી આંકનાર બાકીનાંની વિશુદ્ધિ પર ત્રાપ મારે છે.

જનની અને જન્મભૂમિને તો જગતનાં પ્રત્યેક રાષ્ટ્રોએ વંદનીય ગણેલ છે. પણ એ ભાવનાએ કેવળ એ લાલસાજ જન્માવી જેને અનુસરી તેમણે ઘડેલા નિયમોને સંસ્કૃતિનું નામ અપાયું-જે સંસ્કૃતિ આજે જગતની વિરલ પ્રજાઓને ચક્કીમાં પીસી રહી છે. પણ હિંદે જનની અને જન્મભૂમિ ઉપરાંત ગાય અને સરસ્વતી-સંસ્કૃતિને પણ વંદનીય ગણ્યાં. ગાયને માતા ગણવાથી હિંદની મહાન પ્રજાને આજીવન માતાનું દૂધ મળ્યું-જેણે એના જીવનમાં અન્યાયને આવતો અટકાવ્યો, જેના વિશુદ્ધ પ્રભાવથી એનામાં શિશુનો સમભાવ ને માધુર્ય કેળવાયાં. સંસ્કૃતિને માતા ગણવાથી તેનામાં એવું સ્વતંત્ર વ્યક્તિત્વ વિકસ્યું જે હજારો વર્ષોના આક્રમણ અને નીચ યુક્તિઓ સામે હજી પણ કેટલેક અંશે અવનત ઊભું છે. અને હિંદની સંસ્કૃતિ વધારેમાં વધારે ઉન્નત, સંરક્ષણીય અને પ્રભાવશીલ એ માટે છે કે તે કેવળ લાલસાઓ સંતોષવાને કે અન્યને ભક્ષવાને નહિ પણ સંસ્કાર, ન્યાય ને તેજને ખીલવવાને, પ્રાણીમાત્ર પ્રત્યે બન્ધુભાવ કેળવવાને, ભૂમિને રક્ષવાને, સમૃદ્ધિને વિકસાવવાને, માનવતા જાળવવાને રચાઇ છે.

હિંદની મહત્તા જેટલી એના ભૂમિ-સ્વાતંત્ર્યમાં છે એટલી જ એ એના ગાય પ્રત્યેના માતૃભાવમાં, જનનીપૂજામાં ને સંસ્કૃતિરક્ષામાં છે. જયપરાજય તો ભાગ્યને આધીન છે. પણ માનવીની કિંમત તો ન્યાયની, સંસ્કૃતિની, પવિત્રતાની કે સંસ્કારની જાળવણી માટેની એની તમન્નામાં છે. અને જ્યારે એ તમન્ના પૂરેપૂરી ઝગમગી ઊઠે ત્યારે જ—

वन्दे मातरम् પદની ભાવનાને તે સાર્થક બનાવી શકે.

---

જીવનનું એક મોંઘુ અને મધુર છતાં હળવુ અને કરુણ

# સંસ્મરણ

મોહન વ ઠક્કર

કૉલેજમાંથી છૂટીને બપોરે ઘરભણી વળતો હતો ત્યાં ખજૂર ભરેલી ઠેલણગાડી ઠેલી જતા કોઇ વૃદ્ધ ફેરિયાનો સાદ મારે કાને પડયો ' ખજૂર લ્યો મસ્કતી ખજૂર ." અને અધમધરાતે વાચતાંવાચતાં એકાદ ઝોકું આવતા હાથમાંનું પુસ્તક સરીને ભોંયે પડી જાય એમ મારું યૌવન સરી પડયું, હું ચારપાંચ વરસનો શિશુ થઈને પેલી ઠેલણગાડીના ખાલી ભડકિયામાં પોઢી ગયો !

બા તો મને ધાવણો મેલીને જ ધામમાં ચાલી ગઈ'તી એટલે મારે મન તો મા કે બાપા જે કહો તે એક 'બાપા'જ હતા વહેલી પરોઢે હજુ તો મોસૂઝણું માંડ થયું હોય ત્યાં, શિયાળાની ગુલાબી ટાઢમાં એમની હૂંફાળી ગોદમાં અર્ધો ઊંઘમાં, અર્ધો જાગતો–

'મારે ઘેર આવજે માવા, સવારે દેસરા ખાવા'

એ મધુર પરભાતિયું સાંભળતો પડયો રહેતો અને હજુ આજેય મને એ પરભાતિયું અને એના ગાનાર હેતાળ 'બાપા' મને, એવા ને એવા જ સાંભરે છે !

મિશનરોડ પરના વાડામાં એક ઘટાદાર લીમડાની મીઠી છાંયે ગુણપાટ, ખપાટિયાં અને પતરાંમાંથી ઊભી કરેલી નાનીશી ઝૂંપડીમાં અમે બાપદીકરો સુખે રહેતા !

સવારમાં વહેલા ઊઠી દાતણપાણીથી પરવારી, સૌ પ્હેલું કામ 'બાપા'ની આંગળીએ વળગી કે એમને ખાંધોલીએ ચડી, ભીમા કંદોઈની હાટેથી ગરમાગરમ ફડફડિયા ગાંઠિયા અને મોહનથાળ લેવા જવું એ ! મને ત્યારેય મોહનથાળ ખૂબ ભાવતો મોહન ખરોને ! અને 'બાપા' નેય અફીણની ગોળી પછી એ ઠીક માફક આવતો !

ઘેર આવી બંધા મશાળા ઉપર ઝટપટ બે રોટલા ટીપી કાઢતા ને કુંગળીનું ડચકું ને રોટલાનું બટકું શીરાવી ગામમાં ફેરીએ ઊપડતા ઠેલણગાડીના થાળા ઉપર ખજૂરનું વાડિયું ગોઠવાતું ને નીચે ભડકિયામાં બંદા ! 'ખજૂર લ્યો મસ્કતી ખજૂર' આમ સાદ દેતા બાપા શેરીએશેરીએ ઘૂમતા હોય ને હું ભડકિયામાં આરામથી ઘોરી ગયો હોઉં !

ઘામ ધખ્યા હોય, ત્યારે કોઇ વડ કે લીમડાને છાંયે ગાડી ઊભી રાખી 'બાપા' ઘડીક પોરો ખાતા હું જાગ્યો હોઉં ને ભૂખ લાગી હોય તો, સામેની હોટેલમાંથી ચા–ગાંઠિયા મંગાવી રેઢા કરતા, અને પાછા ફેરીએ ઊપડતા ! દિવસ નમતા હુંય ઠેલણગાડીના થાળા ઉપર બેઠો બેઠો ' ખજૂર લ્યો મસ્કતી ખજૂર ' ની ઝીણી બૂમો પાડતો

સાંજે પાટી–દફતર ઉલાળતા નિશાળિયાઓ નિશાળમાંથી નીકળી પાધરા ઘેર જતા મને ગાડીના થાળા ઉપર બેઠો બેઠો એકલો 'દુકાન દુકાન' રમતો જોઈ તાજુબ થતા !

કોઈ પૂછતા 'વલુકાકા આને રોજ સાથે જ કાં ફેરવો, ઘેર કેમ નથી રાખતા ?'

કોઈ ઘરાક વળી પૂછતું આ તમારો દીકરો કે, કાકા ?'

'દીકરો તો પ્રભુનો ભાઈ, આપણે તો ગોવાળિયા ભલા ગોવાળિયા !' બાપા જવાબ વાળતા એમની આ વાતો સમજી શકું એટલો સમજણો ત્યારે નો'તો થયો એટલે હું તો મારી સીગારેટના ખાલી ડબ્બાના ઢાંકણા ને સાંઠીકડાની નાનકડી તાકડી ને પથરા–કાંકરાના તોલા વડે 'દુકાન દુકાન' રમવામાં જ વધુ મોજ માણતો

આજે, વીસત્રીસ વરસ પછી, જ્યારે એ બધું સંભારવા બેઠો છું ત્યારે આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવે છે 'પ્રભુના બાળક'ને લાડકોડથી ઉછેરનાર એ 'ગોવાળ' આજે નથી, છે, હૈયામાં સદાને માટે જડાઈ રહેલું એનું મધુરું સંસ્મરણ !

–

# સર્વસિદ્ધિ ત્રયોદશી

શ્રી. જ્યોતીન્દ્ર ત્રિવેદી

પંચાંગલેખકો ઉપર હરેન મજમુદારને મૂળથી જ સ્વાભાવિક રોષ હતો. ભગવાને સરજેલા દિવસોમાં શબની વાઢકાપ કરનાર ડૉકટરોની પેઠે યથેચ્છ કાપકૂપ કરવી એ હરેનની દૃષ્ટિએ અયોગ્ય લાગતું: વિછુડો, વ્યતિપાત, શનિની દશા વગેરેમાં હરેનબાબુ બિલકુલ માનતા નહિ. એવા કુસંસ્કાર અને વહેમમાં એમના જેવો વિદ્વાન માણસ આસ્થા રાખે તો થઈ રહ્યું ? જે રીતે હરેનબાબુ પંચાંગમાં લખેલા નિષેધદિનોને માનતા નહિ, તે જ રીતે તેમાં ઉલ્લેખ કરેલા શુભ દિનોમાં કામ કરવા માટે પણ ઇચ્છા રાખતા ન હતા. પોતે કોઈ કામ માટે બહાર નીકળે તે વખતે કોઈ તેમને કહે કે 'આજ સારો દિવસ છે તેથી કાર્યસિદ્ધિ થશે,' તો તે જ વખતે તેઓ ક્રુદ્ધ થઈ ઘેર પાછા ફરતા. પછી તે દિવસ તેમને કામ કરવા માટે નકામો સમજવો.

આ વિષયમાં તે તેમના સાહિત્યક બંધુ પ્રમથને કેટલો બધો ચીડવતા ને સમજાવતા તેની તો ગણત્રી જ ન થઈ શકે. ઊગતો લેખક હોવા છતાં પ્રમથ, એવા વહેમમાં માને છે એ તેમનાથી સહન થઈ શકતું નહિ. પરંતુ હજારોવાર પ્રયત્ન કર્યા છતાં પણ તેઓ પ્રમથને પોતાના પક્ષમાં ભેળવી શકયા નહિ.

હરેન પોતે પણ લખતા હતા. એ વિષયમાં તેઓ પ્રમથ પાસેથી પ્રેરણા પણ મેળવતા હતા. પરંતુ અદ્યાપિપર્યંત પત્રસંપાદકોનો કૃપાલાભ તેમને નસીબે લખાયો હોય એમ લાગતું નહિ. તેમણે લગભગ બે ડઝન ટૂંકી વાર્તાઓ લખી, બધીએ એક પછી એક તમામ પ્રચલિત માસિક પત્રોના તંત્રીઓ તરફ મોકલાવી હતી. પરંતુ બધાની તરફથી તે વાર્તાઓ "સાભાર પરત"ના શેરા સાથે પરત કરવામાં આવી હતી. પરંતુ તેથી હરેન હારી જાય તેમ ન હતું. આ વખતે તેમણે પત્રના ઉત્તર-પ્રત્યુત્તરના રૂપમાં ટૂંકી વાર્તાઓ લખવાની નવી રીત શોધી કાઢી. એ નવી વાર્તા એમને એટલી ગમી ગઇ કે, હવે તે વાર્તા કોઈ સંપાદક પાછી નહિ મોકલે એવી દૃઢ ધારણા તેમના મનમાં બંધાઈ ગઇ. પરંતુ ભૂતકાળની નિષ્ફળતાની સ્મૃતિ તેમના મનમાંથી હજી ભૂસાઈ ગઈ ન હતી. આથી તે વાર્તા રવાના કરતાં પહેલાં તેઓ એકવાર પ્રમથની પાસે ગયા ને પૂછયું: "તું શું ઉપાય કરે છે કે તારો કોઈ લેખ પાછો આવતો નથી ? જેવો મોકલાવે છે તેવો જ છપાઇ જાય છે. તેનું કારણ શું ?"

પ્રમથ સરળ ભાવે બોલ્યો: "ભાઈ હું કાંઇ ઉપાય-બુપાય જાણતો નથી. પરંતુ એટલું ખરું કે, શાસ્ત્રવાકયમાં વિશ્વાસ કરીને સર્વસિદ્ધિ ત્રયોદશીને દિવસે હું મારા લેખો રવાના કરું છું."

"એ બધા કુસંસ્કાર" કહીને હરેને દલીલ ચલાવવા ઇચ્છા કરી. પણ સામો માણસ પ્રતિવાદ કરવા તૈયાર ન હોય ત્યાં દલીલ શી રીતે ચાલી શકે ? હરેન છાનોમાનો ઊઠીને ઘર તરફ વિદાય થયો.

ઘેર આવીને હરેન વિચાર કરવા લાગ્યોઃ 'શું પ્રમથ તેના લેખ ત્રયોદશીને દિને રવાના કરે છે માટે પાછા નહિ આવતા હોય? ત્યારે ખરેખર એ તિથિમાં કાંઇ રહસ્ય હશે? ત્યારે પોતે પણ તેની ખાત્રી કરવા માટે પોતાનો લેખ એકવાર ત્રયોદશીએ રવાના કરે તો?' પરંતુ બીજી જ ક્ષણે તે મન સાથે બોલી ઊઠ્યોઃ 'તેમ ન થાય. એતો વહેમ. કુસંસ્કાર! કુસંસ્કાર!'

કેટલાક દિવસ સુધી એ બંને વિરોધી વિચારોમાં તેનું મન ઝોલાવા લાગ્યું; પરંતુ માસિકમાં વાર્તા છપાવવાનો નશો તેના પર કાબૂ જમાવી બેઠો હતો. તે મન સાથે વિચાર કરવા લાગ્યો કે, 'પોતે તો તિથિ-નક્ષત્રમાં ખરેખર માનતો જ નથી. પરંતુ એકવાર પરીક્ષા તો કરી જુએ! એમાં દોષ શું?' આ રીતે ઐવટે સર્વસિદ્ધિ ત્રયોદશીનો જ જય થયો. નણવા પ્રમાણે હરેને પહેલીજવાર પંચાંગ ખોલી તિથિ જોઇ, એક આનાની પોષ્ટ-ટિકિટ સાથે પોતાની લખેલી નૂતન વાર્તા એક પ્રખ્યાત માસિકના તંત્રી તરફ રવાના કરી દીધી.

સાધારણ રીતે વાર્તા પાછી આવવાનો સમય પસાર થઈ ગયો, પરંતુ વાર્તા આ વખતે પાછી આવી નહિ. હરેનબાબુના મનમાં આશાનો સંચાર થવા લાગ્યો. હરેને માન્યું કે, પોતાની વાર્તાનો આ વખતે સ્વીકાર થયો છે. ખરેખર ત્રયોદશીમાં સિદ્ધિદાનની શક્તિ છે. પરંતુ આનંદદાયક સમાચાર ન આવે ત્યાંસુધી નિશ્ચિંત થવાય નહિ. દરરોજ મધ્યાન્હે તે પોષ્ટમેનની પ્રતીક્ષા કરતા બેસતા. એ પ્રમાણે બે માસ વીતી ગયા હવે તે સંપાદક તરફ ઉઘરાણી કરવાનો વિચાર કરતા હતા. પરંતુ 'એક દિવસ વધારે રાહ જોઇને લખીશ' એમ વિચાર કરતાં કરતાં સાત દિવસ વીતી ગયા. એક દિવસ એકાએક એક પોલીસ કર્મચારી હરેનબાબુ પાસે આવ્યો. તે હરેનબાબુને વૉરંટ દેખાડી પકડીને થાણામાં ખેંચી ગયો ને ત્યાંથી કચેરીમાં લઈ ગયો.

કચેરીમાં ગયા પછી હરેનબાબુએ જાણ્યું કે, એક યુવકે કેટલાક દિવસ પહેલાં આત્મહત્યા કરી હતી. એ સંબંધે તપાસ કરતાં તે યુવકના ઘરમાંથી હરેનબાબુએ લખેલો પત્ર મળી આવ્યો હતો. હરેન આ વાત જાણતાં જ બોલી ઊઠ્યો કે, 'આ પણ એક જાતની ડીટેક્ટીવ વાર્તા છે કે શું?'

નિર્દિષ્ટ તારીખે મુકદ્દમાની શરુઆત થઇ. હરેનને કોર્ટમાં લઇ જઈ આરોપીના પીંજરામાં ઊભો કરવામાં આવ્યો. સર્વથી પહેલાં શપથ આપવામાં આવ્યા. પછી ન્યાયાધીશે હરેનનું નામઠામ વગેરે પૂછ્યા બાદ પ્રશ્ન કર્યોઃ "તમે મણિમય રૉય નામના કોઈ યુવકને ઓળખો છો?"

હરેન બોલ્યોઃ "ના જી."

ન્યાયાધીશઃ—જે યુવકે પલાશપુરમાં આત્મહત્યા કરી છે તેને તમે ઓળખતા ન હતા?

હરેનઃ—ના, જી.

ન્યાયાધીશે તુરત એક પત્ર બતાવી હરેનને પૂછ્યુંઃ "જુઓ આ લખાણ આપના હાથે લખાયું છે કે નહિ?"

હરેન પત્ર દેખી સ્થંભિત થઈ ગયો. તે તેણે છેલ્લીવાર લખેલી ટૂંકી વાર્તા છપાવવા મોકલી હતી અને જે પાછી નહિ આવવાથી તે એમ માનતો હતો કે, માસિકના સંપાદકે તે સ્વીકારી છે, તેનું એક પૃષ્ઠ હતું. તેમાં એક જગાએ લખેલું હતુંઃ—

નિવાસની ઇચ્છા દર્શાવી. જંગે તેને વાર્યો પણુ તે ન માનતાં તેને પણુ, રાણી સાથે કોઈ કાવત્રામાં સામેલ ન થવાની ચેતવણી આપી, કાશીએ વળાવ્યો. પણ ઘેલો રાજા થોડાક દિવસ કાશીમાં ગાળી પાછો નેપાળને માર્ગે વળ્યો.

પણ એ સમયે રાણીએ, તેના મળતિયાઓએ ને જંગના વિરોધીઓએ તેને જંગની સામે કાવત્રામાં સામેલ થવા લલચાવ્યો. રાજા ફસાઈ પડ્યો. ને નેપાળની સરહદ પર છાવણી જમાવી; કાવત્રાંબાજોની પ્રેરણા પ્રમાણે, નેપાળની તિજોરીમાંથી જ મળેલ નાણાંની મદદથી તે, જંગની સામે ધસી જવાને, સૈન્ય એકત્ર કરવા માંડયો.

જંગને આ સમાચાર મળી ચૂકયા હતા. તેણે રાજાને તરત જ પાટનગરમાં પાછા ફરવાનો વિનંતિપત્ર મોકલ્યો. પણ રાજાએ તે ન ગણકારતાં ઉલટું બે મારાઓને પોતાની લિખિત આજ્ઞા સાથે જંગનું ખૂન કરવા મોકલ્યા. એ મારાઓ જંગના જાસુસોના હાથમાં પકડાઇ જતાં તેમણે ખૂનનું કાવત્રુ કબૂલી તે સંબંધી રાજાનો આજ્ઞાપત્ર રજુ કર્યો. જંગ એ આજ્ઞાપત્ર લઇ નેપાળના સૈન્યની સામે ઊભો રહ્યો અને રાજાની આ ખૂની આજ્ઞા તેમના ગળે માન્ય છે કે કેમ તે વિષે પૂછપરછ કરી. આખા સૈન્યે એકે અવાજે એ આજ્ઞાને અસ્વીકાર્ય જણાવી જંગે તે જ ક્ષણે રાજાને પદભ્રષ્ટ જાહેર કરી પાટવીકુંવર સુરેન્દ્રવિક્રમને નેપાળનું સિંહાસન સોંપ્યું.

આ રીતે શાંત રાજક્રાન્તિ પછી જંગે નેપાળના ૩૭૦ જવાબદાર અમલદારોની સહીથી માજી મહારાજાને એક પત્ર મોકલાવ્યો, જેમાં જણાવવામાં આવ્યું કે, "અનેક ખૂની પ્રપંચોમાં ભાગ લઈ મહારાજાએ પોતાની માનસિક નબળાઇ પ્રદર્શિત કરેલી છે. એ સ્થિતિમાં તેમને નેપાળના સિંહાસને ચાલુ રાખવા એ ભયભરેલું હોઈ તેમના પાટવીકુંવર સુરેન્દ્રવિક્રમને પ્રજાએ પોતાના મુગટમણિ તરીકે સ્વીકાર્યા છે. મહારાજની ઇચ્છા જો નેપાલ બહાર વસવાની હોય તો તેમને સારૂં વર્ષાસન આપવામાં આવશે અને જો તેમને પાટનગરમાં વસવું હોય તો તેમની માજી મહારાજાને યોગ્ય સેવા ઉઠાવવામાં આવશે.'

પણ હઠીલો રાજા ન માન્યો. તેણે નેપાળની સરહદ પર પોતાની લશ્કરી હીલચાલ ચાલુ જ રાખી. જંગે નછૂટકે પોતાના મુખ્ય સેનાપતિને સામગ્રી સાથે રાજાને કાબૂમાં લેવાને મોકલ્યો. એ સેનાપતિએ રાજાના લશ્કરને મારી હઠાવતાં તેના ખુશામતિયા હાથમાં રાજાનો જે કંઇ માલ આવ્યો તે લઈ નાસી ગયા. સેનાપતિ રાજાને એક પાલખીમાં બેસાડી સન્માનપૂર્વક પાટનગર ખટમંડુ લઇ ગયો. ત્યાં તેને નિવાસ માટે એક સ્વતંત્ર મહેલ આપવામાં આવ્યો. પણ છતાં રાજાની કાવત્રાંબાજી ચાલુ રહેતાં એ જ મહેલમાં તેના પર સન્માનનીય નજરકેદીને યોગ્ય સખત દેખરેખ ગોઠવાણી.

રાજાની આ સ્થિતિ જોતાં રાણીએ, તેના મુખ્ય મદદગાર ગુરુપ્રસાદે અને તેના મળતિયાઓએ જંગના ખૂનને માટે હરેક પ્રયાસ ચાલુ જ રાખ્યા. પણ જંગની કુનેહબાજીથી એવો એક પણ પ્રયાસ સફળ ન થઇ શક્યો. વિરોધીઓએ મોકલાવેલ મારામાંથી કેટલાકને જંગે એવી કડક સજા કરી, તેને ઝેર આપવાનો પ્રયાસ કરનાર ફૂટેલાં દાસદાસીઓની તેણે એવી કફોડી સ્થિતિ કરી કે પછી ગમે તેટલી લાલચો છતાં પણ વિરોધીઓને મારાઓ મળવા જ મુશ્કેલ થઇ પડ્યા. રાણી નિરાશ બની, મળતિયાઓ વિખરાઇ ગયા. ગુરુપ્રસાદ કંટાળીને જંગને શરણે આવ્યો. જંગે તેને લશ્કરમાં યોગ્ય હોદ્દો આપ્યો.

આ વખતે જંગનું ભાગ્ય સોળે કળાએ ખીલી નીકળ્યું હતું. શક્તિ અને પ્રભાવ, સમૃદ્ધિ અને સત્તા, વિજય અને કીર્તિ તેના મુગટમાં મઢાયાં હતાં. રાજા તેના હાથમાં રમકડું હતો; પ્રજા તેના પર મુગ્ધ બની હતી; તેના વિરોધીઓ કચરાઈ ગયા હતા. યશસ્વી પગલે તે નેપાળના ભાગ્યવિધાતાને પદે ચડી રહ્યો હતો. તેનું મધુર અને સ્વાભાવિક ઔદાર્ય પણ તેને તેમાં સહાયક બનતું.

એક વખતે તે પોતાને માટે થાપથલી મહેલની આસપાસ એક સુંદર બગીચો બનાવતો હતો. તે અંગે એક માળીની માલિકીની થોડાક એકર જમીનની તેને જરૂર પડી. રાજ્યના ચાલુ નિયમે તે જમીનની આંકણી કરાવતાં તેની કિંમત રૂ. ૭૦૦ ઠરી. પણ માળીએ ખરીદનાર સમૃદ્ધિસંપન્ન વડાવજીર છે એ જાણતાં રૂ ૧૫૦૦ માગ્યા. જંગે એ કબૂલતા માળીએ ૩૦૦૦ માગ્યા; ૩૦૦૦ કબૂલાતા ૫૦૦૦ માગ્યા; તે કબૂલાતા ૫૦૦૦ ઉપરાંત પોતાના સાતે દીકરાઓ માટે તેણે એકેક ઘર પણ માગ્યું. જંગે એને પોતાની પાસે બોલાવી, મીઠાશથી સમજાવી રૂ. ૫૦૦૦થી તેને સંતોષ પમાડ્યો. માળી જંગનો ગુણપૂજક બન્યો.

કોઈ પ્રસંગે તે શિકારેથી પાછા ફરતાં તરસ લાગવાથી એક ઝુંપડી સમીપે જઈ થોભ્યો. બારણે બેઠેલ ડોશી પાસે તેણે પાણી માગ્યું. ડોશીના મુખ પર ઉદાસીનતા હતી પણ અજાણ્યા મુસાફર-મહેમાનને જોતાં જ તેણે સ્મિતભર્યા ઊઠીને તેને મધુર પાણી પાયું. જંગ ડોશીની આદરવૃત્તિ પર મુગ્ધ બન્યો. તેણે યુક્તિથી ડોશી પાસેથી તેની દર્દભરી કથની કઢાવી. ને એ દર્દને દૂર કરી, એની કંગાલિયતને પાછી હઠાવી. એને અને એના કુટુંબને સુખમાં રમતું જોયા પછી જ તે મહેલે પાછો ફર્યો.

એક દિવસે નેપાળમાં સૈકાઓથી ભયાનક લેખાતા માર્ગ પર એક જાનને લુટાયાના જંગને સમાચાર મળ્યા. આવા બનાવો એ પ્રદેશમાં અને તેમાં પણ એ પન્થ પર તો સામાન્ય થઈ પડયા હતા. પણ જંગે તરતજ એ લૂટારાઓને પકડાવ્યા, અને એ રસ્તા પર પાકી સડક બંધાવી પ્રજાની સલામતિનો બંદોબસ્ત કર્યો.

એ અરસામાં જંગને માથે એક ધર્મસંકટ આવી પડ્યું. બીજા શીખવિગ્રહમાં રણજિતસિંહની હાર પછી તેમનાં મહારાણી ચંદકુંવરને ચુનારના કિલ્લામાં કેદ પૂરવામાં આવેલાં ને રણજિતસિંહ સંસારત્યાગી-સાધુ બની નેપાળનાં જંગલોમાં ચાલ્યા ગયેલા. કેદ પૂરાયલાં મહારાણીને પતિના સમાચાર મળતાં તે અંગ્રેજોની આંખમાં ધૂળ નાંખી નેપાળ નાસી આવ્યાં. રણજિતસિંહ સાધુ બની ગયેલ હોઈ તેમની પંચાત નહોતી. પણ નાસી આવેલાં મહારાણીએ તો નેપાળની સરહદ પરથી રાણા પર પત્ર લખી રક્ષણની ઉલટી માગણી કરી. નેપાળને અંગ્રેજો સાથે મિત્રતા હતી ને શીખવિગ્રહમાં તો અંગ્રેજોને મદદ કરવાને તે તત્પર પણ બનેલ. છતાં રાજવંશી અતિથિની માગણી તરછોડવામાં જંગને અધર્મ જણાયો તે મૂંઝાયો, પણ છેવટે તે સત્યને વળગી રહ્યો. મહારાણીને તેણે દિલાસાપૂર્ણ પત્ર લખ્યો અને તેમના સન્માન માટે હાથી, પાલખીઓ, સૈન્યની ટૂકડી વગેરે સામાં મોકલાવ્યાં. મહારાણી માંદાં હોઈ તેમની સારવાર માટે તેણે વૈદ્યો પણ સાથે જ મોકલાવ્યા. થોડાક દિવસમાં તેઓ ખટમંડુ આવી પહોંચતાં જંગે તેમને ઘટિત સન્માન આપી, ઘર બંધાવવાની આર્થિક સગવડતા કરી આપી રૂ. ૩૬૦૦નું વર્ષાસન બાંધી આપ્યું. અંગ્રેજ એલચીએ બ્રિટિશ શહેનશાહતના એવા અગત્યના અને નાસીછૂટેલા કેદીને સંઘરેલા

માટે સુલેહ તૂટવાની જંગને ચેતવણી આપી. પણ જંગ અતિથિધર્મમાં મક્કમ રહ્યો. અંગ્રેજ અધિકારીએ ઉપર મહારાણી કંઇ કાવત્રું ન ગોઠવે એની જવાબદારી જંગને માથે ઓઢાડી સંતોષ માન્યો.

નેપાળમાં પોતાની સત્તાનાં મૂળ જામી જતાં જંગે પરદેશો પ્રતિ પોતાની દૃષ્ટિ દોડાવી. ગોરી પ્રજાનું રાજકારણ, તેનો સ્વભાવ, તેની સ્થિતિ વગેરેનું નિરીક્ષણ કરવાની ને તે પ્રજા પર છાપ પાડી તેની સાથે મિત્રતા બાંધવાની તેને ઘણા સમયથી હોંશ હતી. તે હોંશ પૂરી પાડવાનો હવે તેને અનુકૂળ અવસર જણાયો. બ્રિટનનાં મહારાણીને નેપાળની મિત્રતાની ખાતરી આપવાના ને બંને પ્રજાઓ વચ્ચેના સંબંધને વધુ ગાઢ બનાવવાના બહાને તેણે ઇંગ્લાંડ જવાનો નિર્ણય કર્યો. ને થોડા જ સમયમાં યોગ્ય સાધનસામગ્રી ને રસાલા સાથે તે મુસાફરીએ નીકળી પડ્યો.

કલકત્તા સુધી જમીનમાર્ગે અને ત્યાંથી સોગન સ્થળો જોતાં જળમાર્ગે ઇંગ્લાંડ પહોંચવાનો તેનો ક્રમ હતો. કલકત્તા, મદ્રાસ, કોલંબો, એડન વગેરે સ્થળે અંગ્રેજોએ તેને સ્વતંત્ર રાજાના રાજવંશી પ્રતિનિધિ સરખું માન આપ્યું. જંગ અનેકવાર અંગ્રેજ અમલદારોના સંસર્ગમાં આવ્યો હતો, તેણે નેપાળમાં કેટલાક સુધારા કર્યા હતા, પરદેશની મુસાફરીનું તેણે સાહસ પણ ખેડ્યું હતું છતાં ગમે તેવા પ્રસંગે પણ એક પણ હિંદુ રિવાજને તિલાંજલિ આપવાને તે તૈયાર નહોતો. તે બ્રિટિશ અમલદારોનું સન્માન સાચવતો પણ કોઇની સાથે પાણી શુદ્ધાં પણ પીવા ન બેસતો. જમીન પર ઊતર્યા વિના તે ખોરાકને સ્પર્શતો પણ નહિ. સ્ટીમરમાં કેવળ દૂધ-ફળથી જ ચલાવી લેતો. તેણે પોતાની સાથે ગાયો લીધેલી અને પોતાનાં જ માણસો સિવાય બીજાને હાથે તે તેમને દોહવા પણ ન દેતો. કલકત્તા, મદ્રાસ વગેરે નગરોની પોતાની નોંધપોથીમાં તેણે નોંધ લીધી છે પણ તે તેમનાં પરદેશી નામે નહિ—કાલિઘાટ, ચીનાપટ્ટન વગેરે મૂળ હિંદુ નામે.

એડન મૂકી સ્ટીમરે સુએઝને બારે જઇ ઊભી. સુએઝની નહેર સદ્ભાગ્યે એ વખતે ખોદાયેલ નહોતી. પરિણામે જમીનમાર્ગે તેમણે ઇજીપ્તમાં પ્રવેશ કર્યો. શાહ અબ્બાસપાશાએ જંગને ઘટિત સન્માન આપી તેને તેજવન્ત આરબ ઘોડાની એક જોડ ભેટ ધરી; જંગે શાહને ચરણે કસ્તુરીનાં બાર ઘડા ને એક નેપાળી ખંજરની વળતી ભેટ મૂકી. ઇજીપ્તપતિએ જંગને ઉતારે બીજી પણ રાજવંશી ભેટો મોકલાવી. ત્યાં થોડાક દિવસ થોભી, સત્તાધીશો સાથે મિત્રતા કેળવી, જોવા જેવું જોઇ લઇ જંગે ફરી સ્ટીમરની મુસાફરી શરૂ કરી. આ વખતે તેને ખબર પડી કે પોતાની સ્ટીમર પર પણ સ્ટીમરનાં માણસોના ખોરાક માટે ગાયો કપાય છે. તેણે તરત જ સ્ટીમરના કપ્તાનને પોતાની પાસે બોલાવી જણાવ્યું કે સ્ટીમર પર જો ગાયો કપાવાની હોય તો તેઓ આ સ્ટીમર ખાલી કરી બીજી સ્ટીમર રોકી લેશે. કપ્તાને તરત જ ગોવધ બંધ કરાવ્યો.

થોડાક દિવસમાં તેઓ માલ્ટા થઇ ઇંગ્લાંડના સાઉથેમ્પ્ટન બંદરે પહોંચ્યા. બંદરના જકાતી અમલદારોએ સામાન તપાસવાની માગણી કરી પણ જંગને બિનહિન્દુઓ પોતાના પવિત્ર સામાનને અડકે એ પસંદ નહોતું તેમ તેને એ પ્રકારના વ્યવહારમાં માનહાનિ પણ જણાઇ. તેણે પોતાના છ સૈનિકોને ઉઘાડી તલવારે સામાન સાચવવાની આજ્ઞા કરી તે બંદરના અધિકારીઓને તેણે જણાવી દીધું કે જો તેઓ સામાન તપાસવાની હઠ નહિ છોડે

તો તે બીજી જ સ્ટીમરમાં અહીંથી પાછો ફરી જગે અધિકારીઓએ મૂંઝાઇને વડાઅધિકારીને પૂછાવ્યુ ને તેના તરફથી અનુમતિ મળતાં તેમણે સામાન તપાસવાની હઠ છોડી દીધી. કહેવાય છે કે ઇંગ્લાંડને જંગ પાસેથી જકાત નહોતી જોઈતી, તેને તો નેપાળના એ શીંગનું પાણી જ માપવું હતું.

જંગ થોડાક દિવસ ત્યાં જ રોકાયો અને પોતાના માણસોને તેણે લંડનમાં પોતાને માટે શી વ્યવસ્થા કરવામા આવી છે તેની તપાસ કરવાને મોકલ્યા જ્યારે, તેને ખબર પડી કે પોતાનો ઉતારો રીચમંડ ટેરેસ્ નામના એક ભવ્ય મહેલમા રાખનામાં આવ્યો છે અને તેને યોગ્ય મનસાન મળવાનુ છે ત્યારે જ તે લંડન ગયો.

લંડનમાં મહારાણી વિકટોરિયાએ થોડા જ દિવસ પહેલાં પુત્રને જન્મ આપેલ હોઈ તેઓ પડદે હતા; એટલે તેમની મુલાકાત તરત ન થઈ શકી. પણ બીજી નામાંકિત વ્યક્તિઓ કે સંસ્થાઓએ જંગને પોતાને ત્યાં નોતરવાનો લાભ ઉઠાવવા માંડયો જંગને એ રીતે ત્યાં જવુ પસંદ નહોતુ છતાં તેને ઇન્ડિયા ઑફીસ લંડનના મુખ્ય નાટયગૃહો, ઘોડદોડનું મેદાન, ડયુક ઑફ વેલિંગ્ટન ને બીજા કેટલાક સેનાપતિઓ, થોડાક ઉમરાવો વગેરેનાં આમંત્રણ સ્વીકારવાં પડયાં.

ઘોડદોડના મેદાનમા કેટલાક ઉમરાવોએ દોડતા ઘોડાઓ સામે જોઈ જંગને પૂછયુઃ "આપ આમાંથી કયો ઘોડો આગળ આવી શકે એમ મારો છો?" જંગે એક તેજસ્વી છતા અણધાર્યા ઘોડા સામે આંગળી ચીંધી અને બધાની અજાયબી વચ્ચે એ જ ઘોડો આગળ આવ્યો.

એક ખૂબસૂરત ઉમરાવજાદીએ જંગને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. પણ પોતાને સમય ન હોઈ તેણે પોતાના ભાઇઓને ત્યા મોકલ્યા. ઉમરાવજાદીએ તો બાદશાહી ઠાઠમાઠથી ખાણાનાં ટેબલો તૈયાર કરાવેલા પણ જંગના ભાઈઓએ મુશ્કેલી ટાળવાને ઉમરાવજાદીના ઝગમગતા રૂપની પ્રશંસા કરતાં કહ્યું. "અમારાં નયન ભરાઈ ગયાં છે, ભૂખ જરીકે નથી રહી." ઉમરાવજાદી કઈ સમજી ન શકી. પણ પાસે બેઠેલા કેપ્ટને તેને સમજ પાડી કે, 'તેઓ હિંદુ છે, આપણી સ્પર્શેલ વસ્તુઓ તેમનાથી ખાઈ ન શકાય'—ત્યારે ઉમરાવજાદીએ હસીને તેમની પ્રશંસા કરી.

એક દિવસે જંગે લંડનના કેટલાક તબેલાઓની મુલાકાત લીધી તે પ્રસંગે તેણે કેટલાક ઘોડાઓની ખરીદી કરી. ત્યાંની એક ગોશાળામાંથી તેણે કેટલીક ગાયો પણ ખરીદી. એક ઠેકાણે ખાનગી વેપારીના એક તેજસ્વી ઘોડાએ તેનું ધ્યાન આકર્ષ્યું. તેણે તેના માલિકને તેની કિંમત પૂછી તો રૂ. ૬૩૦૦ જણાવવામાં આવી. જંગે ઘોડો કેવુ કૂદી શકે છે એ તપાસવા ઇચ્છયુ પણ માલિકે જણાવ્યુ કે એ મહેલગાહી ઘોડો હોઈ ઝાઝું કૂદી ન શકે. છતાં જંગે એ ઘોડાને કુદાવવાનો આગ્રહ સેવતાં જંગના ભાઈએ દૂર એક ખુલ્લી તલવાર રાખીને ઘોડાને નુકશાન થાય તો કિંમત ભરી આપવાની શરતે માલિક પાસે ઘોડાને છૂટો મૂકાવ્યો. બધા પ્રેક્ષકોની અજાયબી વચ્ચે ઘોડો તલવાર કૂદાવી ગયો હવે માલિકે મોંઘા થઈ તેના રૂ. ૮૪૦૦ માગ્યા. જંગે હસીને કહ્યું, "હવે તો તમને એના ૪૨૦૦ રૂપિયા જ મળશે અને તેમાં પણ જો ઢીલ કરશો તો કિંમત ધીમેધીમે ઘટતી જ જશે." ગૂંચવાઇને ગલ્લાંતલ્લાં કરતા એ અંગ્રેજ વેપારીએ છેવટે રૂ. ૨૧૦૦માં જંગને જ એ ઘોડો વેચ્યો. જંગે તેને રૂ. ૫૦૦ની બક્ષીસ આપી.

બીજે દિવસે જંગે લંડનની મુખ્ય વ્યાયામશાળાની મુલાકાત લીધી. ત્યાં લંડનના એક અદ્વિતીય મલ્લે પોતાની અનુપમ શક્તિનાં બણગાં ફૂંકતાં જંગે પોતાની સાથેના એક કુસ્તીબાજને એની સામે અખાડામાં ઊતાર્યો અને એ નેપાળીએ ઇંગ્લાંડના મલ્લનાં હાડકાં ખોખરાં કરી નાંખ્યાં. જંગે એ મલ્લ ઉપર દયા લાવી તેને થોડીક સોનામહોરો બક્ષી.

આ પછી જંગે બૅંક ઑફ ઇંગ્લાંડ, ટેમ્પલ, લંડનનાં દવાખાનાં, બાગબગીચા, સંગ્રહસ્થાનો, લશ્કરી ટુકડીઓ વગેરેની મુલાકાત લીધી. કેટલેક સ્થળે જણાતી સુશોભિત વ્યવસ્થાએ તેને મુગ્ધ કર્યો. તેણે કેટલીક નોંધો ટપકાવી લીધી. એ પ્રસંગે તે હિંદના માજી વાઈસરોય, ઇંગ્લાંડના પરદેશમંત્રી વગેરેના સંસર્ગમાં આવ્યો.

એક દિવસે જંગ અકસ્માત માંદો પડ્યો. તે પ્રસંગે તે સમયના ઇંગ્લાંડના નામાંકિત વૈદ્ય સર બેન્જામીનને બોલાવવામાં આવ્યા. બેન્જામીને સુંદર સારવાર કરી જંગને બે ત્રણ દિવસમાં જ સાજો કરી દીધો. જંગે વૈદ્યને ૭૫૦૦ રૂપિયા આપવા માંડ્યા પણ વૈદ્યે પોતાની ફીના રૂ. ૧૫૦૦ ઉપરાંત વિશેષ લેવા ના કહી. આવા કેટલાક પુરુષોએ જંગના મન પર બ્રિટન અને તેની પ્રજા વિષે સુંદર છાપ પાડેલી.

આ સમય દરમિયાન મહારાણી વિકટોરિયા પ્રસુતિભવન છોડી બહાર આવી ચૂક્યાં હતાં. તેમની સાથે તરત જ જંગની મુલાકાત ગોઠવવામાં આવી. જંગે પતિની સાથે દિવાનખંડમાં બેઠેલાં મહારાણીને નમન કરીને ભેટણું ધર્યું. મહારાણીએ વળતાં નમન કરી હસીને જંગનું સન્માન કર્યું; ને તેની સાથે ખુલ્લા દિલે વાતચીત કરી. જંગને મહારાણી ખૂબ જ પ્રભાવશાળી ને આકર્ષક લાગ્યાં.

બીજે દિવસે પણ મુલાકાત ગોઠવાઈ. તે વખતે મહારાણીએ જંગને બાલકુંવરની સંસ્કારવિધિમાં હાજર રહેવા આમંત્રણ આપ્યું. જંગે આમંત્રણનો સ્વીકાર કરી પ્રસંગ પર હાજરી આપી. મહારાણીએ તેને પોતાની સમીપ જ બેસાડ્યો. અહીં તે ભવિષ્યના જર્મન શહેનશાહ પ્રીન્સ વિલિયમ સાથે સંસર્ગમાં આવ્યો. મહારાણીએ જંગને નેપાળની પ્રાકૃતિક લીલા સંબંધી પૂછપાછ કરી. તે પછી બાલકુંવરની સલામતિમાં દારૂની રંગરેલ ચાલી પણ જંગે પોતાનો પ્યાલો સાથેના કેપ્ટનને આપી દીધો.

થોડાક દિવસ બાદ મહારાણીએ એક જંગી મહેફીલ ગોઠવી તેમાં તેમણે જંગને પોતાની સાથે જ જમવાનો આગ્રહ કર્યો પણ જંગે વિનયપૂર્વક એ રીતે જમવાની પોતાની અશક્તિ દર્શાવી.

તે પછી જંગે મિજબાનીઓ કે મુલાકાતો, ભેટ કે જુદી જુદી આકર્ષક કળાઓ—દરેક રસ્તે લંડનમાં મિત્રોનું જુથ જમાવવા માંડ્યું. મહારાણીનો માનીતો મહેમાન હોય અનેકોએ તેની સાથે મિત્રતા કેળવવામાં ગૌરવ જોયું. પ્રસિદ્ધ સેનાપતિ વેલિંગ્ટન ને મહારાણીના પતિ પ્રીન્સ આલ્બર્ટ પણ તેની સાથે સ્નેહનાં બંધને સંકળાયા. જંગના ભાઈઓએ પાર્લામેન્ટની મુલાકાત લઈ ત્યાં પણ પોતાની છાપ પાડી. સ્ટીમર પર જ્યારે તેમને જંગી મહેફીલ અપાણી ત્યારે થેકરીએ આ નેપાળી મહેમાનોના માનમાં પોતાની જગવિખ્યાત સન્માનકવિતા રચેલી.

છેલ્લે દિવસે જંગે રાણીની મુલાકાત લીધી. તે પ્રસંગે મહારાણીએ તેને સ્વતંત્ર રાજ્યના અધિપતિ સરીખી વિદાય આપી. ઉમરાવો, ઉમરાવજાદીઓ ને મંત્રીઓથી ચિકાર દિવાનખંડમાં મહારાણીએ જંગના શૌર્યની, તેની પ્રતિભાની, તેની મમતાની પ્રશંસા કરી. જંગે આ રીતે

નેપાળને માટે ઇંગ્લાંડનું હૈયું જીત્યું પણ હિંદના કમનસીબે તે પોતાનું હૈયું પણ ઇંગ્લાંડને આપતો આવ્યો. મહારાણીએ તેના મન પર ઇંગ્લાંડ એટલે સ્વર્ગખંડ અને તેની પ્રજા એટલે દેવ એવી છાપ પાડી દીધી. એ છાપ ઇંગ્લાંડને સત્તાવનના બળવા પ્રસંગે કામ લાગી.

ઇંગ્લાંડ છોડી જંગ ફ્રાન્સ આવ્યો. ત્યાં પણ તેને બાદશાહી સન્માન મળ્યું. ફ્રાન્સના પ્રમુખે તેનું ભાવભર્યું સ્વાગત કર્યું, અને જંગની સાથે ફરી પેરીસ અને ફ્રાન્સનાં જોવાલાયક સંગ્રહસ્થાનો, કલાભવનો, મહેલો કે બાગબગીચા બતાવ્યા. મહાન નેપોલિયનની દરગાહની જંગના મન પર ઘણી ઊંડી છાપ પડી. નેપોલિયનના ભાઈની પણ તેણે મુલાકાત લીધી. જ્યારે તેને ફ્રાન્સના એક લાખ સૈનિકોની નિર્મલ કવાયત બતાવવામાં આવી ત્યારે તેણે ઊંડો સંતોષ ને ફ્રાન્સને માટે મધુર પ્રેમ અનુભવ્યો.

ફ્રાન્સની વિદાય પછી જંગ મીસર અને એડન થઈ મુંબઈ બંદરે ઊતર્યો. અહીં પણ તેનું શાહી સન્માન થયું. અહીંથી તે દ્વારકાની મુલાકાતે ગયો ને ત્યાં પ્રભુચરણે રૂ. ૫૦૦૦ની ભેટ ધરી. તે પછી રામેશ્વરનાં દર્શન કરી ત્યાં પણ ૫૦૦૦ની ભેટ મૂકી તે કોલંબો થઈ કલકત્તા પહોંચ્યો.

કલકત્તાથી બનારસ પહોંચી ત્યાં તેણે કાશીવિશ્વનાથનું ભાવભર્યું પૂજન કર્યું. અહીં વસતાં નેપાળનાં માજી મહારાણી અને તેમના કુંવરો વચ્ચે ચાલતી તકરારનો તેણે નીવેડો આણ્યો અને પછી તરત જ તે નેપાળને પંથે પડ્યો. એક વર્ષની ગેરહાજરી પછી તે ખટમંડુના પોતાના નામાંકિત મહેલ થાપથલીમાં આવી પહોંચ્યો.

જંગ આ રીતે પરદેશથી વિજય કીર્તિ વરીને આવ્યો. છતાં કાવતરાબાજો હજી જંપ્યા નહોતા. પરદેશમાં તેની સાથે રહેનાર એક સાથીએ ગુપ્ત અફવા ઉડાડી કે જંગે ખ્રિસ્તિઓ સાથે ભોજન લઈ હિંદુત્વને કલંક લગાડ્યું છે. જંગ જેવા નરવીરને હિંદુ સમાજની બહાર કરવો સંભવિત નહોતો, એટલે તેના ખૂનની યોજના રચાણી અને તે યોજનામાં જંગના જ બે ભાઈ ઉપરાંત નાનો રાજકુમાર વગેરે સામેલ થયા. પણ એક ભાઈનું હૈયું પીગળી જવાથી યોજના બહાર પડી ગઈ ને કાવતરાબાજોને કેદ કરી બ્રિટિશ હદમાં મોકલી દેવામાં આવ્યા.

આ પછી નેપાળમાં જંગ બિનહરીફ બન્યો. તે જ નેપાળનો સાચો શહેનશાહ ગણાવા લાગ્યો. રાણા સુરેન્દ્રવિક્રમે તેના વર્ચસ્વથી કંટાળી નિવૃત્ત થવાનો વિચાર કર્યો, પણ જંગે તેને યુક્તિથી સિંહાસન પર ટકાવી રાખ્યો. પ્રજામાં તેણે જરૂરી સુધારા કર્યા. કાયદાને વ્યવસ્થિત બનાવી દેશમાં તેણે સુખ અને શાંતિની સ્થાપના કરી.

જંગબહાદુર સ્વભાવે દયાળુ છતાં નિર્દયતાના કેસોમાં તે કડક ન્યાયાધીશ હતો. એક પ્રસંગે એક મોચીની સાથે પ્રેમમાં પડેલી કોઈક સ્ત્રીએ પોતાનું દુષ્ચરિત છુપાવી રાખવાને પોતાના બાળપુત્રને મારી તેનું જ આળ પતિને પીરસ્યું. પતિને શક જતાં તેણે તપાસ કરાવરાવી ને પાપ બહાર આવતાં તે કેસનો છેવટનો ફેંસલો જંગની સમીપ આવ્યો. જંગ આ નિર્દયતા ન સહી શક્યો. તેણે તે સ્ત્રીને ભૂખ્યા વાઘના પીંજરામાં ધકેલી દેવાની આજ્ઞા ફરમાવી. પણ વાઘ એ સ્ત્રીને ન અડક્યો. જ્યારે એને ખૂબ ઉશ્કેરવામાં આવ્યો ત્યારે તેણે એને ચૂંથી નાખી, પણ દિવસો સુધી ભૂખે મરતા છતાં એ સ્ત્રીના માંસને તો તે ન જ સ્પર્શ્યો. જંગને આ પરથી પ્રાણીઓના સ્વભાવ, તેમની બુદ્ધિ, તેમની મહત્તા વગેરે વિષે માન પેદા થયું.

જંગબહાદુરની વિરલ સેવાથી આકર્ષાઈ નેપાળની પ્રજાએ તેનું સ્મારક ઊભું કરવાની મહેચ્છા દર્શાવી. જંગે પહેલાં તો વાંધો ઉઠાવ્યો પણ પછી ખૂબ આગ્રહ થતાં,

એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ન્યાયગ્રન્થ પકડેલી જંગની આરસની પ્રતિમા, તેની અનુમતિથી, કવાયતભૂમિ ઉપર ખુલ્લી મૂકવામાં આવી.

આ પછી જંગે નેપાળના રાજકારણમાં પોતાની પ્રતિભા અવિચલ બનાવવાને સુરેન્દ્ર વિક્રમની કુંવરી વેરે પોતાના મોટા પુત્રનાં લગ્ન લીધાં. લગ્ન પ્રસંગે વરની ઉંમર આઠ વર્ષની ને કુંવરીની ઉંમર છ વર્ષની હતી. લગ્ન પછી તરત જ રાજકુંવરી પોતાના પતિગૃહે રહેવાને ગઈ. તે પોતાની સાથે લાખોનો કરિયાવર લાવેલી. એ રીતે જંગની મિલકતમાં પણ અપૂર્વ વધારો થતો ગયો. એ જ મહીનામાં જંગે પોતે પણ સ્વ. વડાપ્રધાન ફતેહજંગની પુત્રી ને પોતાના વિરોધી પક્ષના સરદાર ગુરુપ્રસાદની નાની બહેન વેરે લગ્ન કર્યાં. બંને લગ્નો પ્રેમ કરતાં રાજકારણપ્રધાન હતાં. એ બંનેથી જંગનું બળ નેપાળમાં અદ્વિતીય બન્યું.

આ રીતે આંતરિક એકતા થઈ જતાં જંગની નજર બહારના પ્રદેશો પર પડી. તિબેટની સાથે નેપાળને થોડોક સમય જતાં ઝગડો જાગ્યો હતો. વર્ષો પહેલાં જ્યારે નેપાળ ને તિબેટ વચ્ચે ઝગડો જાગેલો ત્યારે તિબેટની મદદે ચીનની શહેનશાહત આવી પહોંચવાથી નેપાળને નમતું મૂકવું પડેલું ને પોતાનો થોડોક પ્રદેશ ચીનને દસ્તક સોંપવો પડેલો. તે વખતે તિબેટ અને નેપાળ બંને ચીનનાં ખંડિયાં ગણાયેલાં. તે પછી કંઈક શાંતિ હતી. પણ થોડાક વખતથી તિબેટના સત્તાધિશો અને ત્યાં રહેતો ચીનનો એલચી નેપાળી વ્યાપારીઓ અને મુસાફરોને સતાવવા માંડ્યા હતા. આ માટે જંગે વિષ્ટિસર વાંધો ઉઠાવ્યો પણ તેનો કંઈ નિકાલ ન આવતાં તેણે યુદ્ધનો આશ્રય લીધો. ચીનમાં આ સમયે આંતરિક ઝગડો ચાલતો હોઈ ત્યાંથી તિબેટને મદદ મળવી સંભવિત નહોતી. એટલે જંગને આ યુદ્ધમાં પાછલું કલંક ભૂંસી નાખવાની પણ આશા બંધાઈ.

તેણે તરતજ લશ્કરમાં જરૂરી વધારો કરી તેમના હાથમાં અભિનવ શસ્ત્રો મૂક્યાં. દરેક ટુકડી પર તેણે વિશ્વાસુ અને વીર સેનાપતિની નિમણુક કરી. લશ્કરી સ્વયંસેવકોની ટુકડીઓ પણ જોતજોતામાં ઊભી થવા લાગી. સર્વેને નેપાળની વિજયધ્વજા ફરકાવવી હતી. શરૂઆતમાં તો તિબેટે સામનો કર્યો પણ તેનું બળ છેવટે ઘટવા માંડ્યું. નેપાળના હાથમાં તિબેટના કિલ્લા, ઘોડાઓ, લશ્કરી સરંજામ ને સમૃદ્ધિ આવવા લાગ્યાં. એક ઠેકાણેથી ૪૫ મણ તેજંતુરી ( સોનાની રેતી ) મળી આવી. ચીનની મદદ ન મળી શકવાથી તિબેટે છેવટે નરમ પડી સલાહની માગણી કરી. ને નેપાળે દશ હજારની વાર્ષિક ખંડણી, નુકશાનનો બદલો વગેરે લઈ તિબેટની સાથે મિત્રતાના કરાર કર્યા.

આ રીતે સર્વત્ર વિજયી બનેલ જંગે હવે પોતાના ભાઇની તરફેણમાં નેપાળના પ્રધાનપદેથી રાજીનામું આપ્યું. પણ નેપાળી પ્રજાને એ ન રુચ્યું. તેણે જંગને એ પદ સાચવવા ખૂબ આગ્રહ કર્યો. પણ જ્યારે જંગે ન માન્યું ત્યારે તેમણે જંગને સુરેન્દ્રવિક્રમની અનુમતિથી, કસ્કી અને લામ્જંગ નામે બે પ્રાન્તનો સ્વતંત્ર રાજા બનાવ્યો; તેને મહારાજાનો ઇલકાબ બક્ષ્યો; નેપાળના સર્વસત્તાધિકારીના તેને અધિકાર આપ્યા; નેપાળપતિને પણ કબજામાં રાખવાની તેને સત્તા આપી ને નેપાળના વડાપ્રધાનનું પદ તેના વંશમાં કાયમ બનાવ્યું.

એકાદ વર્ષ સુધી પ્રધાનપદ ભોગવી જંગનો ભાઈ અવસાન પામ્યો. તે પછી જંગે ફરી એ પદ સંભાળી લીધું. પણ હવે તો તે નેપાળનો ખરેખરો ચક્રવર્તી સમ્રાટ બની ગયો.

આ અરસામાં હિંદમાં સત્તાવનનો બળવો ફાટી નીકળ્યો. ઇંગ્લાંડ જઈ આવ્યા પછી જંગે પોતાનું હૈયું તો બ્રિટનને ચરણે ધરી દીધું હતું. બળવાના સમાચાર મળતાં જ તેણે

પોતાની શક્તિ અને સત્તા, સૈન્ય અને સમૃદ્ધિ અંગ્રેજોની સેવામાં ધર્યા; ૭ હજારના ગુરખા સૈન્ય સાથે તે હિંદી જુવાળને કચરી નાખવા દોડી આવ્યો. પણ વાઇસરૉયે તેની સેવાનો અસ્વીકાર કરતાં તેને વીલા મુખે પાછા ફરવું પડ્યુ . એ સમયે કેટલાક સ્વદેશ-ભક્તોએ તેને કચરી નાંખવાની યોજના ઘડી પણ યુક્તિબાજ જંગ સહેજે બચી ગયો. ને અંગ્રેજો જ્યારે હિંદમાં ખરેખર સપડાઇ ગયા ત્યારે જંગ ફરી તેમની મદદે દોડી આવ્યો ને પોતાની અનુપમ સેવાથી પડતા બ્રિટિશ સામ્રાજ્યને તેણે બચાવી લીધુ.

તેની એ સેવા અનેકવિધ હતી કેટલેક ઠેકાણે તેના સૈન્યે બળવાખોરોને પાછા હઠાવ્યા તો કેટલેક સ્થળે અંગ્રેજમિત્રોનો છૂટકારો કર્યો, કેટલેક ઠેકાણે તેમણે કતલ ચલાવી તો કોઇક સ્થળે લૂંટફાટ પણ કરી ઝનૂની બળવાખોરોની સામે તો જંગ અંગ્રેજોને દેવદૂત સમો થઈ પડ્યો. કેમકે તેનું સૈન્ય હિંદી યુદ્ધકળાથી પરિચિત હતુ ને બળવાખોરો અંગ્રેજો સામે લડે એવા ઝનૂનથી તેની સામે લડી શકતા પણ નહિ કેટલાક હિંદી રાજાઓને પણ અંગ્રેજોના પક્ષે બેસાડવામા તેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો ઔધના નવાબે તેને બળવાખોરોને પક્ષે ભળવાની કરેલ વિનંતિના જવાબમા તેણે તે નવાબને અંગ્રેજોના ચરણે જઇ ઢળવાની દીધેલી સલાહ કરુણાજનક છે અંગ્રેજોએ તેને એ મદદનો તાત્કાલિક બદલો પણ આપ્યો. લખનૌની કાયદેસર જંગી લૂટમા જંગને અને તેના સૈન્યને ભાગ પડાવવાની છૂટ આપવામા આવી. ક્રરોડોનું ઝવાહિર, કિંમતી કાપડ, અગણિત નાણું, સોનાચાંદીના વાસણો, અમૂલ્ય કલાસામગ્રી અંગ્રેજ-ગુરખા લૂટારાઓના હાથમા જઇ પડી. બિચારા લડાયક ગુરખાઓને તો અમૂલ્ય વસ્તુઓનું ભાન પણ નહોતુ. મોતીની માળાઓમાથી સોનાના તાર ખેંચી લેવાને તેમણે લાખોની કિંમતના મોતી રસ્તે વેરી નાખ્યા, અમૂલ્ય રત્નકંબલોને ભોંય પર પાથરી તેઓ તેના પર આળોટવા લાગ્યા

હિંદી બળવાની આ રીતે ઘોર ખોદી વિજયી જંગ નેપાળ પાછો ફર્યો અંગ્રેજોએ તેને પોતાના લાડીલા સહાયક તરીકે અભિનંદનના સંદેશા મોકલ્યા હિંદી વાઇસરૉય લૉર્ડ કેનિંગે જંગનાં ગુણગાન કરતો પત્ર લખી, તેની અનુપમ સેવાના બદલામા, નેપાળનો જે થોડોક પ્રદેશ બ્રિટિશ હિંદમાં ભેળવી દેવામા આવ્યો હતો તે તેને પાછો સોંપ્યો. બ્રિટનના સત્તાધીશોને લાગ્યું કે કચરાયલ નેપાળ કરતા સ્વતંત્ર નેપાળ તેમને વધારે લાભદાયી છે પરિણામે નેપાળને તેમણે સન્માન્ય મિત્ર રાજ્ય તરીકે કબૂલ્યુ. બ્રિટનના મહારાણીએ જંગ પર ભારેમા ભારે ઇલ્કાબોની નવાજેશ કરી મહારાણીના પતિ પ્રીન્સ આલબર્ટે અભિનંદનપત્ર લખી તેની પ્રશંસા કરી.

બળવાની નિષ્ફળતા પછી બળવાખોરોમાના કેટલાક નેપાળની સરહદમાં ભરાયા. બ્રિટનના મિત્ર તરીકે તો જંગ એ બધાને અંગ્રેજોને સોંપી દેત પણ હિંદુઓનો પવિત્ર અતિથિધર્મ તેનાથી છોડાય એમ નહોતુ. ઔધના નવાબ અને તેની માતા જેવી કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓને તેણે વર્ષાસન બાંધી આપ્યુ, કેટલાકને નિવાસની ગોઠવણ કરી આપી, તાબ્રાને ચડ્યા એને પૂરા કર્યા, ને જે લોકો ફોજદારી રીતે ગુન્હેગાર ઠરતા હતા, તેમને તેણે અંગ્રેજોને સોંપી દીધા. બળવાખોરોના હાથમા કેટલાક અંગ્રેજ કેદીઓ હતા તેમને તેણે મુક્તિ અપાવી.

જુના ભારતીય રાજવીઓની જેમ જંગ ઘણી વખત ગુપ્તવેશે નગરની નવાજૂની જાણવા નીકળતો. એ પ્રસંગે કોઇ ગુપ્ત વીરો, સાચા સેવકો કે દેશભક્તોનાં ભાગ્ય ખૂલી જતા,

જ્યારે ક્રોડીઓ અને દંતીઓના પટ ચીરાઇ જતા. કેટલીક વખત તે જુગારખાનામાં જઇ ચડતો અને પોતે પણ ગુપ્તરીતે રમવા બેસી જતો. એવાં સ્થળે તેને ઘણું જાણવાનું મળતું. તે જીત પણ સહેલાઇથી મેળવી લેતો. એક દિવસે તેણે એક જ રમતમાં રૂપિયા ૨૫૦૦ મેળવેલા.

હિંસક પ્રાણીઓના શિકારનો તેને વિશેષ શોખ હતો. તે માટે અનેક વખતે તે જીવલેણ સાહસોમાં પણ ઝંપલાવતો. ઘણી વેળા તે ભાઈને પ્રધાનપદ સોંપી દિવસોના દિવસો જંગલમાં ગાળતો. એ સમયનાં એનાં સાહસો એવાં રોમાંચક છતાં એટલી સંખ્યામાં છે કે તે બધાંની નોંધ ઘણી લાંબી થઈ પડે.

સાહસી હોવા સાથે જ તે સાહિત્ય અને કલાનો પણ એટલો જ પૂજક હતો. સાહિત્યકારો અને કલાકારોને તે અવનવાં ઉત્તેજન આપતો. તેણે તે પ્રદેશનાં પંખીઓ અને પશુઓની જુદી જુદી જાતોનાં તેમજ કુદરતી લીલાનાં લેવરાવેલ ચિત્રો હજી પણ સચવાઈ રહ્યાં છે. ગ્રન્થભંડારો પણ તેને અતિ પ્રિય હતા. રાજ્યના મુખ્ય ગ્રન્થભંડારમાંથી ગોરા વિદ્વાનોએ અમુક અલભ્ય પ્રતો પચાવી પાડ્યાના સમાચાર મળતાં જ તે ઉશ્કેરાઇ ગયેલો. તેણે કોઈ પણ ઉપાયે એ ગ્રન્થો કે તેની નકલો મેળવવાનો આગ્રહ કર્યો. અને ગુમ થયેલમાંથી ઘણાખરાની નકલો તેણે એ રીતે પાછી મેળવાવી પણ લીધી. તેમાં કેટલાક તાંત્રિક ગ્રન્થો, મુદ્રારાક્ષસ, સિદ્ધાન્ત દીપિકા, ગુહ્ય સમાજ, મેઘસૂત્ર, વજ્રસૂચિ, વરાહમિહિરકૃત જ્યોતિષ વગેરે મુખ્ય હતા.

તેનો સ્વભાવ પણ એટલો જ ઉદાર હતો. તેણે બ્રાહ્મણોને દાનમાં હજારો ગાયો આપી, સુવર્ણનો રથ આપ્યો, રત્નધેનુ આપી. નાનાં છોકરાંઓને સાહસિક હરિફાઈઓમાં પ્રેરી તે તેમને સુંદર ઇનામો આપતો. એક પ્રસંગે એક ગરીબ કાબુલીનું કાપડ ખપતું નહોતું ને તે બિચારાને દેશ પાછા જવું હતું, તે વખતે જંગે પોતાને બિનજરૂરી છતાં તેનું બધું જ કાપડ ખરીદી લીધેલું. નેપાળનાં કેટલાંક દેવાલયો સૈકાઓથી જીર્ણ થઈ રહ્યાં હતાં તે તેણે ચીનથી કુશળ ઇજનેરો બોલાવી લાખોના ખર્ચે સમરાવી દીધાં. એક પ્રસંગે તે હરિહર છત્રના મેળામાં ગયેલો. ત્યાં વેપારીઓને ખટાવવા તેણે એક જ રાતમાં રૂા. ૩૫૦૦૦ ની ચીજોની ખરીદી કરી.

તેની ન્યાયપ્રિયતા પણ એટલી જ ઉજ્જવળ હતી. એક શહેરીએ તેના પિતાને ચોવીશ વર્ષ પૂર્વે, તેની ગરીબ સ્થિતિમાં, ગુપ્ત રીતે, રૂ. ૨૩૦૦ આપ્યા હોવાની વાત કરી ને જંગે તરત જ તેને વ્યાજ સાથે તે નાણાં ચૂકવી આપ્યાં. એક ગામના જમીનદારે ન્યાયાધીશને ફોડી એક કેસનો ચુકાદો પોતાની તરફેણમાં મેળવેલો. જંગ તરત જ ત્યાં જઈ પહોંચ્યો ને ઊંડી તપાસ કરી જમીનદાર દોષિત જણાતાં તેનો દંડ કર્યો, નિર્દોષને બદલો આપ્યો, ન્યાયાધીશને નાળિયેર પરખાવ્યું. મહારાણા સુરેન્દ્રવિક્રમે એક નિર્દોષ અમલદારનું અપમાન કરતાં તેણે મહારાણાની પણ ધૂળ કાઢી નાંખી. સત્તાવનના વીર સેનાપતિ નાનાસાહેબનાં નેપાળમાં વસતાં મહારાણીને એક ઝવેરીએ તેમની બે હીરાની બંગડીઓના વેચાણમાં છેતરેલાં. જંગને એ સમાચાર મળતાં જ તેણે ઝવેરીનો દંડ કરી મહારાણીને યોગ્ય બદલો અપાવ્યો. એક સ્થળે એક સ્ત્રીને રડતી જોઈ તે તેના ઊંડાણમાં ઊતર્યો અને તેમાં સ્ત્રીના ધણીનો દોષ જણાતાં તેણે તે ધણીને ધમકાવ્યો એટલું જ નહિ પણ કાયદો કર્યો કે કોઈ પુરુષ પોતાની પત્નીને વિશેષ પડતી હેરાન કરે તો તેને એવી કડક સજા કરવામાં આવશે

કે જેમાથી તેની સ્ત્રી તેને માફી મળે તો જ થોડીક છૂટછાટ મળી શકે કેટલાક સૈનિકોએ કંઇક ચોરી કરતા તેણે તેમને લાબી મખત કેદમા ધકેલી દીધા ર૭ કે બિહારમાથી આવેલા થોડાક લોકોને નેપાળમા કઈ સ્થાન નહોતુ તેઓ કોચેમોચે કેવાતા ને અત્યજ લેખાતા જંગે તેમને દરબારમા ન્હોતરી પોતે જ તેમના હાથે પાણી પીધુ ને નેપાળમાથી એ જ પળે અસ્પૃશ્યતા દૂર થઈ એક સ્ત્રીએ ઘરમા ધસી આવેના એક વાઘ સામે ટક્કર ઝીલેની તેને તેણે સુંદર ઇનામ આપ્યુ એક બુદ્ધ મંદિરની કેટલીક જાગીરો ગાળે જપ્ત કરેની પણ તેના દાનનું તામ્રપત્ર મળી આવતા તેણે તે તરત જ પાછી સોંપાની તેરાઈમા થતી કેટલીક ચોરીઓની પાછળ ત્યાના સૂબેદારનો હાથ જણાતા તેણે તેને સખત કેદમા હડસેલી મૂક્યો બાકીના નાયબ સૂબાએ પોતાના પ્રદેશમા સુંદર વ્યવસ્થા જાળવતા તેને તેણે તરત જ ઊંચે દરજ્જે ચડાવ્યો આમ દોષિતને શિક્ષા ને ગુણવાનને યોગ્ય ઇનામ દ્વારા તેણે અધાધૂંધી ભર્યા નેપાળને થોડા જ સમયમા સુંદર વ્યવસ્થાના શિખરે ચડાવી દીધુ

નેપાળનો સર્વસત્તાધીશ છતા સિપાઈથી માડી મહારાણા સુધીની બધી જવાબદારીઓ તેને શિરે લટકતી બધા જ કાર્યો પર તેને દેખરેખ રાખવી પડતી બધી જ બાબતોમા તેની સલાહ મગાતી તે પરોઢમા ઊઠી પ્રભુપૂજન કરતો પછી નાસ્તો કરી ન્યાયાસન સભાળતો ભોજન પછી બીજા રાજકીય કામો પર તેને દેખરેખ રાખવી પડતી

બ્રિટનનો દોસ્ત છતા તે સ્વદેશપ્રેમી ને ધર્મનિષ્ઠ હતો તેને આયુર્વેદ પર પૂર્ણ શ્રદ્ધા હતી તે માટે તેણે હિમાલય અને પશ્ચિમ હિંદમાથી અનેક જાતના છોડ મગાવેલા તેણે કેટલાક ભારરૂપ થઈ પડેલા રિવાજો જો કે બધ કર્યા છતા તે રીતરિવાજનો ચુસ્ત ઉપાસક હતો તેની કિંમત તે સમજી શકતો ચીનના શહેનશાહે જ્યારે તેની પ્રશંસા કરી યોગ્ય ઈલ્કાબ આપ્યો ત્યારે બ્રિટનના ગમે તેવા મોટા ઈલ્કાબો કરતા તેણે તેની કિંમત વધારે આંકી

થોડાક સમય પૂર્વે પોતાના નાના પુત્રનું લગ્ન તેણે નાની રાજકુવરી વેરે કરેલુ આ અરસામા તેણે પોતાની પુત્રીનુ લગ્ન નેપાળના પાટવીકુવર ત્રૈલોક્યવિક્રમ વેરે કર્યું આમ નેપાળના રાજવંશ સાથેનો તેનો સબધ અતૂટ બન્યો

હવે તે ઉત્તરાવસ્થામા પ્રવેશતો હતો તેણે માતાને બે પત્નીઓને એક પુત્રને બે ભાઇઓ ને સ્મશાને વળાવ્યા હતા તેની સ્વાભાવિક શક્તિ એટલી જ પ્રભાવશીન છતા અતરમાથી તે ત્યાગી બની રહ્યો હતો એક વખતે તો તેને સાધુ બની જતો માડ અટકાવાયેલો

૧૮૭૫ મા તેણે બીજી વખત યુરોપ જવાની વ્યવસ્થા કરી થોડા જ સમયમા યોગ્ય રસાલા સાથે તે નેપાળથી નીકળી ચૂક્યો અલ્હાબાદમા તેને એ રસાલા સાથે ત્રિવેણી સ્નાન કરવાની ઈચ્છા થઈ પણ લેફ્ ગવર્નરે સશસ્ત્ર સૈનિકો સાથે નદી પર જવાની અનુમતિ ન આપતા તે ખીજાયો વાઈસરૉયને એ સમાચાર મળતા જ તેણે દિલગીરી દર્શાવી બધી અનુકૂળતા કરી આપી પણ જંગે એ વખતે સ્નાન ન જ કર્યું

ત્યાથી તે ગોદાવરી–નર્મદાના પ્રદેશમા થઈ ત્યા પવિત્ર જળમા સ્નાન કરી મુબઈ પહોચ્યો પણ મુબઈમા ઘોડાના અકસ્માતથી શારીરિક ઈજા થતા તેને તરત જ નેપાળ પાછા ફરવુ પડયુ

આ અરસામાં બ્રિટનના પાટવીકુવર હિંદની મુલાકાતે આ યા જંગે પણ પોતાના ભાઈને સામે મોકલી તેમને નેપાળમા શિકારે આવવાનું આમત્રણ આપ્યુ કુવરે એ આમ

ત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો. જંગે તેમની સાથે ત્રણેક અઠવાડિયાં સુધી તેરાઇના જંગલોમાં ઘૂમી હિંસક પ્રાણીઓના શિકારની તેમને કળા શીખવી. કુંવર અતીવ આનંદ પામી શુભેચ્છા સાથે પાછા ફર્યા.

જંગનું સ્વાસ્થ્ય હવે ધીમેધીમે લથડતું જતું હતું. એ જ અરસામાં એનો બીજો પુત્ર અવસાન પામ્યો. તેને અપાર વેદના થઈ. તે શાંતિ માટે જંગલોમાં શિકારે ચાલ્યો. પણ તબિયત વધારે લથડી. તેને તરત જ પાછો ફેરવવામાં આવ્યો. પણ રસ્તે તેની આંખોનું નૂર ઓલવાઈ ગયું. ને પછીના બેત્રણ દિવસમાં જ બાગમતી નદીને કિનારે, પથરઘાટમાં, ૧૮૭૭ના ફેબ્રુઆરીની પચીશમીએ તે અવસાન પામ્યો. તેની પાંચ પત્નીઓમાંથી મોટી ત્રણ તેની પાછળ સતી થઈ, નાની બેને કુમળાં સંતાન હોઇ તેમને તેમ કરતાં વિનંતિપૂર્વક અટકાવવામાં આવી.

આમ જંગ ગયો, પણ નેપાળમાં એની જીવનપ્રભા હજી જ્વલતીજાગતી છે. નેપાળની ગાદી પર, ત્યાંના પ્રધાનપદે તેના જ વંશજો શોભે છે. મુસાફરો ત્યાંથી કંઈક ને કંઇક તેનીજ સ્મૃતિ લઈ પાછાં ફરે છે.



# મજલિસમાં–

નૌતમ

"અહો ! શા દિવ્ય સંગીતે આભ–પ્યાલી છલી રહે,
કિન્નર કંઠ આ કોનો નીરવે માધુરી ઝરે ?
સ્વર હિલોળ ચગે, નભ નીલમાં
મધુરિમા લસી મેઘકમાનની;
સુભગ સાંજની માદક લાલિમા
પ્રપી રહી સૂર–માધુરી ગાનની !"
"સુરીલાં ગાનતાને કો દેહવલ્લરી નાચતી,
અંગની ભંગિમા દેખી નેનપલ્લવી રાચતી !
લાવણ્ય અંગે લસતાં અનંગનાં,
લાલિત્ય એ લાસ્ય તણાં અનૂપ;
સંગીત ને નૃત્ય–લીના સ્વરૂપ
ભૂલે દિશા, જેમ દીવે પતંગિયા !"
ગામને ગોંદરે સાંજે જામી છે મજલિસ, ત્યાં
ગર્દભરાજ ને ઊંટે સંગીત નૃત્ય આદર્યાઃ
"બ્હોત ! વ્હા ! ખૂબ ! દુબારા !" પ્રસંશાની પરંપરા
ચાલી અન્યોન્ય માટે ત્યાં: "અહો રૂપમ્ અહો ધ્વનિ !"

જગતને જેણે સંસ્કાર આપ્યા-સમૃદ્ધિ આપી, પયગંબરો આપ્યાં-તત્ત્વજ્ઞાન આપ્યું, કલા આપી-સંસ્કૃતિ આપી છતાં આજે હિંદમાં જે ગુલામ છે, ન્યુઝીલેન્ડ કે ઑસ્ટ્રેલિયામાં જે ભૂંસાઇ ગઈ છે, અમેરિકામાં આજ સુધી જેને બાળી દેવામાં આવી છે, ચીનમાં જેના પર બૉંબ અને અગ્નિ વર્ષે છે, આફ્રિકામાં જેના પર ગુજરેલા અમાનુષિક અત્યાચારો માટે શબ્દો નથી એ—જગતની

# રંગીન પ્રજાઓ

નરસિંહ

દક્ષિણ-આફ્રિકામાં મહાત્માજીને ઝાડની ડાળી પર ફાંસીએ લટકાવી દેવાની યોજના અને ના. શાસ્ત્રીજી અને શ્રીમતી સરોજિની દેવી સામે થયેલ ગોરા હુમલાઓએ હિંદી પ્રજાનું એ પ્રદેશ પ્રત્યે ઠીક ઠીક ધ્યાન આકર્ષ્યું છે. આજે ફરી એ પ્રશ્ન હિંદના પ્રજાકીય સ્વમાનને મૂંઝવી રહ્યો છે. ત્યાં વસતા હિંદીઓએ વર્ષોથી અઘટિત અપમાનો સહ્યાં છે, અસહ્ય ગુલામી વેઠી છે, મજૂરી કરીકરીને ગોરાઓને પૈસો કમાવી આપ્યો છે—આજે એ ગોરાઓ કંઇક વર્ષોથી ઘડેલી પોતાની યોજના પ્રમાણે હિંદી વસાહતીઓને પાછા હડસેલવા માગે છે, અથવા એમના ન જેવા હક્કો ઝૂંટવી લઈ એમને અંત્યજવાડામાં ધકેલી દેવા માગે છે.

આ પ્રસંગે દક્ષિણ-આફ્રિકામાં હિંદીઓના સ્થાન વિષેનો વિચાર ખાસ જરૂરી છે; પણ તે કેવળ હિંદી દૃષ્ટિએ નહિ પણ સમસ્ત રંગીન પ્રજાની દૃષ્ટિએ. કેમકે દક્ષિણ-આફ્રિકાની આ દ્વેષનીતિ—જો કે એના પરિણામે શોષવાનું તો મોટે ભાગે હિંદીઓને છે છતાં—કેવળ હિંદીઓ સામે નહિ, પણ મોટા ભાગની એશિયાવાસી રંગીન પ્રજા સામે આદરવામાં આવી છે; અને તે પણ ગોરી પ્રજાની આખી રંગીન પ્રજા પ્રત્યેની વલણનું એક પ્રકરણ જ છે.

ગોરી પ્રજાના ભીષણ અત્યાચારો અને રંગીન પ્રજાની કરુણતમ સ્થિતિને ઉખેળતાં પહેલાં એ જોઈ જવું જરૂરી છે કે ગોરી કરતાં અનેકગણી મોટી રંગીન પ્રજા ગોરા પાશમાં શા માટે ચૂંથાઇ રહી છે?—અત્યારે તો એમ થવાનાં ત્રણ કારણો જણાય છેઃ એક ગોરી પ્રજાનું દાનવી શસ્ત્રબળ; બીજું હાથચડેલી રંગીન પ્રજામાં કેળવવામાં આવેલ કુસંપ, નિર્બળતા અને સંસ્કારભ્રષ્ટતા; અને ત્રીજું ગોરી પ્રજાની રાક્ષસી અને કુટિલ વૃત્તિઓને સમજવાની રંગીનોની અશક્તિ. ગોરી પ્રજા જ્યારે રંગીનોને પડખે લે છે ત્યારે રંગીનો કુલાઇ જાય છે, સમજતા નથી કે આ કોઇક નવી સોગઠાબાજી છે. એક ગોરા અમલદારે દક્ષિણ-આફ્રિકાની ધારાસભામાં ગોરી પ્રજાનું માનસ વ્યક્ત કરતાં ખરું જ કહ્યું છે કે "દશ હજાર દેશીઓ કરતાં એક ગોરાની કિંમત વધારે છે." જર્મની બ્રિટનનું દુશ્મન છતાં હારીને પણ વીસ વર્ષમાં પાછું ટટાર બન્યું છે, કેમકે તે ગોરું છે. પણ યુદ્ધમાં બ્રિટનને પડખે રહી એના પગ ચાટતાં ચાટતાં સમરભૂમિ પર આળોટનારાઓની પ્રજા પાસે આજે રોટલો નથી, કેમકે એ રંગીનો છે. દક્ષિણ-આફ્રિકામાં બોર યુદ્ધમાં મદદ કરી, હિંદીઓએ અંગ્રેજોને ડચો સામે વિજય અપાવ્યો; આજે હિંદીઓને હાંકી કાઢવામાં એ જ અંગ્રેજો ને ડચો એક બન્યા છે; કેમકે બંનેની ચામડી ગોરી છે. પણ રંગીનો એક નથી બની શકતા.

દક્ષિણ–આફ્રિકાની ગોરી સરકારે એશિયાવાસિઓ સામેની પોતાની દ્વેષનીતિમાંથી જાપાન અને સિરિયાને જુદાં તારવ્યાં છે, કેમકે એક બળવાન છે; બીજું પાકેલું સોગઠું છે. પરિણામે એ બંનેને રંગીન પ્રજા પ્રત્યેની પોતાની વિશેષ જવાબદારી કશી નથી જણાતી. જે ચીનને હિંદ યુગોથી પોતાનું મિત્ર ગણતું આવ્યું છે એ ચીન ગોરાઓને ચરણે પડે છે કે, 'અમને એશિયાવાસી ન ગણો.' હિંદીઓ ત્યાંની કચરાઈ ગયેલી મૂળ પ્રજા સાથે એક બનવાને બદલે પોતાની લાગવગનો ઉપયોગ કરી ગોરાઓ સાથે સમાધાન વાંચ્છે છે. કોઇને વિચારવાનો અવકાશ નથી કે ગોરી પ્રજાને મન રંગીનોની પવિત્ર ભૂમિ એટલે શિકારનું મેદાન, જંગલો કે સંસ્થાનો વસાવવાનું સ્થળ, વેપારી ચૌટું કે લૂંટ ચલાવવાની કે અત્યાચારો ગુજારવાની બજારો છે. એની સાથેનું સમાધાન એ મિત્રતાના કરાર નથી પણ ભીખનો ટુકડો છે. એવા ટુકડાઓથી પ્રજાનાં સત્ત્વ, સાહસ ને તનમનાટ ચૂસાઈ જાય છે; એ સ્વાર્થ જુએ છે, સ્વમાન નથી જોઈ શકતી. પરિણામે સમાન પ્રજાઓ પર ગુજરેલા કે ગુજરતા ગમે તેવા અત્યાચારોથી એને કમકમાટી નથી ઉપજતી.

કોઈ કમભાગી પળે ગોરા સાહસિકોના મનમાં નવનવા દેશો શોધી કાઢવાનો તલસાટ જન્મ્યો અને તે જ દિવસથી પોતપોતાના પ્રદેશોમાં સુખે વસતી રંગીન પ્રજાઓના ગળે ગોરાઓના સ્વાર્થની છૂરી આવી લટકી. આ માટે સાહસિકોને દોષ ન દેવાય. મહાન પુરુષોની મહેનત કે મહત્તાનો ઉપયોગ હંમેશાં દુષ્ટોને હાથે હળાહળ સ્વાર્થમાં જ થાય છે. પણ ઊછળતા સાહસિકોને એ ખૂબ મોડું સમજાય છે. આફ્રિકાના અનેક પ્રદેશોનો સંશોધક હર્બર્ટ વોર્ડ ત્યાંની પ્રજા પર ગુજરતા અત્યાચારો સાંભળી દુઃખથી ઘેલો બની ગયેલો, પોતાના એ શ્રમ પર તેણે આંસુ સાર્યાં. આફ્રિકાની પ્રજા પર ગુજરતા અત્યાચારોના કરુણ સ્મારકરૂપે તેણે દાનવોની આંખમાંથી પણ આંસુ સારે એવી એક પ્રતિમા ઊભી કરી છે. ફ્રેન્ચ કોંગોના સંશોધક અને એ પ્રદેશની પ્રજા સાથે મૈત્રી કેળવી ફ્રાંસને તે પ્રદેશ અપાવનાર ડૉ. બ્રાઝાએ જ્યારે એ દેશની નિર્દોષ પ્રજાનાં લોહી વહેતાં જોયાં ત્યારે તેનું હૈયું ફાટી ગયેલું.

અમેરિકા શોધાયું, ઓસ્ટ્રેલિયા શોધાયું, બીજા અનેક ટાપુઓ શોધાયા. આજે ત્યાં ગોરી પ્રજા મ્હાલી રહી છે. પણ ત્યાંની મૂળ પ્રજાઓ ક્યાં છે?–તેમની સ્થિતિ શું છે? ગોરાઓ પાસેથી જગતને તો એટલું જ જાણવા મળ્યું છે કે તે તે પ્રદેશોમાં છૂટીછવાઈ માણસખાઉ પ્રજાઓ વસતી હતી અને તે ધીમેધીમે લુપ્ત થઇ ગઈ છે. એમ તો જગતની પ્રાચીનમાં પ્રાચીન મહાન હિંદી પ્રજા વિષે પણ પરદેશોમાં કહેવાય છે કે અહીંના લોકો કાચું માંસ ખાય છે અને જ્યારે હિંદ અંગ્રેજોને હસ્તક પડયું ત્યારે તેની વસતી દશ કરોડની હતી. [બિચારાઓને લાગ્યું હશે કે એથી ઓછો આંકડો તો ગાંડાઓની ઇસ્પીતાલ સિવાય બીજે ક્યાંય માન્ય નહિ થાય.] ચીન આજે અફીણી ગણાય છે. પણ એને અફીણી બનાવ્યું કોણે? ત્રણેક મહિના પર સાંઘાઇના એક પ્રતિષ્ઠિત ચીની પત્રમાં પ્રગટ થયેલ સમાચાર જો ખોટા ઠેરવવામાં ન આવે તો એમ માનવું રહે છે કે, 'હિંદમાં અફીણનું ઉત્પાદન વધારી ચીનને નબળું બનાવવાને ને તેનું નાણું ખેંચી લેવાને ત્યાં યુક્તિથી છેલ્લા બે સૈકામાં અફીણનો પ્રચાર વધારવામાં આવ્યો છે. ત્યાંનાં ખ્રિસ્તિ દેવળોમાં વ્યભિચારના અખાડા ચાલે છે અને અનેક પ્રકારની લાલચોથી સેંકડો ચીનાઓને તેમનું સ્વત્વ હણવાને

ખ્રિસ્તિ બનાવી દેવામાં આવે છે. આવા માણસો ગોરી અને ખ્રિસ્તિ પ્રજાની તરફેણમાં પ્રચાર કરવામાં ચેપી રોગની ગરજ સારે છે.' ચીનમાં ગોરી પ્રજાએ ઢેર ઢેર પોતાનાં નાણાં જમાવ્યાં છે. તે ચીનનું રાજતંત્ર અકાણુવટમાં લખાવી તેને જાપાનની સામે લડવાને નાણાં ધીરે છે. એનો મૂળ ઉદ્દેશ તો ચીન-જાપાનને અંદરોઅંદર લડાવી બંનેને ખોખરાં કરવાનો છે.'

અમેરિકાની મૂળ રેડઇન્ડિયન્સ પ્રજાને તો આજ સુધી જીવતી ને જીવતી બાળી દેવામાં આવી છે એ જગજાહેર વાત છે. ગોરાઓ કહે છે કે એ પ્રજાઓ તો પશુથીયે હલકી છે. કોણે માપ કાઢયું ! ઇતિહાસ તો એમ પૂરવાર કરી શકે એમ છે કે ઉત્તર રશિયાને માર્ગે થઇ આર્યોની કેટલીક ટુકડીઓએ અમેરિકામાં જઈ ત્યાં વસવાટ જમાવેલો. અમેરિકાનો મહાન ઇતિહાસકાર પાર્કમેન તો ત્યાંની મૂળ પ્રજાએ ખેલેલાં અદ્વિતીય યુદ્ધોની પ્રશસ્ય નોંધ લે છે. ને અમેરિકામાં મળી આવતા પુરાતત્ત્વના ભવ્ય અવશેષો શું છેલ્લા ત્રણસો-ચારસો વર્ષથી ત્યાં જઈ વસેલી ગોરી સંસ્કૃતિએ ઊભા કરેલા છે ?

ઇંગ્લાંડમાં જેને માટે કંઈ સ્થાન ન રહ્યું હોય એવાઓને ઑસ્ટ્રેલિયા ધકેલી ધકેલી એ સંસ્થાનની ખીલવણી કરવામાં આવી છે. પણ એ ખીલવણી શું કેવળ એવા ઊતરેલ ગોરાઓએ જ કરી છે ? ગોરાઓએ જ્યારે ઑસ્ટ્રેલિયા કે ન્યુઝીલાંડ પર પોતાનો વાવટો ચડાવ્યો ત્યારે તે પ્રદેશની પ્રજા જેવી અને જે સંખ્યામાં હતી તેવી અને તેથી અડધી સંખ્યામાં પણ આજે છે ?

આફ્રિકા પરના અત્યાચારો વિષે તો વિચાર કરવાને પણ પત્થરી હૈયું જોઈએ. ઈ. ડી. મોરેલ જેવો નામાંકિત અંગ્રેજ લેખક પણ કહે છે કે, 'એ કાળા અત્યાચારનાં લોહિયાળ પાનાં ઉકેલવાની હિંમત નથી. એ હિંદના વિજય જેટલાં જ લોહીથી રંગાયેલાં છે.'

આફ્રિકા વિષે એક ભ્રમણા એ ફેલાવવામાં આવે છે કે ત્યાંની પ્રજા પશુ જેવી અને બિનસંસ્કારી હતી અને ગોરાઓએ ત્યાં જઈને પ્રકાશ ફેલાવ્યો છે. પણ આ બંને હળાહળ જુઠાણાં છે. ગોરાઓએ તો ત્યાં જઈ ને લોહીની નદીઓ જ વહાવી છે. અને ત્યાંની પ્રજા યુગોથી સંસ્કારી હોવાનાં પૂરતાં પ્રમાણો છે.

પુરાણોમાં આફ્રિકાને ક્રૌંચ દ્વીપના નામે ઓળખવામાં આવે છે. હિંદી સંસ્કૃતિ પશ્ચિમ એશિયાને માર્ગે થઈ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ લગભગમાં ત્યાં પહોંચેલી. ઝીમ્બાબ્વેનાં ભવ્ય ખંડેરોમાં આજે પણ તેના અવશેષો નજરે પડે છે. ખંડના અનેક ભાગોમાંથી મળી આવતાં ખડકચિત્રોને તો ગોરા સંશોધકોએ પણ ઇ. સ. પૂર્વે ૮૦૦૦ લગભગનાં ઠેરવ્યાં છે. મીસરના રાજવંશનો સ્થાપક રાજા મેનીજ (અસમંજસ) ચક્રવર્તી સગરનો પુત્ર હતો. બેબિલોનનાં ચક્રવર્તી સમ્રાટો પણ આફ્રિકાના ઉત્તર ભાગમાં જતાં હાર ખાઈ બેઠેલા. એચ. જી. વેલ્સના મતે ઇ. સ. ૫૨૦ માં હિંદી પ્રવાસીએ દક્ષિણ-આફ્રિકાની મુલાકાત લીધેલી. પૂર્વ-આફ્રિકામાં તો હિંદીઓ સદીઓથી જઈ વસ્યા હતા અને વાસ્કો ડી ગામાએ ત્યાં તેમને જોયેલ હોવાના પણ પુરાવા છે. હિંદ-વિરોધીઓમાં અગ્રપદ ધરાવનાર મી. ચર્ચીલના મતે પણ હિંદીઓ આફ્રિકામાં ગોરાઓ પૂર્વે ઘણાં વર્ષ પહેલાં જઈ વસ્યા હતા. આમ આફ્રિકા અંધારખંડ હતો અને ગોરાઓએ એને શોધીને અજવાળામાં મૂક્યો એ વાત વજુદભરી નથી જણાતી. એ ખરું છે કે લૂંટફાટની નીતિ ગોરાઓએ જ ત્યાં પહેલવહેલી અજમાવી.

ચૌદમી સદીના મધ્યાન્હમાં પોર્ટુગલના રાજા હેન્રી ધી નેવીગેટરની સહાયથી કેટલાક ગોરા શોધકોએ પશ્ચિમ આફ્રિકાને કાંઠે પગ મૂક્યો. તેમની નજર ત્યાંના સૃષ્ટિસૌન્દર્ય પર ન ઠરી પણ કેટલાંક ખેલતાં-કૂદતાં કાળાં માનવો પર જઈ ચોંટી. તેમણે એ માનવોમાંના

કેટલાક સશક્ત પુરુષોને ગુલામો તરીકે ઉઠાવવાની યોજના ઘડી. પરિણામે બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયું. પણ શસ્ત્રધારી ખ્રિસ્તિઓએ અનેક કાળાં સ્ત્રી-પુરુષોનો સંહાર કરી નાંખ્યો. તે પછી વિજય માટે તેમના વહાલા પ્રભુની સ્તુતિ કરી બાર ગુલામો લઈ તેઓ પોર્ટુગલ પાછા ફર્યા.

એ પછી કોલંબસ રંખડતો રખડતો અમેરિકા જઈ ચડયો. શરૂઆતમાં તે પ્રદેશ સ્પેનને હસ્તક આવ્યો. તેને ત્યાં ધાતુઓ અને કુદરતી ખનિજોની વિપુલતા જણાણી. પણ ત્યાંની મૂળ સ્વમાની પ્રજા તેને માટે મજૂરી કરવા તૈયાર થાય એમ નહોતી. પરિણામે તેને પરદેશી ગુલામોની જરૂર જણાણી. પોર્ટુગલ તૈયાર જ હતું. તેણે સ્પેનને ગુલામો પૂરા પાડવાનો કોન્ટ્રાક્ટ કર્યો; અને ઇશુખ્રિસ્તના પવિત્ર નામ પર આફ્રિકામાંથી ટોળાબંધ ગુલામો ઉઠાવીને તેમને અમેરિકાને કાંઠે ખડકવા માંડયા. ગુલામોને પકડવામાં કેટલું લોહી રેડાતું હતું, કેટલાં નિર્દોષ ચૂંથાઈ જતાં હતાં, મુસાફરીમાં કેટલા ગુલામો મરી જતા હતા તેનો ખ્યાલ રાખવાની પોર્ટુગલને જરૂરત નહોતી.

પણ પોર્ટુગલને આ રીતે લાડવો ખાટી જતું જોઈ યુરોપના 'બીજા દેશોની દાઢ સળકી. ૧૫૬૨ માં ઇંગ્લાંડનાં મહારાણી એલીઝાબેથની ખાનગી ભાગીદારી સાથે હોકીન નામના અંગ્રેજે પણ એ પવિત્ર કામ ઉપાડી લીધું. એ પછી તો બધા દેશો વચ્ચે તે ધંધામાં હરીફાઇ ચાલી. સ્પેને પોર્ટુગાલ સાથેના કરાર રદ કરી બીજા દેશોને પણ એ સફળ ધંધામાં જોડાવા દીધા. પણ સાથે જ તેનું અમેરિકા પણ બીજાઓ ખાઈ જવા માંડયા. આ બધા ધંધા, હરીફાઇ ને વિજયોમાં વધુમાં વધુ ભાગ ઇંગ્લાંડને ફાળે ગયો.

ઈ. સ. ૧૬૬૬થી ૧૮૦૦ના ગાળા દરમિયાન યુરોપની ગોરી પ્રજાએ આ રીતે અમેરિકાને કાંઠે ૧૦૫૯૧૧૧૫ ગુલામો ઊતાર્યા. આમાં સાઠ લાખ લગભગ તો એકલા ઇંગ્લાંડે જ તાર્યા. એ બધાંને પકડતાં રેડવું પડેલ લોહી, તેમનાં કુટુંબોના હાલહવાલ, રસ્તે દુઃખ કે ખથી તેમાંનાં લાખોનાં કરુણ મૃત્યુ એ કશાનો તો હિસાબ જ નથી. એક ગાળા દરમિયાન ૧ઢી લાખ લગભગ ગુલામો રસ્તે દુઃખથી કચરાઇને મરી ગયાની નોંધ લેવાઈ છે. આ બધા ગુલામો મોટે ભાગે પશ્ચિમ-આફ્રિકામાંથી જ ઉઠાવાયેલા.

આ વેપારમાં જોડાનાર પેઢીઓની સાથે જ રાજ્યને અને વહાણવટાના વેપારીઓને પણ એટલો જ આર્થિક લાભ થયેલો. ઇ. સ. ૧૭૭૫ માં બ્રિટનના સંસ્થાનમંત્રીએ પાર્લામેન્ટમાં જવાબ આપતાં કહેલું કે, 'આવો ઉમદા લાભદાયી ધંધો દેશથી ન છોડી દેવાય.' ઇંગ્લાંડનો વહાણવટાનો ઉદ્યોગ પણ એ અરસામાં ફાલી ફૂલી નીકળ્યો. ગુલામોના એ વેપારમાં એકલાં લીવરપુલનાં વહાણો જ વાર્ષિક રૂ. ૧૬૭૬૪૭૦૫ નો નફો કરતાં હતાં. નફામાંનો કેટલોક ભાગ કાળી પ્રજામાં ઉમદા ખ્રિસ્તિ ધર્મના પ્રચાર માટે મીશનરીઓને સોંપાતો.

અમેરિકામાં ઉતારવામાં આવેલા ગુલામોની દશા વર્ણવી જાય એવી નથી. તેઓ કામ કરવાને અશક્ત બનતાં તેમને મારી નાંખવામાં આવતા. તેઓ સામનો કરે તો શરીરનું લોહી નીતરવા માંડે એ હદે તેમને ચાબખા મરાતા. કામ ન કરનાર કે ઓછું કરનારને દિવસો સુધી ઝાડ સાથે ભૂખ્યા બાંધી રાખવામાં આવતા. ડચ-ગિયાના ને બ્રિટિશ વેસ્ટ ઇન્ડીઝમાં તો તેમને જીવતા સળગાવી દેવામાં આવતા, તેમનાં ગુહ્ય અંગો છેદી નાંખવામાં આવતાં કે તેમને ખાંડના ઊકળતા તાવડાઓમાં ફેંકી દેવાતા. તેમના દેશમાં તેમનાં કુટુંબોની સ્થિતિ તો પ્રભુને આધીન હતી.

ગોરી પ્રજાએ આફ્રિકાના દેશો સર કરવામાં વાપરેલી ક્રૂરતા અને અધમતાનો ઇતિહાસ પણ એટલોજ કરુણ છે. ગોરાઓને મન બિનગોરી ચામડી એટલે સંહાર કરવાનું ઠેકાણું. એમના ભગવાન ઈશુ યહુદી કોમમાં જન્મેલા એ ખાતર એશિયાઈ યહુદીઓને પણ તેઓ ગોરા ગણે છે. ઈશુની જન્મભૂમિ એશિયામાં આવેલી છતાં એને એઓ બિનએશિયાટીક ગણે છે. ગોરી ચામડી સિવાયનું જગત એમને મન પશુજગત છે. અને એના પ્રત્યે તેઓ પોતાની કશી ફરજ નથી માનતા.

આફ્રિકામાં દોઢ લાખ ચોરસમાઈલ લગભગના વિસ્તારનો દક્ષિણ રોડેસિયા નામે પ્રાન્ત છે. ત્યાંની પ્રજા તંદુરસ્ત અને આનંદી ગણાતી. એ પ્રાન્તના રાજા લોબેન્ગ્યુલાને અંગ્રેજો ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તે એક અંગ્રેજ મીશનરી સાથે મિત્રતાથી સંકળાયો; પરિણામે અંગ્રેજ વેપારીઓ ત્યાં આવતા જતા થયા. એ વેપારીઓને તે પ્રદેશની ખનીજસંપત્તિ અખૂટ અને અમૂલ્ય જણાઈ. તેમણે અંગ્રેજી ન જાણતા એ રાજા પાસે, તેને જુદી જ રીતે સમજાવી, એક કરાર પર સહી કરાવી લીધી. જ્યારે રાજાએ જાણ્યું કે તે કરાર તો માસિક રૂ. ૧૫૦૦ના બદલામાં દેશની બધી ખનીજસંપત્તિ પરના હક્કો ઝૂંટવી લેના હતા ત્યારે તેણે મહારાણી વિક્ટોરિયાને તે કપટ સંબંધી લખી જણાવ્યું. મહારાણી વિક્ટોરિયાએ તેવા અંગ્રેજોને બિન-સત્તાવાર જણાવી તેમની સાથે જોઈને વર્તવાની રાજાને સલાહ આપી; પણ પછી તો રોડેશિયામાં અંગ્રેજ કંપનીઓ સ્થપાણી. ને તે બ્રિટનના પીઠબળ સાથે નવાનવા હક્ક મેળવતી જ ગઈ. પછી તેમણે જુદાં જુદાં બહાનાં કાઢી ત્યાંની મૂળ પ્રજા સાથે ઝગડવા માંડયું. ને છેવટે હજારો માણસો ને ઢોરોનો સંહાર કરીને એ પ્રદેશ પડાવી લીધો. ત પછી તેમણે મૂળ પ્રજા સામે કડકમાં કડક કાનુન કરી બધી જમીન ઝૂંટવી લઈ તે પ્રજાને વાડાઓમાં ધકેલી મૂકી. તેના પાસે મરજીમાં આવે એટલું વળતર આપી ફરજિયાત મજુરી કરાવવા માંડી. અંગ્રેજો પર વિશ્વાસ રાખનાર રાજા લોબેન્ગ્યુલાના વંશજોએ સમ્રાટ જ્યોર્જ પર પોતાની કરુણ સ્થિતિ સંબંધી લખેલો કકળતો પત્ર કઠણ હૈયાને પણ આંસુ સરાવે એવો છે.

વીશમી સદીની શરૂઆતમાં બ્રિટન દક્ષિણ-આફ્રિકામાં બોઅર યુદ્ધમાં સંડોવાયું હતું. આ વખતે ફ્રાન્સને મોરોક્કો ગળી જવાનો તલસાટ જાગ્યો. તેણે મોરોક્કોના વિલાસી સુલતાનને થોડાંક નાણાં ધીરી તેના પર કાબૂ જમાવ્યો. પહેલાં તો ઈંગ્લાંડ ફ્રાંસની વિરૂદ્ધ પડયું પણ પછી જર્મનીની વિરૂદ્ધ ફ્રાન્સનું બળ કેળવવું જરૂરી હોઈ તેણે ફ્રાન્સને ગુપ્ત કરારથી મોરોક્કો ગળી જવાની છૂટ આપી. ખોટા આરોપો ઊભા કરવામાં તો ગોરી પ્રજા નિષ્ણાત જ છે. એવા જુદા જુદા આરોપો ઊભા કરી ફ્રાન્સે મોરોક્કોના એક નગર કેસેબ્લેન્કા પર તોપોનો મારો ચલાવ્યો. હજારોની કતલ થઈ. ને થોડા જ વખતમાં મોરોક્કો ફ્રાન્સને હસ્તક જઈ પડયું.

આ જ રીતે ઇંગ્લાંડની એવડી ત્રેવડી રમતોથી પ્રેરાઈ ફ્રાન્સે ટર્કી પાસેથી ટ્યુનિસ પડાવી લીધું, ઇટાલીએ ટ્રીપોલી પડાવી લીધું. એ બંનેનો કબજો લેતાં જે સંહાર થયો એ ગણ્યો જાય એમ નથી. ઇટાલિએ થોડા જ સમય પૂર્વે લીધેલા એબીસીનિયાના કબજાથી એનો કંઈક ખ્યાલ આવી શકશે.

બેલ્જિયમના રાજા લિયોપોલ્ડના મનમાં પણ સંસ્થાનવાદની દુષ્ટ ભાવના જાગી. તેણે ગોરી પ્રજાને પોતાના સંસ્થાનમાં વેપારી લાભો કરી આપવાનું વચન આપ્યું, મધ્ય આફ્રિકાની પ્રજાને અનેક જાતના સુખની લાલચો આપી; ને આફ્રિકન પ્રજાને પ્રિય થઈ પડેલા મુસાફર સ્ટેન્લીને

મદદમાં લઈ કોંગો ફ્રી સ્ટેટ નામે સંસ્થાન વસાવ્યું. પણ પછી એ સંસ્થાનમાં ગુજરેલા અત્યાચારોની સીમા નથી. એ પ્રદેશમાં રબ્બર ને હાથીદાંત બેની પુષ્કળ પેદાશ છે. પણ ગોરા વેપારીઓ પોતે તો એ કામ કરી ન શકે. તેમણે ત્યાંની મૂળ પ્રજા પર એ ફરજ નાંખી. અને એ ફરજ અદા કરાવતાં તેમણે હજારોની કતલ કરી, સેંકડોને શિકારી પ્રાણીઓના મોઢામાં ધકેલી દીધા, હજારોને ફાંસીએ લટકાવ્યા, સેંકડોને ભૂખથી મારી નાંખ્યા. તેમને મારી નાંખવામાં બંદુકની ગોળીઓ નકામી વપરાઈ ન જાય એ ખાતર તેઓ સેંકડોને ઝાડ સાથે બાંધી ભૂખ-તરસ કે શિકારી પ્રાણીઓના શિકાર તરીકે મરવા દેતા. પુરુષો પાસે કામ કરાવવાને તેઓ તેમનાં સ્ત્રી-બાળકોને પકડીને કડક સજા કરતા, તેમનાં અંગ છેદી નાંખતા, તેમને દિવસો સુધી ભૂખે મારતા, ઝાડ સાથે બાંધી રાખતા, તેમનાં ગામો સળગાવી મૂકતા, તેમને મારી નાંખી તેમનાં માંસની ઉજાણી કરતા. આ રીતે એ દારૂણ ગાળામાં તે પ્રદેશનાં ૨૦૦૦૦ માણસો હોમાઇ ગયાં.

ચાલાક રાજા લિયોપોલ્ડે આવા ઘોરવર્તન માટે પોતાના પર દુનિયાનો રોષ ન ઊતરે એ માટે ફ્રેન્ચ-કોંગોમાં પણ આજ નીતિ અમલમાં મૂકાવી. તે દેશના સારી વિભાગમાં, એ નીતિની રૂએ, એક જ દિવસમાં ૫૮ સ્ત્રી-છોકરાંને નાની કોટડીમાં પૂરી મારી નાંખવામાં આવેલાં. સેંકડો સ્ત્રીઓને તેઓ ધગધગતા સળિયાથી કંપાવતા. ફોર્ટ સિબુટમાં તેમણે ૧૧૯ સ્ત્રીઓ અને કુમળી કન્યાઓને એકજ દિવસમાં એ રીતે મારી નાંખેલી.

અંગ્રેજો પણ આ વિષયમાં ઊતરતા નથી. થોડા જ દિવસ પહેલાં બ્રિટિશ પાર્લામેન્ટમાં પ્રશ્ન પૂછવામાં આવેલો કે સિયેરાલીયોન નામના બ્રિટિશ સંસ્થાનમાં કંગાળ બની ગયેલી પ્રજાને કર ભરવાને પોતાનાં સંતાન વેચવાં પડે છે અને સરકાર તરફથી કર ન ભરનારાઓ પર અંગઘર્ષણ જેવા જુદા જુદા અત્યાચાર થાય છે એ વાત સાચી છે?'—તેના ઉત્તરમાં ... થોમસ ઇન્સકીપે કબૂલ કરેલું કે ગેરવર્તાવ ચલાવવામાં આવે છે ખરો. હિંદમાં એમણે શું કર્યું એ તો જગજાણીતી વાત છે.

દક્ષિણ-આફ્રિકાનો ઇતિહાસ, ગાંધીજીના પ્રતાપે, હિંદને વિશેષ જાણીતો છે. ત્યાંની મૂળ પ્રજા બાન્ટુ. તે પછી ત્યાં ડચો જઈ વસ્યા. તેમણે બાન્ટુઓને અનેક રીતે ફસાવી, તેમના પર અત્યાચારો કરી, કેટલોક પ્રદેશ પડાવી લીધો. પછી ત્યાં અંગ્રેજોનું ધ્યાન આકર્ષાયું. તેમણે મૂળ પ્રજાને વિશ્વાસમાં લઈ ડચોને કૂટવા માંડ્યા. ડચો ઉત્તર તરફ આગળ વધતા ગયા. આફ્રિકાની ડચ પ્રજા બોઅર નામે ઓળખાય છે. તેનું ઝનૂન પણ અજબ ગણાય છે. તેની અને અંગ્રેજોની વચ્ચે ભયંકર યુદ્ધ થયું. પણ છેવટે અંગ્રેજો ફાવ્યા ને બન્ને વચ્ચે સમાધાન થયું. સમાધાન થતાં જ અંગ્રેજો મૂળ પ્રજાને અને યુદ્ધમાં મદદ કરનાર હિંદીપ્રજાને વીસરી ગયા; ૧૮૪૩ માં મહારાણી વિક્ટોરિયાએ બહાર પાડેલ પ્રજાસમાનતાનો ઢંઢેરો ભૂલી ગયા. મૂળ પ્રજાને ડચોએ ઘણે અંશે તો કચરી નાંખી હતી. હવે બંનેએ સાથે મળી તેને વિશેષ કચરવા માંડી.

હિંદીઓ ત્યાં વગનહોતર્યા ગયા પણ નહોતા. બંને ગોરીપ્રજાઓ કરતાં આફ્રિકા પર તેમનો વિશેષ હક હતો. અને મોટાભાગના હિંદીઓને તો નાતાલમાં ૧૮૬૦માં શેરડીનું વાવેતર કરવાનું હતું ત્યારે નહોતરવામાં આવેલા. પણ કામ સર્યું કે વૈદ્ય વૈરી. બંને ગોરી પ્રજાએ અંદરથી એક થઈ હિંદીપ્રજાને મૂળ પ્રજાની જેમ કોઈ પણ-જાતના હક વગર અંત્યજવાડામાં ધકેલી દેવાની અથવા હિંદ પાછી કાઢવાની યોજનાઓ રચવા માંડી. હિંદીપ્રજા

અર્થશાસ્ત્રના અભ્યાસનું એક પ્રકરણ—

# શ્રમ-વ્હેંચણી

ન. હ. વ્યાસ

મનુષ્યના જીવનમાં શ્રમને જેટલું મહત્ત્વનું સ્થાન છે તેટલું જ બલ્કે તેથી પણ વિશેષ શ્રમની યોગ્ય વ્હેંચણીને સ્થાન છે. પ્રત્યેક માનવીને શ્રમ કરવો પડે છે; પણ તે માત્ર ગમે તે ઢંગથી શ્રમ કરીને મુક્ત નથી થતો; તેને અમુક જ પ્રકારનો શ્રમ કરવો પડે છે; પોતાની પરિસ્થીતીને અંગે જે પ્રકારના શ્રમનું નિર્માણ થયું હોય તે પ્રકારનો શ્રમ કરવો પડે છે. આ રીતે પ્રત્યેક માણસને વિવિધ પ્રકારનો શ્રમ કરવો પડે છે.

આર્થિક જીવનની શકયતા માટે માનવીના જીવનમાં શ્રમ અનિવાર્ય છે. પણ જીવનની સમગ્ર જરૂરિયાતો પ્રાપ્ત કરવાને માટે તે, વિવિધ પ્રકારનો-પ્રત્યેક જરૂરિયાતને અનુલક્ષીને શ્રમ કરતો નથી. તે તો માત્ર સારીયે જીંદગી સુધી એકજ પ્રકારનો શ્રમ ઉઠાવે છે અને છતાં તે શ્રમના બદલામાં તેનું સારૂંયે આર્થિક જીવન શકય બને છે, તેમજ બધી જરૂરિયાતો પ્રાપ્ત થાય છે. આનું કારણ શ્રમની-વ્હેંચણી છે.

ઘણા પ્રાચીન કાળમાં જ્યારે માનવી આજના જેવા નિયમબદ્ધ આર્થિક સમાજમાં નહોતો વસતો ત્યારે શ્રમની વ્હેંચણીની હસ્તી નહોતી, તેનો ખ્યાલ પણ ન હતો. જગત પ્રગતિશીલ છે, જગતમાં વસતો માનવી પણ પ્રગતિશીલ છે. વ્યક્તિજીવનમાંથી કુટુમ્બ જીવન આવ્યું, કુટુમ્બજીવનમાંથી સમૂહજીવન આવ્યું, સમૂહજીવન સ્થિર થતાં ગ્રામ જીવન પ્રાપ્ત થયું અને ગ્રામજીવનમાંથી પ્રાંતો, રાષ્ટ્રો અને આજે, માનવી આંતરરાષ્ટ્રિય જીવનના ધ્યેય તરફ ઝપટભેર જઈ રહ્યો છે. આ બધી પ્રગતિના મૂળમાં શ્રમની-વ્હેંચણી રહેલી છે. શ્રમની વ્હેંચણી વિના પ્રગતિ આકાશ કુસુમવત્ છે. શ્રમની વ્હેંચણી જેટલી વિશેષ તેટલી પ્રગતિ વિશેષ. શ્રમની વ્હેંચણીની વ્યાપકતા, પ્રગતિનું માપ કાઢવાનું સાધન છે.

માનવી તેની પ્રાથમિક અવસ્થામાં પોતાની બધી જરૂરિયાતો માટે-અલબત જરૂરિયાતો ઘણી મર્યાદિત હતી—જેટલા પ્રકારનો શ્રમ કરવો પડે તે બધો શ્રમ કરતો. જેમકે ક્ષુધાશાન્તિ માટે પોતાના ખોરાકનું સાધન તેને પોતાને જ તૈયાર કરવું પડતું; શરીરના રક્ષણ માટે કપડાંઓ પોતાને જ તૈયાર કરવાં પડતાં—જે પ્રકારનાં કપડાંઓ પ્રચલિત હતાં તે—પોતાનાં આયુધો—શસ્ત્રો; પોતાને રહેવાનું ઘર વગેરે વગેરે બધી જરૂરિયાતો મેળવવાને માટે તેને પોતાને જ દરેક જાતનો શ્રમ કરવો પડતો. એકજ માણસ પોતે શિકારી, મચ્છીમાર,

---

પ્રત્યે તેમણે તીવ્ર વૈર કેળવ્યું. હજી સુધી એ ક્રમ ચાલુ છે. હવે તેને જુવાળ આવ્યો છે. અને સરકારે જાપાન-સિરિયા સિવાયની આખી એશિયાઈ પ્રજા સામે એ કાયદો અમલમાં મૂકવા ઠરાવ્યું છે.

આ પ્રસંગે રંગીન પ્રજાના દરેક વર્ગો પોતપોતાનો જુદો સ્વાર્થ ખોળે એ કરતાં આખી પ્રજા એકમેકને માટે એકત્ર અવાજ રજુ કરે તો એના પર પ્રભુના વધારે ઊંડા આશિર્વાદ ઊતરશે.

રસોઇ પકાવનાર, કપડાં તૈયાર કરનાર, સુતારી કામ કરનાર, મકાન બાંધનાર વગેરે અનેક પ્રકારના શ્રમ કરનાર હતો.

પણ જેમજેમ માનવી સમાજમાં રહેતો થયો અને સમાજજીવન દિન-પ્રતિદિન પ્રગતિ પામવા લાગ્યું, તેમતેમ સમાજમાં તેમ જ વ્યક્તિના જીવનમાં શ્રમની વ્હેંચણીને સ્થાન મળ્યું. શ્રમની વ્હેંચણી આવતાં અમુક માણસો ખેડૂત બન્યા, કોઈ મચ્છીમાર બન્યા, કોઈ દરજી બન્યા, કોઇ મોચી, કોઈ ઘાંચી, કોઈ સુતાર તો વળી કોઈ લુહાર બન્યા, એમ અનેક પ્રકારની જરૂરિયાતો પૂરી પાડવાને માટે વિવિધ પ્રકારના ધંધાઓવાર શ્રમની વ્હેંચણીના સિદ્ધાન્ત ઉપર આખાયે સમાજનું આર્થિક જીવન શક્ય બન્યું. શ્રમની—વ્હેંચણીના સિદ્ધાન્ત પ્રમાણે ચાલતું સમાજજીવન વધારે સુગમ, સરળ, સંગીન અને સુખ આપનારૂં પણ પરિણમ્યું.

હજુ આ તો શ્રમની—વ્હેંચણીની પ્રાથમીક ભુમિકા જ હતી; વ્હેંચણી માત્ર સાદા સ્વરૂપમાં જ હતી. જેવી રીતે પ્રત્યેક કુટુમ્બમાં અને ખાસ કરીને જ્યાં અવિભક્ત કુટુંબની પ્રથા છે ત્યાં કુટુમ્બના પ્રત્યેક સભ્યને ભાગે અમુક પ્રકારનું કામ આવી જાય છે અને આખુંયે કુટુમ્બજીવન સરળતાથી અને સહેલાઈથી ચાલે છે; તેવી જ રીતે સમાજમાં રહેતા પ્રત્યેક માનવીને ભાગે અમુક અમુક પ્રકારનું કામ—અમુક પ્રકારનો શ્રમ–કરવાનું આવે છે અને સારાયે સમાજનું આર્થિક જીવન સુંદર રીતે સુગમતાથી ચાલે છે.

પણ આજે તો શ્રમની—વ્હેંચણીનો વિકાસ અને તેની વ્યાપકતા ન કલ્પી શકાય તેટલાં આગળ વધેલાં છે. વિજ્ઞાને યંત્રો આપ્યાં અને યંત્રોથી ઔદ્યોગિક ક્રાન્તિ આવી. આ યંત્રની સફળતાના મૂળમાં તેમજ ઔદ્યોગિક ક્રાન્તિના વિજયના મૂળમાં શ્રમની—વ્હેંચણી છે. આ શ્રમની—વ્હેંચણીનો પ્રકાર ઉપર જોઈ ગયા તે સાદી શ્રમની—વ્હેંચણી કરતાં જુદો છે. અર્થશાસ્ત્રમાં આ શ્રમની વ્હેંચણીને સંયુક્ત શ્રમની વ્હેંચણી કહેવામાં આવે છે.

સંયુક્ત શ્રમની—વ્હેંચણીનો આધાર યંત્ર ,અને જથ્થાબંધ ઉત્પાદન ઉપર જ છે, ગવીને કહીએ કે યંત્રની હસ્તિ તેમજ જથ્થાબંધ ઉત્પાદનની શક્યતા કેવળ શ્રમની વ્હેંચણીને આભારી છે તો તે પણ બિલકુલ સત્ય છે. સાદી શ્રમની વ્હેંચણી આજના સામાજિક જીવનની જેટલી વાસ્તવિક ઘટના છે તેટલી જ, બલ્કે તેથી પણ વિશેષ સંયુક્ત શ્રમની—વ્હેંચણી યાંત્રિક ઉત્પાદનની વાસ્તવિક ઘટના છે.

ગૃહઉદ્યોગના યુગમાં, હજુ જ્યાંસુધી યંત્ર ઉત્પાદનના ક્ષેત્રમાં પ્રવેશ્યું નહોતું ત્યાંસુધી, પ્રત્યેક ઉદ્યોગમાં બનતી જુદી જુદી વસ્તુઓને, બનાવનાર સળંગ રીતે પહેલેથી છેલ્લે સુધી તેની બધી વિધિ પોતાના જ શ્રમથી સંપૂર્ણ કરી તૈયાર કરતો. જેમકે આપણો મોચી પગરખાંને, સળંગ પોતાના શ્રમથી તેના બધા ભાગોને તૈયાર કરી; બનાવે છે; તે જ પ્રમાણે લુહાર, તે જ પ્રમાણે સુથાર. પ્રત્યેક કારીગર જે યંત્રનું અવલંબન નથી લેતો પણ હાથ કારીગરીથી કામ કરે છે તે તૈયાર કરવાની વસ્તુને સળંગ પોતે જ તૈયાર કરે છે.

પણ યાંત્રિક ઉત્પાદનમાં જ્યાં સંયુક્ત શ્રમની વ્હેંચણીનો સિદ્ધાન્ત ખૂબ જ વ્યાપક બને છે ત્યાં તો બનાવવાની વસ્તુના અનેક ભાગ પાડી નાખવામાં આવે છે અને પ્રત્યેક ભાગ જુદા જુદા માણસથી—મજૂરથી તૈયાર થાય છે, અને છેવટ બધા ભાગોનું સંયોજન એક જગ્યાએ થઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપમાં તૈયાર થઈ બહાર આવે છે. જેમકે બૂટના કારખાનાઓમાં આખોય બૂટ એક માણસ નથી બનાવતો પણ એ બૂટના લગભગ એંશી

જેટલા વિભાગો કરી નાખવામાં આવેલા હોય છે અને પ્રત્યેક વિભાગ જુદો જુદો તૈયાર થઇ છેવટ બધાયે વિભાગોનું સંયોજન થઈ બૂટ તૈયાર થાય છે. પ્રત્યેક મજૂર માત્ર બૂટનો એંસીમો ભાગ જ હરહંમેશને માટે બનાવ્યા કરતો હોય છે. આ પ્રમાણે શ્રમની વ્હેંચણી જેટલી વધારે સૂક્ષ્મ તેટલી ઉત્પાદનની શક્તિ વધારે. એટલે ઉત્પાદનની શક્તિને વધારવા માટે શક્ય હોય ત્યાંસુધી શ્રમની વ્હેંચણીને વધારે ને વધારે સૂક્ષ્મ બનાવવામાં આવે છે; ઉત્પાદનની વસ્તુના શક્ય હોય તેટલા વધારેમાં વધારે વિભાગો પાડી નાખવામાં આવે છે. આમ કરવામાં કામ કરનારાઓને વધારે સંખ્યામાં રોકવા પડે છે અને તે ત્યારે જ બની શકે જ્યારે ઉત્પાદન જથ્થાબંધ કરવાનું હોય તેમ જ જથ્થાબંધ તૈયાર થતા ઉત્પાદન માટે વિશાળ બજાર હોય. માત્ર જથ્થાબંધ ઉત્પાદન અને વિશાળ બજારને પરિણામે શ્રમની વ્હેંચણીને સૂક્ષ્મતમ બનાવી શકાતી નથી પણ ઉત્પાદન સતત ચાલુ રહેવું જોઈએ. જો ઉત્પાદન સતત ચાલુ ન રહે તેમ હોય તો કોઈ પણ એક વસ્તુનો સોમો કે હજારમો ભાગ માત્ર બનાવવા પૂરતો મજૂર કામ કરવા તૈયાર નહિ થાય. ખેતીવાડીના ધંધામાં યાંત્રિક ઉત્પાદન કરતાં સંયુક્ત શ્રમની વ્હેંચણી બહુ જ થોડા પ્રમાણમાં શક્ય બને છે તેનું કારણ આ જ છે. યાંત્રિક ઉત્પાદન જેટલો કૃષિઉદ્યોગ સતત હોતો નથી.

ઉત્પાદનના ક્ષેત્રમાં સંયુક્ત શ્રમની વ્હેંચણીમાંથી પૂરેપૂરો લાભ ઉઠાવવો હોય તો પ્રત્યેક મજૂરને એકજ પ્રકારના કામ ઉપર—અને તે કામ ઉત્પાદનની વસ્તુનો શક્ય હોય તેટલો નાનો વિભાગ—સતત લગાડવો જોઇએ. આવી રીતે પ્રત્યેક મજૂરને તેની શક્તિ અને યોગ્યતા પ્રમાણે જુદા જુદા અક્કેક વિભાગનું કામ આપવાથી તે વિભાગ તૈયાર કરવામાં અસાધારણ કુશળતા, તે મજૂર પ્રાપ્ત કરી શકે છે. પરિણામે કામ વધારે સારૂં અને સચોટ બને છે. પ્રત્યેક વિભાગ તૈયાર કરવા પૂરતું યંત્ર પણ વિશિષ્ટ પ્રકારનું થતું જાય છે.

શ્રમની વ્હેંચણીને પરિણામે ઉત્પાદનના ક્ષેત્રમાં અનેકવિધ ફાયદાઓ થાય છે. જેમકે પ્રત્યેક મજૂરને તેની શક્તિ કે યોગ્યતા પ્રમાણે કામ આપી શકાય છે. સ્ત્રી-મજૂરો અને બાળ-મજૂરો ઉત્પાદનના ક્ષેત્રમાં શ્રમની-વ્હેંચણીના સિદ્ધાન્તને પરિણામે જ પ્રવેશી શક્યાં છે. એકજ પ્રકારનું કામ સતત કરવાથી કાર્યમાં કુશળતા પ્રાપ્ત થાય છે; વખતનો, મૂડીનો, સાધનોનો સંપૂર્ણ રીતે ઉપયોગ થઈ શકે છે. તેટલું જ નહિ પણ ઘણા લાભથી ઉપયોગ કરી શકાય છે. યંત્રનો ઉપયોગ ખૂબ જ વ્યાપક બનાવી શકાય છે.

ઉપર જોયેલા શ્રમની વ્હેંચણીના ફાયદાઓ માત્ર ઢાલની એકજ બાજુ છે. ઢાલની બીજી બાજુ—તેનાથી થતા ગેરફાયદાઓ કેટલા ભયંકર છે તે ઊંડાણથી વિચાર કરતાં ક્રમક્રમમાં આવે તેવા છે. શ્રમની વ્હેંચણી ઉત્પાદનના ક્ષેત્રમાં જેવાં સ્ત્રી-મજૂરો અને બાળ-મજૂરોને લાવે છે કે તેનીજ સાથે બેકારી, અનીતિ, કુટુંબજીવનનો વિનાશ અને શૈશવનો નિર્દોષ આનંદ અને વિકાસ હણી નાખે છે.

એકજ પ્રકારનું કામ આખી જિન્દગી સુધી કરતાં કદાચ તે કામ પૂરતી કુશળતા પ્રાપ્ત થાય પણ સાથે સાથે તે મજૂરના જીવનમાંથી જીવનની તેમજ શ્રમની બીજી બધી બાજુઓ બંધ થઈ જાય છે, તેના જીવનમાંથી વિવિધતા અને રસ ઊડી જાય છે, તે યંત્રની સાથે માત્ર યંત્રવત બની જીવન પસાર કરે છે, અને સદાને માટે મૂડીદારનો ગુલામ બની રહે છે કારણ કે એક વસ્તુનો સોમો કે હજારમો ભાગ બનાવવા સિવાય તેને કંઇ આવડતું નથી.

યંત્રનો ઉપયોગ અલબત્ત શ્રમની વ્હેંચણીને પરિણામે ખૂબ જ વ્યાપક બને છે પણ યંત્રની વ્યાપકતા સાથે માનવીના શ્રમની જરૂર ઓછી થતી જાય છે જેથી યંત્ર પોતે જ માનવીનું સ્થાન લેતુ જાય છે અને માનવી કામ વિનાનો બેકાર રખડે છે. જ્યાં હજારો મજૂરોની જરૂર પડતી ત્યાં આજે યત્ર એક ચાવી ચલાવનારથી હજારો મજૂરોનું કામ કરે છે. આખા જગતભરમાં માનવીના આર્થિક જીવનને બેકારીનો પ્રશ્ન આજે ગૂંગળાવી રહ્યો છે અને એ પ્રશ્ન માટે શ્રમની-વ્હેંચણી ઓછી જોખમદાર નથી.

શ્રમની વ્હેંચણીને સિદ્ધાંત તરીકે તેમજ ઉત્પાદનને તે જે વેગ આપે છે તે દૃષ્ટિએ અવગણી શકાય કે વખોડી શકાય નહિ પણ મૂડીદારના કાર્યમાં એ સિદ્ધાન્ત મજૂરોના શોષણ અર્થે વપરાય છે તેટલા પૂરતી એ પ્રથા ભયકર છે. આ સિદ્ધાંતનો ઉપયોગ, માનવ જાતનું આર્થિક હિત સધાય અને માનવીનુ આર્થિક કલ્યાણ થાય તે રીતે કરવામાં આવે તો તે ખરેખર આશિર્વાદરૂપ છે.

ઉપર જોયેલા શ્રમની વ્હેંચણીના બે પ્રકાર-સાદી અને સયુક્ત-ઉપરાંત ત્રીજો પ્રકાર ભૌગોલિક શ્રમની વ્હેંચણીનો છે આ પ્રકાર સાદી શ્રમની વ્હેંચણીનું વિશાળ સ્વરૂપ છે. પ્રત્યેક દેશની પ્રાકૃતિક સંપત્તિ પ્રમાણે જુદા જુદા પ્રકારનુ ઉત્પાદન થાય અને તે પ્રમાણે, પરસ્પર રાષ્ટ્રો, આતરરાષ્ટ્રિય વ્યાપારથી રાષ્ટ્રની બધી જરૂરિયાતો પૂરી કરી લ્યે. વિનિમયના સાધનોને પરિણામે આ પ્રકારની ભૌગોલિક શ્રમની વ્હેંચણી શક્ય બને છે અને તે શક્ય બનતા આતરરાષ્ટ્રિય વ્યાપારનો અને આંતરરાષ્ટ્રિય વ્યવહારનો જન્મ થાય છે. જેમકે કૃષિપ્રાધાન્ય દેશ ખેતીનુ જ ઉત્પાદન કરે, ઉદ્યોગપ્રાધાન્ય દેશ યાંત્રિક ઉત્પાદન જ કરે, પ્રત્યેક દેશ પોતાની પ્રાકૃતિક અનુકૂળતા પ્રમાણે ઉત્પાદન કરે. આ પ્રકારને પરિણામે જગતનુ આર્થિક જીવન વધારે સુગમ અને સરળ બને છે. માનવીની દરેક પ્રકારની જરૂરિયાતો પૂરી પડે છે.

---

# સૌદામિની

મહેન્દ્રકુમાર દેસાઈ

[ રાગ તિલંગ—ત્રિતાલ ]

મંદ મંદ મલકે માનિની,
ઉલ્લસતી, મધુ સ્ફુરતી નંદિત,
દોર દમામેથી મોહિની દામિની
મંદ મંદ મલકે માનિની.
પ્રણયશિખ સોહત મોહતિમિરે,
કૃષ્ણ-મેઘ મહીં વીજ સોહિની,
પરમાનંદે નાચે ચતુરા,
પુલકિત કાજળકાય યામિની,
મંદ મંદ મલકે માનિની.

---

# જીવન સુવાસ

પ્રભા

**મહાન** શિવાજીનાં પિતા શાહજી બીજાપુરના નવાબના સરદાર હતા. નવાબે સરદારના પુત્રને સલામીએ બોલાવ્યો. પણ શિવાજીએ ગોવધ ચલાવનારના દરબારમાં જવાની ચોકખી ના સંભળાવી. નવાબે ગોવધની બંધી ફરમાવી; સાદાં કતલખાનાં પણ તેણે ગામ બહાર લેવરાવ્યાં. ગોવધ કરનારને માટે તેણે જ્યારે મૃત્યુની સજા જાહેર કરી ત્યારે જ શિવાજી તેના દરબારમાં ગયા.

એક વખતે બીજાપુરના ચૌટામાં એક વીફરેલ ખાટકીએ ગાય પર તરવાર ઉગામી. તે તલવાર ગાયના ગળાને સ્પર્શે એ પહેલાં જ ત્યાં અકસ્માત આવી પહોંચેલ શિવાજીએ ખાટકીનો એ હાથ કાપી નાખ્યો.

શિવાજીના બગીચામાંથી બાગવાનની રજા સિવાય કોઇએ કંઇ તોડવું નહિ એવું શિવાજીના ગુરુ કોણ્ડદેવે ફરમાન કાઢેલું; પણ એક પ્રસંગે ભૂલથી ગુરુ કોણ્ડદેવ પોતે જ થોડાંક ફળ તોડી બેઠા. એ ભૂલ માટે તે તરત જ પોતાનો જમણો હાથ કાપી નાખવા તૈયાર બન્યા. પણ એ પળે ત્યાં આવી પહોંચેલ શિવાજી વગેરેએ તેમને પગે પડીને તેમ કરતાં અટકાવ્યા. છતાં ગુરુએ એ ભૂલની યાદગીરી માટે પોતાના પહેરણની જમણી બાંય તો હમેશને માટે કાપી જ નાંખી.

શિવાજી મુસલમાનોના કટ્ટર દુશ્મન હતા, તેમના પિતા શાહજી મુસલમાની નવાબના સરદાર હતા. એક પ્રસંગે શાહજી શિવાજીના પ્રદેશમાં ખંડોબાનાં દર્શને આવ્યા. શિવાજીએ સામે જઇ તેમનું ભક્તિભાવથી સન્માન કર્યું. ખંડોબાના મંદિરથી જેજુરી ગામ સુધી પિતાને રાજવંશી પાલખીમાં લઈ જવાની તેમણે વ્યવસ્થા કરી. ને તે પોતે હાથમાં જોડા ઝાલી પાલખીની સાથે સાથે ચાલ્યા.

છત્રપતિ શિવાજી એક પ્રસંગે સંત તુકારામના ભજનમાં મસ્ત થઇ ડોલવા માંડેલા. તે વખતે મોગલ સૈન્ય તેમને ઘેરવાને આવી પહોંચ્યું હોવાની બૂમ પડી. પણ મહારાજ ભજનની ધૂનને વળગી રહ્યા. આ કટોકટીની પળે એક મરાઠી સરદારને એક યુક્તિ જડી આવી. ને મહારાણા પ્રતાપને જેમ રાજા માનસિંહે બચાવી લીધો હતો, ગુર્જરપતિ સિદ્ધરાજને જેમ શ્રી. મુનશીનો બનાવટી કાક બચાવી લે છે એમ છત્રપતિ શિવાજીને બચાવવાને તેણે તેમના માથા પરનો મુગટ ઉઠાવી લીધો. તે મુગટ પોતાના માથા પર મૂકી તે ત્યાંથી ભાગી નીકળ્યો, ને મોગલ સૈન્યે તેનેજ શિવાજી માની તેનો પીછો લીધો.

*

નેપોલિયનની સાત વર્ષની વયે તેના કાકાને ત્યાંથી ફળનો એક કરંડિયો આવ્યો. તેની નાની-મોટી બે બહેનોએ તેમાંથી કેટલાંક ફળ ઉઠાવી લઇ ચોરીનો આરોપ નેપોલિયન પર ઢોળ્યો. પિતાએ નેપોલિયનને ચાબખાંની સજા કરી તેને ત્રણ દિવસ ભૂખે માર્યો. નેપોલિયને

એ બધું શાંતિથી સહ્યા કર્યું. છેવટે બહેનો ભાઈની આ કરુણ સ્થિતિથી પીગળી ઊઠી. તેમણે પોતાની ભૂલ કબૂલી. જ્યારે નેપોલિયનને આ સંબંધી પૂછવામાં આવ્યું ત્યારે તે બોલ્યો, ' તેઓ સ્ત્રી છે, મારી બહેનો છે, કોમળ વયની છે. તેમને સજા કરવામાં આવે તે કરતાં મને થતી સજાથી એમને વધારે શીખવાનું મળ્યું છે. '

નેપોલિયને ટ્યુલેરીસ–મહેલના સ્નાનખંડમાં મરામતની કેટલીક વ્યવસ્થા કરેલી. મહેલના અધિકારીએ તે વિભાગમાં ફ્રાંસના સર્વોત્તમ ચિત્રકારો પાસે કેટલાંક સુંદર ચિત્રો દોરાવ્યાં. ખંડ તૈયાર થઈ જતાં નેપોલિયને જ્યારે સ્નાન કરવા માટે ત્યાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં દોરાયેલ ચિત્રોમાં કેટલાંક સ્ત્રીચિત્રો તરફ તેની નજર ખેંચાઈ. તે તરત સ્નાન કર્યા વિના જ ત્યાંથી બહાર આવ્યો. મહેલના અધિકારીને પોતાની સમીપ બોલાવી તે બોલ્યો: "સ્ત્રીઓનું સન્માન જાળવો."–ને જ્યારે એ ખંડમાંથી સ્ત્રીચિત્રોને ભૂંસી નાંખવામાં આવ્યાં ત્યારે જ તેણે તે ખંડમાં સ્નાન કર્યું.

સેનાપતિ સોલ્ટને નેપોલિયને સ્પેનના યુદ્ધમાં જવાની આજ્ઞા ફરમાવી. પણ સોલ્ટની સ્વરૂપવતી અને તેજસ્વી પત્નીને એવા જોખમી પ્રદેશમાં જવું ન ગમ્યું. તેણે સોલ્ટને દબાવી દીધો. નેપોલિયનને આ સમાચાર મળતાં તેણે સોલ્ટની પત્નીને પોતાની સમીપ બોલાવી. ને રૂપરૂપના અંબાર વર્ષાવતી એ ઉમરાવજાદી નેપોલિયનની સમક્ષ આવી ધડાધડ પોતાની મુશ્કેલીઓ વર્ણવવા માંડી.

"શ્રીમતીજી," નેપોલિયને શાંતિથી કહ્યું, "હું તમારો પતિ નથી કે મારી સામે જેમતેમ બોલો છો. ને જો પતિ હોત તો તમે આ રીતે બોલતાં શીખ્યાં પણ ન હોત યાદ રાખો, શાસકની આજ્ઞા એ સેનાપતિનો ધર્મ છે; પતિની આજ્ઞા એ સ્ત્રીનો ધર્મ છે. મેં તમને અહીં શિખામણ લેવા નથી બોલાવ્યાં. જાઓ, તરત સ્પેન ચાલ્યાં જાઓ."

બિચારી ઉમરાવજાદી તો ઠંડીગાર બની ગઈ. બીજે જ દિવસે તેણે પતિની સાથે સ્પેનનો રસ્તો પકડ્યો.

મુલાકાતે આવનાર પ્રત્યેક સ્ત્રીને નેપોલિયન ત્રણ પ્રશ્ન પૂછતો: ' તમે કયા કુળનાં છો ? તમારી વય શું ? તમને કેટલાં સંતાન છે ? ' આ ત્રણ પ્રશ્નોના ક્રમિક ઉત્તર ગોખી એક વૃદ્ધ અને બહેરાં મેડમ નેપોલિયનને મળવા ચાલ્યાં. પણ કમભાગ્યે નેપોલિયને એ જ પ્રસંગે પોતાના પ્રશ્નોમાં ફેરફાર કર્યો.

તેણે પૂછ્યું, "આપ મૃત સેનાપતિનાં ભાભી થાઓ છો?"

મેડમે કહ્યું. "હું બ્રિસેક..."

"આપને કંઈ સંતાન છે ?" નેપોલિયને પહેલા પ્રશ્નનો ઉત્તર ન સમજાતાં પૂછ્યું.

"બાવન" વૃદ્ધ મેડમે હસીને ઉત્તર દીધો.

આટલાં બધાં સંતાનની ભાગ્યશાળી માતા તો નેપોલિયનના ધ્યાન બહાર રહી શકે જ નહિ એટલે એણે વિશેષ ખુલાસા માટે પૂછ્યું, "આપની ઉમ્મર ?"

"સાત" વૃદ્ધાએ ગર્વથી ઉત્તર દીધો.

નેપોલિયન પહેલાં તો ગુંચવાયો. પણ પછી પરિસ્થિતિ સમજાઈ જતાં તેણે વૃદ્ધાને હસીને વિદાય આપી.

સેનાપતિ મોન્થોલે બે વખત છૂટાછેડા લેનાર સ્ત્રી સાથે લગ્ન કરવાની નેપોલિયન પાસે મંજુરી માગી. નેપોલિયનને છૂટાછેડાની પદ્ધતિ દૂષણભરી લાગતી. પોતાના સેનાપતિઓ એવી સ્ત્રી સાથે પરણે એ તેને ન રુચ્યું. પરિણામે તેણે એવી અનુમતિ આપવા ના કહી. પણ મોન્થોલને તદ્દન નિરાશ ન કરી નાંખવાને તેણે ઉમેર્યું, "તમે પ્રેસીડેન્ટ સેગરની ભત્રીજી સાથે પરણો એ વધારે યોગ્ય છે." પણ કમભાગ્યે નેપોલિયને પ્રેસીડેન્ટની જે ભત્રીજીનું સૂચન કર્યું એ ભત્રીજી જ બે વખત છૂટાછેડા લેનાર અને મોન્થોલની ઉક્ત પ્રિયતમા હતી.

નેપોલિયનને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે ખીજાયો. તેણે કહ્યું, "મારી ન્યાયસભામાં છૂટાછેડા લેનાર સ્ત્રીઓને માટે સ્થાન નથી." ને સેનાપતિ મોન્થોલને તેણે પોતાની પત્ની સાથે વર્ઝબર્ગની કોર્ટમાં પ્રવેશવાની મના ફરમાવી.

એક વખતે નેપોલિયન ફ્રાન્સમાં બળવાનાં મૂળ રોપનાર રૂસોની પ્રતિમા પાસેથી પસાર થતો હતો. તે પ્રસંગે એ પ્રતિમા સામે જોઈ એ બબડયો, "આ માણસ જો પાકયો જ ન હોત તો ફ્રાન્સની શાન્તિ વિશેષ જળવાત."

પાસે ઊભેલ કેટલાક પ્રજાજનોએ આ સાંભળી પૂછ્યું, "નામદાર આપ આમ કેમ બોલો છો? બળવાને લીધે વધારેમાં વધારે લાભ તો આપને થયો છે."

"હું જાણું છું," નેપોલિયને દુઃખપૂર્ણ શાંતિથી કહ્યું, "પણ હું એ પણ જાણું છું કે રૂસો ન થયો હોત, બળવો ન થયો હોત કે હું પણ ન થયો હોત તો ફ્રાન્સની અને જગતની શાંતિ વિશેષ જળવાત."

એક પ્રસંગે એક મેલોઘેલો ચિત્રકાર નેપોલિયનને મળવાને આવ્યો. નેપોલિયને શરૂઆતમાં તો એના પ્રત્યે કશું ધ્યાન જ ન આપ્યું; પણ જ્યારે નેપોલિયન સાથે થોડોક સમય ચિત્રકલા સંબંધમાં વાતચીત કરી ચિત્રકાર જવાને ઊઠયો ત્યારે નેપોલિયન તેને બારણા સુધી વળાવવા ગયો.

ચિત્રકારે વિનયપૂર્વક આ ફેરફારનું કારણ પૂછ્યું. નેપોલિયન બોલ્યો, "માણસ આવે છે ત્યારે કપડાંથી ઓળખાય છે, જાય છે ત્યારે ગુણથી."

*

ગુરુ ચૈતન્યદેવ એક પ્રસંગે બોટમાં એક મિત્રની સાથે જળવિહાર કરતા હતા. એ પ્રસંગે તેમણે તરતમાં પોતે રચેલો ન્યાયનો અદ્‌ભુત ગ્રન્થ મિત્રને જોવાને આપ્યો. પણ ગ્રન્થ જોઈને તો મિત્રની આંખમાંથી ઊલટાં આંસુ સરી પડ્યાં.

"કેમ?" ચૈતન્યદેવે ચમકીને પૂછ્યું.

"ભાઈ," મિત્રે દુઃખ છૂપાવતાં કહ્યું, "મેં પણ અમરકીર્તિ કમાવાને ન્યાય પર એક ગ્રન્થ લખ્યો છે. પણ આ ગ્રન્થ જોતાં જણાય છે કે મારા એ ગ્રન્થનો કોઈ કશો ભાવ પણ નથી પૂછવાનું."

"એમ!" ચૈતન્યદેવ હસીને પોતાના ગ્રન્થને સરિતામાં પધરાવતાં બોલ્યા, "હવે તો ભાવ પૂછાશે ને!"

*

એક પ્રભાતે ગુર્જરપતિ ભીમદેવના સામંતો રાજાની હાજરીમાં એક નિશાન તાકતા હતા. પણ તે નિશાન કોઈથી ભેદાતું નહોતું. એ પ્રસંગે ત્યાં મેલાઘેલા વેશમાં એક અજાણ્યો

'શ્રી. હેમચન્દ્રાચાર્ય' નામના પોતાના અનુવાદગ્રન્થમાં કવિનું નામ લખ્યું, 'અપાડ' બિચારાનું નામ બદલ્યું તો બદલ્યું પણ એના 'કવિસભાશૃંગાર'ના બિરુદને પણ 'કવિસભા મંગલ' કરી દીધું. એ જ ગ્રન્થમાં મહારાણી જૈતલદેવી 'Jayataladevi'નું નામ બદલાયું 'જૈટલાદેવી'.

ટૅાડે વસ્તુપાળની પત્ની લલિતાદેવી વિશે લખ્યું કે, "લલિતાદેવી વસ્તુપાલ કે તેજપાળ એમાંથી એકની મા, પત્ની કે છેવટે દીકરી હતી.' આ પરથી કોઈકે એને દીકરી ઠેરવી તો કોઈકે એને મા ઠેરવી.

'મુદ્રાવ્યાપાર'નો અર્થ થાય રાજમંત્રીનો વ્યવસાય. પણ અણજાણ પરદેશીઓએ તેનો અર્થ કર્યો શરાફી ધંધો. ને એ અર્થને અનુસરી આપણા સંશોધકોએ કેટલાય મંત્રીઓને શરાફ ઠેરવી દીધા.

ફાર્બસની રાસમાળામાં પાનેપાને ગેરસમજુતીઓ ભરેલી છે. તેની વિરૂદ્ધ બીજી પ્રમાણભૂત હકીકતો પણ મળી રહે છે. છતાં એ ગ્રન્થ જાણે ગુજરાતના ઇતિહાસનો એક માત્ર અદ્દભુત ગ્રન્થ હોય એમ એની આગળ એવી વિશેષ આદરણીય હકીકતોને ઠોકરે મારવામાં આવે છે.

ટૅાડે લખ્યું કે, 'સંવત ૧૨૩૪માં કુમારપાળના શાસનકાળ દરમિયાન તેના મંત્રી વસ્તુપાળે......મંદિરોની પ્રતિષ્ઠા કરી.' કુમારપાળ ૧૨૩૦માં અવસાન પામેલ અને વસ્તુપાળનો ઉદય ૧૨૭૫ પછી થયો છે એ નગદ ઇતિહાસ છે. છતાં આ હકીકત પરથી ડૉ. અલ્તેકર જેવા અનેકે વસ્તુપાળને કુમારપાળનો મંત્રી ઠેરવી દીધો.

આપણાં ભૌગોલિક નામોની વિકૃતિએ તો એ હદે સીમા વટાવી દીધી છે કે એને હવે સ્પર્શવું જ નિરર્થક જણાય છે.

શ્રમણ–સંસ્કૃતિના બે મહાન સ્થંભો–શ્રી બુદ્ધ અને શ્રી મહાવીર. તેમાં જો તટસ્થ દૃષ્ટિએ જોવા જઈએ તો વધારે કસાયલ ને વધારે ભવ્ય જીવન શ્રી મહાવીરનું લાગે છે. છતાં એડવીન આર્નોલ્ડ અને બીજા અંગ્રેજ લેખકોએ બુદ્ધને ઝડપ્યા, અને આપણે બુદ્ધને જ સર્વસ્વ માની બેઠા. બુદ્ધનું જીવન આપણે બૌદ્ધ ગ્રન્થોમાંથી નથી લીધું, વેલ્સ કે આર્નોલ્ડ જેવાએ આપ્યું છે એ લીધું છે;—મૂળ બૌદ્ધ ગ્રન્થો કરતા કેટલાય વિકૃત સ્વરૂપે. ન પૂજ્યા જેવી કેટલીયે ઐતિહાસિક વ્યક્તિઓને આપણે પૂજીએ છીએ; પૃથ્વીરાજ જેવી કેટલીયે મહાન વ્યક્તિઓને તરછોડી બેઠા છીએ.

આજે આપણી દૃષ્ટિ છીછરી બની ગઇ છે. એક પણ વિષયના ઊંડા અભ્યાસ વિના અનેક વિષયોમાં માથું મારવાને આપણે તલપાપડ બની જઈએ છીએ પુરાણોની પંદર લીટીનો પણ શુદ્ધ અર્થ ન કરી જાણનાર આજે પૌરાણિક સાહિત્ય પર વિવેચન લખવા બેસી જશે; વેદોનાં બે સૂક્તોને પણ સમજી ન શકનાર વૈદિક સાહિત્ય ઉપર નિબંધો લખવા બેસશે; જૈન ઇતિહાસ, સાહિત્ય કે તત્ત્વજ્ઞાનનું ડીંટ ન જાણનાર આખા જૈનતત્વનો પૂર્ણ અભ્યાસી હોવાનો ડોળ કરશે; ને શાંત–ભવ્ય તટસ્થતાપૂર્વક લખવા બેસી જશે કે 'જૈનોના પહેલા તીર્થંકર પાર્શ્વનાથે આમ કર્યું' કે 'જૈનોના બાવીસમા તીર્થંકર આદિનાથે આમ કર્યું.'

પણ હવે આપણે આ બધું દૂર કરી વધારે વિશુદ્ધ બનવું જોઈએ.

ચ.–લ.

---

# ગોચરી

હીટલરના બાલમિત્ર રેઈનહોલ્ડ હેનીશે હમણાં પોતાનાં સંસ્મરણો લખ્યાં છે, જે જર્મનીના એ માન્ધાતાના પ્રભાવ અને તેના વિકાસના મૂળ પર સારો પ્રકાશ નાંખે છે.

અમલદાર-પિતાના મૃત્યુ પછી હીટલર અનાથ અને કંગાલ બન્યો. તે સ્થિતિમાં તે વિયેનાના અનાથાશ્રમમાં જઈ વસ્યો. ત્યાં હેનીશને એની મુલાકાત થઈ. ભૂખથી હજાવલા હીટલરને ખાવાનું આપી હેનીશે એને વિશ્વાસમાં લીધો. હેનીશ જબરૂ ચિતારા હતો; હીટલર પણ કંઈક ચિત્રકામ જાણતો. બંનેએ ભાગીદારીમાં એ કામ આદર્યું.

હીટલરના પિતાના અવસાન પછી, તેની સુંદર સેવાઓના બદલામાં, સરકારે તેના કુટુંબને માસિક ૫૦ ક્રોનનું પેન્શન બાંધી આપેલું. એ નાણાં હીટલરની પરિણીત બહેન લઈ લેતી. હીટલર એ વિષે પરવા પણ ન કરતો. પણ શિયાળામાં જ્યારે તે ટાઢથી થરથરી ઊઠયો ત્યારે હેનીશના કહેવાથી તેણે ગરમ કોટ ખરીદવાને બહેન પાસેથી થોડાક પૈસા મંગાવ્યા.

હેનીશ અને હીટલર બન્ને ભાગીદારીમાં કામ કરતા, પણ હીટલરને આ સામાન્ય કામ જરીકે ગમતું નહિ. તે તો સમાજ, સંસ્કૃતિ ને રાજકારણની વાતો કર્યા કરતો અથવા ગહન પુસ્તકો કે છાપાં વાંચવામાં જ વખત વીતાવતો. પરિણામે હેનીશને ઊલટો તે ભારરૂપ થઈ પડયો.

તેનો સ્વભાવ ઉગ્ર હતો. રાજકીય ચર્ચાઓમાં તેને ખૂબ જ રસ પડતો. અનાથાશ્રમના નિવાસીઓ તેના આ સ્વભાવની ઘણી વખત મશ્કરી પણ ઉડાવતા. તે જ્યારે ચર્ચા કરવા બેસે ત્યારે તેઓ તેના પહેરણનો પાછળનો ભાગ ગુપ્ત રીતે પાટલી સાથે બાંધી નાખતા અને પછી તેઓ ચર્ચામાં હીટલરને એવો ઉશ્કેરી મૂકતા કે તે મુક્કીઓ ઉગામી ઊભો થવા જતો તે સાથે જ પાટલી પણ ઊછળી પડતી.

ધર્મને તે ખૂબ જ જરૂરી માને છે. કોઈ પ્રચલિત ધર્મ ન હોય તો નવો સર્જીને પણ પ્રજાને તેના પર પ્રેમવતી કરવી જોઈએ એવો તેનો અભિપ્રાય છે. પાપ-પુણ્યને પણ તે સમજે છે ને માને પણ છે. તે સંબંધમાં તે વારંવાર વૉલ્ટેરનું દૃષ્ટાંત ટાંકતો: 'નાસ્તિક વૉલ્ટેરને એક વખતે કેટલાક ગામડિયાઓએ લૂંટી લીધો. વૉલ્ટેર ચીડાઈ ગયો. ગામડિયાઓએ કહ્યું, 'જો પાપ-પુણ્ય છે જ નહિ તો આમાં દોષ શો છે? તમારા પાસે બચત નાણું હતું, અમારે તે જોઈતું હતું ને અમે તે લઈ લીધું.' આ પરથી વૉલ્ટેરની આંખ ઊઘડી ગઈ ને તે હમેશ દેવળમાં જવા લાગ્યો!'

કૅથોલિક-ખ્રિસ્તિ ધર્મનો તે ખૂબ જ વિરોધી છે. દુનિયામાં જે લોહી રેડાયું છે તેમાંનો મોટો ભાગ તે એ ધર્મના નામ પર ચડાવે છે. ઈશુના કેટલાક સિદ્ધાંતો એ માને છે. સુસંસ્કૃત હિંદ પ્રત્યે એને ખૂબ જ પ્રેમ છે. હિંદને તે સંસ્કૃતિઓની જનેતા માને છે. ઈશુ સંબંધમાં તે કહેતો કે, 'તે હિંદમાં રહેલ હોવો જ જોઈએ., તેનાં પર બુદ્ધ ધર્મની ઊંડી અસર છે.'

પાશ્ચાત્ય સંસ્કૃતિ વિષે એનો અભિપ્રાય ઘણો જ હલકો છે. તે કહેતો, 'પશ્ચિમને સંસ્કૃતિ જેવું કંઈ હતું જ કયાં? એ તો બધું ધર્મયુદ્ધ (ક્રૂઝેડ) ના પ્રસંગે પૂર્વમાંથી આયાત કરેલું છે.'

સ્ત્રીઓ વિષે તેનો અભિપ્રાય લગભગ નેપોલિયન જેવો છે. તે કહેતો, 'સ્ત્રીઓને સન્માન આપવું પણ એમના પાસેથી પવિત્રતા, સંસ્કાર અને સેવાપરાયણતાની પૂરેપૂરી આશા રાખવી.'

તે પોતે ઘણો જ અતડો હતો. એક અમલદારના પુત્ર સાથે એને મિત્રતા બંધાયેલી. તે મિત્રની ખુબસૂરત બહેન અને તે-બન્ને હૃદયથી પ્રેમમાં પડયાં, પણ બંને એકમેકને શબ્દોમાં તો તે કોઈ દિવસ ન જ કહી શકયાં. એક પ્રસંગે એક ગોવાળકન્યા એની વાગ્ધારા પર મુગ્ધ બની ગઇ. તેણે તેના પાસે પ્રેમની માગણી કરી. તે હીટલરને પોતાના એકાંત ઘરમાં પણ લઈ ગઈ. પણ હીટલર તેને સ્પર્શ્યા પણ વિના ત્યાંથી ભાગી છૂટયો.

ગમે તેવા ગહન વિષયોમાં પણ તે માથું મારતો. પણ એક વખતે શોપનહેગને લગતા વિષયમાં તેની કચાશ પકડાઇ જતાં પૂર્ણ અભ્યાસ વિના કોઇ પણ વિષય પર ન બોલવાનું તેણે વ્રત લીધું.

અન્યાયનો તે ઉગ્ર વિરોધી હતો. એક વખતે એને લાગ્યું કે કેનીશે તેની સાથેના કામમાં તેને છેતર્યો છે કે તરતજ તેણે વર્ષોજૂના મિત્રને પણ કોર્ટમાં ઘસડયો.

આજે તે જર્મનીનો સર્વસત્તાધીશ છે પણ તેના જીવનનું ઘડતર ઉપરના સાધારણ પ્રસંગોને આભારી છે.

સાપેક્ષવાદના નવા સિદ્ધાન્તના સંશોધક અને મહાન વિજ્ઞાનવેત્તા આઈન્સ્ટીનને તેના એક મિત્રે તેના નવા વાદની ટૂંકી વ્યાખ્યા પૂછી. આઈન્સ્ટીને કહ્યું :

'સુંદર-ગુલાબી યુવતી પાસે એક કલાક એક મિનિટથીયે ઓછો લાગશે, ભઠિયારા પર એક મિનિટ કલાક કરતા પણ વધુ લાંબી જણાશે......આનું નામ સાપેક્ષવાદ.'

અમેરિકન મ્યુઝિયમમાં નેચરલ હીસ્ટરીના સાયન્સના પ્રોફેસર કહે છે કે, 'માનવી વધ્યા જ કરે છે. પાંચ લાખ વર્ષમાં એ રાક્ષસી ઊંચાઇએ પહોંચશે.' બીજા કેટલાક વિદ્વાનો એથી ઊલટો જ અભિપ્રાય ધરાવે છે. તેમનું એમ કહેવું છે કે, "લાખો વર્ષ પૂર્વે માનવી રાક્ષસી કદનો હતો. ધીમેધીમે તે ઘટતો જ આવ્યો છે." ને તેમની એ માન્યતાની સાબિતીમાં હમણાં વોશિંગ્ટનની બ્લેક ડાયમન્ડ કોલસાની ખાણ પાસેથી તેમને માનવીનું સાડાત્રણ ફૂટ લાંબું પગલું પણ મળી આવ્યું છે.

કેપ્ટન કેરીના જન્મ વખતે એનો બાપ એટલો બધો ખુશ થઈ ગયેલો કે તેણે પોતાના પુત્રને હિંદી સૈન્યના બધા જ અંગ્રેજ કેપ્ટનોનાં નામ એકી સાથે આપી દીધાં. એ અન્વયે કેપ્ટન કેરીનું ખરૂં નામ 'ઓસ્કર વીલિયમ ફ્રી એમ્બ્રોસ રીટ્ઝ એલન જહોન ડૉન પેટ્રો આલ્ફોન્સ્સ મેલ્ટાર ગુસ્ટાફસન ટટલ સ્ટેપ કાર્લ કેરી' છે.

**નીગ્રો**જાતિમાં એમ મનાય છે કે મોઢામાં જો ચાંદીનાણું રાખવામાં આવે તો ભૂતપ્રેત વળગતાં નથી. એને અનુસરી જોન વેબ્સ્ટર નામના નીગ્રોએ ૪૪ વર્ષ સુધી સતત પોતાના મોઢામાં ચાંદીનો ડૉલર રાખેલો. તેમ કરતાં ત્રણ ડૉલર તો ચગળાઇને ખલાસ થઈ ગયેલા.

જગતના મોટામાં મોટા મહરાના રેતીને ઠેકાણે પહેલાં જળ હતું. શોધખોળ કરતાં તેના ભૂગર્ભમાંથી સૂકી માછલીઓ સાથેના કૂવાઓ મળી આવે છે.




## ત્રણ કાવ્યગ્રન્થ

૧. પાંખડી—કર્તા: જેઠાલાલ નારાયણ ત્રિવેદી. પ્રકાશક: બચુભાઈ રાવત, કુમાર કાર્યાલય, રાયપુર; અમદાવાદ. કિંમત બાર આના.

૨. કુમારનાં કાવ્યો—લેખક: મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ. પ્રકાશક: જે. એમ. દેસાઈ, અમદાવાદી પોળ, કડવા શેરી, વડોદરા. મૂલ્ય એક રૂપિયો.

૩. મદાલસા—લેખક: ગોવિન્દ હ. પટેલ. પ્રકાશક: ગોરધનભાઈ કાશીરભાઈ પટેલ, વડોદરા. કિંમત દશ આના.

જેટલાં સ્વરૂપ કુદરતનાં છે એટલાં જ કવિતાનાં છે. કવિતા સાગરની જેમ ગર્જતી હોઈ શકે, સરિતાની જેમ રૂપેરી પટે દોડતી પણ હોય; મેઘધનુષની જેમ સુરમ્ય રંગપ્રધાન હોય તો ઝરમર વર્ષતી વર્ષાની જેમ તે આહ્‌લાદક પણ હોઈ શકે; મોતીની જેમ ચમકતી હોય તો મોતીમાળાની જેમ ગૂંથેલી પણ હોય; અમૃતબિંદુની જેમ મધુર હોય તો પુષ્પપાંખડીની જેમ સુગંધફોરતી પણ હોય. મેઘદૂતને સહેજે મોતીની માળાની ઉપમા આપી શકાય.

એક શ્લોક કે ઓછામાં ઓછી પંક્તિઓમાં એક જ ભાવ કે દર્શનને વાણીમાં મોતીની જેમ પરોવતી, પૂજનના થાળમાં પુષ્પપાંખડીની જેમ સોહાવતી કે અમૃતબિંદુનો સ્વાદ બક્ષતી કવિતાને મુક્તક કહેવાય છે. 'પાંખડી' એવાં મુક્તકોનો સંગ્રહ છે.

'કુમારનાં કાવ્યો'માં મુક્તકો છે; ભાવ, દર્શન કે આત્મમંથનને વિકસાવતી કે વર્ણવતી લાંબી કવિતાઓ પણ છે.

'મદાલસા' એ એક પૌરાણિક પ્રેમપ્રસંગનું ભાવ-ચિત્રદર્શન કરાવતું સળંગ અને સંવાદમય કાવ્ય છે.

ત્રણે કાવ્યસંગ્રહોમાં આમુખ પણ ગુજરાતના ત્રણ જાણીતા વિવેચકોએ લખ્યો છે. 'પાંખડી'માં શ્રી. રામનારાયણ પાઠક, 'કુમારનાં કાવ્યો'માં શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ અને 'મદાલસા'માં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી.

શ્રી રામનારાયણ પાઠકે પોતાના કથનમાં મુખ્યત્વે મુક્તકનું સ્વરૂપ સમજાવ્યું છે. શ્રી રમણલાલ દેસાઈ 'કુમારનાં કાવ્યો'ના ગુણદોષ વર્ણવે છે; શ્રી ત્રિવેદી 'મદાલસા'નું અવલોકન કરતાં સાથે રસપાન પણ કરે છે.

પ્રાચીન યુગ કવિતાને પ્રકૃતિમાં બાંધવા મથતો; અર્વાચીન યુગ તેને વિજ્ઞાન અને જીવનના સામાન્ય પ્રશ્નોમાં બાંધવા મથે છે. આ ત્રણે કાવ્યગ્રન્થો અર્વાચીન કરતાં પ્રાચીન સ્વરૂપને વિશેષ પ્રમાણમાં અનુસરે છે એટલે સંભવિત છે કે અર્વાચીન યુગ-સંપ્રદાયીઓને એ યોગ્ય પ્રમાણમાં ન આકર્ષે; છતાં ત્રણેમાં કવિત્વના માધુર્યગર્ભો ચમકાર ઓછેવત્તે અંશે પણ છે જ.

આ ત્રણે પુસ્તકોમાં મૌલિક ચિંતન, રમ્ય શબ્દગૂંથણી, સુસલિત પ્રવાહ, ચિત્રાત્મક

ગયો છે એ જાણીતી વાત છે. એને કાયદાપૂર્વક ઘટાડવાની વાત પણ ચર્ચાઈ રહી છે. આમ પ્રોપર્ટી-ટેક્ષ અને ભાડાંનો ઘટાડો બંનેના પરિણામે, પૈસાદારો નવાં મકાનો બાંધવાને બદલે પોતાની મૂડીને બેંકોમાં સલામત રાખવી વધારે લાભદાયી ગણશે. પરિણામે જે મૂડી હરતી ફરતી અને વહેંચાતી રહેત તે સ્થિર બની, દેશી સરકારને મદદકર્તા બનવાને બદલે ઊલટી પ્રજાના વ્યવસાય પર કાપ મૂકશે ને બેંકો કે લોનોના વ્યાજના દર ઘટાડવામાં મદદકર્તા થઈ પડશે.

ભાડાના વધારાનાં અનેક કારણોમાંનું એક મુખ્ય કારણ એ પણ છે કે પ્રજા જેટલા પ્રમાણમાં શહેરો બાજુ ધસી રહી છે એટલા પ્રમાણમાં ત્યાં મકાનો ન હોઈ જેઓ વધારે ભાડાં આપવાને તત્પર બને છે તેમને જ ભાડાનાં મકાનો મળી શકે છે. એટલે ઉપરના બંને કાયદાઓના પરિણામે નવાં મકાનો બંધાતાં જો અટકી ગયાં તો પ્રજા કંગાલ ગામડાંઓમાં પાછી નહિ ફરે, પણ ગુપ્ત રીતે પણ વધારે ભાડાં આપવાને તૈયાર બની શહેરમાં વસવાની હરીફાઈ આદરશે.

આને બદલે પ્રોપર્ટી-ટેક્ષમાંથી જો ભાડાનાં મકાનોને બાદ કરવામાં આવે તો પૈસાદારોને એવાં મકાનો બાંધવાને ઉત્તેજન મળે, એની હરીફાઈના પરિણામે ભાડાં સ્વાભાવિક રીતે ઘટી જાય, એ હરીફાઈ મકાનોને પણ સારાં અને સ્વચ્છ બનાવવામાં મદદકર્તા થઈ પડે, મૂડી ફરતી રહે, ધંધો ખીલતો રહી પ્રજાની ખરીદશક્તિ ટકાવી રાખે, સરકારને જમીનનું સારું વેચાણ થાય અને સરકારી કાગળિયાં કે બેંકોમાં પડી રહેતી મૂડી ફેલાવાની સ્થાવર મિલકતમાં વધારો કરી પ્રજાના ધન તરીકે વહેંચાઈ જાય.

આ ઉપરાંત પ્રજાનો કીર્તિપ્રેમ વિકસાવી આવકને કેટલાક સ્વૈચ્છિક માર્ગે પણ વધારી



**કલા-સંસ્કૃતિ**—કલાકાર શ્રી. યજ્ઞેશ્વર ક. શુક્લનાં હિંદી રાષ્ટ્રે-લિ સન્માન કરે છે. [ હિંદે-હિંદ પણ કરશે.] ફ્રાન્સની સરકારે જાહેર બની, ગયેલી સાહિત્યકૃતિઓના પ્રકાશન પર કર નાંખી તેમાંથી ગરીબ લેખકોને મદદ કરવાનું ઠરાવ્યું છે. સર રવીન્દ્રનાથ બ્રિટિશ-એકેડેમીના 'ફેલો વરીક' ચૂંટાયા છે. અલીગઢ યુનીવર્સીટીએ બર્નાર્ડ શૉ અને એચ. જી. વેલ્સનાં પુસ્તકો પોતાના ગ્રન્થાલયમાંથી બહાર કઢાવી નાંખ્યાં છે. સ્કુલ ઑફ મોડર્ન ફ્રેન્ચ ખુલ્લી મૂકતા મા. મુનશીએ ફ્રેન્ચ—સાહિત્યને આપેલી અંજલિ. હિમાલય-આરોહણમાં બે પોલાંડવાસીઓનું મૃત્યુ. સસ્તું 'સાદું' ને સલામતીભરેલું વિમાન બનાવવા માટે ફ્રેન્ચ, સરકારે જાહેર કરેલું ત્રીસ લાખ ફ્રાન્કનું ઇનામ. શેઠ આનંદીલાલ પોદારે મુંબઇમા આયુર્વેદિક કૉલેજના મકાન ને હૉસ્પીટલ માટે કરેલું સાડાત્રણ લાખનું દાન. કુમારી શાન્તા આપ્ટેના પ્રભાત-ફીલ્મ કંપની સામે ઉપવાસ. [ રામબાણ ઇલાજ ! ], ને ઉપવાસ છોડયા છતાં એટલીજ તંગ મામલો. [ રામનું બાણ પણ એક વખત તો નિષ્ફળ ગયુંજ હતું ને ! ] હિંદથી દર અઠવાડિયે ૪૫ લાખ લગભગનું સોનું પરદેશ ચડે છે. [ હિન્દ એટલેજ કામધેનુ છે ને ? ] મહાત્માજી બિમાર કવિ ખબરદારની મુલાકાત લે છે. ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં કવિશ્રી ખબરદારનું વ્યાખ્યાન ગોઠવાયું છે. ઑક્સફર્ડ યુનીવર્સીટીએ જાણીતા હાસ્યલેખક પી. જી. વુડહાઉસને ડૉક્ટર ઑફ લીટરેચરની પદવી આપી છે. **જગત**—પુસ્તકમંડળે જહૉન સ્ટેઇનબેકની 'ગ્રેપ્સ ઑફ રેથ' નામની નવલકથા—જેના રીલ્મ હક્ક માટે લેખકને ૭૫૦૦૦ ડૉલર આપવામાં આવ્યા છે—ને ઑગસ્ટ માસના રસિક પુસ્તક તરીકે જાહેર કરી છે. ઈંગ્લાંડમાં વાર્ષિક ગર્ભપાતની સરેરાશ દોઢ લાખની આવી છે; ફ્રાન્સે સ્વરૂપતી સ્ત્રીઓનું સંગ્રહસ્થાન ખોલનાર છે. [ પાશ્ચાત્ય સંસ્કૃતિનાં બંને વિકાસચિન્હો છે. ] ખસીર-આસામમાં કોલસા ને સીસાંની નવી ખાણો મળી આવી છે. [ હિંદનું આકર્ષણ વધ્યું. ]

**દેશ**—પંજાબના હિંદી ખ્રિસ્તિઓના સમાજે જો યુદ્ધ આવી પડે તો બ્રિટનને ચરણે પોતાની સેવા પહેલેથીજ ધરી દેવાનો ઠરાવ પસાર કર્યો છે. [ ધર્મબાન્ધવતા તે આનું નામ—એક ગાલે તમાચો પડે તો બીજો આગળ ધરવાનો કહેનાર ઇસુના ઉપદેશ પ્રમાણે આકાશમાંથી ફુલો વેરવાનું મન થાય એવી. ] શ્રી. સુભાષચંદ્ર બોઝે મહાસભાના શિસ્તના નિયમન સામે દર્શાવેલો દેશવ્યાપી વિરોધ [ સિવાય દેશમાં બીજુ છે પણ શું ? ] મુંબઇ-સરકારના આકરા કરો સામે શ્રી. સુભાષનો પોકાર. [ પોકાર ઘણી વખત પુષ્પોની ગરજ સારે છે. ] મહાત્માજીએ સુભાષબાબુના પલટાયલ વર્તન સંબંધમાં દાખવેલો ખેદ. મહાત્માજીને લાગે છે કે પ્રજાએ હજુ સ્વૈચ્છિક સ્વરૂપે જીગરથી શુદ્ધ અહિંસાને અપનાવી નથી. [ મનુથી માંડીને ચાણક્ય અને કાલિકાચાર્યથી માંડીને હેમચંદ્રાચાર્ય સુધીના દરેકને એમજ લાગેલું. ] બંગાળના કેદીઓના ઉપવાસ. દેશભરમાં તેમના છુટકારા-માટે ચળવળ. મહાત્માજી તેઓના ઉપવાસ સંબંધમાં કહે છે, 'ભૂખમરાની લડત અયોગ્ય છે.' સરકાર ઉપવાસ છોડયા પહેલાં છુટકારાનો પ્રશ્ન હાથ ધરવાની ના કહે છે. છેવટે બાબુ બંકીમચંદ્ર અને બાહેધરીથી ઉપવાસ મુલતવી રખાયા છે. સિલોનમાં હિંદીઓની હાડમારીઓનો નિકાલ આણવાને પંડિત જવાહરલાલ સિલોનની મુલાકાતે. પણ સિલોને હિંદીઓને ધૂત્કારવામાં મક્કમ છે. [ 'ગોરા' સંસ્થાનવાદની ખૂબીજ એ છે—કે જે પ્રદેશને સંસ્થાનના હિન્ય સ્વાતંત્ર્યહક્ક આપવામાં આવે ત્યાંની પ્રજા પોતાના મૂળ સંસ્કાર વીસરી ગઇ હોય છે એટલું જ નહિ પણ ગોરાઓને આજીવન સ્વામી ને મિત્ર માની લેતી ને

# અનુક્રમણિકા

પુ. ૨ ભાદ્રપદ : ૧૯૯૫


૧ યુગદર્શન ... ... ... ચ. ... ... ...
૨ નિન્દાખોર [વાર્તા] ... .. શ્રી. કૃષ્ણવદન જેતલી ... ..
૩ રિવાજનો અવાજ ... ... ઓલિયા જોષી ... ...
૪ બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન ... પ્રાણજીવન જોષી ... ...
૫ નવું અને જુનું ... ... ગૌતમ ... ... ..
૬ ગોવાળિયો [કાવ્ય] ... ... મૂલજીભાઈ પી શાહ ... ... ૨૧
૭ યંત્ર ... ... ... ... ન. હ વ્યાસ ... ...
૮ જીવન સંસ્મરણ ... ... પ્ર. ... ... ... ૨૨૬
૯ મંત્રી દામોદર ... ... .. વિદ્યાર્થી ... ... ... ૨૨૫
૧૦ વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો ... ... ... પં લાલચંદ્ર ભ ગાંધી .. ... ૨૩૧
૧૧ એકાકી [કાવ્ય] ... ... નૌતમ .. .. ... ૩૭
૧૨ યાંત્રિક દરજીની જીવનકથા ... કાશીનાથ અનન્ત દામલે ૨૩૨
૧૩ જીવન ઝરણ .. ... ... પ્રભા .. ... ૨૪૫
૧૪ છુટાં ફૂલ ... ... ... ... ... ... ૨૪૬



**લવાજમ :**

હિંદમાં : વાર્ષિક રૂ. ૩) ટપાલખર્ચ રૂ. ≈

હિંદ બહાર : ટપાલખર્ચ સાથે સિ. ૮





મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

# સુવાસ કાર્યાલયના નિયમો

'સુવાસ' દરેક અંગ્રેજી મહિનાની પાંચમી તારીખે પ્રગટ થશે. અગ્યારમી તારીખ સુધીમાં અંક ન મળે તો વડોદરા–ઑફિસના સરનામે ફરિયાદ કરવી. અનિવાર્ય કારણે અંક મોડો બહાર પડતાં તે સંબંધી જાહેરાત કે ખુલાસો કરવામાં આવશે.

નમુનાનો અંક મંગાવનારે પાંચ આનાની ટિકિટો બીડવી.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને લેખની યોગ્યતા પ્રમાણે પાના દીઠ રૂ. ૦॥ થી ૧ સુધી આપવામાં આવશે. આવો પુરસ્કાર સ્વીકારવા સામે જેમને વાંધો ન હોય તેમણે પોતાનો લેખ મોકલતી વખતે તે લેખના હાંસિયામાં 'પુરસ્કાર' શબ્દ લખવો. લેખકોને તેમનો લેખ પ્રગટ થયા પછી પુરસ્કાર મોકલી દેવામાં આવશે. પણ લેખકને 'સુવાસ'ના ગ્રાહક ગણી તેમને મળતા પુરસ્કારમાંથી તેમનું ગ્રાહકલવાજમ કાપી લઈ શકે એટલું વળતર જરૂરી ગણાશે. દરેક લેખકને તેના લેખની પાંચ 'આઉટ પ્રીન્ટસ' મોકલાશે.

તલસ્પર્શી, ને ભાષાશુદ્ધિ ને કલાપૂર્વક આલેખાયલા સુવાચ્ય લેખો માટે 'સુવાસ'માં ઉચિત સ્થાન છે. જોડણી સંબંધમાં લેખકોએ ગુજરાત–વિદ્યાપીઠના કોશને અનુસરવું. અશુદ્ધ લેખો માટે અસ્વીકારનો ભય કાયમ રહેશે. સ્વીકાર્ય લેખોની એક અઠવાડિયાની અંદર પહોંચ આપવામાં આવશે; અસ્વીકાર્ય જો શ્રમપૂર્વક આલેખાયલા હશે તો તે ઉચિત નોંધ સાથે તે જ મુદતમાં પાછા મોકલવામાં આવશે. તે સિવાયના લેખો જો લેખકો ટપાલ ખર્ચ મોકલી એક મહિનાની અંદર પાછા નહિ મંગાવી લે તો તે રદ કરવામાં આવશે.

તરતમાં પ્રગટ થયેલ ગ્રન્થોને અમે 'ગ્રન્થ પરિચય'માં સ્થાન આપીશું. તે સિવાયના ગ્રન્થોની કેવળ નોંધ જ લેવાશે.

'સુવાસ' સંબંધી પત્રવ્યવહાર કરતી વખતે પોતાનું નામ અને સરનામું પૂરેપૂરૂં લખવું.

'સુવાસ'ને લગતો બધો પત્રવ્યવહાર નીચેના શરનામે કરવો—

**સુવાસ કાર્યાલય • રાવપુરા • વડોદરા**

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ વંધ્યા | ૦-૪ |
| ૨ કાકી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાંપણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફોઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦-૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમુજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧-૮ |
| ૨૫ "જરા ચાહ મુકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ રઝીયા બેગમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| ૩૪ રટવનું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમુજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૪ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણુકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની મા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ ડેમીડા | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચાં સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૭૦ પુસ્તકો બહાર પડયાં છે. તે રૂા. ૩૨માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. ટપાલ જુદું.

લખો: સ્ત્રીશક્તિ, કેળાપીઠ, સુરત

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજી સુધી સાચવી રાખી છે તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા ...... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

વડોદરેથી એક વર્ષથી પ્રગટતા આ ઉચ્ચગ્રાહી માસિકનો ચૈત્ર–૧૯૯૫નો અંક શ્રીમદ હેમચન્દ્રાચાર્ય વિશેષાંક તરીકે નીકળ્યો છે. ..જેવા સુલેખકોના ઉપયોગી વિચારણીય લખાણો તંત્રી...મેળવી શક્યા છે એ આનંદનો વિષય છે. ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સપૂર્ણ સુવિકાસની તક આપે

—માનસી

ગુજરાતને એક સારૂ માસિક મળ્યુ હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિં

એ વિશિષ્ટ પ્રકારનુ સ્થાન સાહિત્ય–જગતમા મેળવશે એવી આશા બધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલિ ઉત્તમ કલાપૂર્ણ નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતુ જાય છે તે જોઈ આનદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો ? અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધજાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બધ પડેલા સાહિત્ય માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમા જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાય નથી અનુભવ્યો.

—બ, મ પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાચ્યા છતા ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

— મિત્રપ્રિય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૯૫ : ભાદ્રપદ [ અંક ૫

# યુગદર્શન

ઘ.

ઉષાનાં ગુલાબી ચીરને કોમળ અંગુલિથી દૂર કરી બાલરવિ જ્યારે આછાં સોનેરી કિરણો વર્ષાવતા મુખે દર્શન દે છે—માનવી તેને પૂજવા દોડે છે; પક્ષીઓ કિલકિલાટ કરે છે; પ્રકૃતિમાં સૌન્દર્ય ઉભરાય છે, પવન સુમદ બને છે, જીવનમા તાજગી પ્રગટે છે, પદાર્થ-માત્રમાં ચેતનના ફુવારા ઊડવા માંડે છે.

પણ એ જ રવિ જ્યારે જગતને ઉજાળી, દિવસના શ્રમથી થાકી, આરામ માટે સંધ્યાની સોડમાં ભરાઈ સમુદ્રને ખોળે જઈ પોઢે છે—નથી કોઈ એને અર્ધ્ય આપવા દોડતુ, નથી કોઈ એનો પ્રભાવ સ્મરતું, નથી પ્રકૃતિમા હાસ્યના મોજાં ઊછળતા.

યુગ–સંસ્કૃતિ–મહામાનવતાની પણ એ જ સ્થિતિ છે ઊગતાં એને સૌ કોઈ પૂજે છે, આથમતાં નથી કોઈ અંજલિ આપતું, નથી એની મીઠી સ્મૃતિ જીવન્ત ગણવાની કોઈ ભાવના દર્શાવતું. એની સંપૂર્ણ ઉપેક્ષા જો અસંભવિત હોય તો એને ઊગતાનો અંચળો ઓઢાડવામાં આવે છે અને એના નામ નીચે પણ પૂજા તો ઊગતાની જ થાય છે

પણ સૂર્ય જેમ પ્રતિદિવસે પૃથ્વીની વધુ ને વધુ નજદીક આવી એના વિનાશને વધારે ને વધારે સમીપ આણે છે એમ પ્રતિયુગે પ્રગટતી નવી સંસ્કૃતિ કે નવી મહામાનવતા, નવ-યુગનો એ પ્રાણવાયુ ને પ્રકાશ છતા, માનવીની પાશવી વૃત્તિઓને ખેલવાનાં ક્ષેત્રોને વધુ ને વધુ વિશાળ બનાવી તેના વિનાશને તે વધારે સહજ બનાવે છે. આથમતા સૂર્યને અટકાવવાની માનવીની શક્તિ નથી પણ આથમતી સંસ્કૃતિનાં શુભ તત્ત્વોને ગાળી લેવાની, નિર્મળ નજરે એની મહત્તા નીરખી એનાં પૂજનથી પવિત્ર બનવાની, ઊગતા કિરણોને આથમેલના ઊગમ–કિરણો સાથે સરખાવી એની કિંમત આકવાની તેનામા તાકાત છે પણ ઊગતાને પૂજવાની ધૂનમાં એનો તેને ખ્યાલ પણ નથી રહેતો.

આદિયુગમાં માનવી સાદાં, સંયમી, રસિક ને પ્રકૃતિનાં વહાલાં સંતાન સમાં હતાં. પણ ધીમેધીમે એનામાં સ્વાર્થસંરક્ષણભાવના જન્મી ને એ ભાવનાએ લોભ પ્રેર્યો. જગતના આદિ પુરુષવરે એ સર્વેને સાંકળી સુવ્યવસ્થા જન્માવી. પણ એ જ વ્યવસ્થાના યોગે અલ્પ માનવી પ્રકૃતિનાં સંતાન મટી એનાં સ્વામી બનવા દોડયાં. આદિપ્રજાની સરળ નિર્મળતા તેઓ વીસરી ગયાં. છતાં પુરુષવરોના પ્રભાવે એ યુગની સાચી સુવર્ણકાન્તિ જળવાઈ રહી.

તે પછી ચક્રવર્તી ભરતે સ્નેહ ને સંતોષની હદ ઓળંગી જગવિજય આદર્યો. તેના ભાઈ અને પ્રતિસ્પર્ધી બાહુબલીએ તેને પડકાર્યો, પોતાની અપ્રતિમ શક્તિનાં તેણે એ જગવિજેતાને દર્શન કરાવ્યાં; પણ એને હરાવવામાં તેણે એ શક્તિ નહિ, આત્મભોગ વાપર્યો. ને તલપતી સંહારદેવીનાં બારણાં અધખુલાં રહ્યાં, માનવીમાં પ્રગટેલી દાનવી વૃત્તિ લજવાઈને છુપાઈ ગઈ.

પણ એ વૃત્તિ ફરી ઊછળી. ક્ષત્રિયોનાં ક્ષાત્રતેજે તાંડવનૃત્ય આદર્યાં, રાવણ જેવાની વિરલ શક્તિએ સંયમનાં બંધન ઓળગ્યાં—ને પરશુરામ ને રઘુપતિએ શુદ્ધ શક્તિતેજથી તેમને સંહાર્યા. વિરોધીઓને આત્મભોગથી ઓગાળવાનો એ સમયે સંયોગ નહોતો, એમ કર્યાથી શુભ પરિણામ આવે એટલી યુગવિશુદ્ધિ પણ નહોતી. છતાં એ વિજયોથી, એક કે અન્ય પક્ષના કારણે પણ, મહત્તામાં માનવજાતે એક વધુ પગથિયું તો ગુમાવ્યું જ.

તે પછી શ્રી કૃષ્ણે દુષ્ટોના સંહારમાં બળ સાથે બુદ્ધિ પણ અજમાવી; ને સંહારનું શસ્ત્ર જે શુદ્ધ બળ હતું તેની સાથે બુદ્ધિ, ત્યારથી એ જ સ્વરૂપે ઉમેરાઈ. માનવીમાં જેટલી પ્રેમ અને સર્જનની ઉત્કટ ભાવના રહેલી છે એટલી જ એનામાં દ્વેષ ને સંહારની તમન્ના તો પ્રગટી ચૂકેલી. પરિણામે ધર્ષણ ને યુદ્ધ અનિવાર્ય બનેલાં. પણ એનાં સાધનો જેમ વધુમાં વધુ મર્યાદિત ને વધારે સાદાં-સીધાં એમ સંહારલીલાની હદ વધુ ને વધુ ઓછી. પણ કૃષ્ણયુગ યુદ્ધદેવીના ચરણે એક જ પરશુથી ખેલવાની પરશુરામની એ ભાવના ઝીલવામાં નિષ્ફળ ગયો. તેનાથી વીસરાઈ ગયું કે પોતાને ન્યાયી માનતો પક્ષ જ્યારે યુદ્ધનાં સાધનો કે નિયમોની મર્યાદા ઓળંગી વિજય વરે છે ત્યારે તે ભાવિના ગર્ભમાં રહેલા એવા અનેક ન્યાયી પક્ષોની સામે અન્યાયીઓએ એ જ ઉપાય લેવાનો માર્ગ મોકળો કરે છે. ને વસ્તુ-સ્થિતિમાં તો અન્યાયી પક્ષ પણ યુદ્ધ તો પોતાને ન્યાયી માનીને જ કરતો હોય છે. એટલે યુદ્ધના નિયમો ઓળંગવામાં એ પણ ન્યાયીઓના જેટલો જ ઉત્સાહ દાખવી શકે છે. મહાભારતના યુદ્ધમાં મોટેભાગે એમ જ બન્યું. બળ ને બુદ્ધિથી મત્ત બનેલા સંહારે એ યુદ્ધમાં અભૂતપૂર્વ તાંડવનૃત્ય ખેલ્યું.

પણ પૃથ્વીનાં ભાગ્ય એ સમયે સતેજ હતાં. તેણે પ્રભાવશાળી તત્ત્વદ્રષ્ટાઓ જન્માવ્યા—જેમણે સંહારલીલામાં બળ અને બુદ્ધિ બંનેને મર્યાદિત કર્યાં. વીર અને પૂજક પ્રજાએ એ મર્યાદા કબૂલી. ને સંહાર કંઈક કાબૂમાં આવ્યો.

પણ સ્વાર્થલોલુપ બુદ્ધિનું નર્તન ચિરંજીવ ન બન્યું. જીવનના સ્વાભાવિક વેગમાં ઊછળી કંઈક અંશે કૃત્રિમતા પ્રવેશી. દાનવી શસ્ત્રો ભૂલાઈ ગયાં, પણ બુદ્ધિ પોતાનાં દાનવી સ્વરૂપો શોધવા માંડી. તેની લાલસાએ સીમા ઓળંગી. એ યુગમાં બુદ્ધ-મહાવીર પ્રગટયા. તેમણે અહિંસા ઉપદેશી સંહારને મર્યાદિત કર્યો, સંયમ ઉપદેશી લાલસાને નાથી, સત્ય ઉપદેશી બુદ્ધિને નર્કમાં પડતી અટકાવી. પણ સ્વાર્થ અને વિકૃતિએ માનવહૈયામાં ધીમેધીમે એવું સ્થાન જમાવી દીધું હતું કે એ મર્યાદાઓ એના મૂળ સ્વરૂપે સર્વવ્યાપી ન બની.

માનવનબળાઈઓને નિર્બંધ બનતી અટકાવવાને કૃષ્ણયુગે રસનાં અને વિજયનાં, પ્રભાવનાં અને શક્તિનાં, સ્વાર્થશુદ્ધતાનાં ને આનંદનાં જે મંદિરો સ્થાપ્યાં હતાં એ મંદિરોમાં પ્રવેશેલી વિકૃતિ એ યુગમાં કંઈક અંશે આછી બની. પણ જીવનની છલોછલના સ્વભાવ-વિહારીને બદલે અનુગામી બની. પરિણામે મર્યાદામાં પ્રાણ જઈ કૃત્રિમતા પ્રવેશી; રસ જઈ અનુકરણ પ્રવેશ્યું.

તે પછી ચાણક્યે બુદ્ધિના નૃત્યથી સામ્રાજ્ય સ્થાપ્યું. પણ એ નૃત્ય આખા ભારતવર્ષ પર ફરી વળ્યું. વીસરાયેલી શસ્ત્રદાનવતા ફરી ન જન્મી પણ બુદ્ધિની દાનવતા પ્રગટી નીકળી. રાજ્ય રાજ્ય વચ્ચેની સંધિઓ સજીવ ધર્મબંધને મટી શબ્દની રમત બની. પ્રેમભાવ આથમી તર્કભાવ જન્મ્યો. ને પરદેશી આક્રમણકારોને બારણેથી જ વિદાય દેવામાં સ્વર્ગીય ભારત નિષ્ફળ ગયું.

છતાં ભારતનાં ભાગ્ય સમૂળગાં આથમ્યાં નહોતાં. નરપતિ વિક્રમ, સેનાપતિ સમુદ્રગુપ્ત, નરવીર કાલિકાચાર્ય, રસાવતાર કાલિદાસ કે જીવનરક્ષક ચરક જેવા પ્રતાપી પુરુષવરોએ એનો પ્રભાવ જાળવી રાખ્યો. તેમણે નવો સુવર્ણયુગ સ્થાપ્યો. છતાં ગયેલા સ્વતંત્ર પ્રાણ ને નિર્દોષ છતાં તેજસ્વી જીવનની પુનઃસ્થાપના તો તેઓ ન જ કરી શક્યા.

તે યુગ પછી તો ભારતે સ્વતંત્ર પ્રાણ કે જગઆત્મભાવ ઘણાં ઓછાં અનુભવ્યાં છે. ભોજનું અવંતી, હર્ષનું કનોજ, કર્ણનું કાશી, સોલંકીયુગનું ગુજરાત, સેનવંશનું બંગાળ કે પૃથ્વીરાજનું દિલ્હી—સિવાય જીવનની પ્રફુલ્લતા પણ એને ખૂબ ઓછી માણવા મળી છે. પ્રાચીન યુગમહત્તાને તેણે તરછોડી નહિ છતાં એ મહાયુગની પ્રાણભવ્યતા ઝીલવામાં કે તેને સર્વાંશે સમજવામાં પછીના યુગની પ્રજાઓ નિષ્ફળ ગઈ. રસમંદિરોને એણે વિલાસમંદિર બનાવ્યાં, જીવનલીલાને એણે રાસલીલા બનાવી. દેવોના મુગટમણિ સમા શ્રી કૃષ્ણ કેવળ પ્રેમમંદિરની મૂર્તિ બન્યા. માનવોમાં શ્રેષ્ઠ શ્રી મહાવીરની તેજભવ્યતાને પણ ક્યાંક ક્યાંક નિર્બળતાની ઢાલ બનાવાઈ.

આમ ક્રમિક ઘસારા છતાં એ યુગો સ્વતંત્ર હતા. એમને વરેલી ઉણપોમાં નિસર્ગે પણ મહત્વનો ભાગ ભજવેલો—કેમકે શક્તિમાં, તેજમાં, નિર્દોષતામાં, નિર્ભયતામાં માનવી સ્વાભાવિક રીતે પણ ધીમેધીમે અલ્પ બનતાં હતાં. પરિણામે તે તે યુગના નરપુંગવોને પ્રજાની અલ્પતા કે તેનું સ્થાન વિચારી સ્વતંત્ર સંસ્કૃતિઓ ઘડવી પડી. એ સંસ્કૃતિઓમાં આદિયુગની મહત્તા નહોતી છતાં તેમાં દીર્ઘદષ્ટિ હતી, સ્વયંભાવના હતી, પ્રજાના સતેજ જીવનને લભાવવાની તમન્ના હતી. તે યુગોની પ્રજા આદિયુગના પ્રાણ ન ઝીલી શકી છતાં તેની પૂજા તો તેણે ન જ વીસારી.

પાછલા 'પરતંત્ર યુગને શીખવવામાં આવ્યું છે એમ એ સંસ્કૃતિઓ નિષ્પ્રાણ નહોતી, સ્વાર્થમય નહોતી. નરપુંગવોના ઊંડા મંથન અને નિર્મળ ત્યાગનું તે પરિણામ હતું. જીવનનાં પ્રત્યેક અંગોને અને કાળની ગતિને સૂક્ષ્મમાં સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારી તેમણે તેની રચના કરેલી—

તેમણે સ્ત્રી અને પુરુષની નૈસર્ગિક શક્તિઓ અને તેમનાં સ્વરૂપ વિચાર્યાં. સ્ત્રી તેમને સંસ્કાર, લજ્જા ને સૌન્દર્યની દેવી લાગી; પુરુષ શક્તિનો પ્રિયતમ જણાયો. પરિણામે દેશના સંસ્કારરક્ષણની જવાબદારી સ્ત્રીને સોંપવામાં આવી, સ્વાતંત્ર્યની જવાબદારી પુરુષને સોંપાણી. સ્વતંત્રતાની રક્ષામાં જેમ લાખો પુરુષોનાં શિરની કિંમત ન ગણાય એમ સંસ્કાર કે પવિત્રતાના રક્ષણમાં સ્ત્રીનાં જીવનની કિંમત ન અંકાવી ઘટે. એ ભાવનામાંથી સતીત્વની પ્રથા જન્મી.

પણ પરસંસ્કારની અસરથી જ્યારે વંશવિશુદ્ધિની પરમ વાંચ્છના કંઈક નિર્બળ બની, પવિત્રતાએ સ્વૈચ્છિક સ્વરૂપ છોડયું, પુરુષો દેશની સ્વતંત્રતા જાળવી રાખવામાં નિષ્ફળ ગયા–સ્ત્રીને માટે પણ સામાન્ય છૂટછાટ મૂકવામાં આવી. છતાં સંસ્કાર, રક્તવિશુદ્ધિ, સ્વચ્છતા, સુખ, સૌન્દર્ય, કલા, રાષ્ટ્રિય સમૃદ્ધિ, સંતતિ અને નૈસર્ગિક ધોરણે આર્થિક વ્હેંચણી વગેરે અંગે સાચવવાને સ્ત્રીને માટે ગૃહરાજ્ઞીપદ કાયમ રખાયું.

સમરભૂમિ પર પોઢતા લાખો વીરોથી વધી પડતી સ્ત્રીસખ્યાની સાંસ્કારિક વ્યવસ્થા જાળવવાને તેજ, સમૃદ્ધિ, સત્તા ને શક્તિસપન્ન પુરુષો પર એક કરતાં વધુ સ્ત્રીઓને પત્ની તરીકે અપનાવવાની જવાબદારી નાંખવામાં આવી; છતાં જેમ જેમ પુરુષે વીરતા ત્યાગી નિર્બળતા સ્વીકારી, સ્વાતત્ર્ય તજી પરધૂંસરી ભરાવી – એ જવાબદારી ધીમેધીમે ઓછી કરી નાંખવામાં આવી.

પવિત્ર અને જવાબદાર ધંધાની વ્યવસ્થા પૈસાના પ્રમાણ પર નહિ પણ સ્વૈચ્છિક ગરિબાઈના ધોરણે થવી ઘટે, રાષ્ટ્ર અને પ્રજા–રક્ષણની જવાબદારી ધર્મરૂપ અને પ્રતિપળ સજીવ હોવી જોઈએ; બહારનાં શિક્ષણ કરતાં કૌટુમ્બિક શિક્ષણ વધારે સાચાં, સુઘટિત, વ્યવહારમય અને રાષ્ટ્રને ઓછા ભારરૂપ બની શકે; લોહીનો વારસો માનવજીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે–એ સર્વના વૈજ્ઞાનિક અભ્યાસ ને નિર્મળ પૃથક્કરણમાંથી વર્ણવ્યવસ્થા જન્મી.

વધી પડતા ઉત્પાદનથી આર્થિક મુશ્કેલીઓ ન આવી પડે તે માટે તેને મર્યાદિત અને યોગ્ય વ્હેંચણીના ધોરણ પર રખાયું. અને એ નિયમ અને સંહારમર્યાદા જાળવી રાખવાને યુદ્ધ, વાહન કે ઉત્પાદનના કોઈ પણ ક્ષેત્રમાં અગ્નિમા ગાળેલી ધાતુઓના યાન્ત્રિક ઉપયોગો પર પ્રતિબધ મુકાયો. દેશની વસતીનું સુપ્રમાણ જાળવી રાખવાને સામાજિક વ્યવસ્થામાંજ પુત્રની જરૂરિયાત સ્વીકારાઈ, ને માયકાંગલા સ્વરૂપે પ્રજા વધી ન પડે માટે અનેક નિયમોની ગૂંથણી કરવામાં આવી. પ્રજામા નિર્દોષ આનદ અને ઉત્સાહનાં પૂર જાળવી રાખવાને પર્વોની અને ઉત્સવોની સ્થાપના થઈ. ન્યાયની વિશુદ્ધિ જાળવી રાખવાને પ્રાણીમાત્રને સમાન ગણી નિર્દોષોને અભયદાન અપાયું.

દેશદેશ વચ્ચેના સંબધો આદિયુગમાં મોકળા હતા. પણ માનવી જેમજેમ લોભી બનતો ગયો–તેના લોભની લીલાભૂમિ તરીકે સરહદ બાંધવાને વધુ પડતા દેશાટન પર પ્રતિબધ મુકાયો.

આમ પ્રજા ધીમેધીમે ઘસાતી છતાં તેની સાંકૃતિક રચનામાં અપૂર્વતા અને દીર્ઘદષ્ટિ હતાં. આજના પરતત્ર યુગનાં રગીન ચશ્મોને જ્યાં જ્યાં દોષો દેખતાં કેળવવામાં આવ્યાં છે ત્યાં ત્યાં–તે સર્વની પાછળ પણ ઊંડા ઉદ્દેશો હતા. આવી સાંસ્કૃતિક વ્યવસ્થા કેવળ હિંદમાં જ જન્મેલી ને જળવાયેલી છતાં પરધર્મો કે પરભૂમિઓએ પણ સમુદ્રપર્યટન, વિજ્ઞાન કે યુદ્ધનાં નિયમનો જેવી કેટલીક મર્યાદાઓ તો સ્વીકારી હતી. પણ ભિગતાને ને અંધ સાહસિકોને પૂજતી ને ગર્વમાં ઘેલી બનેલી નવનવા યુગની પ્રજાઓ એનાં તાત્પર્ય વીસરી ગઈ.

સિકંદરે રાષ્ટ્રિય સીમા ઓળંગવાના પ્રતિબધ તોડી જગતની ત્રીજી ભાગની પ્રજાનું સત્યાનાશ વાળ્યું અને પૂજક પ્રજાએ તેને નરવીર તરીકે વધાવ્યો; મુસ્લીમ શાસકોએ એ નિયમ તોડી હિંદની ગુલામીના મૂળ નાંખ્યાં. યુરોપના દેશોએ ચૌદમી સદી સુધી તો સમુદ્ર પર્યટનનાં નિયમન સામાન્ય અંશે જાળવ્યાં પણ પછી સ્પેન અને પોર્ટુગાલે છૂટછાટ મૂકી;

અને ત્યારથીજ આજની આંતર-રાષ્ટ્રિય મુસ્કેલીઓનાં મૂળ નંખાયાં. સ્વાર્થલોલુપ મુસાફર-ટોળાંએ જ્યાં ત્યાં બખેડા જગાવ્યા, પ્રજાઓને નિર્બળ કરી, કલહ કરાવ્યા ને પરિણામમાં જગતની પોણા ભાગની પ્રજા પા ભાગની પ્રજાના વિલાસો પોષવાને ગુલામ બની.

યુરોપની પ્રજાએ સમુદ્રપર્યટનની સાથેજ યુદ્ધનાં નિયમનોની, બુદ્ધિના સ્વૈરવિહારની હદ પણ ઓળંગવા માંડી. તેણે તાર્કિક વિજ્ઞાનના મૂળ નાંખી જગતમાંથી શ્રદ્ધા, સંતોષ ને નિર્દોષ સુખને દેશવટો આપ્યો; વિલાસ ને વિજયનાં સાધનો વધાર્યાં; મૂડીવાદને વધારે વ્યાપક બનાવ્યો. નેપોલિયન યુદ્ધના સ્વીકૃત નિયમોનો ભંગ કરી ક્ષણિક વિજયો વર્યો, ઈંગ્લાંડે પવિત્ર સધિઓને કાગળના ચીંથરાં બનાવી સામ્રાજ્ય વધારવા માંડ્યું; પૂજક પ્રજાઓએ આ વિજયોને કુસુમમાળાથી વધાવ્યા. જગત ગોરી પ્રજાને બારણે ગુલામ બન્યું. એ સ્થિતિથી આજની ગોરી પ્રજા ભલે પોતાને સુખી માનતી હોય.– પણ એ સુખ નથી; વિનાશનાં મૂળરૂપ સ્વચ્છંદ છે. પાંચસાત ગોરા દેશોએ પોતે અખંડ વહાણરૂપ રહી જગતનાં અનેક વહાણોને કાણાં કરી આજે પોતાની સાથે બાંધી રાખ્યાં છે; પણ અર્વાચીન યુગની સ્વચ્છંદ-લીલા જો થોડોક સમય આમ ને આમ ચાલુ રહી તો કાણાં વહાણો તો ડુબશે, સાથે જોડનારને પણ ડુબાડશે.

વિજ્ઞાન કે બુદ્ધિના સ્વૈરવિહારને પોતાની ઉજળી બાજુ હશે, પણ માનવઅલ્પતા અને યુગનિર્બળતાએ એનો ગેરલાભજ ઉઠાવ્યો છે. હિંદી નરપુંગવો એ પહેલેથીજ સમજી ચૂકેલા. ને પરિણામે તેમણે સમાજ, રાજનીતિ, આર્થિક વ્યવસ્થા, ધર્મ, પ્રજાવિશુદ્ધિ, મર્યાદા વગેરેનાં ચોક્કસ નિયમનો ઘડયાં.

હિંદી પ્રજા જ્યાંસુધી સ્વતંત્ર હતી, પરસંસ્કાર ને પરશિક્ષણે એને લલચાવી નહોતી ત્યાંસુધી તો ધીમેધીમે નિષ્પ્રાણ બનવા છતાં તે એ નિયમનોને ઓછેવધતે અંશે પણ વળગી રહી. પણ મુસ્લીમ ને મોગોલિયન વિજેતાઓએ એના આંતરિક ને બાહ્ય સ્વાતંત્ર્ય પર ઝાટકા માર્યા, ખ્રિસ્તી ને ગોરા વિજેતાઓએ તેના બાહ્ય સ્વાતંત્ર્યના કપટથી કૂર્ચા ઉડાવી એના આંતરિક ને સંસ્કારસ્વાતંત્ર્યને મીઠાં ઝેર પાવા માંડ્યાં. જે નિર્બળતા સ્વાભાવિક રીતે કેળવાતી હતી તેમાં યુક્તિનાં બીજ રોપાયાં; ને પ્રજા ઝડપથી પટકાવા માંડી. પણ એ પછડાટથી એની આંખો ખુલી ન જાય માટે એને શિક્ષણનું એવું ઘેન પાવામાં આવ્યું કે અધોગતિને પણ એ ઉર્ધ્વગતિરૂપે જુએ.

ને વસ્તુસ્થિતિ પણ કંઈક એવી જ છે. પૂર્વની મહાન સ્વતંત્ર હિંદી પ્રજા કે તેના નરપુંગવોની તે કેવળ પૂજાજ વીસરી નથી ગઇ, તેમના પ્રત્યે તે કેવળ ઉપેક્ષાજ નથી દર્શાવતી–તે તેમની ઠેકડી ઉડાવે છે, તેમની સાંસ્કૃતિક રચનામાં એને અંધશ્રદ્ધા ને હળાહળ સ્વાર્થ જણાય છે. તેણે એ સૂત્ર ગોખી રાખ્યું છે કે, 'યુગેયુગે નિયમનો કે સંસ્કૃતિઓ આવશ્યક પરિવર્તન માગે છે;' પણ એ એ નથી સમજતી કે એવું પરિવર્તન સ્વયંસર્જિત હોવું ઘટે. જ્યારે પ્રજાને નિઃસત્વ બનાવી ગુલામી માનસ કેળવવા માગતા પરશિક્ષણનું એ પરિણામ હોય છે, વિજેતાઓની ગૂઢ દોરવણી નીચે એ વિકાસ પામે છે ત્યારે પ્રજા પ્રગતિના નામેજ વિનાશના પંજામા જઈ પડે છે. પણ નવસંસ્કૃતિની પૂજામાં એને એ જોવાની દરકાર નથી. એ વિચારતી પણ નથી કે જે સંસ્કૃતિ આજે ઊગી રહી છે એના પ્રમાણમાં આથમતીનું ઉગમસ્વરૂપ કેવું હતું, આજે ઊગતી સસ્કૃતિ વિકૃત બનીને આથમશે ત્યારે એની દશા શી હશે?—

કેમકે ઊગતાની પૂજા એ પ્રજાઓનો સ્વભાવ છે.

---

# નિંદાખોર

શ્રી. કૃષ્ણવદન જેતલી એમ. એ



આ વાર્તાના મૂળ લેખક—
જગવિખ્યાત રશિયન વાર્તાનવેશ
એન્ટની ચેખોવ

**અ**ખીલ લેખનનો શિક્ષક હતો. તેની પુત્રી નર્મદાનું તેણે ઇતિહાસ-ભૂગોળના શિક્ષક રામેશ સાથે લગ્ન લીધુ હતુ.

લગ્નની ધામધૂમ પૂરજોશમાં ચાલતી હતી ઓરડો ગાનતાન, સંગીત અને નૃત્ય કરતાં પદોના અવાજથી ગાજી રહ્યો હતો. કાળા ડગલા અને શ્વેતમેલા ગલપટ્ટા પહેરી ભાડુતી નોકરો ઓરડામાં ગાડાતૂર જેમ આંટા મારતા હતા. ગણિતનો શિક્ષક તારાનાથ, અંગ્રેજીનો શિક્ષક અસુતોષ અને ઉપાધ્યાપક મહેશ મહેમાનો સાથે સોફા પર બેસી વાતો કરતા હતા. તેઓ એકબીજાની વાતમા વચ્ચે બોલી ઊઠતા અને એકબીજાની ભૂલો કાઢી સુધારતા દરેક જણ પોતે ઓળખતા માણસોમાથી કોઈનું જીવતાં થયેલુ દફન વર્ણવતો અથવા અધ્યાત્મવાદ વિષે પોતાના વિચારો દર્શાવતો. ત્રણેમાથી કોઇ પણ અધ્યાત્મવાદમાં માનતું નહિ, છતાં એટલું તો કબૂલ કરતા કે આ દુનિયામા મનુષ્યની બુદ્ધિને અગમ્ય ઘણુ છે.

બીજા ખડમાં સાહિત્યશિક્ષક ડોલરનાથ પોલીસ કયા સંજોગોમાં સિવિલિયનો સામે ગોળીબાર કરી શકે તે સમજાવતો હતો. વાત નજીવી ને નકામી હતી, છતાં રસમય બની હતી

સામાજિક સ્થિતિ ઊતરતી હોવાને લીવે અંદર આવવા અસમર્થ કેટલાક લોકો અદેખાઈથી બારીમાથી ડોકિયાં કરી જોઇ રહ્યા હતા.

બરાબર બાર વાગે ઘરધણી અખીલે લગ્નના જમણ માટે બધું તૈયાર હતુ કે નહિ તે જોવા રસોડામાં પ્રવેશ કર્યો. રસોડામાં તળિયેથી ઠે છત સુધી રસગુલ્લાં, પેંડા, બરફી અને બીજી ક્ષુધોત્તેજક વાનીઓની સુવાસ પ્રસરી હતી. જંગી મહેફીલ ગોઠવી હોય તેમ બે ટેબલ પર બધી સામગ્રી કલામય અવ્યવસ્થામા પડી હતી. મેજ પાસે કોઠી જેવા પેટવાળી લહેરી રજની કામમાં ગૂંથાયેલી હતી.

"અરે રજની, જરા બરફીનો થાળ તો જોવા દે," અખીલે ખુશ થઈ હથેળીઓ ઘસતાં વિનંતિ કરી. "હ! શુ મઝાની ખૂશબો. આખુ રસોડુ જ ખાઈ જવાનું મન થાય એવી! લાવ, પેલો થાળ લાવ તો."

રજની ટેબલ પાસે ગઈ અને તેણે સંભાળપૂર્વક રૂમાલ ખસેડયો. નીચે થાળમાં બરફીનાં સુશોભિત ચોસલાં મધમધતા હતાં. તેની ઉપર પાનાં, ચારોળી ને એલચી વેર્યાં હતાં. અખીલ તો તે જોઇ આનંદથી પાણીપાણી થઈ ગયો. તેના મોં પર ચમક આવી, ડાળા બહાર આવ્યા. તેણે ... વળી હોઠથી સીત્કાર કર્યો—ચરબી લગાડયા વગરના ચક્રમાથી નીકળે તેવો. ઘડી ... રહી ફરીથી તેણે બુચકારો બોલાવ્યો.

"અહા! આવેશભર્યા ચુંબનનું સંગીત........અય કોને ચુંબન કરે છે? રજનીને?" પાસેના ખડમાંથી અવાજ આવ્યો અને અખીલના મિત્ર સુરેન્દ્રનું મુંડણ કરેલુ માથું દ્વારમાં દેખાયું.

"કોનું નશીબ જોર કરે છે? અહા........મઝાનું. બાબુ અખીલ જાતેજ છે કે? શાબાશ દાદા! સરસ! કંઇ સંગીત ઉડાવો છો ને?"

"હું કોઇને ચૂમતો નથી," અખીલે ગભરાતાં ગભરાતાં કહ્યું; "તમે શું મારા ભાઇ! જરા વિચાર તો કરો! હું તો પેલી બરફીની તાસક જોઇને ખુશ થઇ અમસ્થા બુચકારા બોલાવતો હતો."

સુરેન્દ્રના મુખ પર હાસ્યની રેખા ફરકી અને તે જતો રહ્યો. અખીલ રાતોચોળ બની ગયો.

"સાલ્લો!" તેણે વિચાર્યું. "હવે ભાઇ બધે ફરી મારી વાતો કરવાના. આવી વાતને શહેરમાં ફેલાતાં વાર કેટલી......ગધો!"

અખીલ શરમાતો ઓરડામાં પાછો ફર્યો અને સુરેન્દ્રને જોવા ઝડપથી ચારે બાજુએ નજર ફેરવી. મહેરબાન તો પિયાના પાસે બેસી સૈનિકની અદાથી અધ્યાપકની સાસુને કંઈ કહેતા હતા અને તે ખુશ થઇ હસતી હતી.

"મારા વિષે જ" અખીલને શકા આવી. "મારી જ વાત. મા કાળી હરામીની ખબર લે! અને પેલી પણ તેના શબ્દે શબ્દને સાચા માની હસે છે! સાલો મૂર્ખો! ઓ દીનાનાથ! આ કેમ સહેવાય? મારે તેની બાજી ઊંધી વાળવા કંઈ કરવું જોઈએ. હું બધાને આ બનાવની વાત કહીશ અને એને નિંદાખોર તરીકે ખુલ્લો પાડીશ."

ડીલ ખજવાળતો અખીલ મૂઝાતો અસુતોષ પાસે ગયો.

"હું જરા જમણની વ્યવસ્થા કરવા રસોડામાં ગયો હતો," તેણે એ અંગ્રેજીના શિક્ષકને કહ્યું; "તમને બરફી બહુ ભાવે છે એની મને ખબર છે. તેથી મેં ખાસ બનાવરાવી છે. હી...હી...હી...! હં અને પછી...અરે, સાલું ભૂલી ગયો...અને રસોડામાં હમણાં જ એક મઝા થઈ! તમે સમજ્યાને, હું રસોડામાં પેઠો અને વાનીઓ જોવા માગતો હતો. બરફી જોઇને તો હું ખુશખુશ થઇ ગયો...કેવી ઉમદા જાત...મેં હોઠથી બુચકારો કર્યો અને પેલો ઘેટા જેવો લબાડ સુરેન્દ્ર અંદર આવીને કહે...હા...હા...હા! અને કહે, "ઓહો! ચુંબન કરો છો?" સાવ મૂર્ખો. જાણે હું રસોયણ રજનીને ચુમન કરતો હોઉં! અરે એ તો એવી લાગે છે...જાણે...હત્તારી! એના જેવીને હું ચૂમું? આવા મૂર્ખા જગતમાં પાકે છે! સાવ ડોબો!"

"એ કોણુ?" તારાનાથે અંદર આવી પૂછ્યું.

"સુરેન્દ્ર!... જુઓ હું રસોડામાં ગયો હતો..." રજની ને બરફીની વાત ફરી કહેવામાં આવી. "જરા વિચાર તો કરો! હું એક કુત્તાને ચૂમું તો રજનીને ચૂમું."

પાછું ફરી જોતાં અખીલે બાબુ મહેશને જોયા.

"અમે સુરેન્દ્રની વાત કરતા હતા," અખીલે મહેશને કહ્યું, "તદ્દન ઉલ્લુ! રસોડામાં ડોકિયું કરી મને રજની રસોયણ પાસે જોઈ મોટી વાત ઊભી કરી, "કેમ, રજનીને ચુંબન કરો છો?"–એમ મને પૂછવા બેઠો. મારા સમ, જરા વધુ ઢીંચ્યો હશે? મેં તો સુણાવ્યું કે રજની કરતાં હું મરઘીને ચૂમવું વધારે પસંદ કરૂં. અને તેને યાદ આપી કે હું તો પરણેલો છું. તેની મૂર્ખા જેવી કલ્પના તો જુઓ! હસવા જેવું છે ને?"

"શું હસવા જેવું છે?" ત્યાંથી પસાર થતા ધર્મગુરુ મહેન્દ્રે પૂછ્યું.

"પેલો ચક્રમ સુરેન્દ્ર! હું રસોડામાં બરફી જોતો હતો...તમે સમજ્યા ને?..."

વળી પાછું રામાયણ ચાલ્યું. અડધા કલાકમાં તો બધાયે મહેમાનો બરફીની વાતથી વાકેફ થઇ ગયા.

"હવે એ ફાવે તેટલા માણુસોને વાત કરે!" અખીલે હથેળીઓ ઘસતાં વિચાર્યું; "જખ મારે છે! તે જેવો વાત શરૂ કરશે કે હું એને ચોપડાવીશ, "મારા પ્રિય મિત્ર, તમારી જીભને તસ્દી ના આપશો. અમે બધાં ક્યારનાં યે જાણીએ છીએ!"

આ વિચારથી અખીલને અત્યંત સંતોષ થયો. તેણે જોઇએ તે કરતાં ચાર પ્યાલીઓ વધારે પીધી. ખાણા પછી તેણે નવપરીણિત યુગલને વધૂના ઓરડા તરફ દોર્યું; અને તે પથારીમાં પડી લાકડા જેમ ઊંઘવા લાગ્યો.

બીજી સવારે તો તે બરફીની વાત છેક ભૂલી ગયો હતો. પણ નશીબ બે ડગલાં આગળ ને આગળ! માણુસ ધારે છે કંઈ અને ઈશ્વર કરે છે કંઈ! ભૂંડી જીભે અખીલની ચાલાકી કોણુ જાણે કયાં ઉડાડી દીધી હતી. બરોબર અઠવાડિયા પછી બુધવારે ત્રીજો પાઠ શરૂ થયો હતો ત્યારે અખીલ વર્ગમા ઊભો ઊભો વિતુ નામના વિદ્યાર્થીના હસ્તાક્ષરના મરોડ સુધારતો હતો. આ વખતે સંચાલકે પ્રવેશ કર્યો અને તેને ખૂણામાં બોલાવ્યો.

"મારા પ્રિય બાણુ અખીલ," સચાલકે કહ્યું, "માફ કરજો...જો કે મારે પંચાત કરવાની જરૂર નથી, છતાંયે મારે કહેવું જોઇએ!...મારી ફરજ છે...તમે જાણતા તો હશો કે શહેરમાં અફવા ઊડી છે કે તમારે તમારી રસોયણુ સાથે અમુક પ્રકારનો સંબંધ છે... અલબત્ત. મારે તેની સાથે કંઈ લેવાદેવા નથી. હું તો કહું છું કે તમે તેની સાથે રહો, ચુંબન કરો...ફાવે તેમ મઝા ઉડાવો પણ આમ છડેચોક નહિ. હું તમને વિનંતિ કરૂં છું-તમારી પ્રતિષ્ઠાને ભૂલશો નહિ."

એક ઠંડી ઝણુઝણાટી અખીલની કરોડમાંથી વહી ગઇ. તેણે આત્મવિશ્વાસ ગુમાવ્યો. જાણે જંગી મધમાખોનું ટોળું તેને ડંખો મારતું ન હોય; અથવા કોઈએ ઉકળતું પાણી તેના પર ન રેડયું હોય તેમ તે ઘરભણી ભાગ્યો. રસ્તામાં તેને આખું શહેર પોતાની તરફ તાકીને જોઇ રહ્યું છે એમ લાગ્યું. જાણે એણે આખા શરીરે ડામર ન ચોપડ્યો હોય ને પીછાં ન પહેર્યાં હોય!......ઘેર એક નવી આફત તેની રાહ જોતી હતી.

"કેમ ખાતું નથી?" તેની પત્નીએ જમવાના સમયે પૂછ્યુ, "કેમ, કોનાં સ્વપ્નાં ...વે છે? માશુકનાં? રજની પર પ્રેમ જાગ્યો છે? તુરકડા જેવા! હું બધું ય જાણું છું! ...રી આંખો ઉઘાડી છે! જંગલી જેવા!"

એક તમાચો તેના ગાલ પર સણુસણ્યો. તે ભાણા પરથી ઊઠયો ને તંદ્રામાં હોય તેમ બેશ કે ટોપી પહેર્યા સિવાય સુરેન્દ્રને ત્યાં ગયો. સુરેન્દ્ર ઘરમાંજ હતો.

"નિંદાખોર!" અખીલ તેને જોઈ બરાડી ઊઠયો, "તેં દુનિયામાં મારી આબરૂના કાંકરા કર્યા છે! મારી નિન્દા કરવાનું તારે શું કારણ છે?"

"તમે મને 'નિંદાખોર' કહી શું કહેવા માગો છો? તમારા મગજમાં એવો ખ્યાલ કયાંથી આવ્યો?"

"ત્યારે શા માટે તમે હુ રજનીને ચુંબન કરતો હતો એમ વાત ઉડાવી? તમે નથી ઉડાવી?...એમ મારે ધારવું, કેમ?"

સુરેન્દ્રની આંખનાં પોપચાં ફફડયાં. તેણે વિચિત્ર રીતે મુખ બગાડયું. તેણે ખૂણામાં જોઈ બૂમ પાડી કહ્યું, "ભગવાન મારૂં સત્યાનાશ વાળે! મા દુર્ગાના સોગન ખાઇને કહું છું કે મેં આ વાતનો ફરીથી એક શબ્દ પણુ ઉચ્ચાર્યો નથી. મારો સર્વનાશ થજો જો મે...

સુરેન્દ્રની સહૃદયતા માટે હવે શકાને સ્થાન ન રહ્યું. એટલું તો સ્પષ્ટ થયું કે તેણે ગપ ઉડાવી નહોતી.

"ત્યારે કોણુ હશે? કોણ? "છાતીએ મુક્કો મારતાં અખીલ બબડયો અને મનમાં બધા મિત્રોના નામ ગણી ગયો, "ત્યારે કોણુ હશે?"

# રિવાજનો અવાજ

ઓલિયા જોષી

**પ્ર**ત્યેક રીતરિવાજ—જે પૈકી કેટલાક અત્યારે આપણને હાસ્યાસ્પદ લાગતા હોય તેની ઉત્પત્તિના કારણ અને તેમાં કાંઈક રહસ્ય પણ સમાયેલું હોય છે. આપણા હિન્દુ સમાજમાં લગ્ન-પ્રસંગની ઘણીય રીતરસમો હવે અર્થહીન જણાય છે. When the reason of the law ceases, law must cease. [ કાયદાનું કારણ બંધ પડે, તો કાયદો પણ રદ થવો જોઈએ ]. એ સૂત્રાનુસાર કેટલાક જૂના રીતરિવાજો હવે આપણામાંથી કાળાન્તરે જો કે નીકળતા જાય છે, તોપણ રૂઢિપ્રધાન હિન્દુ—સમાજમાં ઘણુંયે જૂના રીતરિવાજો અને રસમો હજુ પણ પ્રચલિત છે, અને તે પૈકી કેટલાંક સકારણ જાળવી રાખેલ જણાય છે. તેનું એકાદ પ્રાસંગિક ઉદાહરણ પ્રકાશમય લાગશે.

આશરે ચાર દાયકા પહેલાંની વાત છે. અમારા એક લઘુબંધુના લગ્નનો પ્રસંગ હતો. જાન મયુરપુર જવાની હતી. તે કાળે રેલ્વે ચાલુ થઈ ગઈ હતી. ત્રીસ ગાઉનું ભલે અંતર હોય, પરન્તુ વચ્ચે બબ્બે જંકશનો આવે, અને બાર ગાઉએ બોલી બદલાય તેમ દરેક જંકશને ગાડી બદલવી પડે. અમારે ગામથી જો બપોરની ગાડીએ બેસીએ તો પ્રથમના જંકશનથી મયુરપુર જવાની ગાડી તુરત મળતી અને સઘળું સરખું ઊતરે તો સુર્યાસ્ત સમયે સીધા મયુરપુર પોંચી જવાય ખરૂં. બીજી ગાડી તો ફક્ત પ્રથમના જંકશનેથી જ માત્ર સવારનાં મયુરપુર માટે મળી શકતી. બબ્બે સંધાણસ્થાનો વળોટાવીને નિશ્ચિત સ્થળે વખતસર પોંચવું એ કાંઈ આજની પેઠે બચ્ચાના ખેલ નહોતા! એમાં તો વખતે લગ્નનો દિવસ પણ ખડી જાય! જેથી વર અને અમુક જાનૈયાઓએ આગલે રોજ બપોરની ટ્રેનમાં રવાના થઈ, પ્રથમને જંકશને રાત રોકાઈ, ત્યાંથી સવારે ઊપડી બપોરે મયુરપુર પોંચી જવું, અને બાકીનાં તમામ મોટેરાંઓ લગ્નને દિવસે નીકળી સીધાં લગ્ન વખતે કન્યાને ગામ આવી પોંચે એ પ્રમાણે ગોઠવણ થતાં, વરને લઈ હું અને કેટલાક નાનામોટા છોકરાઓ બપોરની ગાડીમાં રવાના થઈ પ્રથમને ટપે ઊતરી, અમારા સગાને ત્યાં રાત ગાળી, ત્યાંથી પ્રભાતની ટ્રેઇનમાં ઊપડી બીજા જંકશને ઊતરી પડયા. સામી બાજુથી ટ્રેઇન આવે ત્યારે બન્ને તરફનાં છડિયાં લઈને અમારી મયુરપુરની ગાડી ઊપડે. જેથી આ સંધાણસ્થાને ત્રણ-ચાર કલાકનો ધામો નાખ્યો. અમો શિરાવ્યાને હજુ અઢી કલાક માંડ થયા હશે ત્યાં બધાના પેટમાં કુરકુરિયાં બોલવા લાગ્યાં. લાડવા-ગાંઠિયા જેવી મીઠાઈ સાથે હતી. પણ તે કોને ભાવે? એટલે ઊની રસોઇ આરોગવાનું મન થતાં ખીચડી, રોટલા, કાંદા, બટાકા ઈત્યાદિની વરદી વીશીમાં આપતાં, વરસમેત અમે બધાએ પેટભરીને ઝાપટયું. ઢબખડ ઢબખડ કરતે ઢાંઢિયું આખરે રોંઢાટાણે મયુરપુર પોંચ્યું. ગામબહાર એક જગ્યામાં અમને હંગામી ઉતારો અપાયો. વેવાઈને ત્યાં કોઈ ઘરડુંબુઢ્ઢું ગુજરી ગયેલ તેનો ટાંકણે ભારે સોગ પાળી બેઠેલા જેથી ચ્હા જેવી કોઈ ચીજ પણ ત્યાંથી ન મળી. અમો

બધાનાં પેટ તો વળી પાછાં પાતાળ ઊતરી ગયાં, જેથી તે ખાડો પૂરવા માટે ગામમાંથી ચવાણું મંગાવી ફળી, ચેવડો, ચટણી ઈત્યાદિ તીખી-તમતમતી કચુંબર ઉપર વરસમેત બધાએ પુષ્કળ હાથ માર્યો. સૂર્યાસ્ત થવા આવ્યો તો પણ ટ્રેનના કશા વાવડ નહોતા. અમારા તથા વેવાઈના એક સામાન્ય સગા નામે કચરાભાઈ માંડવા અને જાનીવાસા વચ્ચે હલફલ કર્યા કરે; અને વારેઘડીએ માંડવેથી અમારી પાસે આવીને અમને કહ્યા કરે કે—'કાં હવે છાબને શી વાર છે?' 'અમારા વડીલો આવી પોંચે ત્યારે દેવાય'—એમ અમે તેને ઉત્તર વાળતા: વળી કચરાભાઈ આવીને ટપારે કે—'મા'જન માંડવે આવી ગયું છે, તો જલ્દી છાબ લઈને ચાલો!' જો કે છાબનું જોખમ અમારી સાથે જ ભળાવ્યું હતું, પરન્તુ વડીલોની ગેરહાજરીમાં અમારાથી તે ક્રિયા કેમ પતાવાય? વળી પાછા કચરાભાઈએ હોંકારો કર્યો કે—'ગાડી તો આજ બે કલાક મોડી છે, માંડવે મા'જન બેસી રહ્યું છે, છાબ નહીં લાવો તો શેઠિયા ઊઠી જશે અને આપણી આબરૂ જશે.' અમારી સાથે કોઈ ઘરડું માણસ પણ નહોતું કે ગાડાં વાળે, જેથી અમારી અક્કલ વાપરીને છાબ માંડવે દઇ આવ્યા. અને 'વાહ-વાહ' કરતું મા'જન ઊઠી નીકળ્યું. જરા વારે અમારા વડીલો અને મોટેરાંઓ સ્ટેશનેથી જાનીવાસે આવી પોંચ્યાં. અને 'છાબ તૈયાર કરો'—એમ તાકીદ અમને થઈ. 'એ ક્રિયા તો હમણાં જ ઉકેલી લીધી'—એવું અમે કહેતાં, મારા વડીલની મારા પ્રત્યે લાલ આંખ થઈ. 'મૂર્ખા! આ બધા મોટા માણસોને છાબ માટે માંડ માંડ જાનમાં લઈ આવ્યો. અને અમારી રાહ પણ ન જોઈ?" મારા ઉપર કોપ ઊતર્યો.

"પણ-ગાડી મોડી છે અને આપણી આબરૂ જાય છે એમ કચરાભાઈએ કહેતાં અમારે આબરૂ જાળવવી જોઈએને?"

"ગધેડો છે; અને કચરો એથી મોટો લંબકર્ણ છે', અમને ઈલકાબ મળ્યા.

જાનમાં આવેલ મોટેરાંઓ બધાં છાબના દાગીના ગણતાં હશે તેનું આપણને તે કાળે ભાન ન હોવાથી હું તો મુંગો થઇ ગયો. મારા વડીલે વેવાઈ પાસે ધોખો કરતાં વેવાઇએ ખુલાસો કર્યો કે—'ભાઈ-સાહેબ! અમે તો તમારી રાહ જોતા હતા. કલાક બે કલાક મોડું થાય એમાં ક્યાં ખાટું મોળું થઈ જવાનું હતું? પરંતુ કચરાભાઈ વારેઘડીએ અમને કહી જતા કે—'છાબ તૈયાર છે અને શા માટે ઢીલ કરો છો? ગાડીનું કશું ઠેકાણું નથી; અને જાનીવાસેથી ઉતાવળ કરે છે. લાચાર મા'જનને બોલાવી છાબ મારે વધાવવી પડી.' 'ઓત્તારી!! આતો બધા કચરાના કામા!' મારા વડીલ બોલી ઊઠ્યા. અને મારા માથેથી વાદળ વીખરાઈ ગયું.

અલવા-કલવાની ક્રિયા પતી, અને વરરાજા તોરણે આવ્યા; તે જ વખતે વરના પેટમાં ભારે ચૂંક ઊપડી. બાજોઠ ઉપર ઊભા રહેવાની પણ શક્તિ ન મળે! મારા વડીલને કાને એ વર્તમાન પોંચતાં, વળી વાતાવરણ ગરમાગરમ...અને આ વખતે મોટા ધડાકા થશે એવી બીતિને લીધે હું તો ત્યાંથી ગચ્છન્તી કરી ગયો! પેનકિલર ઈત્યાદિ દવા આપવાથી ઈશ્વરકૃપાએ પીડા તો-તાત્કાલિક શમી ગઈ, અને લગ્નક્રિયા સમાપ્ત થયા બાદ વરરાજાને બે ચાર દસ્ત થયા ત્યારે તેને કાંઈક શાંતિ થઇ. આવી અચાનક પીડા થવાનું કારણ ખોળવા માટે જાની વાસે સંક્ષિપ્ત તપાસ ચાલી, અને અપરાધી તરીકે મને પકડી મંગાવી ખડો કરવામાં આવ્યો.

# બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન–

## ૨

### સમુદ્રપારનાં સંસ્થાનો

પ્રાણજીવન જોશી

**પંદરમી** સદી યુરોપના ઇતિહાસમાં મહાસાગરો ઓળંગી નવા માર્ગો અને નવા દેશો શોધવાના સાહસ માટે પ્રસિદ્ધ છે. ઈ. સ. ૧૪૮૭ માં બાર્થોલોમ્યુ ડાયસ દક્ષિણ–આફ્રિકાની પ્રદક્ષિણા કરી ગયો, ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે અમેરિકાખંડને પ્રસિદ્ધિમાં આણ્યો, ઇ. સ. ૧૪૯૭ માં વાસ્તો ડી ગામાએ હિંદનો જળમાર્ગ દૂંઢી કાઢ્યો અને એ જ વર્ષે કેબટે કેનેડાની હસ્તી અમેરિકાના નકશા પર સિદ્ધ કરી.

આ સમયે હિંદમાં સૈયદ વંશનો અસ્ત થયો હતો; લોદી વંશના પતનની ઘંટા વાગી રહી હતી અને મોગલાઈના આગમનની તૈયારી ગાજતી હતી. દક્ષિણ–આફ્રિકામાં હોટેન્ટોટ અને બુશમેન નામની જંગલી જાતો અને જંગલી પશુઓ નિરંકુશ રીતે અહીંતહીં ભટકતાં હતાં; અને કેનેડામાં રેડ–ઇન્ડિયનો અને એસ્કીમો લોકો નિશ્ચિંત જીવન માણતાં હતાં.

દક્ષિણ–આફ્રિકા શોધવાનો યશ પોર્ટુગીઝ નાવિકોને છે, ત્યારે કેનેડા શોધવાનો યશ ઇટાલિયન નાવિકને જાય છે. પણ આ નવા શોધાયેલા દેશોમાં એ નાવિકોની માતૃભૂમિનું શાસન નથી થયું એ એક ઐતિહાસિક વિચિત્રતા છે. ઈ. સ ૧૫૨૪ માં કેનેડા ફ્રાંસનું કોલોની બન્યું. ઈ. સ. ૧૬૫૨ માં દક્ષિણ–આફ્રિકા ડચ પ્રજાના શાસન હેઠળ આવ્યું. આ પછી ૨૦૦ વર્ષનો ઈતિહાસ આંગ્લ–ફ્રેંચ સ્પર્ધાનો અને આંગ્લ–ફ્રેંચ યુદ્ધોનો છે. ઇ. સ. ૧૭૬૦ માં ઈંગ્લાંડે ફ્રાંસ પાસેથી કેનેડા અને ઇ. સ. ૧૮૧૫ માં ડચ પાસેથી કેપ પડાવ્યું.

---

"વરરાજાને આટલી બધી પીડા ઊપડવાનું કારણ શું? શું ઓરવું હતું?" મને સોથો પ્રશ્ન થયો. પણ મારા ટાંગા ખેકી રમતા હતા; અને જીભ ઝલાઈ ગઈ હતી. ત્યાં એક છોકરો બોલી ઊઠયો–"દાદા! અમે બધાએ વીશીમાં રોટલા, ખીચડી, કાંદાબટાકા, ખૂબ ખાધા'તા, અને આંહી પણ ફળી, ચેવડો, ચટનીનો સારી રીતે સ્વાદ કર્યો'તો!"

"હં! ત્યારે પેટ ચોળીને પાંસાશૂળ ઊભી કરી છે એમ કહોની! મૂર્ખા! જે તે હોજરીમાં ઘાલવાથી આવી માંગલિક ક્રિયા વખતે શારીરિક વ્યાધિ ઉત્પન્ન થવા સંભવ; માટે જ લગ્નપ્રસંગે વર–કન્યાને અપવાસ ઉપર રાખવામાં આવે છે તેનું કારણ આ છે. હવે સમજ્યો?" મારા વડીલે મને સંબોધીને પ્રવચન કર્યું.

હું સમજ્યો. આપણા કેટલાક રિવાજોનું મૂળ જાણ્યા વિના આપણે હાંસી કરીએ છીએ તે હું બરાબર સમજ્યો, અને મેં મારા કાન પકડયા.

સુધરેલી દુનિયાને ઑસ્ટ્રેલેશિયા ખંડની શોધ સહુથી મોડી થઈ. યુરોપના મધ્યકાલીન યુગ સુધી હિંદી મહાસાગર કેવળ ચારે દિશાએ ધરતીથી વીંટળાયેલો આંતરિક સમુદ્ર છે એવી સામાન્ય માન્યતા હતી. માર્કોપોલો જેવા રડયાખડયા પ્રવાસીઓએજ સાંભળેલું કે એશિયાની દૂર દક્ષિણે મહાન દેશો પડેલા છે. સોળમી સદીમાં પોર્ટુગીઝ નાવિકો આ અજાણ્યા ઑસ્ટ્રેલિયા ખંડને " મહાન જાવા "ને નામે ઓળખતા. સત્તરમી સદીની શરૂઆતમાં ડચ નાવિકોએ ઑસ્ટ્રેલિયા તરફ મીટ માંડી. હૉલાંડની સરકારે તેને ' ન્યુ હૉલાંડ ' ને નામે ઓળખાવ્યું.

ઇ. સ. ૧૬૪૨ માં ડચ નાવિક ટાસ્માનની સફર સાથે ઑસ્ટ્રેલિયાની શોધનો નવયુગ શરૂ થયો. તેણે આ ખંડનો ઘણો પ્રદેશ ઢંઢોળ્યો. તેને ત્યાંના દેશીઓ અદેખા અને અનાડી જંગલીઓ જણાયા. તેને આ દેશ વસવાટ અને વેપાર માટે આશાજનક કે આકર્ષક ભાસ્યો નહિ. તેના રિપોર્ટપરથી ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને " ન્યુ હૉલાંડ " નકામી શોધ છે: તેના પર વધારે લક્ષ આપવાની કશીયે આવશ્યકતા નથી એવી ખાતરી થઈ. પરિણામે અર્ધી સદી સુધી કોઈએ વિશેષ શોધ કરવાની માથાકૂટ ન કરી.

સત્તરમી સદીની છેક આખરીમાં ઇંગ્લાંડનું લક્ષ તો એ દિશાએ વળ્યું. ઈ. સ. ૧૬૮૮ માં કૅપ્ટન વિલિયમ ડૅમ્પીયર આ ખંડને કિનારે પાંચ અઠવાડિયાં ગાળી ગયો. તેણે પણ ડચ નાવિકોના જેવોજ કંગાલ મત પોતાના Piracy નામના ગ્રંથમાં દર્શાવ્યો. ત્યારબાદ છૂટાછવાયા નાવિકો ઑસ્ટ્રેલિયાને દક્ષિણ કિનારે આવી ગયેલા. ઇ. સ. ૧૭૦૫ માં ડચ નાવિકોની ટોળી ત્યાં ફરીવાર આવી, અને નિરાશ થઈ ચાલી ગઈ. છેક અઢારમી સદીની મધ્યમાં ફ્રેંચ લેખક ડિ બ્રોસિસે ઑસ્ટ્રેલિયામાં કેદીઓનું થાણું સ્થાપવા હિમાયત કરી. અને તેના ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર થયું. આ પ્રસંગે ઇંગ્લાંડને ઑસ્ટ્રેલિયા તરફ દુર્લક્ષ ન કરવા ઠસાવ્યું.

વિજ્ઞાનપ્રેમી નાવિક કૅપ્ટન જેમ્સ કૂક સર જોસેફ બૅન્કસ વગેરે વિજ્ઞાનીઓ સાથે ઈ. સ. ૧૭૬૯ માં ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડ આવી ગયો. તે બધા તો આ ખંડની અજબ ફળદ્રુપતાથી અંજાઈ ગયા. ઈ. સ. ૧૭૭૦ માં એ કૅપ્ટન કૂકે એ ઉપસાગરના કિનારાની પ્રફુલ્લ વનરાજી નિહાળી તે ઉપસાગરનું નામ " બોટાની બે " અને દેશનું નામ 'ન્યુ સાઉથ વેલ્સ' રાખ્યું.

આ સમયે ઇંગ્લાંડે અમેરિકામાં ભારે પછડાટ ખાધી હતી. અમેરિકાનાં સંસ્થાનો "પ્રતિનિધિત્વ નહિ તો કર નહિ" એ સિદ્ધાંત પર બળવો જગાવી બ્રિટનથી છૂટાં થયાં અને 'યુનાઈટેડ સ્ટેટસ ઑફ અમેરિકા'નું સર્જન થયું. ઇંગ્લાંડને આ અસહ્ય ખોટ હજુયે સાલે છે, પણ ઑસ્ટ્રેલિયાખંડની પ્રાપ્તિથી તે પોતાના હૃદયને દિલાસો અપાવી શક્યું છે.

ન્યુઝીલાંડનો ગૌરાંગ ઇતિહાસ એક સદીથી વિશેષ દૂર જતો નથી, પણ અંગ્રેજો પહેલાં એ દેશને વસાવનાર માઓરી પ્રજાનો ઇતિહાસ ઓછામાં ઓછો આઠ સદી જેટલો પ્રાચીન છે.

માઓરી પ્રજા ઘઉંવર્ણી પોલિનેશિયન પ્રજાનું એક અંગ છે. તે બુદ્ધિમાન, તેજસ્વી, પ્રેમ-શૌર્ય ભરી, સાહસિક અને રૂપાળી પ્રજા છે. ન્યુઝીલાંડના ભૂરા વસાહતકારોમાં એક

પિતામહ અને પૌત્રની પુણ્ય પ્રેમ-ગાથા જગતના સ્વાર્થત્યાગી પિતાપુત્રોની તુલનામાં ગૌરવભર્યું સ્થાન લે એવી છે. આ પિતામહ અને પૌત્રની સાહસિક પ્રવાસ-કથા કોલમ્બસ, ડાયસ, વાસ્કોડીગામા, ડ્રેક, કૂક કે હેમેટનાં પ્રવાસ-સાહસોને પણ ઝાંખાં પાડી દે એવી છે. પ્રેમની દૃષ્ટિએ, એ કથા કવિસમ્રાટ શેક્સપિયરના પ્રસિદ્ધ નાટક "The comedy of errors"નાં પાત્ર ઇજિયન અને એન્ટીફોલસ-પિતાપુત્રની પ્રેમ-કથાને કેટલેક અંશે મળતી આવે છે.

જ્યારે યુરોપીય પ્રજા પોતાના દેશને આંગણે બેસી, પોતાના પ્રશ્નોમાં પરોવાયેલી હતી; જ્યારે પોર્ટુગીઝ નાવિકોને હિંદી મહાસાગરનું જ્ઞાન પણ ન હતું; જ્યારે ડચ વહાણવટીઓનો પ્રપિતામહ ટાસમાન જન્મ્યો પણ ન હતો ત્યારે પોલિનેશિયન નાવિકો તુષાર-ભીના આ પ્રદેશને વસાવવા ભીષ્મપ્રતિજ્ઞા સાથે નીકળેલા, તેને ચોતરફ ફરી વળેલા અને તેનો ભાગેભાગ જોઈ ચૂકેલા.

૮૦૦ વર્ષ પહેલાંના ઝાંખા ભૂતકાળના યુગમાં હવાઇકી કે ટહીટીના પીકોપીકોઇહિટીનાં છીછરાં નીરમાં ભારે નાવ-સમારંભ થયેલો. પહેલાં સામાન્ય નાવડાની શરત ચાલી. પછી સાગર-સફરી વહાણો નૌકા-કીર્તિ પ્રાપ્ત કરવા માટે પેસિફિક મહાસાગરના વિશાળ હૃદયમાં સંચર્યાં. આ સમયે અણધાર્યું વાવાઝોડું થયું. શરત-જળપટે પડેલાં વહાણો વિખૂટાં પડી ગયાં, જમીનથી દૂર દૂર ઘસડાઇ ગયાં. આ અકસ્માત ન્યુઝીલાંડના વસવાટના શ્રી ગણેશ રૂપ નીવડયો.

એક નાવનું નામ ટેવેઓ હતું. તેમાં હવાઈકીના એક 'ચીફ' ટોઇ-કૈ-રેકૌ નો પૌત્ર વ્હેટોન્ગા હતો. વ્હેટોન્ગાનું વહાણ પાછું ન ફર્યું ત્યારે વૃદ્ધ પિતામહ ટોઇ-કૈ-રેકૌએ પૌત્ર મૃત્યુ પામેલો હશે એમ ધારી કલ્પાંત ન કર્યું. તેમણે તો તેને ઢૂંઢી કાઢવા માટે ભીષ્મ પ્રતિજ્ઞા કરી. સાહસિક નાવિકો એકઠા કરી, વહાણ સજ્જ કરી, પિતામહ ઊપડયા; ટાપુએ ટાપુએ ભટકયા. પ્યારા પૌત્રનો પત્તો ન લાગ્યો, પણ નિરાશા શબ્દ આ વૃદ્ધ દાદાના શબ્દકોશમાં ન હતો. તે સેમોઆ ગયો. વ્હેટોન્ગા ત્યાં પણ ન મળે. તે કુક ટાપુઓમાં આવેલ રેરોટોન્ગા પહોંચ્યો. અહીં તે 'ચીફ' રંગીટીહીને મળ્યો અને સંદેશો પાઠવ્યો: "અહીંથી હું કુપેએ શોધેલ તુષાર-ભીનો દેશ ઢૂંઢવા જાઉં છું. મારી તપાસ કરતું કોઈ આવે તો કહેજો કે હું દૂરના ખુલ્લા જળપટમાં આવેલ ભૂમિ માટે ઊપડયો છું. કાં તો હું ત્યાં પહોંચીશ, અથવા તો સાગરના પેટાળમાં સમાઇ જઈશ."

હવે દાદા ટોઇ-કૈ-રેકૌ કીવા (પેસિફિક) મહાસાગર, ઓટીરોઆ (ન્યુઝીલાંડ) અને પોતાના પૌત્ર વ્હેટોન્ગાની શોધમાં મેદાને પડયા. આ પ્રયાસમાં મૃત્યુની ચિંતા તેને જરાયે ન હતી. તેણે પોતાના પ્રભુમાં, નાવિક તરીકેની શક્તિમાં અને પોતાના કાર્યની અડગતામાં વિશ્વાસ મૂકયો. ઘણા દિવસોના પરિશ્રમ બાદ પોતાના થાકેલા નાવિકો સાથે તે ચેટહામ ટાપુઓને તીરે ઊતર્યો. હજુ પંથ દૂર હતો. તે ગભરાયો નહિ, પણ થોડો સમય આરામ લઇ, મુખ્ય ભૂ-પ્રદેશ શોધવા નીકળ્યો. પ્રદેશ જડયો અને તે વ્હેટોન્ગાને ઢૂંઢવા લાગ્યો. ન્યુઝીલાંડના ઉત્તરના ટાપુએ, ઉત્તર ટેરેનાકી ખાતે તેણે જુદી જાતના કેટલાક દેશીઓને જોયા. પણ આ દેશીઓ પાસેથી દાદાને પોતાના દીકરાના દીકરાના કશા સમાચાર ન મળ્યા. પછી દાદાજી,

ઉત્તર તરફ પોતાનું વહાણ હંકારી, નવા દેશની ટોચ સુધી પ્રદક્ષિણા કરી, 'બે ઑફ પ્લેન્ટી'ના પૂર્વ કિનારે ગયા અને ત્યાં વસવાનો નિર્ણય કર્યો.

પિતૃ-સ્નેહે ધસડાઈ, અનંત સમુદ્રો ઓળગનાર આ વૃદ્ધ પિતામહ ન્યુઝીલાંડના પહેલા રાષ્ટ્ર-સર્જક બન્યા. હવે તેનો પૌત્ર આ સમયે સ્વદેશ પહોંચ્યો. પિતામહ ત્યાં નહોતા. પણ પૌત્રનો પ્રેમ પિતામહથી ઊતરતી પંક્તિનો ન હતો. વ્હેટોંગા ૬૬ સ્ત્રીપુરુષ સાથે, ધાર્મિક વિધિ બાદ દાદાની શોધ અર્થે સંચર્યો. મૌરી લોકોએ આ સફર માટે પ્રાર્થનાઓ કરી, નૈવેદ્યો ધરાવ્યાં, યજ્ઞો કર્યા. વ્હેટોંગાનું વહાણ આખરે રેરેટોંગા પહોંચ્યું. અહીંના 'ચીફે' તેના દાદાનો સંદેશો પાઠવ્યો. તે સમુદ્રની સફર લબાવી ઉત્તર ટેરેનાકી પહોંચ્યો. અહીં દેશીઓના ચીફે તેના દાદા તેને ઢૂંઢવા માટે ઉત્તર તરફ ગયા છે એમ પાઠવ્યું. વ્હેટોંગા એ દિશાએ ઊપડ્યો. દાદાને તેણે શોધી કાઢ્યા. છેવટે બન્ને "બે ઑફ પ્લેન્ટી" આવ્યા. પિતામહ—પૌત્રના પ્રવાસો પાર પડ્યા. તેઓની મહેચ્છાઓ મૂર્તિમંત બની. જગતને પિતૃસ્નેહ અને પુત્ર પ્રેમનું ઉજ્જવળ ઐતિહાસિક દૃષ્ટાંત મળ્યું. વ્હેટોંગાનો સાહસ-પ્રેમ છેવટે તેને આજના સમૃદ્ધ હોકસ બે પાસેના પ્રકૃતિ-સુંદર પ્રદેશમાં વસવા દોરી ગયો.

આ માઓરી લોકોએ ઓગણીસમી સદીના આરંભ સુધી ન્યુઝીલાંડ પર નિરંકુશ શાસન કર્યું. ઈ. સ. ૧૬૪૨ માં પહેલા ગોરા નાવિક ટાસમાને ન્યુઝીલાંડની ધરતી પર પગ મૂક્યો હતો. આમ છતાં ઇ. સ. ૧૭૬૯ સુધી તો તે યુરોપીય જગતને વ્યવહારૂ રીતે અપરિચિતજ રહ્યો હતો. કેપ્ટન કૂકે તેનો પ્રવાસ કર્યા બાદ ઈ. સ. ૧૭૭૭ થી ૧૮૧૪ સુધીમાં ઑસ્ટ્રેલિયાથી નાસી છૂટેલા કેદીઓ અને ભાંગી ગયેલા વહાણોનાં ખલાસીઓ જેવા મુઠ્ઠીભર સફેદ લોકો ત્યાં વસી ગયેલા નજરે પડ્યા હતા. તેઓ સાથે પાદરીઓ પણ પહોંચ્યા અને ત્રીસ વર્ષમાં ઘણાં મેઓરી લોકોને ખ્રિસ્તી સંપ્રદાયમાં આણવામાં આવ્યાં. ઈ. સ. ૧૭૮૭ માં ન્યુઝીલાંડને ગ્રેટબ્રિટનના તાબાના એક દેશ તરીકે સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યો, પણ વાસ્તવિક રીતે તો બ્રીટીશ શાસન ઈ. સ ૧૮૪૦ થીજ શરૂ થયું.

યોદ્ધા, ખેડૂતો, શિકારીઓ, નાવિકો, કવિઓ, કથાકારો અને કળાકારો સરજાવનાર માઓરી પ્રજાએ ઈ. સ. ૧૮૭૦ માં આ સફેદ આક્રમણનો છેલ્લો સબળ સામનો કર્યો. પણ તેઓનું બળ ગોરા આક્રમણકારોની શક્તિ સામે ટકી શક્યું નહિ. તેઓએ છેવટે બ્રિટિશ તાજને શિરસાવદન કર્યું. માઓરી લોકોને ગોરા સુધારાની અને ગોરા દર્દોની તાત્કાલિક માઠી અસર થઇ. ૩૫ વર્ષમાં તો તેની અર્ધી વસ્તી થઈ ગઈ.

બ્રિટિશ સામ્રાજ્યને દ. આફ્રિકા, કેનેડા, ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલાંડની પ્રાપ્તિથી ઘણો લાભ થયો છે. તે પ્રદેશો વિવિધ ખંડમાં વિસ્તરેલા હોવાથી બ્રિટિશ ધ્વજની પ્રતિષ્ઠા ઘણી વધી છે. આ પ્રદેશોનાં શાસનને અંગે બીજા અનેક ટાપુઓ બ્રિટિશ છત્ર હેઠળ મુકાયા છે. અને આ વસ્તુએ જગતે કદી નહિ જોયેલું એવું સમર્થ, સમૃદ્ધ અને સર્વવ્યાપી સામ્રાજ્ય સરજાવ્યું છે.*

---

* આ લેખમાળાનું પ્રથમ પ્રકરણ "સુવાસ" ના ફાલ્ગુન માસના અંકમાં પ્રગટ થયું છે.

# નવું અને જૂનું

ગૌતમ

જગતમાં સૌથી સહેલામાં સહેલું છતાં મૂંઝવનારૂં કામ નામ પાડવાનું છે. છોકરાંનાં નામો પાડતી વખતે કેવી મૂંઝવણ થાય છે એ જાણીતી વાત છે. આવી મૂંઝવણ અમને પણ એકવાર થઈ. અમે અમારા નવા મકાનનું નામ પસંદ કરવામાં પડયા હતા. અમારી મંડળીના નાના-મોટા દરેક જણે પોતાને ગમતું નામ સૂચવ્યું. કોઇએ 'લક્ષ્મી નિવાસ' તો કોઈ એ 'સરસ્વતી સદન' સૂચવ્યું; તો કોઈ એ અંગ્રેજી ઢબ પ્રમાણે એકાદ વીલાનું નામ સૂચવ્યું. અમારા મોટાભાઇએ દાદાનું નામ ખ્યાલમાં રાખી 'દયાળ નિવાસ' સૂચવ્યું; બીજા બે જણે ઘરમાં સૌથી નાના અરુણનું નામ પસંદ કરી એક નામ સૂચવ્યું. કૉલેજમાં અભ્યાસ કરતા અમારા નાનાભાઈએ આ બધી પસંદગી તરફ અણગમો બતાવી કળાત્મક એવું 'શિલ્પભવન' નું નામ સૂચવ્યું.

નામની પસંદગીનો અમારો વાર્તાલાપ ખૂબ ચાલ્યો. એમ કરતાં કેટલીયે અવનવી વાતો નીકળી. એક પછી એક એવાં કેટલાંયે નવાં નામ આવ્યે જ જતાં હતાં અને ઘડી બેઘડીમાં જૂનાં થયે જતાં હતાં.

બધાં વાર્તાલાપમાં મશગૂલ હતાં તે વખતે એક વસ્તુ મારા ધ્યાનમાં આવ્યા વગર રહી નહિ. જેઓએ કુટુંબની વ્યક્તિઓમાંથી નામ પસંદ કર્યું હતું તેમના બે વિભાગ હતા. એક વિભાગે ગત પેઢીનું નામ પસંદ કર્યું હતું અને બીજા વિભાગે ભાવી પેઢીમાંથી નામ પસંદ કર્યું હતું. પરસ્પરવિરોધી દેખાતી આ પસંદગી પાછળ શું ખૂબી હશે એ શોધવામાં હું ગૂંથાઇ ગયો.

એકમાં બાપદાદાની સ્મૃતિ રાખવાની ભાવના હતી તો બીજામાં ભાવી પેઢી તરફનો પ્રેમ અને પક્ષપાત હતો. એકમાં ગત પેઢીને અંજલિ આપવાની શ્રદ્ધા હતી તો બીજામાં ભાવી પેઢીનું શ્રેય કરવાની કામના હતી. એકમાં ભૂતકાળનો ચાહ હતો તો બીજામાં ભવિષ્ય પ્રત્યેનો પ્રેમ હતો. નામ પસંદ કરનારાઓમાં પણ એવોજ મૂળગત ભેદ હતો. એક જૂના વિચારને વળગી ચાલતો હતો તો બીજો નવા વિચારો પ્રત્યે ઢળેલો હતો. એક હતો પ્રૌઢ અને બીજો હતો યુવાન. પ્રૌઢ ભૂતકાળમાંથી પ્રેરણા મેળવતો હતો જ્યારે યુવાન ભાવી તરફ આશાની મીટ માંડતો હતો.

આજે ઘણાંય વરસોથી બાપદાદાનાં નામો મકાનો સાથે સંકળાતાં આવ્યાં છે. પણ જમાનો પલટાયો છે. કેમ જાણે ભૂતકાળનો અસહ્ય બોજો ખેંચાતો ન હોય તેથી આજની પ્રજા થાકી જણાય છે. જૂની માલમત્તાને જેમની તેમ છાંડીને તેણે ભાવિ સૂર્યના પ્રકાશને શોધવા ડગ ભર્યાં છે. ગત પેઢીને શ્રદ્ધાંજલિ આપીઆપીને આજની પ્રજા હતાશ બની છે, જૂનો પરિક્રમણનો માર્ગ તેને લૂખો સુક્કો અને અર્થવગરનો લાગે છે. જૂનું તેટલું સોનું એમ હવે લાગતું નથી. ભૂતકાળમાંથી મળતી પ્રેરણા આજની પેઢીને તૃપ્તિ આપી શકે એમ

લાગતું નથી, એટલે નવતાના ચમકારામાંથી કાંઈક મળશે એવી શ્રદ્ધા આજની પેઢીમાં જાગી છે. આખી પ્રજા જૂનામાંથી નવા તરફ, ભૂતમાંથી ભાવિ તરફ પોતપોતાની ગતિએ પ્રયાણ કરી રહી છે. જૂનું તત્ત્વ જાય છે; નવું હાથ લાગ્યુ નથી પણ મળશે એવી શ્રદ્ધા છે. પણ આજનો યુગ નવા અને જૂના વચ્ચે મજલ કાપી રહ્યો છે. એનો પંથ પૂરો થયો નથી. જે નૂતન ચમકારાની એંધાણીએ આજની પ્રજા ચાલી રહી છે, તે મૃગજળ જેવી ન નીવડે એ જોવાનું કાર્ય આજના અને આવતીકાલના સૂત્રધારોના હાથમાં છે. આજનો થનગનાટ અને આજનું પ્રયાણ આવતીકાલના સૂર્યને દેખશે તેની પ્રભા ઝીલીને નવા યુગની રમ્ય વાટિકા રચી શકાશે. અને ગઈકાલે કરેલું પ્રયાણ સાર્થક નીવડશે.

વિચારમાળામાં એક પછી એક નવા મણકા ઉમેરાયે જતા હતા અને હજુ કેટલાયે ઉમેરાયે જાત પણ ત્યા ખબર પડી કે નાના અરણુ તરફના સૌ કોઇના પ્રેમને કારણે બધાએ તેના નામને પસંદ કર્યું હતું. હર્ષના અવાજમા મારી વિચારમાળા તૂટી અને હુએ તેમાં જોડાયો.

---

# ગોવાળિયો

મૂલજીભાઈ પી. શાહ

[ ઢાળ: જમુનાને કાંઠડે કળાયલ મોરલો ]

મ્હારી તે આંખમાં નાચે ગોવાળિયો;
ગોવાળિયા રે ! ત્હારાં અલબેલાં અંગ:
મ્હારા તે ઉરમાં રાચે ગોવાળિયો,
ગોવાળિયા રે ! કીકીમાં જીવનના રંગ. મ્હારી૦

સરોવરને કાંઠડે કદમ્બ કેરી છાયા,
ગોવાળિયા રે ! આવું લેવા હું નીર;
મીઠીશી મોરલીની જાગન્તી માયા,
ગોવાળિયા રે ! થંભુ સુણવા અધીર. મ્હારી૦

રમણે ચડન્ત દેખી વ્હાલપની વેલડી,
ગોવાળિયા રે ! ખેલતો તું જીવનના રાસ;
આશાની મીટ ઘડી માંડું રસઘેલડી,
ગોવાળિયા રે ! ત્હારા બ્રહ્મના વિલાસ. મ્હારી૦

મ્હારે તે અંગ અંગ નાચે ગોવાળિયો,
ગોવાળિયા રે ! બાજે પ્રીતનો સિતાર;
અનરત રગ અંગ અંગ છાંટે ગોવાળિયો,
ગોવાળિયા રે ! ત્હારી લીલા અપાર.

---

# યંત્ર

ન. હુ. વ્યાસ

યંત્ર એટલે ભૌતિકવિજ્ઞાનની પ્રગતિનું પ્રતીક. વિજ્ઞાને યંત્રને જન્મ આપ્યો અને યંત્રે વિજ્ઞાનને અકલ્પનીય વેગ અને વિકાસ આપ્યાં. આજનું જગત વિજ્ઞાનમય છે, આજના જગતનું ભૌતિકજીવન યંત્રમય છે. માનવજીવનની પ્રત્યેક બાજુને યંત્ર સ્પર્શે છે; જીવન એ હદ સુધી યંત્રપરાયણ બનતું જાય છે કે યંત્ર જાણે માનવજાતને ગૂંગળાવી ન નાખતું હોય ? ભૌતિકવિજ્ઞાનના ક્ષેત્રમાં માનવી અવિરત પ્રગતિ કર્યે જાય છે; યાંત્રિક બળ વડે પ્રકૃતિની અખૂટ શક્તિઓ ઉપર પ્રભુત્વ મેળવતો જાય છે. આજે તે, ક્ષણભર અટકીને, એ પ્રગતિ અને પ્રભુત્વનું શું પરિણામ આવવાનું છે, તે વિચારવાની દરકાર નથી કરતો; ભૌતિકવિજ્ઞાનની પ્રગતિ અને વિકાસની મર્યાદાઓને તે ભૂલી ગયો છે; આજે તો તેને એકજ ધૂન છેઃ અવિરત પ્રગતિની અને અમર્યાદિત વિકાસની.

જગતમાં યંત્ર આવ્યું, યંત્રને પરિણામે ઔદ્યોગિક ક્રાન્તિ ઉદ્ભવી. આ ક્રાન્તિએ જગતના આર્થિક જીવનમાં જબરદસ્ત પલટો આણ્યો. ઉત્પાદનનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું. નિસર્ગ સાથેનો માનવીનો સીધો સંબંધ એકદમ ઓછો થવા લાગ્યો અને પ્રકૃતિનું પરિવર્તન માનવી પોતાના ઉપભોગ અર્થે અનેક રીતે યંત્રદ્વારા કરવા લાગ્યો. પ્રત્યેક દિવસે માનવી પ્રકૃતિને ખોળેથી દૂર થઈ યંત્રને શરણે જઈ રહ્યો હતો. યંત્ર મોહક હતું, તેની મોહિની અદ્ભુત હતી; જોતજોતામાં સમસ્ત માનવજાત યંત્રની જાળમાં ફસાઈ ગઈ. આજે માનવ જાતના જીવન ઉપર પ્રકૃતિનો કાબૂ નથી, યંત્રનો કાબૂ છે. અને એ કાબૂ એટલોબધો મજબૂત તેમજ ભયાનક છે, કે કઈ ક્ષણે વિકાસ પામેલું વિજ્ઞાન અને પ્રગતિની છેલ્લી ટોચે જઈ બેઠેલું યંત્ર માનવજાતનો વિનાશ પોકારે તે કલ્પી શકાતું નથી. પ્રકૃતિની મર્યાદાઓનો લોપ કરી માનવીએ જે વિકાસ સાધ્યો છે તે વાસ્તવમાં વિકાસ નથી, માત્ર વિકાસનો આભાસ છે. આજે જગત ઝપાટાબંધ ભૌતિકવિજ્ઞાન અને યંત્રદ્વારા વિનાશને પંથે ધસડાઈ રહ્યું છે.

આ યંત્ર એટલે શું ? એમાં એવી તો કઈ અદ્ભુત શકિત રહી છે કે જેના વડે સારા જગતના જીવનમાં તેણે પરિવર્તન આણ્યું ? આ પ્રશ્નો સમજવા માટે આપણે યંત્રનું કલેવર તપાસવું પડશે તેમજ યંત્રની શક્તિ અને શકયતાઓને પણ જોવાં પડશે.

આજનું યંત્ર આગળના જમાનાનાં ઓજારો કરતાં ભિન્ન પ્રકારનું છે. ઓજારો સાદાં હતાં અને માનવી પોતાની શક્તિથી ઓજારો વડે જરૂરી પ્રમાણમાં ઉત્પાદનની પ્રવૃત્તિ કરતો. યંત્રનું કલેવર, માનવીના શરીરની જેમ, વિવિધ અંગોનું સંયોજન છે. યંત્રનું સ્વરૂપ ઘણું જ સંયુકત છે. યંત્ર શકિત ઉત્પન્ન કરે છે, અથવા તો કુદરતની શકિતઓને કાબૂમાં લ્યે છે અને એ શકિતવડે વેગ પ્રાપ્ત કરી પોતાનાં જ જુદાં જુદાં અંગો વડે જથ્થાબંધ ઉત્પાદન આપે છે.

યંત્રની શકિત અમર્યાદિત છે, અતુલ છે, અકલ્પનીય છે. યંત્રની શકિતદ્વારા માનવીએ રેલ્વે, મોટર અને એરોપ્લેન રૂપે વિરાટ પગની ભાવના મૂર્ત કરી છે; માનવીનાં ઉપભોગ સાધન ઉત્પન્ન કરતાં અનેક યંત્રો અને કારખાનાંઓ તેના વિરાટ હાથની ભાવનાનો ખ્યાલ આપનારાં છે; રેડિયો, તાર અને ટેલીફોન માનવીના વિરાટ શબ્દની પ્રતિતી કરાવે છે; ટેલીસ્કોપ, માઇક્રોસ્કોપ, Xray, અને ટેલીવીઝન માનવીની વિરાટ આંખો છે. યંત્રથી માનવીનું સ્વરૂપ વિરાટ બન્યું છે, પણ આ વિરાટ સ્વરૂપનો આધાર કેવળ ભૌતિક જ્ઞાન ઉપર હોવાથી એ અનાશવંત બન્યું નથી, બલ્કે એ વિરાટ સ્વરૂપનું ભક્ષણ યંત્રરૂપી રાક્ષસ કયારે કરી જશે તે કળી શકાતું નથી. વિજ્ઞાનના વિકાસથી માનવીએ ભૌતિકજીવનની વિરાટ ભાવનાનો આવિર્ભાવ કર્યો છે પણ તે કેવળ ભૌતિક હોવાથી માનવી વિનાશને આરે જઈ ઊભો છે. યંત્રની શકિત જેમ ઉત્પાદન કરી શકે છે, તેમ તે જ શકિત વિનાશ પણ કરી શકે છે.

યંત્રની શકયતાઓ તેની શકિત કરતાં પણ વિશેષ છે. માનવીથી અલભ્ય અને અશકય એવાં ભારે કાર્યો યંત્ર પાર પાડી શકે છે. માનવીના શ્રમ કરતાં યંત્ર એકજ પ્રકારનું કાર્ય વધારે સહેલાઈથી, ઓછા ખર્ચથી તેમજ બિલકુલ ચોક્કસપણે કરી શકે છે. જેમ જેમ યંત્રનો વિકાસ થતો જાય છે તેમ તેમ યંત્ર વિશિષ્ટ પ્રકારનું, ઉત્પાદનના દરેક વિભાગ માટે વિશિષ્ટ પ્રકારનું બનતું જાય છે. તેમ થવાથી ઉત્પાદન ઘણીજ પ્રગતિ કરી શકે છે.

યંત્ર વરાળશકિત કે વિદ્યુતશકિતનો ઉપયોગ કરે છે અને યંત્ર વડે માનવી કલ્પનામાં ન આવી શકે એવાં ભારે કાર્યો કરે છે. હજારો ટનના ભારવાળા હથોડાઓ યંત્ર સિવાય કોઈ દિવસ માનવીથી ઉપાડાવાના પણ હતા? માનવીના શ્રમ કરતાં યંત્ર અનેકગણા વેગથી કાર્ય કરી શકે છે, માત્ર વેગથીજ નહિ પણ ઘણીજ ચોકસાઈથી કાર્ય કરી શકે છે. એક કલાકમાં વીસ વીસ માઈલ જેટલી લાંબી છાપણી કે એક કલાકમાં કરોડો દિવાસળીની પેટીઓ યંત્ર વિના માનવીથી કોઈ દિવસ થઈ શકવાનાં હતાં? મોટર, રેલ્વે, એરોપ્લેન, રેડિયો, તાર, ટેલીફોન તથા અનેક જાતનાં ઉત્પાદનનાં કારખાનાંઓ યંત્ર વિના માનવી માટે અલભ્ય અને અશકય બનત. યંત્ર અર્વાચીન જગતમાં સર્વવ્યાપી બનેલું છે. માનવીના આર્થિક જીવનના ખૂણેખૂણા સુધી તેણે પ્રવેશ કરેલો છે. યંત્ર અને માનવી પરસ્પર વણાઈ ગયાં છે. આજે માનવી યંત્ર વિના એક પળ પણ ચલાવી શકતો નથી. યંત્રના આધાર વિનાનો માનવી પાંગળો છે, ઠીંગુ છે. એકજ શબ્દમાં કહીએ તો યંત્રદેવ સમક્ષ માનવીએ સંપૂર્ણ પરતંત્રતા કબૂલ કરી છે. યંત્રના ભાર નીચે માનવી દબાઇ ગયો છે.

યંત્ર માનવીને પરતંત્ર કરી અટકયું નથી. માત્ર પોતાને આધીન બનાવે ત્યાં સુધી યંત્ર હજુ ભયંકર નથી. યંત્રની ખરી ભયંકરતા તો તેની શોષણગાથામાં છે. માનવજાતના મોટા સમુદાયના-શ્રમજીવીઓના શોષણના સાધનરૂપ થઈ પડેલું યંત્ર ખરેખર ભયાનક છે.

યંત્ર, યંત્રને પરિણામે ઔદ્યોગિક ક્રાન્તિ, ઔદ્યોગિક ક્રાન્તિને પરિણામે જથ્થાબંધ ઉત્પાદન, જથ્થાબંધ ઉત્પાદનને પરિણામે મૂડીવાદ, મૂડીવાદને પરિણામે આધુનિક સામ્રાજ્યવાદ, સામ્રાજ્યવાદને પરિણામે નિર્બળ પ્રજાઓ-રંગીન પ્રજાઓનો વિનાસ, નિર્બળ રાષ્ટ્રોનું

સામ્રાજ્યવાદને પુષ્ટ બનાવવા માટેનું શોષણ વગેરે વગેરે જે આર્થિક અને રાજકીય જીવનની પરંપરાઓ શરૂ થઇ તે બધાનાં મૂળમાં યંત્ર છે. મૂડીવાદથી અને સામ્રાજ્યવાદથી જગતમાં થયેલા અનર્થો માટે યંત્ર ઓછું જોખમદાર નથી. આજે જગતમાં સામ્રાજ્યવાદનો જે વિકાસ થયો છે તેને માટે યંત્ર આભારી છે. મૂડીવાદ, સામ્રાજ્યવાદ અને યંત્રવાદ ત્રણે એક-બીજાનાં પોષક છે અને યંત્ર એ ત્રયીશોષણનું સાક્ષાત સ્વરૂપ છે.

ઔદ્યોગિક ક્રાન્તિ પછી વર્ષો સુધી કારખાનાઓમાં શ્રમજીવીઓની જે સ્થિતિ રહી, તેનું આલેખન જેટલું કરુણ છે તેટલુંજ યંત્રની ભયાનકતા પ્રદર્શિત કરનારૂં છે.

યંત્રના આગમનથી માનવીના આર્થિક જીવનમાં ભયંકર વિરોધાભાસ ઊભો થયો છે. યંત્રથી ઉત્પાદન વધ્યું, કામ વધ્યું, છતાં હજારો ને લાખોની સંખ્યામાં શ્રમજીવીઓ બેકાર બન્યા; યંત્રથી અનેકવિધ ઉત્પાદન શક્ય બન્યાં, જરૂરિયાતો પુષ્કળ વધી, છતાં શ્રમજીવી વધારે ગરીબ બન્યો, કંગાલ બન્યો, આવશ્યક જરૂરિયાતોથી પણ વિમુખ થયો; યંત્રથી જથ્થાબંધ ઉત્પાદન થયું, મૂડીની છોળો ઊછળવા લાગી, છતાં શ્રમજીવી સદાયે શોષાતો જ રહ્યો. શ્રમજીવીને માત્ર બેકાર, કંગાલ અને શોષણનું સાધન બનાવી યંત્ર અટક્યું નથી. યંત્રથી તો તેનું પોતાનું વ્યક્તિગત જીવન, તેનું કૌટુમ્બિક જીવન, તેનું સામાજિક જીવન, તેનું નૈતિક અને ધાર્મિક જીવન છિન્નભિન્ન થઈ ગયું. તે શોષણનું પ્રતીક મટી યંત્રની સાથે કેવળ યંત્રવત બની રહ્યો-નિર્જીવ અને જીવનરહિત. માત્ર તેના વ્યક્તિગત જીવનની આ સ્થિતિ નથી થઈ, તેની સ્ત્રી અને તેનાં બાળકો પણ યંત્રના આગમનથી જીવનવિગ્રહમાં ઘસડાયેલાં છે. યંત્ર માત્ર પુરુષોના ભક્ષણથી અટક્યું નથી, સ્ત્રી અને બાળકો પણ તેનાં ભક્ષ્ય બનેલાં છે. આજે અસાધારણ રીતે વધી ગયેલી જીવનકલહની તીવ્રતા માટે યંત્ર આભારી છે. આ પરિસ્થિતિ જીવનની અને યંત્રની વાસ્તવિકતા ભુલાઈ જવાને પરિણામે ઉપસ્થિત થયેલ છે. યંત્ર માનવી માટે છે, માનવી યંત્ર માટે નથી. યંત્ર અને ઔદ્યોગિક ક્રાન્તિ આવ્યા પછી વર્ષો સુધી આ સૂત્ર વીસરાઈ ગયું અને જાણે કે માનવી યંત્ર માટે ન સર્જાયો હોય તેવી રીતે યંત્ર અને ઉત્પાદન પ્રગતિ કરવા લાગ્યાં. શ્રમજીવીની લગભગ પાંચ પેઢી સુધી તો યંત્ર અને મૂડીદારનાં શોષણ અનિયંત્રિત રીતે આગળ વધ્યાં. કેટલાં કુટુમ્બો, કેટલા નવયુવાનો, કેટલી સુંદર સ્ત્રીઓ, કેટલાં કુમળાં બાળકો આ અનિયંત્રિત શોષણના પ્રવાહમાં ખતમ થઈ ગયાં હશે તેની કલ્પના કરતાં પણ કમ્પારી આવે છે! એવા દાખલાઓ છે કે શ્રમજીવીઓની લાગલગાટ ત્રણ ત્રણ પેઢી સુધીના કોઇપણ સભ્યે કાર-ખાનાની બહારની દુનિયાનાં દર્શન પણ ન કર્યા હોય! આ બધું ચિત્ર કાલ્પનિક નથી, એ તો પૂરેપૂરૂં વાસ્તવિક છે. તેની વાસ્તવિકતા સમજવાને માટે શ્રમજીવીઓને આપવામાં આવતા મજૂરીના દર, તેમને માટે રહેવાનાં મકાનોની આરોગ્યતા, તેમનાં કપડાંઓની દશા, તેમની પાસેથી ચૌદ ચૌદ કલાક સુધી લેવામાં આવતું કામ, તેમનાં બાળકો અને સ્ત્રીઓ પ્રત્યે બતાવવામાં આવતી બેદરકારી, તેમના હીતના રક્ષણની ભાવનાનો અભાવ વગેરે શ્રમજીવીના જીવનની અનેક ઘટનાઓ તપાસવી પડે. આ ઘટનાઓના લંબાણ વિવેચનમાં, આવા નાના લેખમાં ઉતરવાનું શક્ય નથી.

ઉપર આલેખાયેલી વિષમ ઘટનાઓ માટે કેવળ યંત્રનેજ જોખમદાર ગણવામાં આવે તો આપણે ઢાલની માત્ર એકજ બાજુ તપાસી ગણાય. વાસ્તવમાં યંત્ર તો નિર્જીવ

એક નામાંકિત સાહિત્યકારની અપ્રગટ નોંધપોથીમાંથી ઝડપી લીધેલું

# જીવન સંસ્મરણ

સંપાદક : પ્ર.

ત્યારે જીવનનું સુરમ્ય પ્રભાત હતું. નિર્દોષ ને મધુર આનંદ માણતાં માણતાં મેં બાલ્યાવસ્થા વીતાવી. બાલ્યાવસ્થા વટાવી મુગ્ધત્વમાં પ્રવેશ કર્યો ત્યારે આજે દૂર દૂર કાલોદધિમાં વિલીન થયેલા એક દિને, મારા જીવનમાં રમી રહેલા કોઈક ગૂઢ સત્યની મને ઝાંખી થઈ. તે દિને એક તેજસ્વિની બાલિકાની પ્રતિમા મારા હૃદયમાં અંકિત થઈ. તે દિને મને પ્રથમવાર સમજાયું કે મારા હૃદયના સર્વ ભાવો, આશાઓ ને ઊર્મિઓથી હું એ બાલપુષ્પને ચાહતો હતો. એ પ્રેમ બાલક્રીડાના આનુષંગિક સહચારમાંથી નહિ–કેમકે બાલક્રીડાનો સંયોગ અમને મળ્યોજ નહોતો—હૃદય હૃદયના સ્નેહાંકુરમાંથી પાંગર્યો હતો. જીવનના ઉષ:કાલથી હું એને ઓળખતો–નિકટના છતાં દૂરના સબંધથી–એના પ્રત્યે અસાધારણ મમતા પણ ધરાવતો; પણ એનામાં પ્રેમનું પ્રથમ દર્શન તો થયું તે અર્ધભૂલાયેલ દિને. વર્ષ પર વર્ષ વીત્યાં. દૂર રહ્યા છતાં મને કુદરતે તેના પર સ્વામીત્વ અર્પી દીધું હોય તેમ નિશ્ચિત ભાવે મેં સમય પસાર કર્યો. કળીમાંથી તે પુષ્પમાં વિકસતી હતી. શુક્લપક્ષના શરદચંદ્ર સમો તેનો દેહવિકાસ સાહિત્યપ્રદેશમાં પાર્વતીના વિકાસને સ્મરાવે તેવો હતો. બીજની શશિલેખામાંથી વિકસેલા પૂર્ણેન્દુ શી તે મુગ્ધત્વના પૂર્ણ વિકાસમાં વિરાજતી. પ્રણયીની દૃષ્ટિથી નહિ, તટસ્થ બુદ્ધિથી હું કહું છું કે જગત પર મેં તેના જેવું સર્વાંગ સંપૂર્ણ, સૌરભવન્તુ દિવ્ય સૌન્દર્ય બીજું જોયું નથી. સૌન્દર્યની વાસ્તવસૃષ્ટિમાં તાત્ત્વિક દૃષ્ટિએ હજી તે અપ્રતિમ જ મને ભાસી છે. તેની સરખામણીમાં તો સાહિત્ય કે કલાસર્જનની સર્વોત્તમ સુંદરીઓજ ઊતરી શકે એ તો મારા જીવનની–બાહ્ય અને આંતર–શકુન્તલા

---

છે. જે યંત્રે જગતનું અનર્થ કર્યું છે તે જ યંત્ર જગતની બેનમુન સેવા પણ બજાવી શકે. તો પછી જોખમદાર કોણ? યંત્ર કે યંત્રની ઉપર કાબૂ મેળવનાર માનવી–મૂડીદાર? આ પ્રશ્નનો ઉત્તર બે રીતે આપી શકાય છે. એક રીતે માનવી સંપૂર્ણ રીતે જોખમદાર છે કારણ કે તેણે યંત્રનો સમસ્ત માનવજાતના આર્થિક કલ્યાણ અને સેવાને અર્થે ઉપયોગ નહિ કરતાં, પોતાના સ્વાર્થ માટે અને માનવજાતના મોટા સમુદાયના–શ્રમજીવીઓના, શોષણ અર્થે કરેલ છે. બીજી રીતે યંત્ર જોખમદાર છે કારણ કે યંત્રનો પ્રકાર જ એવો છે, યંત્રનો પ્રભાવ અને ગુણ એવા પ્રકારનાં છે કે તેમાંથી અનર્થ ઉદભવ્યા વિના રહેતો જ નથી. માનવીએ યંત્રનું પતન કર્યું પણ યંત્રે માનવીની અધોગતિ કરેલ છે. આપણે ઉપર જોઈ ગયા કે યંત્રની સાથે જથ્થાબંધ ઉત્પાદન, શ્રમવ્હેંચણી, મૂડીદાર પ્રથા અનિવાર્ય રીતે જોડાયેલાં છે; પરિણામે જગતમાં વ્યાપેલા આર્થિક અનર્થો માટે યંત્ર સંપૂર્ણ રીતે જોખમદાર છે.

હતી, ઉમા ને ચિત્રાંગદા હતી, જુલિયેટ ને મીરાન્ડા હતી, રતિ કે રાધા હતી, જયા અને ઉષા હતી. તેનામાં હું 'રસ-લાલિત્ય-પ્રભા, માર્દવતા ને માધુર્ય ભર્યાભર્યાં અંગપ્રત્યંગમાં વિકસતી ઉમા'નુ સાક્ષાત્ દર્શન કરું છું. આ સાક્ષાત્કાર કલ્પનાનું-પ્રણયીની કલ્પનાનું પરિણામ નથી. એ મારું જીવનસત્ય ને સૌન્દર્યનું વિશ્વસત્ય છે. હૃદયભાવનો આવિષ્કાર નથી, વાસ્તવનું વિશુદ્ધ દર્શન છે.

હવે તો એ મુગ્ધા બની હતી. *એના હૃદયમાં મારું સ્થાન ક્યાં હતું તેની મને* ખબર નહોતી. મારા પ્રેમનો અંતરનાદ એણે એના હૃદયમાં સુણ્યો હશે કે નહિ તે પણ હું નથી જાણતો. મારા સ્નેહાકર્ષણનો પ્રત્યુત્તર મેળવવા મેં કદી પ્રયાસ કે પ્રબળ ઇચ્છા સુદ્ધાંય નથી કરી. મને લાગે છે કે સ્નેહી પુરુષોમાં હું સૌથી વધુ કલ્પનાશીલ ને આદર્શ-વાદી નીવડ્યો છું.

તેને તો મેં મારા વિષે સદાય અલિપ્ત જ કલ્પી છે. સ્વાભાવિક રીતે અમારી દૃષ્ટિ કોઈકવાર મળતી હશે એટલું જ. અમારા વચ્ચે એક પણ લાક્ષણિક દૃષ્ટિ કે શબ્દનું દાન-પ્રતિદાન થયું નથી, નિગૂઢ ભાવનું પ્રાગટ્ય કે નિર્દેશ કદી થયાં નથી. એટલે પ્રેમમાં નિષ્ફળતા સહનાર પ્રણયીને પોતાના પ્રેમ વિષેની પ્રિયતમાની અભિજ્ઞતાનું જે આશ્વાસન ને પરિણામે કાંઈક દુઃખપૂર્ણ આનંદ પણ રહે છે તેનાથી મારે વંચિત રહેવાનું જ લખ્યું હશે.

આજ એ વાતને ચાર વર્ષ થયાં. એક ગ્રીષ્મપૂર્ણિમાની ધવલ રજનિમાં ચન્દ્ર પૂર-બહારમાં અવની પર તેની અમૃતજ્યોત્સ્ના વહાવી રહ્યો હતો ત્યારે પથારીમાં પડ્યાં પડ્યાં, ચન્દ્રને નિરખતાં નિરખતાં, સમાચાર સાંપડ્યા કે તેનું ...... ની સાથે સગપણ થયું. મારી સન્મુખ સારીયે સૃષ્ટિ કોઈક અન્ય અવર્ણ્ય સ્વરૂપમાં પલટાઈ ગઈ. જેની પર મેં અટલ સ્વામીત્વ કલ્પ્યું હતે તે પ્રિયતમા મારા જીવનમાંથી સરકી ગઇ.

પછીનાં બે વર્ષ મેં અપાર હૃદયમંથનમાં—અસહાય એકલતામાં વીતાવ્યાં. ત્યારે જીવનનું તત્ત્વજ્ઞાન હું સમજ્યો નહોતો. બુદ્ધિનો વિકાસ ત્યારે થયો નહોતો. કેવળ લાગણી પ્રધાન એ જીવન હતું. પણ એ લાગણીપ્રવાહ અંતરમાં સમાવી દેવા પૂરતો તો હું સમર્થ હતોજ. આ સમય દરમિયાન ........ મને સાહિત્યમાં પ્રવેશ કરાવ્યો; સાહિત્યે મારી સૌન્દર્યપિપાસા કંઈક *અંશે સંતોષી. મારા હૃદયને તો ગુરુદેવના જીવનની મધુરતાજ* ઠારતી. તેમના જીવનમાં ઓતપ્રોત બની ગયેલા તત્ત્વજ્ઞાનની રસસુધા મારા હૃદયમાં શાંતિનાં અમી સિંચતી, મારા સંતપ્ત મનને શીતળતા અર્પતી. એવામાં મને ટાગોરની કવિતામાંથી પ્રગટતાં તેમના વિરાટ વ્યક્તિત્વનાં દર્શન થયાં. ત્યારે સૃષ્ટિનું—જીવનતત્ત્વોનું તાત્પર્ય હું સમજ્યો. ધીમે ધીમે હું બૌદ્ધિકમાંથી રસિકમાં અને રસિકમાંથી આધ્યાત્મિક તરફ ઢળતો ગયો. તેણે મને મધુર શાંતિ બક્ષી. એક રાત્રિએ મને વિશ્વનું તેજદર્શન થયું. એ તેજદર્શનમાંથી ' તેને ' ભરી દેતી, ' તેની ' સૌમ્ય પ્રભા વર્ષાવતી સુભગ દિવ્યાકૃતિ પ્રગટી. એ તેજદર્શનમાં તે અને હું એકમેકમાં સમ્મિલિત થઈ ઓતપ્રોત બની ગયાં. તે દિવસે મારા ભાવિ જીવનક્રમનો મને સાક્ષાત્કાર થયો. વિશ્વના શાશ્વત સાક્ષાત્કારને માટે હું નિર્માયો હતો તેમાં મને લેશમાત્ર શંકા રહી નહિ. 'તે' મારા વિશ્વદર્શનની પ્રત્યક્ષ સૌન્દર્યમૂર્તિશી વિરાજી રહી, મારા ધ્યેયની પ્રેરણામૂર્તિ સમી મારા જીવનાકાશમાં પ્રકાશી રહી. મને થયું, વિધાતાએ પ્રથમ મને તેની સહ સંયુજિત કરી, પ્રેમદર્શનમાંથી વિશ્વદર્શન

સાધવા નિર્મ્યો હશે અને પછી કોઈ નિગૂઢ હેતુનો ખ્યાલ આવતાં તેની સિદ્ધિ સારૂ એ પ્રેમસંયોજનને અદ્ધર ઉડાવી દઈ સીધા વિશ્વદર્શનની સાધના સાથે મારા જીવન-ક્રમને સાંકળી દીધો હશે.

એ તેજદર્શન પછી એવા અસંખ્ય દિવસો ને મહિનાઓ ગયા છે, જ્યારે કોઈ અપૂર્વ, વિશ્વવ્યાપી, દિવ્યપ્રકાશથી વીંટળાયેલા મેં પ્રત્યેક પ્રાણીને, સૃષ્ટિના પ્રત્યેક અણુને, જે પ્રેમલતાથી હું......... ને ચાહતો હતો તે જ પ્રેમલતાથી એક સરખાં ચાહ્યાં છે. એ સુવર્ણકાળમાં, વ્યક્તિપ્રેમની નિષ્ફળતામાંથી જન્મેલી હતાશા અદૃષ્ટ થઈ હતી. મારા હૃદયમાં ત્યારે આનંદ-આનંદના ઓઘ ઊભરાતા કોઈ અપૂર્વ દર્શન સાથે ત્યારે હું જાણે કોઈ તેજભૂમિપર વિચરી રહ્યો હતો.

તે પછી.........દિને એના લગ્ન થયાં મને યાદ છે કે ત્યારે સ્વસ્થ દેખાવા છતાં મને અન્ધકાર આવરી રહ્યો હતો. ફરી મથન શરૂ થયું. મારા હમેશના સાથી એ તેજદર્શને પણ વિદાય લીધી. કોઈક કોઈકવાર ફરી તે પ્રગટતું પણ બહુધા અંધકારને નિરાશા જ જીવનમાં વ્યાપી રહ્યાં હતાં એ તેજદર્શનના સુવર્ણયુગમાં મેં કદી નહોતી અનુભવી તેવી એકલતા, ઉણપ ને અપૂર્ણતા મારા હૃદયને ભરી રહી. તેનું પ્રતિબિંબ સ્થાયી વિષાદરૂપે મારા દેહપર પડ્યું. મારી વિશ્વદૃષ્ટિ હવે કોઈક કોઈકવાર જ મારી પાસે પાછી આવે છે, અને તે પણ અલ્પ સમય માટે. પણ મને શ્રદ્ધા છે કે હું તેને અમરતામાં જડી દઈ શકીશ.

. ... ... ...

સ્વગત લાભને ખાતર નહિ પણ તદ્રૂપ-દર્શનની મારા હૃદયની પૂર્વેની ઉત્કટ અભિલાષાની તૃપ્તિને ખાતર, પ્રકૃતિપ્રેર્યા મેં જગતમા તેની પ્રતિકૃતિની શોધ—અંતર સ્વરૂપે—કરવામાં કમીના નથી રાખી. પણ જેમ શેલીને તેની કલ્પનામંદિરની પ્રતિકૃતિ જગતમાં ન સાંપડી-તેમજ જગતની અસંખ્ય સૌન્દર્યબાલાઓ, કુમારિકાઓ, અરે રૂપસુંદરીઓ —જેમને મેં આજસુધીમાં જોઇ છે—માં મને તેની પ્રતિકૃતિ તો શું, પણ એક આછી રેખાય નથી મળી. અને હવે મને મારા જીવનમાં તેની એક પણ રેખા સાંપડશે તોય હું મારૂં અહોભાગ્ય માનીશ.

તેના ગુણદોષની મને ખબર નથી. મેં તો એવા સમયે મારૂં હૃદય અર્પી દીધું હતું કે જ્યારે તે ગુણદોષથી અલિપ્ત એવી અજ્ઞ, મધુર બાલ્યાવસ્થામાં સ્વર્ગબાલિકા સમી વિહરતી હતી. પછીથી તેનામાં ગમે તે ગુણદોષોનો વિકાસ થયો હોય—મેં તે કદી જોવાની ઇચ્છા સવી નથી; મને તે વિષે કશો વિચાર સુદ્ધાં નથી આવ્યો. પ્રકૃતિસૌન્દર્ય ને આત્મસૌરભ સમીપ ગુણદોષની શો કિંમત? સંભવિત છે કે તેનું આત્મસૌન્દર્ય ધ્યેયહીન જીવનમાં ચૂંથાઈ પણ જાય—તેમ થશે તો ય મને તે વ્યથાકરજ હશે, મારા પ્રેમને તે નહિ ચળાવી શકે. જો કે તેના વાસ્તવિક જીવનક્રમ વિષે હું તદ્દન તટસ્થ જ રહું છું. પહેલાં ઘણીવાર થતું કે તેના જીવનને હું ગમે તે રીતે ઉન્નત બનાવું. પણ મને ભય છે કે તેમ કરવા જતાં, મારા પ્રત્યે હું તેને જે અભાનવૃત્તિ—સ્વભાવગત અજ્ઞતા – ધરી રહેલી જોઉં છું – તેમાંથી તે સહેજ પણ ચ્યુત થતાં, ઊલટું તેના જીવનને ક્ષોભાયમાન કરી મૂકીશ. એટલે હૃદયનો નિર્મળ પ્રેમ છતાં, હું તટસ્થવૃત્તિને જ આવકારી લઉં છું.

---

# મંત્રી દામોદર

લેખક : વિદ્યાર્થી

'રાણકી વાવ દામોદર કૂવો, ન જુએ એ જીવતો મૂવો.'— એ પ્રસિદ્ધ લોકોક્તિ આજે તો પ્રજાની સ્મૃતિમાંથી ધીમેધીમે ભૂંસાઈ રહી છે. પણ એ ઉક્તિને પોતાનો સ્વતંત્ર ને જીવન્ત ઇતિહાસ છે. ગુર્જરસામ્રાજ્યના પાટનગરને શોભાવતાં બે ભવ્ય જલમંદિરો-રાણીવાવ, દામોદર કૂવો-ની અપૂર્વ મોહકતા એ એકજ પંક્તિમાં વણાયેલી છે.

આજે તો એ પાટણની ભાગોળે મૃત અવશેષરૂપે ઊભાં છે. તેમની કળા આથમી ગઈ છે; તેમનું સ્વર્ગીય સૌન્દર્ય કરમાઈ ગયું છે; તેમની સજીવ પ્રભા પર કુદરતની કારમી પીંછી ફરી વળી છે. પણ એક સમયે એ ગુર્જરપ્રજાને મન યાત્રાનાં સ્થાન હતાં. રસિક નયનો એને નીરખી મુગ્ધ સંતોષ અનુભવતાં; કલાકારો ત્યાં પ્રેરણા ઝીલતા. ને કંકણ નચવતા સોહામણા કરે પાટણની કોડીલી અપ્સરાઓ ત્યાં જ્યારે નીર સિંચતી ત્યારે તે જલમંદિરની સાથેજ જીવનમંદિર પણ બનતાં.

તેમાંના એકની સાથે ગુર્જરનરેશ બાણાવળી ભીમદેવની રાણી ઉદયામતીની મનહર સ્મૃતિ જળવાઈ છે; બીજાની સાથે એ જ નરેશના મંત્રી દામોદરનું નામ સંકળાયું છે.

ઉદયામતી ગુર્જરપતિની પ્રિયતમા હતી, તેને માટે એવાં જલમંદિર સર્જાવવાં સહજ હતાં. પણ દામોદર—એક ગરીબ બ્રાહ્મણનો પુત્ર છતાં જે ગુર્જરસામ્રાજ્યના મન્ત્રીપદે પહોંચ્યો; રાણીવાવની લગોલગ વાવ કરતાંય વધારે ભવ્ય કૂવો બનાવરાવી જે ગુર્જર-મહારાણીનો સમાંતર ગણાયો તે વીરની બુદ્ધિપ્રભા જાણવા જેવી છે.

પાટણના એક સામાન્ય બ્રાહ્મણકુટુંબમાં, અગ્યારમી સદીના પૂર્વાર્ધમાં તેનો જન્મ થયેલો. તેનો પિતા સિધ્ધહસ્ત જ્યોતિષી ગણાતો. જન્મ સમયે બાળકનું સૌન્દર્ય અરુચિ ઉપજાવે એવું હતું પણ પિતાને પુત્રની ભાગ્યરેખા બળવાન લાગી, તેની બુદ્ધિમાં તેને અલૌકિક તત્ત્વો જણાયાં. પુત્રને તેણે યોગ્ય શિક્ષણ આપ્યું; તેની બુદ્ધિને ખીલવાનું સ્થાન મળી શકે એ રીતે રાજરંજનકલા, કૂટનીતિ વગેરે શીખવ્યાં. સમય જતાં એને ગુર્જરપતિ ભીમદેવના સમાગમમાં મૂકવામાં આવ્યો. ગુર્જરપતિએ એની બુદ્ધિથી અંજાઇ એને પર-રાજ્યખાતાના એલચીવિભાગમાં સામાન્ય દરજ્જે આપ્યો.

તેનો વર્ણ રાધાના પ્રિયતમને મળતો હોઈ તેને દામોદરનું નામ મળેલું. કોઈક તેને લાડ કે તિરસ્કારમાં વધારે સૂચક 'ડામર' ના નામે પણ ઓળખતા.

ભીમદેવ રત્નપારખુ હતો. તે ગુણની કિંમત આંકતો; ને તેમ કરતાં તે વય, રૂપ, જાતિ કે કૌટુમ્બિક દરજ્જા પર ખૂબ ઓછું ધ્યાન આપતો. પોતાના મુખ્ય મંત્રી અને દંડનાયક વિમલને તેણે એક સામાન્ય વણિક-કુટુંબમાંથી જ ખોળી કાઢયો હતો. દામોદરમ પણ

જેમજેમ તે બુદ્ધિના વધુ ને વધુ તીક્ષ્ણ ચમકાર અનુભવતો ગયો તેમ તેમ તેણે તેને આગળ આણવા માંડ્યો. ને થોડાજ સમયમાં ડામરભટ પરરાજ્યખાતાના માનવંત એલચી બન્યા.

તે સમયના ભારતમાં ગુજરાતના પ્રતિસ્પર્ધી તરીકે માળવાનું મહારાજ્ય ગણાતું. ત્યાંનો રાજવી ભોજ લક્ષ્મી, સરસ્વતી ને શક્તિના પ્રિયતમ સમો હતો; તેની મન્ત્રસભા બુદ્ધિની ખાણ લેખાતી. માળવાનું પાટનગર અવંતી અમરાવતીની ઉપમા પામતું. રાજા ભોજની મહત્ત્વાકાંક્ષા પણ અમાપ લેખાતી. એ સ્થિતિમાં એ મહારાજ્યની સમીપ આવેલા ગુજરાત માટે ત્યાંના સંયોગો પર ગુપ્ત દેખરેખ રાખવી આવશ્યક હતી. તે માટે ગુજરાતના એલચીઓ વારવાર અવંતી જતાઆવતા; ભોજને રીઝવતા; ગુજરાતનાં સૌન્દર્ય, સામર્થ્ય ને બુદ્ધિની તેના પર છાપ પાડતા, અવંતીની પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરતા. ડામરની તીવ્ર બુદ્ધિના પરિચય પછી ગુર્જરપતિ ભીમદેવે માળવાના દરેક પ્રસંગોમાં એલચી, મન્ત્રી કે સાન્ધિવિગ્રહક તરીકે એનીજ પસંદગી કરવા માંડી.

એવા એક પ્રસંગે ડામર એલચી તરીકે અવંતીની રાજસભામાં ગયેલો. તે વખતે ભારતના ચાર નામાંકિત વિદ્વાનો, દક્ષિણ અને ઉત્તર હિંદમાં વિજયડંકા વગડાવી, વાદ માટે અવંતીની રાજસભામાં આવી ચડ્યા. પણ અવંતીના વિદ્વાનોએ તેમનું પાણી ઉતારી નાંખ્યું. રાજાભોજે એ જોઇ કહ્યું, "પૃથ્વીપર તો શું પણ પાતાળ કે સ્વર્ગમાં પણ એવા વિદ્વાનો નથી જે મારા વિદ્વાનોની તોલે આવે."

ડામરે એ અવસરે ગુજરાતની કીર્તિ સાચવવા શાંતિથી ઉમેર્યું, "એક ગુજરાત સિવાય."

"શું?" ભોજે ડામરને ડારતાં નયને પૂછ્યું.

"અમારે ગુજરાતમાં માણસો તો શું શીંગડાં વગરનાં પશુઓ પણ એવાં છે કે જે આવા વિદ્વાનોને જીતી લે."

ભોજે ખીજવાઇને એવાં પશુઓને વાદ માટે અવંતીની રાજસભામાં રજુ કરવાની ડામરને આજ્ઞા ફરમાવી.

ડામર તરત પાટણ પાછો ફર્યો. તેણે લોકવ્યવહારથી દૂર-ભોંયરાંઓમાં રહી શાસ્ત્રોનો અભ્યાસ કરતા ચાર પ્રખર પંડિતો શોધી કાઢ્યા. એ વિદ્વાનોને અવંતીની ભાગોળ સુધી મૂકી જવાની એક અમલદારને સૂચના કરી તે તરત અવંતી જઇ પહોંચ્યો ભોજે તેની પાસે શીંગડાં વગરનાં પશુઓની માગણી કરતાં તે બોલ્યો, "થોડાજ સમયમાં તે અહીં આવી પહોંચશે."

કંઈક સમય જતાં, એક સાંજે, ડામર ભોજની સાથે ફરવા નીકળેલો. રસ્તે તેમણે ગાડાંનાં પૈડાંને ધોંસરી સાથે બાંધી એ ગાડું ખભે ઉપાડી આવતા ચાર ધ્રૂજતા માણસો મળ્યા. ભોજે તેમને તેમ કરવાનું કારણ પૂછ્યું.

"નરપતિ" તેમાંનો એક ગાડાનો બોજો દૂર કરી પોતાની ઓળખ આપવા ગયો પણ તેમ કરવા જતાં ગાડું તેના પગ પર પછડાતાં તેને દૂર કરી બીજા પંડિતે કહ્યું. "અમે હાલીમવાલી નથી; વિદ્વદ્-શિરોમણિઓ છીએ."

"તે તો દેખાય જ છે," ભોજે હસીને કહ્યું. "પણ તમે આ રીતે ગાડું કેમ ઉપાડ્યું છે?"

'દેવ, અમે દૂરથી આવીએ છીએ. અવંતીની ભાગોળ સુધી તો અમારી સાથે એક ખીજમતદાર હતો એટલે કશી મુશ્કેલી નહોતી. પણ પછી એ ખીજમતદાર ભાગી જતાં અમારા માથે અનેક ગંભીર જવાબદારીઓ આવી પડી."

"શી શી? ભોજે રસ દર્શાવતાં પૂછ્યું.

"રાંધવાની, આરામ લેવાની, વસ્તુઓ સાચવવાની, નગરપ્રવેશ કરવાની, અને તે પણ બધું શાસ્ત્રવચન પ્રમાણે."

"શાબાશ, પણ તમે આમ ધ્રૂજો છો કેમ?"

"કેમકે અમારાં પેટ ભૂખ્યાં છે."

"કોઈએ ખાવાનું પણ ન આપ્યું"

"ખીચડી તો ખીજમતદારે અમને સોંપી હતી." પહેલા પંડિતે ઊભા થતાં કહ્યું. "પણ એ પકવવાનું મહાભારત કામ મારા માથે નાંખ્યુ. મેં ખીચડી તો પકવવા માંડી પણ હાંડલીમાંથી શબ્દશાસ્ત્રમાં શોધ્યા ન જડે એવા 'ખદબદ' શબ્દો સંભળાવાં લાગ્યા. હું શબ્દશાસ્ત્રનો બૃહસ્પતિ—શું એ અપશબ્દો સાંખી રહું? મેં એકજ લાકડીથી હાંડલીના ભુક્કા ઉડાવી દીધા."

"બહાદુર" ભોજે તેની પીઠ થાબડતાં કહ્યું, "પણ તમારા બળદ ક્યાં ગયા?" "એ સાચવવાનું કામ મને સોંપાયું હતું." ત્રીજા પંડિતે કહ્યું "પણ ધ્રુવમંડળની ગતિનો વિચાર કરતાં મને ઝોકું આવી ગયું. બળદ ક્યાંક ચાલ્યા ગયા. મેં ઉઠીને કુંડળી મૂકી વિચાર્યું તો જણાયું કે ગયેલા બળદ પાછા મળવાના નથી. એટલે અમે તેમની શોધ માંડી વાળી."

"ઘણું સરસ કર્યું" ભોજે કહ્યું, "પણ તમે ગાડું ખભે શા માટે ઉપાડયું છે? અને તે પણ તેનાં બન્ને ચક્રોને કપાળમાં તિલકની જેમ ધોંસરી સાથે બાંધીને!"

"રાજન્" ચોથા પંડિતે આગળ આવતાં કહ્યું, "એ આપનો વિષય નથી. ન્યાયશાસ્ત્ર અને વિજ્ઞાનનો વિષય છે. અમારે ગાડા સાથે અવંતી પહોંચવું એ અમારો નિશ્ચય હતો, પણ તેમાં, અમારે ગાડામાં બેસીને કે ગાડાને અમારા ખભે ઉપાડીને, એ પ્રશ્નનો સમાવેશ નહોતો થતો. જ્યારે અમે એને અવંતી લાવવાનો જ વિચાર કર્યો ત્યારે વિચાર્યું કે એ કામ સુગમ શી રીતે બને? પદાર્થનો નીચેનો ભાગ જેમ વધારે પહોળો હોય તેમ ગુરુત્વાકર્ષણની અસર વધી જવાથી પદાર્થનું વજન વધી પડે છે, પણ જો એ ભાગ સાંકડો હોય તો વજન ઓછું થાય છે. એ નિયમાનુસાર અમે પૈડાંને એવી રીતે બદલી નાખ્યાં છે કે ગાડાનો અધો ભાગ ખૂબ જ સાંકડો બની ગયો છે."

"ધન્યવાદ તમારા જ્ઞાનને" ભોજે તેમની સૂચક પ્રશંસા કરી. ને પછી બધા પંડિત શિરોમણિઓની પીઠ થાબડી, તેમના પર દયા આણી, તેમને માટે ભોજનની વ્યવસ્થા કરી આગળ ચાલ્યો.

"મહારાજ" સાથે ચાલતા ડામરે પૂછ્યું, "આવા મૂર્ખોને શી ઉપમા ઘટી શકે!"

"શિંગડાં વગરનાં પશુ" ભોજને ભર્તૃહરિની પંક્તિ યાદ આવી.

"રાજન્" ડામરે શાંતિથી કહ્યું. "ત્યારે એ જ આરાં શિંગડાં વગરનાં પશુ છે. તે ગુજરાતના વતની છે.. અવંતીના પંડિતો સાથે તેઓ વાદ કરશે."

ભોજ પહેલાં તો ચમક્યો. ડામરે તેનાં ગર્વવચનો સિદ્ધ કરવાને પંડિતોને માટે 'શિંગડાં' વગરનાં પશુઓ'ની ઉપમા પોતાના મુખમાંથી જ કઢાવી લીધી તે માટે તે ચીડાયો. પણ પછી આવા મૂર્ખ શિરોમણિઓ અવંતીની પંડિત સભાને જીતી શકે એ અસંભવિત લાગતાં તેણે શાંતિ પકડી.

પણ બીજે જ દિવસે જ્યારે એ વ્યવહારથી મૂર્ખ શિરોમણિ, પણ વિદ્વતાથી પંડિત શિરોમણિઓએ અવંતિના પંડિતોને શાસ્ત્રીય વાદમાં જીતી લીધા ત્યારે ભોજને ડામરના બુદ્ધિપ્રભાવ માટે માન ઉપજ્યું. પણ તે સાથે જ ગુજરાતનાં શિંગડાં વગરનાં પશુઓએ માળવાના જગવિખ્યાત પંડિતોને હરાવ્યા એ વસ્તુસ્થિતિએ તેનામાં ખીજવાટ પ્રેર્યો. ગુજરાત જીતવાની તેની મહત્ત્વાકાંક્ષા વધારે સતેજ બની.

અવંતિને ગુજરાત સાથે વર્ષો જૂનું વેર તો હતું જ. ભોજની મહત્ત્વાકાંક્ષાએ તે વધારી મૂક્યું. તેણે ગુજરાત પર હુમલાની ઝડપી તૈયારીઓ કરવા માંડી. નિર્બળ ગુજરાતને કચરવું એ તેને મન રમત વાત હતી. થોડા જ દિવસમાં તે ગુજરાત પર ધસી ગયો, પણ ગુજરાતના સેનાપતિ અને મંત્રી વિમલની અલૌકિક બુદ્ધિ, તેનું તેજસ્વી શૌર્ય બળ, અને તેની યુક્તિભરી વ્યુહરચના પાસે તે પાછો પડયો; છતાં પાછા ફરીને પણ તેણે ફરીથી ગુજરાત જીતવાની વધારે ચીવટથી તૈયારીઓ કરવા માંડી.

આ સમયે અવંતિ અને પાટણ–બંને આર્યાવર્તની આંખો ગણાતી; પાટણપતિ ભીમ, યવનવિજેતા અને દેવસમો સોહામણો હતો; અવંતીપતિ ભોજ પુરુષવર લેખાતો. બંને પ્રતિસ્પર્ધી છતાં બંનેમાં પરસ્પરને જોવાની ઉત્કંઠા જાગી. બંનેએ ડામરને એ હકીકત જણાવી. ડામરે અનુકૂળ અવસરે એમ કરવાની બંનેને કબૂલાત આપી.

એક સમયે, અવંતીમાં યુદ્ધની તૈયારીઓ કેવી ચાલે છે એ નજરે નીરખવાને ડામર અવંતિ આવ્યો. તેની સાથે એક સોહામણો યુવક પણ હતો. બંનેએ રાજસભામાં જઈ ભોજને ચરણે પરવાળાંની માળા મૂકી.

"આ કયા પ્રકારનાં રત્નો છે?" ભોજે મશ્કરી કરતાં પૂછ્યું.

"મહારાજ, એની કિંમત રત્નોથીયે વિશેષ છે," ડામરે શાંતિથી કહ્યું; ને પછી ઉમેર્યું "આપની સભાનો એકે પંડિત જો એ ન જ સમજી શકે તો પછી અમારે અમારાં કર્મભાગ્ય સમજવાં રહ્યાં."

. બીજી જ પળે પંડિત ભાસ્કર ઊભા થયા. પોતાના ગળામાં પહેરેલી પરવાળાંની માળા બતાવતાં તે બોલ્યા, "મહારાજ, એ ભેટ અમૂલ્ય છે. ભકારથી શરૂ થતાં નામોને મંગળનો ગ્રહ સતાવી રહ્યો છે. એની સામે પરવાળાંનો ઉપયોગ અપૂર્વ ને કલ્યાણકારી ઉપાય છે. મેં તે માટે જ આ માળા પહેરી છે. આપ પણ એ કિંમતી માળા વધાવી લો"

આ ઉકેલથી ભોજરાજાને હર્ષ થયો. તેણે ડામર પર પ્રશંસાપૂર્ણ નયન ફેરવ્યાં. ને પૂછ્યું, "મંત્રી, તમારા ગજાને જોવાનો અવસર તો તમે હજી પણ ન આપ્યો. ત્યારે તેમનાં કંઈક વયરૂપ ઇ તો વર્ણવો."

ડામરે ભીમદેવની યૌવનમય ને તેની અપૂર્વ કાન્તિનું વર્ણન કર્યું. ને પછી ઉમેર્યું. "મહારાજ! એમની પ્રતિકૃતિ જોવી હોય તો આ મારો યુવાન સાથી."

ભીમદેવે યુવક પર નયન ફેરવ્યાં. તેનાં અલૌકિક લક્ષણોએ તેની આંખમાં ચમકાર

આવ્યો. તે શંકિત નયને તાકી જ રહ્યો. તેની નજર પારખી લઈ ડામરે યુવકને કહ્યું, "જા, બીજી બેરાના કરંડિયા લાવવા માંડ."

યુવક ગયો. ને બીજી જ પળથી ગુજરાતની જુદી જુદી સુંદર બેરાના કરંડિયા સેવકો અંદર લાવવા માંડ્યા. ભોજ એ જોવામાં ગરકાવ બન્યો. ઘણો સમય વીત્યા છતાં ડામરનો સાથી પાછો ન આવ્યો ત્યારે ભોજે ડામરને એ વિષે પૂછગાછ કરી.

"મહારાજ," ડામરે વિજયપૂર્ણ ઉલ્લાસથી કહ્યું, "એ જ ગુર્જરપતિ ભીમદેવ હતા. એમને પણ આપનાં ને આપની સભાનાં દર્શનનો અભિલાષ હતો. તે આજે પૂરો થયો છે."

ભોજે ભીમદેવને પકડવાનો પ્રબંધ કર્યો પણ ડામરે જ્યારે જણાવ્યું કે તે તો એ પળે ગુજરાતની સરહદમાં પણ પ્રવેશી ચૂક્યા હશે ત્યારે તે ખીજાયો; ગુર્જરપતિને શરણે લાવવાને તો તે યુદ્ધની તૈયારીઓ કરી રહ્યો હતો, છતાં ગુર્જરપતિ ભેટ મોકલી એવું કલ્યાણ વાંછતો હતો એ વિચારે તેણે શાંતિ પકડી.

અવંતી જઈ આવ્યા પછી ભીમદેવને યુદ્ધ વિષે ચટપટી લાગી. પ્રબળ અવંતિ સાથે યુદ્ધ વહોરવાની ગુજરાતની તે સમયે તૈયારી નહોતી. પોતાના મહામંત્રી અને સેનાપતિ વિમળને પોતાની જ ઘેલછાથી દૂર કરવા માટે ભીમદેવને એ વખતે પસ્તાવો થયો પણ હવે કંઈ ઉપાય નહોતો. તેણે કોઈ પણ ઉપાયે યુદ્ધ અટકાવવાનો નિર્ણય કર્યો. ને અવંતિથી પાછા ફરેલા ડામરે કેવળ એ નિર્ણયને અમલમાં મૂકવાનું જ નહિ, સાથે જ પોતાના અપૂર્વ બુદ્ધિચમત્કારથી વિના યુદ્ધે જ ભોજ પાસેથી દંડ લઈ આવવાનું બીડું ઝડપ્યું.

અવંતીમાં તો યુદ્ધની તડામાર તૈયારીઓ ચાલી રહી હતી. જ્યારે ડામર ફરી ત્યાં પહોંચ્યો ત્યારે ભોજ સ્નાન કરીને ઉઘાડે માથે તાજો જ દિવાનખાનામાં આવેલો. ડામરને જોઈ તેણે હસીને પૂછ્યું, "કાં મંત્રીરાજ, ભીમરાત શું કરે છે?"

ભોજ મહાવિદ્વાન હતો. તે 'ભીમરાજ'ને બદલે 'ભીમરાત' ભૂલમાં બોલે એ સંભવિત નહોતું. એટલે એના શબ્દવેધનો યોગ્ય ઉત્તર આપવાને ડામરે કહ્યું, "ભીના મસ્તકવાળાને મુંડવા માટે અસ્ત્રો ઘસે છે."

ભોજ ચમક્યો. ભીમને હજામ કહેવા જતાં તે પોતે મૂંડાતો હતો. છતાં યુક્તિભર્યા શબ્દો સામે ચીડાવું એ રાજધર્મ નહોતો. તેણે ભીમ અને ડામર બંનેની મશ્કરી કરવા ડામરના કુબડા રૂપને અનુસરી પૂછ્યું, "મંત્રીરાજ, તમારા રાજાને તમારા જેવા કેટલાક સાન્ધિવિગ્રહકો છે?"

ડામરે જરીક અચકાયા વિના ઉત્તર દીધો, "મહારાજ, અમારે ત્યાં ઉત્તમ, મધ્યમ ને અધમ એમ ત્રણ પ્રકારે સાન્ધિવિગ્રહકો છે. તેઓમાંથી જુદા જુદા રાજાઓ પાસે તે તે રાજાની યોગ્યતા પ્રમાણે એક મોકલવામાં આવે છે."

ડામરના આવા લાક્ષણિક બુદ્ધિવૈભવે ભોજને આંજી નાખ્યો. તેણે તેને યોગ્ય સન્માનથી નવાજ્યો.

ડામરે હવે ભોજને ગુજરાત પર જતો રોકવાને યુક્તિઓ રચવા માંડી. તેણે પૂર્વ દેશના કેટલાક કળાકુશળ નટોને ગુર્જરોને અવંતી નહોતા?) તેમને યુક્તિથી ભોજની નજરે ચડાવ્યા. ભોજે નટોની કળા જોવાની જિજ્ઞાસા દર્શાવી, નટોએ જુદાં જુદાં નાટકો ભજવવા માંડ્યાં. તેમાં કર્ણાટકપતિ તૈલપને, દાંતમાં તૃણ લઈ, ભોજના પુરોગામી માલવરાજ મુંજને ચરણે

દળતો દર્શાવતું એક દશ્ય આવ્યું. ભોજ એ જોઈ મલકી ઊઠયો. ડામરને એણે પુછ્યું:

"મંત્રી, તમારો સ્વામી તૈલપનો મિત્ર છે. એટલે તૈલપને તો તમે સારી રીતે ઓળખતા હશો. એ જ આ તૈલપને ?"

'રાજન્ દશ્ય તો આબેહૂબ છે,' ડામરે શાંતિથી કહ્યું, "પણ તેમાં એક ઉણપ છે."

"શી ?" ભોજે ઉત્સુકતા દર્શાવી.

"આ તૈલપના હાથમાં મુંજદેવનું માથું નથી."

ભોજને ચક્કર આવ્યા. મુંજે પૂર્વ વયમાં તૈલપને હરાવેલો, પણ તેના ઉત્તરકાળમાં તો તે તૈલપનો કેદી બનેલો, તૈલપની વિધવાબ્હેનને ફસાવવાથી તૈલપે તેનું મસ્તક કાપી ફૂદડીની જેમ હાથમાં ફેરવેલું. ગુજરાત જીતવાની ધૂનમાં ભોજ એ ભૂલી ગયેલો, પણ ડામરના ટોણાથી તે પ્રસંગ તેની નજર સામે તરી આવ્યો. ને ગુજરાતપર હલ્લા માટે સજ્જ કરેલ સૈન્યને તેણે કર્ણાટકની દિશાએ વાળ્યું.

ડામર ભોજની સાથે જ ચાલ્યો. તેની બુદ્ધિ ગુજરાતના વિજયમાટે અવનવી યોજ-નાઓ ઘડયા જ કરતી હતી. જ્યારે માલવસૈન્યે દક્ષિણમાં પ્રવેશ કર્યો ત્યારે એક દિવસે ભોજની પાસે તેણે, દીન મુખે, પાછા વળવાની આજ્ઞા માગી.

"કાં લડાઈથી ડરી ગયા ?" ભોજે પૂછ્યુ.

"ડર્યો તો નથી દેવ, પણ બીજી લડાઈમાં જવું પડે એમ છે."

"કયાં ?" ભોજે ચમકીને પૂછ્યું.

"લ્યો," ભોજના હાથમાં કાગળ મૂકતાં તે બોલ્યો, "આપ જ વાંચી જુઓને."

કાગળ વાંચતાં જ ભોજનું મો ઝંખવાઇ ગયું. તેમાં ભોજને દક્ષિણમાં ગયો જાણી ગુર્જરપતિ ભીમદેવે અવંતિપર ચડાઈ કર્યાના સમાચાર સાથે, ડામરને ત્વરાએ અવંતિની સરહદે આવી પહોંચવાની સૂચના કરવામાં આવી હતી.

"હવે શું થાય ?" ભોજે ડામરને પૂછ્યું.

"રાજાઓની કૂટનિતિને હદ જ નથી હોતી," ડામર ગંભીર મુખે બોલ્યો; "જ્યારે જોયું કે આપ હવે તૈલપને હરાવ્યા વિના પાછા ફરો તો, આપને નિર્બળ માની તૈલપ પાછળથી હલ્લો કરશે ત્યારે જ ભીમદેવે તક સાધી લાગે છે. મને તો આ પ્રસંગે ગુજરાત અને અવંતિ વચ્ચે માનભરી સુલેહ જ અનિવાર્ય જણાય છે:"

"પણ તક સાધી માળવાપર ધસી આવતા એ મહત્ત્વાકાંક્ષી સાથે સંધિ કરવી શી રીતે ?

"એ કામ સેવકનું," ડામરે હસીને કહ્યું. "મને આપ થોડીક ભેટો આપો ને હું એ ભોળા રાજાને સહેજે મનાવી લઈશ."

ભોજને ન છૂટકે કીંમતી ભેટો આપવી પડી. ડામર એ લઈ ત્વરાએ પાટણ જઈ પહોંચ્યો ને ભીમદેવને ચરણે અવંતિપતિનું ભેટણું ધર્યું.

ભીમદેવ હર્ષથી ડામરને ભેટી પડયો. તેણે ગુજરાતપર આવતી આફતને કેવળ બીજાને બારણે જ નહોતી ધકેલી—પોતાને માટે તે વિના યુદ્ધે વિજયના હક લઈ આવ્યો હતો. ભેટોનો મોટો ભાગ તેણે ડામરને જ બક્ષીસ આપ્યો. ને તેના અપૂર્વ બુદ્ધિચાતુર્યપર આફરીન પોકારતાં તેણે પૂછ્યું;

[ અનુસંધાન પૃ. ૨૩૫

# વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

[ ૯ ]

## વિક્રમની ઓગણીશમી સદીમાં

વિજયદયાસૂરિના અનુયાયી વિજયધર્મસૂરિ નામના જૈન શ્વે. તપાગચ્છના અધિપતિએ વિ. સં. ૧૮૨૨, ૨૩ અને ૨૪, એ ત્રણે વર્ષોમાં વડોદરા ક્ષેત્રમાં ચાતુર્માસ કરવા પં. સુજાણવિજયગણિ અને પં. શાંતિવિજયને તથા વિ. સં. ૧૮૩૭માં પં. રાજવિજયગણિને આદેશ-પટ્ટ આપ્યા હતા; તેમાં વડોદરો, વડોદરૂં નામ દર્શાવ્યું છે[1]. તે મુનિઓની ચાતુર્માસ-સ્થિરતા અહિં થઈ હશે-એ સમજી શકાય તેમ છે.

**જેમ્સ ફૉર્બસે કરેલા ઉલ્લેખો**

હિંદુસ્થાનમાં ૧૭ વર્ષો સુધી નિવાસ કરી ગયેલ રેવ્હેન્યુ ખાતાના ઉચ્ચ અધિકારી પરદેશી અવલોકનકાર મિ. જેમ્સ ફૉર્બસે લખેલા પત્રોના સારરૂપે ઇંગ્લીશમાં 'ઓરિએન્ટલ મેમૉયર્સ' નામનાં ચાર મોટાં વૉલ્યુમો પ્રકાશિત થયેલ છે. સન્ ૧૮૧૩માં લંડનમાં પ્રકટ થયેલા તેમાંના વૉ. ૩ જા (પ્રકરણ ૩૩)માં વડોદરા સંબંધમાં જાણવા લાયક ઉલ્લેખો જોવામાં આવે છે.

જેમ્સ ફૉર્બસે સન્ ૧૭૮૩ (વિ. સં. ૧૮૩૯)માં-આજથી દોઢસો વર્ષો પહેલાં વડોદરામાં વિશ્વામિત્રી નદી ઉપરનો સુંદર શિલ્પકામવાળો અપૂર્વ પત્થરી પૂલ (સ્ટોન-બ્રિજ) જોયો હતો, તેનું ચિત્ર દોરી તૈયાર કરાવેલો ફોટો ઉપર્યુક્ત પુસ્તક (પૃ. ૧૪૪-૧૪૫)માં મૂકેલો છે.

ત્યાં વડોદરાને બ્રોદેરા, બરોડા (Brodera, Baroda) શબ્દદ્વારા ગુજરાતમાં ગાયકવાડની રાજધાની તરીકે ઓળખાવેલ છે. તે સમયના રાજ્યકર્તા મહારાજા ફત્તેહસિંગની તેણે મુલાકાત લીધી હતી. તેમનાં દાક્ષિણ્ય, ચારિત્ર્ય, ગુણ-દોષ સંબંધમાં તથા વડોદરા પરગણાનું વિશેષ સૌન્દર્ય, દરબારની આંતરવ્યવસ્થા, આયના હૉલ, વડોદરામાં મળતો ખોરાક, વડોદરાના દીવાન હીરનંદ અને તેમનાં સદ્ગુણી સતી પત્ની વિગેરે બીજા પણ અનેક વિષયોમાં તેણે વિસ્તારથી ઉલ્લેખો કર્યા છે.

બરોડ(દે)રા=વડોદરા પરગણાની મનોહર સુંદરતા સંબંધમાં તેણે ઉપર્યુક્ત પુસ્તક (પૃ. ૨૭૪-૨૭૫)માં જણાવ્યું છે કે—

"હિંદુસ્થાનનો સૌથી વધારે સુંદર જોયેલો ભાગ મ્હારે દર્શાવવાનો હોય તો હું ગુજરાત પ્રાંત તરફ અંગુલિ-નિર્દેશ કરૂં. તે જ પ્રાંતના સૌથી વધારે આહ્લાદકારક પ્રદેશ માટે મ્હારે નિર્ણય કરવાનો પ્રસંગ આવે તો જરા પણ આનાકાની કર્યા વિના બ્રોદેરા અને નરીઆદના પરગણાંઓ જ પસંદ કરૂં.

---

1 જૈન સાહિત્ય સંશોધક [ખંડ ૧, અં. ૪; પૃ. ૧૧૦, ૧૧૩, ૧૧૫, ૧૨૦ ક્ષેત્રાદેશપટ્ટક ૨-૫]

બીજા પ્રદેશોમાં થતો પાક, જાતિમાં અને વિપુલતામાં સરખો હશે, પરંતુ રસ્તાઓને સુશોભિત કરનારાં વૃક્ષોની શ્રેણિ, ગામડાંઓની ચોતરફ આંબાઓની ઘટા, લીલાંછમ વિશાળ આંબલીવૃક્ષોનો ઘેર અસાધારણ સૌન્દર્યથી આ દેશને આચ્છાદિત-વિભૂષિત કરે છે. ખરેખર! આવા પ્રકારનું વિશિષ્ટ સૌન્દર્ય, પૃથ્વીના અન્ય પ્રદેશોમાં મ્હારા જોવામાં આવ્યું નથી. જો મને કહેવાની તક મળે તો કહું કે—આ સિવાય ત્યાં વૈષયિક શાંતિ અને વાતાવરણ પ્રશાંત હોય છે. પ્રાતઃકાલમાં ફરવા જતાં અથવા ઠંડી ઋતુમાં સાંઝે ઘોડા પર સ્વારી કરી જતાં રસ્તાઓ પર જે શાંતિ જણાય છે, તે યૂરોપમાં સામાન્ય રીતે ખબર પણ નથી.

મ્હને જણાવતાં આનંદ થાય છે કે—કમલોથી આચ્છાદિત-વિભૂષિત સરોવરોનું અને સરોવરોને આચ્છાદિત કરતાં વટવૃક્ષોનું દૃશ્ય આસપાસના બીજા પ્રદેશો કરતાં ઘણું મનોહર આનંદકારક લાગે છે. મંદ મંદ પવનની લહેરથી ડોલતી તથા બેઠેલા કાળા ભમરાઓથી કંપતી લાલ, સફેદ અને નીલવર્ણનાં સુંદર કમળોની જાતિ, અને કમલ-પત્રો પરથી ધીમે ધીમે પસાર થતી જલકૂકડીઓ; આ બધું અત્યંત રમણીય લાગે છે.

આ આહ્લાદ-જનક પ્રદેશના એક ભાગ પર, સરોવરના તીર પર બ્રોદેરા(વડોદરા)ની દીવાલોથી એક માઈલ દૂર અમ્હારા તંબૂ ઠોકવામાં આવ્યા હતા[1]." તેણે જોયેલાં કમલોનું આકર્ષક આબેહૂબ દોરેલું મનોહર ચિત્ર, ઉપર્યુક્ત પુસ્તકમાં (પૃ. ૨૭૪-૨૭૫ વચ્ચે) દર્શાવ્યું છે.

વડોદરાની અંદરના ભાગને ગરમ, ધૂળવાળો અને અસંતોષકારક જણાવ્યો છે, પરંતુ તટબંધી બહારના પ્રદેશને સુખાવહ તથા નૈસર્ગિક સૌન્દર્યમાં બીજો કોઈ સ્પર્ધા ન કરી શકે તેવો

---

૧. "If I were to point out the most beautiful part of India I ever saw, I should fix upon the province of Guzarat. If I were to decide upon the most delightful part of that province, I should without hesitation prefer the purgunnas of Brodera and Nariad."

"The crops in the other districts may be equal in variety and abundance, but the number of trees which adorn the roads, the richness of the mango *topes round the villages*, the size and verdure of the *tamarind trees* clothe the country with uncommon beauty, such indeed as I never saw to so great an extent in any other part of the globe. There is, besides, a voluptuous stillness, if I may use the expression, in an Indian landscape, a serenity in the atmosphere and a quietness in the road during a morning walk or evening ride *in the cool season, not generally known in Europe. I am almost tempted* to say that the lotus-covered lakes and their ever-shadowing banian trees have a more cheerful and brilliant appearance than in the surrounding districts, the sweet variety of the red, white and blue lotos, gently agitated by the breeze or moved by the spotted halcyon alighting on *the* stalks, with the rails and *water-hens lightly running over* the foliage, are altogether lovely. Our tents were pitched in one of these delightful situations on the margin of a lake, about a mile from the walls of Brodera.

J. Forbes : Oriental Memoirs, Vol. 3. pp. 274.

જણાવ્યો છે. વડોદરા-પરગણા જેવી ઘટાદાર આમ્ર-રાજિ, આનંદકારક ઉદ્યાન-ભૂમિ તથા કમલોથી વિભૂષિત સરોવરો અન્યત્ર તેણે જોયાં ન હતાં (પૃ. ૩૧૪). બ્રોદેરા પરગણાનો દરેક ભાગ પ્રાચીન સૌન્દર્ય જાળવતો હતો (પૃ. ૩૩૧). વડોદરાની આસપાસના રમણીય પ્રદેશ કરતાં અન્ય કોઈ સુંદર પ્રદેશ તેના જોવામાં આવ્યો ન હતો. આમ્ર-રાજિ અને આંબલીના વૃક્ષોની ઘટામાં રહેલ મસ્જીદ, મકબરા, કબ્રસ્થાનો જેવાં મોગલ-વૈભવનાં સ્મૃતિ-ચિહ્નો નગરની શોભામાં વૃદ્ધિ કરતાં જણાવ્યાં છે (પૃ. ૩૩૨, ૪૭૦). બ્રોદેરા પરગણાના ઘણા ભાગો સુપાક, સુંદર અને સમૃદ્ધ છે (પૃ. ૩૩૮). ગુજરાતમાં તીડનો ઉપદ્રવ, બ્રોદેરા પરગણામાં થતી રસદાર શેલડી, મોટી જુવાર, તલ, એરંડા, મહુડાં (જેમાંથી દારૂ બને છે), વિગેરે ઉત્પન્ન થતી મહત્ત્વની વસ્તુઓની જેમ્સ ફૉર્બ્સે નોંધ કરી છે (પૃ. ૩૩૯).

ગુજરાતની જમીન ફળદ્રૂપ—તમાકૂ, શેલડી વિગેરેની ઉત્પત્તિ સારી થઈ શકે તેવી ભૂમિ, ગુજરાતના બગીચામાં થતા સેતુ (જેને રેશમના કીડા ખાય છે, જેનાથી જૂદી જૂદી જાતનું રેશમ ઉત્પન્ન થાય છે તે), તથા અફીણ, શણના છોડ, કપાસ, વાંસ વિગેરેની થતી ઉત્પત્તિની નોંધ કરી છે.

તે સમયમાં અનાજ તથા પશુઓ, ભક્ષ્ય અભક્ષ્ય વસ્તુઓ બહુ સોંઘી મળતી. રૂ. ૧)માં ૩૦૦ પાઉંડ વજન ચોખા અને એથી વધારે સોંઘું જુવાર, બાજરી વિગેરે બીજું અનાજ મળી શકતું. જૂદાં જૂદાં પ્રાણીનાં માંસના સોંઘા ભાવો પણ તેણે જણાવ્યા છે (૨૭૩-૭૪).

પૃ. ૨૭૬ : વડોદરા-પરગણાંનાં ગામડાં પ્રાચીન પ્રદેશો જેવાં, એક-બીજાથી બે માઇલથી વધારે અંતર પર ક્વચિત્ જ હોય છે, લોકો સુરક્ષિત રહેવા બધા સાથે અવિભક્ત રહે છે, તથા જલ-માર્ગે પ્રવાસ કરવા ગુજરાતમાં નદીઓ ઓળંગવા માટે માટલાંઓનો ઉપયોગ કરે છે, તેની નોંધ કરી છે.

પૃ. ૨૭૮ : તે જણાવે છે કે—ફત્તેહસિંગે પ્રાચીન હિન્દુ રાજાઓની પદ્ધતિ સારી રીતે બદલી નાખી. ફત્તેહસિંગનો વિજયશૃંગ એવો અર્થ કર્યો છે. ગાયકવાડ (ગો-પાલ) તથા સમશિર બહાદૂર ટાઇટલની નોંધ કરી છે. મહારાજા ફત્તેહસિંગ ગાયકવાડે સર ચાર્લ્સ મેલેટની મુલાકાત લીધી, ત્યારે જેમ્સ ફૉર્બ્સ હાજર હતા (પૃ. ૪૭૦). મહારાજાનું આમંત્રણ સ્વીકારી જેમ્સ ફૉર્બ્સે સાંજે દરબારમાં તેમની મુલાકાત લીધી હતી. મહારાજાનું વય તે વખતે લગભગ ૪૦ વર્ષનું હતું. મહારાજાએ તેનું ઉચિત સ્વાગત કર્યું હતું, પરંતુ તેથી તેને બરાબર સંતોષ થયો હોય-તેમ જણાતું નથી; એથી મરાઠા સરદારના અયોગ્ય અભિમાન અને અનુદારતાની ટીકા કરી, મુસ્લીમ અને મોગલ રાજાઓની ઉદારતાની અને સભ્યતાભરી વર્તણૂકની પ્રશંસા કરી છે. મહારાજા ફત્તેહસિંગે તે સમયમાં થનારા પોતાની પુત્રીના લગ્ન-પ્રસંગે સોનેરી-રૂપેરી થેલીમાં સુશોભિત સુગંધિત આમંત્રણ-પત્રિકા જેમ્સ ફૉર્બ્સને પણ મોકલાવી હતી (પૃ. ૨૮૦); પરંતુ જૂદાં જૂદાં કારણો વિચારી તે આમંત્રણનો તેણે સ્વીકાર કર્યો ન હતો. પરસ્પર લેવડ-દેવડનો વ્યવહાર કરવો પડે—એમ દૌલતરાવ સિંધિયાને ત્યાં ગયેલા બ્રિટિશ એજન્ટનો દાખલો ટાંકી જણાવ્યું છે. મરાઠા દરબાર પર કૃપણતાનો આક્ષેપ કરી તેણે મોગલોની ઉદારતાનું અને ૧૭૯૫માં લખનૌના નવાબ અસફઉદ્દૌલાના પાટવી યુવરાજ વઝીરઅલીના લગ્નપ્રસંગે થયેલ ઉદારતાભર્યા ભારે જલસાનું રસિક વર્ણન કર્યું છે.

ફત્તેહસિંગ ગાયકવાડના રાજ્યઅમલ વખતે અર્વાચીન હિંદુ પદ્ધતિ પ્રમાણે બંધાયેલ કાચવાળું દીવાનખાનું (આયના હાલ) જણાવ્યું છે. વડોદરાની તટબંધી કોટની નાની દીવાલોને હિંદુસ્થાનમાં બીજા કોટો જેવી, બુરજોવાળી અને અનિયમિત અંતરે બબ્બે દરવાજા (કમાડો) વાળી જણાવી છે. શહેરમાં બે મુખ્ય વિશાલ રસ્તાઓ માર્કેટ પ્લેસ—માંડવા કેન્દ્રમાં + મળતા જણાવ્યા છે. તે(માંડવા)ને મોગલ ઈમારત તરીકે જણાવેલ છે. તેના ઉપર તંબૂ જેવો પેવ્હિલિયન (Pavilion), તેની પ્રત્યેક બાજૂએ મોટી સુશોભિત ત્રણ ત્રણ કમાનો, સપાટ છાપરૂં, બેઠકો તથા તેમાં રહેલો ફૂવારો વિગેરેનું જેમ્સ ફૉર્બસે વર્ણન કર્યું છે.

દીવાનખાનાંનાં હલકી વાસનાઓને પોષતાં શૃંગારી, બીભત્સ અનૈતિક ચિત્રો સંબંધમાં ટીકા કરી છે. 'હિંદુ [રાજા]ઓને પ્રેમના શુદ્ધ નાજુક સ્વરૂપનો ખ્યાલ હોતો નથી,' તેમનો પ્રેમ રસહીન હોય છે. હિંદુ-મુસ્લીમ જનાનખાનાં, સ્ત્રીઓનું અજ્ઞાન, એકાંતવાસ, તેમનાં બાલિશ ક્ષુદ્ર મનોરંજનો (બાળકો હોવાં, સારાં કપડાં અને આભૂષણોની વિપુલતા), ધાર્મિક રીત-રિવાજો વિગેરે સંબંધમાં ટીકા કરી છે.

તે સમયમાં વડોદરા રાજ્યની વાર્ષિક આવક ૬૦ લાખ રૂપિયા હતી. તે સમયે ફત્તેહસિંગ ગાયકવાડના સદ્‌ગુણી દીવાન હીરૂનંદ હતા, તેમની પત્ની સુયોગ્ય વિશિષ્ટ સારા સ્વભાવની સ્નેહાળ હતી. પતિના કાર્યમાં તેણી સહાયક થતી. કર વિગેરે ઉઘરાવવામાં દયાળુ વૃત્તિ અને ધીરજ દર્શાવતાં તેણી લોકપ્રિય થઈ હતી. પતિ બહારગામ જતાં બ્રોદરા(વડોદરા)નો રાજ-કારભાર તે ચલાવતી, હિસાબો તપાસતી, લેખન-વ્યવહાર કરતી, ઑફીસરોને મુલાકાતો આપતી તથા પરદેશના પ્રતિનિધિઓનું કથન-શ્રવણ કરતી હતી. નડીઆદમાં રહેલા દીવાન હીરૂનંદની ગંભીર માંદગીના સમાચાર મળતાં ત્યાં જઈને તેણીએ પતિને અંતકાલ પર ચિત આશ્વાસન આપ્યું હતું, અને પતિના શબ સાથે તે બ્રોદેરા આવી હતી. મહારાજા ...સિંગે તેણીને સન્માનપૂર્વક સંરક્ષણ કરવા વચન આપ્યું હતું; પરંતુ તે દીવાન-પત્નીએ પતિ સાથે સ્વર્ગવાસિની થઈ સતી થવાનું પસંદ કર્યું હતું. બ્રોદેરાના દરવાજા બહાર વિશ્વામિત્રી નદીના તટપર ચિતા રચવામાં આવી હતી. સતી-વેદમાં જણાવેલ વિધિ પ્રમાણે પતિના શબ સાથે જીવતાં બળી મરી, તે સતી સ્વર્ગવાસિની થઈ હતી. જેમ્સ ફૉર્બસ, આ સમયે આ સ્થળથી ૧૨ માઈલ દૂર હતો. સતી થવાની પ્રથા પર તેણે ટીકા કરી છે (પૃ. ૩૨૪-૨૫).

વડોદરાની આસપાસમાં હિન્દુ—મુસ્લીમ શ્રીમંતોના દાનને સૂચવતી, ઘણા ખર્ચે બંધાયેલી પત્થરના થાંભલાઓવાળી અને પાણી સુધી પગથીઆંવાળી વાવડીઓ હતી, તેમાં સૌથી મોટી સોલિમાનની વાવમાં રહેલા પર્શિયન લિપિમાં લખાયેલા એક લેખમાં જણાવ્યું છે કે—ગુજરાતના સૌથી ઉચ્ચ અધિકારી રા. રા. ઝરીરખાન બીન વઝલમુલની કૃપાથી વડોદરાના મુખ્ય અધિકારી (ગવર્નર) સોલિમને વિશાળ સંપત્તિ મેળવી હીજરી સન ૮૦૭ ના રજબ મહિનાના પહેલા દિવસે સુંદર, મજબૂત, આશ્ચર્યજનક એ વાવ કરાવી ઉદારતાથી અર્પણ કરી હતી.

[ ચાલુ ]

અનુસંધાન પૃ. ૨૩૦ ]

"પણ માળવાની ચડાઈનો કાગળ તેં બનાવટીજ ઘડી કાઢયો હોય એવી ભોજને શંકા પણુ ન આવી ?"

"જાસુસીકળા કે કૂટનીતિ સમજવાં એ ભોળાં દિલોનું કામ નથી." આંખ નચવીને ડામરે ઉત્તર દીધો. ભીમ સમજી ગયો કે ડામર ભોજની સાથે પોતાના ભોળપણ પ્રત્યે પણ સૂચક મર્મ ફેંકતો હતો.

ને ભીમનું ભોળપણ હતું પણ એવુંજ. એ ભોળપણથી તેણે પોતાના મહામંત્રી અને દંડનાયક વિમલને ગુમાવ્યો હતો; એ જ ભોળપણથી તેણે અનેક રાજપુરૂષોને મુશ્કેલીમાં ઊતાર્યા હતા. ને ભોળપણની સાથે જ્યારે હઠ કે ચીડ ભળતાં ત્યારે તો તે કેટલીક વખત એવું કરી બેસતો કે ગુજરાતનાં નરરત્નોને માટે પણ અકાળે યમનું મોં ખુલી જાય.

ડામર પર પણ તેની અવકૃપા ઓછી નહોતી ઊતરી. પણ ડામર ભક્તિથી ગુજરાતને વળગી રહ્યો, યુક્તિથી તેણે એ અવકૃપાઓને ઊંધી વાળી. છેલ્લી વખતે માળવા જતાં ત્યાં શું શું કરવું તે વિષે ડામરને ભીમદેવે રાતભર સલાહ આપ્યા કરેલી. ડામરે તેને પાઠ ભણાવવા જતાં જતાં કહ્યું, "શેઠની શિખામણ ઝાંપા સુધી."

ભીમદેવ ચીડાઈ ગયો. તેણે એક બીજા દૂત સાથે, ડામર માળવામાં પ્રવેશે કે તરતજ તેનું મસ્તક કાપી લેવાનો, ભોજપર ત્વરિત સંદેશ મોકલ્યો. પણ ડામરને ખુલાસો પૂછ્યા વિના વૈરી રાજાનો ખૂની સંદેશ અમલમાં મૂકવો ભોજને ઠીક ન જણાયેલો; તેણે એ સંદેશ ડામરને વંચાવતાં ડામરની આંખો પળભર ચમકીને બીજીજ પળે હસી ઊઠેલી.

"કેમ, શી હકીકત છે?" ભોજે પૂછ્યું.

"મારી જન્મકુંડલી ગુર્જરપતિને હસ્તક ગઈ જણાય છે." ડામરે તત્ક્ષણ ઉત્તર આપ્યો.

"જન્મકુંડલીને આ પ્રસંગ સાથે શો સંબંધ?"

"વાત એમ છે," ડામરે શાંતિથી કહ્યું, "કે મારા પિતા મહાન જોશી હતા. તેમણે મારૂં ભાવિ વાંચી જન્મકુંડલીમાં લખેલું કે જ્યાં મારૂં લોહી પડે ત્યાં બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડે; એટલે ભીમદેવે માળવાને મેદાનમેદાન કરી મૂકવાને આ સહેલો ઉપાય લીધો લાગે છે."

અને ડામર બચી ગયો એટલુંજ નહિ તેણે ભોજનો પ્રેમ જીત્યો, તેને બીજીજ દિશાએ વાળ્યો, ગુજરાતને માટે તે વગર યુધ્ધે વિજયવાવટો લેતો આવ્યો.

એક વખતે મનસ્વી ભીમે તેની બુદ્ધિનું માપ કાઢવાને તેની સાથે અવંતીપતિને એક શીલબંધ દાબડાની ભેટ મોકલાવી. ડામરે અવંતીની રાજસભામાં જઈ ભોજને ચરણે તે દાબડો ધર્યો. ભોજે શીલ તોડાવી દાબડામાં નજર કરી તો તેમાં રખ્યા ભરી હતી. એ અપશુકનિયાળ ચીજ જોતાં જ ભોજની આંખોમાંથી અંગારા વર્ષવા લાગ્યા.

ડામર પ્રસંગ પારખી ગયો. ભોજ કંઈ ઉત્તર આપે તે પહેલાં જ તે બોલ્યો, "મહારાજ, આવી અમૂલ્ય ભેટથી પણ આપનાં નયનમાં આનંદ નથી ઊભરાતો?"

"અમૂલ્ય!" દાબડો ડામર સામે ધકેલતાં ભોજ બોલ્યો, "ગુજરાતમાં રખ્યા જ અમૂલ્ય ગણાતી હશે!"

ડામર એક પળ થોભ્યો. બીજી જ પળે તેની આંખો તેજથી ચમકી ઊઠી. તે બોલ્યો, "મહારાજ, એ રાખ લૌકિક નથી, અલૌકિક છે."

"એમ?" ભોજની અશાંતિ વધતી હતી.

"પ્રભુ," ડામરે વિરલ શાંતિથી કહ્યું, "મહારાજ ભીમદેવે સોમનાથના મંદિરે મહાયજ્ઞ આરંભ્યો છે. એ પવિત્ર યજ્ઞની આ અલૌકિક રાખ છે."

ભોજ શાંત થઈ ગયો. મહાદેવનો તો તે પરમ ઉપાસક હતો. તેણે એ મહાદેવના નામપર, ગુર્જરપતિના ચૂલાની ભસ્મ પોતાને કપાળે લગાવી, પંડિતોને તેનો પ્રસાદ આપ્યો, રાણીઓને તે તિલક માટે મોકલાવી; ડામરને તેણે અમૂલ્ય બક્ષીસો આપી.

આ રીતે ભીમદેવની અવકૃપાઓને, ગુજરાતને તલભાર પણ નુકશાન પહોંચાડ્યા વિના, ભોજની કૃપાઓમાં ફેરવતો ડામર તે બંને પ્રતિસ્પર્ધી રાજવીઓને પ્રિય બનતો ગયો. પરંતુ ભોજની ગમે તેવી કૃપાઓ છતાં, ડામર એ ન વીસર્યો કે પોતે ગુર્જરપતિનો સેવક છે.

અવંતીના એક સેનાપતિ કુલચન્દ્રે, થોડાક સમય પહેલાં, ભીમ અને ડામરની ગેરહાજરીમાં, પાટણ ભાગ્યું હતું. ભીમ એ પ્રસંગે તો દૂર યવનો સાથે રણમેદાનમાં ખેલતો હતો. પણ યવનોને હરાવ્યા પછી અવંતીપર વેર વાળવાને તે તલપાપડ થઈ રહ્યો. પરંતુ વિજયની પૂરતી ખાત્રી વિના યુદ્ધમાં ઊતરવું ડામરને વ્યાજબી ન જણાયું. ને ભીમની મહેચ્છાને યુક્તિથી રોકી રાખી તે માળવાને હરાવવાની યોગ્ય તક શોધવા માંડયો.

ડામર જાણતો હતો કે સંસ્કાર, સમૃદ્ધિ ને શક્તિ એ ત્રણ, પ્રજા અને રાષ્ટ્રના કીર્તિકળશો છે. માળવામાં એ ત્રણે જ્યાંસુધી પૂર્ણ સ્વરૂપમાં પ્રકાશતા હોય ત્યાંસુધી તેને છંછેડવામાં તેને કંઇ સાર ન જણાયો. એ ત્રણેમાંથી એકાદ કળશ ઝાંખો પડવાની તે રાહ જોવા લાગ્યો. અને એક દિવસે પાટણના ઝવેરી બજારમાંથી માળવાનો એવો એક કળશ ઝાંખો પડયાના તેને સમાચાર પણ મળ્યા.

ભોજ સંસ્કારમૂર્તિ ને શક્તિનો પ્રિયતમ હતો. પણ વિદ્યા અને સંસ્કાર વધારતાં તેણે રાષ્ટ્રિય સમૃદ્ધિનો ખ્યાલ સરખો ન રાખેલો. પંડિતોની પાછળ તેણે લખલૂટ ધન ફના કરી નાંખ્યું હતું. ને જેમ જેમ તે વૃદ્ધ થતો ગયો તેમ તેમ તેની પ્રબળ દાનવૃત્તિએ એવી સ્થિતિ આણી કે અવંતીના રાજભંડારના જવાહીરને ખાનગી રીતે પાટણની બજારમાં વેચાવા મૂકવું પડયું. ડામરે ઊંડી તપાસ કરી યુક્તિથી જાણી લીધું કે ભોજની લક્ષ્મી ખૂટી હતી, તેનું જવાહીર ને તેનો અમૂલ્ય રાજમુગટ વેચાણ માટે બજારમાં આવી ચૂક્યાં હતાં.

હવે ડામરે પળ પારખી લીધી. અવંતીનો રાજભંડાર ખાલી થયો હતો; ભોજ વૃદ્ધ થયો હોઈ તેનો અંગત પ્રભાવ ઘટતો જતો હતો; વિદ્યાવિલાસી વર્ગમાં નાણું વધી ગયેલ હોઈ શક્તિસંપન્ન વર્ગ પાછલી હરોળમાં ધસતો હતો. માળવા સાથે યુદ્ધમાં ઊતરવાની આ અનુકૂળ તક હતી. છતાં ભોજે કેળવેલા માળવાના પ્રજાબળને જેતાં તેની સાથે એકલે હાથે યુદ્ધમાં ઊતરવું તો ડામરને વ્યાજબી ન જણાયું.

ને તેણે ભોજના વૈરીઓને શોધવા માંડયા; ગુજરાતથી દબાયેલા સામંતો માળવા સાથે મળી ન જાય એની તેણે તકેદારી રાખી. તે પછી ઉત્તરેથી ચેદીપતિ ગાંગો, પશ્ચિમેથી

ગુર્જરપતિ ભીમ ને દક્ષિણેથી કર્ણાટકપતિ તૈલ—એમ ત્રણે બાજુથી માળવાને સપડાવી તેના સૈન્યને તેણે સમરભૂમિ પર સુવાડયું.

આ યુદ્ધમાં ત્રણે મિત્રરાજ્યો વચ્ચે મેળ જમાવવામાં ને તેમને સામાન્ય શત્રુ સામે ઉશ્કેરવામાં ડામરે અનેક સાહસો ઉઠાવેલાં, અનેક જોખમદારીઓ વ્હોરેલી. ત્રણેને એકમેકની નિર્મળ બુદ્ધિ પર વિશ્વાસ નહોતો; પણ ડામરની અજબ કુનેહથી બધું પાર ઊતર્યું.

માળવાની અંતિમ હાર પહેલાં, ભોજ અવસાન પામી ચૂકેલો. ને એ રીતે નધણિયાતી બનેલી અવંતીના રાજભંડારને વહેલા વહેલા આવી પહોંચેલા ચેદિપતિ ગાંગાએ લૂંટી લીધો. પણ એ લૂંટમાંથી ગુર્જરપતિનો ભાગ આપવા તેણે ના કહી. ને એજ પળે કુનેહબાજ ડામરનું શૌર્ય ભભૂકી ઊઠયું. તે સીધો ગાંગાના તંબુમાં ચાલ્યો ગયો ને તેની છાતી પર અચાનક સ્વારી કરી તેની પાસેથી ભીમનો ભાગ લખાવી લીધો.

આ યુદ્ધ પછી વિગ્રહો અને કૂટનીતિથી કંટાળેલા ડામરે નિવૃત્તિ સ્વીકારી. પ્રજાના કલ્યાણમાં તે પોતાની સમૃદ્ધિ વાપરવા માંડયો. તેણે લખલૂટ દાન આપ્યાં, સેંકડો સ્થાપત્ય-મંદિરો બંધાવ્યાં, ભવ્ય જળાશયો સર્જાવ્યાં. પણ એ સર્વમાં તેના નામને તો પાટણની ભાગોળના એક—દામોદર કુવાએ જ અમર બનાવ્યું છે.

---

# એકાકી

નૌતમ

[ દ્રુતવિલંબિત ]

નીરવ સાંજ સમે છુટી એકલો
વિજન સાગરની ગમ હું પળું,
દિવસના શ્રમઘોરથી વેગળો
જઈ હું અંક નિસર્ગતણે ઢળું.
  મુજ સમો નભ-અંક મહીં ઢળ્યો,
  નિરખતો રહું એકલ તારલો !

×

દલ પ્રફુલ્લ ખીલે ઉર-પોયણું
ઉઘડતાં શુચિ સૌરભ સોણલાં;
મુજ ઉરે ઉઠતા ' ધબકારમાં
કવણ ઉર તણા પડઘા સુણું ?
  અનિલ લ્હેર વહી, કહી કો જતું,
  "તુજ સમું ઉર એકલ ઝૂરતું !

---

# યાંત્રિક દરજીની જીવનકથા

મરાઠીમાં મૂળ લેખકઃ–કાશીનાથ અનન્ત દામલે
બી. એસસી.; કલાભવન, વડોદરા.
અનુવાદકઃ–રા. નાનાલાલ રતિલાલ વોરા

(૧) સીવવું અને સોયઃ—સોયનો ઉલ્લેખ ઋગ્વેદમાં નીચે પ્રમાણે છે–"ન ભાંગનારી સોયથી પડદા સીવો, અને તે સીવેલી વસ્તુ હજારો ઘા સહન કરનાર વીરલાઓને આપજો." શ્રી અવીનાશચંદ્ર દાસના મતે ઋગ્વેદની રચના ઈ. સ. પૂર્વે લગભગ ૨૫૦૦૦ વર્ષે થયેલી હોવી જોઈએ; એટલે કે આપણને–ભારતવાસીઓને સોયની ખબર ૨૭૦૦૦ વર્ષોથી છે. ઇન્ડો—યુરોપિયન ભાષાગ્રંથોમાં તેમજ લેટીન અને સંસ્કૃતોદ્‌ભવ સર્વ ભાષાઓમાં સીવવાનો અર્થ સૂચવવાને સ્યુ, સીવ, જેવા લગભગ સરખા ઉચ્ચારના શબ્દો છે. સોયની સુયોગ્ય માહિતી પહેલાં પણ સીવવાની એટલે કે જોડવાની કલા જાણીતી હોવી જોઈએ–એ અનુમાન ઘણું કરીને ખોટું ન ગણાય. આ બધી સોયો લાકડાની અથવા હાડકાની હતી. હાલ પૈસાની પચીસ મળતી પોલાદી સોયો, ઓગણીસમી સદીની શરૂઆતમાં નીકળી; સીવવાના યંત્રની શોધ થયાને હજી પૂરો એક સૈકો પણ વીત્યો નથી.—સત્તાવીશ હજાર વર્ષોની આ પ્રગતિ! ને છતાં હજી પણ યાંત્રિક સીવણ કરતાં હાથસિલાઈ ચડી જાય છે. ફક્ત એટલું જ કે હાથથી જલદી કામ થઈ શકતું નથી. ચાલાકમાં ચાલાક દરજી પણ એક મીનીટમાં ત્રીસથી વધારે ટાંકા મારી શકતો નથી.

આજે બજારમાં જે સીવણ–યંત્રો આપણે જોઈએ છીએ તે એક જ શોધકની શોધનું ફળ નથી પણ અનેક શોધકોની શોધથી તે વિકાસ પામેલ છે. પૈસા આપીને એકની શોધનો ઉપયોગ બીજાએ કરેલો હોય છે. કારણ એકની શોધમાં જે વિશિષ્ટતા હોય છે તે બીજામાં નથી હોતી. ગમે તેમ, પણ આ રીતે એકબીજાના સહકારથી બધાની શોધોનો પ્રજાને સુઘટિત લાભ મળી શકે છે.

(૨) બન્ને બાજુએ અણીવાળી સોયઃ—૧૭૫૫માં ચાર્લ્સ એફ. વાઇઝેન્થાલે બન્ને બાજુએ અણી અને વચ્ચે દોરો પરોવવાનું નાકું–એવી સોય તૈયાર કરી, તે બાબત અગ્રેસર હક્ક મેળવ્યો. સાદી સોયની વારંવાર દિશા બદલવી પડતી હોવાથી સમયના વ્યય સાથે જ હાથને પણ કામ વધુ કરવું પડે છે. આ સોયે એ મુશ્કેલી દૂર કરી. આ સોય ખાસ કરીને ભરતકામ (એમ્બ્રોઇડરી) સારૂ તૈયાર કરી હતી. આગળ ઉપર તેનો ઉપયોગ સીવવાના યંત્રમાં પણ થવા લાગ્યો. ઇ. સ ૧૭૭૦માં એલસાપ નામના માણસે ભરતકામ જલદી થાય તેવા યંત્રની શોધ કરી. ત્યાર બાદ ૧૮૦૪માં જૅન ડંકને એક આડા દાંડાને પાંચ–૭ અણીદાર સોયો લગાડી એવું સાધન તૈયાર કર્યું કે જેના ઉપર જલદીથી ભરતકામ થઇ શકે. (આ તત્ત્વ ઉપરથી જ સીવવાનું યંત્ર નીકળ્યું.) હેઈલમેને આ યંત્રમાં પુષ્કળ સુધારા કર્યા. આ યંત્ર ઘણે ઠેકાણે વપરાતું હતું.

**(૩) સેંટનું જોડા સીવવાનું યંત્રઃ**—(ઇ. સ. ૧૭૯૦) આ યંત્ર નીચે પ્રમાણે હતું: એક અણીદાર આરી એકદમ નીચે આવી ચામડાને કાણું પાડતી. તે જ વખતે એક ફરતી રીલમાંનો દોરો એક ટચલી આંગળી જેટલી ચીપ ચડે, પડેલા કાણામાં બરોબર આડો જતો. દોરો આડો થતાંની સાથે એક આંકડિયા નાકાનો મોયો, કાણા ઉપરના દોરાને કાણામાંથી નીચે દાબી એકદમ ઉપર લાવતો. દોરો નીચે દબાવાથી નીચેની બાજુએ દોરાની આંટી તૈયાર થતી. આ થતાંની સાથે જ ચામડું એક ટાંકા જેટલું આગળ ખસતું, આરી વડે ફરીથી કાણું પડતું, દોરો આડો આવતો, આંકડિયામા ભરાતો અને સોયો એ દોરાને કાણામાં ઘાલતો,—આ પ્રમાણે નવીન થયેલી આંટી પહેલી આંટીમાં મળી જતી. આ જેને સાંકળીનું શીવણ કહે છે તેનું સ્વરૂપ છે. આમાં સોય વાપરવામા આવી નથી એ યાદ રાખવા જેવું છે.

**(૪) દરજીઓનું તોફાનઃ**—(ઇ. સ. ૧૮૪૧) ઓગણીસમી સદીની શરૂઆતમાં યુરોપમાં ઠેકઠેકાણે ધક્કાધક્કીનો મામલો હતો. સિપાઇઓ સેંકડોની સખ્યામાં કપડાં જલદી શીવડાવવા તલપતા અને પરિણામમાં સીવવાના યંત્રની શોધને વિશેષ જોરથી પ્રોત્સાહન મળ્યું. આ પહેલાં સીવવું, ધાગા મારવા વગેરે કામો ઘણું કરીને સ્ત્રીઓ કરતી હોવાથી, પુરુષોએ તે તરફ બેદરકારી દાખવી હોય એ સ્વાભાવિક છે.



ચિત્ર ૧

૧ સેંટના યંત્ર ઉપર કેવી સિલાઈ થાય છે તે બતાવતી આકૃતિ.

૨, ૩, ૪. થીમોનિયરના યંત્ર ઉપર સિલાઈ કેવી થાય છે તે બતાવતી આકૃતિઓ.

'સ'=સોઇ; 'ક'=કાપડ; 'બ'=સુતરની રીલ.

ઇને ૧૮૩૦–૩૪ દરમ્યાનમાં બાર્થેલેમી થીમોનિયર નામના ફ્રેન્ચ દરજીએ એક સીવવાનું યંત્ર તૈયાર કર્યું અને તેનું પેટંટ મેળવ્યુ. એણે બનાવેલા યંત્રમાં ઘણોખરો ભાગ લાકડાનો હતો. તે યંત્ર ફ્રેન્ચ સરકારને પણ પસંદ પડ્યું હતું અને લશ્કરી કપડાં સીવવા માટે આવાં ૮૦ યંત્રો થીમોનિયરની દેખરેખ નીચે ચાલુ હતાં. દરજીઓને આ યંત્ર પોતાના પેટ ઉપર પગ મૂકે એમ લાગવાથી તેમણે થીમોનિયરના કારખાનાને આગ લગાડી દીધી. થીમોનિયર મરતો મરતો બચી ગયો. ત્યારપછી વચલા ગાળામાં શું થયું તેની માહિતી નથી. પરંતુ બિચારા થીમોનિયરને ઇ. સ. ૧૮૫૯ની સાલમાં દરિદ્રાવસ્થામાં મરવું પડ્યું એવી ખબર પડે છે.

એણે બનાવેલું યંત્ર નીચે પ્રમાણે ચાલતું હતું —એના યંત્રમાં સ્ત્રીઓ જે પ્રમાણે ભરતકામ માટે સોય વાપરે છે તેવી સોય હતી. (જુઓ ચિત્ર ૧). સીવવાના પાટિયા નીચે દોરાની રીલ હોઇ, રીલમાંના દોરાનો એક છેડો એક ઠેકાણે મજબુત પકડી રાખવામાં આવતો. ચિત્ર ૧–આકૃતિ ૨ માં બતાવ્યા પ્રમાણે

સોય કપડામાં કાણું પાડી દોરાને ઉપર ખેંચી લાવતી, જેથી ચિત્ર ૧—આકૃતિ ૩ માં દર્શાવ્યા પ્રમાણે આંટી તૈયાર થતી. આ જ વખતે સોય ઉપરના ભાગના છેવટના છેડે પહોંચેલી હોવાથી તે નીચે ઊતરતાં, આંટી સોયના આંકડામાંથી છૂટી થઇ જતી અને આટલું થતાં જ કાપડ એક ટાંકા આગળ ખસતું. સોય, જે ફરીથી નીચે ઊતરતી તે પ્રથમની આંટીમાંથી ઊતરતી હોવી જોઇએ એ સ્હેજે ધ્યાનમાં આવશે. આવી રીતે જેને આપણે સાંકળીની સિલાઈ કહીએ છીએ તે તૈયાર થતી. (ચિત્ર ૧, આકૃતિ ૪) સેંટના યંત્રની સાંકળી નીચેના ભાગમાં આવે છે, અને થીમોનિયરના યંત્રથી તે ઉપરના ભાગમાં આવે છે—એટલો જ ફક્ત ફેર છે; બાકીનાં તત્ત્વો એક જ છે. સાંકળીની સિલાઇનો એક દોષ છે, અને તે એ કે તે સહેલાઈથી ઉકેલી શકાય છે, તે વાંચકના ધ્યાનમાં સહેજે આવી જશે.

(૫) હાથ-સિલાઇની નકલ:—હાથસિલાઇથી જેવી સિલાઈ મળે છે તેવી સિલાઈ યંત્રોથી મેળવવાનો પ્રયત્ન કોઇ પણ શોધકના ધ્યાનમાં આવે એ સ્વાભાવિક છે અને તેવા પ્રયત્નો થયા પણ હતા. પરંતુ તે સફળ ન થવાનાં કારણો એ કે, આવાં યંત્રો પર સિલાઇ બહુ ધીમેધીમે થતી અને તે પણ મજબુત ન થતી. હાથની સિલાઇની નકલ કરવાનો પ્રથમ પ્રયત્ન, વોશિંગ્ટનના ગ્રીનોગ નામના ગૃહસ્થે જોડા સીવવાના યંત્રમાં કર્યો. તેમાં બઇઝેથાલની બન્ને બાજુએ અણીવાળી સોયનો ઉપયોગ કર્યો હતો. [ચિત્ર ૨, આકૃતિ ૨] આ યંત્રમાંની બેવડી સોયની નીચે અને ઉપરની બાજુએ એક એક ચીપિયો હતો. યાંત્રિક યોજનાથી સોય જ્યારે એક પકડમાં સપડાયલી હોય ત્યારે બીજી પકડમાં તે છૂટી રહેતી. હવે ધારો કે સોય નીચેની પકડમાં છે; આ જ વખતે બીજી કોઈ પણ યાંત્રિક યોજનાથી સોય ચામડામાં ઘૂસી, બીજી બાજુએ બહાર નીકળે અને ત્યાં બીજી પકડમાં પકડાઇ જાય અને નીચેની પકડમાંથી છૂટે, એટલામાં ચામડું એક ટાંકા જેટલું આગળ ખસે. આવી રીતે ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ટાંકા મળી જતા.



ચિત્ર ૨

આકૃતિ ૧ થી ૫માં 'સ'=સોઈ; 'દ'=દોરો; 'ક'=કાપડ; 'પ'=પકડ; 'ચ'=ચકરડી.

ઇ. સ. ૧૮૪૩માં ન્યુયોર્કના મી. વીને કાપડને લાંબા લાંબા ટાંકા મારવાનું યંત્ર શોધી કાઢ્યું. એની રચના ચિત્ર ૨—આકૃતિ ૧માં બતાવેલી છે. ૬, ૧, ૬૨, આ દાંતાવાળા ચકરોથી કાપડ ચૂણી થઈને આગળ ખસતું; એમાં 'સ' આ ઠેકાણે સોય, ફક્ત અંદર ખોસતાં રહીએ કે લાંબા લાંબા ટાંકા મારી શકાય. આ યંત્ર ધોબી, રંગારી, અને ખડી

કામ કરનારા ઘણા વાપરતા. હાથમિલાઇના ટાકા માગવાનું તત્ત્વ, યન્ત્રમાં લાનવું કેમ અશક્ય થયું તેનું કારણ હવે વાંચકના ધ્યાનમાં આવ્યુ હશેજ

(૬) હન્ટ અને હોએ, એમનો પ્રયત્ન—આ પછી સીવણયત્રમા જે જે મહત્વની શોધો થઇ તે ઘણીખરી અમેરિકામાંજ થયેલી છે. તે સમયે આજના જેટલી જલ્દી ખબરો પ્હોંચતી નહોતી, તેથી અમેરિકામાના પ્રયત્નો સ્વતંત્ર હતા એમ કહેવાને કાંઈ હરકત નથી.

ઇ. ૧૮૩૪માં ન્યુયોર્કના હન્ટ નામના ગૃહસ્થે પહેલાની સાકળીના ટાકાની કલ્પના છોડી આજની સર્વમાન્ય થયેલી, તાળાના આકારના ટાકાની કલ્પના શોધી કાઢી આવા પ્રકારના ટાકાને ઇંગ્લીશમા (Lock-stich) કહે છે તેના યત્રમાની સોય જરાક વાકવાળી હોઈ, નાકુ અણીની પાસે જ હોય છે ચિત્ર ૧–આકૃતિ ૩, ૪મા આ યત્રનુ તત્ત્વ બતાવવામા આવેલું છે. તે ઉપરથી બે દોરા મળી સિલાઈ મળતી હોવાનુ આપણા ધ્યાનમાં આવશે. વાંકવાળો સોઈમાનો દોરા ઉપરનો હોઈ, સોયથી કાણુ પડ્યા પછી સોયની જલદગતી વડે આ ઉપરના દોરાની કપડાની નીચે આંટી તૈયાર થાય છે આ આંટીમાથી ચિત્રમા બતાવ્યા પ્રમાણે એક દોરાવાળી ગરેડી (Shuttle) સામેની બાજુએ જાય અને એટલામા સોય ઉપર ખેચાઇ જતી હતી સોયના દોરાથી થયેલી આંટી બન્ને કપડાની વચ્ચોવચ્ચ પડતી. પછી કાપડ એક ટાંકો આગળ ખસતુ ગરેડી પ્રથમના સ્થળે જતી અને ફરીથી ઉપરના પ્રમાણે કૃતિ થતી. ચિત્ર ૨–આકૃતિ ૪, 'જ' આ ઠેકાણે બન્ને દોરાનું ખેંચાણુ સરખું ન થવાથી કેવી સિવાઈ મળે છે તે બતાવે છે. ભલે ગમે તેમ હોય–પણુ હન્ટને પેટંટ લેવાની બુદ્ધિ વહેલા સૂઝી નહીં. ઓગણીસ વર્ષો પછી તેને આ બુદ્ધિ સૂઝતા એણે અરજી કરી જેના જવાબમા એને; એનો પેટંટ લેવાનો હક્ક જતો રહેવાનુ જણાવવામા આવ્યુ

આ જ સમયે હોએ નામના બીજા એક અમેરિકનનો પ્રયત્ન ચાલુ હતો. એ બોસ્ટનના એક કારખાનામા યાત્રિક હતો. તેના માલિક પાસે એક મોટી શ્રીમત વ્યક્તિ રોજ ગપ્પાં મારવા આવતી. સીવણયત્ર કાઢવાથી ખાત્રીપૂર્વક ખૂબ પૈસો મળશે એવી એ વ્યક્તિની સમજ હતી. માલિક મોટા કારખાનાદાર હોવા છતા પણ એણે આ વાતને હસી કાઢી હતી. પણુ હોએને એ એક દૈવી સદેશ પ્રમાણે લાગ્યુ–અને તે કામે લાગ્યો. એના વિષે ,બીજી એક રમ્ય વાત પણુ પ્રચારમા છે. એના ઘરની ગરીબીને લીધે, એની બૈરીને લોકોના સીવણુ, ટીપણુ વગેરે કરવુ પડતુ તેથી એની (બૈરીની) મહેનત ઓછી કરવાના હેતુથી તેનું લક્ષ સીવણયત્ર તૈયાર કરવા તરફ લાગ્યુ. એટલુ ખરુ કે સીવવાના યત્ર તરફ તેનું લક્ષ વળતાં જ શોધકોને માટે ઠરેલા નિયમ પ્રમાણે, લક્ષ્મીદેવીએ એના પરથી પોતાની કૃપા ઘણી જ ઓછી કરી નાખી. તેની કલ્પના તેના મગજમા જ રહી જાત–પરતુ તેના એક સન્મિત્રે તેને આવા સંકટ વખતે મદદ કરી. બદલામા હોએએ એને પ્રાપ્તિનો અડધો ભાગ આપવાનુ કબૂલ કર્યું એણે થોડા જ દિવસમા એક યત્ર તૈયાર કરી તેનાથી પોતાને તથા પોતાના મિત્ર માટે, એક એક ડગલો સીવ્યો. તેના યત્રનુ હન્ટના યત્ર સાથે ઘણું સામ્ય હતુ પરતુ તેની શોધ માત્ર તેની પોતાની જ હતી એ વાત નિર્વિવાદ છે

પેલા મોટા માણસે ઠરેલા ચિત્ર પ્રમાણે, યત્ર તૈયાર થયા પછી પૈસાનો વરસાદ પડશે એવી જે કલ્પના હોએ કરી હતી–તેજ પ્રમાણે કેટલાક વાંચકોએ પણ કરી હશે–તે ખોટી ઠરી. પહેલાં, લોકોને એ એક નવીન વસ્તુ છે એથી વધારે કઈ લાગ્યુ નહીં. એટલે તેણે પોતાના યત્રની કરામત બતાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો પાંચ દરજી એક કામ જેટલા

વખતમાં કરી આપતા તેનાથી અર્ધા વખતમાં તેટલું જ કામ સહેલાઈથી તે શરત સાથે કરી બતાવતો. લોકોને તેની ઉપ-યુક્તતા પસંદ પડી એટલે દરજીઓએ એટલી ધમાલ કરી કે અમેરિકામાં તેવું યંત્ર ચાલુ થવાની તેણે આશા જ છોડી દીધી. ઇંગ્લેન્ડમાં કદાચ એ ફાવશે એમ ધારી તે માટે તેણે પોતાના ભાઇને ત્યાંની પરિસ્થિતિ જોવા માટે મોકલ્યો. ભાઈએ ઇંગ્લેન્ડમાંનો પેટન્ટ-હક્ક, કાર્સેટના વિલિયમ થોમસ નામના કારખાનાદારને ૨૫૦ પૌન્ડમાં વેચ્યો. તેમાં એક શરત એવી હતી કે હૌએ ઇંગ્લેન્ડ આવી, તે યંત્ર બનાવવાના કામ ઉપર દેખરેખ રાખવા સારૂ નોકરીએ રહેવું જોઇએ. થોમસે તેને યોગ્ય પગારે દાખલ કર્યો. હૌએને પોતાનો ધધો બરોબર ચાલે છે એમ લાગવાથી તે બૈરાં-છોકરાંને ઇંગ્લેન્ડમાં લઇ ગયો. પરંતુ થોમસનો અને તેનો, એક બાબતમાં જલદી મતભેદ પડયો તેથી તેને બન્યું નહિ. થોમસ તેને કહેવા લાગ્યો કે એણે (હૌએએ) નાદુરસ્ત થઈ આવેલાં યંત્રોની દુરસ્તીના કામ પર દેખરેખ રાખવી જોઇએ. અને હૌએને એ ન ગમ્યું. તે પછી ઇંગ્લેન્ડમાં જ રહીને એકદમ જુદા પ્રકારનું યંત્ર તૈયાર કરવાનો હૌએએ પ્રયત્ન કર્યો; પરંતુ આ અદેખાઇને લીધે તેનો આ પ્રયત્ન નિષ્ફળ થયો અને અમેરિકાનો પેટંટ-હક્ક ગીરે મૂકી તેને માતૃભૂમિનો રસ્તો પકડવો પડયો. અમેરિકામાં આવતાં જ એને સીંગર આદિ અનેકોએ તેના પોતાના હક્કનું ઉલ્લંઘન કરી યંત્રો બનાવવાનો સપાટો લગાવ્યો હતો એવું દેખાયું. તેથી તે બધાને એણે કોર્ટમાં ખેંચ્યા અને દાવો કર્યો; જેમાં એ સફળ થયો અને તેના તત્ત્વ ઉપર તૈયાર થનારા દરેક યંત્ર ઉપર સ્વામિત્વધન (Royalty) આપવી, એવો ન્યાયાધીશે હુકમ કર્યો. તેના હક્કની મુદતમાં તેને ૨૦ લાખ ડોલર સ્વામિત્વધનના મળ્યાનો ઉલ્લેખ છે. ફ્રેન્ચ-સરકારને પણ તેની શોધ પસંદ પડવાથી સરકારે તેને એક પદક આપી તેનું સન્માન કર્યું.



ચિત્ર ૩
હૌએનું પહેલું યંત્ર

**(૭) હૌએના યંત્રની હજી થોડી વધુ માહિતીઃ**—હાલના બધા યંત્રોમાં સોય ઊભી ચાલે છે એ આપણને ખબર છે જ. જ્યારે હૌએના સૌથી પહેલાંના યંત્રમાં સીવવાનાં કપડાં ઊભાં ધરવામાં આવતાં અને સોય, લક્કડ ફોડનારાઓની કુહાડી લાકડું ફોડતી વખતે જેમ આગળ પાછળ થાય છે, તેવી જ રીતે લગભગ હલનારા એક નાના દાંડામાં બેસાડેલી હતી. નાકું, આજના સીવવાના યંત્રમાં વાપરવામાં આવતી સોયો પ્રમાણે, અણી પાસે જ હતું. આધુનિક યંત્રોમાં અને હૌએના યંત્રમાં, બીજી બધી બહારની બાબતમાં પુષ્કળ ફેર હશે તોપણ તેના યંત્રમાંની મૂળ કલ્પના એક પ્રચંડ વૃક્ષનાં મૂળિયાંની માફક કાયમ છે. તે આવી છેઃ-૧. સોયની અણીની પાસે જ નાકું. ૨. નીચેના અને ઉપરના દોરાની આંટીથી મળતા તાળાના આકારના ટાંકા (Lock-stich). ૩. દોરા એની મેળે સીવતો દોરે આપોઆપ આવતો જાય અને સીવતો જાય એવી યોજના.

(૮) હોંશિયાર વીલસનની યોજનાઓ:--હોએ પાવડાથી પૈસો ખેંચવા માંડ્યો એ જોતાંની સાથે બીજા અનેકની કલ્પનાશક્તિઓ જાગૃત થઈ, તેમાં વીલસન નામના સુથારનો મુખ્ય ઉલ્લેખ કરવો જોઈએ. પ્રથમ એક શોધ હાથ લાગ્યા પછી-તે પછીના શોધકોને પ્રથમના પેટટ-હક્કની કોઈ પણ પ્રકારે નકલ (Imitation) ન થાય એવા પ્રકારનું બીજું યંત્ર બનાવવું પડતું. એટલે પાછળના શોધકની બુદ્ધિ, પહેલા શોધક કરતાં વધારે છે એમ કહીએ તો વધારે પડતું ગણાશે નહીં વીલસને ઇ. સ. ૧૮૫૦ની સાલમાં જે બે યોજનાઓ ઘડી કાઢી તે ઘણી પ્રશંસાપાત્ર ઠરી અને તેને હોએના કરતાં વધુ પૈસો મળ્યો.




ચિત્ર ૪

(ડાબી બાજુથી જમણી બાજુ)

A. દોરાની બોબીન ઉર્ફે રીલ જેમાં હોય છે તે કવચ

B. બોબીન ઉર્ફે રીલ

C. આકડો અને રીલની યંત્રમાંની જગા

**પહેલી યોજના:**—એક ફરતી ચકતીના પરિઘની બાજુ-ઘસીને એવી રીતે બનાવેલી હોય છે કે ચકતી ગોળ ગોળ ફરતી હોય ત્યારે પરિઘની બાજુ, ઉપરના સોયના) દોરાથી બનેલી આંટીમાં જરાક સાધારણપણે ત્રણ ચતુર્થાંશ વર્તુળ સુધી અટકી, આંટીનો વ્યાસ વધારે છે. ત્યારપછી એક ચતુર્થાંશ જેટલા વર્તુળમાં આંટી, ચકતીની કક્ષામાંથી છૂટતી જઇ, બાજુમાં રહેલી—નીચેના દોરાવડે ભરેલી રીલના (Bobbin) કવચ (Case)ની આજુબાજુ પડતી જાય છે. રીલના કવચની ગતિ અને ચકતીની ગતિ એકબીજાની વિરુદ્ધ દિશામાં હોય છે. રીલકવચ, એક ગોળ પોલી વાટકી (કોપરાના આકારની) માં બધી બાજુએથી છૂટું હોય છે. તેથી જ્યારે આંટી સોયની ગતિ ઉપર હોય ત્યારે ખેંચાઈને બરાબર પીલાયે જાય છે ને ત્યારે આંટીમાં ફક્ત નીચેનો જ દોરો પકડાય છે. રીલનું ઢાંકણું (Bobbin case) જરા ઊંચકાય છે અને નીચે પડે છે.

**બીજી યોજના:**—સીવવાના પાટિયામાં સોયની નીચે એક દાંતાવાળી પટ્ટી ફરતી દેખાય છે તે ઘણાને ખબર હશે. આ પટ્ટી જુદી રીતે, ઉપરનીચે અને આગળપાછળ ખસતી હોય છે. શરૂઆતમાં તે ઉપર જાય છે અને કાપડને, સોય-પકડનાર લાંબા દાંડામાંથી આવેલી નાની પટ્ટીને દાબે છે. તેથી બંને કપડાં સખત (ફીટ) બેસવાથી સીવણ મજબુત થાય છે. ત્યારપછી પેલી પટ્ટી સમાન્તર ખસે છે. પટ્ટી ઉપર રહેલા દાંતાને લીધે કાપડ આગળ ખસે છે. પછી પટ્ટી પાટિયાની નીચે નમે છે અને કપડાને ખસાડતી વખતે જેટલી આગળ આવેલી હોય છે, તેટલી જ ખસીને પાછી પોતાની જગાએ જાય છે. આવી રીતે ગતિ મેળવવા માટે કેમ (Cam) નામના-સામાન્યરીતે પીપળાના પાનના આકારની ચકતીનો ઉપયોગ કરવો પડે છે.

(૯) સિંગરનું પગયંત્ર અને બીજી યુક્તિઓઃ—હૌએની કલ્પનાની નકલ કરનારો સિંગર કંઈ એકદમ ડોઓ નહોતો. એણે પણ એક-બે શોધો જોડીને સીવણયંત્રની સુલભતામાં વધારો કર્યો છે. યુરોપીય દેશમાં તો તેણે પોતાની વેચાણ ચાલાકીને લીધે સીવણયંત્ર એ દરેકે દરેક ઘરમાંની મામુલી વસ્તુ કરી નાંખી છે. અહીંયા પણ હવે મધ્યમ વર્ગના સુખી ઘરની સ્ત્રીઓને "સીવવાના સંચા"ની જરૂરિયાત ભાસવા લાગી છે. ખૂબ જાહેરાતથી, સુશોભિત અને મનોહર વેચવાનાં સ્થળોથી, હપ્તે હપ્તે યંત્ર મેળવવાની યોજનાથી, તેના યંત્રનો



ચિત્ર ૫

સિંગરનું પહેલું સીવણયંત્ર ઇ. ૧૮૫૧

આખી દુનિયામાં ફેલાવો થયો. પહેલાં નીકળેલાં બધાં સીવણયંત્રોને ગતિ આપવા માટે હાથથી જ કામ કરવું પડતું હતું. સિંગરની પગે ગતિ આપવાની યોજના એટલે ઉપરની અને નીચેની દોરીને આંટી પડવાથી, ( હૌએની ગરેડીને વીલસનની ફરતા આંકડાની યોજના બાદ કરતાં) કાઢેલી અર્ધ વર્તુળમાં-ચકરી અથવા ફરતી ગરેડીની યોજના છે.

(૧૦) યાંત્રિક શોધોની સમાલોચનાઃ—આધુનિક યંત્ર અને તેની માહિતી કોઇપણ ઠેકાણે જોવા મળવા જેવી હોવાથી તે વિષે લખતો નથી. ઉપરના લખાણમાં મુખ્ય શોધકોનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ફક્ત આજના યંત્રમાં સેંકડો શોધકોની શોધોનું એકીકરણ થયેલું છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. પહેલાંના શોધકોમાં દરજી તો હતા જ-તે સિવાય હૌએ જેવા યાંત્રિક પણ હતા. વીલસન અને ગ્રોવ્હર જેવા, આ યંત્રો સાથે જેમનો દૂરથી પણ સંબંધ થવો અશક્ય હતો એવા, એકદમ સ્ફૂર્તિ પામેલા લોકો પણ આ શોધકોમાં




ચિત્ર ૬

જર્મન વ્હેસ્ટા કંપનીનું હાથ યંત્ર.

થઈ ગયા; વીલસન સુથાર હતો જ્યારે ગ્રોવ્હર ખેડૂત હતો.

કપડાં, જોડા, ટોપીઓ, છત્રીઓ, ગાદીઓ, હોઝિયરી તથા કેનવાસની વસ્તુઓ વગેરે અનેક ચીજો તૈયાર કરવાના કારખાનામાં, જુદા જુદા પ્રકારનાં સીવણયંત્રો ઉપયોગમાં આવે છે. સીવવાના યંત્રમાં એકંદર બે હજાર પ્રકારો છે; એ ઉપરથી સઘળી કલ્પના આવી શકશે.

શારીરિક કષ્ટ ઓછું કરવા માટે હવે વિદ્યુતશક્તિની પણ મદદ લઈ શકાય છે.

ગાદીઓ જોડવાના યંત્રમાં સીવણયંત્ર ગાદી ઉપરથી ટાંકા મારતું મારતું આગળ ખસે છે.

એક એવું પણ યંત્ર છે કે જેમાં એક લાઈનમાં બાર સોયો ટાંકા મારવાનું કામ એકી વખતે કરે છે. આ યંત્ર એક મીનીટમાં વીસ હજાર ઉપર ટાંકા મારે છે.

---

# જીવન ઝરણ

પ્રભા

**મહારાણી** વિક્ટોરિયાને પુત્ર અવતર્યા પછી પ્રજાજોગ એક નિવેદન બહાર પાડવાનું હતુ મહારાણી પાસે એ નિવેદનની નકલ રજુ કરવામા આવી તેમા લખેલુ હતું. "મહારાણી અને પ્રીન્સ બન્ને સંપૂર્ણ સુખશાંતિમા છે "

મહારાણી એ નકલ લઈ પોતાના પતિ પ્રીન્સ આલ્બર્ટ પાસે પહોંચ્યા ને તેમની સોડમા ભરાતા હસીને કહ્યું, ' પ્રિયતમ, લેખકો તદ્દન મૂર્ખ હોય છે "

"કેમ?" પ્રીન્સ આલ્બર્ટે ચમકીને પૂછ્યુ

"જુઓને" મહારાણીએ નિવેદનની નકલ બતાવતા કહ્યુ, "આમા લખ્યુ છે કે, મહારાણી ને પ્રીન્સ બન્ને સુખશાંતિમા છે શુ આ ઉપરથી લોકો એમ ન ધારી બેસે કે મારી સાથે આપને પણ સુવાવડ આવેલી હશે "

પ્રીન્સ આલ્બર્ટે હસીને નિવેદનમા પ્રીન્સની આગળ ઇન્ફન્ટ (બાળક) શબ્દ ઉમેર્યો.

× × ×

કોશ્યા મગધની નામાંકિત ગણિકા હતી. તેનુ લાવણ્ય દેવોને પણ લલચાવે એવુ હતુ. પણ પોતાના પ્રિયતમ સ્થૂલિભદ્રના સંસારત્યાગ પછી તે સન્માર્ગે વળી હતી છતાં મગધપતિ નન્દે, તેના એ પરિવર્તનને ન ગણકારતા, પોતાના એક વહાલા કલાકારને એની પાસે મોજ માણવા મોકલ્યો

કલાકારે જોયુ કે કોશ્યામા ઉલ્લાસનો અભાવ છે તેને રીઝવવા તેણે રત્નજડિત પલંગમા પડ્યા પડ્યા ઝરૂખામાથી એક બાણ ફેંકી, દૂર બગીચામા આંબા પર ઝૂલતી કેરીની એક લૂંબ વીંધી નાખી ને એ લૂંબ જમીન પર પડે એ પહેલા જ, અર્ધચન્દ્રાકાર ગતિમા બીજુ બાણ ફેંકી, તેની મદદથી, એ મધમધતી લૂંબને ખેંચી લાવી તે પાસે બેઠેલી કોશ્યાના હાથમા મૂકી.

કોશ્યા કલાકારનો આશય પારખી ગઈ. તેના નયનમા વીજળીની ચમક ઊભરાણી. તેણે તરત જ દર્પણખંડમા સરસવનો ઢગ બનાવ્યો, તે ઢગ પર એક ઝીણી સોય ખોસી, એ સોય પર એક શિરીષપુષ્પ ગોઠવ્યુ ને પછી સોળે શણગાર સજી તે, તે પુષ્પ પર નાચવા લાગી ન સરસવ ડગ્યા, ન સોય ચમકી, ન કુસુમ છૂંદાયુ

કલાકાર તો મોમા આંગળા જ નાખી ગયો.

"ભાઈ," કોશ્યાએ કહ્યુ, "ચકિત કા બનો? પરમ કલા પાસે તો આ કલા કશી જ વિસાતમાં નથી "

"એ પરમ કલા કઈ?" કલાકારે ઊર્મિછલકતી જિજ્ઞાસા દર્શાવી

"સંયમ" સ્મિત ફરકતા મુખે કોશ્યાએ ઉત્તર દીધો.

× × ×

# છૂટાં ફૂલ

આખું જગત આજે બે ભાગમાં વહેંચાઈ ગયું છે. એક પક્ષે કૃત્રિમ લોકશાસનવાદ, અન્ય પક્ષે વિકૃત એકતંત્રવાદ. લોકશાસનપક્ષમાં મુખ્યત્વે બ્રિટન, ફ્રાન્સ, પોલાંડ ને અમેરિકા છે; એકતંત્ર પક્ષમાં જર્મની, ઈટલિ, રશિયા, જપાન ને સ્પેન છે. તે તે સ્વતંત્ર સત્તાઓનાં રક્ષિતરાજ્યોની પ્રજા શાસકે કેળવેલા વાદને અનુસરનાર હોઇ, પરતંત્ર જગત પોતપોતાના રાજકર્તાઓની મદદે દોડે છે. અમેરિકા, સ્પેન કે જાપાન જેવાં કેટલાંક રાજ્યો આજે ભલે તટસ્થ ગણાય, પણ એમને પણ પોતપોતાનાં રાજકીય ને સાંસ્કૃતિક હીતો જાળવવાને સમાનપક્ષે ભળ્યા વિના છૂટકોજ નથી. આ રીતે આખા જગતપર આજે યુદ્ધદેવતાનું તાંડવનૃત્ય ખેલાઈ રહ્યું છે.

લોકશાસનપક્ષ પાસ સંખ્યાબળ, કાચો માલ અને દ્રવ્યની વિપુલતા છે; એકતંત્ર પક્ષ પાસે દાનવી જુસ્સો, યંત્રબળ ને યુદ્ધપ્રિયતા વિશેષ પ્રમાણમાં છે. પરિણામે કોણ હારશે-કોણ જીતશે?– કહેવું મુશ્કેલ છે; પણ આ ઘર્ષણ અર્ધજગતને ખુવાર કરી નાખશે એની કોઈથી ના કહી શકાય એમ નથી.

આ ખુવારીનાં મૂળ ક્યાં છે?—આજનું જગત અને એનો શાસકવર્ગ ન્યાયનાં મૂળ તત્ત્વોને વીસરી ગયાં છે. આજનો લોકશાસનવાદ એ સાચું પ્રજાતંત્ર નથી, પણ કોઈ એક વ્યક્તિની શક્તિ, બુદ્ધિ અને સ્વદેશપ્રીતિ પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકવાની પ્રજાની અશક્તિનું અથવા તો એવી વ્યક્તિના અભાવનું પરિણામ છે. આજનો એકતંત્રવાદ સરમુખત્યારોનું એવું સ્વરૂપ સર્જે છે કે જે વ્યક્તિસ્વાતંત્ર્ય, મૌલિક બુદ્ધિવિકાસ કે શાંતિનો વિકાસ નથી થવા દઈ શકતું. લોકશાસનવાદ મૂડીવાદને જન્માવે છે; એકતંત્રવાદ લશ્કરવાદને પ્રેરે છે. લોકશાસનવાદી દેશોમાં રાજકર્તાવર્ગની ચૂંટણી ન્યાય, નીતિ, શક્તિ, બુદ્ધિ કે પરમ પ્રેમભર્યા વર્ગમાંથી નથી થતી, પણ જેઓ પ્રચાર કે પૈસાની છોળો ઉડાડી શકે છે તેમનામાંથી થઈ જાય છે. ત્યાં પ્રજાના સદ્‌ગુણો રાજકર્તાઓને નથી દોરતા, પણ રાજકર્તાઓએ વિકસાવેલા તે દ્રવ્યની કોથળીઓએ જન્માવેલા પ્રચારથી ભરેલાં વર્તમાનપત્રોએ પ્રેરેલી પ્રજા રાજકર્તાઓને દોરવાના ખોટા ગુમાની શિખરે ઊભી, આજ્ઞાપાલન અને શ્રદ્ધાનાં તત્ત્વો વીસરી જાય છે. એકતંત્રવાદમાં સરમુખત્યારો પ્રજાની ગુણદૃષ્ટિએ પ્રભુ નથી હોતા, લશ્કરી દૃષ્ટિએ આગેવાન હોય છે. તેઓ પ્રજાના સમગ્ર ગુણોનું એકીકરણ નથી કરી શકતા, પ્રત્યેક પ્રજાજનમાં પોતાનું પ્રતિબિંબ પાડવા મથે છે.—પરિણામે જ્યારે તેઓ આથમી જાય છે ત્યારે પ્રજામાંથી પ્રતિબિંબો અદૃશ્ય થતાં પ્રજા નિસત્ત્વ બને છે. આમ આજે ન્યાય અને સત્ત્વભૂલી સંસ્કૃતિઓના પરિણામે; પ્રચાર, પૈસો કે દાનવીબળ જગત પર શાસન ચલાવે છે ને નિર્બળ કે ગુણવાન પ્રજાઓને પોતાની ચક્કીમાં પીસી નાંખે છે.

ગત મહાયુદ્ધના વિજેતાઓમાં જો ન્યાયદૃષ્ટિ હોત તો આજનું યુદ્ધ જન્મ્યુજ ન હોત. વર્તમાન સરમુખત્યારોમાં જો શાંતિ અને વિશ્વાસ જન્માવવાની શક્તિ હોત તો એક ડાન્ઝીગને માટે આખા પોલાંડ અને જગતને ન સળગવા દેવાનું પોલાંડના રાજકર્તાઓને

સમજાવવામાં તેઓ સહેજે સફળ થઇ શક્યા હોત. પણ આજની સંસ્કૃતિઓનાં મૂળભૂત તત્ત્વોમાં એટલો વિકાર રમી રહેલો છે કે કુદરતને પાને, પરસ્પર ઘર્ષણથી એમનો નાશ જ નિર્માયો જણાય છે.

પચાશ કરોડની પ્રજા પર શાસન કરતા બ્રિટનને આઠ કરોડનું સંખ્યા બળ ધરાવતું જર્મની છંછેડી શક્યું છે કેમકે જર્મની જાણે છે કે એ પચાશ કરોડમાં માનજ કરોડ જીવતાં છે, તેનાળીશ કરોડ તો મુએલાં છે. જો બ્રિટને સાચો લોકશાસનવાદ દાખવ્યો હોત, જેના પર શાસન કરે એ દરેકના જીવનસુખની એણે જોખમદારી સ્વીકારી હોત, પ્રત્યેક પ્રજાજનના સ્વતંત્ર વિકાસને સંભવિત રાખ્યો હોત, પ્રજામાત્રને એકજ નજરે નિહાળી હોત; હીંદ નિસત્વ બને એ કરતાં તે સ્વતંત્ર બની જાય એને વધારે બહેત્તર ગણ્યું હોત, તો આજે જગતમાં એ અજીત હોત પાંત્રીશ કરોડ ગુલામ હિંદીઓના સ્વામી તરીકે આજે એની કોઇને દરકાર નથી, પાંત્રીશ કરોડ સ્વતંત્ર હિંદીઓના મિત્ર તરીકે જગતમાં એનું કોઈ નામ ન લઈ શકત.

આજે પરતંત્ર પ્રજાઓને જીવન નથી, સ્વતંત્ર પ્રજાઓને શાંતિ નથી. એકતંત્રવાદને પ્રજાસત્ત્વ નથી, લોકશાસનવાદને આત્મા નથી. પરતંત્ર પ્રજાઓની લૂંટથી સ્વતંત્ર પ્રજાઓ એવી ફાલી ગઈ છે કે તેમને ઇર્ષામૂલક આફરો ચડયો છે. પરિણામે જ્યાંસુધી વિજયનાં ગુમાન ન ભૂલાય, પરાજિત પ્રજાઓના જીવનના વિકાસની જવાબદારી ન સ્વીકારાય, ગુલામ રાષ્ટ્રોને ગળેથી ધીમેધીમે દૂર કરી વિજેતાઓના ભાર ઓછા ન કરાય, જીવમાત્ર પ્રત્યે રાજપિતૃધર્મ દાખવતો સંસ્કૃતિ–સમન્વય ન સધાય, ત્યાંસુધી જગત પર સુખનો સૂર્ય નથી પ્રગટવાનો. પરસ્પરના સર્વનાશના આશયથી ખેલાતાં યુદ્ધો જગતની કોઈપણ પ્રજાને સુખી નથી બનાવી શકવાનાં.

આજની પરસ્પરવિરોધી સંસ્કૃતિઓ માનવીને દેવ તો નથી જ બનાવતી, પણ એની માનવતા ઝૂંટવી લઈ, ઊલટો એને દાનવ બનાવી દે છે. યુદ્ધ માનવી માટે કદાચ અનિવાર્ય હશે પણ યુદ્ધને પણ પોતાની મર્યાદા અને સંયમો હોઈ શકે છે. આજનું યુદ્ધ માનવો નથી લડતા દાનવો લડે છે. તેમાં બિનલશ્કરી પ્રજાઓની પણ સલામતી નથી જળવાતી, શસ્ત્રનો સંયમ નથી સચવાતો, યુદ્ધના ધર્મ નથી પળાતા. સર્વસંહારની પ્રતિજ્ઞા લઈ ખેલાતાં દાનવી યુદ્ધો એ યુદ્ધ નથી, ખૂનોની પરંપરા છે.

× × ×

બ્રિટનનું પ્રજાબળ આજે નીચે પ્રમાણે છે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇગ્લાંડ | – ૩,૭૩,૫૪૯૧૭ | હિંદ | –૩૫,૧૩,૯૯૮૮૦ | ઑસ્ટ્રેલિયા | –૮૯,૫૬૧૭૯ |
| વેલ્સ | – ૨૫,૯૩૦૧૪ | બાકી એશિયા | – ૫૫,૫૭૨૦૩ | ઓસનીયા | – ૪,૧૨૫૪૬ |
| સ્કોટલેંડ | – ૪૮,૪૨૫૫૪ | ઉત્તર અમેરિકા | – ૧,૦૬,૬૫૯૨૨ | | |
| ઉત્તર આયર્લાંડ | – ૧૨,૫૬૩૨૨ | મધ્ય ,, | – ૫૧૩૪૭ | કુલ— | |
| પરચુરણ ટાપુઓ | – ૧,૪૨૩૬૯ | દક્ષિણ ,, | – ૩,૧૪૦૩૪ | | ૪૯,૪૮,૭૦૧૦૪ |
| બાકી યુરોપ | – ૩૫,૭૨૮૩૯ | વેસ્ટ ઇન્ડીઝ | – ૨૦,૫૦૩૫૧ | | |

યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાંડ, સ્કોટલેંડ, ઉત્તર આયર્લેન્ડ, ટાપુઓ )ની કુલ વસતી આજે તો ૪,૬૧,૮૯૧૭૬ માણસની છે. પણ એ વધારો તો છેલ્લાં સવાસો વર્ષમાં થયો છેઃ

| | | | |
|---|---|---|---|
| ઈ. સ. ૧૮૦૧માં | – ૨,૦૮,૯૩૫૮૪ | ઇ. સ. ૧૯૩૧માં | – ૪,૪૭,૯૦૪૮૫ |
| ,, ૧૮૬૧માં | – ૩,૧૪,૮૪૬૬૧ | વર્તમાન | – ૪,૬૧,૮૯૧૭૬ |

ઇંગ્લાડની આવક, તેની સમૃદ્ધિ, તેનો સોનાનો જથ્થો વગેરેમાં પણ છેલ્લા સવાસો વર્ષથી એટલો જ વધારો થતો આવ્યો છે તેમા પણ છેલ્લા કેટલાક વર્ષોથી તો એની હદ જ નથી રહી ૧૯૦૧નું તેનું સામાન્ય બજેટ ૨૮,૯૬,૪૧૦૬૭ પાઉંડનુ હતુ તે વધીને ૧૯૩૬મા ૧,૯૩,૯૨,૦૪૦૦૦ પાઉડનુ બન્યુ છે

૧૯૩૬મા તેનો સોનાનો જથ્થો ૧૯૮ ૦૧,૦૦૦૦૦ પાઉંડનો હતો તે ૧૯૩૭મા ૩૧ ૩૭ ૦૦૦૦૦ પાઉડનો બન્યો ને ૧૯૩૮મા તે ૩૨,૬૪,૦૦૦૦૦ પાઉંડની હદે પહોંચ્યો

× × ×

**પર્વો અને ક્ષમાપના—**

જગતનુ વાતાવરણ આજે ડહોળાઇ ગયુ છે, પ્રજાઓ અસ્થિરતાના જ્વાળામુખી પર ઊભી છે લોહીની તરસ સિવાય ક્યાય બીજી ભાવના નથી જણાતી—ત્યારે પણ હિંદી પ્રજા સંયમ જાગતીને શાંતિનો અને પુણ્યનો સંયમનો અને રસિકતાનો, અહિંસાનો અને પ્રેમનો માગ ઊજાળી શકે છે, પવિત્ર દિવસોની શાંતિથી ઉપાસના કરી શકે છે એ હિંદી સમાજ બધારણના ઘડવૈયાઓની બુદ્ધિપ્રભાના વિજયચિન્હ છે, શ્રદ્ધાનો અજબ નમુનો છે

સ્નાન, દાન તપ, સંયમ ને રસપૂર્વક શ્રદ્ધાળુ હિંદુ પ્રજાએ પવિત્ર અધિક શ્રાવણ માસ ઊજવ્યો તે પછી ગોકુલ અષ્ટમી—નંદકિશોરના રસિક, પ્રમલ અને વીરતાભર્યા જીવનના એ દિને પુણ્યગાન ગવાયા, હિંદના એ મહાન યોગીવરની હૈયાના દેવ તરીકે વાર્ષિક સ્થાપના કરાઇ

શ્રાવણ વદ બારસથી ભાદ્રપદ સુદ ચોથ—જૈનોનુ પવિત્ર અડવાડિયુ—મહાપર્વ પર્યુષણ જે પર્વ દરમિયાન શાંતિ અને સંયમ, તપ અને બ્રહ્મચર્ય, ભક્તિ અને પૂજન, ઉત્સવ અને નિર્દોષ આનદ સમાજની એકેએક વ્યક્તિને પ્રેમભર્યા સસર્ગમા લાવે છે, જે પર્વમા આદિનાથથી માડી પ્રભુ મહાવીર પર્યન્તના પરમ પુરુષવરોના પુણ્યગાન ગવાય છે, જે પર્વ ત્યાગીઓના-તપસ્વીઓના પૂજન કરાવે છે, સામાન્યોમા પણ સયમ પ્રેરે છે, જે પર્વ આખા વર્ષ દરમિયાન અણજાણમા પણ થયેલી ભૂલોની ક્ષમા મગાવી માનવ-હૈયા પરથી મેલ ધોઈ નાખે છે એ પર્વની પવિત્ર સ્મૃતિ સાથે અમે પણ પ્રત્યેક મિત્રની-વાચકની-જીવમાત્રની, જાણ્યે અજાણ્યે પણ થયેલી ભૂલ માટે, ક્ષમા માગીએ છીએ

## ખુલાસો:—

મુખ્ય લેખક અને વ્યવસ્થાપકની અનિવાર્ય ગેરહાજરી તેમજ શ્રાવણી તહેવારોને અંગે આ અંક પદરેક દિવસ મોડો બહાર પડે છે, એ જ કારણે આ અંકમા ચાલુ-ગ્રન્થ પરિચય, તારા તણખા, નોંધ આદિ—વિષયો લઇ શકાયા નથી, તેમજ બીજી પણ કંઇ ક્ષતિ રહી જવા પામી હોય તો—વાચકમિત્રો અને ગ્રાહકબન્ધુઓ એ દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ આવતા અંકે એ બધી ખોટ પૂરી પડાશે

## વિનંતિ—

જે જે સદ્‌ગૃહસ્થોને કે સસ્થાઓને 'સુવાસ' નમુનાના અંક તરીકે મોકલા છે તે તે બન્ધુઓ કે સસ્થાના સચાલકો 'સુવાસ'ના ગ્રાહક રહેવા-ન રહેવા સબધી પોતાની ઇચ્છા તરત લખી જણાવે એ ચાલુ વિનંતિ પ્રત્યે ફરીથી દરેક મિત્રનુ ધ્યાન ખેંચીએ છીએ અને એવા દરેક સદ્‌ગૃહસ્થ પાસેથી તે સબધી ત્વરિત ખુલાસાની આશા રાખીએ છીએ



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

संचालक

रतिलाल त्रिभुवनदास शाह

૧૯૯૫ : આશ્વિન [ સળંગ અંક ૧૮ ] વર્ષ ૨ : અંક ૬

# અનુક્રમણિકા

પુ. ૨ આશ્વિન : ૧૯૯૫ અંક ૧


| | | | |
|---|---|---|---|
| ૧ | મિત્ર યુગલને [કાવ્ય] ... | ... નાતમ. ... ... | ... ૨૫૧ |
| ૨ | કિરણનાં બાણ [કાવ્ય] | ... અરદેશર ફરામજી ખબરદાર | ... ૨૫૨ |
| ૩ | તેલુગુ સાહિત્યનાં બે રત્નો | ... ચીમનલાલ મેઘવી ... | .. ૨૫૩ |
| ૪ | આપણને હાંકી કાઢશે... | ... બારાસ .. | ૨૫૭ |
| ૫ | આશા [વાર્તા] ... | .. ભાનુશંકર નીલકંઠ આચાર્ય,... | ... ૨૫૮ |
| ૬ | માત્ર કૌમાર-ભંગે [કાવ્ય] | ... મૂળશંકર જોશી .. ... | . ૨૬૧ |
| ૭ | યુદ્ધ અને આર્થિક ઊથલ-પાથલ | નર્મદાશંકર હ. વ્યાસ ... | . ૨૬૨ |
| ૮ | ગ્રામસેવા ... ... | ... રમણલાલ વસંતલાલ દેસાઈ | .. ૨૬૭ |
| ૯ | સ્વાતિ-બિન્દુ ... | ... કાન્તિલાલ ગાંધી... ... | : ૨૭૦ |
| ૧૦ | જીવન ઝરણાં ... | ... પ્રભા ... ... ... | .. ૨૭૨ |
| ૧૧ | વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો ... ... | ... પં લાલચંદ્ર ભ ગાંધી ... | .. ૨૭૫ |
| ૧૨ | લાભચંદનો લાભ [વાર્તા] | ... ઈ ન .. ... ... | .. ૨૭૯ |
| ૧૩ | નેપાળ-સ્વર્ગસીડી ... | ... નરસિંહ ... ... | ... ૨૮૨ |
| ૧૪ | હિંદ-દર્શન .. ... | ... નિકોલસ રોરિક... | ... ૨૮૯ |
| ૧૫ | ગ્રન્થ-પરિચય . ... | ... ... ... ... | ... ૨૯૧ |
| ૧૬ | ગોચરી ... ... | ... ... ... ... | ... ૨૯૬ |
| ૧૭ | તારા-તણખા ... ... | ... ... .. ... | . ૨૯૭ |


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ ન ૩ | દોઢો ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ ન ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કવર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કવર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે

મુદ્રક અને પ્રકાશક મણિલાલ પુ મિસ્ત્રી બી એ
મુદ્રણ અને પ્રકાશનસ્થાન - આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૧-૧૦ ૩૯

# નિયમો—યોજના

' સુવાસ ' ને પ્રગટ થવાની નિશ્ચિત તારીખ અંગ્રેજી મહિનાની પાંચમી છે. પણ કેટલાક અનિવાર્ય સંયોગોથી, ગયા અંકની જેમજ, આ અંક પણ પંદર દિવસ મોડો બહાર પડે છે. આવતો અંક પણ તા. ૨૦ મી એ બહાર પડશે. આશા છે કે વાચકો આ ઢીલ માટે અમને દરગુજર કરશે. નિયમિતતા વધુમાં વધુ જરૂરી હોવા છતાં ' સુવાસ ' એને માટે પોતાના વિશિષ્ટ ધોરણનો ભોગ આપી શકે એમ નથી; પરિણામે એને થોડીક ઢીલ નભાવી લેવી પડે છે.

લેખકોને અમે અનેક પ્રકારે સગવડતાઓ આપી છતાં મોટા ભાગના લેખકો વાંચનાં પણ કંટાળી જવાય એવી કોટિની થોકડાબંધ વાર્તાઓ કે કવિતાઓ મોકલાવી આપે છે. તે પાછી મોકલતાં કે તેના લેખકો સાથે પત્રવ્યવહારમાં ઊતરતાં અનેક પ્રકારની મુશ્કેલીઓ નડે છે. એટલે એવા લેખો સંબંધમાં હવે અમે, તે પાછા મોકલાવવા માટે સાથે જ ટપાલ-ખર્ચ નહિ મોકલાવેલ હોય તો, કોઇ પણ પ્રકારની જવાબદારીમાં ઊતરીશું નહિ. આજ-સુધીમાં વધી પડેલ લેખોમાંથી કંઇક પણ યોગ્યતા ધરાવતા—લગભગ બધા જ, અમારા ખર્ચે, પાછા મોકલી દેવાયા છે. હવે પછી ઉપરનો નિયમ લાગુ પડશે.

' સુવાસ ' માં સ્થાન મેળવવા ઇચ્છતા લેખકોએ યાદ રાખવું ઘટે કે, તેઓ ચૂંટણી ગમે તે વિષયની કરી શકે છે પણ તેમાં તલસ્પર્શીતા, ભાષાશુદ્ધિ ને કલા એ અનિવાર્ય અંગો છે. વિદ્યાપીઠના કોશને ન સ્વીકારનાર પીઢ લેખકોને પોતાની સ્વતંત્ર જોડણી માટે છૂટ આપવામાં આવતી હોવા છતાં સામાન્ય સંયોગોમાં તો કોશની જોડણીને જ અનુસરવું જોઇએ. જવાબ આપવાયોગ્ય સ્વીકાર્ય લેખોની એક અઠવાડિયાની અંદર પહોંચ અપાશે. ને શ્રમપૂર્વક તૈયાર થયેલા કે સ્વીકારી શકાય એવી સ્થિતિના છતાં અવકાશના અભાવે એક-બે મહિનામાં પ્રગટ ન કરી શકીએ એવા લેખો અમારા ખર્ચે પાછા મોકલાશે.

લેખક, ગ્રાહક અને સહાયક-મિત્ર કે વાંચક—એ ત્રણે કોઇ પણ સામયિકનાં આવશ્યક અંગો છે. એ ત્રણેના માર્ગ વધારે સરળ બને અને એ ત્રણે એકમેકને તેમજ માસિકને મદદરૂપ થઇ પડે એવી સંગીન યોજનાઓ ઘડવાની અમારી ઉમેદ છે. એની પ્રાથમિક ભૂમિકારૂપે એ ત્રણેનાં વિશિષ્ટ મંડળો સ્થાપવા વિચાર્યું છે.

લેખકમંડળ—' સુવાસ ' ના અત્યારસુધીના અંકોમાં જે લેખકે ઓછામાં ઓછાં પંદર પાનાં લખ્યાં હશે અથવા સર્વોત્તમ કોટિનો ગણી શકાય એવો એકાદ પણ લેખ લખ્યો હશે તે દરેકને ' સુવાસ ' ના લેખકમંડળમાં ગણી શકાશે. નવા લેખકોમાંથી જે એમાં




अज्ञानतिमिरान्धानां ज्ञानाञ्जनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૮૫ : આશ્વિન [ અંક ૬


# મિત્ર યુગલને—

નોતમ

( વસંતતિલકા )

વ્હાલાં! તમે નવ હજૂ પ્રણયી તમારાં
છો હોય મુગ્ધ ઉર, જોબન બ્હાર ન્યારાં,
માનો ભલે ઉભય અંતર એકતારાં
સંવાદ સાધી રટતાં 'પિયુ', 'પ્રાણપ્યારા!'
હાથે કને પથર, ટાંકણું ને હથોડો
તેથી જ શું બની જઈશ હું શિલ્પી થોડો?
કે સાંભળ્યે મધુર ચંડુલગાન કંઠુ
શેલે સમો અમર શાયર થૈશ હું શું?
વ્હાલાં! તમે નવ હજુ પ્રણયી ભલે ના!
કિન્તુ ભવિષ્યમહીંયે તમ આત્મતારો
ના જાય મૂક થઈ, ચેતનનો ફુવારો
જો રે' વહંત કલકૂજત એકધારો,
ને ધૈર્ય ને પ્રણયથી મન, દેહ, હૈયાં
શ્રદ્ધાભર્યાં સતત કેળવવા મથો, તો
માધુર્ય, માર્દવ અને ઉર સૌન્દર્યમાંથી
કંડારી આપ શકશો નમૂનો કલાનો!

# કિરણનાં બાણ*

અરદેશર ફરામજી ખબરદાર

( રાગ માઢ–તાલ દાદરો )

અહો! આવે અંધારાં ઊડતાં,
કોઈ માંડો કિરણનાં બાણ!
અહો આભ આ ચાલ્યાં બૂડતાં
કોઇ તારો તણાતા પ્રાણ!— ધ્રુવ.

સૂર્ય શું અંતે ડૂબ્યો સદાનો,
ડૂબ્યા શું સર્વ પ્રકાશ?
આભનાં અંતરબળ શું ખૂટયાં ને
બૂઝાયા હૃદય હુતાશ રે?
કોઈ માંડો કિરણનાં બાણ!— અહો!

દિવ્યતા દિનની શું આખર દટાઈ,
સૂકાયા જ્યોતિના ધોધ?
અંધારે એવો શું આંટિયો કે આ
ભોંય પડયો દિનજોધ રે?
કોઈ માંડો કિરણનાં બાણ!— . અહો!

વાદળની ખરી પાંદડી, ને
ઊડયાં સૌ અવનિનાં તેજ;
આભ ઊનાં ઊનાં આંસુ વરસશેઃ
આખર એ જ શું હેજ રે?
કોઇ માંડો કિરણનાં બાણ!— અહો!

અંધારે અવનિ ને આભ ઢંકાશે,
ઢંકાશે આત્માનાં નૂર;
જ્યોતિની પાંખ શું એમ કપાશે?–
હાય! વિધાતા ક્રૂર રે!
કોઇ માંડો કિરણનાં બાણ!— અહો!

તારલા, આવો! ચંદ્ર, પધારો!
રાખો ઉર જ્યોતિની યાદ!
જ્યાં સુધી અંધારાં વીંધી ન ઉતરે
પાછો એ સૂર્યપ્રસાદ રે!
કોઈ માંડો કિરણનાં બાણ!— અહો!

---

* અપ્રકટ નાટક "મનુરાજ" માંથી

# તેલુગુ સાહિત્યનાં બે રત્નો

ચીમનલાલ સંઘવી

**શ્રી**નાથ—'એ આંધ્રપતિ! મને અંબર ને કસ્તુરી, કર્પૂર ને અત્તરો આપ. ને હું –સંગીતના સૂર રેલતી મોહક કન્યકાઓનાં ઝીણાં ચીરમાંથી ફોરતી એની માદક સુવાસમાં ઝીલ્યા કરીશ.'

**પોતન**—'કવિતા બાલકુમારી છે, આંબાની મંજરી સમી સુકોમળ છે. એને દુષ્ટ રાજાઓને ન વેચો. એ શરમભર્યાં વેચાણની રસવતી માણવાને બદલે કવિ ખેડૂત બને, બાળબચ્ચાંનાં પેટ પૂરવા મજૂર થઈ ખેતરોમાંથી કંદમૂળ ઉખેડે એ વધારે ઉમદા છે.'

ઉપર પ્રમાણે પરસ્પરવિરોધી વૃત્તિઓ દાખવનાર, એક રસરાજવી તો બીજો ભક્તરાજ, એક સરસ્વતીનો પ્રિયતમ તો બીજો એનો પુત્ર, એક નરપતિઓની સાથે જમનાર તો બીજો 'પ્રભુ, પ્રભુ,' પોકારતાં જંગલોમાં રોટલાના ટુકડાથી સંતોષ પામનાર, એક શ્રીનાથ બીજો પોતન–બંને તેલુગુ સાહિત્યનાં ઝગહળતાં સમકાલીન રત્નો છે. શ્રીનાથ ઇ. સ. ૧૩૬૫માં જન્મી ૧૪૪૦માં પંચત્વ પામ્યો, પોતન ૧૪૦૦માં જન્મી ૧૪૭૫માં સ્વર્ગે ગયો.

ચૌદમી-પંદરમી સદીમાં આંધ્રદેશની જાહોજલાલી અનુપમ હતી. ત્યાં રેડ્ડીવંશના રાજવીઓ રાજ્ય કરતા હતા. એ રાજવંશ કલા અને સાહિત્યનો, પ્રેમ અને ભક્તિનો, વીરતા અને સૌંદર્યનો, સ્થાપત્ય અને સંસ્કૃતિનો, શ્રમ અને મહત્તાનો પૂજક હતો. આંધ્રદેશ અને પ્રજાના વિકાસમાં એ રાજવંશનો ફાળો અનન્ય છે. જે જે દ્રવ્ય કે કલાની પોતાના દેશમાં તેમને નૈસર્ગિક ઉણપ જણાયેલી તે તે કલા કે દ્રવ્ય જ્યાં જ્યાં મળે ત્યાંત્યાંથી ખેંચી લાવી સ્વદેશમાં તેમણે તેનાં મૂળ રોપેલાં. ઉત્તરેથી અત્તરો, પંજાબમાંથી કપૂર, ગોવાથી કસ્તુરી ને દક્ષિણેથી મોતી લાવી–સંભવિત ઉદ્યોગોની દેશમાં સ્થાપના કરી આંધ્રને તેમણે સર્વાંગ સુંદર બનાવેલું.

એ રાજવીઓ કલા કે સાહિત્યના કેવળ પૂજક જ નહોતા. તેઓ પોતે પણ કલાકાર કે સાહિત્યકાર હતા. પંદરમી સદીની શરૂઆતમાં થયેલા વેમભૂપાળ નામના રાજવીએ શંકરાચાર્ય કૃત 'અમરૂશતક'ની ટીકા લખેલી છે. કુમારગીરી નામના રાજાએ એક વૃક્ષના પ્રચંડ થડને કોરી એમાંથી એક સ્વર્ગીય આનંદમહેલ બનાવેલો. પૃથ્વીને સ્વર્ગ બનાવવાની એ રાજાઓની ભાવના હતી, અને તે કેટલેક અંશે સફળ પણ થઇ. આવા રાજાઓના શાસનકાળમાં કવિ, કલાકાર કે સાહિત્યકારોને માટે વિકાસનાં દરેક દ્વાર ખુલ્લાં રહે એ સ્વાભાવિક છે.

આ રાજાઓની વિદ્વત્સભા, વિક્રમ કે ભોજની રાજસભાની જેમ કવિરત્નોથી હરહંમેશ ભરેલી જ રહેતી. પણ એ બધા કવિઓમાં અમર નામના રાખી જનાર, પોતાની પાછળ અપૂર્વ કૃતિઓ મૂકી જનાર શ્રીનાથ ને પોતનનું સ્થાન તો અનોખું જ છે.

શ્રીનાથ તેજસ્વી, સોહામણો, વિલાસી, મળતાવડો ને ગર્વની મૂર્તિ સમો હતો. પોતન શાંત, વૈરાગ્યશીલ, સમભાવી ને એકાંતવૃત્તિનો હતો. શ્રીનાથે બાળપણથી જ કવિતાદેવીને

ચરણે ઝૂકાવ્યું. પોતન સંસારથી વિરક્ત થઈ શિશુ વયે જ સંયમ સાધવાને જંગલમાં ચાલ્યો ગયેલો—જ્યાં એક યોગીની પ્રેરણાથી તેના હૃદયમાં છૂપાયેલી સરસ્વતી પ્રભુના નામે પ્રકટી નીકળી, અને તેલુગુ ભાષાને પ્રેમભક્તિભરી કવિતાનો ભંડાર મળ્યો.

શ્રીનાથની પહેલી કૃતિ સપ્તસતિ—જેણે આંધ્રના વિદ્વાનોને ચકિત કરી મૂકેલા. તે પછી તેણે યુવાનવયે જ શ્રીહર્ષના સંસ્કૃત મહાકાવ્ય નૈષધનો "શૃંગારનૈષધ"ના નામે તેલુગુ ભાષામાં અનુવાદ કર્યો; ને તેની કીર્તિ હિંદભરમાં ફરી વળી.

તે સમયે સંસ્કૃત મહાકાવ્યોને અપૂર્ણ લેખાતી પ્રાંતિક ભાષાઓમાં મૂળનો ગૂઢાર્થ, શબ્દચમત્કૃતિ, રંગદર્શન, કવિતપ્રવાહ, પ્રફુલ્લતા અને સુમધુર પ્રભાવ જાળવીને, ઉતારવાં અસંભવિત ગણાયેલાં; અને આજ સુધી એ ગણતરી કાયમ જ છે.' અને તેમાં પણ નૈષધ મહાકાવ્ય તો અર્થબાહુલ્યમાં એટલું અનેકરંગી છે કે તેને બીજી ભાષામાં ઉતારવું તો શું, સંસ્કૃત ભાષાના સંપૂર્ણ અભ્યાસ અને કાવ્યશીલનશક્તિ વિના મૂળમાં જ એને સમજવું મુશ્કેલ થઇ પડે. આ કાવ્યનો શ્રીનાથે કરેલો અનુવાદ કેવળ ભાષાંતર જ નહોતું, મૂળનું સુમધુર પ્રતિબિંબ હતું. કયાંક કયાંક તો એ મૂળની છટાને પણ ટપી ગયેલું છે. ગુજરાતીમાં જે સ્થાન કેશવ હ. ધ્રુવના 'ગીત ગોવિન્દ'ના અનુવાદનું છે તે કરતાં પણ તેલુગુમાં 'નૈષધ'ના એ અનુવાદનું વિશેષ સ્થાન છે. શ્રીનાથના યુગમાં મૂળ કાવ્યમાં કેટલીક અશુદ્ધિઓ કે ત્રુટિઓ પ્રવેશી ચૂકેલી પણ પાછળથી એનું સંશોધન થતાં જણાયું છે કે શ્રીનાથનો અનુવાદ એ ત્રુટિઓવાળા કાવ્ય કરતાં સંશોધિત કાવ્યની વધારે સમીપ છે.

નૈષધના એ અનુવાદ પછી તો શ્રીનાથ આંધ્રનો પ્રિયતમ થઈ પડયો. આંધ્રપતિએ તેની મિત્રતામાં ગૌરવ નિહાળ્યું. શ્રીનાથની કલમને પણ ઉત્સાહભર્યો વેગ મળ્યો. તેણે 'મરૂત્તરાત ચરિત્ર', 'ભીમેશ્વર પુરાણ', 'કાશીખંડ', 'પંડિતારાધ્ય ચરિત્ર,' 'શિવરાત્રી માહાત્મ્ય,' 'હરવિલાસ,' 'વલ્લભાભ્યુદય,' 'શૃંગારદીપિકા,' 'વીદ્દિ નાટક' અને 'પલ્નાટી વીર ચરિત્ર' વગેરે ગ્રન્થો એક પછી એક તેલુગુ સાહિત્યને ચરણે ધરવા માંડયા.

આ દરેક ગ્રંથમાં વીર કે કરુણ, શૃંગાર કે વિનોદ–રસ તેના પરમસુંદર સ્વરૂપમાં વહે છે. કયાંક તે સરિતાની જેમ શાંત બને છે, કયાંક સાગરની જેમ ઘૂઘવી ઊઠે છે. શ્રીનાથની એકેએક કૃતિનું દર્શન કરાવવાને તો એકાદ ગ્રન્થ જોઇએ; એટલે તેલુગુ સાહિત્યમાં અમર અને અપૂર્વ લેખાતી તેની એ મૌલિક કૃતિઓ—'વીદ્દિનાટક' અને 'પલ્નાટી વીર ચરિત્ર'નાં દર્શનથી જ સંતોષ પામીશું.

'વીદ્દિનાટક' વારાંગલની સામાજિક સ્થિતિ વર્ણવે છે. તેમાં ત્યાંનાં રસમંદિરો ને ગણિકાગારો, કુસુમબજારો ને વિલાસભવનોનું આબેહૂબ ચિત્રદર્શન કરાવાયું છે. તેની પંક્તિઓમાંથી ફૂટતી માદક શૃંગારની ખુશબો પ્રફુલ્લ ને મોહક લાગે છે. કયાંક કયાંક કવિ શૃંગારને ઉંચલે પાટલે જઇ બેસે છે. કુસુમનાં બાણુ ગૂંથતી લલનાઓનાં વદનને પ્રેમભરી જ્યોતે ચમકાવતાં તે વિલાસની પણ હદ ઓળંગી જાય છે. હાસ્યરસ પણ આ કૃતિમાં એટલો જ ખીલી ઊઠેલો છે. પ્રૌઢાઓનાં ગાંભીર્યને કે રસિકાઓના ઉકળાટને વિનોદથી મઢવાની કવિની કલા સિદ્ધહસ્ત જણાય છે. કવીનાં રસ અને લાલિત્ય, પ્રભા અને માધુર્ય, શૃંગાર અને વિનોદ આ કાવ્યમાં તેના પરમસુંદર સ્વરૂપમાં ખીલી ઊઠયાં છે. કાવ્ય આટલું રસભર છતાં તેનો પ્રવાહ સરિતાની જેમ મધુર–રૂપેરી પટે વહ્યા કરે છે. શૃંગારિક છતાં તે કયાંય પણ વિશેષ પડતાં વર્ણન કે અલંકારની હારમાળાથી લચકાઇ નથી જતું.

'પલ્નાટી વીર ચરિત્ર' એ વીરરસથી છલકતું ગીતકાવ્ય છે એમાં વર્ણવાયેલ વીરોની પૂજા તેલુગુ પ્રદેશમાં હજી પણ ગ્રામ્યપ્રજાને મન વાર્ષિક ઉત્સવનો વિષય છે કાવ્યનો પ્રધાન વિષય બે રાજવંશો વચ્ચે ખેલાયેલ યુદ્ધ છે કાવ્યમાંના કેટલાક સ્ત્રીપાત્રો ને કેટલાક પ્રસંગો અપૂર્વ અને વિશદ કલાના પ્રતીક સમા છે કાવ્યની છંદરચના એટલી મધુર છે કે ગેયકાવ્ય તરીકે એનું સ્થાન અનન્ય છે. કાવ્યમાંના વીરો દંતકથાઓમાંથી ચૂંટાયેલ હોવા એ વિષય પર તેલુગુમાં કશું જ પુરોગામી સાહિત્ય ન હોઈ આ કાવ્ય એ શ્રીનાથની સ્વતંત્ર-મૌલિક કૃતિ છે

આ કાવ્યના બે સ્ત્રીપાત્રો તેલુગુ સાહિત્યમાં અપ્રતિમ સ્થાન ધરાવે છે એક નાયકુરાલુ, બીજી મચાલા નાયાકુરાલુ એ તેજસ્વી અને પ્રૌઢ સૌન્દર્યવતી અને પ્રતાપી વ્યક્તિત્વે ચમકતી રેડીરાજવંશિની સાલવિધવા છે તેની સુકુમારતા વિસ્મયા વગર જ કરમાઈ ગઈ છે, રૂપવતી તરીકે તેનું આકર્ષણ અસંભવિત હોય છે છતા તેના પ્રભાવથી ખેંચાયેલ અને ખીજવાયેલ બીજા રાજવંશ સાથે રેડીવંશને યુદ્ધમાં ઊતરવું પડે છે નાયાકુરાલુનો સાથે પ્રચંડ ને વિશાળકાય છે, તેના નયનમાંથી દઝાડતો પ્રતાપ વર્ષે છ યુદ્ધમાં વૈરીઓને જ્યારે એક પર્વતઘાટમાંથી પસાર થવાનું હોય છે ત્યારે ટેકરી પર ઊભેલી એ તેજસ્વિની સ્ત્રી સૈન્યને એવી અચૂક દોરવણી આપે છે, એટલું વ્યક્તિગત શૌર્ય દાખવે છે અને એટલી વિચક્ષણતા દર્શાવે છે કે દુશ્મનસૈન્ય તોબા પોકારી જાય છે આ યુદ્ધ પ્રસંગે શ્રીનાથે દોરેલો એના વ્યક્તિત્વનો વિરામ રણચંડી અને દેવાંગનાના પ્રભાવિક સુમેળ સમો લાગે છે

મચાલા એક અજબ સૌન્દર્યમૂર્તિ છે તેની મોહકતા તેનું યૌવન ને તેની તેજભરી સુકુમારતા યોગીને પણ ચળાવવાનું સામર્થ્ય ધરાવે છે પણ રાજકુમાર-પતિએ તેને પરણીને તરત તજી દીધેલી છે યુદ્ધના અવસરે જ્યારે સૈન્ય હોમાઈ ગયું હોય છે ને યુવાન કુમારોને પણ સમરભૂમિ પરથી તેડું આવે છે ત્યારે તેનો પતિ યુદ્ધમાં જતા, તે પ્રદેશના આચાર પ્રમાણે, પત્નીની અનુમતિ લેવા આવે છે તે પળે એ પતિને મચાલાનો સૌન્દર્ય પ્રભાવ સમજાય છે હવે પત્નીથી એક પળ પણ વિખૂટો પડવાને તે અસમર્થ બને છે. મચાલા એક ક્ષણ માટે આનંદાશ્રુ અનુભવે છે. પતિની સાથે તે તન્મય બને છે પતિ તેને રાજમહેલના આંતરિક ભાગમાં ખેંચી જાય છે. મચાલા તેને શયનભવન સુધી અનુસરે છે, તે પતિની સોડમાં ભરાય છે, પણ બીજી જ પળે ભાનભૂલ્યો પતિ યુદ્ધથી વિમુખ થઈ ગયો છે તે જોતા જ, તેને પોતાનો ધર્મ સમજાય છે તે તત્ક્ષણ પ્રતાપી વ્યક્તિત્વે દઝાડતી દેવાંગના સમી બને છે, પતિને વીરરસથી છલકતી વાણીમાં તેની નૈતિક ફરજ સમજાવે છે ને પરિણામમાં પતિને એને સ્પર્શ્યા પણ વિના સમરભૂમિ પર દોડવું પડે છે. આ પ્રસંગનું શ્રીનાથે દોરેલું શબ્દચિત્ર એટલું આસેતુહિમ ને અપૂર્વ છે કે તેલુગુ સાહિત્યમાં તેનું સ્થાન મોખરે છે એ વર્ણને અનેક બાયલાઓને પુરુષ બનાવ્યા છે, વિલાસીઓને વીર બનાવ્યા છે, જડહૈયાને શૃંગાર અને વીરરસનો આસ્વાદ કરાવ્યો છે

શ્રીનાથનું જીવન બીજી પણ અનેક રીતે અપૂર્વ છે ફ્રેન્ચ સાહિત્યમાં વોલ્ટેર કે અંગ્રેજીમાં બર્નાર્ડ શોની જેમ તીખા-તમતમતા શબ્દબાણોથી તે પુરોગામી ને સમકાલીન લેખકોની ઠેકડી ઉડાવતો તેની વક્તૃત્વશક્તિ પણ અજબ હતી રાજાઓની એને મિત્રતા ગમતી પણ જો તેઓ સ્વામીપણાનો દાવો કરવા આવે તો એમની પણ પરવા ન કરવા જેટલો એ તેજસ્વી હતો

એ સમયના આંધ્રમાં ડીંડીમ ભટ્ટ નામે એક વિદ્વાન વસતા. તેઓ સાહિત્યિક અને વ્યાકરણી તરીકે પોતાને અનન્ય લેખતા અને લેખાવતા. પોતાનું એ અદ્વિતીય અને વિજયી સ્થાન સૂચવવાને તે પોતાની સાથે શંખ ને ઢોલ ફેરવતા. રૂઢિવાદી સાહિત્યકારોના એ નાયક હતા. શ્રીનાથ એક સમયે ચિરંજીવ સાહિત્યકાર તરીકે પોતાની એક કૃતિમાં વ્યાકરણની હદ ઓળંગી ગયો. રૂઢિવાદિ સાહિત્યકારોએ એ કૃતિને ઉતારી પાડી કવિને વાદ માટે આહ્વાન આપ્યું. સાહિત્યકારોનું આ માનસ જોતાં શ્રીનાથનો તેજસ્વી સ્વભાવ ભભૂકી ઊઠયો. તેણે રાજસભામાં ડીંડીમ ભટ્ટ અને તેના પક્ષકારો સાથે કલાકો સુધી વાદ કર્યો અને તેમને હરાવી-તાળા પોકરાવી, પોતાના પર મુકાયલ દોષને ઉખેડી નાંખી તેણે ડીંડીમ ભટ્ટનું નગારૂં ફાડી નાખ્યું, તેનો શંખ તોડી નાંખ્યો.

શ્રીનાથનો વૈભવ પણ દેવોને છાજે એવો હતો: રાજભવન સમા પ્રાસાદમાં તે નિવાસ કરતો; સોનાના વાસણોમાં ભોજન કરતો; ઉપવનમાં ટહેલતો; અત્તરોથી સ્નાન કરતો; અપ્સરા સમી સુંદરીઓના સંસર્ગમાં રહેતો. પણ એનો અંત કરુણ નીવડયો. લાંબા આયુષ્યે પણ એને દગો દીધો ગણાય. એના રાજવંશી મદદગારો એક પછી એક અવસાન પામતાં એને નભાવનાર કોઈ ન રહ્યું. એનું દેવું વધી ગયું. તેલુગુ સાહિત્યકારો તો એના પર કચવાયેલા જ હતા. પરિણામે દેવા અંગે એને બેડીઓ પહેરાવી બજારમાં ઘસડવામાં આવ્યો. છતાં એનો ગર્વિષ્ઠ સ્વભાવ એ સમયે પણ મંદ ન બન્યો. એ પ્રસંગે, મૃત્યુને નજદીક ને નજદીક નિહાળી તે બોલ્યો:-

'શ્રીનાથ પંચત્વ પામે છે. સ્વર્ગના કવિઓનાં હૈયાં એને આવતો સાંભળતાં જ ફફડી ઊઠયાં છે, અપ્સરાઓ એને વધાવવાને હાર ગૂંથી રહી છે.'

અને આ રીતે, મહાકવિ માઘની જેમ, આજીવન વૈભવી છતાં અંતમાં દરિદ્ર એવો, આંધ્રનો આ મહાન રસકવિ ૭૫ વર્ષની વયે અવસાન પામ્યો.

રસકવિ તરીકે તેલુગુ સાહિત્યમાં જે સ્થાન શ્રીનાથનું છે એ જ સ્થાન ભક્તકવિ તરીકે પોતનનું છે. નાની વયે જ તે વનવાસી બન્યો. તેના હૃદયમાં છૂપાયેલ કવિતાનું ઝરણ એક યોગીની પ્રેરણાથી ખીલી નીકળ્યું. તેણે ભાગવતનો તેલુગુમાં અનુવાદ કર્યો. રસિકોને શ્રીનાથના નૈષધના અનુવાદ જેટલો જ ભક્તોને ભાગવતનો આ અનુવાદ પ્રિય થઈ પડયો. હિંદીમાં જે સ્થાન તુલસીકૃત રામાયણનું જ છે એ જ સ્થાન તેલુગુમાં પોતનકૃત ભાગવતનું છે.

પોતનની ભાષામાં કાન્તિ છે, પ્રભુત્વ છે, ઊછળતા સાગર સમું જોમ છે. એના શબ્દે શબ્દે શ્રદ્ધા અને પ્રાણને જગવતો સુમધુર રણકાર ઊઠે છે. ભક્તિ અને ચૈતન્ય સિંચતી એની સજીવ કવિતા મધુર ગેયતાથી આંધ્રના લાખો કુટુંબોમાં જીવનનું ગાન થઈ પડી છે. એ કવિતામાં પ્રભુના ચરણને સ્પર્શતું પ્રેમઝરણ પરમ રમણીય સ્વરૂપમાં વહ્યા કરે છે. પોતનને, બાણની જેમ, સમાસગૂંથણી પ્રત્યે વિશેષ પ્રેમ જણાય છે. પરિણામે તેની કવિતા કેટલેક ઠેકાણે એવી ગહન બની જાય છે કે અખંડ વિચારધારાને પણ તે ગુંચવાવી નાખે.

છતાં ભાગવતના દશમસ્કંધનો અનુવાદ એ કાવ્યના સુરેખ નૈસર્ગિક ઝરણનું આબેહૂબ પ્રતીક છે. તેમાં શ્રીકૃષ્ણની શિશુલીલા, નિર્દોષ આમ્યજનતા અને યમુનાતટની મોહક રમણીયતા એવા સરસ સ્વરૂપમાં વર્ણવાયાં છે કે ગમે તેવાં રસિક હૃદયોને પણ તે મુગ્ધ

બનાવી દે. પોતનની કવિત્વશક્તિનો એ મુદ્રા નમૂનો છે, તેલુગુ સાહિત્યનું એ સર્વશ્રેષ્ઠ ભક્તિકાવ્ય છે.

પોતન ભક્ત છતાં પોતાની કવિત્વશક્તિનું તો તેને શ્રીનાથના જેટલું જ અભિમાન હતું. સરસ્વતીપુત્ર સમા કવિઓને રાજાઓના છત્ર નીચે વિલસતા જોઈ તેનો આત્મા કકળી ઊઠતો; તે સરસ્વતીને ઉદ્દેશીને વારંવાર કહેતો—

'ઓ મા, સરસ્વતી! તારી વીંધાયલ છાતીને ક્ષારથી ભીંજવતા તું વારંવાર આંસુઓ કેમ સારે છે? હું તો તને રોટલાના ટુકડા માટે ભૂપતિઓને નહિ જ વેચું।'

તેણે પોતાની આખી જિન્દગી પ્રભુભક્તિમાં વીતાવી શ્રીનાથે વૈભવ જોયો, એમ દરિદ્રતા પણ જોઈ પોતને જીવનની છેલ્લી ક્ષણ સુધી પ્રભુપૂજનનેજ પોતાનું ઐશ્વર્ય માન્યું ×

---

## આપણને હાંકી કાઢશે*–

સુશોભિત સ્થાનિક હોડીઓમાં અમે હિંદ–પોન્ડીચેરીના રમણીય કાંઠે ઊતર્યાં તે જ પળે ભૂતકાળમાં અનુભવેલી અમારી બધીજ મુશ્કેલીઓ વીસરાઈ ગઈ. ત્યાંની આરોગ્યવર્ધક અને સુખદ સુમદ આબોહવાએ અમને સ્વર્ગનો અનુભવ કરાવ્યો–અમારી એક ઉમેદ એણે અણપૂરી ન રાખી.

અહીં જ અમને મહાન પ્રજાની લાક્ષણિકતાઓનો–સ્વર્ગીય ભૂમિના સ્વરૂપનો ખ્યાલ આવ્યો. આ નગરની બાંધણી ભવ્ય અને કલ્પનાતીતરતી છે તેના રસ્તાઓ સુંદર, પહોળા અને બંને કિનારે અમૃતમય છાયા વર્ષાવતા રમણીય વૃક્ષોથી ગૂંથી લીધેલા છે નગરજનો સૌજન્યશીલ અને માયાળુ સ્વભાવના છે. ખરી રીતે તો તેઓ અપૂર્ણતાની એ હદે પહોંચ્યા છે–જે હદ કોઇ પણ સુસંસ્કૃત રાષ્ટ્રને એના પરમ રમણીય–તેજભર સ્વરૂપમાં ઝળકાવે

આ આખી પ્રજા વિરલ શાંતિથી ઓપતી છે અને એનામાં કકાસના બીજ રોપવાને યુરોપીય પ્રજા અહીં જો ન ઊતરી આવી હોત તો તે યુગો સુધી સુખ અને આનંદમાં મહાલતી જીવી શકત વહેલા યા મોડા, આ મહાન પ્રજા, પરધૂસરી વહવાને અશક્ત થઈ, એવો સજીવ બળવો જગાવશે જે આપણને એમના સ્વર્ગીય દેશમાંથી હાંકી કાઢશે.

બારાસ

---

× આ લેખમાં મુખ્ય આધાર, પ્રો. રાયપ્રોલુ સુબા રાવની, 'Triveni'માં પ્રગટ થતી, Leader and Landmarks of Telugu Literature નામની લેખમાળામાંથી લેવાયો છે

* નેપોલિયનને ગાદીએ લાવનાર ફ્રાન્સના મહાન સેનાપતિ અને ફ્રાન્સના બારાસે હિંદપ્રવાસ દરમિયાન, તા ૨૫–૫–૧૭૭૭ના દિવસે, લખેલી પોતાની ખાનગી નોંધપોથીમાંથી.

# આશા

ભાનુશંકર નીલકંઠ આચાર્ય

"કુમાર......કુમાર."

"કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહિ.

"કુમાર......" ફરીથી સાંકળ ખખડી.

"કોણ ?" નિદ્રામાંથી ઊઠેલ યુવકનો તિરસ્કારભર્યો અવાજ સંભળાયો.

"આશા."

"અત્યારે, મધ્યરાનીએ! કેમ મને મારવા આવી છે ?"

"નહિ! તને બચાવવા આવી છું."

"ચાલી જા. મને જીવન કે મરણ કશાની પરવા નથી."

"કુમાર...ઇશ્વરને ખાતર ઉઘાડ. મ્હારૂં સાંભળ."

બારણું ઊઘડયું. એક યુવતીએ અંદર પ્રવેશ કર્યો. અવ્યવસ્થ કપડાં, અનિશ્ચિત રીતે ફરતી ચક્ષુઓ, અને ઇલેકટ્રીકના દીપકમાં ચમકતું તેનું તામ્રવર્ણું મુખ તેના હૃદયમાં બળતી વિહ્વળતાની જ્વાલાનાં સાક્ષી હતાં. ન્હાની શી ઓરડીમાં કુમાર એક ખાટલા પર બેઠો હતો.

"કુમાર! હજી ઊંઘે છે? આજે સાંજે બેન્કમાં ચોરી થઈ છે. મેનેજરને તારા પર શક છે: અત્યારે જ મેનેજરને મળી આવ અગર તો સવારમાં પોલીસ તને કેદ કરશે."

"આશા! હું પોલીસથી ડરતો નથી. આજે હું નિર્ભય બન્યો છું. હવે કદાચ પોલીસ મારાથી ડરશે."

"એટલે ?"

"એટલે એ જ કે હવે હું મનુષ્ય મટીને પિશાચ થયો છું. આશા! બેવફા સ્ત્રી! મેં તને ઈશ્વરની માફક પૂજી; ત્હારા પર પ્યારનો અભિષેક કર્યો. તારે ખાતર મારી ઇજ્જત અને અભિલાષાઓને મેં ઠોકરે મારી: અને આખરે તું તારા–નારી જાતિના સ્વભાવ પર ગઈ." ખાટલા પરથી ઊઠી ઊશ્કેરાઇને કુમારે કહ્યું.

"કુમાર તું ખરેખર ચોર છે ?"

"હા! દશ હજારની ચોરી મેં કરી છે. કુમાર કુમાર ન કર. તારો કુમાર તો અદશ્ય થયો છે, આજે તો આ નરપિશાચ તારી સમક્ષ ઊભો છે."

આશાના હૃદયના ચૂરા કરવાને આ શબ્દો પૂરતા હતા. તેનાં નેત્રોમાથી અશ્રુઓ વહેવા લાગ્યાઃ એકદમ દોડી તે કુમારના પગે પડી.

"કુમાર! મને માફ કર. મેં તો મારી ફરજ બજાવી હતી."

"તારી ફરજ! શું ?"

"એ જ કે મારે ખાતર તારી ઇજ્જત પાયમાલ થતી જોઇ મેં તારાં માતપિતાને પ્રસન્ન કરવા અનિચ્છાએ પણ તારો અનાદર કર્યો; તારી પાસે અસંભવિત માગણી કરી."

"ઠીક, તો સાથે બીજી ફરજ પણ બજાવી લે "

"શી ?"

' લે આ દશ હજારનું બડલ, તારા દેહ અને સંગીત બન્નેનું મૂલ્ય, પરંતુ ધ્યાનમા રાખજે કે મારા મૃત્યુ પછી કોઈની પાસે પણ તારે 'હિંડોળ' ગાવો નહિ "

એક બડલ આશાના ખોળામા પડયુ

"કુમાર .. .."

"બસ, કાઈ પણ બોલ્યા સિવાય હવે બહાર ચાલી જા '

"નિર્દય ન થા, મારૂં હૃદય ફાટી જાય છે," તે રડી પડી

"રડવુ હોય તો બહાર જઈ રડ. આ છેલ્લી રાત્રી મને શાતિથી સુવા દે " સખ્ત અવાજથી કુમારે કહ્યુ

બહુજ ધીમે પગલે તે બહાર નીકળી, અને બહારની ઘનઘોર રાત્રીની શાતિમા અદશ્ય થઈ. આઘે ઊભેલો સિપોઈ પણ પાછળ પાછળ ચાલી ગયો

× × ×

અરવિંદકુમાર એક ઉચ્ચ કુટુબનો યુવક હતો B Com ની ડીગ્રી પ્રાપ્ત કર્યા પછી તેને એક બેન્કમા નોકરી મળી હતી મુબઈમા તે એક ખોલીમા રહી એકાતમા સુખી જીવન ગાળતો એક સમય તે સીનેમા જોવા ગયો ઇન્ટરવલ સમયે જુએ છે તો પોતાની બાજુની સીટમા એક યુવતી આખે લૂછી રહી હતી તે ચમકયો 'કોણ હશે ? શા માટે રડતી હશે ?' તેના હૃદયમા અનેક પ્રશ્નોએ સ્થાન લીધુ, આખરે હિંમત કરી તે યુવતીને તેણે રડવાનું કારણ પૂછયુ.

"તે જાણવુ હોય તો મારા મકાન પર આવજો " બહુ જ વિવેકભરી રીતે યુવતીએ ટુંકમા પતાવ્યુ

બીજે દિવસે તે યુવતીએ જણાવેલ સ્થળે ગયો ફરીથી તેજ પ્રશ્ન પૂછયો

યુવતીએ આત્મકથા કહી સભળાવી પોતે એક માતપિતાવિહોણી બાળા હતી શા કારણે તેને અનાથાશ્રમમા ત્યજી દેવામા આવી હતી તે તેને ખબર ન હતી તેના માતપિતા કોણ હતા તે પણ તેને ખબર ન હતી. ફીલમમા તેના જ પ્રકારની વાત જોઈ તેને પોતાની નિરાધાર સ્થિતિ યાદ આવી અને તેથી આસુ આવ્યા

અરવિંદકુમારને તેની વાતમા રસ પડયો બીજી અનેક વાતો થઈ, એકબીજાના નામ પૂછાયા અને એક દિવસમા તો ગાઢ પરિચય થઈ ગયો

દરરોજ નોકરીથી મુક્ત થઈ સાજે અરવિંદ આશાને ત્યા આવતો થોડા દિવસ પછી તેને ખબર પડી કે પોતે જેના આકર્ષણમા હતો તે તો એક ગાનારી નાયિકા હતી પરંતુ તેથી પોતાનુ હૃદય તે પાછુ વાળી શકયો નહિ તે તો કાર્યક્રમ મુજબ દરરોજ સાજે આવવા લાગ્યો આશા રાહ જોતી બારીએ ઊભી જ હોય અરવિંદ ઉપર જતો બન્ને સાથે ચા નાસ્તો કરતાં, હિંચકા પર ઝૂલતા અરવિંદ સૂતો અને આશા તેને ઝુલાવતી મધુર સ્વરથી ગાતી.

" "ઝૂલે ઝૂલે હિંડોળે મોરા સ્યામ,
કરે આમ્રકુંજ કોકિલ ટહુકાર રે........ ..ઝૂલે

પુષ્પનો મંડપ મ્હારો વેલે રચેલો,
ફૂલે રચ્યો છે હિંડોળ.........ઝૂલે.
અંતરે રાજે મ્હારે મૂર્તિ મુરારી,
ઉપવન ખેલે મુજ પ્રાણ.........ઝૂલે.

"કુમાર! સંગીત ગમે છે?"

"ના."

"હું ગમું છું?"

"ના."

"ત્યારે અહીં કેમ આવે છે?"

"પગ લઈ આવે છે માટે."

બન્ને હસી પડતાં.

× × ×

ગાનારી નાયિકા અને વેશ્યાનો ભેદ ન સમજનાર સંસ્કારી અને પવિત્ર સમાજમાં અરવિંદકુમારની વાતો થવા લાગી. કોઈક પરોપકારી પુરુષે પરમાર્થ ખાતર પણ પોસ્ટ ટીકીટનું ચાર પૈસાનું ખર્ચ કરી અરવિંદનાં માતપિતાને આ સમાચાર જણાવ્યા. બેન્કના મેનેજર તથા સાથે કામ કરતા નોકરો પણ અરવિંદ બહાર જાય ત્યારે કાંઈક છાનું છાનું હસી લેતા.

ઉચ્ચ કુટુંબનો યુવક વેશ્યાના પ્રેમમાં! કેટલું ભયંકર? ધરતી ને આસમાનનો છેડો જ આવી ગયો! રળતા કમાતા યુવકને ધસી ધસી કન્યા આપવા આવતા જ્ઞાતિજનો પણ આ ર સાંભળી, બે પગલાં પાછા હઠી જતા. પરંતુ અરવિંદને તો તેવી 'આબરૂ' અગર તો ાનની કોઈ પણ વસ્તુ કરતાં આશાના પ્રેમ અને 'હિંડોળ'ની કિંમત અધિક હતી.

આજે અરવિંદે આવી ઉપર જોયું તો આશા બારીએ ન હતી. તે ઉપર ગયો તો આશા હિંડોળે એકલી હીંચતી હતી. અરવિંદના આગમનની કશી પરવા ન કરતાં તે તો બેસી જ રહી.

"આશા! કેમ બોલતી નથી?"

પ્રત્યુત્તર ન મળ્યો. અરવિંદ હિંડોળે બેસી ગયો.

આશા જરા આઘે ખસી. અરવિંદે તેના ખભા પર હાથ મૂક્યો. હાથ તરછોડાયો.

"કેમ બોલતી નથી; કાંઇ જોઈએ છે?" અરવિંદે ઉત્સુકતાથી પૂછ્યું.

"હા." આશાએ મૌન છોડ્યું.

"શું?"

"રૂપિયા દશ હજાર. તેં મારા ઘર તરફ આવવું શરૂ કર્યું ત્યારથી મારો ધંધો મેં બંધ કર્યો છે. તો 'હિંડોળ' સાંભળવાની કિંમત રૂપિયા દશ હજાર તારે આપવા પડશે."

રૂપિયા દશ હજાર! પચીશ રૂપિયાના પગારથી જીવનનિર્વાહ કરનાર પાસે રૂપિયા દશ હજાર ક્યાંથી હોય? અરવિંદ વિચારમાં જ પડી ગયો.

"તેટલી રકમ લઈને જ હવે મારા મકાન પર પગ મૂકજે, જાવ ચાલ્યા જાવ" તિરસ્કારથી આશાએ હુકમ કર્યો.

ધીમા પગલે અરવિંદ દાદર ઊતરી આવ્યો ગયો.

× × ×

"ડીલીરિયમ-ટાઈફોઈડ છે, નહિ બચે" ડૉક્ટરસાહેબે નિર્ણય આપ્યો.

ડૉક્ટરસાહેબના આ નિર્ણય પછી અરવિંદને જેલમાંથી સરકારી ઇસ્પીતાલમાં ખસેડવામાં આવ્યો.

"ઝૂલે.. હિંડોળ.. શ્યામ...રૂપિયા દશ હજાર" અરવિંદ બેભાનમાં બોલતો હતો, અને આ શબ્દો સાથે જ તેના મુખમાંથી છેલ્લો શ્વાસ નીકળ્યો. સરકાર તરફથી તપાસ કરનાર કોઈ પણ અરવિંદના શબનો કબજો લેવા આવ્યું નહિ.

× × ×

"ઝૂલે ઝૂલે હિંડોળે મોરા શ્યામ ..." એક ભિખારણ બળતી ચિતાથી થોડે દૂર ગાઈ રહી હતી.

બીજે દિવસે તે જ ઠેકાણે ભસ્મના ઢગલા પર પેલી ગાંડી જેવી દેખાતી ભિખારણનું શબ પડ્યું હતું. પોલીસે શબ કબજે કર્યું. પછી પાસ રજૂ કરતાં "અતિશય ટાઢમાં મરી ગઈ છે" એમ નિર્ણય થયો.

તેનો અગ્નિસંસ્કાર પણ તે જ સ્થળે કરવામાં આવ્યો.

---

# માત્ર કૌમાર-ભંગે

મૃગશંકર જોશી

( મદા )

પ્હેલી વ્હેલી શુભ મિલનની જિન્દગીથી જડેલી
પ્રિયા ! પેલી રજની સ્મરતી પ્રેમગંગા વહેલી
ચદા જેની નભ નિવસતી સાક્ષીરૂપે અકેલી !
જો કે આભે ટમકતી હશે તારિકાઓ અસંખ્ય
ને વર્ષા યે અહીં તહીં ફરી કૂદતી હેતો રમ્ય,
કિન્તુ જોવા પ્રણય ઝરવા શક્તિશાળી મયંક
વિના કોઈ નવ બની શકે ખુલ્લી બારી મહીંથી
એ રાત્રિથી અજબ પલટો જિન્દગીમાં થયો કે
એ રાત્રિની સુભગ પળ એ એક માંહે મટી ગ્યાં
બન્ને હું-તું કુંવર-કુંવરી તે દિ' સુધી હતાં જે
બેઠાં આજે બની પુરુષ-સ્ત્રી માત્ર કૌમાર-ભંગે.

જેટલી વાસ્તવિક અસર આ ક્ષેત્ર ઉપર થવાની તેટલી હદે તો નાણાંની સ્થિતિ અને કિંમતમાં તેમજ વ્યાપાર અને બજારભાવોમાં ફેરફાર થવાના જ. કારણ કે યુદ્ધને લીધે ઉત્પાદનનાં ક્ષેત્રો બંધ થઈ જવાનાં; આંતરરાષ્ટ્રીય વ્યાપાર ખેડતાં અનેક જહાજો ડૂબી જવાનાં; નાણાંનો આંતર રાષ્ટ્રીય વિનિમય ખોરંભે પડવાનો; આંતરરાષ્ટ્રીય સમાચારો ઉપર સખત અંકુશ મુકાવાનો; ટૂંકામાં આખું જગત ઊંચે શ્વાસે અને અસ્થિર મને વિકટ દિવસોમાંથી પસાર થવાનું.

નાણાંની કિંમત ઘટી જવાનું કારણ યુદ્ધના દિવસોમાં સરકારને નાણાંની પુષ્કળ જરૂર હોવાથી રાજ્ય નાણાંને કૃત્રિમ રીતે વિસ્તૃત—inflate કરે છે. પરિણામે નાણાંની સંખ્યા વધી જાય છે અને જેટલા પ્રમાણમાં નાણાંની સંખ્યા વધે છે તેટલા પ્રમાણમાં નાણાંની કિંમત ઘટે છે, તેની ખરીદશક્તિ ઓછી થાય છે અને કુદરતી રીતે જ બજારભાવો વધે છે. નાણાંને સોનદ્વારા તેમજ કાગળની નોટોદ્વારા વિસ્તૃત–inflate કરવામાં આવે છે.

**જનસંખ્યા:**—જનસંખ્યા ઉપર યુદ્ધની અદ્‌ભુત અસર થાય છે. જનસંખ્યાની પ્રગતિ બહુપ્રમાણથી થાય છે અને સાધારણ રીતે વીશ વર્ષે જનસંખ્યા બેગણી થઈ જાય છે. આ પ્રમાણે વધતી જતી જનસખ્યા બે રીતે કાબૂમાં લાવી શકાય છે. પહેલી રીતમાં કુદરતથી, યુધ્ધ દ્વારા, રોગચાળાથી, બેકારીથી, દુષ્કાળ અને પ્રલયથી, જનસંખ્યાને કાબૂમાં લાવવામાં આવે છે; બીજી રીતમાં બ્રહ્મચર્યથી, મોડાં લગ્નોથી, તથા સંતતિનિયમનથી જનસંખ્યા મર્યાદિત બનાવવામાં આવે છે. માનવીએ ભૌતિકવિજ્ઞાન, અર્થવિજ્ઞાન અને રાજ્યશાસ્ત્રના વિકાસને પરિણામે કુદરતનાં, રોગચાળાનાં, બેકારીનાં, અને દુષ્કાળનાં હથિયાર બુઠ્ઠાં કરી નાખ્યાં છે; બીજી રીતે જનસંખ્યા મર્યાદિત કરવા વિરુદ્ધ-આજે દુનિયાનાં બધાં રાષ્ટ્રોની નીતિ છે. ત્યારપછી જનસંખ્યા મર્યાદિત થવા માટે બાકી કુદરતનો પ્રલય અથવાતો યુદ્ધ જ રહે છે. એટલે જો કુદરતનો પ્રલય ન થાય તો યુદ્ધ અનિવાર્ય બને છે. જેમ અમુક વર્ષો સુધી દુનિયા ઉપર દર દશ વર્ષે ઔદ્યોગિક અને વ્યાપારિક આફતનું મોજું–Periodical industrial crises–ફરી વળતું તેમજ જગત ઉપર દર વીશ વર્ષે યુદ્ધની આફત આવવાની છે. અને આ પછી દરેક વખતે માનવજાત નિર્માલ્ય બનતી જવાની. યુદ્ધની અંદર પ્રજાનો ઉત્તમમાં ઉત્તમ વર્ગ–અઢારથી ચાળીશ વર્ષની ઉમરના સશક્ત પુરુષો એટલે કે પ્રજાનો ખરેખરો ઉત્પાદક વર્ગ–હણાય જાય છે. જગતની શરૂઆતથી જ યુદ્ધો થતાં આવ્યાં છે અને દરેક યુદ્ધ પછી માનવી ન્હાનો ને ન્હાનો બનતો ગયો છે. માનવી ભૌતિકવિજ્ઞાનમાં પ્રગતિ કરતો જાય છે પણ જેટલી પ્રગતિ ભૌતિકવિજ્ઞાનમાં થાય છે તેટલો તે પોતે પોતાના વિકાસમાંથી પીછેહઠ કરે છે. યંત્ર અને વિજ્ઞાનદ્વારા બનેલો વિરાટ માનવી વાસ્તવિક રીતે ઠ્હેંતિયો બનતો જાય છે. કહેવાય છે કે મહાભારતના યુદ્ધ પછી ભારતની સરેરાશ ઊંચાઈ એક વ્હેંત ઘટી ગઈ અને આયુષ્ય વીશ વર્ષનું ઓછું થઇ ગયું. દરેક વિગ્રહથી માનવજાત ઉપર સખત આઘાત પડે છે. અને આઘાતો અને પ્રત્યાઘાતો વચ્ચે અથડાતી માનવજાત સ્થૂળ દૃષ્ટિએ પ્રગતિ કરતી હોવા છતાં વાસ્તવિક રીતે તો પીછેહઠ જ કરી રહી છે. યુદ્ધ માનવીના રજસનું, માનવીની અંદર રહેલા હિંસાના અને જંગલીપણાના તત્ત્વની પ્રતીતિ કરાવનારું છે.

———॥———

# ગ્રામસેવા

રમણલાલ વસંતલાલ દેસાઈ

હિંદનું ગામડું બહુ જ મહત્ત્વનું, જરૂરનું અને ઉપયોગી છે; નર્મદાશંકરે કહ્યું છે કે ગામડાંને શહેરો ખાઈ જાય છે, તે કથન સત્ય જ છે. ગામડાં કેન્દ્રસ્થાનો છે, કારણ કે ૮૦ ટકા લોકો ગામડાંમાં વસે છે અને કુલ ૮૫ ટકા લોકો ગામડાં સાથે સંબંધ ધરાવતાં હોય છે. હિંદુસ્તાનમાં બધાં મળીને સાત લાખ ગામડાં છે, અને તેની અંદર ૩૦ કરોડ માણસો વસે છે. આ રીતે હિંદની વસતીનો મોટો ભાગ ગામડાંમાં વસે છે, અને નહિ વસતો ભાગ ગામડાં સાથે સંબંધ રાખે છે.

**ગામડું**

આપણી આર્થિક સ્થિતિ ગામડા ઉપર જ અવલંબીને રહેલી છે. ગામડાં શહેરોને પોષે છે; રાજ્યોની—પ્રાન્તિક, મધ્યસ્થ કે દેશી રાજ્યોની—આવકનો મોટામાં મોટો ભાગ જમીનમહેસૂલ છે; અને જમીનમહેસૂલની મોટામાં મોટી આવક ગામડાંમાંથી જ આવે છે. વ્યાપારીઓ વ્યાપાર પણ ગામડાં ઉપર જ કરે છે. ગામડાંમાં થતા પાક અગર ગામડામાં થતી વસ્તુઓની ચાળવણી, ફેરફાર, અવરજવર અને વેચાણવ્યવસ્થા એ જ વ્યાપારનો મુખ્ય વિષય હોય છે. ખેડૂતના માલ ઉપર જ ધીરધારની વ્યાપક પ્રથા ઊભી થઈ છે. એટલે રાજ્ય, વ્યાપાર તથા ધીરધારના ધંધા પણ ગામડાં ઉપર જ અવલંબી રહ્યા છે. ગામડાં શહેરો અને ખરું જોતાં આખા દેશને પોષે છે. તેના બદલામાં આપણે તેમને શું આપીએ છીએ? ગામડાંને જોઈતું કંઈ પણ આપણે આજસુધી આપી શક્યા નથી. લશ્કર, સરકાર, કેળવણી, કલા રાજાઓનાં ખર્ચ, પોલીસ, ન્યાયાધીશ અને આખા મૂડીવાદી વર્તુલને પૈસા આપનાર અને તેમનું પૂરું કરનાર ગામડાં જ છે. તેમને બદલામાં શું મળે છે? મજૂરીમય જીવન, રસહીન જીવન, નિરાશામય જીવન!

**દેશનો આધાર**

પહેલાંનાં ગામડાં અને આજનાં ગામડાંમાં બહુ જ તફાવત પડે છે. પહેલાંનાં ગામડાંની સરખામણી નંદનવનની સાથે કરવામાં આવે છે. એ ખરું હોય કે નહિ. પરંતુ આજના કરતાં વધારે સાધનો ગ્રામજીવનની આબાદીને પોષતાં હતાં એટલું તો સમજાય એમ છે. પહેલાં ગામડાંમાં ધાર્મિક સંસ્કારોનાં કાંઈને કાંઇ સાધનો હતાં. દરેક ગામડાંમાં એકાદ મંદિર કે મસ્જિદ હોય જ. અને તેની સાથે જોડાયેલો પૂજારી કે મુજાવર ગામનો ગુરુ બની રહેતો. પહેલાંના ગામડાંમાં પોષણ થઈ શકે તેવી આર્થિક અને સામાજિક વ્યવસ્થા હતી. આમ પહેલાંનું ગામડું સંસ્કારી હતું અને તેની અંદરથી દરેકને કપડાં, ખાવાનું અને નાનું સરખું ઘર મળી રહેતાં. પહેલાંનું ગામડું સ્વાશ્રયી, સ્વપોષક—Self contained—હતું.

**જૂનાં અને આજનાં ગામડાં**

ઉપયોગી દરેક વસ્તુ ગામની અંદર જ ઉત્પન્ન કરવામાં આવતી. પહેલાંના ગામડિયાઓમાં આત્મ-અભિમાન હતું. પોતાના ગામની અને પોતાની પ્રતિષ્ઠાને ધોકો પહોંચે એવું એક પણ કામ તેઓ કરતા નહિ અને કરવા દેતા નહિ. પહેલાંનાં ગામડાંનાં લોકોને ભજનો, દુહા, રાસડા, કવિતા વગેરેનો શોખ હતો. પહેલાં ગામડાંની અંદર એક વૈદ્ય પણ રહેતો હોય અને તેમની ફી દાણાના રૂપની હતી. એ રીતે ત્યાં આરોગ્યરક્ષણને પણ સ્થાન હતું. ગામડાંના લોકો શરીરે હૃષ્ટપુષ્ટ હતા. અને માણસો પણ આબાદ હતાં.

આજનાં ગામડાંમાંથી સંસ્કારો દૂર થયા છે. સાધુ, પુરાણી, સંન્યાસી કે ગુરુના હવે કાયમ વસવાટ નથી કે જેથી ગામના સંસ્કાર જાગ્રત રહે. આજનાં ગામડાંમાં મસ્જિદ અને મંદિરો ખંડિયેર થઈ ગયાં છે; હાલનાં ગામડાંમાં લોકોને કપડાં અને અનાજના પણ સાંસા પડે છે. અનિશ્ચિત ભાવવાળી ખેતી મૂડીવાદીઓને કઠણ બનાવે છે, અને ગ્રામજનતા પ્રત્યે જે મમત્વ અને સમભાવનાના અંશો શેઠ, શાહૂકાર અને ધીરધાર કરનારમાં હતા તે હવે બદલાઈ ગયા છે. રહ્યાં છે માત્ર અવિશ્વાસ, લોભ અને વધારેમાં વધારે નફો ખેંચી લેવાની વૃત્તિ. હાલ ગામડાંના લોકો એકબીજામાં હવે વિશ્વાસ પણ રાખતા નથી અને સંગઠનને બદલે ગામડાંમાં ક્લેશ-કંકાસનું સામ્રાજ્ય સ્થપાયું છે. હાલનાં ગામડામાં બધે અજ્ઞાન ફેલાયેલું છે. ગામડિયાને જ્ઞાનનો પ્રકાશ મળતો નથી અને ગ્રામલોકો દિવસે દિવસે પશુવત બનતા જાય છે. ગામડાંની અંદર રોગ વધી ગયા છે, અને તેમની માવજત કરનાર પણ કોઈ રહ્યું નથી. વૈદો, હકીમો અને દાયણોનો ગામડાંમાં હવે દુકાળ પડી ગયો છે. લોકો કંગાલ અને નિર્બળ બની ગયાં છે. હાલનાં ગામડાં એટલે કચરાથી ભરપૂર ઉકરડા. નથી ત્યાં સંસ્કારસાધન; નથી ત્યાં આરોગ્યરક્ષણ; નથી ત્યાં જ્ઞાન, નથી ત્યાં સંપત્તિ: જો કે જ્ઞાન, સંસ્કાર અને સંપત્તિનો પાતાળી કૂવો તો ગામડું જ છે. પણ એ ગામડાને જ સહુએ લૂંટી લીધું છે. હાલનાં ગામડાંની જિંદગી શોષાઈ ગયેલી અને નિરાશાથી ભરેલી છે. આ ગામડાંનો પુનરુદ્ધાર કેવી રીતે કરવો?

આ દુર્દશાનું મુખ્ય કારણ તો દેશની પરાધીનતા જ છે. પરન્તુ એ પરાધીનતા લાવનાર પણ આપણે જ હતા ને? એ પરાધીનતા ટાળવી હોય તો આપણે આપણાં પાપના પશ્ચાતાપ તરીકે પણ ગામડાંને સચેત બનાવવાં જોઈએ. જેમનામાં જ્ઞાન છે, જેમનામાં શક્તિ છે, જેમની પાસે સાધન છે, તેમની તો પ્રથમ ફરજ છે કે એ જ્ઞાન, શક્તિ, અને સાધનોના દાતા ગામડાં તરફ લક્ષ રાખવું. નહીં તો એ જ્ઞાન, શક્તિ અને સાધનો સદાય પાંગળાં જ રહેવાનાં.

પરાધીનતા ટળે નહિ ત્યાંસુધી બેસી રહેવાય એમ પણ નથી, કારણ ગ્રામોન્નતિ એ જ પરાધીનતા ટાળવાનું એક મહાન સાધન છે.

જ્યારે આપણે ગામડાંની સાથે એકરસ બની જઈએ, તેમના સુખદુઃખમાં સમભાગી થઈએ, તેમના સ્વાર્થને આપણો સ્વાર્થ બનાવીએ ત્યારે જ તેમની ઉન્નતિ થઈ શકે. આપણા મનને પ્રથમ તો ગામડાં તરફ સહાનુભૂતિવાળું બનાવવું જોઈએ.

કમનસીબે ભણતર, સંસ્કાર અને સંપત્તિ હિંદવાસીને ગામડાંથી વિમુખ રાખે છે. ભણેલા ગ્રેજ્યુએટને ગામડું ગમતું નથી. જમીનદાર ગામડું છોડી શહેરમાં મોજ કરવા રહે છે. ધનિકો ગામડાંમાંથી ધન ખેંચી લાવી શહેરમાં જ ભરે છે. કોઈને ગામડું ગમતું નથી. ગામડે જતાં ગ્રેજ્યુએટો પણ ગભરાઈ જાય છે.

આવી વૃત્તિ માનવીને ગ્રામ-અભિમુખ નથી જ કરતી ધર્મ તરીકે અગર સ્વાર્થ તરીકે પણ આપણે ગામડામા, ગામડિયામા, કૃષિમા રસ લેવો જ પડશે અને જો કે ગામડુ ભાગ્યુ છે છતા આપણે માનીએ છીએ એટલુ તે શુ નિરસ હોય છે? બુદ્ધિમાન યુવકો ગ્રામજીવન માટે શુ રસ ન ઉપજાવી શકે? ગામડુ રસ અને અભ્યાસને યોગ્ય છે એની ઝાખી બુદ્ધિમાન યુવકને કેમ થતી નથી?

ગામડામા કુદરતી સૌદર્ય ચારે પાસ વિસ્તરી રહ્યુ છે વૃક્ષો, સરિતા, ખેતરો અને વનશ્રી ગામડાને સૌદર્યસપન્ન બનાવી રહ્યુ છે, ગામડાની આજુબાજુ ગોચર, ઝરણા અને નવીનતા એ સૌદર્યને ઓપ ચડાવે છે ભલા, ભોળા અને નિર્દોષ આકર્ષક અંગો ગામડિયાઓ સાથેની વાતચીત રમૂજ ઉત્પન્ન કરે એવી હોય છે ગામડાની પરંપરાગત આજ પણ આપણને આનંદ લાગે એવી હોય છે વળી ગામડાના વહેમનો કદી વિચાર કર્યો છે? કોઈ ઝાડ આગળ જીન રહેતો હોય! કોઈ કૂવા આગળ ચુડેલ રહેતી હોય! કોઈ ઘરમા ભૂત ભરાયેલુ હોય! આ વહેમોની પાછળ રહેલુ માનસ અભ્યાસ માગે છે અને કૌટુબિક સત્કાર્યો, પ્રાચીન કથાઓ, વડવાઓના પરાક્રમો, ચોરી, લૂટ, અને ધાડના પ્રસગો તથા જાનવરોની સમીપના ઇતિહાસ અને સાહિત્યને પોષે એવા રગમય બની શકે એમ હોય છે દેવળો, પાળિયા અને તળાવનો પથ્થરે પથ્થર રસ લેનારના કાનમા ગુજન કરી રહે છે

ગામડાની સામાજિક રચના પણ સમજવા જેવી હોય છે બ્રાહ્મણ વાણિયા, પાટીદાર સુથારી, ઢેડ વગેરે કોમો ગ્રામજીવનના ચોકઠામા કેવી રીતે સમાઈ જતી તેનો અભ્યાસ કોઈ પણ કેળવાયેલા ગ્રેજ્યુએટની બુદ્ધિને રુચે એમ છે

અને ગામડાની કળા, રમતગમત અને રસ્તામેળા આનદના સાધનો મરતી મરતી ગ્રામજનતાને થોડા શ્વાસ આપી રહ્યા છે આ બધુ સમજવાની, જોવાની, અનુભવવાની ખૂબ જરૂર છે માત્ર આપણે આપણને ગ્રામ-અભિમુખ બનાવવા જોઈએ પછી જરૂર લાગશે કે ધર્મ, ફરજ અને સ્વાર્થ આપણને આપણા ગામડા તરફ જોવા પ્રેરે છે

આપણે ધારીએ છીએ તેટલા ગામડા નિરસ નથી જો આપણે દેશનો ઉદ્ધાર કરવો હોય તો ગામડાનો ઉદ્ધાર કરવો જ પડશે સાતલાખ ગામડાને કળાહીન, આળસુ, અજ્ઞાન, ગરીબ અને માંદા રાખીને આપણે આગળ વધી શકવાના જ નથી જ્યાસુધી આપણે તેમની સાથે રહીએ નહિ ત્યાસુધી તેમની ઉન્નતિ માટે આશા જ નથી

ગ્રામજીવનના સૌદર્યતત્ત્વો તરફ નજર કરી ગ્રામજીવનને દેશના સપત્તિભડાર તરીકે નિહાળી, ગ્રામને રાજકીય કે સામાજિક લડતના વ્યૂહનું એકમ માની એને જીવતુ, જાગતુ, આબાદ અને હસતુ જોવા મથવુ એનુ નામ ગ્રામસેવા એ સેવા મોટાઈથી નહિ થાય ઉપકારની દૃષ્ટિથી એ સેવા નહિ થાય. ગ્રામમય બની જવાય તો જ એ સેવા થાય એ વગર ગ્રામ-ઉન્નતિ નથી અને ગ્રામ-ઉન્નતિ ન હોય ત્યા દેશ પણ ઉન્નત કેમ થાય? ભલેને પછી શહેર કે શહેરવાસી પોતાને ઉન્નતિની ટોચે પહોચેલા માને! એ ટોચના પાયા ડગમગી ગયેલ છે ×

---

× લેખકના 'ગ્રામોન્નતિ' નામે હવે પછી પ્રગટ થનાર પુસ્તકનુ એક પ્રકરણ

# સ્વાતિ-બિન્દુ

કાન્તિલાલ ગાંધી

**પ્રભો!** તારી શોધમાં હું મંદિરે મંદિરે આથડ્યો, પરંતુ તું ત્યાં ન જડ્યો. તારા ભક્તોએ તારા પ્રાર્થનામંદિરને લૂટારાને રહેવા લાયક ગુફાસમું બનાવી દીધું હતું. તારા નામે ત્યાં અનાચારો પોષાતા હતા.

હું જંગલમાં ચાલ્યો. ત્યાંનાં ઝાડવાંને મેં પૂછ્યું: "મારો પ્રાણ ક્યાં છે?" પરંતુ જવાબ ન મળ્યો. એ વૃક્ષો તો તું મળ્યાના આનંદમાં સમાધિસ્થ હોય જાણે!

આકાશમાં ઊડતાં પક્ષીઓને મેં પૂછ્યું: "પ્રભુ ક્યાં છે?" પરંતુ એ ઊડી ગયાં. તેમને, તને મળવાની, મારા કરતાંય વધુ ઉત્કંઠા હતી.

હું આથડ્યો, બધે આથડ્યો પરંતુ તું ન જડ્યો.

—ઊઘડતું એ પ્રભાત હતું. તારા પૂજનની પૂર્વ તૈયારીઓ ચાલી રહી હતી. આકાશમાં કુંકુમના સાથિયા પુરાણા હતા. નવું તેજ ભરી, અનંતકોટિ રશ્મિઓ રેલાવતો સૂર્ય તારા પૂજનને માટે ક્ષિતિજ પર દેખાયો. અને એ અનંતકોટિ રશ્મિઓ વચ્ચે મેં વાંચ્યું:

"પ્રભુ ક્યાંય નથી. નથી એ મંદિરમાં કે નથી એ મસ્જિદમાં, નથી એ એકાંતમાં કે નથી એ માનવોના સમૂહ વચ્ચે. એ ક્યાંય નથી, છતાં એ ક્યાં નથી?"

પવનની એક લહેર આવી મને સ્પર્શી ચાલી ગઇ. હું બ...બ...ડ્યો:

"મને મારો પ્રાણ મળ્યો!"

× × ×

જ્યાં સહજજ તારી વિસ્મૃતિ થઇ જાય છે, જ્યાં અનીતિને પોષણ મળે છે, જ્યાં બીજાંઓનાં દુઃખ ભૂલાઈ જાય છે, જ્યાં માનવતા વિસારે પડે છે અને જ્યાંથી જીવનનો સાચો આનંદ અદૃશ્ય બને છે એવી સુખ-સમૃદ્ધિની છોળો વચ્ચેથી, ઓ નાથ! મને ખેંચી લેજે અને જ્યાં હમેશાં તારું સ્મરણ કરવાનું મન થાય છે એવા દુઃખની ગર્તામાં ધકેલી દેજે.

× × ×

મારી ચોમેર ગાઢ તિમિર હતું. તિમિરથી વીંટળાયેલો હું, સાગરકાંઠે બેઠો બેઠો, છિપોલિયાં ભેગાં કરતો હતો.

ભેગાં કરેલાં છિપોલિયાંનો ઢગ જોઇ મને થયું; "અહાહા! મેં કેટલાં બધાં છિપોલિયાં ભેગાં કર્યાં છે! આટલાં તો કોઇયેય ભેગાં નહિ કર્યા હોય!

પ્રકાશનું એક કિરણ આવ્યું અને મારી પાસે થઈને આગળ ચાલ્યું. એના પ્રકાશ-પથમાં મેં જોયું કે મારાથી થોડેક દૂર, કોઇક માનવે મારા કરતાંય મોટો એવો છિપોલિયાંનો ઢગ કર્યો હતો. અને હજુ ખંતથી એને વધાર્યે જતો હતો.

કિરણુ આગળ ચાલ્યું અને આગળોને આગળ જતા એવા પ્રકાશ—પથમાં, મેં, એક પછી એક વધુને વધુ મોટા દેખાતા છિપોલિયાંના ઢગ જોયા અને એ દરેક ઢગલા પાસેનો પુરુષ એને વધુ ને વધુ મોટો બનાવવાનો પ્રયત્ન કરતો હતો.

હું જોઈજ રહ્યો. મારી અલ્પતાનું મને ભાન થયું.

* * *

જ્યારે મારૂં હૃદય જીવનતાપની પ્રચંડ ઝાળોથી રણુ સમું બની જાય—

જ્યારે સુખરૂપી સૂર્યની પ્રચંડ ગરમીથી મારૂં ભક્તિ-ફ્લ સુકાઈ જાય—

જ્યારે જગતના કલહો અને દુઃખો વેઠી વેઠી મારૂં હૃદય પત્થર સમુ કઠણુ બની જાય—

ત્યારે અવાજે, ઓ નાથ! અને તારા સ્મિતરૂપી અમૃતની વર્ષા કરી મારા જીવનને ભક્તિરસથી ભરી દેજે, મારા તોફાની જીવને શાંતિના રાહે ચડાવી દેજે અને મારા હૃદયને કોમળ બનાવી દેજે.

* * *

પ્રભો! તું જીવન છે; તુ મૃત્યુ છે...તું પ્રેમ છે. તુંજ...સર્વસ્વ છે...

* * *

સાગર ખૂંદી, મહામહેનતે મેં પાંચેક રત્નો મેળવ્યાં. બીજાઓ આગળ મારા આ પરાક્રમની વિજયગાથા ગાવા હું સાગરતીરે ચાલી નીકળ્યો.

સામેથી એક માણસ આવતો દેખાયો; એનાં કપડામાંથી જળ નીતરતું હતુ. તેણે મને પૂછ્યું: "કેમ ભાઈ, કયાં ચાલ્યા?"

મેં કહ્યું: "આ સાગરમાંથી મહામહેનતે મેં પાંચેક રત્નો મેળવ્યાં છે. મારા એ વિજયની જગતને જાણુ કરાવવા માટે હું નીકળ્યો છું."

"ભલા માણુસ! મેં એવાં તો પચાસેક રત્નો મેળવ્યાં છે, અને હજુય હું તો વધારે રત્નોની શોધમાં જાઉંછું. રત્નાકર શું પાંચ કે પચાસ રત્નોજ આપી શકશે?"

—અને તે મારાથી દૂર-સુદૂર ચાલ્યો ગયો.

એના નિખાલસતાભર્યા શબ્દો સંભારતાં આજેય મને લાગે છે, પ્રભો! કે તે તારો મોકલેલો દૂત હતો.

# જીવન ઝરણાં

પ્રભા

**અવંતીપતિ** ભોજ નગરજનોનાં સુખદુઃખ જાણવાને રાત્રે ઘણીવખત ગુપ્તવેશે રાજમહેલમાંથી બહાર નીકળી પડતો.

એવા એક સમયે નદીકિનારે તેણે એક દરિદ્ર છતાં તેજસ્વી જણાતું બ્રાહ્મણ કુટુંબ સૂતેલું જોયું. કુટુંબની પુત્રવધૂના અલૌકિક સૌન્દર્યે તેને મોહિત કર્યો. તે તે કુટુંબથી થોડેક છેટે જઈ સૂઈ રહ્યો. ને મધ્યરાત્રિ થતાં, ચાલાક પુત્રવધૂ જાગતી જણાતાં, તે સાંભળે એ રીતે તે બોલ્યો, "આ અસાર સંસારમાં સાર તો કેવળ મૃગનયની રમણીઓનાં અંગમાં ઊભરાય છે."

પુત્રવધૂએ ભોજને પારખી જઇ સૂચક વાણીમાં કહ્યું, "જેની કુક્ષીથી, હે ભોજરાજ! આપ સમા નરપુંગવો જન્મે છે."

ને ભોજની આંખો તે જ પળે ખૂલી ગઈ; પુત્રવધૂને પગે પડતાં તે બોલ્યો, "આજથી જ તમે મારી માતા છો."

× × ×

જર્મન રાજકુંવરી મેરી એન્ટીનોટનું ફ્રાન્સના શહેનશાહ સાથે લગ્ન લેવાતાં તે ફ્રાન્સ આવી. ફ્રાન્સની સરહદમાં પ્રવેશતાં નગરના ન્યાયાધીશે તેનું જર્મન ભાષામાં સન્માન કર્યું; રાણીએ કહ્યું, "જર્મન ભાષા ન વાપરો. આજથી હું ફ્રેન્ચ સિવાયની એકે ભાષા નથી જાણતી."

એક સમયે તે સખીઓ સાથે ફરવા નીકળી. તેને ગધેડાની સ્વારીનો ખૂબજ શોખ [ઈ] તે ગધેડાપર બેઠી, સખીઓ ખુલ્લી બગીઓમાં બેઠી. થોડેક દૂર જતાં, હરિયાળી [ભૂ]મિ આવતાં, ગર્દભરાજને ત્યાં મહાલવાનું મન થયું; ને રાણીને નીચે પછાડી તે ભૂમિ [પ]ર આળોટવા લાગ્યા. રાણીએ જમીન પર પડયાં પડયાં જ, સખીઓને સમીપ બોલાવી પૂછ્યું, "ફ્રાન્સની સામ્રાજ્ઞી ને એનો ગર્દભ—બંને ભોંય પર પડી જતાં પહેલું ઊઠ્યું કોણ?"

એક સ્વમાની ફ્રેન્ચ લેખકને ૫૦૦ સોનામહોરોની અનિવાર્ય જરૂર પડી. એણે કોઈ પાસે એ સંબંધી માગણી તો ન જ કરી પણ પોતાની જરૂરિયાત કોઇ જાણી ન જાય એની તે કાળજી રાખવા લાગ્યો. પણ એક વાતોડિયાએ રાણી મેરીને હળવેથી એ લેખકની ગર્વભરી મુસ્કેલી જણાવી દીધી.

રાણીએ જોયું કે લેખકને જુગારનો ઠીક ઠીક પ્રેમ છે. તેણે એને પોતાની સમીપ બોલાવી હસીને જુગાર રમવા ન્હોતર્યો. ને થોડીજ મીનીટોમાં ૫૦૦ સોનામહોર હારી જઇ તે ત્યાંથી ઊઠી ગઇ.

સ્વ. શ્રીમન્ત સયાજીરાવે લોકમાન્ય તિલકને, ઉપર પ્રમાણે જ, તેમના સ્વભાવને અનુકૂળ એવું ભાષાંતરનું કામ સોંપી દશપંદર હજાર ખટાવવા વિચાર કરેલો. પણ લોક-

માન્યને એ વિચારની ખબર પડી જતાં તેમણે કહ્યું, "મારે લખીને દ્રવ્ય નથી ખાટવું, લોહી નીચોવીને દેશની સેવા કરવી છે."

× × ×

રશિયન સમ્રાટ મહાન પીટર લંડનની મુલાકાતે આવતાં એને લંડનનું વડું ન્યાયમંદિર બતાવવામાં આવ્યું. ત્યાં સેંકડો ગૃહસ્થોને ઊંડા કામમાં પરોવાયલા જોઈ પીટરે પૂછ્યું, "આ બધા ઉદ્યમશીલ સદ્‌ગૃહસ્થો કોણ છે?"

"એ આ ન્યાયમંદિરનાં વકીલો છે." સાથેના મંત્રીએ તેમને વકીલોની ઓળખ આપી.

"ઓહ!" પીટરે હસીને કહ્યું, "મારા આખા રશિયન સામ્રાજ્યમાં તો બે જ વકીલો છે. તેમાંના એકને સ્વર્ગે વળાવવાના પ્રશ્નને હું વિચારી રહ્યો છું; પણ હવે કદાચ બંનેનો પ્રશ્ન વિચારવો પડશે."

× × ×

એક અંગ્રેજ રમણીએ ઇટલીમાં એક કિંમતી ઘડિયાળ ખરીદું. પણ જ્યારે ઇંગ્લાંડ પહોંચી તેણે તેની તપાસ કરાવરાવી ત્યારે જણાયું કે એ ઘડિયાળ સામાન્ય કિંમતનું છે; ને તેને ઠગવામાં આવી છે.

તેણે તરત જ ઇટલીના સરમુખત્યાર સિનોર મુસોલીની પર ઠપકાનો પત્ર લખ્યો. વળતી જ ટપાલે મુસોલીની તરફથી તેને દિલગીરીના ઉત્તર સાથે નુકસાની પેટેના પૈસા મળ્યા.

બીજે દિવસે ઘડિયાળ વેચનાર વેપારી તરફથી એ રમણીને આજીજીભર્યો પત્ર મળ્યો. તેમાં લખેલું કે, 'અમારી ભૂલ માટે ખરા દિલથી માફી ચાહીએ છીએ. હવે મહેરબાની કરીને આપ જો અમને ભલામણપત્ર આપો તોજ અમારી દુકાન ઊપડે—વેપારમાં અનીતિ કરવાના આરોપસર અમારી દુકાનને સીલ લગાવવામાં આવ્યાં છે."

ને જ્યારે એ રમણીએ વેપારીને માફ કરી તેને ભલામણપત્ર લખી આપ્યો ત્યારેજ તેની દુકાન ફરી ખૂલી શકી.

× × ×

કાશીનાં મહારાણી કરુણા જ્યારે નદીમાંથી સ્નાન કરી બહાર નીકળ્યાં ત્યારે તેમની કાયા ટાઢથી કંપતી હતી. તેમણે નદીકાંઠે તાપ કરવાને પાસેની કેટલીક ઝૂંપડીઓ સળગાવી મૂકવાની સાથેની સખીઓને આજ્ઞા ફરમાવી. આજ્ઞાનો તરત અમલ થયો.

ઝૂંપડીનાં ગરીબ રહેવાસીઓ રાજા પાસે ફરિયાદે દોડયાં. રાજાએ રાણી પાછાં ફરતાં તેમની પાસે એ અન્યાયનો જવાબ માગ્યો.

"મારા સંતોષ કરતાં ઝૂંપડીની કિંમત વધારે? ઠંડી દૂર કરવા એ સળગાવી એમાં શું ઘોર અન્યાય થઈ ગયો?" રાણીએ છણકો કર્યો.

"કાશીનાં મહારાણીપદે તમને એની કિંમત નહિ સમજાય," રાજાએ શાંતિથી-તૂટતા હૈયે રાણીને બહાર વળાવતાં કહ્યું, "આજથી એક વર્ષ પર્યંત તમે હવે કાશીનાં મહારાણી નથી. ભીખ માગીને-મજૂરી કરીને તમે પૈસા રળો. એનાથી એ ઝૂંપડીઓ ફરી બંધાવી આપજો. ને પછી રાજસભામાં આવી કહેજો કે ઝૂંપડીઓની શી કિંમત છે? એ સળગાવતાં શો અન્યાય થાય?"

× ×

જર્મનપતિ ફ્રેડરિક ખૂબ લોભી સ્વભાવનો હતો. એક યુદ્ધ દરમિયાન તેણે સૈન્યમાં ફરમાન કાઢેલું કે, 'કામકાજ પતી જતાં રાત્રે આઠ વાગ્યા પછી કોઈએ મીણબત્તી બાળવી નહિ."

બિચારો એક સૈનિક દિવસોથી પોતાની પ્રિયતમાને પત્ર લખવા તલસતો હતો. પણ દિવસે તેને સમય ન મળતો, રાત્રે અંધારું નડતું. છેવટે એક રાત્રે તો તેણે ફરમાનનો ભંગ કરી-મીણબત્તી ચેતાવીને પત્ર લખ્યો, "પ્રિયતમે, છેલ્લી વિદાય. તને પત્ર લખવાને અત્યારે હું લશ્કરી ફરમાનનો ભંગ કરું છું; સવારે મને મોતની સજા થશે."

× × ×

ખેતીવાડી ખાતાની બોર્ડ સ્થાપવાથી ઇંગ્લાંડને કેવા અગણિત લાભ થઈ શકે એ વિષે સર સીંકલેરે વડા પ્રધાન પીટ્ટને વારંવાર શિખામણ આપ્યા કરી. પીટ્ટે કંટાળીને એ બોર્ડની સ્થાપના કરી તેના પ્રમુખ તરીકે સીંકલેરની નિમણૂક કરી.

થોડોક સમય જતાં, ઉમરાવ બનવાની લાલસા સેવતા સીંકલેરે પીટ્ટને પૂછ્યું, "આપને એ શું વધુ વ્યાજબી નથી જણાતું કે ઈંગ્લાંડની ખેતીવાડી બોર્ડનો પ્રમુખ ઉમરાવ હોય?"

"જણાય જ છે ને!" પીટ્ટે તીક્ષ્ણ સ્વરે કહ્યું; "ને એ ખાતર તો મેં હવે પછી એ પદ સાચવવાને લોર્ડ (ઉમરાવ) સમરવીલની નિમણૂક કરી છે."

× × ×

ફ્રેન્ચ પ્રીન્સ નેપોલિયન એકવખતે ઇંગ્લાંડના કોઈ પરગણાની મુલાકાતે ગયો. તે પ્રસંગે ફ્રેન્ચ ભાષાના પોતે અખંડ અભ્યાસી હોવાનો દાવો કરતા એ નગરના મેયરે નેપોલિયનના માનમાં ફ્રેન્ચ ભાષામાં સડસડાટ ભાષણ કર્યું. પ્રીન્સે તેના ઉત્તરમાં ઊભા થઇ શુદ્ધ અંગ્રેજીમાં બોલતાં જણાવ્યું: "નામદાર મેયરે કરેલા ભાષણથી હું ખૂબજ સંતુષ્ટ થયો છું. આયરિશ ભાષા ન જાણતો હોવાથી તેમણે ભાષણમાં શી શી વિગતો ચર્ચી તે નથી સમજી શક્યો–તે માટે દિલગીર છું, છતાં એમાંથી એ તો સમજી શક્યો છું કે તેમને મારા પ્રત્યે ઘણો જ પ્રેમ ઊભરાઈ રહ્યો છે, ને એમની વિદ્વત્તા અગાધ છે."

× × ×

સ્વ. ગોપાળકૃષ્ણ ગોખલેનું બાળપણ ગરિબાઈમાં વીતેલ હોઇ તે શોખની ઘણી ચીજોથી અજાણ્યા હતા. તેઓ કોલેજમાં પ્રોફેસરપદે આવ્યા પછી થોડા જ સમયમાં કોલેજના એક સમારંભમાં આઈસક્રીમ જરૂરી હોઈ એક ખંડમાં તેની તૈયારી ચાલતી હતી. ગોખલે અકસ્માત એ ખંડમાં જઇ પહોંચ્યા. ને આઈસક્રીમનો સંચો જોઈ પાસે બેઠેલ પ્રોફેસરને પૂછ્યું, "આ શું છે?"

"આઇસક્રીમ" પ્રોફેસરે કહ્યું.

ગોખલેએ જીવનમાં આઇસક્રીમ જોયો જ નહોતો. તેમણે પૂછ્યું, 'એ કેવો બને?"

પ્રોફેસર જરા ટીખળી હતા. તેમણે સંચામાંથી ચમચો ભરી મીઠાનું પાણી કાઢી તે ગોખલેને આપ્યું.

"જો આઇસક્રીમ આવો ખારોજ હોય," ગોખલેએ તે ચાખતાં કહ્યું, "તો આપણને તો એ ન ભાવે, ભાઇ."

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. ]

[ ૧૦ ]

**નવલખી વાવ**

દોઢસો વર્ષો પહેલાં જેમ્સ ફોર્બસે જેને સોલિમાનની વાવ જણાવી હતી, તે હાલમાં નવલખી વાવ તરીકે ઓળખાય છે અને શ્રીમંત સરકારના લક્ષ્મી–વિલાસ પેલેસ–રાજ-મહાલયમાં વિદ્યમાન છે, તેજ જણાય છે. તેના પર હીજરી સંવત્ ૮૦૭ (ઈ. સન્ ૧૪૦૫ = વિ. સં. ૧૪૬૧)નો પર્શિયન લિપિમાં શિલાલેખ છે, તેની નકલ પહેલાં એપિગ્રાફિઆ ઇન્ડિકામાં પ્રકટ થઈ હતી. તથા હાલમાં બરોડા સ્ટેટના આર્કિઓલોજિકલ ખાતાના ડાયરેક્ટર સાહેબ રા. રા. હીરાનંદ શાસ્ત્રીજીએ ૧૯૩૪–૩૫ ના એન્યુઅલ રિપોર્ટમાં પ્રકટ કરાવી છે અને નિઝામ સ્ટેટના આર્કિ. ડાયરેક્ટર સાહેબની સહાયતાદ્વારા તેનો અંગ્રેજી અનુવાદ પણ પ્રકાશિત કર્યો છે.

જેમ્સ ફોર્બસ પહેલાં લગભગ દોઢસો વર્ષ પહેલાં હોલન્ડ–નિવાસી એક પરદેશી મુસાફરે ઇ. સન્ ૧૬૨૫ = વિ. સં. ૧૬૮૧ લગભગમાં વડોદરાની મુલાકાત લીધી હતી, તેના ફોટા સાથે તેણે કરેલું વડોદરાનું વિસ્તૃત વર્ણન ૧૯૩૬–૩૭ના અંગ્રેજી એન્યુઅલ રિપોર્ટમાં ઉપર્યુક્ત ડૉ. હીરાનંદ શાસ્ત્રીજીદ્વારા ગત વર્ષે પ્રકાશમાં આવેલ છે. તેમાં પણ વડોદરાની ઉપર્યુક્ત વિખ્યાત વાવનું વર્ણન છે.

**વાચક પ્રેમવિજય**

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં વિ. સં. ૧૬૬૬ માં વટપદ્ર(વડોદરા)માં પ્રાગ્વંશી ( પોરવાડ ) શાહ હંસરાજની પત્ની હંસલદેએ પ્રેમજી નામના પુત્રને જન્મ આપ્યો હતો; જેને સોળ વર્ષની વયમાં વિ. સ. ૧૬૮૨ માં જૈનશ્વે. વિજયતિલકસૂરિના શિષ્ય વાચક ઇંદ્રવિજયે આપેલી દીક્ષા દ્વારા પ્રેમવિજય નામ પ્રાપ્ત થયું હતું. તેમને વાચક ભાવવિજય પાસેથી શિક્ષા મળી હતી. તેમણે વિવિધ તપશ્ચર્યા અને દેશ–વિદેશ વિહાર કરતાં શત્રુંજય, ગિરનાર, આબૂ, શંખેશ્વર, અંતરિક્ષજી તીર્થોની યાત્રા કરી હતી; તેમને વિજયાણંદસૂરિએ વાચકપદ આપ્યું હતું. વિજયરાજસૂરિની આજ્ઞા લઈ સૂરતથી વિ. સં. ૧૭૧૭ માં વટપદ્ર(વડોદરા)માં આવ્યા પછી શ્રાવણ શુ. ૧૧ તેમનો સ્વર્ગવાસ થયો હતો. એમ તેમના શિષ્ય વૃદ્ધિવિજયે રચેલા નાના નિર્વાણ–રાસ પરથી જણાય છે.[1]

વિ. સં. ૧૭૯૦( શક સંવત્ ૧૬૫૫=સન્ ૧૭૩૪)નો ૪૩ પંક્તિવાળો એક પદ્યમય

---

૧ 'જૈનયુગ' સં. ૧૯૮૩ કા. મા. અંક ( પૃ. ૮૬–૮૭ ) માં તંત્રીએ નોંધ પ્રકટ કરી છે.

**બડોદિયા દરવાજો** મરાઠી[1] શિલાલેખ ડભોઈના કિલ્લામાં વિદ્યમાન છે, જેમાં જગદંબાના મંગલાચરણ પછી દમાજી ગાયકવાડનું સ્મરણ છે–

"तव चरणि तत्पर, पिलाजि–सुत निरंतर ।
दमाजी प्रताप 'समशेर, बाहादुर'ऐसे बोलति ॥५॥
महाप्रतापि धुरंधर, जगप्रसिद्ध श्रेष्ठ वीर ।
कलियुगामाजि समशेर, कीर्ती जाली भूमंडली ॥६॥

તે શિલાલેખના ૨૪મા પદ્યમાં બડોદિયા દરવાજાનો ઉલ્લેખ છે.—

" तेथे दरवाजा नियोजि निपुण, वडोदिया नामाभिधान ।
छेदि परचक्राचे मान, पश्चिम दुर्ग पामति ॥ २४ ॥ "

**દાદા પાર્શ્વનાથ** વિ. સં. ૧૮૦૧ માં રાજનગરમાં જૈનશ્વે. તપાગચ્છના પં. ન્યાયસાગરના શિષ્ય જયસાગરે રચેલી **તીર્થમાલા**( સ્તવન )માં વડોદરાના દાદા પાર્શ્વનાથનું સ્મરણ છે, કે તે સર્વની આશા પૂર્ણ કરે છે.[2]

**જૈન મુનિઓનાં ચોમાસાં** વિ. સં. ૧૮૪૫ માં અને ૧૮૬૬ માં જૈનશ્વે. તપાગચ્છપતિ વિજયજિનેંદ્રસૂરિએ પં. સુજાણવિજયના શિષ્યો પં હિતવિજય અને પં. હંસવિજયને તથા તેમના શિષ્યો પં. વલ્લભવિજય અને પં. ભાવવિજયને વડોદરામાં ચાતુર્માસ કરવા આદેશપટ્ટકો આપ્યા હતા ( જૈનસાહિત્યસંશોધક ખંડ ૧, અં. ૪; પૃ. ૧૫૩, ૧૨૧; ક્ષેત્રાદેશપટ્ટક ૨, ૬ ); તે પ્રમાણે તે વર્ષોમાં તેમની ચાતુર્માસ–સ્થિરતા અહિં થઇ હશે અને તેમના ઉપદેશાદિનો લાભ જન–સમાજને મળ્યો હશે–એ સમજી શકાય તેમ છે.

### कविराज *दीपविजये रचेल

## वटपद्र नगरनी गजल

दूहा

सेवकने [3]वाग्दाय(यि)नी, भगिनी शशी अवल;
[4]प्रणमी[5] वटपद्र नयरनी, [6]कहेस्युं एक [7]गजल. १

---

* વટપદ્ર(વડોદરા )ની આ હિંદી ગજલ, કવિ દીપવિજયજીએ વિ. સં. ૧૮૫૨માં પોતાના પૂજ્ય (ગચ્છનાયક–વિજયલક્ષ્મીસૂરિ)ને ઉદ્દેશી રચી હોવાનું જણાય છે. એથી ૯૦મી ગાથામાં વર્ણવેલ વડોદરા નગરને ચરણથી પાવન કરવા અને ૯૧મી ગાથામાં ચોમાસું કરવા આવવા શ્રીપૂજ્યને સંઘ તરફની વિનંતી સૂચવી છે. ૯૨ ગાથા પછીના કલશ સવૈયા ભાગમાં માગશર શુ. ૧ શનિવાર સૂચવ્યો છે અને તેમાં પોતાના પરિચયમાં ઉદય(વિજયોદય)સૂરિના પટ્ટરૂપ આકાશમાં ઉદય પામેલા સૂર્ય જેવા લક્ષ્મીસૂરિ(વિજયલક્ષ્મીસૂરિ)નું અને પોતાના ગુરુ પ્રેમરત્નનું સ્મરણ કરી તેમના આજ્ઞાંકિત સેવક તરીકે પોતાને ઓળખાવેલ છે.

૧ આ શિલાલેખ બડોદે રાજ્યદફતરાંતીલ ઐતિહાસિક વેંચે ( પુ. ૧, પૃ. ૧૩૧ થી ૧૩૪ ) માં પ્રકાશિત થયેલ છે.

૨ "વડોદરે દાદો પાસજી, તે સહુની પૂરે આસ;" (ગા. ૧૯)
—જૈનયુગ ૧૯૮૫ આષાઢ પૃ. ૪૪૨

३ क. वाचिनी ४. क. हूंस छै ५ क. वटप्रद ६ क. करसा ७ क. गज्जल

गजल

वटपद्र क्षेत्र है वीराकु, तटणी वहत हे नीराकु;
[1]फिरती गिरद दो कोशा(सां)कु, [2]क्यौं रहे शत्रुकि होरांकु ? १
[3]आगुं राव दामार्जीकु, जेसा [4]न्याइ रानाजिकु;
गोला [5]नालसे सध्याकु, किल्ला तेतना बंध्याकु. २
किल्ला खुब हैं[6] ऊंचाकु, सि(सी)सागारमे गिंचाकु;
गाडावहुसे चौडाकु, उंचा बुरज हे [7]प्रौढाकु. ३
बुरजें नालकं पांत्यां(ता)कु. [8]निरखत होत है खांत्यां(ता)कु;
[9]वाका मान नव गज्जाकु, दूजी बहुत है सज्जाकु. ४
चाह च्यार दरवाजेकु, अलकानयरके लाजेकु;
गायकवाल(ड) सीआ(या)जीकु, गंगा मात है माजीकु. ५

---

જે વિજ્ઞપ્તિ-પત્રમા આ વડોદરાની ગઝલ છે, તે મૂળ ચિત્રાંકિત-વડોદરાનાં વિવિધ દૃશ્યોથી વિભૂષિત હોઈ વડોદરા-નિવાસી (હાલમાં પાટણવાસી) વયોવૃદ્ધ ઇતિહાસપ્રેમી પ્રવર્તક કાંતિવિજયજી મહારાજ પાસે હોવાનું જણાતા ત્યાથી મંગાવતા હજી આવ્યું નથી, એટલે બીકાનેર(મારવાડ)ના દાન-સાગરજી ભંડારમાંની બેપત્રવાળી પ્રતિ પરથી ઈતિહાસપ્રેમી શ્રીમાન્ અગરચંદજી નાહટાએ લખી મોકલેલી નકલના આધારે આ ગઝલ અહિ ઉતારવામાં આવી છે.

પ્રવર્તકજી કાંતિવિજયજી મહારાજના સંગ્રહના ચિત્રાંકિત વિજ્ઞપ્તિ-પત્ર(ટીપણા)ના આધારે મિ. ભોગીલાલ જયચંદ સાંડેસરા દ્વારા 'દીપવિજયકૃત વડોદરાની ગઝલ' 'સાહિત્ય'ના સન્ ૧૯૩૨ ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ થઇ છે, તેમાં પાઠાંતરો સાથે ઘણી અશુદ્ધિયો જણાય છે, કેટલીક અહિં क. નિશાની દ્વારા જણાવેલ છે. તેની અંતિમ કડીના ઉત્તરાર્ધમા ઉદયસાગરસૂરિના શિષ્ય પુણ્યસાગરસૂરિ નામવાળો ફેરફાર જોવામાં આવે છે, તે પાછળથી કોઇએ સુધારેલ હોય તેમ જણાય છે. ખરી રીતે ત્યાં વિજયલક્ષ્મીસૂરિનું નામ ઉચિત લાગે છે. જે, બી. પ્રતિના આધારે આપેલા પાઠમાં અહીં જોવામાં આવશે, તથા તેમનો યોગ્ય પરિચય પણ અંતમાં જણાવીશું. એથી સ્પષ્ટ થશે કે-આ વિજ્ઞપ્તિપત્ર, ઉદયસાગરસૂરિ તરફ નહિ, પણ વિજયલક્ષ્મીસૂરિ તરફ મોકલેલું માનવું ઉચિત છે.

રાજમાન્ય કવિરાજ દીપવિજય, વિક્રમની અઢારમી સદીના મધ્યભાગને શોભાવી ગયા. તેમણે જૈન શ્વે. તપાગચ્છની એક શાખા વિજયાનન્દસૂરિ-પક્ષ(ગચ્છ)ના નાયક શ્રીપૂજ્ય વિજયલક્ષ્મીસૂરિ (સ્વ. વિ. સં. ૧૮૫૮)ની સ્તુતિમાલા (ઢાલ ૧૦) પણ રચેલી છે. તેમણે ગઝલો, સ્તવનો, પૂજાઓ, સ્વાધ્યાયો તથા બીજાં પણ અનેક પ્રકારનાં કાવ્યો ગુજરાતી અને હિંદી ભાષામાં રચેલાં જણાય છે. તેમણે રચેલ સ્થૂલભદ્ર નવરસ (લે. સં. ૧૮૪૦), રોહિણી તપસ્તવન (સં. ૧૮૫૯) વડોદરાની ગજલ (સં. ૧૮૫૨), ભરૂચ(?)ની ગઝલ, જંબૂસરની ગઝલ, સૂરતની ગઝલ, (વિ. સં. ૧૮૭૭), ખંભાતની ગઝલ તથા ઉદયપુર (મેવાડ)ની ગઝલ (આગરાના શ્રીવિજયધર્મ-લક્ષ્મી-જ્ઞાનમંદિરમાં) જાણવામાં આવેલ છે.

આ જૈનયતિ કવિ દીપવિજયજીને શ્રીમંત મહારાજા ગાયકવાડે 'કવિરાજ' એવું બિરુદ આપ્યું હતું; તેમ તે કવિએ રચેલ અને વિ. સં. ૧૮૭૭માં અઢી હાથ લાંબા અને પોણા બે હાથ પહોળા કપડા ઉપર સ્વહસ્તે લખેલ રાઠોડ મહારાજા માનસિંહના કીર્તિ-ગુણસમુદ્રબંધ આશીર્વચન કાવ્યના ચિત્રમય પટ્ટમાં કરેલા ઉલ્લેખથી જણાય છે—

" इति श्रीमत्तपागण-श्रीविजयानंदसूरीगच्छे राजश्रीगायकवाडदत्त-'कविराज'

---

१ क. लांबी गी. २ क. क्या है ३ क. आगो ४ क. न्याय ५ क. नारसें
६ क. ऊंचाकू. ७ क. दोडाकू ८ क. नीरखत ९ उनका

गोवंदराव हे राजाकू, [1]ज्यां(जा)का सेन है ताजाक्;
मयगल झूलते मातेक्, [2]गोपति-सेन्य सोभातेक्. ६
[3]नीके चरणमें तोडेक्, सुंडे कमलके (डो)देक्;
पाखर खूब सुक्कलांताक्, घोडां लाख टकुरांताक्. ७
पाटवी राव आनाजीक्, दूजा राव [4]कांनाजीक्;
[5]वा है शक्तसे सु(शू)राक्, न्याइ(यी) न्यायसें(में) पूराक्. ८
[6]राउवा है दीवानाक्, अपनि बुधसें दानाक्;
सेवक [7]बहुत ले लारोक्, नितये जात [8]दरबारोक्. ९
केते रहे(ह)त उहां बैठेक्, नाहि मिलत ए केठेक्;
केते धरत [9]नजरानाक्, खावंद देत [10]फुरमानाक्. १०
शी(शि)वाराम रंगीलाक्, [11]ज्याका खूब बंगि(गी)लाक्;
फतेसंघके बारेक्, दीनि(नी) दोलतां भारेक्. ११
[12]तिन दिन मांन था वासेक्, म(स)बया मांन है तासेक्;
खर(खंड)नी देसकि लावाक्, हाथि देत सरपावांक्. १२ [ચાલુ]

बिरद जती पं. दीपविजयकविराजेन विरचितं श्रीराठोडकुल-गगन-भान-महाराजाधिराज-महाराजश्रीमानसिंहमहीपालकीर्ति-गुनसमुद्रवध आसिरवचन श्रेयः ।

संवत् १८७७ वर्षे शाके १७४२ प्रवर्तमाने श्रीआसोजसुदिविजयादशम्यां लिखितं स्वहस्ते पं. दीपविजय कविराजे । "

—આ ચિત્રમય પટ્ટ, વડોદરામાં આત્મારામજી જૈન જ્ઞાનમંદિરમાં વિદ્યમાન છે, તેમાં બંને બાજુ આબદાગિર(સૂર્જમુખી)ધર, છત્રધર, છડીદાર, ચમરધર, મોરચંદ-ધર ૬ રાજસેવકોનાં અને તલવારનાં મળી ૭ રંગીન મનોહર ચિત્રો છે, તે પણ કવિએ તૈયાર કર્યાં હશે, તેમ અનુમાન થાયછે.

આ સિવાય તેમની અન્ય કૃતિયો—પંચવધાવાગર્ભિત પાર્શ્વનાથ-સ્તવન (લે. સં. ૧૮૮૦), ગોડીપાર્શ્વ-સ્તવન, ઝરાપલ્લી પાર્શ્વ-સ્તવન, નંદીશ્વરદ્વીપ-પૂજા (લે. સં. ૧૮૮૧), ઋષભ-શોભા સ્તવન (સં. ૧૮૮૬), મહાવીરજિન શોભા સ્તવન, સંઘ-શોભાસ્તવન (સં. ૧૮૮૭), રૂપિયાની શોભા (લે. સં. ૧૮૯૧), અડસઠ આગમપૂજા (લે. સં. ૧૮૯૧), અષ્ટાપદપૂજા (રાંદેર બંદરમાં સંઘના આગ્રહથી સં. ૧૮૯૨માં મહોત્સવ-પ્રસંગે), સોહમ્મ(સૌધર્મ)કુલ-પટ્ટાવલી-ભાસ, ગૌતમસ્વામિ આદિની ગહુંલી ચંદ-ગુણાવલી-લેખ(પદ્યમાં) વિ. વિ. કૃતિયો લીંબડી વિગેરેના જૈનગ્રંથ-ભંડારોમાં મળી આવે છે.

આ દીપવિજય કવિરાજ, વિ. સં. ૧૮૯૦માં આ વડોદરામાં નિવાસ કરતા હતા, ત્યારે તેમને શ્રાવકોએ મહાનિશીથસૂત્ર સંબંધમાં પ્રશ્નો કર્યા હતા, તેનો ગુજરાતીમાં આપેલો તેમનો લિખિત પ્રત્યુત્તર ગ્રં. ૩૦૦ પ્રમાણ થયો હતો, તે અહિંના જૈન જ્ઞાન-મંદિરની પ્રવર્તક કાંતિવિજયજી મુનિરાજની પ્રતિ પરથી જૈનસાહિત્ય સંશોધક (ખં. ૩, અં. ૩, પૃ. ૨૬૨-૨૭૨)માં પ્રકટ થઇ ગયેલ છે; તેના પ્રારંભ અને પ્રાંતમાં નીચેના ઉલ્લેખો છે—

१ क. उनका सेन न रहेता जाक; २ क. महावत वां न फेलावेक. ३ क. नीके चरनमें तोडाक् सुंडे ४ क. कहानाजीक; गुर्जर प्रांतने चावाक, कांनुराव हें बावाक. ५ क. ओ तो ६ जीन दिन असवारी जावेक, रात्ता शहेर सोहावेक. रावला हें ७ क. बहोत हें न्याराक, ८ क. दरबारांक ९ क. वज० १० क. परमानाक ११ क. उनका बहोत १२ क. तेंगे दीनमान था तेसाक, सब या मान हें तेसाक; परनी देसकी लावांक, हाथी होत

એક હળવું રેખાચિત્ર—

# લાભચંદનો લાભ!

ઈ. ન.

લાભચંદ પચીશ વર્ષનો યુવાન હતો. ગામનું તે નાક ગણાતો. કોઈ પણ બહારગામનો માણસ પોતાના ગામનાં જાડાં માણસની વાત કાઢતો ત્યારે અમે લાભચંદના દૃષ્ટાંતથી તેને પળવારમાં હંફાવી શકતા. અને એ રીતે અમારા ગામની એ વિષય પૂરતી સર્વોપરિતા ટકાવી રાખતા.

લાભચંદ જાડો તો હતો જ, પણ એટલો બધો જાડો હતો કે તેને 'જાડો' કહેવા જઈએ તોય તેની જાડાઈને અન્યાય થાય તેમ હતું.

અમારા મિત્રોમાં અમે કોઈના પર બહુ ગુસ્સે થતા ત્યારે તેને કહેતા, "જા તને આશીર્વાદ આપું છું કે તું લાભચદ જેવો થા!" પેલો મિત્ર બાપડો હાથ જોડી કહેતો, "ભાઈ; મને ફાંસીની સજા કરવી હોય તો કરો પણ કૃપા કરી લાભચંદ જેવા થવાનું ના કહો."

આવી રીતે લાભચંદની સ્થૂલતા કહેવતરૂપ બની ગઈ હતી. ભલો બિચારો લાભચંદ ભલભલાં ગામ પર જાડાઈમાં વિજય મેળવી ગામનો કીર્તિધ્વજ અણનમ રાખતો હોય છતાં, ગામનાં નમણાં લોકો લાભચંદની કદર કરી શકતાં જ નહિ.

લાભચંદને કયાંય બહાર જવું હોય અને વાહન મંગાવે તો ગાડીવાળો તેની આખી ગાડીમાં તેને એકલાને બેસવા દે એટલું જ નહિ પણ તેની પાસેથી આખી ગાડીના ભાડા કરતાં બમણું ભાડું પણ વસૂલ કરે. ચાર માણસો કરતાં લાભચંદનું વજન વધારે નહીં જ હોય. લાભચંદનું વજન બહુ બહુ તો સાત—સાડાસાત મણ! ગાડીમાં બેસનાર છડિયાનું સરેરાશ વજન અઢીમણ ગણીએ તોય ચાર જણનું વજન દશ મણ. તે ચાર જણ પાસેથી કુલ ૭ આના લેનાર ગાડીવાળાઓ લાભચંદ પાસેથી બાર આના અગાઉથી વસૂલ કર્યા પછી જ તેને ગાડીમાં બેસવા દે એ વાત અન્યાયની પરાકાષ્ઠા નથી લાગતી?

દરજી પણ લાભચંદનાં કપડાં સીવવાનાં આવે ત્યારે દોઢાં દામ જ માગતો. શરીરની જાડાઈ ને અંગે લાભચંદને બમણું કાપડ તો ખરીદવું જ પડતું, પણ ભૂંડા દરજીઓ પણ તેના પર જુલ્મ કરતા એ ઘણું અઘટિત થતું.

દરજી તો ઠીક, પણ હજામેય જ્યારે લાભચંદની દાઢી કરવાના દોઢા દામ માગતો ત્યારે તો હદ થઈ જતી હોય તેમ લાગતું.

લોકો પોતા પર આવી દ્વેષદૃષ્ટિ રાખે છે તે જાણી લાભચંદને ઘણો શોક થતો. શોક કરવાનું એક બીજું પણ કારણ હતું! આવા અન્યાયોની સામે આત્મા કકળી ઊઠે અને તેની અસરથી થતા અનુતાપના પરિણામે વજન ઘટે તો સારું, એ હતી લાભચંદની ગણતરી. પણ તેના વજનમાં અનુતાપનું વજન ભળવાથી તે તો ઉલટાનો જાડો થવા લાગ્યો. પોતે દુઃખી

પર કાબૂ જમાવી તેણે કાંતિપુર–ખટમંડુને રાજધાની ઠેરવી અને એકચક્રે નેપાળ પર શાસન ચલાવવા માંડ્યું.

પૃથ્વીનારાયણસિંહ કુનેહબાજ ને યશસ્વી નૃપતિ હતા. પણ તેમની પછી ગાદીએ આવનાર તેમના વંશજોમાં કલહ, સ્વચ્છંદ, ઘમંડ અને સત્તાલોભનાં બીજ રોપાયાં. તેમાં ૧૮૦૫ માં રાણા રાયબહાદુર શાહનું ખૂન થયું. તેમની પછીના ગાદીપતિ ગીર્વાણયુદ્ધ વિક્રમશાહનો શાસનકાળ ૧૮૧૪–૧૬ ના નેપાળી વિગ્રહ માટે પ્રખ્યાત છે. તેમના અવસાન પછી તેમનો બાળપુત્ર રાજેન્દ્રવિક્રમશાહ ગાદીએ બેઠો. શરૂઆતમાં તેની નાની વયનો લાભ લઈ અને પાછળથી તેના મનસ્વી અને નિર્બળ સ્વભાવની ઢાલ નીચે ઘણાય મહત્ત્વાકાંક્ષીઓએ સર્વસત્તા કબજે કરી લેવા યુક્તિઓ રચી, અને પરિણામમાં તેમાંના કેટલાકનાં ખૂન થયાં. છતાં મોટાં મહારાણી લલિતત્રિપુરાસુંદરીના હાથમાં રાજ્યની લગામ જળવાઈ રહી. પણ તે મૃત્યુ પામતાં નાનાં મહારાણી લક્ષ્મીદેવીએ અનેક સ્વચ્છંદ ખેલ્યા. તેમાં હજારોનું લોહી રેડાયું અને અન્તમાં રાજ્યની તમામ સત્તા, ઇ. સ. ૧૮૪૭ માં, જંગબહાદુર નામે પ્રધાનના હાથમાં ચાલી ગઇ. *

જંગબહાદુર પ્રબળ મહત્ત્વાકાંક્ષી વીર હતો. તેણે મહારાણા રાજેન્દ્રવિક્રમને પદભ્રષ્ટ કરી તેના પુત્ર સુરેન્દ્રવિક્રમને રાજગાદી સોંપી. યુરોપની મુલાકાત લઈ પરદેશોમાં પણ તે પોતાની છાપ પાડતો આવ્યો. નેપાળમાં તેણે કેટલાક જરૂરી અને બિનજરૂરી સુધારા દાખલ કર્યા. સત્તાવનના બળવામાં અંગ્રેજોને પૂરતી મદદ કરી તે બ્રિટનનો લાડીલો બન્યો. તેની કીર્તિથી આકર્ષાઇ નેપાળનાં રાજાપ્રજાએ તેને મહારાજાનો ઇલકાબ આપ્યો, તેનું પ્રધાનપદ વંશપરંપરાગત બનાવ્યું. રાજવંશ સાથે સગપણનો સંબંધ બાંધી તેણે એ પદ ઉપરાંત નેપાળની ગાદી પર પણ આડકતરો કાબૂ જમાવ્યો. તેણે રાજવી સુરેન્દ્રવિક્રમના બાલપુત્ર વેરે પોતાની પુત્રી પરણાવી ને સમય જતાં એ પુત્રીના વંશજો નેપાળના ગાદીપતિ બન્યા. તેના સમયથી નેપાળના પ્રધાનો મહારાજાના નામે ઓળખાય છે અને ગાદીપતિ મહારાજાધિરાજ કહેવાય છે. મરાઠી સામ્રાજ્યમાં પેશ્વા સરખું નેપાળમાં પ્રધાનોનું સ્થાન ગણાય છે. વર્તમાન મહારાજા યુદ્ધ સમશેર જંગબહાદુર જંગના પોતાના, અને મહારાજાધિરાજ ત્રિભુવન વીરવિક્રમ શાહદેવ તેની પુત્રીના વંશજ છે. આમ ૧૮૫૦ ના સમયથી નેપાળનો ઇતિહાસ એટલે જંગબહાદુરના કુટુંબનો ઇતિહાસ બની ગયો છે.

૧૮૭૭ માં જંગબહાદુર અવસાન પામ્યો ને ૧૮૮૫માં નેપાળમાં ફરી આંતરિક બળવો ફાટી નીકળ્યો. અંગ્રેજોએ પણ એ દેશને કબજે કરવા સંભવિત કુનેહ અને શક્તિ અજમાવેલાં, પણ બધું નિરર્થક જતાં નેપાળ સાથે કાયમી સુલેહ કરવામાં આવી. તે સમયથી નેપાળ સ્વતંત્ર છતાં અંગ્રેજોનું અફર મિત્રરાજ્ય બની રહ્યું છે. બંનેએ પરસ્પરને મુશ્કેલીના પ્રસંગે મદદ કરી છે. ચાલુ મહા યુદ્ધમાં નેપાળે અંગ્રેજોને ચરણે ધરેલી પોતાની સેવા એ એનું છેલ્લું પ્રમાણ છે.

નેપાળની પ્રજા આજે એક અને અભેદ્ય છતાં તે જુદીજુદી જાતિઓમાંથી ઊતરી આવેલી છે. એના સંસ્કાર, સામાજિક દરજ્જો, વ્યક્તિત્વ, વ્યવસાય વગેરેમાં તફાવત રહેલો છે.

* જંગબહાદુરના તેજસ્વી જીવનચરિત્ર માટે જુઓ—'સુવાસ' અંક ૧૫–૧૬.

ગુરખા તરીકે જગતભરમાં નામાંકિત બનેલી લડાયક કોમ એ મહારાણા પ્રતાપની વંશજ ને નેપાળની આગળ પડતી પ્રજા છે. શરીરે ઠીંગણી છતાં કાંડામાં તે અનુપમ ગણાય છે. તેનું સ્થાન હિંદમાં રજપૂતોના સ્થાનને સમાંતર છે. એ કોમનો બુદ્ધિમાન વર્ગ રાજતંત્ર ચલાવે છે; શક્તિમાન વર્ગ સૈન્યમાં રોકાય છે. તે ઉપરાંત નેવાર, કિરાતી, ભૂટિયા, માગર વગેરે કોમોનો પણ ત્યાં વસવાટ છે. નેપાળની મૂળ-જૂની પ્રજા તો આ પાછલી કોમો છે અને તે મોંગોલ જાતિમાંથી ઊતરી આવેલી છે.

નેવારો નેપાળમાં નવમી સદીમાં જઈ વસેલા. ગુરખાઓ આગળ વધતાં એ કોમ કંઈક પછાત પડી, છતાં નેપાળના બધાજ વૈશ્ય ધંધાઓ હજી એ કોમને હસ્તક છે. નેપાળના સંસ્કાર, સંસ્કૃતિ, સમૃદ્ધિ, કલા, કારીગરી, શિલ્પ, સ્થાપત્ય વગેરે એ જ કોમ સાચવી રહી છે. નેવારી સ્ત્રીઓ રૂપાળી અને કળાની દેવી સમી ગણાય છે. કિરાતી લોકો શિકારી તરીકે પ્રખ્યાત બનેલા છે. તેઓ ગુરખા કરતાં પણ ઠીંગણા અને વધુ ચપટા ચહેરાના હોય છે. ભૂટિયા જાતિ મોટેભાગે પહાડોમાં જ વસે છે અને તનતોડ મજૂરી કરી આજીવિકા રળે છે.

આ રીતે નેપાળી પ્રજા જુદી જુદી જાતિમાંથી ઊતરી આવેલી અને સંસ્કાર, વ્યક્તિત્વ, વ્યવસાય વગેરેમાં ભેદ ધરાવતી છતાં તેમના રીતરિવાજો, ધર્મ, તહેવારો, પહેરવેશ વગેરે લગભગ એકસરખાં છે.

બહુ પત્નીત્વ બધી જાતિઓમાં સામાન્ય છે. સ્ત્રી જો કુમાર્ગે વળે તો એને સખતમાં સખત સજા કરવામાં આવે છે, ને તેને એ માર્ગે વાળનાર પુરુષ પણ લગભગ મૃત્યુની સજાને પાત્ર થાય છે. સતિપ્રથા પણ હજી ત્યાં સદંતર બંધ થઈ નથી. પહેલાં ત્યાં ગુલામીપ્રથા હતી પણ તેરેક વર્ષ પર, મહારાજા ચન્દ્ર સમશેરજંગ બહાદુરના સમયમાં, એ પ્રથાને તિલાંજલિ આપવામા આવી. ત્યાંના બ્રાહ્મણો કોઇ પણ સંયોગોમાં માંસાહાર કરતા નથી.

નેપાળની ઉન્નતિમાં નેવારી જાતિનો હિસ્સો વધુમાં વધુ અને હુન્નર, ઉદ્યોગ, વેપાર વગેરે એ જ કોમને હસ્તક છતાં એ પ્રજા બિનલડાયક હોઇ તેનું સ્થાન એ દેશમાં ઘણું ઊતરતું ગણાય છે. એ કોમની લગ્નપ્રથા પણ કંઇક વિચિત્ર છે. કન્યાનું લગ્ન નાનપણમાં એક પવિત્ર વેલના ફળ સાથે કરી એ ફળને નદીમાં તરતું મૂકી દેવામાં આવે છે. ફળનું ભાવિ જણાવું અસંભવિત હોઈ તે કન્યા આજીવન અવિધવા બની જાય છે. પછી મોટી વયે તેનું લગ્ન યોગ્ય પુરુષ સાથે કરવામાં આવે છે અને એ પુરુષ ન ગમતો હોય તો તેના ઓશીકા નીચે એક સોપારી મૂકી તે કન્યા બીજા પુરુષ સાથે જોડાઈ શકે છે.

વર્તમાન નેપાળી પ્રજા મુખ્યત્વે હિંદુધર્માવલંબી છે. પણ પ્રાચીન અને મધ્યયુગમાં ત્યાં બૌદ્ધ અને જૈન ધર્મે પણ જાહોજલાલી ભોગવેલી. ત્યાંના ગ્રન્થભંડારમાં હજી પણ તે તે ધર્મોને લગતા હિંદમાં અપ્રાપ્ય એવા અનેક ગ્રન્થો જળવાઈ રહ્યા છે. તે પ્રદેશમાં બૌદ્ધ ધર્મને વધારે વ્યાપક બનતો જોઇ શ્રીમદ્ શંકરાચાર્ય ત્યાં જઈ પહોંચેલા અને તેમણે ત્યાં હિંદુ ધર્મની પુનઃસ્થાપના કરેલી. તે પછી નેપાળમાં, પ્રજાનો થોડોક ભાગ જુદા જુદા ધર્મને વળગી રહેવા છતાં, રાષ્ટ્રધર્મ તરીકે તો હિંદુ ધર્મ જ કાયમ બન્યો છે.

સંસ્કારથી એ પ્રજા હિંદની હિંદુ પ્રજા સાથે જોડાયેલી છે. હિંદમાં ઊજવાતા દશેરા-દિવાળી વગેરે તહેવારો ત્યાં ઊજવાય છે. તે ઉપરાંત મત્સ્યેન્દ્રઉત્સવ, બાજરાયોગિની, સીદીયાત્રા, ઘંટાકરણ વગેરે તહેવારો વિશેષમાં ઉજવાય છે. સીદીયાત્રામાં મુખ્યત્વે કૃત્રિમ યુદ્ધો ખેલવામાં આવે છે.

ત્યાંના નીલકંઠ નામે પવિત્ર યાત્રાસ્થાનમાં એક સુશોભિત સરોવરના જળમાં સૂતેલા આખેહૂબ વિષ્ણુનાં દર્શન થાય છે. પ્રજા ઉત્સવ ઊજવી એ તીર્થના દર્શને જાય છે. પણ રાજાથી એ તીર્થનાં દર્શન ન કરી શકાય. જો કરે તો તરત મૃત્યુ પામે. પરિણામે રાજાને માટે એ તીર્થની પ્રતિકૃતિ ઊભી કરવામાં આવે છે. અને રાજા એ પ્રતિકૃતિનાં દર્શન કરી સંતોષ મેળવે છે.

પહેરવેશ આખી પ્રજાનો લગભગ સરખો છે. ચોરણો, તે પર ઝબ્બો ને કમ્મરે પ્રિય હથિયાર કુકરી. શિખોને કીરપાણુ જેટલુંજ નેપાળીઓને આ કુકરી પ્રિય હોય છે. યુરોપના રણમેદાન પર હાથોહાથના યુદ્ધમાં આ કુકરીએ તોબા પોકરાવેલી.

સ્ત્રીઓના પહેરવેશમાં ખાસ ફરક નથી હોતો. પણ તેમના ચોરણામાં કાપડ વધારે પ્રમાણમાં વપરાય છે. નેપાળી સ્ત્રીઓના એકેક ચોરણા પાછળ ૨૦ થી ૩૦ વાર લગભગ કાપડ રોકાય છે. ને રાજવંશની સ્ત્રીઓ તો ૩૫ થી ૪૦ વાર કાપડનો પણ ઉપયોગ કરે છે.

નેપાળમાં જુદી જુદી ૭ ભાષાઓ બોલાય છે. તેમાં પરબતિયા સંસ્કૃતને મળતી આવતી ભાષા રાષ્ટ્રભાષા ગણાય છે. ભૂટીયા જાતિ તિબેટી ભાષા બોલે છે.

નેપાળની રાજવ્યવસ્થા એકતંત્રવાદી છે. પહેલાં ત્યાં રાજા સર્વસત્તાધીશ ગણાતો, હવે પ્રધાન ગણાય છે. રાજગુરુનું સ્થાન અને માન પણ ઇર્ષા ઉપજાવે એવું હોય છે. નેપાળની : પર લાગવગ ધરાવનારો બીજો વર્ગ એ બ્રાહ્મણો અને જોશીઓ છે-જેમને પ્રજા : છે, સન્માને છે અને જેમનાં વચન પર એને સંપૂર્ણ વિશ્વાસ હોય છે.

નેપાળમાં ગામડાંઓ અને સામાન્ય નગરો અનેક છતાં નોંધયોગ્ય મુખ્ય નગરો તો ત્યાં ત્રણજ છેઃ ખટમંડુ, પાટણ અને ભાટગામ. ત્રણે નેપાળી ખીણમાં જ થોડે થોડે અંતરે આવેલાં છે. તેમાં વર્તમાન રાજધાની ખટમંડુ છે, અને જૂનામાં જૂનું ઐતિહાસિક નગર પાટણ છે.

ખટમંડુ પહાડની તળેટીમાં ગોળાકારે વસેલું છે. ઇ. સ. ૭૨૩ માં રાજા કામદેવે તે વસાવેલું. પહેલાં ત્યાં એકજ વૃક્ષના લાકડામાંથી એક ઘર બંધાઈ રહેલું અને તે પરથી તેનું નામ ખટમંડુ-કાષ્ટમંડપ પાડયું છે. આજે પણ ત્યાં લાકડાનાં ઘરો વિશેષ પ્રમાણમાં છે. તે નગર બાગમતી અને બસુમતી બંને નદીઓના સંગમ પર વસેલું છે. તેની પૂર્વે મનોહરા નામની નાની નદી વહે છે. ખટમંડુથી બેએક માઇલ દૂર શંખમૂળ સ્થાને એ ત્રણે નદીઓનો મનોહર સંગમ થાય છે. આજે પણ એ નગરનું આકર્ષણ એટલુંજ અદ્દભુત છે. દૂરદૂરથી ઝળતી હિમાલયની રમ્ય છાયા, પહોળા રસ્તા, સુંદર કોતરણીવાળાં મકાનો, ભવ્ય મહેલો અને કલાકૃતિ સમાં મંદિરો એ નગરની શોભામાં વૃદ્ધિ કરે છે. આજે ત્યાં પંચાવન હજારની વસતી છે.

પાટણનું મૂળ નામ લલિતપટ્ટન છે. તે બે વખત વસેલું. પહેલાં તે પ્રિયદર્શીનની પુત્રી ચારુમતીએ વસાવેલું. બીજી વખત રાજા વીરદેવે વસાવેલું. તે પણ ખટમંડુની પેઠે ગોળાકારમાં

વસેલું છે. ત્યાં નેપાળીઓના અધિદેવતા મચ્છેન્દ્રનાથનું ભવ્ય મંદિર આવેલું છે. નેપાળીઓ ત્યાં મોટો ઉત્સવ ઊજવે છે. આ મંદિર પહેલાં બુદ્ધનું હોવાનું મનાય છે.

ભટગામ ડમરૂના આકારમાં વસેલું છે. ઈ. સ. ૮૬૫ માં રાજા અનંગમલ્લે તે વસાવેલું. નેપાળનાં પ્રાચીન શિલ્પસ્થાપત્ય અહીં વિશેષ પ્રમાણમાં જળવાઈ રહ્યાં છે. શહેરની આસપાસ પુષ્કળ તળાવો છે. થોડોક સમય માટે આ નગર પણ નેપાળની રાજધાની બનેલું. તે સમયે તેની જાહોજલાલી અનુપમ હતી. નગરનાં સંખ્યાબંધ તળાવોમાં ચીનથી મંગાવીને સોનેરી-રૂપેરી રંગની માછલીઓ વસાવવામાં આવેલી. શહેરની મધ્યમાં નગરના બે મહાન વીર પુરુષો જયમલ અને ફત્તાની સુંદર પ્રતિમાઓ ઊભી છે. ત્યાંનું સુવર્ણદ્વાર એ જગતની એક અદ્ભુત કલાકૃતિ ગણાય છે. નગરની વસતી બત્રીસ હજાર લગભગની છે.

પ્રાચીન યુગમાં નેપાળ કલા, શક્તિ અને સમૃદ્ધિનું મંદિર ગણાતું. બહુમૂલ્ય ગણાતી રત્નકંબળો ત્યાં જ બનતી અને હિંદમાં તેની આયાત થતી. ત્યાંના મહેલો, મંદિરો ને વિશિષ્ટ કોટિનાં ઘરો કલા અને કારીગરીના સુંદર નમૂના છે. ચીનના જગવિખ્યાત પેગોડા હિંદમાં જન્મેલા, નેપાળમાં વિકસેલા, ને પછી તેનું ચીનમાં અનુકરણ થયેલું. સમ્રાટ પ્રિયદર્શીનને પણ એ ભૂમિનું અજબ આકર્ષણ હતું. તેણે ત્યાં ધર્મસૂત્રો કોતરેલા ૭ ભવ્ય સ્થંભો-સ્તૂપો ઊભા કરેલા—જેમાંના ચાર પાટણના ચાર ખૂણે હજી પણ વ્યવસ્થિત હાલતમાં નજરે ચડે છે. સ્વયંભૂનાથ અને બોદનાથ બે મોટા સ્તૂપો પણ નેપાળના આભૂષણરૂપ છે. તેમાંનો સ્વયંભૂનાથ ૬૦ ફીટ ઘેરાવાનો અને મૂળ કમળમાંથી પ્રગટેલી એક ટેકરી પર આવેલો છે. તેરાઇના જંગલમાંથી મળી આવેલા પ્રિયદર્શીનના એક સ્થંભ પર લખેલું છે કે 'બુદ્ધ-શાક્યમુનિ અહીં જન્મ્યા હતા.'

નેપાળના એકેએક પ્રાચીન અવશેષો પૌર્વાત્ય કલાના પ્રતીક સમા છે. જૂના રાજાઓનો, 'હનુમાનધોકા' નામે ૭ માળનો, ઘેરા લાલ રંગનો, ભવ્ય મહેલ ત્રાવણકોરની સર્વશ્રેષ્ઠ સ્થાપત્યકલાનાં દર્શન કરાવે છે. એ મહેલનું સાક્ષાત હનુમાન રક્ષણ કરે છે અને તેની મધ્યમાં કાળભૈરવની સભા આવેલી છે. પણ હિંદની જેમ નેપાળમાં પણ કેટલાંક પાશ્ચાત્ય ઝરણો તો પ્રવેશી ચૂક્યાં છે. નવા રાજાઓએ પોતાના નિવાસ માટે બંધાવેલા 'સીંગ દર્બાર' નામના મહેલમાં અર્વાચીન ફ્રેન્ચ સ્થાપત્ય ઉમેરાયું છે. મહેલના સન્માન-ભવનમાં કૈસર રાજા જ્યોર્જ, મહારાણી મેરી અને જુદી જુદી જાતનાં શિકાર-ચિત્રો નજરે ચડે છે.

નેપાળમાં આજસુધીમાં એક પણ ખ્રિસ્તી કે મુસલમાન મીશનરી પ્રવેશી શક્યો નથી અને એમને પ્રવેશવા દેવામાં આવે એ સંભવિત પણ નથી. પરદેશીઓને પણ ત્યાં જવું વસમું લાગે છે; છતાં ત્યાંની મુસાફરી મનાય છે એટલી તો અઘરી નથી જ. પશુપતિનાથના મેળામાં ભાગ લેવાને હિંદુસ્તાનના અનેક હિંદુઓ ત્યાં જઈ પહોંચે છે. નેપાળમાં કેટલાક હિંદી વેપારીઓનો કાયમી વસવાટ પણ છે. ગોરી પ્રજાનો ત્યાં, એક અંગ્રેજ રેસીડન્ટ અને તેના સાથી અમલદાર સિવાય, વિશેષ વસવાટ નથી.

ત્યાં જતાં, રક્સૌલ સ્ટેશને ગાડી અટકે છે અને તે પછી નેપાળની સરહદ શરૂ થાય છે. પાસેના જ સમૃદ્ધ નેપાળી નગર વીરગંજમાંથી તે દેશમાં પ્રવેશ માટેના પાસપોર્ટ મળે છે. ત્યાંથી ખટમંડુ સુધી ૭૫ માઈલની પાકી સડક છે.

વીરગંજ છોડી આગળ વધતાં તેરાઈનું જંગલ અને તે પછી હિમાલયની ગિરિમાળાઓ શરૂ થાય છે. ત્યાંથી થોડે દૂર જતાં રસ્તો સાંકડા શીશાગઢી ઘાટમાં વળે છે. ત્યાં ૨૩૦૦ ફૂટની ઊંચાઈએ આવેલા એક ભવ્ય કિલ્લા પર નેપાળી લશ્કરનું મજબૂત થાણું છે અને ત્યાંથી જ નેપાળી સૈનિકોની આકરી ચોકી શરૂ થાય છે. તે પછી જુદા જુદા ચડઉતર માર્ગો વટાવતાં, પ્રકૃતિની રમણીય લીલાનાં દર્શન કરતાં નેપાળની ખીણમાં પ્રવેશાય છે અને હિંદુઓના એક માત્ર સ્વતંત્ર દેશ અને તેનાં સમૃદ્ધ નગરોનાં ત્યાં દર્શન થાય છે.

યુરોપના સંસર્ગથી ત્યાં કેટલાક અનિવાર્ય સુધારાઓ દાખલ થઈ ચૂક્યા છે છતાં સાચા હિંદુત્વનાં દર્શન તે પ્રદેશ સિવાય બીજે ક્યાંય સંભવિત નથી. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બંને સંસ્કૃતિઓનું નેપાળ એ સ્વતંત્ર સંગમસ્થાન છે. ત્યાં શાળાઓ છે, કૉલેજ છે; હાઈકોર્ટ છે, ધારાસભા છે, ટંકશાળ છે, ટપાલ છે, ઇસ્પીતાલ અને ઇજનેરી કામનાં કારખાનાં છે; નળ અને વીજળી છે; પશ્ચિમની છેલ્લી ઢબ અનુસારની લશ્કરી શાળા છે; દારૂગોળો અને હથિયાર બનાવવાનાં કારખાનાં છે—જેમાં જાપાનમાં કેળવાયલ નેપાળીઓની દેખરેખ નીચે શસ્ત્રસરંજામ તૈયાર થાય છે. છતાં ત્યાં હિંદુ–મર્યાદા છે. નેપાળની નવાણું ટકા કન્યાઓ કેળવાયલી છતાં ત્યાં એક પણ જાહેર–કન્યાશાળા નથી, સહશિક્ષણને અનિવાર્ય માનતી મહાશાળાઓ નથી. દરેક કન્યાને તેનાં માતપિતા તરફથી ઘરકામ, સંતતિઉછેર, સૌન્દર્યવિકાસ અને હુન્નર ઉદ્યોગ શીખવવા ઉપરાંત ઘેર જ જરૂરી કેળવણી આપવાનો પ્રબંધ થયેલો હોય છે. વિદ્યાર્થીઓ ત્યાં એટલાં પુસ્તકો જ નથી ગોખતા—સાથે લશ્કરી તાલીમ લે છે, તેજસ્વિતા વિકસાવે છે. હિંદનાં કેટલાંક ગુલામ દેશી રાજ્યો કરતાં પણ ઓછી–વાર્ષિક દોઢ કરોડની–આવક પર નભતું આ રાષ્ટ્ર જગતભરમાં અદ્વિતીય એવું ૪૦ હજારનું સૈન્ય ધરાવે છે.

નેપાળના મહારાજા કે મહારાજાધિરાજ ગિરિશૃંગની હવાઓનાં શોખીન નહિ પણ પણ પ્રજાના દેવે વરનાર ભક્ત અને દુઃખીઓના બેલી હોય છે. તેઓ પોતાના કુટુંબ સાથે સાદા નિવાસમાં રહી એ સ્વતંત્ર રાષ્ટ્રનું તંત્ર ચલાવે છે. મહારાજા ચંદ્રસમશેર જંગબહાદુરના સમયથી પ્રધાનનું સ્થાન પ્રજાના દેવસમું છે.

વર્તમાન મહારાજા પોતાની બંને રાણીઓ સાથે એક સાદા ઘરમાં રહે છે. ૧૯૩૩નો ભયંકર ધરતીકંપ કે જેણે નેપાળને ખેદાનમેદાન કરી નાંખેલું, ૪૨૯૬ માણસોનો જેણે ભોગ લીધેલો, એક પણ પ્રાચીન કે અર્વાચીન મકાન જેણે ચીરાડ વિનાનું ન રહેવા દીધેલું, અનેક પ્રાણીઓનો જ્યારે દાટ વળી ગયેલો—ત્યારે હિંદના ના. વાઈસરૉયે મહારાજાને તેમના કુટુંબ સાથે હિંદ આવી પહોંચવાને સાત વિમાન મોકલાવેલાં; પણ મહારાજાએ એ વિમાનોને પાછાં વળાવતાં લખ્યું, "જ્યાં મારી પ્રજા ત્યાં હું". જ્યાંસુધી નેપાળની સમસ્ત પ્રજાના નિવાસ અને નભાવની યોગ્ય વ્યવસ્થા પૂરી ન થઇ ત્યાંસુધી તે બહાર મેદાનમાં એક તંબુ નાંખી પડી રહેલા. ત્યાં જ તેમનું કુટુંબ વસતું, ત્યાંથી જ તેમણે દેશનું તંત્ર ચલાવેલું.

—o—

# હિંદ-દર્શન *

નિકોલસ રોરિક
અનુવાદક-વિદ્યાર્થી

જીવનના બાલપણથી હું એશિયાના હાર્દ પ્રતિ આકર્ષાયો હતો. મોંગોલ-મહાકાવ્ય અને હિંદના સમૃદ્ધિ-ભંડારોએ મારી કલ્પનાને આંજી નાંખેલી. પૌર્વાત્ય પ્રદેશો સાથેના અમારા સંબંધો પાશ્ચાત્ય ઇતિહાસકારોએ વર્ણવ્યા કરતાં વધારે ગાઢ હતા. એશિયાનું હૃદય એ જગતનું હૃદય છે, કેમકે જ્ઞાનનું અને બુદ્ધિનું એ આદિસ્થાન છે. ઉત્તર અમેરિકાના ઇન્ડિયન્સ શું એશિયાના જ વારસો નથી?

અમારા કુટુંબનો એશિયા સાથેનો મીષ્ટ સંબંધ હંમેશ માટે જ નિર્માણ થઈ ચૂકેલો. એશિયામાં જેમણે નોકરી કરી હોય અથવા એના વિષે માહિતી ધરાવતા હોય એવા મિત્રોની અમારે ત્યાં ચાલુ અવરજવર હતી. મારા બાલપણથી, એશિયાની સ્મૃતિ, મારી જિન્દગીને જે આધ્યાત્મિક તત્ત્વોએ અસર કરી છે તેની સાથે એક સરખી સંકળાયેલી છે.

હિંદ સાથે તો, મને લાગે છે કે, હું શિશુવયથી જ સંકળાઈ ગયો છું. કવિવર ટાગોરે અમારી જાગીરના 'ઇશ્વર' નામને એક સંસ્કૃત શબ્દ તરીકે ઓળખાવેલ. કેથેરાઇનના રાજ્યકાળમાં અમારી સમીપમાં એક હિંદી રાજની વસતી અને નજીકના ભૂતકાળ સુધી ત્યાં મોગલ મૃગયાવનના અવશેષો હતા. અમારા ઘરમાં હિમાચ્છાદિત શૃંગનું એક રમણીય ચિત્ર હતું. પાછળથી મને જણાયું કે એ કાંચનગંગાનું હતું. મારાં 'દેવર્ષિ', 'લક્ષ્મી', 'ભારતમાર્ગ', 'રાજસરહદ' 'કૃષ્ણ', 'હિંદનો પુત્ર', 'રત્નગરો' વગેરે ચિત્રો મેં, હિંદમાં આવ્યા પહેલાં જ ચીતરેલાં.

---

* આ મહિનાની શરૂઆતમાં અમદાવાદમાં જેની કલાકૃતિઓનું પ્રદર્શન ખુલ્લું મૂકાયું છે એ અપૂર્વ કલાકાર, ગહન તત્ત્વવેત્તા અને હિમાલયના પુત્ર સમા મહર્ષિ નિકોલસ રોરિક અને એમની કલાનો આ પહેલાં પણ ગુજરાતને સામાન્ય પરિચય તો હતો જ. ને પ્રદર્શન ખુલ્લું મૂકતાં ડૉ૦ મયરામ કઝીન્સે એ આર્ષકલાકારની વિશિષ્ટતા, તેમનું અલૌકિક વ્યક્તિત્વ અને તેમની નિસર્ગપ્રિયતાનાં શબ્દદર્શન કરાવ્યાં. આમ આજના ગુજરાતને આ મહર્ષિ કલાકારનું નામ મોઢે થઈ ગયું છે.

રશિયામાં જન્મેલા ને નાસ્તિક યુગમાંથી પસાર થયેલા ૬૫ વર્ષની ઉંમરના એ બુઝર્ગ તપસ્વી આજે પચીસ પચીસ વર્ષથી હિમાલયને ખોળે બેસી પ્રકૃતિને પૂજે છે, પરમ કલાની સાધના કરે છે. આવા એક મહર્ષિનું હિંદ વિષે કેવું દૃષ્ટિબિન્દુ છે, હિંદે તેમને કેવું સન્માન આપ્યું છે, તેમની લેખનશૈલી કેવી છે એ જાણવાની ગુજરાતની સાંસ્કારિક પ્રજામાં જિજ્ઞાસા જાગે એ સ્વાભાવિક છે. પરિણામે તેમની તૈયાર થતી જીવનકથામાંથી હિંદ વિષેનો શરૂઆતનો ભાગ તારવીને નીચે આપવામાં આવે છે—તે એમના જ શબ્દોમાં જાણવો વધારે યોગ્ય થઈ પડશે.

તેમની જીવનકથાનું લખાયલું પ્રકરણ જોતાં જણાય છે કે તેમની શબ્દસંકલનામાં કાન્તિ, માધુર્ય કે ચાતુર્ય ખૂબ ઓછાં છે. છતાં એમાં એમની ચિત્રકલાની જેમ એવી એક વિશિષ્ટતા છે જે એમના આત્માને હૃદય, મગજ અને કલમ વચ્ચે ગુલાટો ખવરાવવાને બદલે એમનું હૃદય જે બોલતું હોય તે સામાન્ય શબ્દરૂપે એમના પાસે પ્રતિબિંબિત કરાવી લે છે. અ.

૧૯૨૩ થી અમે હિંદનિવાસ સ્વીકાર્યો, અને ત્યારથી એ દેશ વિષેનું અમારૂં જ્ઞાન, તેના પ્રત્યેનો અમારો પ્રેમ, અને અમારા હિંદી મિત્રો વગેરેમાં વૃદ્ધિજ થતી આવી છે. ૧૯૨૦માં શ્રી રવીન્દ્રનાથ ટાગોરે લંડનમાં અમારી મુલાકાત લીધી ને અમને હિંદ ન્હોતર્યાં. તે પછી 'મોડર્નરીવ્યું' માં મારી કળા પર એક વિસ્તૃત લેખ પ્રગટ થયો-જેણે હિંદને મારી ઓળખ આપી.

તે વર્ષમાં અમે હિંદનાં મુખ્ય આકર્ષક સ્થળો-એલીફન્ટા, આગ્રા, ફત્તેહપુરસીક્રી, બનારસ, સારનાથ વગેરે-ની મુલાકાત લીધી. તદુપરાંત અમે સ્વામી રામકૃષ્ણના આશ્રમો, અદ્યાર, મદુરા, સિલોન વગેરે સ્થળે ફર્યાં અને તે તે દરેક સ્થળે અમને ભાવભર્યો આવકાર આપવામાં આવ્યો. રવીન્દ્રનાથ ટાગોરના કુટુંબ ઉપરાંત અમારે સ્વામી રામદાસ, શ્રી. વસવાણી, સ્વામી ઑંકાર, સ્વામી જગદીશ્વરાનંદ, અને સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીનાં કુટુંબો સાથે સંબંધ બંધાયો. શ્રી જગદીશ બોઝ અમારા મિત્ર બન્યા. અંગારિક ધમ્મપાલ, રામાનંદ ચેટરજી, કે. ઈશ્વરદત્ત, સુનીતિકુમાર ચેટરજી, સી. વી. રામન વગેરે સાથે અમે પત્રવ્યવહાર કર્યો. અશીતકુમાર હળદર, અવનીંદ્રનાથ અને જોગેન્દ્રનાથ ટાગોર, વીરેશ્વરસેન, મુકુલદેય રાવલ વગેરે કલાકારો અને ગાંગુલી, મહેતા, બસુ, ટંડન, ભટ્ટાચાર્ય, ચતુર્વેદી, તામ્પી, શ્રીવર્ધન વગેરે કલાવિવેચકો સાથે અમારે મીષ્ટ સંબંધ બંધાયો.

બોઝ ઈન્સ્ટીટયુટ, બંગાળની રોયલ એશિયાટિક સોસાયટી, મહાબોધિ, નાગરી પ્રચારિણી સભા, પૌર્વાત્ય કલાઓની હિંદી સભા વગેરેએ મને માનદ અથવા આજીવન સભ્ય નીમ્યો.

રાયરામકૃષ્ણદાસની સલાહથી ભારતકલાભવનમાં અને રાયબહાદુર વ્રજમોહન વ્યાસની ભલામણથી અલ્હાબાદ મ્યુનિસિપલ મ્યુઝિયમમાં મારા ઉપયોગને સારૂ સ્વતંત્ર ખંડની વ્યવસ્થા થઇ. જે. એચ. કઝીન્સના મિત્રકૃત્યથી ત્રાવણકોરની સરકારે પોતાના શ્રી ચિત્રાલયમ્ નામના રાજ્યચિત્રભવન માટે મારો આખો ચિત્રસંગ્રહ ખરીદ્યો. હૈદ્રાબાદે એનું અનુકરણ કર્યું. કેટલાંક રાજ્યોએ પ્રદર્શનોની સૂચના કરી. હિંદી મહાસભા, દિલ્હી-વિદ્યાર્થીમંડળ, બોમ્બેકાઉંટ, મહાબોધિ, સ્ત્રીધર્મ, શાંતિભવન વગેરે જુદી જુદી સંસ્થાઓ ને નવનવાં સ્થળેથી અમને હૃદયસ્પર્શી સંદેશાઓ કે પત્રો મળ્યા છે.

ફ્રતુલ્લાખાન, તેજસિંહ, મોહનલાલ, કશ્યપ, ભાનુસિંહ, ગુપ્ત વગેરે કલાકારોનાં પ્રકાશનોમાં અમે પ્રસ્તાવનાઓ લખી આપી.

હિંદે અમારા સંસ્કારમંડળને માયાળુ અતિથિધર્મથી આવકાર્યું છે—હિંદને હાર્દિક અભિનંદન.

—o—




**જૂઈ અને કેતકી**–કર્તા : વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. પ્રકાશક–એન. એમ. ત્રિપાઠી. મુંબઈ. કિંમત રૂા. ૨–૮–૦.

પ્રથમ 'કૌમુદી'ના ને હમણાં 'માનસી'ના તંત્રી તરીકે નામાંકિત બનેલા અને કડક છતાં સાચા વિવેચક તરીકેનું બિરુદ ધરાવતા ભાઈ વિજયરાયથી ગુજરાતની સાહિત્યજનતા સુપરિચિત છે. પૂર્વે જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થઇ ચૂકેલ તેમનાં ૩૪ લઘુ વિવેચનોનો આ સંગ્રહ તેમણે, મુખ્યત્વે, 'માનસી'ના ગ્રાહકોને ચાલુ વર્ષના બીજા–ત્રીજા અંકના વળતર પેટે આપવાને પ્રગટ કર્યો છે. પ્રગટ થતા ગુજરાતી સાહિત્યનો અર્ધ ભાગ પ્રજાને ભારરૂપ છતાં આજે જ્યારે એક પણ ગ્રન્થની યોગ્ય સ્વરૂપમાં કડક સમાલોચના નથી થતી ત્યારે, આશા છે કે, કડકતાનો આ પ્રતિનિધિ–સંગ્રહ આવકારદાયક થઇ પડશે.

ભાઈ વિજયરાય સાચેસાચ કડક છે કે કેમ એ એક પ્રશ્ન છે પણ તે કડક કહેવાય છે કેમકે જેમનું કોઈ નામ પણ ન લઈ શકે એવા પ્રતિષ્ઠિત લેખકોની જો કોઇ અલ્પકૃતિ નીકળી આવે તો એને એમણે ઉઘાડી પાડી છે અને પરિણામે એવા પ્રતિષ્ઠિતોના ભક્તજનોમાં એમણે ખીજવાટ પ્રેર્યો છે. પણ એ કારણે એ ગુણપૂજક નથી એમ તો ન જ કહેવાય.

આ ગ્રન્થમાં પ્રગટ થતાં વિવેચનોનાં વિવેચનો પણ પ્રગટ થઇ ચૂકેલ હોઇ એની પુનરાવૃત્તિ જરૂરી નથી લાગતી પણ, ગ્રન્થની પ્રસ્તાવનામાં કર્તાએ ખુલાસો કરી દીધેલ હોવા છતાં, એ કહ્યા વિના નથી જ ચાલતું કે સમય અને વ્યક્તિથી પર બનેલી વધારે તટસ્થ દૃષ્ટિએ આ વિવેચનો ફરી તપાસી જઇ એને જો યોગ્ય, સુધારાવધારા સાથે, પ્રગટ કરાયાં હોત તો તે ગુજરાતી સાહિત્યને માટે આશિર્વાદ સમાન થઈ પડત. વિવેચનો ઐતિહાસિક બન્યાં હોય તો પણ એ ઈતિહાસને કાળની મર્યાદા તો હોય જ. ને છતાં મૂળ સ્વરૂપે તો તે તે સામયિકોમાં એ જળવાઈ પણ શકત. પણ એમનું ગ્રન્થસ્થ સ્વરૂપ તો અમર અને વિવેચકની ન્યાયદૃષ્ટિને વધારે યશ અપાવે એવું બનવું જોઈતું હતું.

ને એમ થયું હોત તો કવિશ્રી ખબરદાર, બળવંતરાય કે ન્હાનાલાલમાં જે વાસ્તવિક દોષો વિવેચકને જણાયા છે એ જ દોષો, એક યા બીજા સ્વરૂપે, ઓછા યા વધતા પ્રમાણમાં, જે લેખકો કે લેખિકાઓને એમણે પ્રશંસ્યાં છે એમનામાં પણ મળ્યા વગર ન જ રહેત. ને શ્રી ખબરદાર કે ન્હાનાલાલના દોષ દાખવવા જતાં એ દોષદર્શને કેટલેક સ્થળે ખપ્પરરૂપ બની તે તે કવિઓના નૈસર્ગિક ગુણોનો પણ થોડોક ભોગ લઈ લીધો છે તેને તેઓ સહેજે નિવારી શકત.

**આપણા દેશનો ઈતિહાસ–બ્રિટિશ યુગ.** (પૂર્વાર્ધ) લેખક–ન્હાનુભાઈ કુંવરજી દેસાઈ; પ્રકાશક–લોંગમેન્સ, ગ્રીન એન્ડ કંપની લી. નિકલ રોડ, મુંબઈ. કિંમત રૂ. ૧–૬–૦.

મુંબઇ યુનીવર્સીટીએ મેટ્રીકના વિદ્યાર્થીઓને જ્યારથી હિંદના સમગ્ર ઈતિહાસના અધકચરા અભ્યાસને બદલે ગમે તે એક યુગના ઊંડા અભ્યાસ બાજુ દોર્યા ત્યારથી હિંદના

ઈતિહાસના વિધવિધ યુગો પર ઠીકઠીક પ્રમાણમાં પ્રકાશ ફેંકાઈ રહ્યો છે. આ પુસ્તકમાં બ્રિટિશ યુગના પૂર્વાર્ધ–યુરોપીય સંસ્કૃતિનાં બીજથી માંડી સત્તાવનના બળવા સુધીની હકીકત—ની સંકલના કરવામાં આવી છે. આશા રહે છે કે ઈતિહાસ વિષયમાં એ યુગ પસંદ કરનારને તે સારી રીતે માર્ગદર્શક થઈ પડશે. ક્ષ.

ગ્રંથની શૈલી સરળ ને સુવાચ્ય છે. ખૂબ જાણીતાં પ્રકરણો ને પ્રસંગો આ પુસ્તક વાંચતાં ફરી નજર સામે તરી આવે છે. યોગ્ય સ્થાને ચિત્રો પણ આપવામાં આવ્યાં છે. પૂર્વે લખાયલ ઇતિહાસો કરતાં અહીં દૃષ્ટિની ઉદારતા વિશેષ જણાય છે અને રાષ્ટ્રિય દૃષ્ટિબિંદુ પણ તદ્દન વીસરી નથી જવાયું. કલકત્તાનું કૃત્રિમ કારાગૃહ; હેસ્ટીંગ્ઝની લૂંટ; બર્કનું ભાષણ; અંગ્રેજ અમલદારોનાં પઠાણી કૃત્યો; હૈદર, ટીપુ ને રણજીતસિંહની વીરતા વગેરે વિષયો પર યોગ્ય પ્રમાણમાં પ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

શરૂઆતનાં સવાત્રણસો પાનાં ઉપરના ઇતિહાસ પાછળ રોકાયાં છે, પાછળનાં પચીસમાં રાજબંધારણ આપવામાં આવ્યું છે.

પ્રચલિત ઇતિહાસો કરતાં આ પુસ્તકને વિશિષ્ટ બનાવવાનો ઉદ્દેશ છતાં, ને ભાષા કે જોડણી–શુદ્ધિ માટે કેટલીક કાળજી રખાયલ છતાં, પરમ રાષ્ટ્રીય કે શુદ્ધ ભાષાદૃષ્ટિએ તો એમાં પણ વિશેષ પડતી ઊણપો રહી જવા પામી છે, અંગ્રેજઅમલનાં અનેક કાળાં કૃત્યો ને વિનાશક પરિણામોમાંથી ફક્ત પ્રચલિત બની ગયેલાંનેજ અહીં સ્થાન અપાયું છે. અને પાઠ્યપુસ્તકોમાં જોડણીની એક પણ અશુદ્ધિ ભારરૂપ ગણાવી જોઈએ એને બદલે, કાળજી જણાઈ આવતી હોવા છતાં, આ ગ્રન્થમાં એવી ભૂલો સેંકડોની સંખ્યામાં રહી જવા પામી છે. ઘણેક સ્થળે તો સાચાખોટા બંને પ્રકાર વાપરવામાં આવ્યા છે. કેટલાંક ઉદાહરણો–

જમીનમાર્ગે–દરિયા માર્ગે, ચુકી–ચૂકી, મુલક–મૂલક, કોલંબો–કોલૌંબો, એશિયા–એશિયા, નિમાયુંક–નિમણૂંક, ઊભો–ઉભો, એકહથ્થુ–એક હથ્થુ, લુંટતા–લૂંટતા, પોંદિશરી–પોંડિશરી, પેશવા–પેશ્વા. આ ઉપરાંત ભાષા અશુદ્ધિ–'ઇંગ્લાંડની પ્રજાનો મોટો ભાગ પ્રોટેસ્ટંટો હતા,' 'હિંદીઓની પંચ'; શબ્દ અશુદ્ધિ–'કુસુંપ', 'નૌકાનયન'; કે પ્રૂફ અશુદ્ધિ–'વિદ્યાપીઠિઓ'–વગેરે વાંચનના પુસ્તકમાં કદાચ ચલાવી લેવાય પણ પાઠ્યક્રમના પુસ્તકમાં તો તે ગંભીર ભૂલો ગણાવી જોઈએ; ને ત્યારે જ ઊગતી પ્રજા પોતાના અભ્યાસક્રમનાં પુસ્તકોમાંથી પણ ભાષાશુદ્ધિ શીખી લઈ શકશે.

જતિ–કર્તાઃ ડૉ. એમ. ઓ. સુરૈયા, એન્ટિક ચેમ્બર, ૨૭, અપોલો પિયર, મુંબઈ. કિંમત રૂ. ૨–૮–૦.

૨૧. ગોવર્ધનરામ, કલાપિ કે નરસિંહરામ વકીલ જેવાઓ જેને સ્વભાષામાં ગાવા લલચાયા એ અંગ્રેજ મહાકવિ ગોલ્ડસ્મીથના, ૨૬૦ લીટીના, 'હરમીટ' નામે કાવ્યનો આ સમશ્લોકી ગુજરાતી અનુવાદ છે. તે એટલો સરળ, સુવાચ્ય, ગેય અને મધુર બન્યો છે કે એને વાંચતાં અનુવાદકને સહેજેજ અભિનંદન આપી દેવાય.

'ને મૈત્રી તો માત્ર ભરમ છે, મંત્ર બની હાલરડાં ગાય; છાંય બને ધન–યશ પાછળ પણ, દુખિયાને રોવા તજી જાય.' –એ શ્લોક બોલતાં કે 'કુસુમકલી ખુલતી દિન ઊગતે' કે 'ઓસ, કુસુમ તરુવર પર ચળકે' –જેવી પંક્તિઓ ગાતાં એ યાદ પણ નથી રહેતું કે આ અનુવાદ છે.

દરેક દૃષ્ટિએ સુશોભિત લાગતો આ ગ્રન્થ કર્તાનો સાહિત્યપ્રેમ અને એ માટે ખર્ચ ઉઠાવવાની એમની ધગશ સૂચવે છે. પણ એ જ પ્રેમના બળે જો એની કિંમત ઓછી ઠેરવાઈ હોત તો હરકોઈ ગુજરાતી તે ખરીદવાને લલચાઈ શકત.

**મંજરી-માલા:**—લેખક: ભાઈલાલ વ. બક્ષી. રાજપીપળા. કિંમત-ચાર આના.

મુખ્યત્વે સામાજિક છતાં જુદાં જુદાં દષ્ટિબિંદુએ લખાયલી સત્તર વાર્તાઓનો આ સંગ્રહ છે. શૈલી કંઈક સંવાદપ્રધાન છે; ને વાર્તાઓમાં અપૂર્વ ચિત્રદર્શન, તેજસ્વિતા કે છલકતું માધુર્ય શોધવા જનારને કદાચ ક્યાંક અટવાઈ પણ જવું પડે.—એમ છતાં ઝડપી વાંચનમાં વાર્તાઓ અણગમતી થઈ પડે એવી તો નથી જ. કેટલાંક પાત્રોની ખીલવણી સારી થઈ છે. વિચારવર્તુલ સાંકડું છતાં પ્રગટ થતા ઘણાય સામાન્ય વાર્તા સંગ્રહોમાં આ સંગ્રહ સારું સ્થાન ધરાવી શકે એમ છે.

**મંદાગ્નિ, બ્રહ્મચર્ય, માણસ માંદા કેમ પડે છે?**—લેખક : ડૉ. જટાશંકર નાન્દી. પ્રકાશક—આરોગ્યરક્ષક જ્ઞાનપ્રચારક સેવા સમાજ, બુધાભાઇનો બંગલો, હરિજન આશ્રમ પાસે, સાબરમતી, અમદાવાદ. કિંમત પહેલાં બેની બબ્બે આનાં, છેલ્લાની એક આનો.

જીવનપ્રકાશ ગ્રન્થમાળાના પહેલા, બીજા અને ત્રીજા મણકા તરીકે પ્રગટ થયેલાં આ ત્રણે પુસ્તકો નામ પ્રમાણે જ વિષયની સુંદર છણાવટ કરે છે. પહેલામાં અપચાનાં કારણો અને તે અટકાવવાના ઉપાય; બીજામાં બ્રહ્મચર્યનો મહિમા, તેની શક્તિ અને તેનું સ્વરૂપ; અને ત્રીજામાં માંદગીનાં બાર મુખ્ય કારણો દર્શાવવામાં આવ્યાં છે. સસ્તી કિંમતે પ્રગટ થતાં આ ઉપયોગી પુસ્તકો પ્રજામાં સહેજે આવકારદાયક થઈ પડવાં જોઈએ.

**સંવાદ-સંગ્રહ :** સંપાદક સોમચંદ ડી. શાહ, વઢવાણ શહેર. મૂલ્ય ૦-૬-૦. જુદી જુદી ચૌદ વ્યક્તિઓએ લખેલા સોળ સંવાદોનો આ સંગ્રહ છે. પ્રાણ, કલા, માધુર્ય કે નાટ્યતત્ત્વનો તો એક પણ સંવાદમાં જરૂરી વિકાસ નથી થઈ શક્યો પણ છોકરાંઓને સામસામાં બોલવ માટે અને સામાન્ય પ્રજામાં ધર્મ અને નીતિને પ્રચાર કરવાને તે ઠીકઠીક ઉપયોગી થઈ પ[ડે] એમ છે. સંગ્રહમાંના પહેલા સંવાદ-સામાજિ[ક] પ્રશ્નોમાં વિજ્ઞાન-માં તર્કસરણી વધારે વિશુ[દ્ધ] અને અસરકારક છે. લેખકની અસામાન્[ય] બુદ્ધિમત્તાના સૂચન સાથે જ એ સંવાદ અઘોગામ[ી] પ્રવાહો સામે લાલબત્તી ધરી શકે એમ છે.

**પરમાર્હત મહારાજા શ્રી કુમારપાળ**—લેખક—મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી.

'ફાર્બસ ત્રૈમાસિક'ના એપ્રીલ-જુનના અંકમાં પ્રગટ થયેલ અને પછી જુદી પુસ્તિકા રૂપે છપાયલ 'પરમ માહેશ્વર રાજા કુમારપાળ' નામે શ્રી. હરિશંકર શાસ્ત્રીના લેખના બીજા પલ્લામાં જ ગોઠવી શકાય એવી આ પુસ્તિકા ગુર્જરેશ્વર કુમારપાળ જૈનધર્મી હોવાનાં પૂરતાં પ્રમાણો આપવા સાથે શ્રી. શાસ્ત્રીના લેખમાં રહી ગયેલી કેટલીક ત્રુટિઓનો ઉત્તર મેળવી લેવામાં પણ સહાયક બને છે.

**યજ્ઞોપવિત મીમાંસા**—સંશોધક મણીલાલ જનાર્દનરાય ત્રિવેદી. પ્રકાશક—દલસુખરામ અં. ભટ્ટ. મામુનાયકની પોળ, અમદાવાદ.

સરળ અને સુવાચ્ય શૈલીમાં યજ્ઞોપવિતની મહત્તા, તેની જરૂરિયાત અને તેનાં કલ્યાણકારી પરિણામ જણાવતો આ નિબંધ યજ્ઞોપવિત સંસ્કારના ભક્ત કે વિરોધી—દરેકે વાંચી જવા જેવો છે.

**કુબેરદત્તા**—લેખક : ચીમનલાલ નાથાલાલ શાહ. પ્રકાશક—શ્રી વિજયદાનસૂરિશ્વરજી જૈન ગ્રન્થમાળા, ગોપીપુરા, સુરત. કિંમત ૦-૧-૯. કંઈક ગંભીર છતાં સરળ, સુવાચ્ય અને સંકલિત શૈલીમાં લખાયલી આ નાની વાર્તા વાંચકના દિલ ઉપર સારી અસર જમાવે છે. કિંમત પણ પ્રમાણમાં ઓછી છે.

# સામયિક—મંડળ

વિશેષાંક—

कल्याण [गीता-तत्त्वांक] ગીતાપ્રેસ, ગોરખપુર.

હિંદનાં માસિકોમાં વધારેમાં વધારે ગ્રાહક સંખ્યા ધરાવતું અને હિંદુ સંસ્કૃતિની રક્ષાને જીવનધર્મ માનતું આ માસિક દર વર્ષે ગમે તે એક ધાર્મિક વિષય પર દળદાર ભેટ આપે છે.

આ વર્ષનો ગીતા-વિશેષાંક ૧૧૭૦ પાનાં, ૮૯ ત્રિરંગી કે સોનેરી ચિત્રો અને ૯૨ એક રંગી ચિત્રોથી પહેલી જ નજરે ધ્યાન આકર્ષી લે છે. તેમાં શરૂઆતનાં ૧૭૫ પાનામાં પ્રાથમિક-ભૂમિકારૂપ જુદા જુદા લેખો અપાયા છે, તે પછીનાં ૮૦૦ પાનામાં હિંદી ટીકા સમેત ગીતા અને પછીનાં સો પાનામાં પુરવણી સમાન લેખો અપાયા છે. લેખો નામાંકિત સાહિત્યકારો કે ભક્તોના હાથે લખાયલ હોવા ઉપરાંત તે જુદા જુદા દૃષ્ટિકોણથી ગીતાની અપૂર્વતા સમજવામાં પણ સહાયક થઇ પડે છે. હિંદુ સંસ્કૃતિના પ્રાણભૂત ગ્રન્થ પર પ્રકાશ ...તો આ વિશેષાંક કોઇ પણ હિંદુ ઘરના ... થઇ પડે એમ છે.

ઉપરનો દળદાર અંક ખંડ પહેલા ...ક પ્રગટ થયેલ છે. માસિકના સપ્ટે. ને ...ટોબરના અંકો એ વિશેષાંકની પુરવણી-બીજા ... ખંડ તરીકે ગોઠવાયા છે. સપ્ટે.ના અંકમાં સુંદર ચિત્રો ઉપરાંત શ્રી. અરવિંદ ઘોષ વગેરેના ગીતા પરના અભ્યાસપૂર્ણ લેખો મનન યોગ્ય છે. ત્રણે અંકની કિંમત રૂ. ૪.

બાલજીવન (બાળક—અંક) વડોદરા.

બાળકોને પ્રિય થઇ પડેલ આ માસિકનો સપ્ટે. માસનો અંક ખાસ બાળક-અંક તરીકે નીકળ્યો છે. તેમાં નાનાં નાનાં બાળકોના સચિત્ર લેખો પ્રગટ થયા છે. સુંદર ચિત્રોથી તે શોભાયમાન બન્યો છે.

શ્રીમાળી શુભેચ્છક—(બાળક-અંક) ટાઉનહોલ પાસે... રીલીફરોડ, અમદાવાદ.

હિંદી અને ગુજરાતી બંને વિભાગ સાચવતા આ જ્ઞાતિપત્રના દરેક અંકમાં બાળ-વિભાગ આપવામાં આવે છે. પણ એનો જુન મહિનાનો અંક વિશિષ્ટ બાળક-અંક તરીકે નીકળ્યો છે. તેમાં જુદા જુદા લેખકોના રસિક-ટૂંકા બાલોપયોગી લેખો પ્રગટ થયા છે.

વિહાર—ના. લઠ્ઠેના પ્રમુખપદે ચાલતા મુંબઇના જૈન વિદ્યાર્થી-સંઘના મુખપત્ર તરીકે પ્રગટ થતા આ પત્રના જુલાઇના અંકમાં ના.લઠ્ઠેનો સંદેશ અને મા. મુનશીના મદ્યનિષેધને લગતા ભાષણ ઉપરાંત જુદાં જુદાં સ્ત્રી-પુરુષ સભ્યોના વિવિધ વિષયોને લગતા લેખો પ્રગટ થયા છે.

પ્રગતિ-પ્રગતિસંઘ (મુંબઇ)ના મુખપત્ર તરીકે પ્રગટ થતા આ માસિકના શરૂઆતના બે અંકમાં તે સંઘના ઔદ્યોગિક અને બેકારી નિવારણના કાર્યક્રમને મદદકર્તા થઇ પડે એવા ટૂંકા લેખો આપવામાં આવ્યા છે.

ત્રૈમાસિક—

ફાર્બસ ત્રૈમાસિક: જુલાઇ-સપ્ટે. ખાસ લેખો-ગુજરાત અને લિપિકલ્પક, લેખન-સાહિત્ય તથા અક્ષરશિક્ષણ; ગુજરાતનો અરબી ઇતિહાસ; નર્મદનું ગદ્ય. બુદ્ધિપ્રકાશ: જુલાઇ-સપ્ટે. પ્રેમાનંદી નાટકોનું સંશોધન; ધીટ્સનું કવન; ભવભૂતિ કોણ હતો? મનુષ્યવાણીની ઉત્પત્તિ અને વિકાસ. જૈન સિદ્ધાન્ત ભાસ્કર: સપ્ટે. તામિલમાં જૈન સાહિત્ય. માધુરી: જુલાઇ. વર્તમાન કવિતામાં અવિશદતા; રામો રબારીનાં પ્રતિકાવ્ય; સ્નેહ-સંભ્રમ. કુસુમ: જ્યેષ્ઠ. ચારુદત્ત. દેશીરાજ્ય: જુન. ભાવનગર રાજ્યમાં ખેતી-સુધારાની પ્રવૃત્તિ.

માસિક—

પ્રસ્થાન—ભાદ્રપદ. ખબરદારનું માર્ગદર્શન; રાષ્ટ્રભાષાનો સ્વાધ્યાય. શારદા: સપ્ટે. હવાઇ હુમલા સામે બચાવ; ઝાલમોથી કાશ્મીર. નવરચના-સપ્ટે. સાહસિક જમાલ; હિંદુ લગ્નવિચ્છેદ બીલ. પુસ્તકાલય-સપ્ટે. પરદેશી સાહિત્યનું અવતરણ; પરદેશી પુસ્તકાલય પ્રવૃત્તિ. ગુજરાત-શાળાપત્ર: ઓક્ટો-નવે. વર્ષયોજના પ્રમાણે પાઠ. શિક્ષણ-પત્રિકા: ભાદ્ર. બાળકો

માટે વિકાસના સાધનો સ્કાઉટીંગ સપ્ટે કોણ વીર ? બાલમિત્ર: ઓક્ટો વિજ્ઞાનશાસ્ત્રી એડીસન બાળક-ઓક્ટો દાદાની દમનશીન કહાણી, તાનસેન ફોરમ ઓગસ્ટ બાલવાડી સપ્ટે કિસ્મત ઓક્ટો મુરદી કે સત ? ક્ષત્રિયમિત્ર ઓક્ટો જાપાન અને તેના શહેનશાહ વ્યાયામ સપ્ટે અજીત એ- ઉત્તમ ફળ હસ્તી ૬ ઓસવાળ પ્રકાશ-ઓક્ટો અનાથિલ જગત ઓક્ટો સુભાષ ગાંધી કુંડળી ખેતીવાડી વિજ્ઞાન સપ્ટે ડમર ઓક્ટો વેપાર-ઉદ્યોગ: ઓક્ટો જૈન સત્યપ્રકાશ આત્માનંદ પ્રકાશ-જૈન ધર્મ પ્રકાશ-ભાદ્રપદ સારસ્વતજીવન ઉન્નતિ, વિશ્વવિજ્ઞાન વિશ્વ જ્યોતિ, ગુપ્તસહાય, અનેકાન્ત, ઉનેવાળ બન્ધુ, ગીતા કેળવણીકાર, શિષ્ટ સાહિત્ય સંઘ પત્રિકા

**Journal of Indian Merchant's Chamber**-Sep અંગ્રેજીમા-રવ લક્ષ્મીદાસ ત્વ્જી તેરશી, હિંદનો પ્રાચીન સોખ ઉદ્યોગ, ગુજરાતીમા-લડાઈ હુમલાથી બચવા શુ કરશો ? હિન્દનો કાપડનો ગૃહઉદ્યોગ **Triveni**: ઓગસ્ટ-સપ્ટે સરસ્વતી **Hindustan Review**. ઓગસ્ટ એકમક ન- અને હિંદ **Educational Review** ઓગસ્ટ નિષ્કામ શક્તિનો 'દીપ' સબધી લેખ **Advertiser** ગોમન્તક **New Book Digest** કિર્લોસ્કર ઓક્ટો આધુનિક ધન્વન્તરિ ડૉ. દાદાસાહેબ ભાડમકર, સુધો અપરિહાર્ય શા માટે છે ?

પાક્ષિક—

ગાંડીવ સપ્ટે વિમાનવીર શ્રી ન્હેંયો દુન્દુભિ સોમચાલ.

પ્રબુદ્ધ જૈન આચાર પુનર્વિધાન

સાપ્તાહિક—

પ્રજાબન્ધુ, સર સ્ટેલીન-હીટલરનું પચ-વર્ષીય પ્રણયારાધન, વર્તમાન હિન્દના મુસ્લીમ યુવકની મૂંઝવણ, મોલોટોવ, ચર્ચીલ, ગોરીંગના રેખાચિત્રો ઓક્ટો સીગફ્રીડ અને મજીનોટ લાઈનનો પરિચય, સીગફ્રીડ લાઈનનુ રેખાચિત્ર, મહર્ષિ નિકોલસ રોરિક સબધી ડા. કઝીન્સનુ ભાષણ શ્રી—શક્તિ સપ્ટે ગોકુળાષ્ટમી અંગે પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ સબધી જુદા જુદા સુન્દર લેખો ગુજરાતી સપ્ટે કૃષ્ણાંકમા પ્રગટ થયેલ અભ્યાસપૂર્ણ કે રમૂજ લેખો ઓક્ટો વીશમી સદીનુ નારીજીવન જયન્તી સપ્ટે, સ્વ. લક્ષ્મીદાસ રવજી તેરસી સબધી જુદા જુદા લેખો જૈન. જૈન જ્યોતિ ગુજરાતી પંચ નૌકા. राजस्थान

પરચુરણ—

જૈન ધાર્મિક કેળવણીખાતાનાં ૩૫ વર્ષ- જૈન શ્વે મૂર્તિપૂજક સઘના સંરક્ષણવાદી વર્ગ તરફથી મહેસાણામા ચાલતી શ્રીમદ્ યશોવિજયજી સંસ્કૃત જૈન પાઠશાળા—જ્યા જૈન ધાર્મિક શિક્ષકો તૈયાર થાય છે—ને શ્રી જૈન શ્રેયસ્કર મંડળ—જ્યાથી જૈન ધાર્મિક પુસ્તકો સસ્તી કિંમતે પ્રગટ થાય છે—ની ૩૫ વર્ષની સેવાઓને લગતો આમા ટૂંક પરિચય આપવામા આવ્યો છે

હવે પછી—

છત્રપતિ શિવાજી, ગુર્જરકવિસમ્રાટ દલપત, માનવશરીરવિકાસ, ગોશાળા; વીણાના સૂર, ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ, વિહારદિગ્દર્શન; સુભાષિત-પદ્ય-રત્નાકર; હેમચંદ્ર વચનામૃત, સંસ્કૃત પ્રાચીન સ્તવન સંદોહ, શ્રી કલ્યાણવિજયજી જીવનચરિત્ર; ચતુર્થ અંક

# ગોચરી

**મ.** ગાંધીજીને તેમની ૭૧મી જન્મજયંતિના પ્રસંગે સર સર્વપલ્લી રાધાકૃષ્ણે 'Mahatma Gandhi' નામે એક સમૃદ્ધ ગ્રન્થ અર્પણ કર્યો છે. તે ગ્રન્થના સંપાદક સર રાધાકૃષ્ણ પોતે છે. ને તેમાં આલ્બર્ટ એઈન્સ્ટીન, રોમે રોલાં, પર્લ બક, રવીન્દ્રનાથ ટાગોર, ભગવાનદાસ, દીનબંધુ એન્ડ્રુઝ, રેવ. હોમ્સ, જ્યોર્જ લેન્સબરી, જનરલ સ્મટ્સ, ગીલ્બર્ટ મૂરે વગેરે ૬૦ જગયશસ્વી લેખકોના ભાવપૂર્ણ લેખો પ્રગટ થયા છે.

આ ગ્રન્થની લાંબી પ્રસ્તાવનામાં સર રાધાકૃષ્ણ જણાવે છે કે, "માનવી એના આધિભૌતિક વિજયથી કે સામ્રાજ્યો બાંધવાથી અમર નથી બનતો: પણ સત્ય, પ્રભુતા, પ્રેમ અને અહિંસાની શોધમાં એના આત્માએ અનુભવેલ સંવેદનો કે વરેલા પ્રકાશથી એની મહત્તા અંકાય છે. શહેનશાહો ભૂલી જવાય છે, સન્તો નથી ભૂલાતા. ગાંધીજીની મહત્તા એમના અહિંસક યુદ્ધ કરતાં પણ એમના ચારિત્રમાં વિશેષ છે."

દીનબંધુ એન્ડ્રુઝ પોતાના લેખમાં કહે છે, 'ખાદીકાર્યક્રમના સંશોધક ને સત્યાગ્રહના સર્જક તરીકે મહાત્માજીની નામના યુગો સુધી જળવાઈ રહેશે.'

એઈન્સ્ટીન જણાવે છે, 'રાજદ્વારી ઇતિહાસમાં ગાંધીજીનું સ્થાન અનન્ય છે. આવો સમકાલીન મહર્ષિ મેળવવા માટે આપણે ભાગ્યશાળી ગણાઈશું.'

રોમે રોલાં કહે છે, 'ભાવિ સુવર્ણયુગને ઝળકાવનાર જે માનવતાની આપણે ઝંખના કરી રહ્યા છીએ તેને તેઓ સિદ્ધ કરી રહ્યા છે.'

ટાગોર—'બીજાઓ કરતાં વિશિષ્ટ સ્થાનના એ અધિકારી છે કેમકે એ નિષ્કલંક-નિઃસ્વાર્થી છે.'

રેવ. હોમ્સ કહે છે, 'અત્યારસુધી નરપુંગવોએ જેને વ્યક્તિગત સાધના તરીકે ઓળખાવેલ તેને ગાંધીજીએ જગતની મુક્તિ માટે સામાજિક કાર્યક્રમ તરીકે અપનાવેલ છે.'

ભગવાનદાસ—'હિંદનું પ્રાચીન જ્ઞાન સામાજિક રચનામાં બૌદ્ધિક બળોને જે સ્થાન આપે છે તે જો તેમનામાં ઉમેરાય તો હિંદને ઉગારી લેવામાં તેઓ સફળ બનશે.'

× × ×

હીટલરની 'મેઈન કેમ્ફ'ની ફેરફાર સાથેની નવી આવૃત્તિ તૈયાર થાય છે. તેમાં જર્મનીના અનાદિઅનન્ત શત્રુ તરીકે ફ્રાંસને બદલે ઇંગ્લાંડનું નામ ગોઠવાનાર છે. તે પછી 'જર્મનીના પ્રયત્નો', 'યુરોપના પ્રયત્નો' અને છેવટે 'મુક્તિ' નામે પુસ્તક લખવાની હીટલરની ઉમેદ છે.

મહારાણી વિક્ટોરિયા વિધવાવિવાહનાં ખૂબ જ વિરોધી હતાં. નેપોલિયન છૂટાછેડાનો વિરોધી હતો.

નેપોલિયનને મંદિરના ઘંટનાદ ખૂબ જ પ્રિય લાગતા....સેન્ટહેલીના [sic: એલ્બાના] નિવાસ વખતે તેનું મુખ્ય વાંચન હિંદી સાહિત્યનું હતું. હજી પણ ત્યાંના પુસ્તકાલયમાં તેણે એ વખતે ઉપયોગમાં લીધેલ પુરાણો અને હિંદી સાહિત્યના બીજા પણ કેટલાક ગ્રન્થો સચવાઈ રહ્યા છે.

---




**સ્વદેશ**—ખંભાતમા ફીના વધારાને કારણે હડતાળ પર ગયેલા વિદ્યાર્થીઓ પર લાઠીચાર્જ: [ બ્રિટિશ હિંદમા હમણા એ વ્યવસાય બંધ હોઈ દેશી રાજ્યો એની આયાત કરવા વલખાય એ સ્વાભાવિક છે ] પંજાબની સરકાર આર્યોદ્ધારક ખાતાઓ બંધ કરશે [ એ સિવાય સુરેપોદ્ધાર સંભવિત નહિ હોય ! ] પોતાની રાણી પર કારમા અત્યાચારો ગુજારનાર હાથીરા જાગીરના રાજા પર એ રાણીના ખૂનનો આરોપ સાબિત થાય છે [ દેશી રાજાઓ માટે બળ અજમાવવાના સ્થાન રહ્યા છે ત્રણ—રાણી, રૈયત ને દેશી નોકરો. તેમાથી એકાદ પર તો અજમાવે જ ને ? ] મહાત્માજી, ઝીણા, સાવરકર, જવાહરલાલ, સપ્રુ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સુભાષ બોઝ વગેરે ના. વાઇસરોયની મુલાકાતે દેશીરાજ્યો, પ્રાન્તિક સરકારો ને મધ્યસ્થ સત્તાએ, લડાઈને અંગે વધુ પડતી નફાખોરી અટકાવવા, કરેલું ભાવનિયમન સ્વ. સર જગદીશ બોઝના પત્ની લેડી અબળાએ, વનસ્પતિશાસ્ત્રમા શોધ માટે બે શિષ્યવૃત્તિઓ ચલાવવાને, બંગાળની સરકારને રૂ. ૫૦૦૦૦ આપ્યા છે. અમદાવાદમા શ્રી લલ્લુભાઇ મહેતાનું અવસાન ને એમના સ્મરણાર્થે એમના પત્ની ને પુત્રોએ કરેલ રૂ. દોઢ લાખની સખાવત. આવતા ડીસેંબરમા ઊજવાનાર પંડિત માલવિયાજીની ૭૯-મી જન્મજયંતિએ એમને પંદર લાખની થેલી અર્પણ કરવાની યોજના. હિંદી સમવાયતંત્રની યોજના હમણા નેવે મૂકાણી છે. 'લોકશાસનવાદ સંરક્ષણની ભાવનાનું એકાદ ઝરણ હિંદ પ્રત્યે પણ વાળવામા આવે તો હિંદને બ્રિટનની આશયશુદ્ધિ સમજાય' એવા મહાસભાના નિવેદનની લોર્ડ ઝેટલેન્ડે કરેલી ટીકા ને પંડિત જવાહરલાલ વગેરેએ કાઢેલી એ ટીકાની ઝાટકણી. પહેલી ઓગસ્ટના તોફાન પ્રસંગે, બે પારસી છાપાઓ પર, અમુક પ્રકારની ટીકાઓ છાપવા સામે, મૂકાયલ પ્રતિબંધ અઘટિત હોવાના, મુંબઇ હાઇકોર્ટના ન્યાયમૂર્તિના ચુકાદા પછી, મુંબઈના પત્રકારમંડળે એ છાપાઓને અભિનંદન આપવા સાથે મુંબઈ સરકારના એ હુકમ સામે દાખવેલો વિરોધ બ્રિટનની સરકારને દેશી રાજાઓએ મોકલવા માંડેલા વફાદારીના સંદેશા. કેટલાક ગુજરાતી છાપાઓમા તે સંબંધી દોરાતા સુંદર કટાક્ષચિત્રો: [ પણ પહેલા હિટલરને વીર તરીકે ઓળખાવનાર એ છાપાઓ અત્યારે એ બિચારાના નામની આગળ વારંવાર બિનજરૂરી ગાળો—દુષ્ટ, રાક્ષસ, હત્યારો, અમાનુષિક, દાદો, નફફટ, પાગલ, લૂંટારો, માનવસંસ્કૃતિહિતશત્રુ, ગુંડો, મવાલી, લોહીતરસ્યો—નો વરસાદ વર્ષાવે છે એના કટાક્ષચિત્રો દોરાય તો ? ] મહાત્માજીએ બ્રિટન અને ફ્રાન્સ પ્રત્યે દર્શાવેલી નૈતિક સહાનુભૂતિ. ૨૪મી તારીખે ગુજરાતમા ઠેરઠેર ઊજવાયેલી દયારામ-જયંતિ. હિંદુઓથી ગભરાઈને મુસલમાનો લોકશાસનવાદ નથી ઇચ્છતા, મુસલમાનોથી ગભરાતા કેટલાક હિંદુ આગેવાનો ને વર્તમાનપત્રોએ ઝંખવા માંડેલું અંગ્રેજોનું અનાદિ-અનન્ત શરણ [ બ્રિટિશ રાજનીતિનો વિજય ત્યા જ છે. ] મીરતમા ગંભીર કોમી રમખાણ શ્રી. લક્ષ્મીદાસ રવજી તેરસીનું અવસાન. બિનધંધાદારી પરદેશી ડીગ્રીઓના મોહ સામે વિદ્યાર્થીઓને મુંબઈ સરકારની ચેતવણી. કાનપુરમા હડતાળ મુંબઇના કલેક્ટર મી. જોશીએ માનસિક અસ્વસ્થતાના કારણે કેટલાક સરકારી હુકમોની અવગણના કરતા મુંબઇ સરકારે, ડૉક્ટરોની સૂચનાથી, મી. જોશીને રજા પર ઉતારવાની કરેલી ભલામણને કેટલાક વર્તમાનપત્રો અયોગ્ય હુકમની અવગણના કરનાર નરવીર જોશીને મુંબઈ સરકારના ગાંડા ઠેરવવાના પ્રયાસ તરીકે વર્ણવે છે: [ વર્ણન કરનારનું ભેજુ ડીટેક્ટીવ વાર્તાઓના વાચનથી ભરાઈ ગયું હશે. ] વીઠ્ઠલભાઈ—વીલ-કેસમા શ્રી સુભાષ બોઝની હાર. મુંબઇ અને અમદાવાદ વચ્ચે બંધાતા રાજમાર્ગ પ્રત્યે મરાઠી પત્રોનો કકળાટ. લખનાના મહિલા—ગૃહમાથી લગ્નને યોગ્ય બાર છોકરીઓ ભાગી ગઇ છે. [ અભિનંદન ! ] પેથાપુરના ઠાકોર પદભ્રષ્ટ થયા છે. બિનસરકારી માધ્યમિક

શાળાઓના શિક્ષકો માટે પ્રોવીડન્ટ-ફંડની યોજનાને મુંબઇ સરકારે આપેલી મંજુરી. યુદ્ધ સામે વિરોધ તરીકે મુંબઈના કામદારોએ પાડેલી હડતાળ કાનપુરમાં ચાલુ હડતાળ. મુંબઈ ધારાસભામાં પસાર થયેલું ગણોત અને છૂટાછેડાનાં બીલ. સાડા આઠ ટકાની વસ્તી ધરાવતા મુસ્લીમોની વતી 'મુસ્લીમ લીગ મુંબઈ સુધરાઈમાં ૩૩ ટકાની નોકરીની માગણી કરે છે' [ દાદાગીરીનું વિશેષણ કઈ એકલા હીટલરે જ રજીસ્ટર્ડ નથી કરાવ્યું. ] બ્રિટિશ વર્તમાનપત્રો, હિંદી મહાસભાની માગણીના જવાબમાં જણાવે છે કે, 'હિંદી પ્રજાને સ્વરાજ્ય માટે જે ક્રમે તૈયાર કરવામાં આવે છે, એ જ ક્રમ ચાલુ રાખવો જોઇએ': [ કબજે કરેલા સિંહને છૂટો કરવાને લાયક ગણતા એના દાંત તૂટી જવા, પંજા ઘસાઈ જવા, તેજ ચૂસાઇ જવું, સ્વત્વ હણાઇ જવું, શક્તિ આથમી જવી એ ક્રમ આવશ્યક જ હોય છે. ] લીગ અને મહાસભાના વિરોધીઓ તથા વિનીતોએ લીગ કે મહાસભાને હિંદની પ્રતિનિધિસંસ્થા ન ગણવાની બ્રિટિશ સરકારને વિનતિ કરતું નિવેદન બહાર પાડ્યું છે; લીગે મહાસભાને ન ગણવાની વિનતિ કરી છે; મહાસભા પોતાનો હક સર્વોપરી માને જ છે [ આનું નામ રાષ્ટ્રીય એક્તા ! ] જગતમાં ઉંડેરે ઊંડે પાથરવાથી ગાંધી જયંતિ. ના વાઇસરોયની હિંદને ઘેરી જવાની સલાહ.

પરદેશ—રશિયા-જર્મન મૈત્રીનું આગળ વધતું ઝરણ. [ સિંહ અને મગતું હાથમાં હાથ મીલાવી આગળ વધતા હતા—સસલાની ઉમેદ હતી સિંહને કુવામાના સિંહની સાથે અફાળવાની ] તા. ૧૯ મી સપ્ટેંબરે હીટલરનો ડાન્ઝીગ-પ્રવેશ ત્યાં બ્રિટનને પડકારતું તીખું-તમતમતું ભાષણ; તેમાં ભેદી શસ્ત્રનો ઉલ્લેખ: [ વિજ્ઞાને માનવજાત માટે ઘણું કર્યું છે, તેમાં એકનો વધારો. ] હીટલર કહે છે—'જર્મનવિજય વિના પોલીશ પ્રજા પચાસ વર્ષમાં જંગલી બની જાત.' [ અંગ્રેજો પણ હિંદ વિષે એમ જ કહેતા હતા અને કહે છે, પણ બેમાંથી એકેની વાત કોઇ માન્ય જ નથી કરતું. ] વોરસોનું પતન અને પોલાંડના યુદ્ધમાં રશિયાનો પ્રવેશ: [ વર્ષોથી દાદાગીરી કરીને હીટલરે રાંધ્યું, સ્ટેલીને તેમાંથી અડધું જમી લેવાની મહેનત કરી. ] બર્નાર્ડ શૉ કહે છે. 'સ્ટેલીને હીટલરને હોળીનું નાળિયેર બનાવ્યો છે': [ યુરોપીય યુદ્ધનો આનાથી ટૂંકો પરિચય અસંભવિત છે. ] પોલાંડમાં લશ્કરી કાયદો: [ ગોરી સંસ્કૃતિનું પ્રથમ ચિન્હ. ] રૂમાનિયન વડાપ્રધાનનું ખૂન; ઓસ્ટ્રિયાના માજી ચાન્સેલર શુશનીગનો વધ [ નાઝી સંસ્કૃતિનો પરિચય. ] રૂમાનિયાએ પોલાંડના પ્રમુખ અને સેનાપતિને નજરકેદ કર્યા છે. [ શરણાગતને ગોરું અભયદાન ! ] મી. ચેમ્બર્લેન અને મો. દલાદિયર, અને હીટલરના પરસ્પરવિરોધી શાંતિચાહક ભાષણો, તેમાં એકમેક આરોપ: [ યુરોપિયન રાજનીતિની વિશુદ્ધતાના એ વિજયગાન છે. ] હીટલરને સંસ્થાનો અને જગતનો ભાગ જોઇએ છે, મુસોલિનીને મહાસત્તા પહેરવાનો દરજ્જો પકડી રાખે એ નથી ગમતું' લૂંટમાં ભાગ પડાવવાને લુટારાઓ લુટારાને કહેવા નીકળ્યા છે કે લૂંટ સહેવાઈથી નથી પચી શકતી. ] હીટલર કહે છે—'જર્મનો જેવી શાન્તિપ્રિય પ્રજા આખા જગતમાં બીજી એકે નથી' [ પોલાંડનો દાખલો મોજુદ છે. ] ઇંગ્લાંડ ને ફ્રાન્સ જગતની મુક્તિ માટે લડે છે એ દાવો કેટલાકને મંજુર નથી. [ તેઓ જાણતાં હોવા જોઇએ કે જો ઇંગ્લાંડ અને ફ્રાન્સ પોતાના જ ખીલા ખેંચી નાખે તો પણ અડધું જગત તો મુક્ત બની જાય. ] ત્રીજી ઓક્ટોબરે હીટલરનો વોરસોમાં પ્રવેશ [ એક વખતે નેપોલિયને પણ બર્લિનમાં પ્રવેશ કર્યો હતો. ] મી. ચેમ્બરલેનના શબ્દોમાં, 'બ્રિટનની જેમ જર્મનીએ બીજા દેશોને કરેલા અન્યાયનો બદલો લેવાની છે': [ જર્મની પણ એવો જ વળતો ઉત્તર આપે તો ? ] બ્રિટન કહે છે; 'અમને જર્મન પ્રજા સામે વિરોધ નથી, નાઝીતંત્ર સામે છે': [ નેપોલિયન સામે વપરાયલ શબ્દોનું અક્ષરશ: પ્રતિબિંબ. ] જર્મનીએ જીતેલ પ્રદેશોમાં ફાટી નીકળતા બળવા: [ સમાચાર તદ્દન સ્વાભાવિક છે. ] હીટલરની ટેંકોએ પોલેંડના વિજયમાં બજાવેલા અપૂર્વ હિસ્સાથી આકર્ષાઇ અમેરિકાએ પણ એવી સંખ્યાબંધ ટેંકોના ઓર્ડર આપવા માંડ્યા છે [ હીટલરના પોલાંડના વિજયથી આટલું સુંદર શીખવાનું મળ્યા છતાં અમેરિકા હજી પોલાંડપરનો હીટલરનો વિજય તો કબૂલ નથી જ કરતું ] રશિયા હંગેરી, બલ્ગેરિયા, ઇસ્થોનિયા, લેટવિયા, લિથુઆનિયા, ટર્કી, ફીન્લેન્ડ વગેરે દેશો પર આડકતરો કાબૂ જમાવવા માંડ્યું છે. [ જર્મનીને રશિયન મૈત્રી ફળી કે નહિ, રશિયાને તો જર્મન મૈત્રી ફળી ગઇ છે. ] જનરલ સ્મટ્સ કહે છે કે યુરોપમાં રશિયાનો પ્રવેશ એ ભીતિજનક છે. ઇંગ્લાંડ-ફ્રાંસે અમેરિકાને બે કરોડ પૌંડના વિમાનોનો ઓર્ડર આપ્યો છે [ હિંદને જો ખીલવા દીધું હોત તો હિંદ માત્ર કરોડનો ઓર્ડર પૂરો પાડી શકત ને નાણું રહેત સામ્રાજ્યની હદમાં. ] લૉર્ડ રીડીંગનું અવસાન. યુરોપના પશ્ચિમ મોરચા પર ધીમી ભયંકર યુદ્ધની શરૂઆત.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

લેખક

રતિલાલ ત્રિભુવનદાસ શાહ

# અનુક્રમણિકા

પુ. ૨ | કાર્તિકઃ ૧૯૯૬ | અંક ૭


| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૯૯૬ | ચ | ૨૯૯ |
| ૨ | અજાણ્યાં ! [ કાવ્ય ] | નૌતમ | ૩૦૨ |
| ૩ | ધની [ વાર્તા ] | કૃષ્ણરાવ મોહિલે | ૩૦૩ |
| ૪ | જીવનઝરણ | પ્રમા | ૩૧૦ |
| ૫ | માલા [ કાવ્ય ] | પ્રભુલાલ શુકલ | ૩૧૪ |
| ૬ | વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો | પં. લાલચંદ્ર ભ. ગાંધી | ૩૧૫ |
| ૭ | નાગર ગૌરવ | જગજીવનદાસ દ. મોદી | ૩૧૯ |
| ૮ | પ્રેરકને-[ કાવ્ય ] | પ્રભુલાલ શુકલ | ૩૨૩ |
| ૯ | જવાહિર | નરસિંહ | ૩૨૪ |
| ૧૦ | ફૂલડાંને-[ કાવ્ય ] | નૌતમ | ૩૨૯ |
| ૧૧ | ગ્રામોન્નતિ | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૩૩૦ |
| ૧૨ | નવો કવિ [ કાવ્ય ] | રમણલાલ ભટ્ટ | ૩૩૨ |
| ૧૩ | રેલવેનું સંચાલન | નર્મદાશંકર હ. વ્યાસ | ૩૩૩ |
| ૧૪ | ગ્રન્થ પરિચય | | ૩૩૬ |
| ૧૫ | છૂટાં ફૂલ | | ૩૩૯ |
| ૧૬ | નોંધ | | ૩૪૧ |
| ૧૭ | તારા—તણખા | | ૩૪૧ |


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ નં. ૩ | ડોઢો ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવાગણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૯૬ : કાર્તિક [ અંક ૭

# ૧૯૯૬

ધ.

**નવલવર્ષને** ભલે કુંકુમ–કુસુમથી વધાવીએ, દીપકની માળથી શણગારીએ, કેસર–અક્ષતથી પૂજીએ પણ નયનનાં નીર પણ ઓછાં પડે એ ભારતની સ્થિતિ છે. મહાન વિક્રમની ઉજ્જવળ સ્મૃતિને જીવન્ત રાખતો એનો યશસ્વી સંવત્સર તો સૈકાઓથી આથમી ગયો છે. છેલ્લી કેટલીક સદીઓનો ઈતિહાસ એ તો ભારતીય પ્રજાની કરુણતાનો, તેની હૈયાવરાળનો, તેનાં લોહીનો ઈતિહાસ છે.

તે પુણ્ય પ્રસંગ–કે જ્યારે મહાન વિક્રમે પરદેશીઓને ને પ્રજાનાં ઋણને, સમાજની અલ્પ ત્રુટિઓને કે દેશની નજીવી દરિદ્રતાને પણ દૂર કરી, ભારતમાતાના કંઠમાં વિજયની વરમાળ પરોવી, સંવત્સરની સ્થાપના કરી–ને ૧૯૯૫ વર્ષ વીતી ગયાં છે. તે સમયે ભારત પાસે સત્તા હતી, શક્તિ હતી; પ્રેમ હતો, પ્રભુતા હતી; કલા હતી, સંયમ હતો; સરસ્વતી હતી, રસ હતો. ધર્મ, સંસ્કૃતિ, રાજા, પ્રજા ને રાષ્ટ્ર એકપ્રાણરૂપ લેખાતાં; જગતની પ્રજાઓ મુગ્ધભાવે એની પૂજા–પ્રશંસા કરતી.

સૈકાઓ સુધી ભારતવર્ષની એ પ્રભુતા જળવાઈ રહી. સંવત્સરની સ્થાપનાનો દિન–નવલવર્ષનાં પૂજન જીવનનાં પૂજન બની ગયાં. ભારતીય પ્રજાએ કલા ને સાહિત્યમાં, પ્રેમ ને ઉલ્લાસમાં વિકાસ સાધ્યો. જગતને મન ભારત સ્વર્ગ બની રહ્યું.

પણ ધીમેધીમે, પ્રજાનાં પુણ્ય ઓછાં થતાં કે એનામાં અલ્પતા પ્રવેશતાં, ભારતની મહત્તા ઘટતી ગઇ. વિધર્મીઓએ પગપેસારો આદર્યો; બુદ્ધિહીનોને તેમણે પોતાની સંસ્કૃતિની અસર નીચે લેવા માંડ્યા. તેમની સંખ્યા વધતી ચાલી. પણ ભારતનો ઉજ્જવળ વિશ્વપ્રેમ, એની દયા, એનો અડગ આત્મગર્વ ને એની શુદ્ધ નિઃસ્વાર્થવૃત્તિ એ પ્રગતિનાં ઝેરીલાં બીજ ન પારખી શકી. ભારતીય પ્રજામાં પ્રવેશતા કલહે એ પ્રત્યે કંઈક આંખમીંચામણાં પણ સેવ્યાં.

સરસ્વતીમંદિરોથી, મહાલયોથી મઢી લે; ભારતની લૂંટાયલ સંપત્તિ જે પાછી લઇ આવે, જેના શાસનમાં નિર્દોષ એવું ક્ષુદ્ર પ્રાણી પણ જરીકે ઈજા ન અનુભવે, દુષ્ટ કે દોષિત એવો રાજપુરુષ પણ સજા પામ્યા વિના ન રહે; અમે જેને કહીએ, 'ઓ વીર! અમને વિજય અને કીર્તિને માર્ગે દોર.'

—ને એ મહાવીરનો નવો સંવત્સર સ્થાપી અમે પ્રતિ નવલ વર્ષે એનાં હૈયાનાં તેજથી, ઉલ્લાસથી મંગલપૂજન કરીશું.

---

# અજાણ્યાં !

નૌતમ

નજાને એવા કયા સબળ સર ઉંચાં મન થયાં,
અજાણ્યે જાણ્યે કાં ઉરવહન આધાં વહી ગયાં!
હવે સંધ્યા છાયા, ઉભય પડછાયા સમ અહીં
મળી જાતાં આજે વિજન, અણધાર્યાં, પથ મહીં!
ઉભાં એકાકીશાં ઉભય, રજની ગાઢ ઉતરે,
મનીષા બંનેની નીંદરતી પડી શાંત હૃદયે–
કુદી ખેલી અંતે નીંદર—ઢળતા કલાંત શિશુશી.
ગયું બૂઝાઇ આ ટમટમ થતું કોડિયું વળી!
તમે ઘેરી લીધું સદન મમ સૂનું, વિરમિયાં
બધાં ગીતો, સૂરો, અનુરણુ મંજુલ શમિયાં,
"અજાણ્યાં પંથીઓ! કંઈ નવ હજૂ સાંભળ્યું તમે?
ગયાં છે સૂકાઇ ઝરણ, કલગાનો નવ ઝમે!"
છુપાયુ માળે કો ખગ લવી રહ્યું દીન વદને,
છવાઇ આકાશે ગમગીની, ઉભાં આપણુ તળે!
અને તાકી રેતાં નયન-નયનો મૂક સમજે
ન કે'વાનું કાંઇ અધિક રહ્યું બાકી, ઉભયને!×

# ધની

કૃષ્ણરાવ મોહિલે

**ધની** એક ગરીબ મજૂરણ હતી. પોતાના ચારપાંચ વરસના બાળક સાથે એ એક ઝૂંપડીમાં રહેતી. એની ઝૂંપડી શહેરના ગંદા ભાગમાં આવી હતી. સાંકડી ગલી, કાદવકચરાથી ભરેલી, ત્યાં વીજળીના દીવા તો કયાંથી હોય? પરંતુ પોતાની કર્તવ્ય-પરાયણતા દેખાડવા માટે, મ્યુનિસિપાલિટીએ મૂકેલા બે-ત્રણ ગ્યાસલેટના દીવા આખી રાત ઝબૂકતા. એ લત્તામાં લગભગ બધા મજૂરવર્ગજ રહેતા. આખા દિવસના પરિશ્રમથી થાકી ગયેલા બિચારા મજૂરો, વાળુ કરી વ્હેલાજ સૂઈ જતા. રાતનાં બાળકોના રડવાથી, મચ્છરોના ગણગણવાથી અને ભસતા કૂતરાના અવાજથી આખાયે મહોલ્લાનું વાતાવરણ ભીષણ બનતું. ધનીની ઝૂંપડી નાકા ઉપર આવી હતી. અર્ધું છપ્પર પડી ગયેલું, અર્ધી ભીંત તૂટેલી;-એવી એ ઝૂંપડી, કાંઈ ઘવાયેલી વીરાંગનાની પેઠે દ્દઢતાથી ઊભી હતી. ને છતાં એ ગલીમાં આદર્શરૂપ ગણાય એવી તો એક એ ધનીની જ ઝૂંપડી હતી. એના મહેનતુ સ્વભાવે, એની ઝૂંપડીને સ્વચ્છતાનું રૂપ આપ્યું હતું. મહિનામાં એક-બે વખત તે ઝૂંપડી લીંપતી ને સવારસાંજ વાળીઝાડી બને તેટલી સ્વચ્છતા રાખવા મથતી.

ધની બહુ રૂપાળી ન હતી; પણ એની ન્યાતમાં એ સૌથી સુંદર લેખાતી. એની આંખોમાંથી નિર્દોષતા અને માતૃ-સ્નેહનાં કિરણો વરસતાં. એને જગતમાં વ્હાલામાં વ્હાલી વસ્તુ એકજ હતી; અને તે એનો પુત્ર—છનીઓ. એને જોઈ એનું હૈયું નાચતું ને રાચતું; એને નિહાળી એ સંતોષ માનતી ને પોતાનાં દુઃખોને વિસારતી. એ ન્હાનકડો બાળક એનો આશા-દીપક હતો. એ દીપકને ઝાલી એ સંસારયાત્રાના રસ્તે વિહરતી. એ સૂતો હોય ત્યારે ઘડીઓની ઘડીઓ સુધી, ધની એની સ્હામે એક નજરે નિહાળતી; નયનોથી સ્નેહાશ્રુનાં ઝરણાં ઝરતાં, હ્દય સ્તબ્ધ થતું. બાહ્ય જગતનું ભાન ભૂલી તે ચેતનરહિત બની ઊભી રહેતીઃ જાણે આરસની પૂતળી જ ન હોય! ન્હાનકડા બાળકની મુખાકૃતિમાં પતિની રૂપરેખાઓ એ સ્પષ્ટ રીતે જોઈ શકતી. પતિના સ્નેહની અવશેષ રહેલી એ પ્રસાદી છે એમ એને લાગતું; દામ્પત્યપ્રેમની એ સ્મરણસંહિતા છે એમ એ માનતી.

ધનીના પતિને ગુજરી ગયે બે-ત્રણ વર્ષ થઈ ગયાં હતાં. બાળકના સુખમાં એના વિરહનું દુઃખ કંઈક ઓછું થયું હતું. ધનીને ફરી લગ્ન કરવા એનાં સગાંવ્હાલાંઓ તેમજ ન્યાતીલાંઓ કહેતાં. એ કામે જતી ત્યાં પણ એને બધાં એકજ પ્રશ્ન પૂછતાં, "ધની, તમારા લોકોમાં તો નાતરાનો રિવાજ છે, પછી તું નાતરૂં કેમ નથી કરતી?" એનાં લગભગ બધાંજ ઓળખીતાંઓ આ પ્રમાણે પૂછતાં. આ પ્રશ્નથી ધનીને અસહ્ય દુઃખ થતું. લગ્નની વાત સાંભળી, વીસરી જવા માંડેલાં જૂનાં સ્મરણો ફરી તાજાં થતાં, એના પતિની સ્નેહાળ મૂર્તિ એની નજર સમક્ષ ખડી થતી. બધાંને એ એકજ ઉત્તર આપતીઃ "મારા ભાગ્યમાં સુખ હોત તો મારા પતિ મને શા માટે છોડી ગયા હોત! હવે બધું મારૂં સુખ છનીઆમાંજ.

સમાવલું હું દેખું છું. લગન કરે તો મારા છનીઆનું શું થાય? મારે લગનબગન કરવાં નથી." આવા એના તરફથી એકનો એક ઉત્તર અનેક વખત મળવાથી, બધાએ એ બાબત ફરી પૂછવાનું છોડી દીધું.

દિવાળી આવી તે પહેલાં એક-બે મહિનાથી જ, છનીઆએ દિવાળીના દિવસોમાં કેવી કેવી મઝા લેવી એની નોંધ કરવી શરૂ કરી. ધની કામ ઉપરથી આવતી કે પહેલી છનીઆને એક બચી લેતી અને પછી ખાવાનું તૈયાર કરી બંને જમતાં. જમતાં જમતાં મા-દિકરાની વાતો ચાલતી.

એક દિવસ ધનીને કામ ઉપરથી આવતાં જરા મોડુ થયું. છનીઓ એની રાહ જોતો હતો. કેટલીક વખત તો એ બહાર ઓટલા ઉપર આવી ઘણે દૂર સુધી નજર નાંખતો પણ એને એની મા ન દેખાઈ. "આજ કેમ મોડુ થયું" એનો વિચાર કરતો એ એક ફાટેલી ગોદડી ઉપર પડયો. એટલામાં ધની આવી. ધનીએ ઉંબરામાં પગ મૂકયો કે છનીઆએ કહ્યું, "બા. તું આવી! આજ કેમ મોડું થયું?"

"બેટા, આજ જરા કામ વધારે હતું," ધની બોલી. નિત્ય નિયમ પ્રમાણે પુત્રને તેણે એક બચી લીધી અને તે ખાવાનું કરવા લાગી. છનીઓ એની પાસે ગયો. ધનીએ ભાંગેલો પાટલો-પાંટિયું આપ્યું તે ઉપર એ બેઠો.

"બા. આજે આટલું બધું શું કામ હતું?" ધનીઆએ પૂછ્યું.

"હું કામે જાઉં છું ને ત્યાં એક તારા જેવો કીકાભાઈ છે. એની આજ વરસગાંઠ હતી એટલે એના ગોઠિયાઓને એણે ચા પીવા બોલાવ્યા હતા."

"એના ગોઠિયાઓને એકલો ચા જ પાયો!"

"ના. સાથે ખાવાનું પણ હતું."

"બા. હું પણ મારા ગોઠિયાઓને દિવાળીમાં ચા પીવા બોલાવીશ હં." છનીઓ ધની તરફ જોઇ રહ્યો.

"હા બેટા, બોલાવજે હં. એટલામાં તારી તબિયત પણ સારી થશે. હજી દિવાળીને દોઢ મહિનો છે." ધનીએ હસતાં હસતાં કહ્યું. એની આંખમાં વાત્સલ્યજ્યોત તરવરી ઊઠી.

છનીઆને હજી અશક્તિ ઘણીજ હતી. બે માસ સુધી એણે સખ્ત માંદગી ભોગવી હતી. એની માંદગીના દિવસોમાં ધનીનો જીવ ઊડી ગયો હતો. એ એના તરફ જોઇ જોઇને રડતી. કામે જવાનું પણ ગમતું નહિ; પણ કરે શું? કામે ન જાય તો ખાવાનું કયાંથી લાવે? દવા-દારૂ માટે પૈસા કયાંથી મળે? એટલે બિચારીને નછૂટકે કામે જવું પડતું. એક બે જગ્યાનું કામ છોડી દીધું; માત્ર એક જગ્યાએ કામ રાખ્યું હતું. બાળકની માંદગીના લીધે કરજ ઘણું થયું. દવાના પૈસા, દૂધના પૈસા, એમ એનો ખર્ચ વધ્યો ને આવક ઘટી. લોકો એને જે જે કહેતાં, તે તે બધું એ કરતી. માનતાઓ રાખી, ભગત બોલાવ્યા, અને ડાકટરની દવા તો ચાલુજ હતી. એને ન હતું દુઃખ પૈસાનું કે ન હતી ચિંતા કરજની; હતી એને કાળજી માત્ર એક છનીઆની—એના જીવ ને પ્રાણની. દુઃખના દિવસોમાં જૂનાં દુઃખનાં સ્મરણો તાજાં થાય છે તે પ્રમાણે પુત્રની માંદગી જોઇ એને એના પતિની માંદગીના દિવસો યાદ આવતા, અને દુઃખ બમણું વધતું. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ એની ધીરજ ખૂટતી ગઈ. પરંતુ ધનીને એ દુઃખદ પ્રસંગ જોવાનો ન હતો. છનીઆની

તબિયત સારી થવા માંડી. છનીઓ સાજો થયો, માત્ર અશક્તિ હજી હતી. છનીઆની તબિયત સારી થઈ એટલે એક પછી એક માનતાઓ એણે ફેડવા માંડી, અને એના પરિણામે કરજમાં ઘણો વધારો થયો. મોદીની દુકાને એ જતી; તો મોદી કહેતો, "ધની, પૈસા બહુ થયા છે. લગભગ દશબાર રૂપિયા થયા હશે. હવે એ બધા તું ક્યારે ભરીશ ?"

"ભરીશ, શેઠ સાહેબ ભરીશ. મારો છનીઓ સારો થયો એટલે બસ; પૈસાની ચિન્તા રાખશો નહિ." એમ એ ઉત્તર આપતી. જ્યારે જ્યારે છનીઓ દિવાળીની વાત કરતો, ત્યારે ત્યારે એને ઘણું દુઃખ થતું. છનીઆને તો ઘણી મઝાઓ માણવી હતી, પણ એ ન્હાનકડા બાળકને ક્યાંથી ખબર હોય કે એની બા પાસે પૈસા નથી ! આ વર્ષે છનીઓ મરતાં મરતાં બચ્યો. જાણે એનો નવો અવતાર જ ન થયો હોય એમ ધની માનતી. છનીઆને મનગમતી દિવાળી કરવાની હોંશ હતી. એની હોંશ પૂરી પાડવા પોતાના સિવાય બીજું કોણ છે એવો ધનીને વિચાર આવતો. બે મહિના પહેલેથી એ દિવાળી માટે પૈસા ભેગા કરવા લાગી.

"બા, હવે તો હું સાજો થયો. તાવ પણ નથી આવતો, નહીં!"

"હા બેટા, પણ થોડી અશક્તિ છે. હવે તું થોડા દિવસમાં એકદમ સારો થઈશ અને પછી દિવાળીમાં તને બહુ મઝા પડશે."

"ફટાકડા પણ લાવી આપશે ને ?"

"હા, બેટા હા."

આમ વાતો કરતાં, જમી-પરવારી, મા-દિકરો સૂઈ ગયાં. થાકેલી બિચારી ધનીને ઘસઘસાટ ઊંઘ આવી. છનીઆને તો ઊંઘમાં પણ દિવાળીનાં જ સ્વપ્નાં આવતાં: "એ! બા, દાઝયો." એવું કાંઈક એ બડબડયો. ધનીએ જાગીને પૂછ્યું, "શું છે બેટા ?" પણ છનીઓ તો ઘસઘસાટ ઊંઘતો હતો. એને લાગ્યું કે કંઇ સ્વપ્ન આવ્યુ હશે. પાસું ફરીને એ સૂતી.

જેમ જેમ દિવાળીના દિવસો પાસે આવતા ગયા, તેમ તેમ છનીઆનો હર્ષ માતો ન હતો. હવે તો એની તબિયત પણ સાવ સાજી થઈ હતી. એનામાં શક્તિએ આવી હતી ને હવે એ ગોઠિયાઓ સાથે રમવા પણ જતો. "દિવાળીના દિવસે બધાએ મારે ત્યાં આવવાનું છે." એમ બધા ગોઠિયાઓને પહેલેથી જ એણે આમંત્રણ દીધું હતું. "દિવાળીને કેટલા દિવસ રહ્યા, બા !" એમ એ ધનીને રોજ પૂછતો, ને આંગળીના વેઢાએ દિવસો ગણતો.

દિવાળી આવી. દિવાળીના આગલા દિવસથી છનીઆના હૃદયમાં આનંદની રેલો રેલાવા લાગી. ધની કામ ઉપરથી આવી કે એણે પહેલો જ પ્રશ્ન પૂછયો, "બા, કાલે દિવાળી ને?"

"હા."

"ફટાકડા લાવી ?"

"ના. ફટાકડા કાલે લાવશું." ધની ખાવાનું તૈયાર કરવા ચાલી ગઈ.

"બા મેં મારા બધા ગોઠિયાઓને દિવાળીના દિવસે ચા પીવા બોલાવ્યા છે." છનીઆએ હસતાં હસતાં આનંદથી જણાવ્યું.

"સારૂં, બેટા. તું છે તો તારા ગોઠિયા છે ને ?"

બીજે દિવસે સ્હવારે વહેલાં ઊઠી, દાતણપાણી કરી, આંગણામાં સાથિયા પૂરી ધની કામે ગઈ.

"બા, ફટાકડા લેવા જાય છે?" છનીઆએ પૂછ્યું.

"ના હમણાં હું કામે જાઉં છું."

"કેમ આજ વ્હેલી! ફટાકડા ક્યારે લાવીશ!"

"આજે દિવાળીને! વ્હેલી કામે જઇ વ્હેલી આવીશ. પછી તને ફટાકડા લઈ આપીશ. જો ક્યાંય જતો નહિ, હું વ્હેલી આવીશ."

"હું ગમના સાથે રમીશ."

"વારુ, ભાઇ."

ધની કામે ગઈ. વાળીઝાડી, વાસણ માંજ્યાં. ધનીનું કામ પૂરૂં થયું એટલે શેઠાણીએ કહ્યું, "ધની, કાલે પણ વહેલી આવજે હં."

"ભાભી, કાલનો દિવસ તો મને રજા જોઇતી હતી."

"કેમ છોકરો માંદો છે કે શું?"

"ના પણ કાલે દિવાળીને?"

"તમારા લોકને પણ દિવાળી ખરી કે? દિવાળીમાં તું શું શું કરવાની છે?"

"તમારા જેવી દિવાળી કંઈ અમ જેવા ગરીબથી થોડી જ થાય!"

"પણ, કાલે તો તારે આવવું જ પડશે. એમના મિત્રો આવવાના છે."

"ભાભી, મારે ત્યાં પણ છનીઆના મિત્રો આવવાના છે. તોપણ તમે કહો છો એટલે હું આવી જઈશ."

"એમ!" શેઠાણી હસતી હસતી ચાલી ગઈ. અને ધની ઘેર આવી.

ઘર આગળ છનીઓ એની રાહ જોતો હતો. ધની આવી કે એણે પૂછ્યું:

"બા આવી!"

"હા, ચાલ, હવે તને ફટાકડા અપાવું." ધનીએ છનીઆને ફાટેલું પણ સ્વચ્છ ખમીસ પહેરાવ્યું, ખાદીની સફેદ ટોપી આપી અને બંને ઘર બહાર નીકળ્યાં. ફટાકડાની દુકાનોની હારોની હારો બેઠી હતી. દુકાન આગળ આવી, 'શું લેવું ને શું ન લેવું' એ પ્રકારની ગડમથલ છનીઆના મનમાં શરૂ થઈ.

"બા આ શું છે?" છનીઆએ પૂછ્યું.

"એ કોઠી છે."

"આપણે કોઠી લઈશું?"

"ના એ તો બહુ મોંઘી આવે છે. પણ તને ન્હાની કોઠી લઇ આપીશ."

"બા કોડિયું પણ લેવાનું હં."

"વારૂ."

છનીઓ ફટાકડા લઇ ઘેર આવ્યો. હવે ક્યારે રાત પડે છે ને ફટાકડા ફોડવાની મઝા મળે છે એમ એને થવા લાગ્યું. છનીઆને ખાવાનું આપી, ધની પાછી બજારે ગઈ; અને ઘી, ખાંડ, ને રવો લઈ આવી. ઘૂઘરા એણે રાતનાં કરવાનો વિચાર રાખ્યો. પરંતુ એ દિવસે એને સખત તાવ ભરાયો અને એ ઊઠી પણ શકી નહિ, એટલે રાતનાં એનાથી ઘૂઘરા થઇ શક્યા નહિ. બીજે દિવસે છનીઆના ગોઠિયા આવવાના હતા ને તેમને ખાવાનું તો આપવું જોઈએ. હવે કેમ કરવું એનો વિચાર એ કરવા લાગી. સ્હવારે ઊઠતાં પણ

મોડું થયું. એ દિવસે એ કામે ન જઈ શકી. છનીઆના ગોઠિયાઓ આવ્યા, બધાને ખાવાનું ધનીએ આપ્યું. બધા છોકરાઓ ખાતા ગયા ને વાતો કરતા ગયા. ધની છનીઆને દૂરથી જોઈ રહી. હૃદયમાં માતૃસ્નેહ ઊભરાવા લાગ્યો, અને એ ઊભરાના પૂરાવારૂપ બે આંસુ એની આંખોમાંથી સરી પડ્યાં.

"બા, કેવી મઝા આવી!" છનીઓ બોલ્યો.

"વાહ! બહુ જ મઝા પડી." ધનીએ એક ચુંબન લીધું ને એના માથા ઉપર હાથ ફેરવ્યો.

"બા, પેલો રામો કહેતો હતો કે એને ત્યાં કાલે લાડુ કરવાના છે. આપણે ત્યાં પણ તું લાડુ કરીશ ને!"

"વારુ કરીશું હં." ધની વિચારમાં પડી. આવતીકાલે લાડુ કરવાનું એણે છનીઆને કહ્યું, પણ લાડુ શેના બનાવવા? જે થોડા પૈસા એણે એકઠા કરી રાખ્યા હતા તે બધા ફટાકડા લાવવામાં અને ઘૂઘરા બનાવવામાં ખર્ચાઈ ગયા. હવે એક પાઈ પણ રહી ન હતી. થોડો વખત વિચાર કરી એ બહાર જવા નીકળી.

"બા ક્યાં જાય છે?" છનીઆએ પૂછ્યું.

"મોદીને ત્યાં જાઉં છું. જો ઘરમાં જ રહેજે."

"કેમ મોદીને ત્યાં!"

"કાલે લાડુ બનાવવા છે ને! એના માટે ઘી–ખાંડ લેવા જાઉં છું."

ધની મોદીની દુકાને આવી કે મોદીએ પૂછ્યું, "કેમ ધની બાકી પૈસા આપવા આવી છે? કેટલા પૈસા લાવી છે?"

"બાકી પૈસાને તો શેઠ–સાહેબ થોડા દિવસ વાર લાગશે. પણ હું તો થોડો માલ લેવા આવી છું."

"બાકી પૈસા ચૂકવ્યા સિવાય તને કાંઈ માલ મળી શકે નહિ."

"સાહેબ, આમ શું કરો છો! આ તો દિવાળીના દહાડા છે. મારે તો ઠીક છે પણ મારા છનીઆને તો દિવાળી કરાવવી જોઈએ ને? કાલે લાડુ કરવા છે!"

"ત્હારે છનીઆને દિવાળી કરાવવી હોય તેમાં મારે શું? મને તો મારા પૈસા જોઈએ."

"આમ ન કરો, શેઠ! આટલી વખત જ આપો પછી પૈસા આપ્યા સિવાય હું માલ લેવા નહિ આવું. છનીઆને લાડુ ખાવા છે." ધનીએ હાથ જોડ્યા.

"તારા છનીઆને લાડુ ખાવા હોય તેમાં હું શું કરું? પૈસા ચૂકતે કર્યા સિવાય તને એક પાઈનો પણ માલ મળવાનો નથી."

ધની હતાશ થઇ ઘેર આવી. છનીઆની હોંશ કેવી રીતે પૂરી પાડવી એ એકજ વિચાર એના મનમાં ચાલી રહ્યો. એ આવી એટલે છનીઆએ પૂછ્યું, "લાવી, ખાંડ ને ઘી!"

"ના." ધનીનો અવાજ ગંભીર બન્યો.

"કેમ?"

"મોદીના પૈસા આપવાના છે. તે આપ્યા સિવાય એ માલ આપવાની ના પાડે છે."

"ત્યારે હવે લાડુ નહિ કરવાના?"

"કરીશું."

"ક્યાંથી ?"

"તું બેસ, હું આપણા શેઠને ત્યાં જાઉં છું. ને મારા પગારના બે રૂપિયા ચડ્યા છે તે લઇ આવું છું."

"વાહ ! વાહ ! ત્યારે તો લાડુ મળવાના." છનીઓ કૂદવા લાગ્યો. ધની શેઠને ત્યાં ગઇ. ધનીએ બારણામાં પગ મૂકયો કે શેઠાણી ઘૂરક્યાં, "કેમ ધની, તું આજ વ્હેલી આવવાની હતી ને ? આટલું બધું મોડું કેમ કર્યું !"

"ભાભી, કાલે મારા દિલમાં સારૂં ન હતું, સખત તાવ ભરાયો હતો."

"ચાલ હવે આ વાસણ માંજી આપ," શેઠાણી અંદર ગઇ, ધની બિચારી લાડુના વિચાર કરતી, વાસણ માંજવા બેઠી.

"કેમ માંજી રહી કે વાસણ !" ભાભીનો સત્તાવાહી અવાજ આવ્યો.

"જી હાં, ભાભી"

"હવે કાલે પણ વ્હેલી આવજે. હં"

"ભાભી, એક કામ છે." ધની અચકાતાં અચકાતાં બોલી.

"શું ?"

"બે રૂપિયાનું કામ છે. મારા છનીઆને લાડુ ખાવાનું મન થયું છે. કાલે લાડુ કરવા છે."

"એમ !" શેઠાણીએ બે રૂપિયા આપ્યા. "પણ જો કાલે વ્હેલી આવજે. તારે તો આજ છનીઓ માંદો છે તો કાલે તું માંદી છે, પરમ દિવસ છનીઆના ગોઠિયા આવવાના ને તો ચોથે દિવસે છનીઆને લાડુ ખાવા છે; ને અમારે પૈસા આપીને કામ હાથે કરવું પડે છે. હવે એમ નહિ ચાલે. તમને તો વળી મોટા લોકના શોખ પરવડે ?"

"વારૂ. ભાભી, વ્હેલી આવીશ," કહી ધની ચાલતી થઈ. બે રૂપિયામાંથી, એ ખાંડ, ઘી ને રવો લઇ આવી. અને છનીઆ માટે લાડુ બનાવ્યા. એ દિવસે પણ ધનીને સખ્ત તાવ ભરાયો. દિલમાં તાવ હતો જ છતાં એ બિચારી વ્હેલી ઊઠી. વાળી-ઝાડી, સાથિયા પૂરીને કામે ગઇ.

ધનીની તબિયત દિવસે દિવસે વધારે બગડતી ગઇ. કામ છોડે તો ખાવાના સાંસા પડે એટલે કામ પણ છોડયું નહિ. તાવ ભરાયો હોય તો પણ એ કામે જતી અને આમ હદ ઉપરાંત પરિશ્રમ કરવાથી, ધની સખ્ત બિમાર થઇ. હવે એનામાં ઊઠવાની યે શક્તિ રહી ન હતી. કામ છૂટી ગયું. ત્રણ ત્રણ દિવસના અપવાસ મા-દિકરાને થયા. પથારીમાં પડયે પડયે પણ એને છનીઆનો જ વિચાર આવતો: "મારા છનીઆનું શું થશે !" એ એક જ વિચારે એનું હૃદય રડી રહેતું.

તાવ અને ભૂખમરાથી એ કરુણ દિવસ પાસે આવી લાગ્યો. ધનીનો છેવટનો શ્વાસ ચાલતો હતો. એણે આંખો ઉઘાડી. પાસે એનાં સગાંવ્હાલાંઓ ગોળ કુંડાળુ કરી બેઠાં હતાં. "પાણી." ધનીના મુખમાંથી ધીમો અવાજ નીકળ્યો. એની માસીએ એના મ્હોંમાં પાણીનાં બે ટીપાં મૂક્યાં.

"મારાં શેઠાણીને જરા બોલાવશો કોઈ ! મને એમનું કામ છે." આટલું બોલતાં તો એનો શ્વાસ ભરાયો. માસીને એની દયા આવી. શેઠાણી પાસે એ ગઇ ને બધી વાત

એને જણાવી. "ભાભી, ધનીને તમારી સાથે કંઇક વાત કરવી છે. એ તો બિચારી મરવા પડી છે. આવો તો સારૂં." ધનીની માસી હાથ જોડી ઊભી રહી. શેઠાણી વિચારમાં પડી. ગરીબ મજૂરણને ત્યાં મોટાં લોકથી શી રીતે જવાય!—એવો વિચાર આવ્યો. "મારાથી નહિ અવાય. મને જરા કામ છે." શેઠાણીએ કહ્યું.

"ભાભી, એમ શું કહો છો. એ બિચારી મરવા પડી છે." ધનીની માસીએ કરગરતાં કહ્યું. એનો સાદ ગળગળો થયો. એ બંનેની વાતો ચાલતી હતી ત્યાં શેઠાણીની દિકરી નિર્મળા આવી. નિર્મળા દિવાળી કરવા પીયેર આવી હતી. "શું છે બા?" એણે પૂછ્યું.

"કંઇ નહિ. એ તો ધની માંદી છે તે મરવા પડી છે. તો મને બોલાવવા આવી છે."

"તો જાને. એમાં શું થયું?" નિર્મળા બોલી.

"આપણા જેવા મોટા લોકથી એમ ગરીબને ત્યાં જવાય?"

"વાહ! કેમ ન જવાય? તું ન જાય તો હું જાઉં છું, ચાલ હું આવું છું," ધનીની માસી તરફ ફરીને એ બોલી. નિર્મળા તૈયાર થઈ ધનીને ઘેર જવા નીકળી.

પથારી ઉપર ધની સૂતી હતી. કોઇની રાહ જોતી હોય તેમ પાંચ પાંચ મિનિટે બારણા તરફ એ નિહાળતી. નિર્મળાને અંદર પ્રવેશતાં જોઇને એ બોલી, "બ્હેન, આવ્યાં! ઉપકાર કીધો."

"ધની, ઉપકારની વાત જવા દે. તારે જે કહેવું હોય તે કહી નાંખ." નિર્મળા ધનીની પથારી પાસે બેઠી.

"બ્હેન એક ઉપકાર કરશો?" ધની દયામણી નજરે નિર્મળા તરફ જોઇ રહી.

"શું?"

"મારી તો આ છેલ્લી ઘડી ચાલે છે. મારી કાંઇ ઇચ્છા પણ રહી નથી. મને આવે છે માત્ર એક જ વિચાર; ને તે મારા છનીઆનો. બ્હેન, એક ઉપકાર કરશો?"

"શું છે? તારા છનીઆને મારે ત્યાં લઇ જાઉં?"

હા એ જ બ્હેન. મારા છનીઆને તમે સંભાળજો. ખાતાંપીતાં એ તમારૂં કામ કરશે; છોકરાં રમાડશે ને બજારનું કામ કરશે. એને તમારે ત્યાં રાખજો. પણ બ્હેન, હજી એ ન્હાનો છે. બહુ કામ એને નહિ સોંપતાં. પછી તો એ તમારો જ છે, ને તમારી જ નોકરી કરશે." ધની નિર્મળા તરફ અનિમેષ નજરે જોઈ રહી.

નિર્મળાના બે વરસના બાળકને રમાડવા માટે એક છોકરાની જરૂર એને હતી; એટલે એણે છનીઆને લઈ જવાનું કબૂલ કર્યું. "વારૂ. ધની, તું કહે છે તે પ્રમાણે હું છનીઆને લઈ જઈશ ને એ મારા છોકરાને રમાડશે. બસ હવે બીજું કાંઈ કહેવું છે?"

"બીજું કંઈ નહિ બ્હેન. તમારો ઉપકાર" ધનીએ છનીઆનો હાથ લઈ નિર્મળાને સોંપ્યો. "બ્હેન, એને સંભાળજો." અંત વખતે એના હૃદયમાં વાત્સલ્યસ્નેહ ઝળહળી ઊઠ્યો; આંખો નાચવા લાગી; અને છેવટનું મધુર હાસ્ય મુખ ઉપર પ્રગટ્યું. એની આંખો બંધ થઈ; શ્વાસ થંભ્યો. ધની—સ્નેહાળ માતા સદાને માટે જગતને છોડી, પ્રભુને ત્યાં ચાલી ગઈ. છનીઆને લાડુ તો મળશે, પણ સ્નેહાળ માતાનું હૃદય ફરીને મળશે ખરૂં?

# જીવન ઝરણ

પ્રભા

થોડાક શીખ સૈનિકો સાથે ગુરુ ગોવિન્દસિંહ ચમકૌડના કિલ્લામાં ઘેરાયા. કિલ્લાની આસપાસ વિરાટ મોગલસેના પથરાઈ વળી. છૂટવાનો એકે માર્ગ ન રહ્યો.

ગુરુએ એક પછી એક વીરે બહાર નીકળી મોગલસેના અને સેનાપતિઓને હંફાવવાની નીતિ સ્વીકારી, ને તેમના મોટા પુત્ર અજીતસિંહે પહેલ કરવાની આજ્ઞા માગી.

"ધન્ય બેટા." ગુરુએ હસીને વિદાય આપી.

અજીતસિંહ થોડા જ સમયમાં લડતાં લડતાં સ્વર્ગે સિધાવ્યો. ને તરત જ તેમના, ચૌદ વર્ષની વયના, બીજા પુત્ર જુઝારસિંહે પિતા પાસે યુદ્ધે ચડવાની આજ્ઞા માગી.

"શાબાશ, બેટા" ગોવિન્દસિંહે પુત્રની પીઠ થાબડી.

"પિતાજી" પુત્ર ઘોડે ચડતાં બોલ્યો, "તરસ લાગી છે. થોડુંક પાણી હશે?"

"પાણી!" ગોવિન્દસિંહે શાંતિથી કહ્યું, "પાણી તો સમરભૂમિ પર સૂતેલા તારા ભાઈની પાસે હોય. ત્યાંથી પી લેજે."

* * *

પુનામાં ધારાસભાની બેઠક મળી હતી. તે સમયે લોકમાન્ય તિલક સભાગૃહમાં પ્રવેશવા જતાં બારણે બેઠેલા નોકરે સામે લટકાવેલ પાટિયા સામે તેમનું ધ્યાન ખેંચ્યું. તે પર લખેલું હતું: 'માનવંત સભ્યો સભામંદિરમાં પ્રવેશતાં જો તેઓ ફૂલ ડ્રેસ (કોટ-પાટલુન-મોજાં બૂટ)માં ન હોય તો મહેરબાની કરીને તેમણે પોતાના જોડા અહીં ઉતારી દેવા.'

લોકમાન્યે સાદું ધોતિયું અને ચંપલ પહેર્યાં હતાં. તેમણે ચંપલ કાઢીને એક ખૂણામાં ગોઠવતાં નોકરને કહ્યું, "જરા સભાના મુખ્ય મંત્રીને અહીં બોલાવ તો."

નોકર માનવંત મંત્રીને બોલાવી લાવ્યો. તિલકે પોતાનાં ચંપલ સામે આંગળી ચીંધી તેને કહ્યું, "હું સભામાં હોઉં ત્યાંસુધી અહીં મારાં ચંપલ સાચવતા બેસો."

મંત્રી અવાક્ થઈ ગયો. પણ ધારાસભા અંગેના કામકાજમાં મંત્રીનું સ્થાન સભા અને સભાસદોના નોકર સરખું હોય છે. તે તિલકનાં ચંપલની સમીપ બેસી ગયો.

તિલક સભામાં ગયા. સભાનું કામકાજ શરૂ થતાં તેની નોંધ લેવાને ગવર્નરે મુખ્ય મંત્રીની તપાસ કરવા માંડી. તિલકે શાંતિથી કહ્યું, "એમને તો મેં મારા જોડા સાચવી રાખવાને બારણે બેસાડ્યા છે."

ગવર્નર ચમક્યા. પણ તરત જ તે પળ પારખી ગયા. તે જાણતા હતા કે મંત્રીની હાજરી સિવાય સભાનું કામકાજ આગળ વધી શકે નહિ; ને પ્રખર કાયદાબાજ તિલક આ વિષયમાં પાછા પડશે નહિ. તેમણે તરત જ ધોતિયું પહેરનારે જોડા ઉતારવાના નિયમને રદ કર્યો. ને ત્યારે જ મંત્રી સભાગૃહમાં પાછા ફરી શક્યા.

* * *

કોશલપતિના ત્યાગ અને પ્રેમે, તેના દાન અને તેની ઉજ્જ્વળ કીર્તિએ કાશીપતિના હૃદયમાં દ્વેષ પ્રગટાવ્યો. તેણે ભયંકર સૈન્ય સજ્જ કરી કોશલ પર ચડાઈ કરી અને તે સુખી પ્રદેશને છિન્નભિન્ન કરી નાખ્યો. કોશલપતિ જંગલમાં ચાલ્યો ગયો.

પણ પરિણામ ધાર્યા કરતાં ઊલટું આવ્યું. કોશલપતિનાં કીર્તિગાન સાથે જ હિન્દભરમાં કાશીપતિની નિન્દા વધવા લાગી. ને ખીજાયલ કાશીપતિએ કોશલરાજને પકડી લાવનાર માટે એક હજાર સોનામહોરનું ઇનામ જાહેર કર્યું.

થોડોક સમય જતાં કાશીપતિની સભામાં એક જટાધારી જોગી આવ્યો. તેની સાથે એક ગરીબ લાગતો ગૃહસ્થ હતો.

"કોણ છો? કેમ આવવું થયું?" કાશીપતિએ હસીને પૂછ્યું.

"હું વનવાસી કોશલરાજ," જોગીએ શાંતિથી કહ્યું, "મને પકડવાને તમે હજાર સોનામહોરનું ઇનામ જાહેર કર્યું છે. આ સદ્‌ગૃહસ્થને દ્રવ્યની જરૂર છે. મને એમના હાથે પકડાયલ ગણી એ ઇનામ એમને આપો."

કાશીપતિની આંખો ચમકભીની બની. તેને કોશલપતિની કીર્તિનાં સાચાં મૂળ સમજાયાં. સિંહાસન પરથી ઊઠી, પોતાના એ મહાન પ્રતિસ્પર્ધીને ભેટી પડી, એના માથા પર મુગટ મૂકતાં એ બોલ્યો, "કોશલ તમારું છે. સૈન્યથી તમે મને ભલે હરાવો. ગુણથી કદી ન હરાવશો."

× × ×

સિકંદર પંજાબમાં વિજયની ધૂનમાં આગળ વધતો હતો. હિંદીઓને હાથે માર ખાતા પોતાના સૈન્યની પીછેહઠની વલણને તે હસી કાઢતો.

તે અરસામાં, પોતે જીતેલા એક નગરમાં, તેણે કેટલાક બ્રાહ્મણ વિદ્વાનો નોતર્યા. તેમની સાથે તે તત્ત્વજ્ઞાનની વાતોમાં પરોવાયો. તેને લાગ્યું કે આ વિદ્વાનો તેના ગુરુ એરિસ્ટોટલ કરતાં પણ કંઈક વિશેષ જાણે છે.

વાતચીત પૂરી થતાં એક યુવાન બ્રાહ્મણ સિકંદરને એક બાજુએ લઇ ગયો. ત્યાં પહેલેથી પથરાવેલ ચામડા પર તે આમથી તેમ ભમવા લાગ્યો. સિકંદર પર સૂચક નજર નોંધી તે વારાફરતી ચામડાના ચારે ખૂણે ઊભો રહ્યો; છેવટે વચ્ચે જઈ ઊભો. જ્યારે એ ખૂણાઓ ઉપર ઊભો રહ્યો ત્યારે સિકંદરે બાકીના ચામડાને ઊંચળીને યુવાનની ઉપર જ ધસતું જોયું; જ્યારે તે વચ્ચે ઊભો ત્યારે ચામડું દબાઈ ગયું.

"આનો અર્થ?" સિકંદરે પૂછ્યું.

"અર્થ એ જ કે," બ્રાહ્મણે તીક્ષ્ણતાથી કહ્યું, "રાજાનો ધર્મ રાજ્યની મધ્યમાં રહેવાનો છે. ને તો જ તે રાજ્યને સાચવી શકે. જો એ જગત જીતવાની ધૂનમાં આડોઅવળો કે રાજ્યની બહાર ફરતો રહે તો તે પોતાનું પદ ગુમાવી બેસે છે. તેનું રાજ્ય પણ તેના સામું ધસી આવે છે."

સિકંદરની વિજયધૂન એ જ વખતે ઓગળી ગઇ. સૈન્યની આગળ ન વધવાની ઇચ્છાને તે તાબે થયો. ને તરત જ ત્યાંથી પાછો ફરી ગયો.

× × ×

ઇડરપતિ પ્રતાપરાવ રાત્રે ગુપ્તવેશે નગરદર્શને નીકળ્યો. તે વખતે એક ઘરમાં તેણે કોઈ અત્યાચારીને એક સ્વરૂપવાન યુવતી સાથે અનાચાર કરતો જોયો. તેણે ઘરનું ઠેકાણું યાદ રાખી લીધું.

સવારમાં યુવતીને તેણે ન્યાયમંદિરમાં બોલાવી. પૂછ્યું, " અત્યાચારી કોણ હતો ?"

" મહારાજ હું એને નથી ઓળખતી."

" આ સભામાંથી ઓળખી કાઢ ". ઇડરપતિએ આજ્ઞા ફરમાવી.

યુવતીએ પ્રતાપરાવની સમીપ બેઠેલા એક તેજસ્વી રાજપુરુષ તરફ આંગળી ચીંધી. પ્રતાપરાવે જલ્લાદ પાસે તરત જ એ પુરુષના કકડા કરાવી નાખ્યા.–એ રાજપુરુષ પ્રતાપરાવનો મિત્ર અને તેની વ્હાલામાં વ્હાલી પુત્રીનો પતિ હતો.

જમાઇના વધથી જરાકે વિહ્વળ બન્યા વિના રાજવીએ યુવતીને પૂછ્યું: "તું અનાચારને તાબે કેમ થઈ ?"

" મારા પર બળાત્કાર ગુજાર્યો હતો " યુવતી બોલી.

" બળાત્કાર!" પ્રતાપરાવ ગર્જ્યો, " શિયળ કરતાં જીવનને વધારે મોંઘું ગણ્યું ? મરીને શિયળ ન સાચવી શકી ! તું ઇડરની રમણી ગણાવાને લાયક નથી. "

ને પ્રતાપરાવે એ રમણીને ફરી એ બળાત્કારને વશ ન બની જાય એવો પાઠ ભણાવ્યો.

× × ×

લીંકનનું ઘર ઘણુંજ નાનું ને છાપરું બેસી ગયેલું હતું. પણ એ બેદરકાર વીરને એની કશી જ ગણતરી નહોતી.

એક સમયે તે ચીકાગો–ન્યાયમંદિરમાં ગયો. પાછળથી તેની પત્ની અને એક મિત્ર મળી એ ઘરનો ઉપરનો ભાગ પાડી નાખ્યો.

લીંકન પાછો ફરતાં તે ગૂંચવાઈ ઊઠયો. તેણે એક પાડોશીને પૂછ્યું, " આ મહોલ્લામાં લીંકન મહાશયનું ઘર કયાં આવ્યું ?"

પાડોશીએ હસીને પડી ગયેલા ઘર સામે આંગળી ચીંધી. એ ગૃહમંદિરના અવશેષો નિહાળતાં લીંકનને સમજાયું કે પોતાને માટે એક સાદા સુશોભિત ઘરની જરૂરિયાત છે.

ને થોડાજ સમયમાં નવા મકાનનો પાયો નંખાયો.

એક સવારે ફરવા જતાં લીંકન ઊંડા વિચારમાં દૂરને દૂર નીકળી પડયો. તેના પગ થાકી ગયા ત્યારેજ તેને ખબર પડી કે પોતે ઘણો છેટ નીકળી પડયો છે.

તે વખતે ત્યાંથી ગાડી હંકારી જતા એક સદ્‌ગૃહસ્થ નીકળ્યા. લીંકને પોતાના કોટ તરફ આંગળી ચીંધી એને પૂછ્યું, "ભાઈ, મારો આ કોટ જરા શહેરમાં લઇ જશો ?"

" ઘણીજ ખુશીથી, " સદ્‌ગૃહસ્થે કહ્યું, " પણ પછી તમે એ પાછો શી રીતે લઈ જશો ?"

" હું એ કોટમાં છું એ જ સ્થિતિમાં પૂરાઇ રહેવા માગું છું. એટલે તમે એ કોટને જુદો સાચવવાની મુશ્કેલીમાંથી સ્હેજે ઊગરી જશો. "

સદ્‌ગૃહસ્થના મનની ઇચ્છા ગમે એ હોય પણ એણે હસીને લીંકનને ગાડીમાં આવકાર તો આપ્યો જ.

એક દિવસે લીંકને ન્યાયમંદિરમાં એક કેસ ચલાવ્યો. પણ ન્યાયાધીશે તેના પક્ષની વિરૂદ્ધ પડી અસરકારક ભાષણ કર્યું.

લીંકને જોયું કે જ્યુરીના ગૃહસ્થો ન્યાયાધીશના ભાષણથી દોરવાઈ ગયા છે. ને તે કટાક્ષાત્મક ઢબે બોલ્યો :

"આપણા માનવંતા ન્યાયાધીશ સાહેબ બાહોશ છે, વકીલ તરીકે સફળ નીવડી શકે એવા પણ છે. પણ એમની અવળી કળાએ એમના મગજ પર પણ અસર કરી જણાય છે."

ન્યાયાધીશ ધૂંવાંકૂવાં થઈ ગયા. લીંકને તેના ગંજીફરાક સામે આંગળી ચીંધી. બધાંએ એ તરફ નજર કરી તો જણાયું કે ન્યાયાધીશ સાહેબે તે વસ્ત્રને ઉતાવળમાં અવળું પહેરી નાંખ્યું હતું. છાતીનો ભાગ વાંસામાં ચાલ્યો ગયો હતો, વાંસાનો ભાગ છાતી પર શોભતો હતો.

ને બધા ધીમું હસી ઊઠયા. ન્યાયાધીશને પણ ક્રોધભરી ગભરામણ છૂટી. તેમના ભાષણની અસર ઓસરવા લાગી, ને જ્યુરીએ લીંકનના પક્ષની તરફેણમાં ચુકાદો આપ્યો.

લેમન નામનો એક નામાંકિત અમેરિકન વકીલ દ્વંદ્વયુદ્ધનો ખૂબજ રસિયો હતો. એક પ્રસંગે કચેરીના બારણેજ તેને યુદ્ધનું આવ્હાન મળતાં તે તરત પાછો ફરી અખાડામાં યુદ્ધ ખેલવા લાગ્યો. પણ પ્રતિસ્પર્ધી કંઇક સબળ જણાયો. એણે યુદ્ધમાં લેમનનું પાટલૂન ચીરી નાંખ્યું.

તે સમયે ન્યાયમંદિરમાંથી તેના નામની બૂમ પડતાં તે તત્ક્ષણ કચેરીમાં દોડયો. ને એ જ સ્થિતિમાં પોતાના અસીલના બચાવમાં ભાષણ કરવા લાગ્યો.

કચેરીના ટીખળી વકીલોએ એ વખતે એના ફાટેલ પાટલૂન પર નજર નાંખી એક નવા ફંડની શરૂઆત કરી. મથાળે તેમણે લખ્યું, "નામાંકિત છતાં ગરિબાઈથી પીડાતા વકીલ લેમનને માટે એ પાટલૂન ખરીદવાને" એ ફંડમાં બધા વકીલોએ યોગ્ય રકમો ભરી એ કાગળ ગુપ્ત રીતે અંદરોઅંદર ફેરવવા માંડયો. તેમાં છેલ્લો વારો લીંકનનો આવ્યો. લીંકને લખ્યું :

"હું કોઈ પણ ફંડમાં છેલ્લો ફાળો નથી નોંધાવતો."

એક સમયે બગીચામાં ફરવા નીકળેલા પ્રમુખ લીંકનને એક સૈનિક મળી ગયો. પ્રમુખને તે ઓળખતો નહોતો. બંને વચ્ચે વાતચીત થતાં સૈનિકે પ્રમુખથી માંડી સેનાના સરદારો સુધીના દરેકની ખબર લઇ નાંખી.

"પણ છે શું?" લીંકને હસીને પૂછ્યું.

"હું ગરીબ સૈનિક છું. માંદો પડતાં મને સૈન્યમાંથી કાઢી મૂકયો. ને મારો પગાર આપવાની પણ કોઈને દરકાર નથી."

"એમ!" લીંકને ચમકીને કહ્યું," હું વકીલ છું. તને કાઢી મૂકવા સંબંધીના સરકારી કાગળો મને બતાવે તો કંઈક રસ્તો નીકળે."

સૈનિકે લીંકનના હાથમાં કાગળો મૂકયા. લીંકને તે તરત તપાસી જઈ, તેની પાછળ યુદ્ધ વિભાગના સેક્રેટરીને આ કેસ ફરી તપાસી જેવાની સૂચના કરી, તેની નીચે પોતાની ટૂંકાક્ષરી સહી કરી. તે લઇ સૈનિકને તેણે સેક્રેટરી પાસે પાછા જવા સૂચવ્યું.

પ્રમુખના બે મિત્રો આ વખતે દૂર રહી ગુપ્ત રીતે આ પ્રસંગ જોઇ રહ્યા હતા. સૈનિક તેમના પાસેથી પસાર થતાં તેને તેમણે પૂછ્યું, "કોણ હતા એ?"

"હતો કોઈ બેડોળ ઉલ્લુ. કહે છે કે હું વકીલ છું. મને નકામો ધક્કો ખવરાવે છે."

"ઠીક, અમે પણ તારી સાથે આવીએ છીએ." મિત્રોએ કહ્યું. જ્યારે તેઓ યુદ્ધ-વિભાગની કચેરીમાં જઈ પહોંચ્યા ત્યારે જ સૈનિકને ખબર પડી કે પોતે કેવો ભાગ્યશાળી હતો.

તે પછી તેણે પોતાના મદદગાર વકીલની ઘણી તપાસ કરી. પણ એનો તેને પત્તો ન જ મળ્યો.

×

પ્રમુખ વોશિંગ્ટનના મહેલમાં ભવ્ય દરબાર ભરાયો હતો. સેનાપતિ ગ્રીન એ દરબારમાં મુખ્ય મહેમાન હતો. તે પ્રસંગે એટલી રસિક ચર્ચાઓ જામી કે સભાજનમાત્ર ચર્ચામય બની ગયાં.

સભા વીખેરાતાં સેનાપતિ ગ્રીને પોતાની ટોપી અહીંથી તહીં શોધવા માંડી. ને મહેમાનો તરતજ મુખ પર રૂમાલ દાબી છૂપું હસી ઊઠયાં. પણ વોશિંગ્ટનના મુખ પર મધુર શાંતિ સિવાય કંઈજ ન જણાયું. તેમણે સામેના આયના પર આંગળી ચીંધી, ધીમેથી કહ્યું, "વહાલા મિત્ર, જરા જુઓ તો ખરા. તમારી ટોપી કોઈક નખરાંબાજે પેલા આયનાની પાછળ છૂપાવી લાગે છે."

"ઓહ" કહેતાં ગ્રીને આયનામાં જોયું, ને તેને જણાયું કે તેની ટોપી આયનાની પાછળ દેખાતી હતી ખરી પણ તે તેના પોતાના માથે મૂકેલી સ્થિતિમાં.

દિવસો થયાં વોશિંગ્ટનનું એક ભવ્ય ચિત્ર દોરાતું હતું. પણ ધાર્યો સમય પસાર થવા છતાં ચિત્ર પૂરૂં ન થયું. વોશિંગ્ટને ચિત્રકારને તે સંબંધી ઠપકો આપતાં ચિત્રકારે કહ્યું, "નામદાર! ફલક (ચિત્રપટ) જ્યાંસુધી પૂરૂં સૂકાય નહિ ત્યાંસુધી ઉતાવળ અસંભવિત છે."

બીજે દિવસે ચિત્રખંડમાં આવી ચિત્રકારે ફલક તપાસ્યું તો તેને ઝાળ લાગી હતી. તેણે વોશિંગ્ટનને બોલાવ્યો. વોશિંગ્ટને તપાસની કડક આજ્ઞા ફરમાવતાં જણાયું કે તેના નીગ્રો નોકરે ફલકને ચૂલા પર ધર્યું હતું.

વોશિંગ્ટને નોકરને ધમકાવતાં તે રડતાં રડતાં બોલ્યો, "સાહેબ, ગઇ કાલે ચિત્રકારે કહેલું કે ફલક સૂકાય તો આપની ઇચ્છા તરત પાર પડે. મેં તેમ કરવાને તેને ચૂલે તપાવેલું."

"ચાલ્યો જા, હરામી. ન સમજાતી વાતમાં માથુ મારતાં શરમ નથી આવતી?" વોશિંગ્ટન ક્રોધમાં બોલી ઊઠયો.

પણ બીજે જ દિવસે વોશિંગ્ટને તે નોકરને પોતાની સમીપ બોલાવ્યો. ને તેના હાથમાં ચાંદીનું એક સુંદર ઘડિયાળ મૂકતાં કહ્યું, "ભાઇ લે આ ઘડિયાળ. ક્રોધની એક ક્ષણમાં થયેલી ભૂલ માટે હું માફી માગું છું--એની તું એ જ ઘડિયાળથી યાદગીરી રાખજે."

---

# માલા

પ્રભુલાલ શુકલ

[ પૃથ્વી ]

દીઠી કનક ઓઢણી સખી ઉષાતણી આભ પે.
જતાં કરથી ખેંચવા તરલ કોર એ સાળુની
પડ્યો સબડિયો તદા અદીઠ ભોમ પે આથડ્યો.
હવે નથી જ એપણા સુભગ સાળુના સ્પર્શની
ચહું કિરણ દોરમાં કવિત ફૂલડાં ગૂંથીને
સદા જગત કંઠમાં કવન હાર આરોપવા.



# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. ]

[ ૧૧ ]

[1]सिंधि(संधी) गारदि(गाडदी) बहेक्, हूकमे मोरचें अहेक्;
केकि-पंक्तिमें झाजाक्, सायें करत अव्वा(वा)जाक्. १३
केडि बंधि कट्टाराक्, भट-गण रेहेत अट्टाराक्;
केते ढालसे रमतेक्, पट्टा खेलते नमतेक्. १४
[2]निकी हथोटे(ठे) धौं(धु)पाक्, पट्टा ग्रहत हे चुं(चू)पाक्;
घो(घु)पांदार मदमस्ताक्, ठुणा देत हे हस्ताक्. १५
एसे च्यारूं दरवाजेक्, बेठे गारदी छाजेक्;
पोहोराय दोतरफांक्, जि(जी)नकी खूब है कु(को)रफांक्. १६
निका आठ दरवांनाक्, वहे व(बो)होत जरवां(खां)नाक्;
[3]जाति(ती) चलककुं खालेक्, दाणि(णी) दाणसे झालेक्. १७
इनसें(इणसें) सरे तमाशाक्, वरनुं(वर्णु) नगरका खासाक्;
जिकी पटोल्या [4]पोल्या(लां)क्, वामें(उंनमें) पोलकी ओल्याक्. १८
तामें सांकडी सेरीक्, वामें लोक हे लहेरीक्;
मि(मी)लते कंदोरे भारी(रे)क्, रेसम(मी) बोहोत है बारीक्. १९
आल्ला(ल्ला) सा(षा)न [5]उद्दाराक्, विजयानंद मनोहाराक्;
गि(गी)तारथ हे संताक्, वाका शिष्य सुविनीताक्. २०

આદિમાં—"શ્રીમન્નૃપતિવિક્રમસમયાત્ સંવત્ ૧૮૯૦ શાકે ૧૭૫૫ પ્રવર્તમાને શ્રીગુર્જ(ર્જ)રદેશ વડોદરાનગર સ્થાઈ શ્રીતપાગચ્છીયશ્રીવિજયાનંદસૂરિપક્ષે દીપવિજય કવિરાજ તેમને સુશ્રાવક પુણ્યપ્રભાવક ગાંધી દુલ્લભદાસ ઝવેરચંદ, સા૦ ઝવેરચંદ દેવચંદ, સા૦ કહાનદાસ નરસીદાસ, સા૦ નથુ ગોવિંદજી તેમણે પૃચ્છા કરી જે મહાનિશીથસૂત્ર × ×"

અંતમાં—"ઇતિ શ્રીતપાગચ્છ વિજયાનંદસૂરિપક્ષે દીપવિજયકવિરાજ ઉદ્ધરિત મહાનિશીથસૂત્ર—સૈરાભાત્ર ભાવાર્થ. સંવત્ ૧૮૯૦ શાકે ૧૭૫૬ પ્રવર્તમાને શિષ્યહસ્તે પૂજ્યાકારક ભાવપ્યાર્ડ [સ્વપરોપકારાર્થે] શ્રીગુર્જરદેશમાં વડોદરાનગરમધ્યે એ ગ્રંથ રચ્યો છે. વાંચીને વાકબ વાંચ્યો. ઇતિ મહાનિશીથના બોલ સમાપ્ત. શુભં ભવતુ ગ્રંથાગ્રં ૩૦૦"

1 क. संधि, गाददी वहेक, 2 क. निकिथोढे धूपांक, पटा 3 क. जाती 4 क. पोलांक, उंनको पोनलको ओल्यांक. मीलते 5 क. उघराक, सागरगच्छन मोहराक, याचक रहते संताक(क्), उनका सीस सुवीनि(नी)ताक(क्)

मनमोहन-प्रासादाकू, मुरत्ति(मूरत) री(रू)पभ अल्हा(आहूला)दाकू;
[1]भवियां भावसे वंदेकू, भवका पाप निकंदेकू. २१
शांतिनाथ(चंतामण) भगवांनाकू, [2]है वे मुगतिका थानाकू;
[3]अभयादानका दाताकू, जगकुं देत सुख–शाताकू. २२
सागरगच्छका आलाकू, गुरुसे नमत हैं बालाकू;
[4]वाचक रहै चोमासाकू, करते ग्रन्थ अभ्यासाकू. २३
ऐसी पोलकी(के) अग्गोंकू, मंडी दांणकी जग्गोंकू;
छापां करत है दाणीकू, दूसरी देत [5]सहनाणीकू. २४
कणकि(की)-पि(पी)ठ हे पासोंकू, कणकी [6]बोहोत है रासोंकू;
पोट्यां लात वणजा(नझा)राकू, [7]कणि(ण)या करत व्यापाराकू. २५
बेठे [8]बहु(हो)त पसारीकू, मि(मी)सरी सकर सोपारीकू;
मीरच्यां एलची भंजी(तज्जां)कु, फोफल(चारोली) खारकां [9]वजी(जा)कू. २६
खसखस सुठ विर(वरी)हालीकू, पुडि(पूडी)आं देत हे वालि(वाली)कू;
ओले हाट तम्मा(मां)मांकू, चिजां देत अम्मा(मां)मांकू. २७
अग्गो(ग्गों) मांडया नि(नी)रखेकू, देखत वार ही हरखेकू;
बेठे सराफी मोजि(मोजी)कू, नाणां परखे(ख) वं(वें)चोजीकू. २८
सकें(कें) नवनवे दग्गों(ग्गों)कू, नांणावटिकै(नाणावट्टीके) अग्गोंकू;
बेठे बहु व्यापारीकू, हुंडी चलत हजारीकू. २९
सका(कां) खूब [10]भरअची(च्ची)कू, हुंडयां(हुंडां) देत हैं नची(अच्ची)कू;
जंबूसर सुरति(सूरती) सकां(क्का)कू, [11]परख्या(खा)दार हैं पक्काकू. ३०
[12]सोहा(आ)सादि(ही) नही चे[हे]राकू, ज्याके सके(जीनके सक्के) समसेराकू;
चलणा ब(बो)होत है [13]दूजीकू, गाणीवंतकी पूंजीकू. ३१
पेसे भाव [14]परमाने(मणे)कू, लेते [15]लोक उन ठांने(णे)कू;
उहां मिलत बीदेसीकू, कागद पत्र संदेसीकू. ३२

---

ત્યાં સંપાદક સાક્ષર શ્રીજિનવિજયજીએ કવિ દીપવિજયનો પરિચય કરાવતાં જણાવ્યું છે કે મહારાજા ખંડેરાવે તેમને 'કવિબહાદુર'નો ઈલ્કાબ આપ્યો હતો, પરંતુ તે કયા આધારે જણાવે છે, તે ત્યાં સ્પષ્ટ સૂચવ્યું નથી.

આજથી સો વર્ષો પહેલાં—વિ. સં. ૧૮૯૨માં વડોદરાના શ્રાવકસંઘે સૂરતમાં રહેલા કવિરાજ દીપવિજયજીને પૂછાવેલ મૂર્તિપૂજા વિગેરે ૨૬ પ્રશ્નોવાળી પ્ર. કાંતિવિજયજી મહારાજે હાલમાં મ્હારી તરફ મોકલેલી ૪ પત્રવાળી બીજી પ્રતિમાં ઉલ્લેખ છે કે—

---

१ क. भा  २ क. देवें मुक्तिका  ३ क. विजयानंदका आलाकू, तापहन मत हैं  ४ क. गीतार्थ  ५ क. सेंहैं  ६ क. बोत  ७ क. कणका  ८ क. बहोत तपसारीक  ९ क. वज्जाक  १० क. भरां अचीक, हूंडां  ११ क. परखां  १२ शी आशा हीनकी चेराक, जिनके सिक्के  १३ क. हूंजीक, भांगां॰ पू॰  १४ क. राणेक  १५ क. लीक उन गणेक, गंदी छोड

गंठी-छोड उहां केतेक्, लाठया-हरामी तेतेक्;
भंगी भंगसे [1]मातेक्, केफी केफर्मे[2] रातेक्. ३३
बेठे तंबोलि(ली) झाजेक्, बिडे(बीडे) देत हैं ताजेक्;
नागरवेलि(ल) गंगेरीक्, [3]चेवली पान [4]चंगेरीक्. ३४
नीकी खांडी(ड)कुं घोइक्, मुखडी करत फंदोइक्;
मगदल जलेबी खाजाक्, बरफी लेत हैं झाजाक् ३५
पेडा लाडुआ(डूवा) भावाक्, खलकां लेत है खावाक्;
[5]ऊंची मस्त(मव्य) हवेल्यांक्, लांची हाटकी ओल्याक्. ३६
गुजरीमें वस्त ज मिलति(जे मीलती)क्, ताकुं [6]वरनकुं(ूं) तहतिक्;
धोति [7]रेसमकी कोरां(री)क्, दुपटे [8]कसबी लेहरां(री)क्. ३७
मि(मी)सरु मि(मी)सहार [9]मोहोंघाक्, रंगत वस्त्र हे [10]सोहोघाक्;
पाघो दोरीया(आ) बि(बी)रुतेक्, अदल मुं(मूं)ल ही करते(त्तें)क्. ३८
नकली बोहोत दंताराक्, [11]करते दंत-व्यापाराक्;
जोड हाथका मापाक्, चूडा देत है छापांक्. ३९
आगो(गों) धरत हैं चूडाक्, आपे ह(हृ)दयका गूढा(ढा)क्;
[12]रंगे नग हुसी हुसीआरीक, मुखसें देत हैं गारीक्. ४०
[13]नि(नि)की पोल घडीमालीक्, हवेल्यां सुब मतवालीक्;
फतेसिंघकी भारीक्, गोखुं गोखमें [14]बारीक्. ४१
नरसिंह(सीं)राव(यह) वरघोडेक्, खलकां निरखवा दोडेक्;
काति(त्तिक)-पून्यमें मेलाक्, रसीआ लेत हुं(हैं) खेलाक्. ४२
दीपक-माल हे ऊं(उं)चीक्, वा तो गगनसें पोह(पोहो)चीक्;
दीपक-श्रेणि(ण) हे ताजि(जी)क्, बामे जोत हुं(हैं) झाजे(जी)क्. ४३
दादा पास हे पासीक्, पूरत मनकी आसीक्;
अं(आं)गी होत नव अंगेक्, भावि(वी) स्तवत एकंगेक्. ४४
धीरचंद साहका गेहाक्, जि(जी)नसें [15]रसत हे नेहाक्;
आगम प्रश्ण(श्न)सें कर्ताक्, आणा पासकी धर्ता(रता)क्. ४५

"સ્વસ્તિ શ્રીસૂરતબંદિર મહાશુભસ્થાને પૂજ્યારાધ્યતમોત્તમ પરમપૂજ્યાચાર્યનીધાન્ સકલગુણ-નિધાન અનેકશુભકોટિઉપમાવિરાજમાન ગુરૂજીસાહેબ પંન્યાસ દીપવિજયજી કવિરાજચરણાન્ શ્રી વડોદરાથી લખિતં સદાસેવક આજ્ઞાકારી ગાંધી દુલભદાસ ઝવેરચંદ, સા ઝવેરચંદ દેવચંદ, મોદી ખુશાલ ભાણા, સા નગુ ગોવિંદજી. સા કહાનદાસ નરસિંદાસ, સા હુકમચંદ ભગવાનદાસ પ્રમુખ

१ क. आतेक २ क. मे ३ क. चेलडी ४ क. मं...दुरातांड जंघोटक ५ क. ऐवर, सकरपारेक(क्). मा(म)गग-सेरहे स्वारेक ६ क. तर्णतं...तीक; ७ क. धोती रेसमी ८ क. पदी ९ क. मोंघाक १० क. गोधाक. पाघी ११ क. उनहा पथ हे न्याराक; नगरजनवासी हे मोल्लाक(क्), देवें द(दो)तका गोलाक(क्) १२ क. नग रंगत हे मारीक, १३ क. नीकी घडीयालीक १४ क. बारीक. कारिक १५ क. रहत

केवल साह हे(हैं) धर्मिक, श्रोता खूब हे(हैं) मर्मिक;
संघमें बहु(बोहो)त सावासि(वासी)क्, नरसिंह पोलका वासीक्. ४६
हरखजी शाह [1]हन(र)रोजांक्, वंदे ऋषभजिन[2] मोजांक्;
रंगत खूब [3]है जमा(ना)लाक्, मंडप चोक वि(वी)सालांक्. ४७
मेहेता पोलकी वस्ति(स्ती)क्, [4]बाको लोक है मस्ति(स्ती)क;
विजयादेवका आलाक्, उंचा गोख है [5]मालाक्. ४८
[6]भद्(द्)र मारि(री) कमठाना(ठांणां)क्, लगा व(बो)होत [7]वां(उंहो) नाणांक्;
कि(की)ना राव मानाजि(जी)क्, [8]जाकि मोडणि(णी) ताजि(जी)क्. ४९
गेंडा [9]बाघ ने चिताक्, [10]जोत होत है मित्ताक्;
निकि(की) मोज इण सहेराक्, सरवर [11]वरनतुं गहेराक्. ५०
सरवर खूब सरसि(सी)आक्, [12]पाजो बंधसे फसीआक्;
सुरेसर दूसरा न्याराक्, पांनी भरत [13]पनि(नी)हाराक्. ५१
सरवर अंबूसे भरिआक्, मानुं सायरा दरीयाक्;
वृंदा चलत हे दाराक्, मानुं रभ अनुहाराक्. ५२
पनघट(ट) पंथसे व(वे)हेताक्, सहि(ही)से करत संकेताक्;
झुलर झुलरां जाति(ती)क्, अपने रंगमें माति(ती)क्. ५३
जाति नारिआं लारेक्, अपनि(नी) वात संभारेक्;
हसति(ती) हाथसें तालि(ताली)क, देति(ती) मुं(मू)हसें [14]गालि(ली)क्. ५४
सीआबाग हें व(ब)हाक्, फतेबाग हिं(हैं) अड्डाक्;
मस्तुबाग हे मोटाक्, [15]बाका उर्द्ध हे कोटाक्. ५५
[16]सेहेतुत(र) झमरखांक्, फल पोस्त कमरखांक्;
इक्षु(क्षू) अनार अनासाक्, श्रीफल नींबू फना(न्ना)साक्. ५६
चंपक जु(जूं)हही अंबाक्, मोगर केवडा किंबाक्;
मरुआ मालती जाइक्. दमणा [17]गुलनेराइक्. ५७ [ચાલુ ]

---

સમસ્ત પરષદા સંઘની વંદના વાંચવી. બી. સંઘમાં શ્રાવકને પ્રશ્ન સુઝ્યાં તે વાણીયા અક્ષરે લખતાં કાનો માતર ઠીક આવે નહી માટે શાસ્ત્રી અક્ષરે લખાવીને પાનાં સાહેબ પાસે મોકલ્યાં છે તે ધારી વિચારીને પાછા ઉત્તર લખજો. તુમને ન બેસે તો બિજા પંડિત ગીતાર્થ ગુરુજી સાહેબ તથા સમજુ ધોતા શ્રાવકથી ધારી વિચારીને એહનો પાછો ઉત્તર લખજયોજી."

---

'१ क. नरो जांक,' २ क. ऋषभजी नमो जांक; ३ क. जना लाक, ४ क. उंहो के बोत हे मस्तीक; बी. ५ क. महालाक. ६ क. भद्रवारी कमठांणाक, ७ क. उंहो. ८ क. जीनकी ९ क. बाघनं १० क. जोता जो(हो)त हें मीताक; ११ क. वर्णतुं घ(घे)हेरांक्. १२ क. मोलते बोत हा(हो उंहा) रसीआक्; १३ क. पनीहाराक. जाति जोरीयां १४ क. गालीक

पनघट पंथसें वहेताक, सहीसें करत सकेताक;
फूलर झुलरां जातीक, अपने रंगमें मातीक.

१५ क. उनका उर्ध्व १६ क. सेहे तुत झमरखांक्, फेलें अंजीर १७ क. गुलनें राइक्.

# નાગર–ગૌરવ

જગજીવનદાસ દયાળજી મોદી

બધી જાતના બ્રાહ્મણોમાં નાગરો સર્વથી શ્રેષ્ઠ ગણાય છે, એટલું જ નહિ પણ હિંદુઓની સર્વ જાતિઓમાં શ્રેષ્ઠપદ ભોગવે છે. એ એમની શ્રેષ્ઠતા તેમણે પરાપૂર્વથી સાચવી રાખી છે. દેખાવમાં, આચાર-વિચારમાં, સુઘડતામાં, સ્વચ્છતામાં, ચાતુર્યમાં, ભાષાશુદ્ધિમાં, વાણીમાધુર્યમાં, માર્મિકતામાં નાગરો બીજી બધી જાતો કરતાં ચડી જાય છે. નાગરો એટલે આર્ય સંસ્કૃતિનું પ્રત્યક્ષ સ્વરૂપ સંસ્કારમૂર્તિ તે નાગરો. રૂપ-સૌંદર્ય તો નાગરોને જ વરેલું છે. કહેવાય છે કે નરસિંહ મહેતાને ભગવાને રાજી થઈને વરદાન માગવાનું કહ્યું ત્યારે તેમણે માગી લીધેલું કે મારી ન્યાતમાં કોઇ કદરૂપું ન હોય ને કોઇ ગરીબ ન હોય. અને ખરેખર એ નરસૈંયા ભક્તની ન્યાતમાં કોઈ રૂપસૌંદર્ય વિનાનું નથી હોતું ને કોઈ ભૂખ્યું નથી રહેતું. ગૌરવર્ણ, અવયવોની સપ્રમાણતા, કાળા વાળ, મોટી અને કાળી તેજસ્વી આંખો, રક્તઓષ્ઠ, પ્રલંબબાહુ, મોટું માથું, ભવ્ય ચહેરો અને ગંભીર મુખમુદ્રા એ નાગરોને બીજી કોમોથી તુરત જુદા પાડે છે. અને એ ગૌરવ તથા મોટાઈનું અભિમાન બોલીચાલી, પહેરવેશ ને મુખમુદ્રા ઉપરથી જોનારને તુરત જણાઇ આવે છે. નાગરો રાજદ્વારી કોમ છે. મુત્સદ્દીગીરી તો નાગરોના બાપની જ. મોટાં મોટાં રાજ્ય વસાવવાં હોય કે ઉથલાવી નાખવાં હોય તો નાગરો કરી શકે એમ છે. વિદ્યામાં ને રાજખટપટમાં નાગરો આગળ પડતા છે; નાગરોમાં કોઇ અભણ નહિ, નાગર સ્ત્રીઓ એકે એક ભણેલી હોય છે. અને કેટલીક તો સારી વિદ્વાન ને ગ્રંથકાર પણ થઈ ગયેલી છે—હાલ પણ છે. નાગર સ્ત્રીઓ ઘણી રૂપાળી હોય છે અને સાથે સુઘડ અને ચતુર પણ હોય છે. સ્ત્રી સન્માન અને સ્ત્રી-સ્વાતંત્ર્ય નાગરોમાં જેટલું છે તેટલું બીજી કોઈ કોમમાં નથી. નાગર સ્ત્રીઓ ડહાપણથી ભરેલી અને ઠાવકી હોય છે. તેમનો કંઠ મધુર હોય છે. અને તેઓ સંગીતમાં નિપુણ હોય છે. દીપકથી દાઝેલા અકબરના માનીતા ગવૈયા તાનસેનને મલ્હાર રાગ ગાઈ શાન્તિ આપનાર નાગર કુમારિકાઓ હતી. આચારશુદ્ધિ, વિચારશુદ્ધિ, વાણી શુદ્ધિ એમ સર્વ બાબતમાં શુદ્ધિ જાળવી રાખી નાગરોએ સમાજમાં પોતાનું વર્ચસ્વ જાળવી રાખ્યું છે. બીજી કોઈ જાતનું નાગરો જમતા નથી; અને એમ નહિ જમવાને લીધે જ નાગરો બીજી કોમો કરતાં ઊંચા ગણાઈ ગયા છે. ન જમવાનું કારણ તેમની ચડિયાતી સુઘડતા છે. હિંદુઓમાં એવો રિવાજ પડી ગયો છે કે જે જેના હાથનું રાંધેલું કે અડેલું ન ખાય તે તેના કરતાં ઊંચો ગણાય છે. જો કે નાગરોમાં હવે આવી છોછ બહુ ઓછી થઈ છે. તો પણ તેમણે પોતાની સંસ્કારિતા જાળવી રાખવાથી હજુ તેઓની મહત્તા સમાજમાંથી ઓછી થઈ નથી.

કલમ, કડછી ને બરછી એ નાગરોનો પેશો છે. કલમ એટલે વિદ્યાને લગતા ધંધા—મહેતાગીરી, કારકુની અને ઉપરાંત દિવાનગીરી પણ કરવાને નાગરો સમર્થ હોય છે. કડછી

એટલે રસોઈ કરવાની કળા. તેમાં પણ નાગરો પ્રવીણ. કોઈના હાથનું "જમાય નહિ એટલે બધા જ નાગરો સ્વયંપાકી. સ્વચ્છતા અને સ્વાદમાં નાગરી રસોઈ વખણાય છે. અને બરછી એટલે હથિયાર ધારણ કરવાં. નાગરો યુદ્ધ પણ ખેલી જાણે છે. નાગર યોદ્ધાઓની વાતો ઈતિહાસનાં પાનાંમાંથી જરૂર જડી આવશે. લલિત કળાઓ—ચિત્રકળા, રંગપૂરણ, સંગીત, વસ્ત્રપરિધાન વગેરે કળાઓમાં નાગર સ્ત્રી-પુરુષો સ્વાભાવિક રીતે જ ચતુર અને પ્રવીણ હોય છે. નાગરીલિપિ એ નામ નાગરો ઉપરથી જ પડેલું હોવું જોઈએ.

નાગરોમાં આવી જાતના વિશિષ્ટ ગુણો છે તે ઉપરથી નાગર કવિ હર્ષદરાયે હિંદીમાં "નાગરબત્રીસી"* નામે સુંદર કાવ્ય બનાવ્યું છે.

નાગર નામ ઘણા જૂના કાળથી જાણીતું છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં નાગરોનો ઉલ્લેખ આવે છે. નાગરો પરદેશી પ્રજા હોય અને આ દેશમાં આવીને વસ્યા હોય ને પછી આર્યોમાં ભળી ગયા હોય કે આ દેશના મૂળ આર્યો હોય, પણ આજે તો શુદ્ધ આર્યો ગણાય છે ને આચાર-વિચારે તથા વિદ્યાભ્યાસંગમાં આર્યો કરતાં ચડી જાય એવા છે.

નાગરોમાં પ્રાચીન કાળમાં ઘણા સારા સારા મહાપુરુષો ઉત્પન્ન થયેલા છે. અકબરના દરબારનો માનીતો બીરબલ નાગર હતો. રાજા છબીલારામ અને દયા બહાદુર મોગલ રાજ્યના સરદારો નાગર હતા. જુનાગઢનું રાજ્ય જમાવનારા યોદ્ધાઓ અને રાજ્યનીતિજ્ઞ પુરુષો અમરજી દિવાન જેવા નાગર હતા. મનસુખરામ સૂર્યરાય, પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા

* નાગરોના સ્વરૂપનો યોગ્ય ચિતાર આપતા તે કાવ્યમાંથી થોડાંક અવતરણો—

કવિત

પાઘપેચ પગ્રપાન, કમરમેં કલમદાન,
નૈન હુમેં મહેરબાન, માનપદ પાય કે;
મિષ્ટ મિષ્ટ હૈં જબાન, લેખન કમાન જૈસી,
બાન બિનુ દુર્જનકો, છેદત ઉડાય કે;
ભેદત હૈં મર્મભેદ, બાજન પ્રપંચ હું કો,
ભંજન મલીન મન, મજ્જનતા દયાય કે;
કહે હરસિદ્ધ નૃપદ્વારમેં કિંવાર જૈસો,
કીરતિકો હાર પાયો, ચહુ ઓર ચ્હાય કે.
અસ્ત્રકો ફિરાય જાનેં, શસ્ત્રકો ઉડાય જાનેં,
કવિતા સુનાય જાનેં, જાનેં નીર તરીબો;
કહે હરસિદ્ધ રાગ રંગ રસ પાય જાનેં,
સંગરકે બીચ જાકો ચિત્ત ચહૈ લરીબો;
હુકમ ઉડાય જાનેં, નોંકરી બજાય જાનેં,
સાધુ સંત સિદ્ધ સેવા ચહેં અનુસરીબો;
રાજહંસ જૈસો આભા નાગર નરેશ દ્વાર,
ઐસો ગુન હોઇ તબૈ નાગર પદ ધરીબો.
પ્રાત ઉઠ સ્નાન ધ્યાન સંયમ પ્રકાર કરે,
યજ્ઞ બ્રહ્મ કર્મ ધર્મ માર્ગ સરસાયો હૈ;
અષ્ટ ગંધલેપન સુગંધ અષ્ટ જામ ધૂપ,
તેજ યુક્ત બ્રહ્મભાવ, ભસ્મ હુ લગાયો હૈ;

કહે હરસિદ્ધ કો ઉપાધિસોં રહિત માનો,
પુરન પ્રતાપિક અગસ્ત્ય સમ ભાયો હૈ:
નાગર નલીન ચિત્તરંજન કહેગો તબ,
એ તો ઉપચારવારો નાગર કહાયો હૈં.
છત્રીનકો ધર્મ બિપ્ર ગૌવનકો પાલવે કો,
શસ્ત્રઅસ્ત્ર બાંધ કે સંગ્રામમેં કટાયબો;
કહે હરસિદ્ધ કહુ બનિકકો ધર્મ સોતો,
બનજ બ્યોપાર માર્ગ દ્રવ્યનકો લ્યાયબો;
સૈરવનકો ધર્મ કૃષિ કર્મકો કહ્યો કબિને,
ધર્મ નેમ પુન્યદાન પ્રેમસેં ચલાયબો;
નાગરકો ધર્મ ષટકર્મ ધ્યાન દાન ઔર,
ભૂપનોંન હોઇ નેક નોકરી બજાયબો.
પાઇ તો ન પાઇ કબી સંમૃદ્ધિ સવાઇ ભાઇ,
આઇ તો ન આઇ કબી કીરતિ બચાઇ હૈ;
કહે હરસિદ્ધ બસુધાલોં ફિર હૈં સંદાઈ,
તદપિ ન પાઇ પાઇ ચાહે કછુ પાઇ હૈ;
કબહુ પરાઇ હરિ બાજીકી ચટાઈ ઔર,
કબહુ સુપાય બસ પાઇમેં બિકાઇ હૈ;
સુમતિ સદાઇ રખે, અંબિકા ભવાની ભાઇ,
નાગરકી વૃત્તિ યોં સંતોષમેં સ દાઇ હૈ.

અને નંદશંકર તુલજાશંકર જેમણે ઘણાં રાજ્યનાં કારભારાં કરેલાં તેવા મહા મુત્સદ્દી નાગર હતા. ગુજરાતી ભાષાના આદિ કવિ નરસિંહ મહેતો અને જૂના કવિઓમાં છેલ્લો રસમસ્ત કવિ દયારામ નાગર હતા. અર્વાચીન કાળમાં નરસિંહરાવ ભોળાનાથ, દિ. બ. કેશવલાલ ધ્રુવ, વ્રજલાલ કાલિદાસ શાસ્ત્રી, મણિલાલ નભુભાઈ અને ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા સમર્થ ભાષાશાસ્ત્રીઓ તથા તત્ત્વચિંતકો નાગરોમાં ઉત્પન્ન થયા છે. અને હાલના જમાનામાં પણ સર પ્રભાશંકર પટ્ટણી તથા સર મનુભાઈ જેવા નાગરોએ મોટાં રાજ્યોની દિવાનગીરીઓ દીપાવેલી છે. હિંદના સાડા ત્રણ ડાહ્યાઓ—હૈદ્રાબાદના સરસાલાર જંગ બહાદુર, ઇંદોરના સર દિનકરરાવ, વડોદરાના રાજા સર ટી. માધવરાવ અને અર્ધા ભાવનગરના ગગા ઓઝા; તથા દિ. બ. મણિભાઈ જસભાઈ, સર લલ્લુભાઇ શામળદાસ અને રાજેન્દ્ર સોમનારાયણ દલાલ જેવા લાખોની ઉથલપાથલ કરનારા વેપારીઓ પણ નાગરોમાં છે.

નાગર નામ નગર ઉપરથી પડેલું છે. જે બ્રાહ્મણો તપોવનના આશ્રમોનો ત્યાગ કરી નગરોમાં રહેવા આવ્યા અને રાજાઓના આશ્રિત થઈ રાજ્યકારભારમાં ભાગ લેવા લાગ્યા તેઓ કાળે કરીને નાગર-નગરમાં વસનારા કહેવાયા, અને રાજદરબાર સાથે વધારે પરિચય થવાથી ને રોજના સહવાસથી કુદરતી રીતે જ તેમનામાં મુત્સદ્દીગીરી, ચતુરાઇ, સુઘડતા વગેરે ગુણો આવ્યા.

નાગરોનું મૂળ વસતિસ્થાન વડનગર હતું. વડનગર નામ વૃદ્ધનગર ઉપરથી પડ્યું છે. એને વૃદ્ધનગર કહેવાનું કારણ કે એ જૂનામાં જૂનું-ઘણા કાળથી વસેલું માટે વૃદ્ધ-ઘરડું શહેર કહેવાતું. એ આનર્ત્ત દેશમાં એટલે ઉત્તર ગુજરાતમાં આવેલું છે. પુરાણમાં એવી વાત છે કે પૂર્વે એ દેશના ચમત્કાર નામના રાજાએ એ જગ્યાએ શહેર વસાવી તે બ્રાહ્મણોને વસવા આપ્યું હતું. એ સ્થળ નીચે પાતાળમાં હાટકેશ્વર મહાદેવનું સ્થાન હતું. દેવોએ સોનાની પ્રતિમા બનાવીને તેમાં મહાદેવની સ્થાપના કરી હતી અને ત્યાં જવા આવવાને માર્ગ પણ બનાવ્યો હતો; તેથી ઘણા માણસો પાતાળમાં મહાદેવની પૂજા કરવા જતા ને તેના પુણ્યના પ્રભાવથી સીધા સ્વર્ગમાં ચાલ્યા જતા. આથી સ્વર્ગમાં વસતી વધી જવા લાગી એટલે ઇંદ્રે તે માર્ગ માટી નાખીને પૂરી દેવડાવ્યો. પણ પછી નાગોએ ત્યાં દર પાડયાં ને તે દરોમાંથી ઘણા નાગ પૃથ્વી ઉપર આવવા લાગ્યા. એ નાગોના ત્રાસથી બ્રાહ્મણોને ગામ છોડવું પડયું. છેવટે તેઓ મહાદેવને શરણે ગયા ત્યારે શિવે તેમને કહ્યું કે હું તમને 'નગર' એવો મંત્ર આપું છું. એ મંત્ર બોલતા બોલતા તમે શહેરમાં જાઓ એટલે તે સાંભળીને જે નાગો ત્યાં હશે તે પાતાળમાં નાશી જશે ને જે નહિ જાય ને ત્યાં ને ત્યાં જ રહેશે તે વિષરહિત થઈ જશે. મંત્રનો અર્થ એવો છે કે ન એટલે નહિ અને ગર એટલે વિષ, અર્થાત્ નગર એટલે વિષરહિત. તેથી એ નગર શબ્દના પ્રભાવથી નાગો જતા રહ્યા ને શહેર આબાદ થયું માટે બ્રાહ્મણોએ તેનું નામ નગર પાડયું. દુનિયામાં એણે પહેલવહેલું નગર નામ ધારણ કર્યું તેથી એ સૌથી જૂનું, માટે વૃદ્ધ નગર કહેવાયું. તે જ વડનગર. આનંદપુર એનું પણ એનું નામ હતું.

આજે પણ વડનગર ગુજરાતમાં એક પ્રખ્યાત શહેર ગણાય છે. અસલ એમાં નાગરો-નીજ વસતી હતી. અને તે નાગરો શ્રીમંત તથા સુખી હતા. હાલ તો તેમાં નાગરોનાં

બે-ત્રણ જ ઘર છે. બાકીના બહાર દેશાવર ચાલ્યા ગયા અને જુદે જુદે ઠેકાણે જગ્યા બાંધીને રહ્યા. એમ કહેવાય છે કે વડનગરનો કિલ્લો બાંધ્યો ત્યારે નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર મહાદેવનું દેવાલય ગામની બહાર બંધાવ્યું તેથી મહાદેવ તેમના પર ગુસ્સે થયા ને તેથી તેમની વસ્તી ગામમાંથી ઘટી ગઇ. વડનગર આબાદ હતું પણ મુસલમાનોએ તેને પાયમાલ કર્યું, અને પછી મરાઠાઓએ બે વખત લૂંટયું તથા બાળી નાખ્યું તેથી નાગરો રાતવાસો લઇ નાસી છૂટયા તે પછી ગામમાં આવીને વસ્યા જ નહિ.

નાગરોનું મૂળ વસતિસ્થાન વડનગર. તેથી વડનગરમાં નાગરો રહેતા હતા ત્યાંસુધી તેમનામાં જુદી જુદી ન્યાતો બંધાયલી નહોતી, પણ જ્યારે તેઓ જુદે જુદે ગામ જગ્યા બાંધીને રહેવા ગયા ત્યારે તે તે ગામનાં નામ ઉપરથી તેમના જથાનાં નામ પડ્યાં. જે વડનગરમાં જ રહ્યા તે વડનગરા કહેવાયા.

નાગરોની ઉત્પત્તિને માટે જુદી જુદી દંતકથાઓ અને કલ્પનાઓ છે. કેટલાકનો મત એવો છે કે એ આ દેશના વતની નથી, પણ વિશ્વવિજેતા મહાન સિકંદરની સાથે જે ગ્રીકો, સિથિયનો અને બાકટ્રિયનો આ દેશમાં આવ્યા હતા ને પછી કાયમનો વસવાટ કરીને આ દેશમાં રહ્યા તથા આર્યોમાં ભળી ગયા તેના વંશજો તે નાગરો છે. તેઓ ગૌરવર્ણના, કદાવર દેખાવના, બળવાન અને બુદ્ધિશાળી હતા: જે ગુણો હાલ પણ નાગરોમાં છે. વળી કનકસેન રાજાની સાથે નાગજાતિના લોકો આવ્યા ને વડનગરમાં આવીને વસ્યા તે જ નાગરો એમ પણ કહેવાય છે. પુરાણમાં એક કથા એવી છે કે શિવનું લગ્ન થયું તે વખતે બ્રહ્મા લગ્નવિધિ કરાવતા હતા· તે વખતે પાર્વતીનું સ્વરૂપ જોઈ ને બ્રહ્માનું મન ચલિત થયું તેથી તે શરમાઇને જતા રહ્યા. પછી લગ્નવિધિ પૂરી કરાવવા શિવે કપાળમાં ચોડેલા અક્ષતમાંથી જમીન ઉપર દાણા પાડ્યા તેમાંથી કેટલાક બ્રાહ્મણો ઉત્પન્ન થયા ને તે બ્રાહ્મણો પાસે લગ્નવિધિ પૂરી કરાવી. એ બ્રાહ્મણોને નાગકન્યાઓ પરણાવી વડનગરમાં વસાવ્યા. તે નાગર બ્રાહ્મણો કહેવાયા.

નાગરોના મુખ્ય ૭ ભેદ છે. વડનગરા, વિસનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, કૃષ્ણોરા અને ચિત્રોડા. આ ભેદો ગામભેદે પડેલા છે. આ ઉપરાંત ડુંગરપુરા અને સીપાહી નાગરો પણ છે. *બારડ નામે નાગરોનો એક ભેદ છે, તે સાઠોદરામાંથી કોઈ કારણથી બહિષ્કૃત થયેલા તેમનો છે.* વડનગરા, વિસનગરા અને સાઠોદરામાં ગૃહસ્થ નાગર અને ભિક્ષુક નાગર એવા બે ભેદ છે. જે નાગરોએ દાન લેવાનું છોડી દીધું અને રાજદરબારની નોકરીઓ કરવા માંડી તે ગૃહસ્થમાં ગણાયા અને જેઓ પઠનપાઠન સંધ્યા વંદનાદિ કર્મ કરતા રહ્યા તથા જેમણે દાન લેવાનું જારી રાખ્યું અને ગૃહસ્થ નાગરોને ત્યાં ગોરપદું કરવા માંડ્યું તે ભિક્ષુક નાગર કહેવાયા.

વડનગરા નાગરો તો વડનગરમાં કાયમનો વસવાટ કરીને રહેલા અને જેમણે રાજાઓનું દાન નહિ લીધેલું તે વડનગરા નામથી જ પ્રસિદ્ધ થયા છે. બધા પ્રકારના નાગરોમાં વડનગરા શ્રેષ્ઠ ગણાય છે અને તેઓ સુખી તથા વૈભવી છે.

વિસનગરા નામ વિસનગર ઉપરથી પડેલું છે. વિસનગર શહેર અજમેરના વિસલદેવ રાજાએ ગુજરાતના રાજા ભીમદેવ સોલંકી ઉપર જીત મેળવી તેની યાદગીરીમાં વસાવેલું

હતું.× સિદ્ધરાજ જયસિંહે રુદ્રમાળ પૂરો કર્યો ત્યારે વડનગરના નાગરોને પાનના બીડાંમાં જુદાં જુદાં ગામનાં નામ લખીને તે પાન દાનમાં આપ્યાં તે વખતે વિસનગર જેમને મળ્યું તે નાગરો વિસનગરમાં જઈને રહ્યા ને પછી વિસનગરા કહેવાયા. અને સાઠોદ ગામ જેમને મળ્યું તે સાઠોદમાં જઈને રહ્યા ને સાઠોદરા નાગર કહેવાયા. વિસનગર ઉત્તર-ગુજરાતમાં વડનગરની પાસે આવેલું છે ને આજે મોટું આબાદ શહેર છે. સાઠોદ ગામ ડભોઈની પાસે આવેલું છે, ને નાનું ગામડું છે. ત્યાંના સાઠોદરા નાગરો તો ડભોઈ ને સાઠોદમાં જઈને વસેલા છે, ને નડિયાદ તથા અમદાવાદમાં પણ તેમની ઘણી વસ્તી છે. તેઓ પૈસેટકે સુખી તથા મોટા શ્રીમંતો છે. સ્વ મનસુખલાલ કાલિદાસ તથા સ્વ. દિ. બ. કેશવ હર્ષદ ધ્રુવ જેવા સમર્થ વિદ્વાનો એમનામાં થઈ ગયા. અમદાવાદવાળા સર ચીનુભાઈ સાઠોદરા છે.

પ્રશ્નોરા પ્રશ્નપુર અથવા અહિચ્છત્રપુર નામનું ગામ ઉત્તર-હિંદમાં હતું ત્યાં જઈને વસેલા તે ઉપરથી તેમનું નામ પડેલું છે. કૃષ્ણોરા તથા ચિત્રોડા નામ પણ કૃષ્ણપુર અને ચિતોડમાં તેઓ વસતા હતા તે ઉપરથી પડયું છે. ડુંગરપુરા નામ પણ ડુંગરપુર તરફ વસવાને લીધે પડયું છે. સીપાહી નાગર નામ તો તેઓએ સિપાઈગીરીનો-લશ્કરમાં નોકરી કરવાનો ધંધો કરવાને લીધે પડયું છે.

આમ મૂળ નાગરો એકજ જાતના પણ જુદા જુદા ગામભેદે તેમનાં જુદાં જુદાં નામ પડયાં છે. પરંતુ એ બધા નાગરોમાં એક જાતની ગૌરવશીલતા છે તે તો એક સરખી જ મળતી આવે છે; ને તેથી બધી જ જાતના નાગરો એકજ છે એમ સહજ જોઈ શકાય છે.

---

## પ્રેરકને—

પ્રભુલાલ શુકલ

[ પૃથ્વી ]

હતું કવન માહરું કૉચડ કાદવે કોહતું
સદા ઝરણ શું : રુંધાયલ અજાણ હો' સેતુથી;
ન'તો નવપ્રકાશ કૈં,
ન'તો ઉર પ્રભાવ કૈં,
નહીં યુગ પિછાણ કે સરવદેશી આયોજના.
હતી નહિ વિવિધતા, કલપના, કશી ભાવનાઃ
તમે ઉંચકિયાં સખે, સકળ બંધનાં પાટિયાં
અને વહત કીધ સૌ યુગપ્રવાહ કાવ્યો તણા !

---

× કેટલાક કહે છે કે વિસનગર વિસલદેવ વાઘેલાએ વસાવેલું છે. જો એમ હોય તો સિદ્ધરાજે એ ગામ દાનમાં બ્રાહ્મણોને આપ્યું ત્યારે એનું નામ જુદું હોવું જોઈએ અને વિસલદેવ વાઘેલાએ એને આબાદ કરી પોતાના નામ ઉપરથી એનું નામ વિસનગર પાડ્યું હશે. પછી ત્યાં રહેનાર બ્રાહ્મણો વિસનગરા કહેવાયા હશે.

સૃષ્ટિના આદિકાળથી જગતનાં રસિક સ્ત્રી-પુરુષો ને લક્ષ્મીવન્તો જેના મોહમાં ગુલતાન બન્યાં છે, જેના કારણે યુદ્ધ ખેડાયાં છે-લોહી રેડાયાં છે તે—

# જવાહિર

—તેનો રોમાંચક ઇતિહાસ ને તેનાં અવનવાં સ્વરૂપો.

નરસિંહ

ન્યુયોર્કના જગવિખ્યાત મ્યુઝિયમમાં 'નેચરલ હીસ્ટરી' નામે એક બહુમૂલ્ય વિભાગ રાખવામાં આવ્યો છે. એ વિભાગમાં અનેક મૂડીદારોના કિંમતી ખનીજ-સંગ્રહો સચવાય છે. નામાંકિત કોટ્યાધિપતિ મોર્ગનનો જગતભરમાં અદ્વિતીય એવો રત્નસંગ્રહ પણ ત્યાં જ રાખવામાં આવ્યો છે. અનેક રસિક યુગલો અને જવાહિરશોખી શ્રીમન્તો એ સંગ્રહના અવલોકનમાં આનંદ અનુભવે છે.

એક દિવસે એ સંગ્રહખંડમાં એક સ્વરૂપવાન રમણી સાથે એક યુવકે પ્રવેશ કર્યો. તે વિભાગના ક્યુરેટર ડૉ. વ્હીટલોકને રમણીની ઓળખ આપતાં યુવકે કહ્યું, "આ મારાં ભાવિ મહેરદાર છે. એને ભેટ આપવાને હું કિંમતી અલંકાર મઢાવવા ઇચ્છું છું; પણ તેમ કરવાને ઝવેરીને ત્યાં જતાં પહેલાં આપનો સંગ્રહ અવલોકી તેની પસંદગી પ્રિયતમા પાસેજ કરાવવાની મારી ઇચ્છા છે."

"ઘણી જ ખુશીથી" ડૉક્ટરે કહ્યું. ને તે બંને પ્રેમીઓને જુદી જુદી જાતનાં રત્નો બતાવવા લાગ્યો. તેમ કરતાં તેઓ વાદળી કિરણોથી ઝળહળતા, જગતભરમાં મોટામાં મોટા-૫૬૩ કેરેટના-'સ્ટાર ઓફ઼ ઇન્ડિયા' નામે મણિ પાસે જઈ પહોંચ્યાં. બંને પ્રેમીઓનાં નયનમાં તેજ ચમક્યું. યુવાન બોલ્યો, "કેવો ભવ્ય, કેટલો રમણીય!"

યુવતીએ પૂછ્યું, "એ કેટલીક કિંમતનો હશે?"

ડૉક્ટરે બંનેને વિદાય આપી પોતાના મદદનીશને કહ્યું, "એ રમણી યુવાનને કે એના પ્રેમને નહિ, પૈસાને પરણવાની છે. તેમનું લગ્ન પૂરું એક વર્ષ પણ નહિ નભી શકે." ને મદદનીશે છ જ મહિના પછી છાપામાં જ્યારે વાંચ્યું કે એ રમણીએ બાર લાખ રૂપિયા કોરે મૂકાવી પોતાના પતિ સાથે છૂટાછેડા લીધા છે ત્યારે તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો.

ડૉ. વ્હીટલોક કહે છે, "રત્ન એ તો ભવિષ્યદર્પણ છે. તે માનવીની ભાવનાઓનું પ્રતિબિંબ પાડે છે. જેમ માનવી મૃત્યુની ક્ષણે ગુહ્ય નથી છૂપાવી રાખતો, ગોલ્ફ જેવી કેટલીક રમતોમાં જેમ એ પોતાની વૃત્તિઓ નથી ગોપવી શકતો એમ રત્નની સમીપમાં પણ એની લાગણીઓ નથી છૂપાઈ શકતી. રત્નના પ્રકાશમાં માનવીનાં હૈયા વાંચી શકાય છે."

રત્નો—કિંમતી પત્થરોના અનેક પ્રકાર છે. હીરા, માણેક, નીલમ (મણિ), લીલમ (પાનું), પોખરાજ, મોતી વ. હિંદની વર્તમાન પ્રજાનાં ભાગ્ય પારકે ખીલે બંધાયલ હોઈ એને એ બહુમૂલ્ય દ્રવ્યનાં અવનવીન સ્વરૂપોનો પૂરતો ખ્યાલ નથી પણ હિંદની પ્રાચીન

પ્રજા એ સંબંધમાં ખૂબ ઊંડી ઊતરેલી અને વર્તમાન પાશ્ચાત્ય પ્રજા પણ એ વિ
સારૂં જ્ઞાન ધરાવે છે.

હિંદના પ્રાચીન સાહિત્યમાં રત્નના, જૈન ગણતરીએ, મુખ્ય સોળ અને, હિંદુ ગણતરીએ બાવીશ પ્રકાર ગણાવેલા છે. જૈન ગણતરીએ–વજ્ર, વૈડૂર્ય, લોહીતાક્ષ, મસારગલ્લ, હંસગર્ભ પુલક, સૌગન્ધિક, જ્યોતિરસ, અંજન, અંજનપુલક, નપુલક. જાતરૂપ, સુભગ, અંક, સ્ફટિક ને રિષ્ટ. હિંદુ ગણતરીએ—વજ્ર, ઈંદ્રનીલ, મરકત, કર્કેતન, પદ્મરાગ. રૂધિરાખ્ય, વૈડૂર્ય પુલક, વિમલ, રાજમણિ, સ્ફટિક, ચંદ્રકાન્ત, સૌગન્ધિક, ગોમેદક, શંખ મહાનીલ, પુષ્પરાગ, બ્રહ્મમણિ, જ્યોતિરસ, શારયક, મોતી, પ્રવાલ. એક જૈન ગણતરીમાં ઉપરનાં સોળ ઉપરાંત ઇન્દ્રનીલ, સારયક, કર્કેતન, મરકત, પ્રવાલ અને ચંદ્રકાન્ત એમ ૭ નામ વધારાનાં પણ ઉમેરાયાં છે. એ જોતાં જૈન વિજ્ઞાન પણ રત્નોના બાવીશ પ્રકાર સ્વીકારે છે એમ ગણી શકાય. એ બાવીશમાં વજ્ર, મોતી, પદ્મરાગ અને મરકત એ ચારને વિશિષ્ટતા અપાયેલી છે. પાશ્ચાત્ય પ્રજા પણ જમીન પરથી, ખાણોમાંથી, સમુદ્રમાંથી, ને જગતના જુદા જુદા ભાગમાંથી મળી આવતાં જુદા જુદા રંગનાં રત્નોનાં લક્ષણો અને તેના સ્વરૂપનો વૈજ્ઞાનિક ખ્યાલ ધરાવે છે અને તે દરેકને તેણે વિશિષ્ટ નામો આપેલાં છે.

પ્રાચીન હિંદી પ્રજાએ આ વિષયમાં દાખવેલી પ્રગતિની સાબિતી રૂપ 'રત્નપરીક્ષા,' 'બૃહત્સંહિતા,' 'માનસોલ્લાસ,' 'કલ્પસૂત્ર' વગેરે ગ્રંથો હજી પણ મોજૂદ છે. તે સમયે સર્વાંગ-સુન્દર હીરાની જન્મભૂમિ વેણ્ણાતટ, કાળાની સુપારક, નીલમની પૌન્ડ્ર દેશ, પોખરાજની કલીંગ, માણેકની સૌરાષ્ટ્ર ને હિમાચલ ને શ્વેત-પીળાં રત્નોની જન્મભૂમિ કોશલ ગણાતી.

તે યુગની પ્રજા રત્નોના બે પ્રકાર પાડતી. કાગપગ કે એવાં બીજાં દૂષિત લક્ષણોવાળાં રત્નો અશુભ ગણાતાં જ્યારે અવિરત પ્રકાશ ફેંકતાં અને એવે અત્રુટિત લક્ષણ વિનાનાં રત્નોને શુભ ગણવામાં આવતાં. શુભ રત્નોની કિંમત ઘણી જ અંકાતી અને તે પહેરવાથી ભાગ્ય ખૂલી જાય ને કીર્તિ અને આયુષ્ય વધે એમ મનાતું.

આયુર્વેદમાં રત્નોનાં લક્ષણો સમજાવતાં હીરાને બ્રાહ્મણની, માણેકને ક્ષત્રિયની, પોખરાજને વણિકની અને કાળા રત્નને શૂદ્રની ઉપમા આપવામાં આવી છે.

માનવીની જેમ રત્નોને પણ પોતાની જાતિઓ હોય છે. જે રત્ન સારી રીતે ગોળ, હાંસાવાળું, તેજસ્વી, મોટું અને રેખા તથા છાંટ વગરનું હોય તે પુરુષ-જાતિનું ગણાય છે. જે રેખા અને છાંટ સહિત તથા ૭ હાંસાવાળું હોય તે સ્ત્રી-જાતિનું લેખાય છે. અને લાંબુ અને ત્રણ ખૂણાવાળું રત્ન નપુંસક-જાતિનું હોય છે. આમાં પુરુષજાતિનું રત્ન સર્વશ્રેષ્ઠ અને સર્વભોગ્ય ગણાય છે. જ્યારે સ્ત્રીજાતિનું રત્ન સ્ત્રીઓને જ લાભદાયી થઈ પડે છે.

પ્રાચીન રોમનો યુદ્ધમાં જતી વખતે ડાબા હાથે હીરા બાંધતા. રોમન રમણીઓ પૌર્વાત્ય મોતીની માળાઓ માટે લાખો સોનામહોરોના ઢગલા કરતી. ભારતીય સ્ત્રીઓ પણ કલ્યાણની વાંછનાથી રત્નો પહેરતી.

પ્રાચીન, અને અર્વાચીન યુગમાં પણ રત્નોને બહુમૂલ્ય કોટિનું દ્રવ્ય ગણવામાં આવ્યું છે. પરિણામે તેને માટે ખેડાયલ યુદ્ધો કે સાહસોની પરંપરા ગણવા જતાં પાર પણ ન આવે. સિકંદરને ઈરાનની લૂંટમાં રત્નોના ઢગના ઢગ મળેલા. નાદિરશાહ મયૂરાસનની સાથે હિંદમાંથી બીજું પણ બહુમૂલ્ય જવાહિર ઉઠાવી ગયેલો. શિવાજીએ સુરત લૂંટતાં તેને

ત્યાંથી વીશ વીશ શેર મોતીની માળાઓ મળી આવેલી. અયોધ્યા અને લખનૌની લૂટમાં મોતી બજારમાં વેરાયેલાં.

અંગ્રેજીમાં હીરાને ડાયમન્ડ, નીલમ (મણિ)ને સેફાયર, માણેકને રૂબી, લીલમ (પાનું)ને એમેરેલ્ડ, પોખરાજને ટોપેઝ ને મોતીને પર્લના નામે ઓળખાવવામાં આવે છે. તે ઉપરાંત ઓપલ, જેડ, જર્ગોન, ટુર્મેલાઈન, પેરીડોટસ, અલેકઝાંડ્રીટસ, જેસીન્થ, હાયસીન્થ વગેરે કિમ્મતી પત્થરો પણ જાવહિરના જ પ્રકાર છે અને ઓછી કિંમતે તે રત્નની ગરજ સારે છે.

પ્રાચીન હિંદની જેમ વર્તમાન જગત પણ રત્નોના શુભ અને અશુભ એવા બે પ્રકાર પાડે છે. પણ તે રત્નોનાં મૂળભૂત લક્ષણોથી નહિ પણ તે તે રત્નોએ નીપજાવેલી અસરના આધારે; અને એ અસરના કારણ તરીકે તેની વિચારપદ્ધતિ એવી છે કે રત્નો જે જે હાથમાંથી જે જે ઉદ્દેશથી પસાર થતાં હોય તેનું તેઓ પોતામાં પ્રતિબિંબ ઝીલી લે છે, જેથી શુભ હાથમાંથી સારા ઉદ્દેશે પસાર થતાં રત્નો શુભ પરિણામદાયી થઈ પડે છે અને અશુભ હાથે ખોટા ઉદ્દેશમાં વપરાયલ રત્નો અશુભ પરિણામ દાખવે છે. જગતમાં આજે એવાં પણ કેટલાંક રત્નો અને રત્નહારો છે કે જેની સામાન્ય કિંમત લાખોની હોવા છતાં એના પાછળ પૂર્વે લોહી રેડાઇ ચૂકયાં હોઈ તે તેના માલિકને એવાં અશુભ પરિણામદાયી થઈ પડે છે કે એને અડધી કિંમતે સંઘરવાની પણ કોઈ હિંમત નથી કરી શકતું. કેટલાંક તો તો એટલાં અપશુકનિયાળ છે કે એ જેની નજરે પણ પડયાં હોય તે તે દરેકનો તેમણે અકાળે ભોગ લીધો છે.—

ફ્રાન્સની મહારાણી મેરી એક ઝળહળતા રત્નહાર પર મોહી પડી; પણ હાર વધારે કિંમતી હોઈ રાજાએ તે ખરીદવાની ના કહી. રાણીની સાથે મીષ્ટ સંબંધ બાંધવા ઈચ્છતા એક ખ્રિસ્તી ધર્મગુરુને આ બાબતની ખબર પડતાં તેણે એ હાર ખરીદી મહારાણીને ભેટ આપવાની યોજના વિચારી. આ બાબતમાં તેણે એક ઉમરાવજાદીની સલાહ લીધી અને ઉમરાવજાદીએ પોતાના બગીચામાં તેને મહારાણી સાથે મેળવી આપવાનું વચન આપ્યું. બીજી બાજુએ ઉમરાવજાદીએ એક સ્વરૂપવાન યુવતીને તૈયાર કરી જે મહારાણીનો વેશ લઈ બગીચામાં ધર્મગુરુ પાસેથી એ કિંમતી હારની ભેટ સ્વીકારી લે. બધી યોજના પાર તો પડી પણ ધર્મગુરુ પાસે હારની કિંમત પેટે ચૂકવવાનાં પૂરતાં નાણાં નહોતાં એટલે ઝવેરીઓનો તકાદો થતાં તેણે કહ્યું, 'હાર મહારાણીના કબજામાં હોઈ તેમણે તેની કિંમત સંબંધમાં ગભરાવાની કશી જ જરૂર નથી.' પણ ઝવેરીઓએ રાજમહેલમાં તપાસ કરાવતાં પોગળ ફૂટી ગયું ને હારકેસમાં સંડોવાયલા કેટલાક ઝવેરીઓ, ધર્મગુરુ, ઉમરાવજાદી વગેરેને સજા થઇ. થોડાજ વખતમાં એ હાર સાથે સંબંધ ધરાવનાર એકેએકનાં ખૂન થયાં જેમાંથી રાજા રાણી પણ બચી ન શકયાં.

ગોર્ગનના રત્નસંગ્રહમાં એક ઝળહળતા ઘેરા ગુલાબી રંગનું ઈંડાકારી રત્ન છે. તેના પર 'ક્રાઇસ્ટ જાગ્યો છે' એવા શબ્દ કોતરેલા છે. એ રત્ન મૂળ રશિયાના ઝારની માલિકીનું હતું અને રશિયન રાજવંશીઓ ઇસ્ટર પ્રસંગે એવાં રત્નો પર ઈશુને લગતું કંઇક કોતરાવી એકમેકને તે ભેટ આપતા. પણ આ રત્ન પર જે ગામમાં ઉપરના શબ્દો કોતરાયેલા તે જ ગામમાં એક વર્ષ પછી ઝારનું ખૂન થયેલું અને તે પછી પણ જે કોઈએ એના પર લાલસાભરી નજર નાંખી છે તેને તેનું પરિણામ ભોગવવુંજ પડયું છે. થોડાક વર્ષો પૂર્વે સ્પેનની

રાજકુંવરી મેરી ક્રિસ્ટીનાએ એ રત્ન પ્રત્યે અતીવ મોહ દર્શાવતાં તેણે મહિનાઓ સુધી તેનાં અશુભ પરિણામ ભોગવેલાં.

અમેરિકામાં નામાંકિત બનેલો હોપ મણિ મૂળમાં ફ્રાન્સપતિ લુઈ ચૌદમાની માલિકીનો હતો. લુઇ પાસે તો તેણે કશોજ ચમત્કાર ન દાખવ્યો પણ હુબીબ બે નામે એક શ્રીમંતે દશ લાખની કિંમતે તે ખરીદી લેતા ત્યાં તેણે એવાં અશુભ ચિન્હો દાખવવા માંડયાં કે બિચારા શ્રીમંતે તે તરતજ બે લાખની કિંમતમાં એક ઝવેરીને વેચી દીધો. પણ ઝવેરીએ ચાલાકીથી તે સાડાસાત લાખની કિંમતે હીન નામના એક અમેરિકન કોટયાધિપતિને ત્યાં પધરાવી દીધો.

આ રીતે રત્નો તેના માલિકના ભાગ્ય ઉપર સારી-ખોટી અસર કરતાં હોઈ મોટાં રત્નોની કિંમત કેવળ તેના તેજ કે આકર્ષણથી જ નથી અંકાતી. આમ છતાં વૈજ્ઞાનિક વિચાર શ્રેણી તો એ અસરને વહેમજ ગણી કાઢે છે અને એ વિચારને અનુસરનારાઓ અશુભ ગણાતાં રત્નોનો ઓછી કિંમતે સારો સંગ્રહ જમાવી શકે છે. ઓપેલ નામે રત્ન, ઓકટોબરમાં ન જન્મ્યા હોય એવાઓને માટે, અશુભ ગણાતું હોઈ એ સુંદરમાં સુંદર છતાં એની કિંમત ઘણી ઓછી રહે છે. સ્વ. મોર્ગન પણ ઓપેલ પ્રત્યે વહેમની નજરેજ જોતા અને પરિણામે એમના અદ્વિતીય રત્નસંગ્રહમાં પણ ઓપેલની સંખ્યા તો ન જેવીજ હતી.

કેટલાક રસિકોને પ્રાચીનતા ઉપર ખૂબજ પ્રેમ હોય છે અને જ્યાંસુધી રત્નની ઐતિહાસિક મહત્તા પુરવાર ન થાય ત્યાંસુધી તેઓ એની કશીજ કિંમત નથી આંકતાં. હોલીવુડની એક નામાંકિત નટીને રાજકુમારીનો પાઠ ભજવવાનો હતો. તેમાં સાચાં રત્નો પહેરવાં જરૂરી હોઈ તેને મ્યુઝિયમના રત્નભવનમાં લઈ જવામાં આવી. ત્યાં તેને લાખોની કિંમતનાં રત્નો કે રત્નહારો બતાવાયાં પણ એકે ઉપર તેની પસંદગી ન જ ઊતરી. કોઇનો ઘાટ ન ગમે, કોઇનો પ્રકાશ ન ગમે તો કોઈનો રંગ ન ગમે. આખરે કયુરેટરે એની આગળ એક બહુમૂલ્ય પ્રાચીન હાર રજુ કર્યો.

"આમાં તો કશીજ વિશિષ્ટતા નથી જણાતી" નટીએ હારને હાથમાં ફેરવતાં ઉત્તર આપ્યો.

"વિશિષ્ટતા!" કયુરેટરે ચીડાઇને કહ્યું, "જગતમાં પ્રાચીનમાં પ્રાચીન ને કિંમતી હાર તો આ એકજ છે. બાબા આદમે ઈવને લગ્ન વખતે એ ભેટ આપ્યો હતો."

"ઓહ, ઈવનો હાર!" નટી ઊછળીને હાર કંઠમાં પરોવતાં બોલી, "જુઓ હવે હું કેવી શોભું છું?"

"ઈવના જેવી" કયુરેટરે હસીને કહ્યું;—અલબત્ત નટીએ એ પછી ઘણોજ સુંદર પાઠ ભજવ્યો.

સોનું કે બીજાં કિંમતી દ્રવ્યોની જેમ રત્નોનું અભેદ્ય સંરક્ષણ કરવામાં આવે એ સ્વાભાવિક છે. તેની લૂંટના પ્રયાસો પણ સ્વાભાવિક છે. પણ હીરાને કાપવાની કે તેને ઘાટ આપવાની હકીકતો ઘણી વખત રોમાંચક હોય છે.

જગત સમક્ષ હીરા જે ઝળહળતા સ્વરૂપમાં મૂકવામાં આવે છે એ જ સ્વરૂપમાં કુદરત તે નથી આપતી. કેટલીક વખત તો તે એવા બેડોળ સ્વરૂપમાં મળી આવે છે કે સામાન્ય માણસો સમજી પણ ન શકે કે આ હીરો હશે. નિષ્ણાતોજ એની કિંમત આંકી શકે છે.

એને પાસાંને ચકચકતો બનાવવામાં આવે છે તે હીરો તો મળી આવતા હીરામાંથી ઘણી મહેનતે કોરી કઢાય છે. એના પર જામેલાં કઠણ પડ તોડવામાં નિષ્ણાતોની પણ કસોટી થાય છે.

આખા જગતમાં વધારેમાં વધારે કઠણ વસ્તુ હીરો છે. સંસ્કૃતમાં તો એને વજ્ર કહેવાય છે. એને ફાડવામાં કે તોડવામાં ઘણુ વપરાય છે. ઘણનો ઘા હીરા પરથી વધારાનાં પડ ઉખેડી નાખે, તે પછી હીરાને ઘાટ આપવામાં આવે અને પાસાંને ચકચકિત બનાવવામાં આવે ત્યારે જ તે ઉપભોગ્ય બને છે. હીરાને ફાડતી વખતે તે કયાંથી ફાડવો તે સંબંધમાં એક લાઇન પસંદ કરવામાં આવે છે. પણ જો લાઇનની પસંદગી બરાબર ન થાય કે લાઇન પર ઘા યોગ્ય સ્વરૂપમાં ન પડે તો લાખોની કિંમતનો હીરો વેડફાઇ જાય છે. આ સ્થિતિમાં કિંમતી હીરાઓ ફાડવાનું જોખમ વ્હોરતાં નિષ્ણાતો પણ ગભરાઈ ઊઠે છે.

૧૯૦૫ મા પ્રીટોરિયા પાસેથી એક મોટો હીરો મળી આવ્યો. શોધકના નામ પરથી તેને કુલીનન નામ અપાયું. મૂળ સ્થિતિમાં તેનું વજન ૩૦૨૫ કેરેટ હતું. ટ્રાન્સવાલની સરકારે તે હીરો સાતમા એડવર્ડને તેમના જન્મદિવસે ભેટ આપવાને દોઢ લાખ પૌંડની કિંમતે ખરીદી લીધો. ને તેને ફાડીને પાસવાનું કામ જોસેફ એશર નામના નિષ્ણાતને સોંપવામાં આવ્યું.

કામ માથે તો લીધું પણ જ્યારે હીરાને ફાડવાનો પ્રસંગ આવ્યો ત્યારે જોસેફનાં હાંજાં ગગડી ગયાં. કામની શરૂઆત કરતાં તેણે પોતાની સમીપ એક ડૉક્ટર ને બે નર્સ ઊભાં રાખ્યાં. એક પળની માનસિક સ્વસ્થતા મેળવી તેણે ઘણ ઉપાડીને હીરા પર ઘા માર્યો ને બીજીજ ક્ષણે તે બેહોશ બની ગયો. ડૉક્ટર ને નર્સોએ તરતજ તેને પોતાના ખોળામાં લઈ લીધો, પણ મગજ ભ્રમિત થઇ જવાના કારણે તેને ત્રણ મહિના સુધી હોસ્પીટાલમાં પડયા રહેવું પડયું. છતાં હીરા પર ઘા તો યોગ્ય સ્થળેજ પડયો હતો: ૩૦૨૫ કેરેટના મૂળ હીરામાંથી ગણતરી પ્રમાણેજ ૫૧૬ કેરેટના સુંદર હીરાઓ કોરી કઢાયા જેમાંના મુખ્યનું વજન ૩૦૯ કેરેટ થયું. જગતનો તે એક અપૂર્વ હીરો ગણાયો ને સમય જતાં શહેનશાહ પાંચમાં જ્યોર્જે તેને બ્રિટિશ પ્રજાની મિલકત ગણી 'સ્ટાર ઓફ આફ્રિકા'નું નામ આપ્યું.

બ્રિટનનાં મહારાણીની માલિકીનો કોહીનૂર હીરો ૧૦૬ કેરેટનો છતાં તેનો પ્રકાશ અપ્રતિમ ગણાય છે: તેની કિંમત એક લાખ પૌંડની અંકાય છે. તેની જન્મભૂમિ હિંદ છે. આજનાં વૈજ્ઞાનિક સાધનોના અભાવમાં તેને કઇ રીતે ફાડીને આવું અદ્વિતીય સ્વરૂપ અપાયું હશે તે સમજવું પણ મુશ્કેલ થઈ પડે છે.

૧૯૦૪ માં પ્રીટોરિયા પાસેથી જેકોબ યોન્કર નામના એક ખેડૂતને એક મોટો હીરો મળી આવ્યો. એ કુલીનના કરતાં પણ વધારે વજનદાર હતો. હેરી વીન્સ્ટન નામના એક અમેરિકન વેપારીએ એ સાત લાખ ડૉલરની કિંમતે ખરીદી લીધો. મૂળ માલિકના નામ પરથી હીરો યોન્કરના નામે પ્રખ્યાત બન્યો.

કેટલીક વખત મૂળ હીરામાંથી એક મોટો હીરો કોરી કાઢવા કરતાં તેના કકડા કરી વધારે હીરા બનાવવા એ વિશેષ લાભદાયી થઇ પડે છે. યોન્કર સંબંધમાં પણ કેટલાકનો એવો મત છે.

ચોરાઇ જવાની બીકે, રત્નોનું વેચાણ જાહેર કરતાં ખાનગીમાં કેટલીક વખત વિશેષ પ્રમાણમાં થાય છે. કેટલાંક વર્ષો અગાઉ ન્યુયોર્કના એક ઝવેરીએ સાડા સાત લાખની કિંમતના ૧૨૭ કેરેટના એક હીરાનું અને પંદર લાખની કિંમતના ૫૯ મોતીના એક હારનું એક શ્રીમંતને વેચાણ કર્યું, પણ એ શ્રીમંતનું નામ હજી બહાર આવ્યું નથી.

હીરાનો મોટો ભાગ આજે આફ્રિકામાંથી મેળવાય છે. હિંદમાં પણ ગોવળકોંડા વગેરે ઠેકાણેથી તે મળી આવે છે.

હીરા, મણિ, લીલમ કે પોખરાજ ઉપરાંત જવાહિરમાં બીજા પણ કેટલાક કિમ્મતી પથ્થરો અને મોતીનો સમાવેશ થાય છે—જે ઓછી કિંમતે મેળવી શકાય છે.

સાચાં મોતી સાગરમાંથી મળી આવે છે અને તેની કિંમત કેટલીક વખત લાખોની પણ થવા જાય છે. પણ પહેરવેશમાં જાપાનનાં બનાવટી મોતી કોઈ પણ રીતે સાચાં મોતી કરતાં ઓછાં નથી ઊતરતાં.

જેડ, અલેકઝાંડ્રીટસ, ટુર્મેલાઇન, જર્ગોન, હાયસીન્થ, જેસીન્થ, પેરીડોટસ વગેરે પણ રત્નની સમાન ઊભા રહે એવાં વિધવિધ રંગના ચકચકતા પત્થરો છે. તે ૧૫થી ૨૦૦ રૂપિયે કેરેટના ભાવે મેળવી શકાય છે અને રત્નને ઠેકાણે પહેરી શકાય છે. પેરીડોટસને તો કેટલીક વખત 'સંધ્યાનાં લીલમ'ની પણ ઉપમા અપાય છે.

મણિના વિષયમાં પાશ્ચાત્ય જગતે હજી પ્રાચીન હિન્દ જેટલો વિકાસ નથી સાધ્યો. ચન્દ્રકાન્ત મણિ, સૂર્યકાન્ત મણિ, જળકાન્તમણિ, પારસમણિ, નાગમણિ વગેરેના ગુણ કે ચમત્કાર એવા અલૌકિક દાખવવામાં આવ્યા છે કે આજનું જગત એને કલ્પનાનું જ પરિણામ ગણી લે છે. પણ એ કેવળ કલ્પના હોવી મુશ્કેલ છે. દરેક મણિના વિશિષ્ટ ગુણોનો સેંકડો ઠેકાણે ઉલ્લેખ થયેલો છે.

પહેલાં રત્નોના બજારમાં મણિ પછી માણેકની કીંમત વધારેમાં વધારે અંકાતી, પણ ધીમેધીમે શ્રીમંત સ્ત્રીઓના પહેરવેશમાંથી લાલ રંગને વિદાય મળતાં માણેકનું સ્થાન લીલમે ઝૂંટવી લીધું છે.

---

## ફૂલડાંને—

નૌતમ

જીવ્યો ત્યાં લગી ગીત-કાવ્ય ગુંથી મેં સુહાવીયાં આપને<br>
હાવાં ખીલી તમે બધાં કબરપે મ્હારી, સુહાવો મને;<br>
મૂઓઈ નહિ જાવ, ખાત્રી મુજને, કોઈ કુમારી અહીં<br>
આવી રોજ સવાર સાંજ સીંચશે અશ્રુની સંજીવની!*



Robert Herickના એક મુક્તકનો ભાવાનુવાદ.

# ગ્રામોન્નતિ

## ગ્રામજીવનના પ્રદર્શનનો આછો ખ્યાલ

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

ઘણી વખત ગ્રામજીવનને લગતાં પ્રદર્શનો ભરવામાં આવે છે. ગામડાનું જીવન એ પ્રદર્શનોમાં વ્યક્ત થાય એવા પ્રયત્નો કરવામાં આવે છે. જો કે સમગ્ર ગ્રામજીવનનું દર્શન તેમાં થતું ન હોવાથી તેના ઉદ્યોગ કે ખેતીના પાકના નમૂનાઓ ભેગા કરી સંતોષ માનવામાં આવે છે. આવાં પ્રદર્શનો સંપૂર્ણ અને રસપ્રદ બને તે માટે ગ્રામજીવનને સમેટી લે એવી તેના અંગોની રૂપરેખાનું અત્રે નિરૂપણ કરવામાં આવ્યું છે. ગામડાની કુદરત સુંદર અને વિવિધતાભરી છે. એ જ પ્રમાણે ગ્રામજનતા પણ ચિત્રવિચિત્ર મુખ, કેશ અને વસ્ત્રાલંકારોથી ગામડાને આકર્ષક બનાવી રહી છે. વળી ગામડાનાં દૃશ્યો પણ ગામડાની વિશિષ્ટ સુંદરતાને વ્યક્ત કરે એવાં હોય છે. આ બધાનો ખ્યાલ રાખી નકશા, ચિત્રો, વસ્તુઓ, પૂતળાં, બનાવટો અને સજીવ માણસોની સુવ્યવસ્થિત ગોઠવણી કોઈ પણ ગ્રામપ્રદર્શનને ઉપયોગી અને ગ્રામના પ્રતિબિંબ સરખું બનાવી શકશે.

### ૧. ભૌગોલિક વિભાગો—

પ્રથમ તો આપણું ગ્રામજીવન લગભગ ચાર ભૌગોલિક વિભાગમાં વ્હેંચાઈ ગયેલું છે. એના મુખ્ય વિભાગો ચાર પાડી શકાય એમ છે: ૧ કાઠિયાવાડનાં ગામો. ૨ ઉત્તર ગુજરાતનાં ગામડાં. ૩ મધ્ય-ગુજરાતનાં ગામડાં. ૪ દક્ષિણ-ગુજરાતનાં ગામડાં.

આ ચારે વિભાગોનાં ગામડાંની વિશિષ્ટતા અનેક રીતે પ્રદર્શનમાં લાવી શકાય એમ છે. જે તે વિભાગની જમીન, પાક, વરસાદ, જાનવરો, પહાડ, નદી, જંગલ અને ખનીજના નમૂના આપી પ્રત્યેક વિભાગની વિશિષ્ટતા આપણે સમજી-સમજાવી શકીએ એમ છીએ.

### ૨. અંગ-શૃંગાર—

આ ચારે ભૌગોલિક વિભાગનાં સ્ત્રી, પુરુષ અને બાળકોને તેમનાં શરીર ઉપરથી જ માત્ર નહિ પરંતુ પહેરવેશ ઉપરથી પણ આપણે ઓળખી શકીએ છીએ. ચોરણાવાળો કાઠિયાવાડી ખેડૂત, મારવાડનો પડોશ સૂચવતી ઉત્તર-ગુજરાતની ફરતા ઘાઘરાવાળી ઠાકરડી, મધ્ય-ગુજરાતનો સાદો ખેડૂત અને ધાતુનાં ઘરેણાંથી ખડકાયલી દક્ષિણ-ગુજરાતની ચોધરણ એ બધાં વિવિધ પોષાકના નમૂના છે. પ્રદર્શનમાં આથી અંગશૃંગારને લગતાં સ્ત્રી, પુરુષ અને બાળકનાં નીચેનાં સાધનો યોજી શકાય:

૧ પોષાક. ૨ ઘરેણાં. ૩ મુખશૃંગાર (Toilet)—જેમાં વાળની ટબ, તેલફૂલેલના પ્રકાર, કપૂરકાચલી જેવાં અંગને સ્વચ્છ અને સુગંધિત બનાવનારાં દ્રવ્યો, કાજળ, છુંદણાં, રંગ વગેરે ગણાવી શકાય એમ છે.

૩ ધ્યાન ખેંચે એવા પોષાકવાળાં લોક—

૭મી કે પૂતળાં દ્વારા પોશાકથી ઓળખાઈ આવતા નીચે દર્શાવ્યા પ્રમાણેના લોકોનો એક વિભાગ પણ પ્રદર્શનમાં રોકી શકાય:

**(અ) જાતિ પરથી ઓળખાતા લોકો**—૧ કાઠી. ૨ ગરાસિયા. ૩ ભરવાડ-રબારી. ૪ વાઘેર. ૫ કોળી, ભીલ, વસાવા, ઠાકરડા. ૬ ધારાળા. ૭ પાટીદાર. ૮ દુબળા, ગામીત, ચોધરા, ઘોડિયા વગેરે રાનીપરજના લોકો. ૯ મેમણ. ૧૦ વોરા. ૧૧ વાણિયા-શાહુકાર. ૧૨ પારસી-શહેરી અને પીરાંવાળા.

**(બ) ધંધાદારી લોકો**—૧ ખેડૂત. ૨ મજૂર. ૩ સુતાર. ૪ લુહાર. ૫ વણકર. ૬ ચમાર. ૭ ગોવાળ. ૮ વલોણું વલોવતી સ્ત્રી. ૯ નટ. ૧૦ મદારી. ૧૧ લવારિયાં.

૪ ગૃહ અને ગૃહશૃંગાર—

આ વિભાગમાં નીચેની વિગતો આવી શકે—૧ પ્રદેશવાર ગામની રચનાના નમૂના. ૨ પ્રદેશવાર મકાનોની રચનાના નમૂના. ૩ પ્રદેશવારના તબેલા-ગમાણની રચના. ૪ વાડા-બાગ-kitchen gardens ૫ આંગણું. ૬ તુલસીક્યારો. ૭ હીંચકો-ઘરનો અગર ઝાડ ઉપર બાંધેલો. ૮ છાપાં-સાથિયા. ૯ ગણેશ, નાગ, માતા જેવાં ચિત્રકામ. ૧૦ લીંપણની ઓકળીઓ. ૧૧ પાણિયારું. ૧૨ ઉતરડ. ૧૩ ખાટલો-સાંગામાચી. ૧૪ દીવી-શમેદાની. ૧૫ હીંચકાની સાંકળો. ૧૬ બળદની ઘૂઘરમાળ-શિંગોટી-ઓઢા. ૧૭ ત્રાંબાકૂંડી. ૧૮ ચલાણું, કાંસકી, આયના, કંકાવટી. ૧૯ ઉઢાણી.

૫ ગામને ઓળખાવતાં વિશિષ્ટ દશ્યો—

ઉપર કરતાં આગળ વધીશું તો ગ્રામજીવનની સાથે ઓતપ્રોત થયેલાં છતાં ગામડાને સ્પષ્ટપણે ઓળખાવી દેતાં નીચેનાં દશ્યો પણ આપણે પ્રદર્શનમાં યોજી ગ્રામજીવનની તાદસ્યતા લાવી શકીએ.—

૧ વિસામા. ૨ પરબ-પાણીશેરડું. ૩ તળાવ-ઓવારો-ખડિયાટ-બંધારો. ૪ કૂવો-હવાડો. ૫ વાવ. ૬ પરબડી. ૭ ચોરો. ૮ ચોતરો-ઝાડની આસપાસનો. ૯ મંદિર, દીપમાળ, માંડવી. ૧૦ ધર્મશાલા. ૧૧ શાળા. ૧૨ વાડી. ૧૩ ગૌચર. ૧૪ આંબાવાડિયું-વૃક્ષરાજી. ૧૫ ગંજી. ૧૬ સમાધિ. ૧૭ ખેતર-ખેતરનો માળો.

૬. સામાજિક જીવનનાં કલામય દશ્યો—

ગ્રામજીવન રસહીન બનતું જાય છે, નિર્જીવ બનતું જાય છે એ ખરું પરન્તુ નિર્જીવ બનતે બનતે પણ તે હજી સામાજિક અને સમુહજીવનને વ્યક્ત કરતા કલામય અંશો સાચવી રહ્યું છે. એના ઉપર ભાર મૂકવાથી, એને ખીલવવાથી, આપણે ગ્રામજીવનમાં રસ લઈ-લેવડાવી શકીશું. હજી પણ રમત-ગમત અને ઉજાણી-મેળામાં સમુહજીવનનાં સુન્દર દશ્યો ગામડામાં સચવાઈ રહ્યાં છે. ગ્રામજીવનનું પ્રદર્શન એ દશ્યો વગર અગર એ દશ્યોનાં પ્રતિબિંબ વગર ઊણું-અધૂરું રહેશે. એ દશ્યોની તારણો નીચે પ્રમાણે કરી શકાય—

૧ ઉજાણી. ૨ મેળા. ૩ બજાર-હાટ. ૪ ગરબા. ૫ દાંડિયા-રાસ. ૬ લોકનૃત્ય-Folk Dance-જેને દાંડિયા, ભૂંગળ, ઢોલ, તૂર, રણશીંગુ, શંખ, કે શરણાઈ જેવાં સાધનો હજી પણ અજબ વેગ આપી શકે છે. ૭ રમતો—(અ) ગૃહરમતો : ફૂકા, પાંચીકા, શોકટાંબાજી, ગંજીફો. પાસબાજી, ઢીંગલા, અલ્લકદલ્લક, ભમરડાદોરી, લખોટિયો. (બ) ઘરબહારની

રમતોઃ ગીલીદંડા, ગેડીદડા, લકડીપટા, આમલીપીપળી, સાતતાળી, વાઘબકરી, ડાઢીનો ઘોડો, સંતાકૂકડી, તરવું, કુસ્તી, ઘોડેસ્વારી, ડમણી–રથ–માફા–વ્હેલ–ની શરતો, તીર, પાટ, લંગડી, ચકલિલુ. ૮ વરઘોડા. ૯ ધાર્મિક સરઘસ. ૧૦ ફૂલમંડળી, શીતકમળ વગેરે દેવ સમીપની યોજનાઓ. ૧૧ કથા–વાર્તા–ભજન જેમાં શાસ્ત્રી, ભાટ, ચારણ, માણભટ્ટ, ભજનીક મીર, ઢાઢી વગેરે મુખ્ય ભાગ ભજવે છે. ૧૨ ઘાટ કે કૂવા ઉપરની પનિહારી. ૧૩ વાંસળી વગાડતો અગર ખભે લાકડી મૂકી તે લાકડી ઉપર હાથ ટેકવતો ગોવાળ. ૧૪ ભવાઈ–તૂરી–રામલીલા. ૧૫ નટ–મદારી–ચામખેડા, પૂતળીઓના ખેલ કરનારા, સ્વર્ગનીસરણી,બતાવનારા–બહુરૂપી જેવા મનરંજન કરનારા ધંધાદારીઓ. ૧૬ રાવણાં–કસુંબા–ડાયરા. ૧૭ લગ્ન. ૧૮ ભૂવા.

ઉપર પ્રમાણે વિગતો આમજનતાનું આખું માનસ સમજવા માટે પ્રદર્શનમાં ઉપજાવવી જરૂરી છે.

---

# નવો કવિ–

રમણલાલ ભટ

પેન્સીલું ઘસી, સ્ટીલું હેડી, કાગળ બગાડ્યા ખૂબ,
કવિ થયો હું કવિતા કરતો ઉષા, સન્ધ્યા ને ફૂલ;
લખું રોજ સુંદર ગાણું
લખું હું ને હુંજ વખાણું.
ગીતો મ્હારાં ખૂબ સારાં છે, અલંકાર અનુપ્રાસ,
તંત્રી છાપાના મિજાજી બધા ના સમજે મ્હારા રાગ;
લખે, "અહીં છંદ ભંગાણું,
ભંગાણું રે ગીતનું ગાણું."
પ્રસિદ્ધિ પામવા કવિ તરીકે મોકલ્યાં છાપાં માંય,
કાગળ મ્હારા, ટિકિટ મ્હારી,–તોયે ન ગીત છપાય;
"નથી સારે શબ્દે મઢાણું"
આવે પાછું એવે લખાણું.
આજ તો મારે સોના સૂરજ, હેમનો દિવસ આજ,
ઊઠને અલી, આવને વ્હેલી કૂદીને વચલે આળ;
જોને જોને છેવટ પાનું,
એલ્યા એ સોનલ છાપાનું.
ન્હોતરૂં આજ હું મિત્ર મ્હારા, ને તું સૌ સખીઓ તેડ,
રમશું અમે સોગટે, તમે ફરજો ગરબે ઘેર;
*"લાવશીનું તું રાંધજે ખાણું,
આજે મારૂં ગીત છપાણું."

---

* આ પંક્તિઓ ઉપરથી સૂચિત.

# રેલ્વેનું સંચાલન

નર્મદાશંકર હ. વ્યાસ

રેલ્વે એટલે વિનિમય અને વ્યાપારનો વિસ્તાર. વર્તમાન જગતમાં સામાજિક, આર્થિક અને રાજકીય જીવનનો જે વિકાસ થયો છે તેમાં રેલ્વેએ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. રેલ્વેનો અને આર્થિક ક્ષેત્રનો વિકાસ પરસ્પરને અવલંબી થયેલ છે; બન્ને અન્યોન્યાશ્રયી છે.

આજના સામાજિક અને રાજકીય જીવનના મૂળમાં આર્થિક કારણો રહેલાં છે; જીવનના સમગ્ર વ્યવસાયો આર્થિક વિચારણાને રંગે રંગાયેલા હોય છે. રાજ્યની આર્થિક પ્રવૃત્તિઓ ખૂબ વ્યાપક અને વિસ્તૃત થતી જાય છે. વ્યક્તિગત આર્થિક જીવનની સ્વતંત્રતાના વિચારનો (Policy of laissez-faire) લોપ થતો જાય છે. પ્રત્યેક વ્યક્તિની આર્થિક પ્રવૃત્તિ ઉપર રાજ્ય કાબૂ મેળવતું જાય છે. આ પરિવર્તનની અસર રેલ્વેના સંચાલન ઉપર થાય તે સ્વાભાવિક છે. રેલ્વે સમાજ અને રાજ્યનું એક મહત્ત્વનું અંગ હોઈ જે પ્રકારનાં પરિવર્તનો સમાજ અને રાજ્ય અનુભવે તે પ્રકારનાં પરિવર્તનો રેલ્વેના સંચાલનમાં પણ અવશ્ય સંભવે.

રેલ્વેના સંચાલનનો પ્રશ્ન પ્રથમથી જ અર્થશાસ્ત્રના, સમાજશાસ્ત્રના અને રાજ્યશાસ્ત્રના એક મહત્ત્વના પ્રશ્ન તરીકે છણાયેલો છે. અને જેમ જેમ સમય અને વિચારોનું પરિવર્તન થતું જાય છે તેમ તેમ એ પ્રશ્નની વિચારણામાં દૃષ્ટિબિંદુ બદલાતું જાય છે.

ઔદ્યોગિક ક્રાંતિએ રેલ્વેને જન્મ આપ્યો. સંયુક્ત મૂડીથી જથ્થાબંધ ઉત્પાદનની પ્રવૃત્તિએ રેલ્વેને પાળી, પોષી, વિકસાવી. આજે જગતભરમાં રેલ્વેઓ પગભર બનીને પ્રૌઢ અવસ્થામાં આવી ગઈ છે. રેલ્વેના વિકાસના મૂળમાં વ્યાપાર અને વિનિમય રહેલાં છે. પરિણામે રેલ્વેનું સંચાલન શરૂઆતમાં મૂડીદારો, વ્યાપારીઓ અને ઉત્પાદકોના હાથમાં આવ્યું, બલ્કે આ લોકોએ જ, પોતાના વ્યાપારને અને વિનિમયને વેગ આપવાને માટે, પોતાની મૂડીને સદ્ધર આર્થિક પ્રવૃત્તિમાં રોકવાને માટે, અને જથ્થાબંધ ઉત્પાદન માટે કાચો માલ મેળવવાના સાધન તરીકે તેમજ પાકા માલને પરદેશોના બજારોમાં મોકલવાના સાધન માટે, રેલ્વેઓ બાંધી. રેલ્વે આર્થિક ક્ષેત્રને ઓળંગી સમાજ અને રાજ્યને સ્પર્શતી હોવાથી પ્રથમથી જ રાજ્યે ખાનગી મૂડીથી તૈયાર થતી રેલ્વેઓના સંચાલન ઉપર અમુક પ્રકારનાં નિયમનોથી કાબૂ મેળવ્યો. સંચાલન મૂડીદારોને હસ્તકજ રહેલું પણ તે રાજ્યથી નક્કી થતું અને તેને અંગેનું નિયમન રાજ્ય તૈયાર કરતું. રેલ્વેની માલિકી મૂડીદારોની એટલે કંપનીઓની હોઇને રાજ્યથી એની આર્થિક પ્રવૃત્તિ ઉપર તેમજ આર્થિક વ્યવસ્થા ઉપર અસરકારક અંકુશ મૂકી શકાતો નહિ. આ પરિસ્થિતિમાં રેલ્વેના સંચાલનમાં મુખ્ય હેતુ આર્થિક હિત સાધવાનો રહેતો; સામાજિક અને રાજકીય હિતો ગૌણ બની જતાં. પરિણામે મૂડીદારો રેલ્વેમાંથી જેમ બને તેમ વધારે આર્થિક ફાયદો ઉઠાવી શકાય તેવી રીતે સંચાલન યોજતા. વર્ષો સુધી રેલ્વેમાંથી પુષ્કળ ધન મૂડીદારોએ મેળવ્યું. રેલ્વે તેમની મૂડીના રોકાણનું એક સુંદર સાધન બની રહ્યું અને એ રોકાણમાંથી મૂડીને ઘણું સરસ વળતર મળવા લાગ્યું.

આજે સામાજિક અને રાજકીય જીવનની વ્યવસ્થાની વિચારણામાં જબરદસ્ત પરિવર્તન થઈ ગયેલું હોવાથી, રેલ્વેનું સંચાલન કંપનીઓથી થવું જોઈએ કે રાજ્યથી એ મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. સમય અને વિચારોના પરિવર્તન સાથે જ એ પ્રશ્નનો ઉકેલ પણ થતો જાય છે. સમગ્ર રાષ્ટ્રની આર્થિક પ્રવૃત્તિઓ રાજ્ય પોતાને હસ્તક કરતું જાય છે અને રેલ્વેઓનું સંચાલન ઘણાંખરાં રાજ્યોમાં રાજ્યને હસ્તક થઈ ગયું છે. સંચાલનજ માત્ર રાજ્યને હસ્તક થયું છે એટલું નહિ પણ રેલવેની માલિકી પણ રાજ્યની થવા લાગી છે. અમેરિકા અને ઇંગ્લાંડમાં રેલ્વેઓની માલિકી મૂડીદારોની છે અને સંચાલન કંપનીઓને હસ્તક છે પણ રાજ્યના નિયમાનુસાર તેમજ રાજ્યના કાબૂ નીચે આજે એ રાષ્ટ્રોમાં આ પરિસ્થિતિ ટાળી રેલ્વેની માલિકી અને સંચાલન રાજ્યે લઈ લેવાં કે નહિ તે ખૂબ જ મહત્ત્વનો પ્રશ્ન છે.

રેલ્વેની માલિકી અને સંચાલન કંપનીઓને હસ્તક રહે તેમાં રાષ્ટ્રને તેમજ પ્રજાને વધારે ફાયદો છે કે રાજ્યને હસ્તક રહે તેમાં તે પ્રશ્નની ગંભીર વિચારણા માટે બન્ને પ્રકારની અને બન્ને પદ્ધતિમાં રહેલા લાભાલાભની દલીલો જોવી જોઈએ.

રેલ્વેનું સંચાલન કંપનીઓને હસ્તક રહે તો તેની વ્યવસ્થા ઘણીજ ઉત્તમ પ્રકારની તેમજ સંગીન રહે તે સ્વાભાવિક છે પણ ઉત્તમ કોટિની અને સંગીન વ્યવસ્થા કંપનીઓ મોટે ભાગે પ્રજાહિતના ભોગે પ્રાપ્ત કરે છે કારણકે જેમ બને તેમ રોકલી મૂડીમાંથી વધારે વળતર મેળવવાનો હેતુ તેમના લક્ષમાં હોય છે.

વ્યાપાર અને વિનિમયની દૃષ્ટિથી રેલ્વેનું સંચાલન કંપનીઓને હસ્તક હોય તો વ્યાપારની અને વિનિમયની વધતી જતી માંગને સંતોષપૂર્વક કંપનીઓ પૂરી પાડી શકે. આ દલીલ બરાબર છે પણ અત્યારનો પ્રવાહ જ્યારે સમગ્ર આર્થિક પ્રવૃત્તિઓ રાજ્યમાં એકત્રિત થવાનો છે ત્યારે રેલ્વે એ પ્રવાહથી અલગ રહી શકે નહીં. રાષ્ટ્રનો વ્યાપાર, રાષ્ટ્રનો વિનિમય, રાષ્ટ્રનું ઉત્પાદન આજે રાજ્યથી નક્કી થાય છે અને તેથી સમજી શકાય કે નક્કી કરેલા વ્યાપાર, વિનિમય કે ઉત્પાદનને યોગ્ય રીતે રેલ્વેની સેવાઓ મળી જાય તેવું સંચાલન રાજ્ય કરી શકે.

પ્રજાતંત્ર ધરાવતાં રાષ્ટ્રોમાં રેલ્વેનું સંચાલન રાજ્યથી થતું હોય તો રેલ્વેના કામદારોને વધારે પડતી સગવડતાઓ અને સુખસવલતો મળવાનો સંભવ રહે છે કારણ કે રેલ્વે કામદારો રાજકીય જીવનમાં પોતાના મતબળથી જબરદસ્ત અસર કરી શકે છે. આમ થવામાં મૂડીદારોને નુકશાન થવાનો સંભવ રહે છે માટે રેલ્વેનું સંચાલન રાજ્યને હસ્તક નહિ પણ કંપનીઓને હસ્તક હોવું જોઇએ એમ દલીલ કરવામાં આવે છે પણ એ દલીલ કરનારા ભૂલી જાય છે કે હવે મૂડીદારોના દિવસો ભરાઈ ગયા છે. રાજ્યની આર્થિક પ્રવૃત્તિ અને રાજ્યે પ્રત્યેક વ્યક્તિના આર્થિક જીવન ઉપર મેળવેલો કાબૂ મૂડીદાર સંસ્થાનાં વિનાશચિહ્નો છે. પ્રત્યેક રાષ્ટ્રોએ સ્વીકારેલ કરપદ્ધતિઓ ઝીણવટથી તપાસતાં ખાત્રી થશે કે રાજ્ય ક્રમશઃ વિકાસ ક્રમના ધોરણ પ્રમાણે સમાન સંપત્તિ અને સમાન ઉપભોગના સિદ્ધાંતો પ્રત્યક્ષ કરતું જાય છે.

રેલ્વેનું સંચાલન રાજ્ય હસ્તક જતાં રેલ્વેના દરો, રેલ્વેની વ્યવસ્થા, રેલ્વેનો વિસ્તાર રાજકીય દૃષ્ટિબિંદુથી નક્કી થવાની દહેશત રહે છે અને વ્યાપારિક તેમજ આર્થિક દૃષ્ટિબિંદુઓની અવગણના થવાનો સંભવ રહે; એ દલીલ વજૂદ વિનાની છે કારણકે જ્યારે રાષ્ટ્રનું સમગ્ર આર્થિક જીવન રાજ્યને હસ્તક આવતું જાય છે, ત્યારે રાજ્યનું સ્વરૂપ આર્થિક. રાજ્યમાં

પરિણમતું જાય છે ત્યારે રાજ્યથી કોઇ પણ પ્રકારના આર્થિક દષ્ટિબિંદુની અવગણના થઈ શકે જ નહિ.

રેલ્વેની માલિકી અને સંચાલન જ્યારે રાજ્યને હસ્તક હોય ત્યારે રેલ્વેનો મુખ્ય હેતુ પ્રજાની સગવડતા, પ્રજાનું સુખ અને પ્રજાનું હિત રહે છે જ્યારે કંપનીની માલિકી અને કંપનીનું સંચાલન હોય છે ત્યારે રોકેલી મૂડીના વળતર માટે વધારે ધ્યાન આપવામાં આવે છે.

રાજ્યને હસ્તક સંચાલન હોવામાં વ્યાપાર અને વિનિમયની બાબતમાં કોઈ પણ વ્યક્તિ કે કોઈ પણ કંપનીને અન્ય વ્યક્તિ તેમજ બીજી કંપનીઓને નુકશાન પહોંચે તેવી રીતે વિનિમયના દરમાં ખોટી રીતે લાભ અપાવાનો સંભવ રહેતો નથી; જ્યારે કંપનીના સંચાલનમાં મૂડીદારો પોતાના લાભાર્થે, પોતાના વ્યાપાર કે પોતાના ઉત્પાદન માટે વિનિમયના દરનો સંપૂર્ણ લાભ ઉઠાવી શકે છે. પરિણામે જે લોકોના હાથમાં રેલ્વેનું સંચાલન હોય તે લોકો પોતાના વ્યાપારના કે ઉત્પાદનના ક્ષેત્રમાં કોઈ પણ હરીફને ટકવા દેતા નથી અને એ પ્રકારના વ્યાપાર તેમજ ઉત્પાદનને એકહથ્થુ કરી લઇ પુષ્કળ નફો મેળવી શકે છે.

રેલ્વેનું સંચાલન રાજ્યને હસ્તક હોય અને રેલ્વેની માલિકી રાજ્યની હોય તો રેલ્વે ઉદ્યોગમાંથી મળતો અસાધારણ નફો મૂડીદારોને નહિ મળતાં રાજ્યને મળશે અને તેનો ઉપયોગ પ્રજાહિતનાં કાર્યોમાં થઇ શકે.

હિંદુસ્તાનમાં આજે અમુક રેલ્વેઓ રાજ્યની માલિકીની છે તેમજ તેનું સંચાલન પણ રાજ્યને હસ્તક છે; પણ લગભગ જેટલી રેલ્વે છે તેનો બેતૃતીયાંશ ભાગ રાજ્યની માલિકીનો હોવા છતાં તેનું સંચાલન કંપનીઓને હસ્તક છે. કંપનીઓના હાથમાંથી સંચાલન નાબૂદ કરી રાજ્ય હસ્તક બધું સંચાલન કરી લેવા માટે મજબૂત પ્રજામત છે. ૧૯૨૦-૨૧ માં બેઠેલી રેલ્વે-સમિતિનો બહુમતી અભિપ્રાય બધી રેલ્વેઓ રાજ્યની માલિકીની કરી લેવા તેમજ સમગ્ર સંચાલન રાજ્યને હસ્તક કરી લેવાનો થયેલો અને આ અભિપ્રાયને પ્રજાના મોટા સમુદાયનો તેમજ મધ્યસ્થ ધારાસભાનો પણ ટેકો મળેલો. રાજ્યે અમુક અંશે એ અભિપ્રાયને સ્વીકારવાની તૈયારી પણ બતાવેલી છે. હવેથી કંપનીઓના પટાની મુદત જેમજેમ પૂરી થતી જાય છે તેમતેમ રેલ્વેઓનું સંચાલન રાજ્ય પોતાને હસ્તક કરતું જાય છે; કંપનીઓને નવેસરથી પટા આપવામાં આવતા નથી.

હિંદુસ્તાનમાં રેલ્વેની વ્યવસ્થા અને રેલ્વેનું સંચાલન જ્યાંસુધી સંપૂર્ણ રીતે રાજ્યને હસ્તક ન આવી જાય ત્યાંસુધી રેલ્વેની પરિસ્થિતિ સુધરવી શકય નથી. હિન્દુસ્તાનની પ્રજાને રેલ્વેમાં સહન કરવી પડતી મુશ્કેલીઓ અસાધારણ છે. આ મુશ્કેલીઓ વિરુદ્ધ ઘણી વખત મજબૂત પ્રજાપોકાર થાય છે પણ જ્યાંસુધી હિન્દી પ્રજાનો અવાજ હિંદના રાજકારણમાં અસરકારક ન નીવડે ત્યાંસુધી એ પ્રજાપોકારથી રેલ્વે-સત્તાધારીઓના કાન ઊંચાનીચા થવાના નથી. ઉપરાંત હિંદમાં રેલ્વે મધ્યસ્થ સત્તાને હસ્તક છે અને જ્યાંસુધી મધ્યસ્થ સત્તા પ્રજાના હાથમાં નહિ આવે ત્યાંસુધી રેલ્વેઓનો તેમજ પ્રજાનો ઉદ્ધાર થવો શકય નથી. રેલ્વેની માલિકી રાજ્યની થઈ જાય, રેલ્વેનું સંચાલન પ્રજાકીય રાજ્યતંત્રના હાથમાં આવે ત્યારે રેલ્વેમાં ભોગવવી પડતી યાતનાઓનો નિકાલ થાય. એ દિવસ ક્યારે આવશે જ્યારે રેલ્વેનો ત્રીજા વર્ગનો ડબ્બો નર્કભૂમી મટી સ્વર્ગસમાન થશે?

---




**છત્રપતિ શિવાજી**—લેખક અને પ્રકાશકઃ શ્રી વામન સીતારામ મુકાદમ, ગોધરા. કિંમત રૂ. ૫–૮–૦

હિંદમાં જડ ઘાલી બેઠેલી મોગલ સલ્તનતે જ્યારે હિંદુત્વને નિર્મૂળ કરવાની પ્રતિજ્ઞા લીધી ત્યારે એ સલ્તનતનાં મૂળ ઉખેડી નાંખનાર મહારાષ્ટ્રવીર છત્રપતિ શિવાજીના નામથી હિંદી જનતા સુપરિચિત છે. હિંદના ઇતિહાસમાં પૃથ્વીરાજ કે પ્રતાપસિંહ પછી શિવાજી જ એક એવો વીર છે કે જેના સ્મરણ સાથે સાચા હિંદીનું મસ્તક નમી પડે. હિંદના પાછલા અંધારયુગનો ઇતિહાસ એ એકજ મણિના પ્રતાપે ઉજળો છે. કચરાતા હિંદુત્વને એણે ઉગારી લીધું એટલું જ નહિ, હજારો વર્ષ સુધી યુદ્ધનીતિ અને શસ્ત્રોની મર્યાદા સાચવી રાખનાર હિંદી પ્રજાને એણે જ પુનઃ કૌટિલ્યનીતિ–શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્‌નો વિજયમંત્ર શીખવ્યો.

એ વીરનું કોઈ પણ સુવાચ્ય જીવનચરિત્ર હિંદી પ્રજાને મન આવકાર્ય હોવું ઘટે. એવાં જીવનચરિત્રોના પાનથી જ હિંદની નિર્બળ ને ચૂંથાઈ ગયેલી પ્રજાને શુદ્ધ સંસ્કારનું બળ મળશે.

મરાઠી કે અંગ્રેજી ભાષામાં છત્રપતિ શિવાજીનાં અનેક વિસ્તૃત જીવનચરિત્રો છે. પણ ગુજરાતીમાં તો એ વીરના તેજસ્વી જીવનનો પરિચય કરાવતો આ એકજ ગ્રન્થ છે. તેની શૈલી સરળ ને સુવાચ્ય છે; લેખન-પદ્ધતિ કેટલેક અંશે એબટના નેપોલિયન–ચરિત્રને મળતી છે.

એકજ બેઠકે વાંચી જવું ગમે એવું આ ૭૦૦ પાનાંનું સચિત્ર જીવનચરિત્ર ગુજરાતી હિન્દુત્વને ચરણે અપાતી શકે એમ છે. તે વાંચતાં શિવાજીના બાળપણથી તેના અંત સુધીના એકેએક ભવ્ય અને રોમાંચક પ્રસંગો નજર સમક્ષ તરી આવે છે સરળ ભાષા, ધીમો પ્રવાહ અને સંવાદપ્રધાનતા કલાકૃતિ તરીકે કદાચ એને પ્રથમ સ્થાન ન જીતી જવા દે તોપણ સર્વભોગ્ય જીવનચરિત્ર તરીકે એનું સ્થાન અજોડ છે.

આ કૃતિમાં કેટલેક સ્થળે આપણા કુસંપનાં દૃષ્ટાંતો ટાંકવામાં આવ્યાં છે એ કંઈક સુધારો માગી લે છે. પૃથ્વીરાજના પરાજય સાથે ભીમ કે જયચંદ્રને લાગતું વળગતું પણ નથી. તે કેવળ શાહબુદ્દિનની દુષ્ટતાને ઢાંકવાને મુસલમાન ઇતિહાસકારોએ ગોઠવી કાઢેલી અને ચંદ બારોટે સ્વીકારી લીધેલી કાલ્પનિક વાર્તા જ છે. મુસલમાનોને હાથે હિંદુઓના આંતરિક ઝગડાનું સંશોધન અંગ્રેજોને હાથે હિંદુમુસ્લીમ ઝઘડાના સંશોધન સરીખું છે.

**માનવ શરીર વિકાસ**—લેખકઃ છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી. પ્રકાશક–ગુજરાત વ્યાયામ પ્રચારકમંડળ–અમદાવાદ. કિંમત રૂ. ૧–૮–૦

આ ગ્રન્થમાં લેખકે માનવશરીરની ઉત્પત્તિ, એનું સ્વરૂપ અને એનો વિકાસ સર્વભોગ્ય ભાષામાં સમજાવવા પ્રયાસ કર્યો છે, અને એ પ્રયાસમાં તે સફળ પણ થયા છે. શરીરનાં આંતર અને બાહ્ય અંગોપાંગ, આહાર, શ્રમ વગેરેનું સ્વરૂપ સમજાવી તેમણે શારીરિક ખીલવણી સંબંધમાં જરૂરી માર્ગદર્શન કરાવ્યું છે. ગુજરાતમાં આ વિષયનાં બીજાં પુસ્તકો છે પણ સાંગોપાંગ–સચિત્ર સ્વરૂપે આ પુસ્તક મોખરાનું સ્થાન સહેજે જીતી જઈ શકે. ગ્રન્થ સર્વસામાન્ય છતાં પ્રશ્નો વગેરેથી તેનું શાલોપયોગી મહત્ત્વ પણ વધારાયું છે. ગુજરાત

પોતાની ઊછરતી પ્રજાને શારીરિક વિષયોમાં ભાષા પુસ્તકથી માર્ગદર્શન કરાવે એ જરૂરી છે. નિર્બળ ગુજરાતનાં એ સદ્ભાગ્ય છે કે એને આંગણે હજી શરીર, વ્યાયામ કે શક્તિને કંઇક મહત્ત્વ આપતા લેખકો છે.

**ઉનેવાળ જ્ઞાતિનો ઇતિહાસ**—લેખકઃ શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકર; પ્રકાશકઃ શ્રી ઉનેવાળ સેવા સમાજ—અમદાવાદ. કિંમત રૂ. ૧.

આ પુસ્તકમાં બ્રાહ્મણોની ઉનેવાળ જ્ઞાતિનો, ઉત્પત્તિથી આજસુધીનો, પરિચય કરાવવામાં આવ્યો છે. તેની શરૂઆતમાં ગૂંથાયલાં ત્યાગ અને ચમત્કારનાં, શૌર્ય ને સાહસનાં દૃષ્ટાંતો ભક્તિપ્રેરક છે. વિષય સર્વસામાન્ય નહિ તોપણ નિરૂપણપદ્ધતિ એના મોટા ભાગને રસિક અને સુવાચ્ય બનાવે છે.

**સ્મૃતિ નિકુંજ**—લેખક અને પ્રકાશકઃ મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ, રાવપુરા; વડોદરા. કિંમત ૦-૮-૦

આ નાના છતાં સુશોભિત કવિતગ્રન્થમાં 'સ્મૃતિ નિકુંજ' અને 'સમરાંગણનો સાદ' નામે બે કાવ્ય પ્રગટ થયાં છે. બંને કાવ્યોમાં અર્થ કરતાં શબ્દ, માધુર્ય કરતાં લય ને નૈસર્ગિક પ્રવાહ કરતાં તાલ વધારે આગળ તરી આવે છે છતાં એ શબ્દ, લય અને તાલ ત્રણેનો સંયોગ કાવ્યોમાં અનુભવવી ગમે એવી મીઠાશ પૂરી તેમને એવાં ગેય અને આકર્ષક બનાવે છે કે અર્થમાધુર્ય આપોઆપ તરી આવીને કવિતાને, ઓછા જળે પણ ગતિના કારણે અવનવા તરંગોથી રમ્ય લાગતી સરિતાની સમાંતર મૂકે છે.

**વીણાના સૂર**—લેખક અને પ્રકાશકઃ શાન્તિલાલ ઓઝા, એમ. એ., ઘડિયાળી પોળ, વડોદરા. મૂલ્ય પાંચ આના.

'રસધારા', 'જૂનું અને નવું સાહિત્ય' વગેરે કૃતિઓથી જાણીતા થયેલા ભાઈ ઓઝાનો આ રાસસંગ્રહ ગેયકવિતાને પ્રાધાન્ય આપતી જનતામાં જરૂર આવકારપાત્ર થઈ પડશે. કવિ ન્હાનાલાલનું ભવ્ય ચિંતન કે બોટાદકરના હૃદય વલોવતા ભાવના અભાવમાં પણ સંસ્કારી ભાષા, મીઠ્ઠ પ્રવાહ અને રૂમઝુમતી શબ્દશ્રેણીથી રાસ આકર્ષક બની શક્યા છે.

**હેમચન્દ્ર વચનામૃત**—સંગ્રાહક : મુનિ શ્રી જયંતવિજયજી. પ્રકાશકઃ શ્રીવિજયધર્મસૂરિ જૈનગ્રન્થમાળા, છોટાસરાફા, ઉજ્જૈન કિંમત ૦-૮-૦.

કલિકાળ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યની અમર કૃતિઓમાં વેરાયલ જુદાં જુદાં બોધવચનો કે સુવર્ણવાક્યોનો આ સંગ્રહ એક ઉપયોગી પ્રકાશન ગણી શકાય. ગુજરાતની અસ્મિતાના અવતાર સમા એ મુનિવરની શુદ્ધ પ્રચારશક્તિનો તે સારો ખ્યાલ આપી શકે છે.

**જીવનચરિત્ર**—સંપાદક : શ્રી. રતિલાલજી. પ્રકાશક : શ્રી. કલ્યાણચંદ્રજી જૈન ગ્રન્થમાળા, ગોંડળ.

લોંકાગચ્છના જાણીતા યતિવર્ય શ્રી. કલ્યાણચંદ્રજી મહારાજનું આ પુસ્તકમાં જીવનચરિત્ર પ્રગટ થયું છે. તેમાં તે મુનિવરના જીવનમાંના અનેક સાહસિક અને બોધપ્રદ પ્રસંગો અપાયા છે. શૈલી સરળ છતાં ક્યાંક ક્યાંક તે સંદિગ્ધ બને છે અને વિશેષ પડતી ભક્તિના ભારથી દબાઈ જાય છે.

**ચતુર્થ અંક**—લેખક તથા પ્રકાશકઃ કવિ-કાલિદાસ ભગવાનદાસ, પાટણ. આમ-જનતાસામાન્ય શૈલીમાં લખાયલાં નીતિબોધક ભજનો, ગાયનો અને સ્તવનોનો સંગ્રહ.

**સુભાષિત-પદ્ય-રત્નાકર**-(૫ મો ભાગ); સંગ્રાહક અને અનુવાદક શ્રી. વિશાલવિજયજી. પ્રકાશક–શ્રી. વિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા, છોટાસરાફા. ઉજ્જૈન. કિંમત ૦-૧૦-૦

પૂ. જૈન તીર્થંકરો વિષે ટૂંકમાં બધી જ માહિતી મેળવવા ઇચ્છનારને આ ગ્રન્થ ઉપયોગી થઈ પડે એમ છે. તેમાં અપાયેલી જીનેશ્વરસ્તુતિઓમાં અપૂર્વ કવિત્વનો પણ ક્યાંક ક્યાંક ચમકાર જણાય છે.

હોટેલબોય—શું આપું શેઠ? ચા–ચવાણું–ભજિયાં!
શેઠ—વડોદરાનું શું વખણાય છે?
બોય—હાથીખાનું, તોપખાનું, લક્ષ્મીવિલાસ પેલેસ, કમેટીબાગ, સુરસાગર તળાવ...

*

ગુરુ—પ્રેમનો મંત્ર તો દેવો પણ નથી જાણતા.
શિષ્યા—હું તો જાણું છું ને?
ગુરુ—હા હા, ઘણી જ સુંદર રીતે.
શિષ્યા—તો પછી આપ હવે એ પરમમંત્ર એ ન જાણનારને શીખવવા જાઓ તો!

*

કોઈ પણ સિદ્ધાંતને માટે મરી ફીટવું એ કરતાં તેને સિદ્ધ કરવા જીવવું એ વધારે મુશ્કેલ છે.

ભાગ્યદેવીના હાથ સાચા જ્ઞાની સુધી પહોંચી શકતા નથી.

મહત્તા અને મળતાવડાપણું બંને પરસ્પરવિરોધી તત્ત્વો છે.

ત્રણ ચીજો એવી છે જેને હું ચાહું છું, પણ સમજતો નથી: ચિત્રકલા, સંગીત ને સ્ત્રી.
ફ્રેન્ટેનલ

મંદિરમાં ખૂબ જતી સ્ત્રીઓને જેમ શંકાની નજરે જોવાય છે એમ સમૂળગી ન જતી પણ એ જ નજરે જોવાવી ઘટે.
ક્યુલેટ.

---

## સ્વીકાર

ગ્રન્થ—નકકારક દુબારો.

દિપોત્સવી અંક—ગુજરાતી, નાગરબંધુ, શારદા, વેપાર–ઉદ્યોગ, ગાંડિવ, બાલજીવન, બાલમિત્ર, બાળક, કિશોરકર.

ત્રૈમાસિક—ફાર્બસ ત્રૈમાસિક, Journal of Indian History, Journal of Mythic Society, Journal of Assam Research Society, S. L. D. Arts Gollege Magazine

માસિક—પ્રસ્થાન, નવરચના, ગુજરાત શાળાપત્ર, શિક્ષણ–પત્રિકા, સ્કાઉટવીર, આસવાડી, ફોરમ, કિસ્મત, ક્ષત્રિયમિત્ર, વ્યાયામ, ક. દશા ઓ. પ્રકાશ, અનાવિલ જગત, ખેતીવાડી વિજ્ઞાન, કમર, જૈન સત્ય પ્રકાશ, આત્માનંદ પ્રકાશ, જૈન ધર્મ પ્રકાશ, સારસ્વત જીવન, ઉન્નતિ, વિશ્વવિજ્ઞાન, વિશ્વજ્યોતિ, અનેકાન્ત, ઉનેવાળ બન્ધુ, ગીતા, શિષ્ટ સાહિત્ય મેઘ પત્રિકા, વૈદ્યકલ્પતરુ, New Book digest, Journal of Indian Merchant's Chamber, कल्याण.

પાક્ષિક—દુન્દુભિ, ઓસવાલ, પ્રબુદ્ધ જૈન.

અઠવાડિક—પ્રજાબન્ધુ, ગુજરાતી, સ્ત્રી–શક્તિ, ગુજરાતી પંચ, નૌકા, જૈન જ્યોતિ, જયકૃષ્ણ, રાષ્ટ્રશક્તિ, राजस्थान.

પરચુરણ—મહાવીર જૈન વિદ્યાલયનો ચોવીસમો વાર્ષિક રિપોર્ટ.




**શ્રી** કિશોરલાલ ધ. મશરૂવાળા 'સર્વોદય'ના છેલ્લા અંકમાં, ગાંધીજીની બ્રિટનને બિનશરતી મદદ આપવાની વલણને બાજુએ રાખી મહાસભાએ અંગ્રેજોના ઉદ્દેશની સ્પષ્ટતાની માગણી સાથે સશરતી મદદનું નિવેદન બહાર પાડ્યું તે સંબંધમાં લખતાં જણાવે છે કે, "લડાઇની ખબરો સાંભળી સટોડિયાએ જેમ તેજીમંદીનો લાભ ઉઠાવવા લાગ્યા તેમ કોંગ્રેસમાં પણ એક વખત પોતાનો દાવ અજમાવવાનો મોહ જાગ્યો;" અને મહાત્માજીએ એ નિવેદન સામે મૂકેલી મુખ્ય દલીલ કે, "અહિંસામાં પ્રતિપક્ષીની કફોડી સ્થિતિનો લાભ ઉઠાવવાની વલણનો સમાવેશ ન થઇ શકે,"—તેના ઉત્તરમાં મહાસભાએ કરેલો બચાવ કે, "મહાસભાવાદી પ્રધાનોએ અહિંસાના સિદ્ધાંતને માન્ય રાખ્યા છતાં વિકટ સંયોગોમાં એમને જેમ ગોળીબારની પણ છૂટ આપવી પડી હતી એમ દેશની વર્તમાન સ્થિતિમાં તેના વિકાસ અને બચાવ માટેનાં દરેક પગલાં વ્યાજબીજ ગણાય;"—તે પર ટીકા કરતાં શ્રી મશરૂવાળા કહે છે કે, "ગોળીબાર કે ફાંસીની સજાના પ્રસંગોથી શુદ્ધ અહિંસકને દુઃખ તો થાય પણ એ હિંસા કાનુની છે. એક જૈન મેજિસ્ટ્રેટ અહિંસામાં પૂર્ણ શ્રદ્ધા સાથે જેમ એવાં પગલાં લઇ શકે છે એમ મહાસભાવાદી પણ એ લઇ શકે, પણ મહાસભાની વર્તમાન વલણે તો ગાંધીજીના વર્ષોથી પોષેલા સિદ્ધાંતને ઉથલાવી નાંખ્યો છે."

શ્રી મશરૂવાળાનું આ નિવેદન ત્રણ પ્રશ્નો ઊભા કરે છેઃ મહાસભા પ્રત્યે સન્માન ધરાવતી કોઇ પણ વ્યક્તિને, દેશની વર્તમાન સ્થિતિમાં, મહાસભાએ વિશાળ બહુમતિએ સ્વીકારેલા સિદ્ધાંત ઉપર પાછળથી ટીકા કરવાની કેટલી હદે છૂટ? કાનુની હિંસાનો અર્થ શો? જૈન અહિંસા આ નિવેદન સાથે કેટલી હદે સંગત છે?

મહાસભા એ વર્તમાન હિંદની બહુમાન્ય સર્વોપરી રાજકીય સંસ્થા છે. એની અમુક વલણ સ્પષ્ટ સ્વરૂપે બહાર પડી ગયા પછી એ વલણ સંબંધમાં સંસ્થા પ્રત્યે સન્માન ધરાવતી કોઇ પણ જવાબદાર વ્યક્તિએ કડક ટીકા કરવી એ એ વલણને નહિ પણ સંસ્થાને અને પોતાના સન્માનને ઘા મારવા સમાન છે. જેને એવી વલણ પસંદ ન હોય એણે કાં તો એ જાહેર થતાં પહેલાં જ કાર્યકર્તાઓને પોતાના મુદ્દા સમજાવવા જોઇએ અને એને જો એમજ લાગે કે એ મુદ્દાઓ ઝીલવાની કોઇનામાં શક્તિ નથી તો એણે એ સ્થિતિને દેશનું અને પોતાનું કમભાગ્ય સમજી દુઃખદ મૌન સેવવું જોઇએ અથવા બળ હોય તો સંસ્થા પર કાબૂ જમાવવાને બહાર આવવું જોઇએ. પણ જે મુદ્દાઓ બુદ્ધિમાન કાર્યકર્તાઓના મગજમાં ન ઊતર્યા એ મુદ્દાઓ સામાન્ય પ્રજા ઝીલી શકશે એવી આશાએ કડક ટીકા કરવી એ પ્રજામત કેળવવા કરતાં કાર્યકર્તાઓની શક્તિમાં અવિશ્વાસના સૂચન સાથે સંસ્થાને નુકશાન પહોંચાડવા સરખું છે. અને શ્રી મશરૂવાળા તો ગાંધીજીના ચુસ્ત અનુયાયી ગણાય

ગણિકા સ્વાર્થને ખાતર પોતાનાં જ અંગનો ઉપયોગ કરે છે, કલાકાર પારકાં અંગનો ઉપયોગ કરે છે.

કલા, સાહિત્ય કે શિક્ષણની દેવી સરસ્વતી છે. એ જ્યાંસુધી પવિત્ર કે કુમારી હોય ત્યાંસુધીજ એની કિંમત છે. એનો ઉપયોગ જ્યારે વ્યક્તિગત સ્વાર્થ કે દ્વેષને ખાતર થવા માંડે છે ત્યારે એનું સ્વરૂપ સ્વાર્થને ખાતર હોમાયલી કન્યા સરખું બને છે. એ સ્થિતિમાં લેખક કે કલાકાર કેવળ પુત્રીવિક્રેતાજ નહિ, પુત્રીની પવિત્રતાના વેચાણ પર નભતો ભાડુતી બાપ બને છે.

× × ×

નાશિક મ્યુનિસિપલ સ્કુલબોર્ડના ચેરમેન શ્રી લાલની રાસલીલાએ શિક્ષણક્ષેત્રમાં ઠીક ઠીક ચર્ચા જગવી છે. આ રાસલીલા એ ક્ષેત્રમાં સ્ત્રી–પુરુષના ચાલુ સમાગમનું સ્વાભાવિક પરિણામ હોઇ એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇજ નથી. પણ આ દૃષ્ટાંતથી વર્તમાન શિક્ષણ પદ્ધતિ કંઈક ધડો લે એ અનિવાર્ય રીતે જરૂરી છે.

શ્રી લાલ નાશિક મ્યુનિસિપલ સ્કુલબોર્ડના ચેરમેન; બોર્ડના હાથ નીચે ચાલતી અનેક શાળાઓમાં સંખ્યાબંધ સ્ત્રી–શિક્ષિકાઓ; શિક્ષિકાઓની પસંદગીનું કામ શ્રી લાલ પોતાને માથે ઉપાડી લે; શિક્ષિકાઓ તેઓ મોટે ભાગે સ્વરૂપવાન, યુવાન ને ત્રીશ વર્ષની વયની અંદરનીજ પસંદ કરે; તેમના ચાલુ સંપર્કમાં રહેવાને શ્રી લાલ વારંવાર શાળાઓની મુલાકાત લીધા કરે; એક શિક્ષિકા સાથે ગેરકાયદેસર અને થોડીક શિક્ષિકાઓ સાથે તેઓ ગાઢ સંબંધ ધરાવે; યુવાન રૂપવતી શિક્ષિકાઓને ઑફિસમાં એકત્ર કરી મોડી સાંજ સુધી એત્રણ શિક્ષકો સાથે તેઓ ઠઠ્ઠા–મશ્કરી પણ ઉડાવે ને આ રીતે રાસલીલા રમાયા કરે—એવો એ રાસલીલાની તપાસ માટે નીમાયલા અધિકારીનો નમ્ર અભિપ્રાય છે.

સ્ત્રી અને પુરુષ બંને કુદરતનાં એવાં અડધિયાં છે કે જ્યાં એમનું જોડાણ પસંદ કરવા યોગ્ય ન હોય ત્યાં એમને પરસ્પરના ચાલુ સમાગમમાં મૂકવાં એ અઘટિત જોડાણનો માર્ગ મોકળો કરવા સરખું છે. આપણી ગુલામીનાં કલંકિત પરિણામોમાંનું અને પતનનાં મુખ્ય કારણોમાંનું એક એ સ્ત્રી–પુરુષનો સ્વચ્છંદવિહાર નીવડવાનું છે. એ ગુલામીએ પુરુષ પાસેથી બળ અને સંરક્ષણનો ધર્મ છોડાવી, સ્ત્રીને પવિત્રતાની મશ્કરી કરતી બનાવી એક એવો ચોક રચ્યો છે કે જ્યાં એ બંને સ્વધર્મ વીસરી પરસ્પરની બગલમાં હાથ પરોવી નાચે છે–સ્ત્રી ગણિકાનો વેશ ભજવતી, પુરુષ નિર્બળ મવાલી જેવો જણાતો. મૃત્યુને આરે ઊભેલી દેવી ભારતી એની પ્રત્યેક પુત્રી પાસેથી ઉચ્ચતમ પવિત્રતા ઝંખે છે, એના પ્રત્યેક પુત્ર પાસેથી લોહીનું ટીપેટીપું માગે છે. પણ એ મૃત્યુપોકાર ગુલામ પ્રજાને કાને નથી પહોંચતો. એને તો રાસલીલાઓ રચવી ગમે છે.

હિંદની માનસિક, શારીરિક અને દ્રવ્યવિષયક શક્તિનો પોણો ભાગ આજે એવા વિષયો પાછળ ખર્ચાઇ રહ્યો છે જે વિષયો હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં કે જે કંઈ અલ્પ ઃખ આપી રહ્યું છે એના ટકાવમાં જરીક પણ મદદકર્તા નથી બનવાના, ઊલટા બાધક બનવાના છે. હિંદની સરકાર જો ખરેખર હિંદની પ્રજાનો વિકાસ જ વાંછતી હોય તો તે હિંદી સ્ત્રીઓને નાચતી, કૂદતી, પુરુષો સાથે હાથ મિલાવતી કે સહશાળાઓની પાટલીઓ શોભાવતી જોવાને જેટલી આતુર છે એટલી જ આતુર એ તે સ્ત્રીઓ પવિત્ર, પ્રેમાળ અને



સ્વદેશ—હિંદી મહાસભાએ બ્રિટનને યુદ્ધનો ઉદ્દેશ સ્પષ્ટ કરવાની અને એ ઉદ્દેશને હિંદમાં પણ અમલમાં મૂકવાની કરેલી વિનંતિ; પણ હિંદી વઝીરને હિંદ હજી સ્વરાજ્ય માટે લાયક નથી જણાતું: [ તો પછી એવા ગેરલાયક પ્રદેશની મદદની પરવા પણ શા માટે હોવી જોઈએ ! ] બ્રિટન હિંદને સ્વરાજ્ય આપવા કરતાં હિંદની લઘુમતિઓને પીઠબળ આપવાની ફરજ વધારે કિંમતી ગણે છે: [ એ વિષયમાં બ્રિટનનું સ્થાન જગતના ઈતિહાસમાં અદ્વિતીય છે. ] વાઇસરૉયના નિવેદને હિંદની આશા પર ફેરવેલું પાણી: [ ના. વાઇસરૉયની રમત હમેશાં ખુલ્લાં પાનાંની જ હોય છે. ] મી. ઝીણા, મહાત્મા ગાંધીજી વગેરેએ ના. વાઇસરૉયની ફરીથી લીધેલી મુલાકાત. દિલ્હીમાં હિંદુ-મુસ્લીમ સમાધાન માટેના પ્રયાસો અને એની નિષ્ફળતા. લખનૌમાં મુસલમાનોએ જગાવેલું આંતરિક હુલ્લડ. મી. ઝીણા કહે છે, 'હિંદના લોકો અભણ, અજ્ઞાન, ને વહેમી છે માટે હિંદમાં પ્રજાતંત્ર નભી શકે એમ નથી': [ અંગ્રેજોની છત્રછાયા નીચે જ હિંદ સંબંધમાં આવા અભિપ્રાય પણ ચલાવી લેવાય છે એ દૃષ્ટિએ પણ એ છત્રછાયા જરૂરી હશે. ] બ્રિટનની હિંદ પ્રત્યેની બેપરવાઈ અનુભવી મહાસભાએ સત્તા છોડી દેવાનો કરેલો નિર્ણય. મહાસભાવાદી પ્રધાનોએ આપેલાં ક્રમિક રાજીનામાં. ગવર્નરોએ પ્રજાતંત્રને અભરાઈએ મૂકી સીવીલિયનોના હાથમાં સોંપેલી સત્તા. ઈંગ્લેન્ડને મદદ આપવામાં હિંદી રાજાઓએ આદરેલી હરિફાઈ. બ્રિટનની યુદ્ધ-કાઉન્સીલમાં હિંદના પ્રતિનિધિ તરીકે જઈ પહોંચેલા સર મહમ્મદ ઝફરુલ્લાખાનને કરાવાયેલા યુદ્ધભૂમિના દર્શન. મુંબઈની ધારાસભામાંથી પસાર થયેલા ગુમાસ્તા-બીલને મળેલી ગવર્નરની મંજુરી. શ્રી વીરાવાળા ફરી રાજકોટના દિવાનપદે. મુંબઈમાં વિમાની અકસ્માત; વિમાનવીર ગાડગીલનું મૃત્યુ, જયપુર-નરેશને થયેલી ઇજા. લાહોરમાં મળેલી હિંદી પત્રકાર-પરિષદ. કાશીમાં હિંદી-સાહિત્ય સંમેલન. મુંબઈની ધારાસભામાં પ્રધાનોને માટે ૯૬૦૦ ની મોટરો ખરીદવાની

---

સશક્ત સંતાનોની માતાઓ બને એ જોવાને કેમ નથી જણાતી ? એ સરકાર હિંદના પુરુષવર્ગને કૉલેજોનાં પગથિયાં ઘસતો જોવામાં જેટલો રસ લે છે એટલો જ રસ એ તે પુરુષવર્ગને, હાથમાં તલવારો ચમકાવતો, આંખોમાંથી તેજ વર્ષાવતો, જનની, જન્મભૂમિ, સ્ત્રી કે નિર્દોષનાં સંરક્ષણને ખાતર માથાં મૂકતો જોવામાં કેમ નથી દાખવી શકતી ?

કલા, શિક્ષણ અને સાહિત્ય એ પ્રજાવિકાસના પરમ માર્ગ છે. પણ જ્યારે એ માર્ગો પ્રજાનો વિકાસ જેને નથી રુચતો એવા વર્ગને આધીન હોય છે ત્યારે એ માર્ગે પ્રજાજીવનમાં ઝેરનાં કેટલાંક એવાં બુંદ પ્રવેશી જાય છે જે એ જીવનને અશુદ્ધ, છિન્નભિન્ન ને માયકાંગલું કરી મૂકે. આજનું શિક્ષણ નીતિ, સંસ્કાર કે જ્ઞાન નથી સિંચતું, સમાનતા ને સ્વતંત્રતાના નામે સ્વચ્છંદ, કલાના નામે ભ્રષ્ટતા, ધર્મ અને માનવતાના નામે નિર્બળતા અને બુદ્ધિવાદના નામે અંગ્રેજી વિચારપદ્ધતિને વિકસવાનું ખાતર સિંચે છે. એ શિક્ષણમાં જો મર્યાદા કે શુદ્ધિ નહિ જળવાય તો હિંદની પવિત્ર સંસ્કૃતિને પછડાટ ખાતાં કોઈ જ નહિ અટકાવી શકે.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ વંધ્યા | ૦-૪ |
| ૨ કાળી | ૦-૩ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ |
| ૬ ખાંયણાં (લોકગીત) | ૦-૫ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ |
| ૧૦ જયાના પત્રો (કિશોરીમય લગ્ન) | ૦-૬ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ |
| ૧૩ ફોઈ | ૦-૪ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦-૫ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ |
| ૧૭ સુઘડતા અને સુંદરતા | ૦-૮ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ |
| ૧૯ જીવતનાં ઝાડકો (વાર્તા) | ૧-૧૨ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ |
| ૨૧ હાસ્યકલ્લોલ (રમુજી) | ૧-૮ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ |
| ૨૩ વીર રાજા (કાજુ ગુલામ) | ૧-૦ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧-૮ |
| ૨૫ "જેરા ચાંદ મુકજો" | ૧-૦ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ |
| ૨૭ જીવનપલટો (વાર્તા) | ૦-૪ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ |
| ૨૯ ઓરત ગુંજણ | ૦-૧૦ |
| ૩૦ સોવીસીનું ચક્કર | ૦-૫ |
| ૩૧ સ્ત્રીના અંગેમ | ૦-૩ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ |
| ૩૩ સુખીના પત્રો | ૦-૮ |
| રસવતું શાસ્ત્ર | ૦-૩ |
| ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩૭ પારસી લગ્નગીતો | ૦-૬ |
| ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૪૨ રમુજી વાતો | ૦-૪ |
| ૪૩ ભલી ભાભી ! | ૦-૧ |
| ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૪૪ માંદગી અને માવજત | ૦-૪ |
| ૪૬ વાતનું વતેસર | ૦-૬ |
| ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૫૫ નારી અભિષેક | ૦-૪ |
| ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૫૭ નવા સાથિયા | ૦-૧ |
| ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૬૦ ગોરમાનાં ગીતો | ૦-૧ |
| ૬૧ મેડમ કુરીસ | ૦-૧૨ |
| ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૬૭ સંસારદર્શન | ૦-૬ |
| ૬૮ ભૂમિમાતા આનંદમઠ | ૧-૦ |
| ૬૯ બાળવિધવા | ૦-૨ |
| ૭૦ સાચાં સહોદર | ૧-૮ |

સ્ત્રીશક્તિ ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૭૦ પુસ્તકો ૨ પડયાં છે. તે રૂ. ૩૨માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નર. અંક.

# અનુક્રમણિકા

પુ. ૨ — માર્ગશીર્ષ : ૧૯૯૬ — અંક ૮


| | | | |
|---|---|---|---|
| ૧ | કુદરત ... ... ... | ચ ... ... ... | .. ૩૪૭ |
| ૨ | વનમાળીને— [ કાવ્ય ] ... | ગૌતમ ... ... | ... ૩૪૮ |
| ૩ | મહાકવિ હરિશ્ચંદ્ર ... ... | 'ઊર્મિલ' ... ... | ... ૩૪૯ |
| ૪ | સમુદ્રને— [ કાવ્ય ] ... ... | મોહન ઠક્કર ... ... | ... ૩૫૪ |
| ૫ | ગુલામ [ વાર્તા ] ... ... | ભાનુશંકર નીલકંઠ આચાર્ય | ... ૩૫૫ |
| ૬ | વિશ્વહનો જુગાર [ કાવ્ય ] ... | મહેન્દ્રકુમાર દેસાઈ ... | ... ૩૫૮ |
| ૭ | ગુજરાતનો સુકાયલો સમુદ્ર ... | અમૃતલાલ વ. પંડ્યા ... | ... ૩૫૯ |
| ૮ | નદી [ કાવ્ય ] ... ... | 'કુમાર' ... ... | ... ૩૬૩ |
| ૯ | જથ્થાબંધ ઉત્પાદન અને વ્યવસ્થા | નર્મદાશંકર દ. વ્યાસ ... | ... ૩૬૪ |
| ૧૦ | ૩૦૦૦ વર્ષ પહેલાંનાં યંત્રો ... | શ્રી. કાશીનાથ અનન્ત દામલે | ... ૩૬૭ |
| ૧૧ | સ્વર્ગની સફરે [ વાર્તા ] ... | નરસિંહ... ... ... | ... ૩૭૧ |
| ૧૨ | રાષ્ટ્રભાષાનો પ્રશ્ન ... ... | ભોગીલાલ જ. સાંડેસરા... | ... ૩૭૬ |
| ૧૩ | વૃક્ષ [ કાવ્ય ] ... ... | 'કુમાર' ... ... | ... ૩૭૮ |
| ૧૪ | વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો ... ... ... | પં. લાલચંદ ભ. ગાંધી ... | ... ૩૭૯ |
| ૧૫ | જીવનસુવાસ ... ... ... | ... ... ... | ... ૩૮૩ |
| ૧૬ | ગુજરાતી પ્રજા અને સાહિત્ય... | ... ... ... | ... ૩૮૭ |
| ૧૭ | છૂટાં ફૂલ ... ... ... | ... ... .. | ... ૩૮૮ |
| ૧૮ | નોંધ ... ... ... | ... ... ... | ... ૩૯૦ |
| ૧૯ | તારા—તણખા ... ... | ... ... ... | ... ૩૯૩ |



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે--

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |





મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ

મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

# નિયમો—યોજના

'**સુવાસ**' દર હિંદુ મહિનાના પહેલા અઠવાડિયામાં [ અંગ્રેજી મહિનાની પંદરમી તારીખ લગભગમાં ] બહાર પડશે.

'સુવાસ'ના નવા કે જૂના ગ્રાહકો વી. પી. ની રાહ જોવાને બદલે પોતાનાં નવાં કે બાકી રહેતાં લવાજમો મનીઓર્ડરથી મોકલાવી આપે એ વધુ હિતવાહી છે.

'સુવાસ'માં સ્થાન મેળવવા ઇચ્છતા લેખકોએ યાદ રાખવું ઘટે કે—

દરેક વિષયના લેખને માટે 'સુવાસ'માં સ્થાન છે; પણ, તેમાં—

તલસ્પર્શતા, ભાષાશુદ્ધિ ને કલા એ અનિવાર્ય અંગો છે.

અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય ને સરળ લેખોને પ્રથમ પસંદગી મળશે.

જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

સ્વીકાર્ય લેખોની દશેક દિવસમાં પહોંચ અપાશે. બાકીના લેખો, સાથે ટપાલખર્ચ મોકલાવેલ હશે તો, તે જ મુદતમાં પાછા મોકલાવી દેવામાં આવશે.

'સુવાસ'માં કવિતાનું સ્થાન ઘણું જ મર્યાદિત છે. સત્ત્વહીન લેખો, વાર્તાઓ કે કવિતાઓનું ટપાલમાં આવી પહોંચતું બહોળું પ્રમાણ કાર્યાલયને ભારરૂપ થઈ પડે છે અને લેખકોને પણ તે ખર્ચમાં ઉતારે છે. એ બધાથી લેખકો અમને બચાવી લે એવી આશા રાખીએ છીએ.

લેખક, ગ્રાહક અને સહાયક [ મિત્ર કે વાચક ] એ ત્રણે કોઈપણ સામયિકનાં આવશ્યક અંગો છે. એ ત્રણેના માર્ગ વધારે સરળ બને અને એ ત્રણે એકમેકને તેમજ માસિકને મદદ રૂપ થઈ પડે એ ગણતરીએ, પ્રાથમિક ભૂમિકારૂપે, અમે એ ત્રણેનાં ખાસ મંડળોની સ્થાપના કરી છે.

**લેખકમંડળ—**

'સુવાસ'ના અત્યારસુધીના અંકોમાં જે લેખકનાં ઓછામાં ઓછાં પંદર પાનાં પ્રગટ થયાં હશે તે દરેકને સભ્ય ગણી શકાશે.

નવા લેખકોમાંથી જેઓ એમાં જોડાવા ઇચ્છતા હોય તેમણે તે સંબંધી પત્ર સાથે પોતાને મનપસંદ વિષય પર એક સુંદર લેખ અમને લખી મોકલાવવો. એ લેખ યથાયોગ્ય જણાતાં તે 'સુવાસ'માં પ્રગટ કરવામાં આવશે અને લેખકને, જરૂરી પત્રવ્યવહાર પછી, 'લેખકમંડળ'માં સ્થાન અપાશે.

એ મંડળ વધુમાં વધુ પચીશ લેખકોનું બનશે અને તેમાં જુદા જુદા વિષયના નિષ્ણાતોને જ સ્થાન અપાશે.

# અનુક્રમણિકા

પુ. ૨ માર્ગશીર્ષ : ૧૯૯૬ અંક ૮


| | | | |
|---|---|---|---|
| ૧ | કુદરત | ચ | ૩૪૭ |
| ૨ | વનમાળીને— [ કાવ્ય ] | ગૌતમ | ૩૪૮ |
| ૩ | મહાકવિ હરિચંદ | ‘ ઊર્મિલ ’ | ૩૪૯ |
| ૪ | સમુદ્રને— [ કાવ્ય ] | મોહન ઠક્કર | ૩૫૪ |
| ૫ | ગુલામ [ વાર્તા ] | ભાનુશંકર નીલકંઠ આચાર્ય | ૩૫૫ |
| ૬ | વિશ્વહુનો જુગાર [ કાવ્ય ] | મહેન્દ્રકુમાર દેસાઈ | ૩૫૮ |
| ૭ | ગુજરાતનો સુકાયલો સમુદ્ર | અમૃતલાલ વ. પંડ્યા | ૩૫૯ |
| ૮ | નદી [ કાવ્ય ] | ‘ કુમાર ’ | ૩૬૩ |
| ૯ | જથ્થાબંધ ઉત્પાદન અને વ્યવસ્થા | નર્મદાશંકર હ. વ્યાસ | ૩૬૪ |
| ૧૦ | ૩૦૦૦ વર્ષ પહેલાંનાં યંત્રો | શ્રી કાશીનાથ અનન્ત ગામલે | ૩૬૭ |
| ૧૧ | સ્વર્ગની સફરે [ વાર્તા ] | નરસિંહ... | ૩૭૧ |
| ૧૨ | રાષ્ટ્રભાષાનો પ્રશ્ન | ભોગીલાલ જ. ગાંડેગા... | ૩૭૫ |
| ૧૩ | વૃક્ષ [ કાવ્ય ] | ‘ કુમાર ’ | ૩૭૮ |
| ૧૪ | વટપદ્ર (વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો | પં લાલચંદ્ર ભ. ગાંધી | ૩૭૯ |
| ૧૫ | જીવનસુવાસ | | ૩૮૩ |
| ૧૬ | ગુજરાતી પ્રજા અને સાહિત્ય... | | ૩૮૭ |
| ૧૭ | છૂટાં ફૂલ | | ૩૮૮ |
| ૧૮ | નોંધ | | ૩૯૦ |
| ૧૯ | તારા—તણખા | | ૩૯૩ |


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૮-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| | | | | કવર પેજ નં ૩ | દોઢો ભાવ |
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય રાયખડ, અમદાવાદ.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા …… અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

વડોદરેથી એક વર્ષથી પ્રગટતા આ ઉચ્ચગ્રાહી માસિકનો ચૈત્ર–૧૯૯૫નો અંક શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય વિશેષાંક તરીકે નીકળ્યો છે.…જેવા સુલેખકોનાં ઉપયોગી વિચારણીય લખાણો તંત્રી…મેળવી શકયા છે એ આનંદનો વિષય છે. ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય–જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. … લેખોની શૈલિ ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે … તેના સંચાલકોને ધન્યવાદ છે. …… આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો? અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધજાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા સાહિત્ય માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય કયાંય નથી અનુભવ્યો.

—બુ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૯૬ : માર્ગશીર્ષ [ અંક ૮

# કુદરત

ચ.

**સુ**ન્દરતામાં તે અનુપમ છે. તેની નસેનસમાં અમૃતમય દૂધ છલકે છે. તેનાં નયનમાંથી વાત્સલ્યનાં કિરણો વર્ષે છે. તેનાં અંગેઅંગમાંથી તેજના ફુવારા ઊડે છે. તેના એક હાથમાં દંડ છે, બીજામાં અમરવેલ છે. તેની ગતિ ગહન છે. તેની પરમ ભાવનાનાં દર્શન અસંભવિત છે. તેનાં ચરણે વર્ષોનાં તપ તપતાં તે એકાદ સ્મિતકિરણ ફેંકે છે—જો એ મળે તો માનવીનું હૈયું તેજ અને અમૃતથી છલકતું લાગે.

માનવી ક્યાંક કષ્ટ જુએ છે, ક્યાંક ઉલ્કાપાત જુએ છે, ક્યાંક લોહીની નદીઓ વહેતી જુએ છે;—ને એ પ્રસંગે પોતાની ફરજ વીસરી, પોતાના સ્વાર્થને સુરક્ષિત રાખી આરામ ખુરશીમાં ઝોલા ખાતાં તે લખે છે: ' કુદરત નિષ્ઠુર છે.'

પણ કુદરત તો જગજ્જનની છે. નાનાં બાળ પ્રત્યે મોટાં સંતાન કેવો ભાવ દાખવે છે એ બારણા પાછળ છૂપાઈને અવલોકતી માતા જેમ નિષ્ઠુર નથી, દૂધના કચોળાને તરછોડી જમીન કે ભીંતમાંથી માટી કોતરીને ખાતા સંતાનને દવા આપતી જનેતા જેમ નિષ્ઠુર નથી—એમ કુદરત પણ નિષ્ઠુર નથી. તે જે જે સ્વરૂપે દર્શન દે છે, જે કંઈ કરે છે તે તેનાં સંતાનના—પ્રાણીમાત્રના ભલાને માટે. સરસ્વતી બનીને તે બીન બજાવે છે, લક્ષ્મી બનીને સમૃદ્ધિ વર્ષાવે છે, રતિ બનીને પ્રેમ સિંચે છે, પ્રકૃતિ બનીને પ્રફુલ્લતા બક્ષે છે, ચંડી બનીને તે તાપ પ્રગટાવે છે. તેનાં અંગ ને નયનમાંથી, આત્મા ને મુખમાંથી સદાય તેજ કે વાત્સલ્ય, જ્ઞાન કે માધુર્ય વર્ષ્યા કરે છે. પણ એકમેક પર ડોળા ઘૂરકાવતા માનવીને એ જોવાનો અવકાશ નથી, તેમાં ઝીલવાની એને તમના નથી.

કુદરતે જે જીવનસત્ત્વ બક્ષ્યું છે એનો ઉપયોગ માનવીએ એ પરમજનનીનાં સંતાનમાત્ર પ્રત્યે સદ્ભાવ કેળવવામાં, પરસ્પરની શક્તિઓને ગૂંથી લઇ પોતે સુખી થવામાં ને અન્યને સુખી બનાવવામાં કરવો જોઇએ. પણ માનવીને એ નથી રુચતું. એને તો જો શક્તિ મળી હોય તો નિર્બળને કચરવાં છે; તેજ મળ્યું હોય તો નિસ્તેજને ચૂસવાં છે; ઉચ્ચતા મળી હોય તો અલ્પને બ્હીવરાવવાં છે; સમૃદ્ધિ મળી હોય તો એનો ઇજારો રાખી ગરીબોને દાબવાં છે; જ્ઞાન મળ્યું હોય તો અજ્ઞાનીઓની ઠેકડી ઉડાવવી છે; બુદ્ધિ મળી હોય તો અણુપોને લૂંટવાં છે. એના જીવનપોષણ માટે કુદરત ધરતીના હૈયામાંથી મધુર ફળફૂલ, વનસ્પતિ કે અનાજના ઢગ લાવી એની એને ભેટ ધરે છે. પણ માનવી એ તરછોડી જેમને જીવન છે, જેઓ વેદના કે આનંદની ઊર્મિઓ અનુભવે છે, જેમની છાતીએ કુમળાં સંતાન હોય છે, માનવજીવનને સુગમ બનાવવામાં જેઓ કંઈક ને કંઈક ફાળો આપે છે એ પ્રાણીઓનાં શરીર ચૂંથી તેમને ભક્ષવા તાંડવનૃત્ય કરે છે. ને પછી જગજ્જનની જો ભેટમાં ઉણપ દાખવે તો કહે છેઃ 'કુદરત નિષ્ઠુર છે '

વિશેષમાં—કુદરત કેવળ જનની જ નથી; સાથેજ તે પરમેશ્વરી પણ છે. માનવીને જીવન બક્ષીનેજ તે નથી અટકતી; તેણે તો પ્રાણીમાત્રને પરમમંદિરે પહોંચાડવાની, તેમના આત્મા પર છવાયેલાં મેલાં પડને ઉખેડી તેમને રત્નની જેમ ઝળહળતા બનાવવાની પ્રતિજ્ઞા લીધી છે. તેનો રથ સદૈવ દોડયા જ કરે છે. એ દોડમાં ચક્રોની સ્થિતિ પલટાયા કરે છે, પણ પલટાનો મૂળ આશય તો પ્રગતિ છે.

પ્રવાહીને શુદ્ધ કરવા તેને જેમ ગાળવામાં આવે છે, વસ્ત્રને વિશુદ્ધ બનાવવા તેને જળમાં ઝબોળી જેમ ઝીકવામાં આવે છે, ધાતુને સતેજ કરવા તેને જેમ તપાવવામાં આવે છે, માટી-ના તેલ કે સુવર્ણને જુદાં પાડવા તેને જેમ અવનવાં યન્ત્રોમાંથી પસાર કરવામાં આવે છે એમ પ્રાણીઓને પણ પરમ વિશુદ્ધ ને મુક્ત બનાવવાને કુદરત તેમના મેલ ધૂએ છે; તેમને તપાવે છે, ગાળે છે; અવનવાં જીવનોમાંથી તેમને પસાર થવા દે છે—

પણ તે પરમ હિતસ્વીની માતા તરીકે; નિષ્ઠુર દેવી તરીકે નહિ.

---

# વનમાળીને—

ગૌતમ

[ વસંતતિલકા ]

મારા પ્રફુલ્લ ઉરથી કદિ ચારુ પુષ્પો
સોહી રહી જીવનને ભરી હાસથી દે;
જાએ સુવાસ પ્રસરી મનુ-મંદિરોમાં
વા મ્હેક તેની પ્રસરી જગ છાઈ દે આ;
માની કૃતાર્થ સહુ જિન્દગીનો પ્રસાદ
પુષ્પે પૂજી હું વનમાળી તને ઝૂકીશ.

# મહાકવિ હરિચંદ્ર

'ઊર્મિલ'

**પ્રાચીન** સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને મહાકવિ હરિચંદ્રનું નામ અજ્ઞાત નથી. જેની અદ્વિતીય કૃતિની ગદ્યાચાર્ય બાણ, વાકપતિરાજ તથા રાજશેખર આદિ કવિઓએ પોતાના ગ્રંથોમાં પ્રશંસા કરી છે, તેની પ્રતિભા તત્કાલીન અને યત્કિંચિત ઉત્તરવર્તી કવિઓ પર પણ સારી રીતે છવાઈ હતી. જે બાણની ગદ્યલેખનક્ષમતાના સંબંધમાં ન ભૂતો ન ભવિષ્યતિ ની કહેવત વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે, તે જ બાણે ' भट्टार हरिचन्द्रस्य गद्यबन्धो नृपायते ' (હર્ષચરિત) લખીને હરિચન્દ્રની ગદ્યલેખનક્ષમતા સ્વીકારી છે. આવા પ્રખર અને ઉચ્ચ વ્યક્તિત્વશીલ વિદ્વાન કવિના સંબંધમાં એના નામથી અતિરિક્ત આપણા ગુર્જર સાહિત્યમાં અન્ય કશું પ્રસિદ્ધ નથી એ ખેદની વાત છે. અત્યારસુધીમાં એ કવિના સંબંધમાં કેટલાક વિદ્વાનોએ જે કૈં અન્વેષણ કર્યું છે એથી કેવળ સંશય અને જટિલતાજ વધ્યાં છે. મહામહોપાધ્યાય કુપ્પૂ સ્વામી શાસ્ત્રી તેમ એક અન્ય કોઈ વિશ્વવિદ્યાલયના અધ્યાપક સિવાય આ કવિના વિષયમાં કોઇએ ખાસ કંઇ લખ્યું નથી. આ લેખમાં ઉક્ત મહાકવિના સ્થાન, કાળ, કૃતિ તેમજ ઈતર વિશેષતાના સંબંધમાં યથાશક્ય પ્રકાશ પાડવાનો નમ્ર પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ઉક્ત કવિના વિષયક કૈં પણ લખતાં પહેલાં અમે પ્રથમ ઉક્ત નામના કવિદ્વારા પ્રણીત પ્રાપ્ત ગદ્ય યા પદ્ય-ગ્રંથોનો ઉલ્લેખ કરીશું. વાકપતિરાજે એક સ્થળે લખ્યું છે:

भासे ज्वलनमित्रे कुन्तीदेवे च यस्य रघुकारे । सौबन्धवे च बन्धे हरिचन्द्रे च आनन्दः ॥

વાકપતિરાજના આ અભિપ્રાયને યથાર્થ સમજવા આપણે પ્રથમ "ધર્મશર્માભ્યુદય" અને "જીવન્ધરચમ્પૂ" તરફ દૃષ્ટિ કરીશું. આ બન્ને ગ્રંથ મહાકવિ હરિચન્દ્ર પ્રણીત છે એ હકીકત પ્રથમ ગ્રંથના નિમ્ન લિખિત અંતિમ શ્લોકથી સ્પષ્ટ છેઃ

अर्हत्पदाम्भोरुहचंचरीकस्तयोः सुतः श्रीहरिचन्द्र आसीत् ।
गुरुप्रसादादमला बभूवुः सारस्वते स्रोतसि यस्य वाचः ॥ —ધર્મશર્માભ્યુદય

, પ્રથમ ગ્રંથ પદ્યાત્મક મહાકાવ્ય છે. અન્ય ગદ્યપદ્ય-ઉભયાત્મક ચમ્પૂ છે. ઉભય ગ્રંથો કાવ્યદૃષ્ટિએ મહત્વપૂર્ણ છે. વર્ણનશૈલી, ચમત્કારપૂર્ણ કલ્પના અને શબ્દાર્થસૌષ્ઠવ સર્વથા પ્રશંસનીય છે.

ઉપર લિખિત 'ધર્મશર્માભ્યુદય'ના અંતિમ શ્લોકના આદિચરણથી જ્ઞાત થાય છે કે હરિચન્દ્રના સંબંધમાં મહાકવિ બાણનું જે પદ્ય છે તેમાં भट्टार हरिचन्द्रस्य કહી બાણે હરિચન્દ્રને જૈન દર્શાવ્યા છે. ભટ્ટારપદ જૈનત્વ માટે બોધક છે. એ શબ્દ ભારતમાં ઈતર ધર્મના વિદ્વાનોની સાથે પ્રયોગમાં નથી આવતો. કેટલાંક દાનપત્રોમાં ભોજ, સિદ્ધરાજ

પોતાની વિદ્યાધરી માયા દ્વારા તેને બચાવી લીધો હતો. પછી સમય મળતાં પોતાના મામાની સહાયથી તે કાષ્ઠાંગારને હરાવી–તેને નષ્ટ કરી પોતાનું પૈતૃક રાજ્ય પ્રાપ્ત કરે છે. એ હર્ષના ઉપલક્ષ્યમાં મામાની એક છોકરી સાથે એનું લગ્ન પણ થાય છે. બધાં મળીને તેનાં આઠ કે નવ લગ્ન થાય છે.'

ઉપરોક્ત કથા 'ઉત્તરપુરાણુ'માંની કથાથી અનેક રીતે ભિન્ન હોઈ હરિચંદ્રે 'ઉત્તરપુરાણુ' દ્વારા વસ્તુ–રચના નથી કરી. જનશ્રુતિરૂપમાં પ્રચલિત કથાને જ તેણે કલ્પનાએ મઢી છે. ઉપરાંત એ કથા કૃષ્ણલીલાથી પણ અમુક અંશે સામ્ય રાખે છે. જનશ્રુતિમાં પ્રચલિત રહેવાના કારણે લોકરુચિ અનુસાર તેમાંની ઘટનાઓ તથા પાત્રોનાં નામનું પરિવર્તન થયું જ હશે. માળવાના ગામેગામ નળ–દમયંતીની કથાનો પ્રચાર છે. પરંતુ જનશ્રુતિમાં પ્રચલિત થવાના કારણે તેના કથામૂળમાં અનેક રીતે માલવીય ગ્રામ્યભાવો યા સંસ્કૃતિનું સંમેલન થઈ ગયું છે. એટલે બન્નેએ સ્વતન્ત્ર રીતે યથાશ્રુત ફેરફાર સાથે ગ્રંથો રચ્યા હશે; કે પછી એકમાંથી બીજાએ જો લીધું જ હોય તો 'ઉત્તરપુરાણુ'ના કર્તાએ જ હરિચન્દ્રના ઉક્ત ગ્રંથમાંથી સહજ સંશોધન કરી વસ્તુ લીધું હશે.

ઉક્ત કથાના આધારે લખાયલા, વાદીભ નામક એક અન્ય જૈન કવિના પણ, 'ગદ્યચિંતામણિ' તથા 'ક્ષત્રચૂડામણિ' નામક બે ગ્રંથ મળે છે. આ વાદિભના ગ્રંથોનો ઉપયોગ હરિચંદ્રે કર્યો હશે એમ કોઈ શંકા કરે એ સ્વાભાવિક છે પણ એના નિરાકરણમાં કહેવાનું કે રાજકેશરીવર્મા–ઉપાધિધારી રાજા કુલોત્તુંગના રાજ્યકાળમાં સેકિલરે (તામીલકવિ) 'પિરિયાપુરાણમ્' ગ્રંથ રચ્યો છે. તેમાં 'નિરુત્તકદેવર' કવિકૃત 'જીવકચિંતામણિ'નો ઉલ્લેખ થયો છે. નિરુત્તકદેવર પોતાના એ ગ્રંથમાં લખે છે કે 'વાદીભ દ્વારા પ્રારંભિત થયેલા આ ગ્રંથનો શેષ ભાગ અમે પૂર્ણ કર્યો છે.' હવે આ નરેશનો સમય અગિયારમી શતાબ્દીનો ઉત્તરાર્દ્ધ નિશ્ચિત છે. અતઃ વાદીભનો પણ એ જ સમય છે. આથી અતિરિક્ત ખાસ કરીને ખુદ વાદીભે પોતાના ગ્રંથમાં હરિચન્દ્રના અનેક પદ્યોને અર્થતઃ સ્થાન આપ્યું છે એથી પણ વાદીભ હરિચન્દ્રના પછી થયેલા સિદ્ધ થાય છે. આમ ઉક્ત સંદેહ કે હરિચંદ્રે વાદીભ દ્વારા કથા લીધી હતી એ નિર્મૂળ છે. પરંતુ હરિચન્દ્રથી ઊલટ વાદીભે લીધી હશે એ સર્વાંકિતક હોઇ માન્ય છે.

હરિચન્દ્રના બન્ને ગ્રંથોમાં કાલિદાસ, માઘ તથા ભર્તૃહરિના ગ્રંથોનો પ્રભાવ સ્પષ્ટ દીસી આવે છે. એ કવિઓના ભાવો તથા શબ્દરચનાનું ચિત્ર હરિચન્દ્રના માનસપટલ પર એટલું દૃઢ ચિત્રિત થઈ ગયું છે કે કેટલેક સ્થળે તો શબ્દ અને અર્થ પણ સરખાજ આવી ગયા છે. માઘનો સમય કેટલાક વિદ્વાનો દશમી યા અગિયારમી શતાબ્દિનો માનતા હોઈ તેઓ હરિચન્દ્રને પણ તે પછી થયેલા માને છે. પણ કાશ્મીરના આનંદવર્ધનાચાર્યે, જે નવમી શતાબ્દિના ઉત્તરકાળમાં નિશ્ચિતરૂપે વિદ્યમાન હતા, પોતાના 'ધ્વન્યાલોક'માં માઘનાં કેટલાંક પદો (૫, ૨૬, ૩, ૫૩. ૧૧૨ આદિ) ઉદ્ધૃત કર્યા છે. એટલે બહુમતે મનાય છે એ પ્રમાણે માઘનો સમય તો છઠ્ઠી શતાબ્દિના મધ્યભાગમાં હોવો એજ સર્વથા સંભવિત યા સિદ્ધ છે.

હરિચન્દ્રે પોતાના 'ધર્મશર્માભ્યુદય'ના અંતમાં દર્શાવ્યા પ્રમાણે તેઓ કાયસ્થ વંશના

હોઈ તેમના પિતાનું નામ આર્દ્રદેવ તથા માતાનું નામ રથ્યા હતું. જ્ઞાત થાય છે કે તેમનો વંશ લક્ષ્મીસંપન્ન હતો. નીચેના પદ્યથી એ બાબત સૂચિત થાય છેઃ

हस्तावलम्बनमवाप्य यमुल्लसन्ती । वृद्धापि न स्खलति दुर्गपथेषु लक्ष्मीः ॥

હરિચન્દ્રનાં માતાપિતા કદાચ જૈન નહિ હોય. તેઓ સ્વયં વ્યક્તિગતરૂપે જૈન હશે. પોતાના વંશ તથા માતાપિતાની પ્રશંસા તેમણે લક્ષ્મીસંપન્ન તથા ન્યાયનિપુણતા આદિની દૃષ્ટિથી કરી છે. પરંતુ ધર્મ યા સદાચારની દૃષ્ટિથી કશું કર્યું નથી. પોતાની પ્રશંસામાં "अर्हत्पदाम्भोरुहचञ्चरीक" કહ્યું છે. અર્થાત્ 'જિનેન્દ્રના ચરણકમળનો રસિક ભ્રમર હું હરિચંદ્ર'. આ શબ્દોથી વૈશ્યોનો પ્રભાવ એમના પર અધિક માલુમ પડે છે. સંભવિત છે કે તેમના વંશની સ્વતંત્ર વૃત્તિ વ્યાપારજ હશે. જૈનધર્મ રાજાઓના આશ્રયમાં બહુજ અલ્પ રહ્યો છે. અધિકતર એ વૈશ્ય જાતિમાંજ સ્થાયીરૂપ પામ્યો છે. એટલે હરિચન્દ્રનો વૈશ્ય ભાવાનુરાગ ઉચિત જ છે. આ કથન વિષયક અનેક પ્રમાણ છે. ખાસ કરીને એમાંનું એક આ છે. હરિચન્દ્રે પોતાનો નાયક 'જીવન્ધર' ક્ષત્રિય હોવા છતાં તેનું પાલનપોષણ એક વૈશ્ય દ્વારા કરાવ્યું છે, એટલુંજ નહિ પણ બે વૈશ્ય પુત્રીઓ સાથે એનું લગ્ન પણ કરાવ્યું છે. ગ્રંથના અધિકતર ભાગમાં પણ વૈશ્યોના મહત્વનુંજ વર્ણન કરવામા આવ્યું છે.

'જીવન્ધર'નું એના મામાની પુત્રી સાથે લગ્ન કરાવ્યું છે એ દાક્ષિણાત્ય પ્રથા છે. અન્યત્ર એ પ્રથા પ્રચલિત નથી. આ પ્રથાનો સુપ્રસિદ્ધ શ્રી માધવાચાર્યે પણ પોતાના "જૈમિનીય ન્યાયમાલા"માં ઉલ્લેખ કરી એને શ્રુતિસ્મૃતિના વિરૂદ્ધ દર્શાવી એનું ખંડન કર્યું છે. દક્ષિણભારતની આ બહુજ પ્રાચીન પ્રથા છે. આજ પણ કદાચ ત્યાં આ પ્રથા પ્રચલિત હશે. આ કારણને અંગે કદાચ હરિચન્દ્ર દક્ષિણ-ભારતીય હશે. વળી 'ધર્મશર્માભ્યુદય'માં એક સ્થળે તેમણે લખ્યું છે કે "—રાજા પોતાના દરબારમાં વિભિન્ન દેશના કવિઓનાં કાવ્યોનું રસપાન કરી રહ્યો હતો પણ દાક્ષિણાત્ય કવિઓની કવિતાથી તે સૌથી અધિક પ્રસન્ન બન્યો." દાક્ષિણાત્ય કવિના આ સ્નેહવિશેષનું કારણ કેવળ કવિનું દેશાભિમાન જ માલુમ પડે છે. એ પદ્ય નીચે પ્રમાણે છેઃ

दाक्षिणात्यकविचक्रवर्तिनां हृच्चमत्कृतिगुणाभिरुक्तिभिः ।
पूरितश्रुतिशिरोविघूर्णयन्नेतुमन्तरिव तद्रसान्तरम् ॥ —ધર્મ० ५, १३

આમાં દાક્ષિણાત્ય કવિઓની ઉક્તિને ખૂબ ચમત્કારિણી તથા મધુર દર્શાવી છે. આવા પ્રકારના દેશાભિમાનથી હરિચન્દ્ર દક્ષિણ-ભારતના જ સિદ્ધ થાય છે. એ સમયે ભારતમાં પાંચ રાજ્ય બળવાન હોવાં જોઈએ. હરિચન્દ્ર એ રાજ્યોનો આ ક્રમથી ઉલ્લેખ કરે છેઃ માલવ, મગધ , અંગ, કલિંગ અને પાણ્ડય. માલવાને પ્રથમ સ્થાન આપ્યું છે. એથી પ્રતીત થાય છે કે માલવા એ સમયે પણ બળવાન રાજ્ય હતું. ગુપ્ત રાજ્યનો એ અંતિમ સમય હોવો જોઈએ. હરિચંદ્રના વર્ણનથી દક્ષિણમાં પાણ્ડય રાજ્યની સારી શ્રીવૃદ્ધિ માલુમ પડે છે. પાણ્ડય રાજ્યના વર્ણન માટે હરિચંદ્રના નિમ્ન લિખિત પદ્યો જોઈએ :

लीलाचलत्कुण्डलमण्डितास्यः पाण्ड्योऽयमुद्दामरहेमकान्तिः ।
आभाति शृंगोभयपक्षसर्पत्सूर्येन्दुरुच्चैरिव काञ्चनाद्रिः ॥
निर्मूलमुन्मूल्य महीधराणां वंशानशेषानपि विक्रमेण ।
तापापनोदार्थमसौ धरित्र्यामेकातपत्रं विदधे स्वराज्यम् ॥

अनेन कोदण्डसखेन तीक्ष्णैर्बाणैरसंख्यैः सपदि क्षताङ्गा ।
सभाजनं वीररसस्य चक्रे को वा न संख्येषु विपक्षवीरः ॥

—ધર્મ૦ સર્ગ ૧૭. શ્લોક ૫૮, ૫૯, ૬૦.

આ શ્લોકોમાં દર્શાવ્યા પ્રમાણે પાણ્ડ્યવંશજ નરેશનું દક્ષિણમાં એકચ્છત્ર રાજ્ય હતું, કોઈ પણ રાજ્ય એનો સામનો કરી શકતું નહિ. જ્ઞાત થાય છે કે આ નરેશ અરિકેશરી મારવર્મા છે. બળવાન કેરલરાજ્યને પરાસ્ત કરી તેણે નિજ રાજ્યને ખૂબ વિસ્તૃત કર્યું હતું. મદુરા એની રાજધાની હતી. ચરિત્રનાયક મહાકવિ હરિચન્દ્રનો જે સમય અમે પૂર્વે નિશ્ચિત કર્યો છે, એજ આ નરેશનો પણ રાજ્યકાળ છે દક્ષિણના પાણ્ડ્યવંશજના ઈતિહાસના અવલોકનથી એ જ્ઞાત થશે. એ રાજા જૈન ન હતો. વાસ્તે કવિ નિજ પતિંવરા રાજકુમારીથી એનું વરણ નથી કરતા. "એના દુસ્સહ પ્રતાપના પ્રલોભનથી રાજકુમારી એના તરફ આ કૃષ્ટ થઈ અને એનામાં કશો દોષ પણ બતાવી શકી નહિ." આ શબ્દોથી કવિ હરિચન્દ્રનો પોતાના સ્વદેશીય રાજા પ્રત્યેનો પ્રેમ ઝળકે છે. પણ કવિ જૈન છે અને રાજા શૈવ હોવાના કારણે રાજકુમારીના હૃદયમાં એમ વિચાર ઉત્પન્ન કરાવે છે કે એ સર્વ રાજાઓ જિનધર્મ બાહ્ય હોવાથી એની સાથે વરવું ઉચિત નથી.

महीभुजो ये जिनधर्मबाह्याः सम्यक्त्ववृत्त्येव तया विमुक्ताः ॥ —ધર્મ૦ ૧૭, ૬૪

અર્થાત અજૈન રાજા જેમ સમ્યક્બુદ્ધિથી શુન્ય હતા, તેમ એ રાજકુમારીનાં સ્વયંવરથી પણ શુન્ય રહી ગયા.

આ ઉક્તિથી પણ હરિચંદ્ર જૈન અને દાક્ષિણાત્ય સિદ્ધ થાય છે.

---

# સમુદ્રને—

મોહન ઠક્કર

[ ઉપજાતિ ]

સમુદ્ર! તારે ઉર કે યુગોથી
ધીખી રહ્યા આ વડવાનલો, છતાં
તું પ્રેરતો નૌતમ ઊર્મિ તાને
માધુર્ય લૂખાં જીવને ભરી રહ્યો!
જિન્દાદિલી એ તવ ધન્ય પ્રેરે
મારે ઉરે એવી અદમ્ય ઝંખના
કે હું ય મારી ઉર-વેદના સૌ
ભારી દઈને ઉરમાંજ, ગાને
વહાવતો નૌતમ ઊર્મિભાવો
માધુર્ય લૂખાં જીવને ભરી રહું!

# ગુલામ

ભાનુશંકર નીલકંઠ આચાર્ય

"ગુલામ! પેલું ગીત ગા'ને."

"કયું?"

"દરરોજ ગાય છે તે."

"કેમ, તે ગીત બહુ ગમે છે?"

"હા."

ગુલામે ગાવું શરૂ કર્યું:

"ડરતે કયું મુસાફીર
ઓ વખ્ત આયે આયે
નજદીક હૈ...અંજામ,
ઝીંદગીને જો બતાયે."

મુમતાઝે તેનો અંગમરોડનો અભિનય શરૂ કર્યો.

"પયગામ વો ખુદાકા
સુનલો જરાસા ભાઈ
પસ્તાયગા કરેંગે
માલિકસે ઠગાઈ"—ડરતે.

ગાન પૂરું થયું. સંગીતનું દિવ્ય તેજ માનવને પોતાનામાં લય કરી સુષુપ્ત દશામાં મૂકે છે. સંગીતના નાદમાં મસ્ત બનેલ માનવીને શુદ્ધિમાં આવતાં વાર લાગે છે. તાનના નાદમાં મસ્ત બની ડોલતી મુમતાઝ ગાન બંધ થયાનું જાણી શકી નહીં. ગુલામનું હાસ્ય તેને જાગૃતિમાં લાવ્યું. તે શરમાઈને એકદમ નીચે બેસી ગઈ.

"ગુલામ! પેલી વાત કહેને." થોડીવાર પછી તે બોલી.

"કઈ વળી!"

"બાદશાહની! ગુલામ, જોને બાદશાહને કેવી મઝા હોય છે. મોટું બધું રાજ્ય, કેટલાએ નોકરો, ઘણી બધી રાણીઓ, કેટલું સુખ! અબ્બાજાનને કહેને કે તે પણ બાદશાહ બને."

મુમતાઝની નિર્દોષ વાતથી ગુલામ હસી પડ્યો.

"કેમ, મશ્કરી કરે છે? નહીં બોલું જા!"

"નહીં, જુઓ, બાદશાહ થવું હોય તો એક સરદાર જોઇએ. મોટું બધું લશ્કર જોઈએ. એ લશ્કર લડાઈમાં જીતે એટલે બાદશાહને રાજ્ય મળે." ગુલામે ખુલાસો કર્યો.

"ત્યારે તું સરદાર બનજેને."

ગુલામ ફરીથી હસી પડ્યો; તેણે ધીમેથી મુમતાઝના ગાલ પર વાત્સલ્યભર્યું ચુંબન ભરી લીધું.

× × ×

એક દંતકથા છે. હુસેન આરબી ઘોડાનો એક સોદાગર હતો. ઘોડાના વેપારમાં તેણે સારું ધન મેળવ્યું હતું. અરબસ્તાન જેવા મુલકમાં જ્યાં પાણી મળી શકે ત્યાં તે તંબુઓ તાણી રહેતો અને ઘોડાઓને ઉછેરતો. સારી સંખ્યામાં ઘોડાઓ થાય ત્યારે તે હિંદુસ્તાન અગરતો ઈરાનમાં જઈને ઘોડાઓને વેચી આવતો. હુસેનને મુમતાઝ નામની એક પુત્ર સમોવડી પુત્રી હતી. મુમતાઝને જન્મ આપી બે માસમાંજ તેની માતા ગુજરી ગઈ હતી, જેથી માતાવિહોણી પુત્રીને બહુજ લાડમાં હુસેને ઉછેરી હતી. તેની સંભાળ રાખવા એક ગુલામને તેણે ખાસ રાખ્યો હતો. ગુલામ મુમતાઝને રમાડતો અને હમેશાં તેને આનંદમાં રાખતો.

માણસના સુખદુઃખને ઓગાળી નાખતો કાળ ઝડપથી વહી જાય છે. મુમતાઝ તેર વરસની થઈ. કૌમાર્યના નિર્દોષ ભાવોને રજા આપી યૌવનના તરલ ભાવોએ તેના દેહમાં સંચાર કર્યો. છતાં તે વિકારોથી દૂર જ હતી.

સોદાગરની પાસે ગુલામવિરૂદ્ધ વાત કરી બીજા ઈર્ષ્યાળુ નોકરો તેને ઉશ્કેરતા. ગુલામ મુમતાઝ સાથે વધારે પડતી છૂટ લેતો તેની ફરિયાદ તેઓ વારંવાર કરતા હતા. ગુલામે મુમતાઝને ચુંબન કર્યું તે સોદાગરે આજે નજરે જોયું; અને તેની શંકા દૃઢ થઈ.

ગુલામને તેણે તંબુમાં બોલાવ્યો. ને ચારે તરફથી તંબુને ઢાંકી દઈને કોઈ ન જોઈ શકે તેવી રીતે તેને તેણે અમાનુષી માર માર્યો.

ગુલામ તરફ શંકાની દૃષ્ટિથી જોતાં હુસેનને હવે સહેજ વાતમાં પણ તેના તરફ તિરસ્કાર છૂટતો; કાંઇક સાધારણ ભૂલના પરિણામે પણ ગુલામને અનહદ માર સહન કરવો પડતો.

અંધારી રાત્રી હતી. ચંદ્ર વિનાના આકાશમાં અનાથ વિધવાની માફક તારકો પોતાના આછા તેજનાં આંસુ જગતની બેવફાઇ પર ઢોળી રહ્યા હતા. ટાઢ પણ હંમેશ કરતાં આજ કાંઈક વધારે પ્રમાણમાં હતી. પવનના સૂસવાટા સિવાય બીજો અવાજ વાતાવરણમાં સંભળાતો ન હતો. આવા સમયે મારથી અધમૂઓ થએલ ગુલામ તંબુની બહાર નીકળ્યો. હંમેશને માટે ગુલામીની બેડી ફગાવી દેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. ચૂપકીથી સોદાગરના તંબુમાં તે ગયો. થોડીવારે ઝવેરાતની પેટીની ચોરી કરી તે બહાર નીકળ્યો. આગળ ચાલતાં કાંઈક વિચાર થતાં તે પાછો ફર્યો. તે ધીમેધીમે મુમતાઝના તંબુમાં ગયો. અરધીંઘમાં ઘોરતી મુમતાઝ કાંઈક બડબડતી જણાઇ. તે નજદીક ગયો.

"ત્યારે તું સરદાર બનજે ને!" સ્વપ્નાવસ્થામાં બોલાયલા શબ્દો તેને કાને પડ્યા. તેણે એકદમ શ્વાસ ખેંચ્યો. મુમતાઝ ઉપર છેલ્લી દૃષ્ટિ ફેંકી તે બહાર નીકળ્યો. ઘોડાઓની હારમાંથી એક સફેદ ઘોડો લઈ તેના પર સ્વાર થઈ તે આગળ વધ્યો. થોડે જઈ મુમતાઝના તંબુ તરફ દૃષ્ટિ નાખી ઘોડાને તેણે એડી મારી. રાત્રીના ઘોર અંધકારમાં તે દૂર અને દૂર અદૃશ્ય થઈ ગયો.

× × ×

"જહાંપનાહ! એક ખૂબસૂરત ગુલામ ઓને મેં ખરીદ કરેલ છે. તે સંગીત બહુ સરસ જાણે છે. આપનો હુકમ હોય તો કચેરીમાં હાજર કરૂં." નાયકાએ નમન કરી બાદશાહને કહ્યું.

"ખુશીથી હાજર કર."

બાદશાહી હુકમ મળતાં એક અપ્સરા જેવી વીશ વર્ષની યુવાન સ્ત્રીને લઈ તે કચેરીમાં હાજર થઈ. ગાયન અને નૃત્ય શરૂ કરવાનો તેણે ગુલામ સ્ત્રીને હુકમ કર્યો.

ગુલામ સ્ત્રીએ મુખ પરનો પડદો દૂર કરી બાદશાહને નમન કરી મુજરો કર્યો. ગાયન શરૂ થયું:

'ડરતે કયું મુસાફીર
ઓ વખ્ત આયે આયે—

ગાયનની પહેલી કડી સાંભળતાં જ બાદશાહ ચોંકયો. એકદમ તે ઊભો થઈ ગયો. તેણે કચેરી બરખાસ્ત કરવાનો હુકમ કર્યો ગુલામ સ્ત્રીને ત્યાં જ રહેવાનું ફરમાન થયું.

મોં પરનો પડદો દૂર થતાં જ બાદશાહને તો કોઈક પરિચિત વ્યક્તિને તે જોઇ રહ્યો છે એમ ભાન થયું હતું. પરન્તુ ગાયન સાભળ્યા પછી તેની ખાતરી થઇ કે ગાયન ગાનારી મુમતાઝ સિવાય અન્ય કોઈ ન હતી; કારણ કે પોતાની રચનાનુ તે પ્રિય ગાયન મુમતાઝ સિવાય કોઈની પાસે કદી પણ તેણે ગાયું ન હતું.

"બાઇ તું કોણ છે?" બધા માણસો ચાલ્યા ગયા પછી બાદશાહે પૂછ્યું.

"એક ગુલામ" બહુ જ શાંતિથી જવાબ મળ્યો.

"તે તો હું પણ જાણુ છુ. હું ત્હારૂ નામ પૂછું છું."

"મુમતાઝ".

"તું આ ગાયન કયાંથી શીખી?"

"એક ગુલામ પાસેથી"

"ગાયન બહુ સરસ છે. વારૂ! ત્હારો ઉસ્તાદ તે ગુલામ કયાં છે?"

"મ્હારી સામે" ઘેટડી જેવા અવાજથી મુમતાઝે ધીમેથી કહ્યું. બાદશાહ સામું જ જોઈ રહ્યો.

"ગુલામ! તુ વળી બાદશાહ કયારે બન્યો?" મુમતાઝે કટાક્ષથી પૂછયું.

"ગુલામ! કોણ હું ગુલામ! મુમતાઝ, ત્હારો ગુલામ તો મરી ગયો. હું તો ઈસ્પહાનનો બાદશાહ છું." કાંઈક રોષથી પણ મુખ પર હાસ્ય લાવી બાદશાહે કહ્યું.

મુમતાઝે માથુ ધૂણાવ્યુ.

"મુમતાઝ! તું આ હાલતમાં!"

"હા! હું મુમતાઝ! એ જ મુમતાઝ! ગુલામ, ત્હારા નાસી ગયા પછી ત્હારી પાછળ અબ્બાજાને બહુ જ તપાસ કરી પરન્તુ ત્હારો પત્તો ન મળ્યો. છેલ્લા બે વર્ષના દુષ્કાળમાં ભૂખમરા અને રોગથી ઘોડાઓ મરી ગયા. હું અને અબ્બાજાન બગદાદ જવા નીકળ્યાં. રસ્તામાં લૂંટારુઓ મળ્યા. અબ્બાજાન તેમની સામે થતાં ઘાયલ થઈ મૃત્યુ પામ્યા. મને પકડી લૂંટારુઓ અહીં લાવ્યા, અને આ નાયકાને ત્યાં ગુલામ તરીકે વેચી." મુમતાઝે પોતાની આત્મકથા ટૂંકમાં જણાવી. તેની આંખમાં પાણી આવી ગયાં, અને બે ચાર બિંદુઓ ગાલ પર સરી પડયાં.

"મુમતાઝ! ત્હારા શબ્દોની પ્રેરણાએ મને કાંઇક અજબ ચેતન આપ્યું. કોઇ પણ જોખમે સરદાર બનવા મે નિશ્ચય કર્યો. ત્હારૂં દર્શન કરી હું નાસી છૂટયો. અહીં આવી

લશ્કરમાં સિપાહી તરીકે જોડાયો. ત્હારા શબ્દો હું દરરોજ યાદ કરતો અને સરદાર બનવા યત્ન કરતો. આખરે બે વર્ષ પહેલાં એક ટુકડીનો હું સરદાર થયો. ગઇસાલ લશ્કરી બળવામાં મેં અગત્યનો ભાગ ભજવ્યો. બાદશાહને મારી નાખી મેં ગાદી પચાવી પાડી અને હું ગુલામ મટી બાદશાહ બન્યો." ગુલામે પોતાની કથા પણ કહી. મુમતાઝ કાંઇ જ બોલી નહિ.

"મુમતાઝ! તું જ મ્હારી પ્રેરણાદાત્રી છો. તેં જ મને ગુલામમાંથી બાદશાહ બનાવ્યો છે. મ્હારી બાદશાહીને હવે તું નહીં શોભાવે?" બહુ જ અધીરાઈથી બાદશાહ બોલ્યો.

"હું પોતે જ ગુલામ છું. તને શી રીતે શોભાવી શકું?" મુમતાઝે પ્રશ્ન કર્યો.

"હું ત્હારી ગુલામી દૂર કરીશ."

"શી રીતે?"

"નાયકાને તેણે આપેલી ત્હારી કિંમત પાછી આપીને."

"શું હું નાયકાની ગુલામ મટી એક ગુલામની ગુલામ બનીશ?"

"નહીં મેં ત્હારા અબ્બાજાનનું ઝવેરાત ચોર્યું હતું. તે જ ઝવેરાત ત્હારી મુક્તિ માટે હું ખર્ચીશ."

"પછી."

"હં..."

× × ×

"મુમતાઝ! આ શું!" એકદમ ગભરાઈને દોડી આવી બાદશાહે પૂછ્યું.

"અબ્બાજાનના હુકમનું પાલન."

"એટલે?"

"અબ્બાજાને મરતાં મરતાં કહ્યું હતું કે, 'બેટા, ગુલામ બનજે પરન્તુ ગુલામની પત્ની ન બનજે."

મુમતાઝની નસેનસમાં ઝેર વ્યાપી રહ્યું હતું. છેલ્લો શ્વાસ ખેંચતાં તેણે બૂમ પાડી: "ગુ......લા......મ."

---

# વિગ્રહનો જુગાર

મહેન્દ્રકુમાર દેસાઈ

[ વસંત ]

શસ્ત્રાસ્ત્ર ને શર તણા અદ્વિતીય પાસા
નાંખે ધરી વિજયની, ભડવીર આશા,
પ્રાણો તણા પણ કરી કરતા વિહાર,
જીવો રમે સમર વિગ્રહનો જુગાર.

# ગુજરાતનો સુકાયલો સમુદ્ર

**અમૃતલાલ વ. પંડ્યા**

આખા એશિયાના ભૂગોળ અને ઇતિહાસમાં ગુજરાતના આંગણે એક અજોડ બનાવ બની ગયો છે હાલ જ્યાં કચ્છનું રણ છે, ત્યાં હજાર વર્ષ પૂર્વે દરિયાનાં મોજાં ઉછળતાં પૂર્વ દિશાએથી રૂપેણ, કુવાગઢ અને બનાસના નીર એમાં ઠલવાતાં, ઇશાન ખૂણમાં લુણી પોતાના ખારાં પાણી એમાં રેડતી અને ઉત્તરે, આખા આર્યાવર્તને પખાળતી આવતી સરસ્વતી આ સમુદ્રનો સંગમ સાધતી આ સમુદ્ર કચ્છને ફરતો વીંટળાઈ વળતો અને તેની એક પટી ઝાલાવાડના નીચા ભાગો અને ભાલને ઢાંકતી ખંભાતના અખાતને જઈને મળતી. ગુજરાત અને કાઠિયાવાડને જુદા પાડનાર આ સમુદ્રધુનીના અવશિષ્ટરૂપે નળ સરોવર હાલ પણ મોજુદ છે. આ પ્રમાણે પ્રાચીનકાળમાં કાઠિયાવાડ આજની જેમ દ્વીપકલ્પ ન હતું સ્કંદગુપ્તના જુનાગઢના ખડક-લેખની ૨૪ મી લીટીમાં સુરાષ્ટ્રને દ્વીપ કહેલું છે. નળકાંઠામાં હાલ પણ જ્યાંત્યાં વહાણોને લાંગરવાના કાણાંવાળા પથ્થરો મળી આવે છે. આમ ગુજરાતના દરિયાકાંઠાનું નાકું ખંભાત આગળ ન હતું પણ તેની ઉત્તરે છેક લુણીના મુખ નજીક હતું મારી માન્યતા પ્રમાણે 'અપરાન્ત' પ્રદેશનો વિસ્તાર શૂર્પારકથી લુણીના મુખ સુધી હતો શૂર્પારક અને ભરુકચ્છના વહાણો નળની સમુદ્રધુનીમાં થઈ કચ્છના રણના વિસ્તારમાં આવજા કરતા. આ પ્રમાણે, કેવળ દક્ષિણ-ગુજરાત જ સમુદ્રકાંઠે હોય તેમ નથી પણ ઉત્તર-ગુજરાત (આનર્ત) પણ વહાણવટાનું કેન્દ્ર હતું.

કચ્છના રણના સમુદ્રની બીજી વિશેષતા એ હતી કે આર્ય જાતિની પવિત્રતમ નદી સરસ્વતી એમાં પોતાના નીર ઠાલવતી એજ કારણે પુરાણકારોએ સરસ્વતી નદીને છેક ખંભાત અને સોમનાથ પાટણ સુધી લંબાવી છે. વૈદિક સંસ્કૃતિ સરસ્વતીના તીરેજ ફાલી હતી. એના પ્રવાહ મારફતે કચ્છના રણના સમુદ્રમાં ફરતાં ગુજરાતનાં વહાણો આખા આર્યાવર્ત અને સપ્તસિંધુમાં ફરી વળતા સિંધુ કરતાંય પહોળો એવો એનો સુકો પટ દક્ષિણ-પંજાબથી રજપુતાના અને સિંધની વચ્ચે પસાર થતો કચ્છના રણમાં સમાઈ જતો હાલ પણ દેખાય છે. દ્વારકાથી હસ્તિનાપુરનો રાજમાર્ગ એના કાંઠે કાંઠે જતો હોવાની નોંધો મહાભારત અને ભાગવત પુરાણમાં મળે છે

આ સમુદ્રમાં દેશદેશાવરોનાં વહાણો આવી ગુજરાત સાથે હિંદની સમૃદ્ધિની આપ લે કરતાં પોણોસો વર્ષ ઉપર રણમાં વવાણીઆ પાસે રેતીમાં દટાયલું એક જૂનું વહાણ મળી આવ્યું હતું કચ્છમાં છેલ્લા સૈકામાં થયેલા ધરતીકંપો વેળા રણના વિસ્તાર પર જૂનાં વહાણોના અવશેષો બહાર ફેંકાતા જોવામાં આવ્યા હતા અત્યારસુધીમાં આને કાંઠે ૧૭ પુરાણી બંદરોના અવશેષો શોધી શકાયા છે. કાઠિયાવાડને કિનારે વવાણીઆ, મૂળવાદર અને ઝીંઝુવાડા; ઉત્તર-ગુજરાતના તટપ્રદેશે કુંતર (કોલ્લાપત્તન), બોરીવ અને જૂનું પીપરાળુ; સિંધના કાંઠે વિરાવન, બાલીઆરી, વીનગઢ અને વેગાઉગઢ, કચ્છની ઉત્તરે બીટારો, છારી, નીરોના, લખપત અને સિંધડી; પચ્છમબેટમાં ડોરટ, ડોહી અને ફાગવાડો.

આજથી હજાર વર્ષ પૂર્વે આ સમુદ્રમાં છીછરૂં પાણી હતું. સને ૧૦૨૦ માં મહમૂદ ગીઝની સોમનાથને ભાંગી ભીમને કેદ પકડવા કચ્છ ગયો ત્યારે આ સમુદ્ર તેને નડયો હતો. તે વેળા નળ સામુદ્રધુનીમાં પણ છીછરૂં પાણી હતું. મહમૂદ નહેરવાલાથી સોમનાથ ગયો ત્યારે આ તેને ઓળંગવી પડી હતી.

ઈ. સ. ૬૪૦ માં હિંદમાં આવેલા ચીના મુસાફર યુવાન ચ્વાંગને મહીકાંઠાથી ગુર્જરત્રા તરફ જતાં આ સમુદ્ર દેખાયો હતો.

રણની પહેલા તથા બીજા સૈકા (ક્ષત્રપકાળ)ની હકીકત પેરીપ્લસના યાત્રાવર્ણનમાં આપેલી છે. આ સમયે તેનો કેટલોક ભાગ છીછરો થઈ ગયો હતો તે છતાં તેમાં વહાણો આવજા કરતાં.

ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં ગુજરાત ઉપર ગ્રીક મીનાન્ડર—જે બૌદ્ધ થઇ મિલિન્દ કહેવાયો—રાજ્ય કરી ગયો છે. પાલીગ્રંથ 'મિલિન્દ પણ્હ'માં સુરઠ, સુવીર અને ભરુકચ્છ સાથે કોલાપત્તન નામનું એક વધુ બંદર ગણાવેલું છે. આ 'કોલ્લાપત્તન'* બંદર હજી સુધી જડયું ન્હોતું. કચ્છના રણના સાગરકાંઠે પુરાતત્ત્વ સંશોધન કરતી વેળા પહેલવહેલું આ બંદર મને હાથ લાગેલું. સિદ્ધપુર અને અણહિલ્લવાડ પાટણને સ્પર્શતી સરસ્વતી ઉર્ફે કુંવારકા નદી જ્યાં રણનો સંગમ સાધે છે ત્યાં કુંવરગામ પાસે આ બંદર આવેલું છે.

ઈ. સ. પૂર્વે ૩૨૭માં હિંદ છોડતી વેળા આલેકઝાન્ડરનો કાફલો આ સમુદ્રમાં થઈ પસાર થયો હતો એમ તેના ગ્રીક સાથીદારોના અહેવાલોમાં લખેલું છે.

ઈ. સ. પૂર્વે ૧૦ મા સૈકામાં પેલેસ્ટાઇનમાં સોલોમન નામે એક પ્રતાપી રાજા થયો છે. આ રાજા ઓફીર નામના કોઈ દેશાવરના બંદરે સોનું લાવવા વારંવાર વહાણો મોકલતો હોવાની વિગત બાઈબલમાં ઠેકઠેકાણે આપી છે ઘણાખરા વિદ્વાનો સિંધ પાસે આવેલા પ્રાચીન દેશ સૌવીરને ઓફીર માને છે. યુવેનચ્વાંગની મુસાફરી, કામસૂત્ર અને મહાભારતમાં આપેલાં સૌવીરનાં વર્ણનો પરથી જણાય છે કે સિંધુ નદીની પશ્ચિમનો મુલક સિંધુદેશ અને પૂર્વનો સૌવીર કહેવાતો. મિલિન્દપણ્હગ્રંથમાં સોવીર બંદરનું નામ આવે છે. મૂલસ્થાન (મુલતાન) સૌવીરમાં હતું એમ આલ્બેરૂનીએ લખ્યું છે. આ ઉપરથી જણાય છે કે સિંધુ નદીના પૂર્વકાંઠે ઉત્તરે મુલતાનથી માંડી દક્ષિણે કચ્છના રણના સમુદ્ર સુધી સૌવીરનો વિસ્તાર હતો. પૂર્વ બાજુએ લુણીના પ્રવાહ પાસે એ આનર્તને સ્પર્શતો. કનીંગ્રામે તો વળી સૌવીરની સીમાને ઇડર સુધી લંબાવી છે. સૌવીરની દક્ષિણ સીમા માત્ર સમુદ્રના કાંઠે (કચ્છના રણનો સમુદ્ર) હતી માટે સોવીર બંદર પણ ત્યાંજ હોય તે દેખીતું છે. આમ બાઈબલમાંનું ઓફીર (સોવીર) કચ્છના રણના સમુદ્રનું એક બંદર સિદ્ધ થાય એ વાત ઉત્તર—ગુજરાત માટે ઓછા ગૌરવની નથી. સોલોમનનાં વહાણો ઓફીરથી સોનું લઈ જતાં ને વળી જૂના પીપરાળા પાસે જે પુરાતન બંદર મને મળી આવ્યું છે ત્યાંથી પરદેશ સોનું ચડતું એમ લોકવાયકા કહે છે. અરાવલ્લીના પર્વતમાંથી પ્રવાહિત થતી નદીઓની રેતીમાં સોનું હોય છે. અગાઉ લોકો પુષ્કળ પ્રમાણમાં આ સોનું કાઢતા. ગ્રીક મુસાફરો પ્લીની

---

* 'કોલ્લા' આ શબ્દ સંસ્કૃત નથી. દ્રવિડ ભાષાઓ પ્રમાણે એનો અર્થ 'પશ્ચિમ દિશા' થાય છે. પત્તનનો અસલ અર્થ બંદર હતો. સિંધ અને પંજાબમાં દાણાના ઢગલા પટ ઉપર જે બંદાબ્ધ લાંગરવાની જૂની જગાઓ છે તે હજી પણ પટણ કહેવાય છે. આ પ્રમાણે કોલ્લાપત્તનનો અર્થ 'પશ્ચિમ દિશાનું બંદર' એવો થાય છે.

અને હીરોડોટસે આ વિસ્તારમા સોનું નીકળતુ હોવાની વિગતો લખી છે હજી પણ હિંદના મ્યુઝિયમોમા અરાવલ્લીના આ સોનાની જૂની વસ્તુઓ જોવા મળે છે

ઇતિહાસસંશોધકો કહે છે કે ઈ સ પૂર્વે ચૌદમા કે પંદરમા સૈકામા મહાભારતનુ યુદ્ધ થયુ હતુ યુધિષ્ઠિરના રાજસૂયમા ભાગ લેવા શ્રીકૃષ્ણ ગયેલા ત્યારે તેમની ગેરહાજરીમા આબુના પૃષ્ઠભાગમા આવેલા સાલ્વદેશના નૃપતિ સાલ્વે દ્વારકા નગરી પર હલ્લો કર્યો હતો શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી આવી સાલ્વ દેશપર ચડાઈ કરી આબુની નજીકમા પ્રસરેલા સમુદ્રમા સાલ્વનો વધ કર્યો હતો આખા મહાભારતમા આ એકજ ઇશારો કચ્છના રણના સમુદ્ર વિષેનો મળે છે

મહાભારતકાળપૂર્વે આ સમુદ્ર રણના હાલના વિસ્તાર કરતા વધારે વિસ્તૃત હતો. ઉત્તર-ગુજરાત, મારવાડ અને સિંધનો કેટલોક ભાગ તે વેળા એના મોજાઓ તળે ઢંકાયલો હતો * સ્કંદપુરાણાંતર્ગત શ્રીમાળમહાત્મ્યમા લખેલુ છે કે શ્રીમાળના પ્રદેશ ઉપર અગાઉ સમુદ્ર હતો અર્બુદાચલના પૃષ્ઠ ભાગમા આવેલા આ વિસ્તાર ઉપર ભૃગુ ઇત્યાદિ ઋષિઓની ઇચ્છા થઈ એટલે તેમણે સૂર્યને સ્તુતિ કરી સૂર્યે પોતાના પ્રખર તાપથી આ પ્રદેશપરના સમુદ્રને સૂકવી નાખ્યો પછી ભૃગુ, ગૌતમ ઇત્યાદિ ઋષિઓએ ત્યા આશ્રમો બાંધ્યા ને આમ ધીમેધીમે શ્રીમાળનગરી વસતી ગઈ શ્રીમાળની પાડોશના વિસ્તારોના ખડકોપર અદ્યાપિ દરિયાઈ પાણીના ઘસારાના ચિન્હો નજરે પડે છે

જે વેળા સિંધુની ઉપત્યિકા મોહેંજોડેરો, ચન્હુડેરો ઇત્યાદિ શ્રીસંપન્ન પ્રાગૈતિહાસિક નગરો વડે શોભતી હતી તે વેળા આ સમુદ્ર લુણીની ખીણમા છેક બાલોત્રા સુધી પ્રસરેલો હતો બાલોત્રાનુ ખારૂં સરોવર હાલ પણ એના અવશેષરૂપે મોજુદ છે. જૂના બાળમેરમા વહાણો લાંગરવાના તેમ લુણીના પ્રવાહમા તેમની આવજા થતી હોવાના ચિન્હો ઍમોટને સાંપડ્યા હતા ઉત્તરે આ સમુદ્ર સરસ્વતી અને સિંધુની ઉપત્યિકાઓમા દૂર સુધી પેંસી ગયેલો હતો મેજર હેગે માપણી કરી સરવૈયુ કાઢયુ છે કે સિન્ધનો ડેલ્ટા દર વર્ષે ફૂટ માઇલની ગતિથી સમુદ્રમા આગળ વધી રહ્યો છે હૈદરાબાદ-સિંધથી મારવાડ જંકશન અને મહેસાણા થઈ ટ્રેનની જે લાઇન વીરમગામ આવે છે તે આ સમુદ્રનો પ્રાગૈતિહાસિક કાળનો કાંઠો દાખવે છે

રામે પોતાના બાણ વડે સમુદ્રને સૂકવી નાખ્યો હતો આ રામાયણમાંની આખ્યાયિકા કચ્છના રણના સમુદ્રને જ બંધબેસતી આવે છે યુદ્ધકાંડના ૨૩ મા સર્ગમા લખ્યુ છે કે રામે જે સમુદ્રને સૂકવ્યો હતો તેના ઉત્તરે સિંધનો પ્રવાહ વહેતો હતો અને આભીરજાતિ વસવાટ કરતી હતી મહાભારત અને ગ્રીકોની નોંધપોથીઓમા આભીરોને કચ્છના રણની ઉત્તરે સરસ્વતીની ઉપત્યકામા નિવાસ કરતા લખવામા આવ્યા છે

રામથી ૩૨ પેઢી પૂર્વે સૂર્યવંશમા સત્યવ્રત રાજા થયો હતો તેના સમયમા વિશ્વામિત્ર પોતાના રાજ્યનો ત્યાગ કરી સરસ્વતીના મુખ ઉપર કચ્છના રણના સમુદ્રતીરે તપ કરવા લાગ્યા આ વેળા આખા આર્યાવર્ત ઉપર અનાવૃષ્ટિના પરિણામે ૧૨ વર્ષના કારમા દુષ્કાળના ઓળા પથરાયા સરસ્વતીનુ વહેણ સૂકાઇ ગયુ ઋષિઓ ભૂખે મરવા લાગ્યા ને તેમની પાસેથી વેદો ખોવાયા પરિણામે આયસરકૂનિએ પશ્ચિમ હિંદથી પૂર્વ હિંદ તરફ પ્રયાણ કર્યું ને ગંગા યમુનાના પ્રદેશો તેમણે આબાદ કર્યા આ દુષ્કાળ વેળા રાજા સત્યવ્રતે વિશ્વામિત્રના કુટુંબનુ

* બેચરાજીથી બનાસના મુખ સુધી તથા પાટણની ઉત્તરે ક્ષારભૂમિઓ આવેલી છે પુરાકાળમા ઉત્તર-ગુજરાત પર ફરી વળતા સમુદ્રની આ નિશાનીઓ છે એમ ભૂસ્તરશાસ્ત્રીઓનુ માનવુ છે

પોષણ કર્યું હતું. એના બદલામાં વિશ્વામિત્ર પાસેથી વરદાન મેળવી સત્યવ્રત સદેહે સ્વર્ગે સંચર્યો હતો.

સત્યવ્રતથી ૧૯ પેઢી પૂર્વે કુવલાશ્વ કરી મહાન રાજા થયો હતો. તેના રાજ્યકાળમાં કચ્છના રણના સમુદ્રતીરે આવેલા ઉજ્જાલક પ્રદેશમાં ઉત્તંગ આદિ ઋષિઓ તપશ્ચર્યા કરતા હતાં. મધુવનમાં મથુરાનગરી વસાવનાર મધુનો પુત્ર ધુંધુ તેના અપકૃત્યોને લઇ પ્રજામાં રાક્ષસ તરીકે પંકાયો હતો. પુરાણો કહે છે તેમ તે ઉજ્જાલક પ્રદેશના સમુદ્રમાં જઇને પેઠો. એટલે એના આગમનથી ત્યાં પ્રચંડ ધરતીકંપ થવા લાગ્યો. પર્વતો અગ્નિ વરસાવવા લાગ્યા.* ઋષિઓ સમજ્યા કે આ ઉપદ્રવનું કારણ ધુંધુ છે એટલે તેમણે તેનો વધ કરવા મહારાજા કુવલાશ્વને વિનંતિ કરી. કુવલાશ્વે સમુદ્રની રેતીમાંથી ધુંધુને ખોળી તેનો વધ કર્યો અને ત્યારથી પ્રજામાં કુવલાશ્વ ધુંધુમાર તરીકે પ્રસિદ્ધિ પામ્યો. આ બનાવને પાર્જીટર વગેરે બધા પુરાણસંશોધકો કચ્છના રણના સમુદ્રના સૂકાવાના કારણ તરીકે સ્વીકારે છે.

કુવલાશ્વથી ૯ પેઢી પૂર્વે મનુપુત્ર ઇક્ષ્વાકુ થયો હતો. એનું પાટનગર આ સાગરને કાંઠે સિંધુના એક મુખ ઉપર પોટલક નગર હતું. ગ્રીકોના સમય સુધી એ આબાદ હતું અને એનું નામ તેમણે પાટલ( Patal–તેના ઉપરથી એના પ્રદેશનું નામ Patalene )બંદર લખ્યું છે. વિદ્વાનો કહે છે કે હાલ જ્યાં હૈદ્રાબાદ–સિંધ છે ત્યાં એ હતું. તે વેળા આ પ્રદેશ દરિયાના કાંઠે હતો. તિબેટના બૌદ્ધ સાહિત્યમાં નોંધેલું મળી આવે છે કે ઇક્ષ્વાકુના આ પાટનગરમાં જ શાકયોના પૂર્વજોનો સૂર્યવંશમાં જન્મ થયો હતો ને આંતરકલહને અંગે તેઓ પોટલક છોડી ઉત્તર હિંદમાં નેપાલની તરાઈ ( ભેજવાળો પ્રદેશ ) માં જઈ વસ્યા હતા.

સૂર્યવંશના શિરોભૂષણ એ જ ઇક્ષ્વાકુના એક પુત્ર કુશે સુરાષ્ટ્રમાં કુશસ્થલી નગરી ...ી તેને પાટનગર બનાવી હતી. આનર્ત, રેવત ઇત્યાદિ નૃપતિઓ એ જ કુશજાતિના હતા. ...ચ્છના રણના સમુદ્રને કુશજાતિએ પોતાના સાગરસાહસોનું કેન્દ્ર બનાવ્યો અને પરિણામે આ જાતિ છેક પશ્ચિમ એશિયા સુધી ફેલાવો પામી. બાઈબલમાં એમનો યશવિસ્તાર Cushites એટલે કુશના પુત્રો તરીકે મળી આવે છે.

આ પ્રમાણે આપણે ગુજરાતના આ અલોપ થયેલા સાગરના ઇતિહાસની ઊંડી તપાસ છેક આર્યોના રાજ્યવંશના પ્રારંભ સુધીની લીધી. એની પૂર્વેની માહિતી ઘણી ઝાંખી મળી આવે છે. વેદો તથા પુરાણોમાં વરુણને પશ્ચિમ સમુદ્રનો અધિપતિ કહ્યો છે. વરુણની સાથે સંબંધ ધરાવતાં તીર્થો મહાભારતમાં ગુજરાત, સુરાષ્ટ્ર અને સિંધના સાગરકાંઠે દર્શાવેલાં છે. આ ઉપરથી સમજાય છે કે વરુણનું રાજ્ય આ પ્રદેશોમાં એટલે કે કચ્છના રણના સમુદ્રની આજુબાજુ પ્રસરેલું હતું. વરુણના નામ ઉપરથી તેનો સમુદ્ર પણ વરુણ સમુદ્ર કહેવાતો હતો. વરુણનું પાટનગર બેબીલોનિયાની સુષાનગરીમાં હતું. લગભગ બધા પ્રાચીન પુરાણોમાં સુષાના અક્ષાંસો આપેલા છે. આ પ્રમાણે આપણને જણાય છે કે કચ્છના રણના સમુદ્રથી માંડી ઈરાની અખાત સુધીના પ્રદેશોનો શાસક વરુણ હતો અને દરિયાનો આ વિસ્તાર વરુણ સમુદ્ર રહ્યો હશે.

---

* કાઠિયાવાડ અને કચ્છના ગેઝીટિયરોમાં રણની વિગત વાંચતાં જણાશે કે તેનો સમુદ્ર સુકાવાનું મૂળ કારણ આ પ્રદેશમાં અવારનવાર આવતા ધરતીકંપો જ હતા. હજી પણ કચ્છના પર્વતોના પેટાળમાં જ્વાળા ભભૂક્યા કરે છે. થયા વર્ષે એની અસરથી જ પાળિયાદમાં આંચકા આવ્યા હતા. આખ્યાનોની સત્યતા એવા પ્રસંગો ઉપરથી જ સિદ્ધ થાય છે.

આની પૂર્વેનો ઈતિહાસ માનવનોંધોમાં મળતો નથી. હા, ભૂસ્તરશાસ્ત્ર તેને કંઈક અંશે પૂરો પાડે છે. સિંધ તથા રજપુતાના વચ્ચે આવેલું થળપારકરનું રણ એક વેળા સમુદ્રનું તળિયું હતું એ સિદ્ધ થયેલી વાત છે. વળી રજપુતાનામાં સાંભર, બાલોત્રા ઈત્યાદિ ઘણાં ખારાં પાણીનાં સરોવરો છે જે પુરાકાળમાં એ પ્રદેશોપર ફરી વળતા સમુદ્રના અવશેષ રૂપે મનાય છે. બ્લેન્ફોર્ડ નામના ભૂસ્તરશાસ્ત્રીએ આ વિસ્તારોમાં ફરી આ અલોપ થયેલા દરિયાના અવશેષોની તપાસ ચલાવી હતી તેણે જણાવ્યું છે કે હિંદના ભૂસ્તરશાસ્ત્રનો રજપુતાના–સમુદ્ર એ બીજું કાંઈ નહીં પણ વધુ વિસ્તૃત કચ્છના રણનો સમુદ્ર હતો. રજપુતાના–સમુદ્ર અરાવલ્લી અને હાલા પર્વતો વચ્ચે હીલોળા લેતો ઉત્તર ગુજરાત, પશ્ચિમ રજપુતાના અને સિંધની ભૂમિ ઉપર ઘૂઘવ્યા કરતો. એમાં ત્રણ મોટા અને અનેક નાના બેટો હતા. પારકર દ્વીપકલ્પથી માંડી જેસલમેર સુધીનો ઊંચો પથરાળ પ્રદેશ, કચ્છ અને સુરાષ્ટ્ર આ મોટા બેટો હતા પાવાગઢનો ડુંગર અને બીજા કેટલાક ન્હાના પર્વતો એના નાના બેટો હતા.

રજપુતાના–સમુદ્રના અસ્તિત્વવેળા હિંદમાં માનવજાતિ હતી કે કેમ તે હાલ કહી શકાય નહિ. અવિનાશચંદ્રદાસે 'Rigvedic India' માં એમ પ્રતિપાદિત કરવા પ્રયાસ કર્યો છે કે આ રજપુતાના–સમુદ્ર વૈદિકકાળમાં પણ હતો તે વાત ખોટી હોઇ પાયા વગરની છે. આ સિદ્ધાંતને ભૂસ્તરશાસ્ત્રનો જરા પણ ટેકો નથી.

કચ્છના રણના સમુદ્રના અસલ રૂપ એવા રજપુતાના–સમુદ્રની ઉત્પત્તિ તપાસવી પણ અહીં રસપ્રદ થઇ પડશે.

લાખો વર્ષ પૂર્વે ગંગા અને સિંધુનાં મેદાનો ઉપર એક મહાસાગર ઘૂઘવતો હતો. ઉત્તરે તે મધ્યએશિયા સુધી પ્રસરેલો હતો જ્યાં ગોબીનું રણ અને અરલ સમુદ્ર હાલ પણ તેના પૂર્વ અસ્તિત્વની સાક્ષી આપી રહ્યાં છે પશ્ચિમે એનો વિસ્તાર કાસ્પિયન અને કાળાસમુદ્રના માર્ગે છેક મધ્યયુરોપ સુધી હતો. આલ્પસ, ટૉરસ, કૉકેશસ અને હિમાલયની પર્વતમાળાઓ આને તળિયે હતી. ભૂસ્તરશાસ્ત્રીઓ આને Tethys—ટેથીસ સમુદ્ર કહે છે. એની દક્ષિણે અરાવલ્લીની હારમાળા હતી અને હિંદી દ્વીપકલ્પ લેમુરીઆ ખંડ મારફત આફ્રિકા સાથે સંધાયલો હતો. કાળાંતરે પ્રચંડ ધરતીકંપોની પરંપરાઓ આવી અને તેની અસરથી ટેથીસ મહાસાગરનું તળિયું ઊંચું આવતાં આલ્પસથી હિમાલય સુધીની પર્વતમાળાઓ રચાઈ. પર્વતોની આ ભીંતો ઊભી થતાં ટેથીસ મહાસાગર અનેક ખંડોમાં વ્હેંચાઇ ગયો. રજપુતાના સમુદ્ર પણ આમ જ રચાયો હતો.



# નદી

'કુમાર'

પાછું જોયા વગર સરતી સર્વદા સર્વ કાજે
ધોઇ મેલાં કુટિલ ઉરની કાલિમા, ભવ્ય ભ્રાજે,
હૈયે ચાંપી નિજ ઉદરમાં ભેદ વિના સમાવે
આપે શુદ્ધિ પરત સરિતા સામ્ય દૃષ્ટિ સુહાવે.



# જથ્થાબંધ ઉત્પાદન અને વ્યવસ્થા

નર્મદાશંકર હ. વ્યાસ

**અઢારમી** સદીના ઉત્તરાર્ધમાં ઇંગ્લાંડમાં ઔદ્યોગિક ક્રાન્તિની શરૂઆત થઈ, અને એ સદીના અંતસુધીમાં તેમજ ઓગણીસમી સદીની શરૂઆતમાં તો એ ક્રાન્તિનું મોજું આખા યુરોપ ઉપર ફરી વળ્યું. નવી દુનિયાએ પણ એ ક્રાન્તિનાં આંદોલનો અનુભવ્યાં, અને જૂની દુનિયા સાથે જાણે હરિફાઈ થતી હોય તેમ અમેરિકા પણ ઔદ્યોગિક પ્રગતિમાં આગળ ધપવા લાગ્યું.

ઔદ્યોગિક ક્રાન્તિ એટલે યાન્ત્રિક ઉત્પાદન અને જથ્થાબંધ ઉત્પાદનના યુગની શરૂઆત. યાંત્રિક ઉત્પાદન હમેશાં જથ્થાબંધ ઉત્પાદનમાં પરિણમે છે, અને જથ્થાબંધ ઉત્પાદનનું વલણ હમેશાં ઔદ્યોગિક એકીકરણ તરફ કે ભૌગોલિક શ્રમની વ્હેંચણી તરફ હોય છે.

ઔદ્યોગિક એકીકરણ એટલે કોઈ પણ એક પ્રકારના ઉદ્યોગનું એક જગ્યાએ કેન્દ્રિત થવું, એ જ જગ્યાએ એ ઉદ્યોગનો વિકાસ થવો. જેવી રીતે અમદાવાદમાં સુતરાઉ કાપડની મીલોનો ઉદ્યોગ, કલકત્તામાં શણની મીલોનો ઉદ્યોગ અને જમશેદપુરમાં લોઢાનો ઉદ્યોગ એકત્રિત થયો છે, વિકાસ પામ્યો છે અને સંગીનપણે સ્થિર થયો છે.

યંત્રના આગમન પહેલાં આ જાતનું ઔદ્યોગિક એકીકરણ લગભગ નહોતું. જેમજેમ યંત્રનો, શ્રમની વ્હેંચણીનો, ઉદ્યોગોનો, જથ્થાબંધ ઉત્પાદનનો, વિનિમયનાં સાધનોનો અને આંતરરાષ્ટ્રિય વિનિમય અને વ્યાપારનો વિકાસ થતો ગયો તેમતેમ ઔદ્યોગિક એકીકરણ મજબૂત થતાં ગયાં. આજનો યુગ વિશિષ્ટતાપ્રધાન છે. વિશિષ્ટ પ્રકારનો શ્રમ, વિશિષ્ટ પ્રકારનાં યંત્રો, વિશિષ્ટ પ્રકારના ઉદ્યોગો અને ઉત્પાદનનું એકીકરણ એ અર્વાચીન આર્થિક ઉત્પાદનની વિશિષ્ટતા છે.

ઔદ્યોગિક એકીકરણના મૂળમાં યંત્ર અને જથ્થાબંધ ઉત્પાદન રહેલાં છે, પણ એ એકીકરણની ભૂમિકા પાછળ પ્રાકૃતિક, આર્થિક અને રાજકીય કારણો રહેલાં હોય છે. અમુક જગ્યાએ કયા પ્રકારનો ઉદ્યોગ એકત્રિત થશે તેનો આધાર તે જગ્યાની આબોહવા, કાચા માલનું ઉત્પાદન, પ્રાકૃતિક શક્તિની શક્યતાઓ, શ્રમની સંખ્યા અને ગુણ, બજારની મર્યાદા અને શક્યતાઓ, મૂડી મળવાની શક્યતાઓ, અને રાજકીય વાતાવરણ, રાજકીય પરિસ્થિતિ, આર્થિક ઉદ્યોગો તરફ રાજ્યની નીતિ અને વલણ, તથા વિનિમયનાં સાધનોની શક્યતા પર રહે છે. જે ઉદ્યોગોના ઉત્પાદનની માંગ સર્વવ્યાપી હોય છે, સતત હોય છે અને સ્થિર હોય છે તેવા ઉદ્યોગોનું જ એકીકરણ અને જથ્થાબંધ ઉત્પાદન શક્ય બને છે. જે વસ્તુઓનું બજાર માત્ર સ્થાનિક કે ઘણું જ મર્યાદિત હોય, વસ્તુ એકદમ બગડી જાય તેવી હોય, વસ્તુ માત્ર અમુક સમય માટે જ લભ્ય હોય તેવી વસ્તુના ઉત્પાદનનું એકીકરણ સંભવતું નથી.

ઔદ્યોગિક એકીકરણના ફાયદાઓ તેમજ ગેરફાયદાઓ પણ છે. ઉત્પાદનની આ પદ્ધતિમાં ઉદ્યોગોનો વિકાસ ઘણો જ સંગીનપણે અને સ્થિરતાથી થાય છે. ઉદ્યોગ જામી ગયા પછી તેની સામે નવો ઉદ્યોગ હરિફાઈમાં ટકી શકતો નથી. પ્રૌઢ થઇ ગયેલા ઉદ્યોગની શાખ; તેમાં રોકાયલ શ્રમના વિશિષ્ટ ગુણો; તેને મળતો મૂડીનો સતત પ્રવ[illegible] કાચા માલ ઉપર જમાવાયલ તેનો કાબૂ અને કાચો માલ સતત મેળવવાની તેની શક[illegible] [illegible]ધાન ઉદ્યોગ સાથે ખીલવેલા ગૌણ ઉદ્યોગોની હસ્તિ; ઉત્પન્ન થતા માલની નિકાસ માટે [illegible]ષ્ટ્રીય અને

આંતરરાષ્ટ્રીય બજારો પર તેને મળેલું પ્રભુત્વ; તે ઉદ્યોગને લગતી શોધખોળો અને પ્રગતિની શકયતાઓ—આ બધા જથ્થાબંધ ઉત્પાદનના અને ઔદ્યોગિક એકીકરણના ફાયદાઓ છે. પણ આ પ્રથાની પાછળ મૂડીવાદ, સામ્રાજ્યવાદ અને શ્રમજીવીઓ, ગરીબો તથા નિર્બળ રાષ્ટ્રોનું શોષણ રહેલાં છે. આ પ્રથાથી આંતરરાષ્ટ્રિય સુલેહ અને શાન્તિ સ્થપાવાને બદલે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જીવલેણ હરિફાઈ અને વૈમનસ્ય ઊભાં થયાં છે. આજે જગતમાં જે અશાન્તિ અને દુઃખ વ્યાપેલાં છે તેને માટે ઉત્પાદનની આ પ્રથા ઓછી જોખમદાર નથી. રાષ્ટ્રિય દૃષ્ટિએ કોઇ પણ એક જ પ્રકારના ઉદ્યોગનું રાષ્ટ્રની અંદર અંતીમ એકીકરણ રાષ્ટ્રને માટે હાનિકારક છે; એકજ ઉદ્યોગનો આવો એકદેશીય વિકાસ રાષ્ટ્રને નિર્બળ અને પંગુ બનાવનારો છે. તેનાથી રાષ્ટ્ર અન્ય રાષ્ટ્ર ઉપર અવલબનારૂં બને છે; માટે જ્યાંસુધી જગત આંતરરાષ્ટ્રિય વ્યાપારના અને વ્યવહારના આદર્શને આંતરરાષ્ટ્રિય ભ્રાતૃભાવ, આંતરરાષ્ટ્રિય સમાનતા અને અનાક્રમણના આદર્શ સાથે એકરૂપ ન બનાવી શકે ત્યાંસુધી ઔદ્યોગિક એકીકરણો અને જથ્થાબધ ઉત્પાદનો વિશ્વકલહોનાં મૂળ રૂપે છે.

જથ્થાબધ ઉત્પાદન કેવી રીતે શકય બનાવવામા આવે છે અને તેની વ્યવસ્થા કેવા પ્રકારની હોય છે તે પ્રશ્નની વિગતો પણ જાણવાજેવી અને રસમય છે

જથ્થાબધ ઉત્પાદન એટલે બહોળા પ્રમાણમા મૂડી અને મજૂરીનું રોકાણ. ઔદ્યોગિક ક્રાન્તિ પહેલાં માનવી પોતાના ઓજારોથી મર્યાદિત પ્રમાણમા ઉત્પાદન કરતો. મૂડીના રોકાણનો પ્રશ્ન ખાસ મહત્વનોજ નહોતો અને મજૂરી ઘણુંખરૂં કુટુંબનાં માણસોથી જ પૂરી પડી જતી; જ્યારે આજના જથ્થાબધ ઉત્પાદનમાં મૂડીનુ રોકાણ ઘણીજ મહત્વની બાબત છે તેમજ શ્રમની સંખ્યા અને ગુણ પણ તેટલાંજ મહત્વનાં છે. જથ્થાબંધ ઉત્પાદનની મૂળ શકયતા યંત્રમાં રહેલી છે પણ તેનો વિકાસ અને પ્રગતિ તો સંયુક્ત મૂડીની પ્રથા ઉપર ઉત્પાદનની અને વ્યાપારની જે યોજનાઓ ઘડાવા લાગી તેને જ આભારી છે.

સંયુક્ત મૂડીની પ્રથા એટલે, કોઈ પણ ઉદ્યોગ, ઉત્પાદન કે વ્યાપાર માટે મૂડીના જે ભંડોળની જરૂર હોય તે એક વ્યક્તિથી નહિ પૂરી પાડતાં, સમાજની અનેક વ્યક્તિઓ પાસેથી એકઠી કરવામા આવે છે. આજના ઉત્પાદનમા કરોડોની મૂડીનું રોકાણ કરવું પડે છે. તેટલું મોટું રોકાણ એકજ વ્યક્તિથી શકય નથી અને કદાચ શકય હોય તો તેમાં અસાધારણ સાહસ અને જોખમ રહેલાં છે. સાધારણ રીતે કોઇ પણ વ્યક્તિ કે બેત્રણ ભાગીદારો આવું જોખમ ખેડવા તૈયાર યતા નથી. ઉદ્યોગને માટે જોઈતી મૂડી સંયુક્ત મૂડીની પ્રથાથીજ પ્રાપ્ત કરવામાં આવે છે. આ પદ્ધતિમાં મૂડી આપનાર પ્રત્યેક વ્યક્તિની જોખમદારી મર્યાદિત હોય છે. પ્રત્યેક વ્યક્તિએ જેટલા પ્રમાણમાં મૂડી આપી હોય તેટલા પ્રમાણમાં તેને વ્યાજ અને ઉત્પાદન કે વ્યાપારમાથી રહેતા નફાનો ભાગ મળે છે.

જથ્થાબંધ ઉત્પાદન સામે નાના ઉદ્યોગો હરિફાઈમાં ઊભા રહી શકતા નથી. ગૃહઉદ્યોગો યાંત્રિક ઉત્પાદન સાથે કદાપિ હરિફાઈમાં ટકી શકે જ નહિ. જથ્થાબંધ ઉત્પાદનમાં શ્રમની, મૂડીની અને વખતની બચત થાય છે. આ પ્રકારનું ઉત્પાદન ઘણુંખરૂં વધતી જતી પેદાશના નિયમને આધિન હોવાથી તેનો દિનપ્રતિદિન યતો વિકાસ અને પ્રગતિ ઓછી ને ઓછી ઉત્પાદન-કિંમતે માલ આપી શકે છે. શક્તિનાં પ્રત્યેક વધતાં જતાં પ્રમાણે તેની કિંમત ઘટતી જાય છે. કાચો માલ ખરીદવામાં અને ઉત્પન્ન થનો પાકો માલ વહેંચવામાં પુષ્કળ ફાયદો મળે છે. ખરીદી જથ્થાબધ થાય છે, અને ગમેતેટલે દૂરથી અને ઓછી કિંમતે થઇ શકે છે. તેવીજ રીતે ઉત્પન્ન પણ જથ્થાબધ થાય છે, તેનું મોટા પ્રમાણમાં વેચાણ કરી શકાય છે, અને તે દૂરદૂરના બજારોમાં મોકલીને ઓછી કિંમતે વેચી શકાય

છે. જાહેરખબરો પાછળ, પ્રચાર પાછળ અને નવી નવી શોધખોળો પાછળ પુષ્કળ ખર્ચ કરી શકાય છે. મુખ્ય ઉદ્યોગ સાથે ગૌણ ઉદ્યોગો વિકસાવી શકાય છે. આ બધા ફાયદાઓ માત્ર જથ્થાબંધ ઉત્પાદનથી જ અનુભવી શકાય છે, પરિણામે ગૃહઉદ્યોગો તેની સામે ટક્કર ઝીલી શકતા નથી; તે ધીમેધીમે ઘસાઈ જાય છે અને નાશ પામે છે.

જથ્થાબંધ ઉત્પાદનની બીજી એક વિશિષ્ટ ઘટના એ છે કે તેનાથી એકજ પ્રકારના ઉદ્યોગનું એકીકરણ થઈ જાય છે તેટલું જ નહિ પણ તેનું સંયોજન પણ થઈ જાય છે. આ સંયોજનને અમેરિકામાં 'Trusts' કહેવામાં આવે છે, જર્મનીમાં તેને 'Kartels' તરીકે સંબોધવામાં આવે છે; ઇગ્લાંડમાં આવા સંયોજનને ઔદ્યોગિક સંગઠનોના સ્વરૂપમાં સમજવામાં આવે છે. આવાં સંગઠનો બે સ્વરૂપે થાય છે. એકજ પ્રકારના ઉદ્યોગો એકજ વ્યવસ્થામાં કેન્દ્રિત થઇ જાય તે પહેલા પ્રકારનું–Horizental combinations–સંગઠન છે; બીજા પ્રકારના સંગઠનમાં કોઈ પણ એક પ્રકારના ઉદ્યોગમાં, કાચા માલથી તે છેક્લે પાકા માલ સુધી, જે જે પગથિયાં અને પરિવર્તનો આવતાં હોય તે બધી કક્ષાઓ એક જ વ્યવસ્થા–Vertical combinations–નીચે લાવવામાં આવે છે. આ સંગઠનોને પરિણામે ઉત્પાદનમા અસાધારણ કરકસર અને ફાયદો અનુભવી શકાય છે; એકજ પ્રકારના ઉદ્યોગોમાં પરસ્પરની હરિફાઈ નાબુદ થઈ જાય છે; ઉત્પાદનની વેચાણકિંમત સ્થિરપણે નક્કી કરી શકાય છે; તેનું પ્રમાણ પણ નિશ્ચિત તેમજ વ્યવસ્થિત કરી શકાય છે; આંતરરાષ્ટ્રિય બજારોની વ્હેંચણી કરી શકાય છે. ઓગણીસમી સદીની જીવલેણ હરિફાઇ વીસમી સદીમાં ઔદ્યોગિક ઉત્પાદનના સંયોજનમાં અને સુવ્યવસ્થામાં, આ સંગઠનના માર્ગને પરિણામે પરિણમી છે. આ સંગઠનો પરત્વે શરૂઆતમાં શંકાની દૃષ્ટિથી જોવામાં આવતું કારણ કે હરિફાઇના અભાવે અને સંગઠનથી પ્રાપ્ત થયેલા એકહથ્થુ ઉત્પાદનને પરિણામે તેના વ્યવસ્થાપકો ધારે તો જને, ઉત્પાદનની કિંમત ઘણી ઊંચી રાખી જબરદસ્ત હાની પહોંચાડી શકે. માટે દરેક રાષ્ટ્રમાં આવાં સંગઠનો માટે સરકારથી કાયદાઓ કરવામાં આવેલા છે, જેથી કાનુનની મર્યાદામાં રહીને સંગઠનો પોતાનો વ્યવસાય કરી શકે છે.

હવે આપણે ટૂંકાણમાં, આ અર્વાચીન ઉત્પાદન અને વ્યાપારની વ્યવસ્થા કેવી રીતે કરવામાં આવે છે અને એ વ્યવસ્થા કેવી રીતે વિકાસ પામી છે તે જોઇએ.

વ્યવસ્થાના મુખ્ય છ પ્રકાર છે, અને પ્રત્યેક પ્રકારમાં વિકાસનું તત્ત્વ માલુમ પડે છે. પ્રથમ માત્ર એકજ વ્યક્તિથી વ્યાપારની કે પોતાના ઉત્પાદનની વ્યવસ્થા કરવામાં આવતી. આ વ્યવસ્થામાં વ્યાપાર કે ઉત્પાદન ઘણાંજ નાનાં અને મર્યાદિત પ્રમાણમાં રહેતાં, મૂડી શ્રમ અને વ્યવસ્થા એકજ વ્યક્તિમાં કેન્દ્રિત થતાં. બીજી કક્ષામાં એક વ્યક્તિમાંથી બે, ત્રણ કે ચાર ભાગીદારોના હાથમાં વ્યવસાયનું તંત્ર આવ્યું. પહેલી વ્યવસ્થા કરતાં આ વ્યવસ્થા વધારે પ્રગતિશીલ હતી; માત્ર એકજ વ્યક્તિની બુદ્ધિ, મૂડી ને શ્રમને બદલે, એક કરતાં વધારે ભાગીદારોની બુદ્ધિ, મૂડી અને શ્રમનો ઉપયોગ આ વ્યવસ્થાના ક્ષેત્રમાં થવા લાગ્યો. ત્રીજા પ્રકારની વ્યવસ્થામાં સંયુક્ત મૂડીની પ્રથાનો જન્મ થયો. હવે અમુક ઉદ્યોગ, વ્યાપાર કે ઉત્પાદન માટે જોઈતી મૂડી ઘણી વ્યક્તિઓ પાસેથી એકઠી કરવાની શરૂઆત થઈ અને વ્યવસ્થાનું તંત્ર, મૂડી આપનાર બધી વ્યક્તિઓના હાથમાં નહિ, પણ અમુકજ વ્યક્તિઓના હાથમા આવ્યું–જેમણે અમુક પ્રમાણથી વધારે મૂડી આપી હોય. ચોથા પ્રકારની વ્યવસ્થા એકહથ્થુ સત્તા ને એકહથ્થુ ઉત્પાદનને માર્ગે, ઔદ્યોગિક સંગઠનો મારફત, જવા લાગી. પાંચમા પ્રકારની વ્યવસ્થામાં પ્રજાતંત્રનું તત્ત્વ પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ

[અનુસધાન પૃ. ૩૭૭]

# ૩૦૦૦ વર્ષ પહેલાંનાં યંત્રો

મૂળ લેખક—શ્રી. કાશીનાથ અનન્ત દામલે
બી. એસ સી., કલાભુવન, વડોદરા

અનુવાદક: ગ. પુ. સાને

વાંચકો જાણે છે કે, મનુષ્યપ્રાણી એક જાતના વાનરમાંથી ઉત્ક્રાંતિ પામેલો છે. હાલના માણસોના પૂર્વજો એક લાખ વર્ષ પહેલાં આ પૃથ્વી ઉપર અવતર્યા હતા એમ હાલની શોધો ઉપરથી જણાય છે શિકાર કરવો, કાચુ માંસ ખાવુ, નદીનુ પાણી પીવુ, ઝાડ નીચે કે ગુફાઓમાં પડી રહેવું એવો તેમનો કાર્યક્રમ હતો. અનેક વર્ષો પછી તેઓ ખેતી કરવા લાગ્યા; પૃથ્વી ઉપર પડેલી અનેક વસ્તુઓનો ઉપયોગ કરવા લાગ્યા. શત્રુ સાથે લડવામા તેઓ ઝાડના ડાળાનો ઉપયોગ કરતા; કઠણ છોડોવાળાં ફળો તેઓ પત્થરથી ફોડતા. ઈ. સ. પૂર્વે ૧૦૦૦૦ થી ૧૫૦૦૦ વર્ષ પહેલાના વખતમાં પત્થર, મૃત પશુપક્ષીના દાત, શિંગડા, હાડકા વગેરેથી બનેલાં હથિયારો (Tools)નો તેઓ ઉપયોગ કરતા હતા એમ પુરાતન–વસ્તુસંશોધકોએ બતાવી આપ્યું છે.

**મનુષ્યનો પૃથ્વીની રંગભૂમિ ઉપર પ્રવેશ**

પ્રથમ આપણે ઓજારો અને યત્રો વચ્ચેનો તફાવત જોઈ લઈએ. માણસે પોતાના કુદરતી અવયવોને મદદ કરવા માટે જે સાધનો ઉપયોગમા આણ્યા તેમને ઓજારો કહે છે. દાખલા તરીકે ચપ્પુ, કાતર, સોય, કુહાડી વગેરે. વસ્તુઓ બનાવવાની શક્તિનું રૂપાતર અથવા સ્થાનાતર કરી શકે એવા સાધનોને યત્ર કહે છે. જે શક્તિનુ રૂપાતર અથવા સ્થાનાંતર થાય છે તે મનુષ્યની હોય અથવા પવન, પાણી કે વરાળ એમાથી પણ કોઈ હોય. દાખલા તરીકે શીવવાના સંચામા મનુષ્યની શક્તિનુ રૂપાતર થાય છે યાંત્રિક સાળ એ કુદરતી શક્તિ ઉપર ચાલનારા યત્રનો નમૂનો છે એમ કહી શકાય. યત્રની ખાસિયત એ છે કે જેના ઉપર યત્રની ક્રિયા થાય છે તે વસ્તુ સાથે, ઓજારોમાં આવે છે એ રીતે માણસ નિકટ સંબધમાં આવતો નથી. યત્રની કેટલીક ક્રિયાઓ ચોક્કસ હોય છે. યત્ર ચલાવવુ કે નહિ એટલુ જ ફક્ત માણસના હાથમા હોય છે પણ ઠરેલી ક્રિયાઓ સિવાય વધારાની ક્રિયાઓ એમા થઈ શકતી નથી. ઓજારોમા તેમ નથી માણસની ઇચ્છા પ્રમાણે ઓજાર કામ આપે છે.

**ઓજારો અને યંત્રો વચ્ચેનો તફાવત**

આજના યત્રયુગની પ્રાણપ્રતિષ્ઠા સુમારે ત્રણ હજાર વર્ષ પહેલા થઈ છે. એ માટે હવે ઘણા પુરાવા મળ્યા છે. તે વખતે પૃથ્વી ઉપર આર્ય, ચીની, ગ્રીક અને રોમન સંસ્કૃતિઓ ચડતીમાં હતી. આર્ય સંસ્કૃતિ સર્વોચ્ચ સ્થિતિએ પહોચેલી હતી. આર્યોએ વૈદ્યક, રસાયન, ગણિત, જ્યોતિષ ઈત્યાદિ શાસ્ત્રોમા ઘણી શોધો કરી હતી. એલેક્ઝાંડ્રિયાના પ્રખ્યાત હિરોએ પોતાના એક ગ્રથમાં વજનો ઉંચકવાના અને ખસેડવાના ઉપયોગમાં આવે એવાં પાંચ યત્રોનો ઉપયોગ કહ્યો છે. આપણે ત્યા પણ એ યત્રોની માહિતી હતી. યત્રાર્ણવ ગ્રથમાં નીચેનો શ્લોક છે.

**યંત્રયુગની પ્રાણપ્રતિષ્ઠા**

दंडैश्चक्रश्च दंतैश्च सरणि भ्रमकादिभि:।
शक्ते संवर्धनं क्रिया चालनं यंत्र मुच्यते ॥ १ ॥

ભ્રમક એટલે અંગ્રેજીમાં જેને સ્ક્રુ કહે છે તે. યંત્રાર્ણવકારોએ એક સુંદર વ્યવહારિક દૃષ્ટાંત આપી તેનું વર્ણન કર્યું છે:

ઘંટાપથાનુસારેણ સરણેઃ પરિવર્તનમ્ ।
મેરોરારોહણં તાવત્ ભ્રમમિત્યુચ્યતે બુધૈઃ ॥ ૧ ॥

ઘાટ જે પ્રમાણે એકાદ ડુંગરની પ્રદક્ષિણા કરતો ઉપર ચડે છે તે પ્રમાણે સરણી (Inclined plane) ધરીની આજુબાજુ ફરે છે તે વખતે તેને ભ્રમ કહે છે.

**ફુલાઇ જવાની જરૂર નથી**

સર્વસાધારણ લોકોની એક ભ્રામક સમજ એવી હોય છે કે, શાસ્ત્રિય શોધ એટલે ફક્ત ગયા ત્રણસોચારસો વર્ષનો મામલો છે. આ કલ્પના દૂર કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. પહેલાંના લોકો કંઇ ઓછા બુદ્ધિમાન નહોતા એટલું જ જો આનાથી સમજાય તો બસ છે. હવે ૩૦૦૦ વર્ષ પહેલાંનાં યંત્રો આ સંજ્ઞાને પાત્ર થાય એવાં જે સાધનો ચાલુ હતાં તે વિષે થોડી માહિતી આપું છું.



ચિત્રાંક ૧ ઉદ્ઘિત

ઉદ્ઘિતઃ—કુવામાંથી પાણી કાઢવાનું સાધન. એવાં સાધનો હજી પણ કેટલેક સ્થળે જણાય છે.



ચિત્રાંક ૨ પાણી કાઢવાનો પેચ

ઘાણીઃ—દારૂ વગેરે ગાળવા માટે અને તૈલી બિયાંમાંથી પીલીને તેલ કાઢવા માટે જૂના લોકો ચિત્રાંક ૨ માં બતાવ્યું છે એવું દબાણ વાપરતા હતા. ઘાણીનો બીજો પ્રકાર એટલે "સ્ક્રુપ્રેસ" છે. તેની નીચે તૈલી બિયાં મૂકી દબાવીને તેલ કાઢવામાં આવતું હતું.

પાણી કાઢવાનો પેચઃ—એક મત એવો છે કે આ પેચ આર્કીમિડીઝે શોધી કાઢ્યો હશે. બીજો એક મત એવો છે કે એવી જાતનો પેચ આર્કીમિડીઝ પહેલાં ઘણાં વર્ષોથી ચાલુ હતો. અને આર્કીમિડીઝે તેમાં ફક્ત સુધારાઓ કર્યા હશે. આ પેચને લીધે ખાણો, વહાણો વગેરેમાં ભરા-

વધું પાણી કાઢવું સહેલું પડતું હતું મધ્યયુગના યુરોપમાં આવા પેચો ઘણી જ જગ્યાએ ચાલુ હતા. ઈજીપ્તમાં તો તે હજી પણ ચાલુ છે.

માટલાનો રહેંટઃ—એવા રહેંટને નોરીઆ અથવા ઇજીપશિયન રહેંટ કહે છે. એમાં માટલાં એક મોટા પૈડા ઉપર બેસાડેલાં હોય છે. એવો રહેંટ નદીના પ્રવાહમાંથી પાણી કાઢવા માટે વપરાતો. પ્રવાહમાં માટલાનું પૈડું એક ચતુર્થાંશ અથવા એક દ્વિનિર્વાંશ જેટલું ઊંડું બેસાડવામાં આવતું પ્રવાહ જોરવાળો હોય તો ફક્ત પ્રવાહના બળથી જ પૈડું ફરી શકતું એવી જાતનું વર્ણન જે માહિતી ઉપલબ્ધ થઇ છે તેમાં છે; માત્ર ખરેખર જ એવી પરિસ્થિતિ હતી કે કેમ એ માટે શકા છે.



ચિત્રાંક ૩ માટલાંની માલા

પાણુ—ચક્રીની કલ્પના માટલાંનો રહેંટ ઉપરથી સૂઝી હોવાનો ઘણો સંભવ છે.

મોટા મોટા પત્થર ફેંકી શકાય એવા ધનુષના તત્ત્વ ઉપર બનાવેલાં યંત્રો તે વખતે પ્રચલિત હતાં. ભારતવર્ષમાં પણ એવી જાતનાં યંત્રો વપરાશમાં હતાં એવું "રાજવલ્લભ" ગ્રંથ ઉપરથી જણાય છે.

પંપઃ—પાણી કાઢવાનો પંપ ટેસીબસે કાઢ્યો હશે એવો સંશોધકોનો મત છે. પંપનું વર્ણન અને આકૃતિ વ્હિટ્રુવ્હિઅસના પુસ્તકમાં આપેલાં છે. આ વર્ણન ઉધ્વસ્ત થયેલા રોમન નગરમાંથી હાલમાં જે પંપના અવશેષ જડ્યા છે તેની સાથે મળતું આવે છે. આ સિવાય સિલચેસ્ટર બોલસેના અને સેંટ જર્મન વગેરે ઠેકાણે પણ પંપના કેટલાક ભાગ જડ્યા છે. જડેલા પંપમાંની નળીઓ, ઓકના લાકડાને અંદરથી કોતરીને તેમાં સીસાની નળીઓ બેસાડેલી સ્થિતિમાં છે. નળીઓની અંદરનો વ્યાસ ત્રણ ઈંચનો છે.

ઢીંગલીઓનો નાચઃ—એક સુંદર બાજઠ ઉપર બેસાડેલી ઢીંગલીઓ ગરગડી ઉપરથી ધીમેધીમે નીચે આવનારાં વજનોને લીધે એક પ્રકારનો નાચ અને ઢીલચાલો કરી બતાવે છે. એવી રીતની એક ગમ્મત તે વખતે અસ્તિત્વમાં હતી. રમતની શરૂઆતમાં ગરગડીની દોરીને લટકાવેલાં વજનો, તળિયે વચ્ચોવચ્ચ ઝીણું છિદ્ર હોય એવા, ઝીણી રેતીથી ભરેલા પાત્ર ઉપર ટેકવેલાં હોય છે. રમત શરૂ થતાં કાણા ઉપરનો પડદો કાઢી લેવામાં આવતો. એમ થતાં રેતી પાત્રના છિદ્રમાંથી ધીમેધીમે નીચે નીકળવા માંડતી અને વજનો પણ નીચે આવવા લાગતાં પડનારા વજનથી ચાલતાં ઘડિયાળો પણ આ જ શોધ પછી નીકળ્યાં હશે એમ તજ્ઞ લોકોનું કહેવું છે.

કાલ-માપકો:—આ અરસામાં, એક જ તત્ત્વ ઉપર પણ જુદી જુદી જાતનાં કાલ માપકો અસ્તિત્વમાં હતાં. સત્તરમી સદીના મધ્યભાગ સુધી જલ-ઘડિયાળો ઘણાં જ લોકપ્રિય હતાં. હજી પણ હિંદુસ્તાનમાં મંગલ કાર્યપ્રસંગે ઘટિકાયંત્રો વપરાતાં જોવામાં આવે છે. મલાયામાં એવા જ પ્રકારનાં ઘટિક-યંત્રો હજી ચાલુ છે. ત્યાં પિત્તળની વાડકીને બદલે કાચલીઓ વપરાય છે.

ઉપર વિવિધ પ્રકારનાં કાલ-માપકો કહ્યાં છે તેની થોડી માહિતી એવી છે કે કેટલાકમાં ટકોરા પડતા, કેટલાકમાં ઠરાવેલ વખત થાય એટલે ઘંટનાદ થતો. હવે એવા એક કાલ-માપકની રચના તપાસીએ. ( જુઓ ચિત્રાંક ૪ ) એક ઊભા પીપડામાં સાધારણ થોડા ઓછા વ્યાસનો લાકડીનો કકડો તરતો હોય છે. આ કકડાની વચ્ચોવચ્ચ એક ગોળ દંડો બેસાડેલો હોઈ, ને દંડાને છેડે એક ઢીંગલી હોઈ તેના હાથમાંની લાકડીથી વખત દર્શાવવામાં આવતો.પીપમાં. ઉપરના ભાગમાંથી પાણીની એકસરખી ધાર પડતી રાખવામાં આવે છે. પાણીની ધાર એકસરખી પડે માટે જે વાસણમાંથી પીપમાં પાણી પડે છે તેની, પાણીની ઊંચાઈ પ્રમાણે ધાર ઓછીવત્તી ન થાય તે માટે કરેલી યોજના સુંદર જણાય છે. અરબસ્તાનમાં તે ચાલુ હતી. સાર્વજનિક ટાંકીઓ અથવા સંડાસમાં, પાણીમાં તરતી એવી પોલી ધાતુની ગોળીઓની, જોઈએ તેટલું જ પાણી આપવા માટે જે યોજના હોય છે,



ચિત્રાંક ૪ કાલ-માપક

તેના જ જેવી યોજના આવી રીતનાં કાલ-માપકોમાં હોય છે. ( ચિત્રાંક ૪ માં પીપડાની ડાબી બાજુએ ઉપલીમેર છૂટા શબ્દો જુઓ. )

ક્રમિક માર્ગદર્શકો:—માર્ગક્રમણ કેટલું થયું એ બતાવનારાં ક્રમિક માર્ગદર્શકો આ વખતે અસ્તિત્વમાં હતાં.

---

[ અનુસંધાન પૃ. ૩૬૬ ]

વ્યવસ્થામાં મદદકારી ધોરણ ઉપર વ્યાપારની, ઉદ્યોગની કે ઉત્પાદનની યોજના અને નિયમન કરવામાં આવે છે. છઠ્ઠા પ્રકારની વ્યવસ્થામાં વિકાસનું છેલ્લું પગથિયું ભરાતું હોય તેમ લાગે છે. આ વ્યવસ્થા રાષ્ટ્રના સમગ્ર ઉદ્યોગો, વ્યાપાર, ઉત્પાદન તથા આર્થિક જીવનને સરકારને હસ્તક કરી દે છે. સમસ્ત પ્રજાના આર્થિક જીવનની ચાવી રાજ્યને હસ્તક આવે છે. આ પ્રથા તરફ દુનિયાનાં ઘણાંખરાં રાષ્ટ્રો વળતાં જાય છે. આ પ્રથાના ગર્ભમાં સમાજવાદી વ્યવસ્થાનાં બીજ રહેલાં છે.—જે વ્યવસ્થાના આવિર્ભાવમાં જગતના આર્થિક કલ્યાણનું સોનેરી સ્વપ્નું રહેલું છે.

# સ્વર્ગની સફરે

નરસિંહ

**પલંગ**ના બને પડખે બે સ્વરૂપવાન રમણીઓ ઊભી હતી તેમના અંગમાંથી મીઠી સુવાસ ફોરતી, તેમના નયનમાંથી મોહક કિરણો છૂટતા, તેમના હાથમાં મોતીના પંખા હતા, તેમના દેહ પર કસુંબી ચીર ઝગતા

આ અપૂર્વ દૃશ્યથી સ્તબ્ધ થઈ મેં મારી આંખો ચોળી પણ મને કશું જ ન સમજાયું છેવટે થાકીને મેં પૂછ્યું "આપ કોણ છો?"

'અમે સ્વર્ગની" મુખમાંથી જાણે ફૂલ ઝરતા હોય એમ બને રમણીઓ એકીસાથે બોલી, 'અપ્સરાઓ છીએ'

"ઓહ, શું મારી જીવનદોરી તૂટી ગઈ?"

"નહિ જી" બેમાંની વધારે સ્વરૂપવાન અપ્સરા મારા મુખ પર સુગંધી રૂમાલ દબાવતા બોલી, "અમે તો આપને આમંત્રણ આપવાને આવેલ છીએ"

"શાનું?" મેં જરા હસીને પૂછ્યું

'સ્વર્ગની મુલાકાતે પધારવાનું'

"વાહ હું તૈયાર છું' પલંગ પરથી કૂદી, સામી ખીંટી પર વળગેલા કોટને ઝડપથી ખેંચી લઈ તે પહેરતા મેં અપ્સરાઓને મારી ચપળતાના દર્શન કરાવ્યાં

અપ્સરાઓએ રત્નથી ઝળહળતું સુવર્ણનું એક વિમાન આણ્યું હું તેમાં ઇન્દ્રની અદાથી ચડી બેઠો બને અપ્સરાઓ મારા બને પડખે પંખા વીંઝતી ઊભી રહી

વિમાન ઝડપથી ઊડયું સ્વર્ગપન્થે વિહરતા કાલિદાસના મેઘદૂતે જે રસભરતા ભારતના દર્શન કર્યાં હતા તેનાથી જીવની રીતે—ઉજ્જડ ભૂમિ પર નજર નાખતા અમે આગળ વધ્યા મારા નયનમાંથી કેટલાક આંસુઓ સર્યા પણ વગર ભૂમિની દેવાવરાળથી એ પૃથ્વી પર પડતા પહેલા જ સૂકાઈ ગયા હું પોતે પણ વિમાનમાંથી કદાચ ગબડી પડત પણ રસઘેલી અપ્સરાઓએ મને મધુર સ્મિતથી બચાવી લીધો થોડી જ પળોમાં અમે અમરાવતીના આંગણે જઈ ઊભા

બને અપ્સરાઓ હાથમાં હાથ મિલાવી મને ઇન્દ્રભવન તરફ દોરી ગઈ અમરાવતીના ભવ્ય રાજમાર્ગો પર થઈ થોડીક ક્ષણોમાં અમે સ્વર્ગપતિના ભવ્ય પ્રાસાદમાં જઈ પહોંચ્યા મણિમાણેકથી ઝગહળતા એ પ્રાસાદે મને નવજીવન બક્ષ્યું અપ્સરાઓ મને ત્યાં જ છોડી આસપાસ ચાલી ગઈ

એ પ્રાસાદના રમણીય દિવાનખંડમાં પ્રવેશતા મને લાગ્યું કે ઇન્દ્રની સોહામણી કન્યા માટે સ્વર્ગમાં કોઈ મુરતિયો ન મળવાથી મને તેડી મંગાવ્યો હશે પણ સામે સિંહાસન પર નજર નાખતા જણાયું કે યદુકુલપતિ શ્રીકૃષ્ણ સ્વર્ગપતિનું સ્થાન શોભાવતા હતા તેમને જોતા જ મને તેમની કુટિલતા સેંકડો રાણીઓનું સ્વામિત્વ વગેરે યાદ આવ્યા તેમનું મુખ જોવાની પણ મને ઇચ્છા ન રહી

"નરસિંહ," સ્વર્ગપતિએ હસીને કહ્યું, "અતડો કેમ જણાય છે? તારા નામે તો ગુજરાતમાં જ મારો એક ભક્ત થઇ ગયો છે."

"હશે, પણ હું તો સ્વતંત્ર અને ઔદ્ઘિક યુગનો પ્રતિનિધિ છું. હું તમારો ભક્ત નથી."

"એમ! પણ જો તમારો યુગ સ્વતંત્ર ગણાય તો પછી અમારા યુગ માટે અમે પરતંત્ર શબ્દને જ પસંદગી આપીશું. પણ ભલા, તમારા આ દૈવી સ્વતંત્ર યુગની ગણતરીએ મારાં બધાં કાર્યો તો અનુચિત જ ઠરતાં હશે."

"કેમ ન ઠરે? તમે સંખ્યાબંધ રાણીઓ પરણ્યા; અર્જુન જેવા મહાન અહિંસક અને માનવપ્રેમી પુરુષને તમે લોહીનો ધર્મ ઉપદેશ્યો; યુદ્ધમાં પણ કુટિલતાનો તમે આશ્રય લીધો."

"યુદ્ધમાં મેં કુટિલતા અપનાવી કે રાજનીતિ દાખવી," સ્વર્ગપતિએ પોતાની તેજસ્વી વાણીમાં કહ્યું, "એ મને તમારી ચર્ચાનો વિષય નથી લાગતો. કેમકે તમારા મહાન પરદેશી શાસકોએ રાજનીતિનાં એટલાં સૂક્ષ્મ તત્ત્વોની સમજ તમારામાં રહેવા દીધી હોય એ મને સંભવિત નથી જણાતું. પણ ગીતામાં મેં યુદ્ધ અને સંહારનો ધર્મ સમજાવ્યો છે એ જાણવા છતાં તમે ગીતાને મહત્ત્વ કેમ આપો છો? ને હું સંખ્યાબંધ સ્ત્રીઓ પરણ્યો એ તમને અનીતિ લાગતી હોય તો તમારા તેજસ્વી રાજપુરુષોને તમે હવે એક જ પત્નીમાં સંતોષ લેતા બનાવોને!"

મને સ્વર્ગપતિની આ વલણ પ્રત્યે તિરસ્કાર વછૂટયો. પણ તેની સભામાં ધાંધલ મચાવવું અસંભવિત હતું. પરિણામે હું મૂંગો રહ્યો.

"ભાઈ," ઇન્દ્રે દુભાતા હૃદયે છતાં હસતા મુખે કહ્યું, "તમને જુદા જ વિચારપ્રવાહે ચાળી દેવામાં આવ્યા છે. એટલે તમારા સ્વતંત્ર કે સુવર્ણયુગની એક પણ હકીકત તમને વ્યાજબી નથી જણાતી. તમે જ્ઞાન કે ઇતિહાસથી નથી દોરાતા, કેળવણીતંત્રે ઉશ્કેરેલી લાગણીઓ કે જાસુસી જાળથી દોરવાઓ છો. બહુપત્નીત્વમાં પાપ દર્શાવી તમારાં વીરો પ્રત્યે તમારામાં ઘૃણા કેળવતા ખ્રિસ્તિધર્મના શાસકોમાંથી એકાદનું તો નામ આપો જેણે સેંકડો કન્યાઓનાં શિયળ ન લૂંટયાં હોય, સ્વરૂપવતી સુંદરીઓને ભોગવવા એમના પતિઓને પરદેશ કે પરજગતમાં ન મોકલાવી દીધા હોય. તેમને એક પત્ની હોય છે—દુનિયાને દેખાડવાની. પણ એ દેખાવની પાછળ રંગભવનોમાં કેટકેટલી કન્યાઓનાં શરીર ચૂંથાતાં હોય છે, કેટકેટલી સુંદરીઓ બંદીખાને પૂરી રખાતી હોય છે એ ન જાણતા હો તો પૂછો જર્મનીના ફ્રેડરિકોને, રશિયાના ઝારોને, બેલ્જિયમના લિયોપોલ્ડોને, ફ્રાન્સના લુઇઓને, ઈંગ્લાંડના જ્યોર્જ, ચાર્લ્સ કે હેન્રીઓને, વેનેઝુએલાના પ્રજાકીય પ્રમુખોને. તેમને મન સ્ત્રી એ ભોગવવાની વસ્તુ હતી, ભોગવીને તેઓએ તેમને તરછોડી દીધી. અમારે મન એ પવિત્ર; પૂજ્ય, અમારા દેશનું ધન ને અમારાં સંતાનની માતાઓ હતી. અમે અંતઃપુરમાં અનેક સ્ત્રીઓ રાખી હશે પણ તેમને પરણીને, લગ્નના મંગલ બંધને સ્વીકારીને, તેમની જવાબદારી ઉઠાવીને, તેમને રાજપત્નીનું પદ સોંપીને. એમનાથી અમે દેશને ચરણે સેંકડો તેજસ્વી નરરત્નો ધરી શકતા...."

યદુકુલપતિના આ સ્ત્રીપુરાણથી હું કંટાળ્યો. તેમને વચ્ચે જ અટકાવતાં મેં કહ્યું, "તમે સ્ત્રીઘેલા છો. એટલે એ વાત તમે તમારી પાસે જ સાચવી રાખો. પણ મહાભારતના યુદ્ધમાં તમે લોહીની નદીઓ વહાવી એને પણ શું તમારે દૂધની ધારાઓ દર્શાવવી છે?"

"દૂધની જ નહિ, બલકે અમૃતની." ને એ શબ્દો સાથે જ ઇન્દ્રના મુખ પર સેનાપતિ

તરીકેની લાલી તરી આવી. તે મધુર વાણીમાં બોલ્યા, "અર્જુન તે દિવસે લાગણીવશ બનીને સંહારનો ધર્મ ભૂલ્યો. મેં એને એ ફરી શીખવ્યો. એ જ મારા જીવનનું પરમ કર્તવ્ય હતું. મારે મન માનવદેહ એ આત્માને વિકાસ સાધવાને છેલ્લામાં છેલ્લું પગથિયું છે. એ જેમ વધારે વિશુદ્ધ ને વધારે પવિત્ર હોય તેમ આત્મવિકાસનો માર્ગ મોકળો બને છે માટે પોતાના–પરના ગમેતેટલા ભોગે પણ માનવસમાજને પવિત્ર, વિશુદ્ધ ને ન્યાયી રાખવો એ મને જરૂરી જણાયલું. એમાં સંહારધર્મનો આશ્રય લેવો પડે તો તે પણ અઘટિત નથી. કેમકે સ્વ કે પરપક્ષના વીરો તો મૃત્યુથી ડરતા નથી. અને જેઓ ડરે છે તેઓ એવા ડરના કારણે જ વધયોગ્ય છે. પરિણામે અન્યાયને ચલાવી લેવા કરતા યુદ્ધનો આશ્રય લેવો એ અનેકગણું બહેતર છે. અને યુદ્ધમાં વ્યાપક નીતિ અને શસ્ત્રની મર્યાદા જાળવીને ગમે તે ભોગે કરેલો સંહાર ધર્મ્ય છે. મહાભારત યુદ્ધમાં મેં એ માર્ગ અપનાવ્યો. પણ તમને એની કિંમત નહિ સમજાય. કેમકે તમને ઘણી વસ્તુઓ ભુલાવી દેવામા આવી છે. તમારી સમક્ષ કૃત્રિમ સિદ્ધાન્તો રજુ કરવામાં આવે છે, તમને એનાં થોડાંક મીઠાં ફળ ચખાડવામાં આવે છે ને તમે એને વળગી પડી સનાતન વસ્તુઓને વીસરી જાઓ છો. જીવન એ સંઘર્ષણ છે. જગત પર જીવવાનો હક્ક વીરોને જ છે. બાયલાઓ ઇશ્વરના દ્રોહી છે, કેમકે તેઓ દાનવી વૃત્તિઓનુ સહેલાઈથી ભક્ષ બની દાનવોના વિકાસનો માર્ગ મોકળો કરે છે, એમની સંખ્યા વધારે છે. જેનામાં સદ્‌બુદ્ધિ વિકસી હોય એના પર બળને ખીલવવાની જવાબદારી વિશેષ પ્રમાણમાં આવી પડે છે. કેમકે જીવનનો અને તકરારી પ્રશ્નોનો ઉકેલ એક માત્ર બળથી જ સાધી શકાય છે. અને એ બળ દુષ્ટોમાં ખીલે એ કરતાં એ સદ્‌બુદ્ધિમાનોમાં ખીલે એ ઈશ્વરને વધારે રુચતું છે. બળનો તિરસ્કાર જેમને જીવન પ્રિય નથી એવા યોગીઓ કરે છે અથવા મૂર્ખાઓ કરે છે. તમારી ધારાસભાઓ અને ન્યાયમંદિરોની સલામતિ પોલીસખાતાને—બળને આભારી છે. પોલીસખાતું કાચું હશે તો ન્યાયમંદિરો કે ધારાસભાઓની કિંમત કોડીની પણ નથી રહેવાની. જ્યાસુધી પ્રાણીઓમાં તલભાર પણ નૈસર્ગિક અસમાનતા રહેલી છે, અને એ રહેવાની જ છે, ત્યાંસુધી સંઘર્ષણો મીટાવવાં અસંભવિત છે. એ સંઘર્ષણો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે હશે તો તેનો ઉકેલ રાજસત્તાના પોલીસખાતાના બળથી માન્ય થશે; રાષ્ટ્રો વચ્ચે હશે તો યુદ્ધ તેનો નિકાલ લાવશે. ભાવિ યુદ્ધોને અટકાવવાનો એક માત્ર માર્ગ દરેક પ્રજાઓને સમાન લેખતું જગતવ્યાપી સામ્રાજ્ય છે, પણ સામ્રાજ્ય સ્થાપવાનો આદિમાર્ગ પણ યુદ્ધ જ છે અને એ સ્થપાયા પછી પણ સમાનતા ન જળવાય તો આંતરિક સ્વરૂપે પણ યુદ્ધ તો કાયમ જ રહે છે."

"ત્યારે તો પ્રજાઓના ઉત્કર્ષનો દાવો કરતા ઈંગ્લાંડનો સામ્રાજ્યવાદ તમને રુચતો હશે?" મેં જરા મશ્કરીમાં પૂછ્યું.

"ઇંગ્લાંડ"! ઇન્દ્ર તેજ વર્ષાવતી આંખે બોલ્યા: 'સામ્રાજ્ય શું એની ઇંગ્લાંડને ખબર પણ નથી. પ્રજામાત્રને એક આંખે ન જોઈ શકે એ રાજ્યધર્મ નથી. ઇંગ્લાંડ સામ્રાજ્ય નથી બાંધતું, રાષ્ટ્રોને નિર્બળ અને કાણાં બનાવીને પોતાની સાથે સાંકળે બાંધે છે. એક પ્રજાનો વૈભવ પૂરવા તે અનેક પ્રજાઓનો રોટલો ઝૂટવે છે. પણ ભૂખી પ્રજાઓની નિર્બળતા જ ઇંગ્લાંડના નાશનું કારણ બનવાની છે."

ભવિષ્યની વાતો ઉપર મને બહુ વિશ્વાસ નથી. એટલે તે બાજુએ રાખી મેં જરા

# રાષ્ટ્રભાષાનો પ્રશ્ન

ભોગીલાલ જ. સાંડેસરા

**મનુષ્યવાણી**ની ઉત્પત્તિ એ સંસ્કૃતિના વિકાસનું સર્વપ્રથમ છતાંયે કદાચ સૌથી વધુ ધ્યાનપાત્ર સીમાચિહ્ન ગણાવું જોઈએ. કારણ કે વાણીનો વિકાસ થતાં ભાષા વ્યુત્પન્ન થઈ, અને તે માનવસંસ્કારોના વાહનનું સૌથી પ્રબળ અને સ્થાયી એવું સાધન બની. આજે માણસ હજારો પેઢીઓજૂના જ્ઞાનસંસ્કારના વારસાને ભોગવી રહ્યો છે તે પ્રતાપ જો ભાષાનો નથી તો બીજા શેનો છે? જો વાણીનું અસ્તિત્વ ન હોત તો માણસજાતને સંઘજીવન કેળવવાની તક મળી જ ન હોત, તેમ જો ભાષા ન હોત તો માનવજાતનો ભૂતકાળ સાથેનો સંપર્ક સાવ તૂટી ગયો હોત અને સમગ્ર વર્તમાન સાથે સંપર્ક સાધવાનું પણ તેને માટે અશક્ય બની ગયું હોત.

પ્રાચીન પરિભાષામાં કહીએ તો, આ નામરૂપાત્મક જગત વાણીના પ્રભાવ વડે જ પ્રકાશિત થાય છે. આપણા પૂર્વજો પૈકી અનેકોએ વાગ્દેવતાની સ્તુતિ કરી છે, તે આ જ વસ્તુને અનુલક્ષીને: જગતની વિવિધતામાં એકતા પૂરવાનું જે અંતર્ગત-સ્ફોટરૂપ સામર્થ્ય મનુષ્યવાણીમાં રહેલું છે તેના પ્રભાવની પ્રશસ્તિરૂપે

પરન્તુ માનવીને વિવિધતામાં એકતા જોવાનું જેટલું ગમે છે તેટલું જ એકતામાં વિવિધતા જોવાનું પણ તેને ગમે છે. પ્રાણીમાત્રની પરબ્રહ્મમાં નિવૃત્તિદ્વારા જેમ વિવિધતામાં તે એકતા શોધે છે તેમ વિવિધતામાં એ પરબ્રહ્મની લીલાનો સાક્ષાત્કાર કરીને આનંદ પામે

---

સિદ્ધાન્તોના ભોગે માનવીના રક્ષણને મેં પાપ ગણ્યું છે, અને અર્જુનને પણ મેં એ જ ઉપદેશ આપેલો."

"એ ઉપદેશ તો અમે જાણીએ છીએ. પણ તે પછી જગતે પ્રગતિ સાધી છે એનો આપને ખ્યાલ નથી. જગતથી દૂર રહેવાથી આપના પર પ્રાચીન યુગોની પ્રાથમિક તેજભાવના પ્રભુત્વ જમાવી બેઠી છે. એટલે આપ ઉશ્કેરાઓ એ હદે આપના વિષયમાં વિશેષ પૂછવું હું મુલતવી રાખું છું. પણ આપને નથી લાગતું કે અમે આજે જેને પૂજીએ છીએ એવા પ્રાચીન યુગના કેટલાય કહેવાતા પ્રભુઓ કે નરવીરોએ અધર્મ આચરેલા છે અને એનાં જ કડવાં ફળ અમે આજે ભોગવી રહ્યા છીએ."

"થોડાક એવા વીરો કે એમના અધર્મનાં નામ તો આપો" ઈન્દ્રે મર્મમાં હસીને કહ્યું. "કે જો તેઓ અહીં હોય તો હું તેમની સાથે આપનો ભેટો કરાવી દઉં."

"પરશુરામ જેવાની સાથે ભેટો કરવાની મારી ઈચ્છા નથી." મારી નજર સામે પરશુરામની કુહાડી તરી આવી.

"ગભરા નહિ." ઇન્દ્ર હસીને બોલ્યા, "પરશુરામ અહીં સ્વર્ગમાં પરશુ સાથે રાખીને નથી ફરતા. એની જરૂર તો જગત પર હતી."

"તો વાંધો નહિ." મારા મનમાં જરા હિંમત આવી. [અપૂર્ણ]

છે. વ્યક્તિ માટે જે સાચું છે, લગભગ તે જ સમૂહ માટે પણ છે. એટલે દેશકાલાનુસાર જુદા જુદા માનવસમૂહોએ પોતપોતાની ભાષાનો વિકાસ સાધી લીધો, અને એ ભાષામાં જે તે પ્રદેશના વાતાવરણને અનુરૂપ એવું સાહિત્ય પણ એવી જ નૈસર્ગિક સ્ફુરણાથી ઘડાઇ ગયું. વખત જતો ગયો તેમ જુદા જુદા પ્રદેશો અને તેમની ભાષા વિશિષ્ટ વ્યક્તિત્વ ધારણ કરતાં ગયાં, અને એમ કરતાં એવો પણ સમય આવ્યો કે જ્યારે એક સમૂહને માટે બીજા સમૂહની ભાષા સમજવાનું પણ અશક્ય બની ગયુ.

આ તો તદ્દન સામાન્ય વાત થઈ. પરન્તુ એ પ્રાસ્તાવિક કથન લગભગ એ જ સ્વરૂપમાં હિન્દને લાગુ પાડી શકાય તેમ છે. ઉત્તર-હિન્દની ભાષાઓ સંસ્કૃતની પુત્રીઓ અને પૌત્રીઓ છે; અને દક્ષિણ-હિન્દની ભાષાઓ પણ કોઇ દ્રાવિડ મહાભાષાનાં જ સંતાનો છે. એ સંતાનો અમુક સંયોગોમાં એકબીજાને ખૂબ મળતાં આવે છે, જ્યારે બીજા કેટલાક દાખલાઓમાં પરસ્પરથી અત્યંત દૂર પડી જાય છે.

પરન્તુ જેમ એકવાર માનવઆત્માની જે સ્વયસ્ફૂર્તિએ એક મહાભાષાના વંશવેલાને આપણા દેશમાં વિસ્તાર્યો તે જ સ્વયસ્ફૂર્તિ એ વીખરાઇને અસ્તવ્યસ્ત પથરાયલા વેલામાં એકતાના સંસ્કાર સીંચવાને તત્પર થઈ છે

હિન્દુસ્તાન એક વિરાટ દેશ છે. તેમાં અનેક જાતિઓ વસે છે અને સેંકડો ભાષાઓ બોલાય છે. એમાં અનેક પ્રાન્તો છે અને પ્રત્યેક પ્રાન્તની પોતાની વિશિષ્ટ અસ્મિતા છે— છતાંયે આજે તો શું, ભૂતકાળમાંયે—જ્યારે હિન્દને એક રાષ્ટ્ર તરીકે સ્વીકારવાની ભાવના નહોતી ત્યારે પણ—એક વિશાળ સાંસ્કારિક ઘટક તરીકેના તેના અધિકારનો કોઇએ પણ અસ્વીકાર કર્યો નથી. અનેક દેવદેવીઓને જ નહીં, પરન્તુ નાસ્તિક મતો સુદ્ધાંને પોતામાં સમાવી લેતો હિન્દુધર્મ અને એ ધર્મના સમગ્ર સંસ્કારભંડોળની અધિષ્ઠાત્રી સંસ્કૃત ભાષાએ 'લંકાથી હિમાચલ લગભગ' અને 'કલકત્તાથી કચ્છ પ્રવેશ'નાં વિરાટ અંતરોને એકતાને દોરે ગૂંથ્યાં હતાં.

હા, એ સાંસ્કારિક એકતામાં રાજકીય અસ્મિતાના અંશો નહોતા, પરન્તુ રાજકીય અસ્મિતાનેયે પચાવવાની શક્તિ તો સબળ હતી. આજે એક રાષ્ટ્રીય એકમ તરીકેનું હિન્દુસ્તાનનું આત્મભાન જો જાગૃત થયું હોય તો તેમાં આપણી એ સાંસ્કારિક પશ્ચાદ્ભૂમિકાનો હિસ્સો કંઇ જેવો તેવો નથી.

આમ છતાં, સંસ્કૃત ભાષાના મુગ્ધ પ્રશંસકો ગમેતેમ કહે તોપણ, આ દેશના બહુ જનસમાજને રાજકીય એકતાના સૂત્રથી સાંકળવાની શક્તિ તેનામાં રહી નથી, એ કોઈ પણ તટસ્થ વ્યક્તિએ માનવું પડશે. અંગ્રેજી ભાષા ભલે દેશનો કેળવાયલો વર્ગ બોલતો, વાંચતો અને લખતો હોય, હિન્દી રાષ્ટ્રીય મહાસભા જેવી એકમાત્ર રાષ્ટ્રીય સંસ્થાનું કામકાજ ભલે મુખ્યત્વે અંગ્રેજીમાં ચાલતું હોય, છતાં અંગ્રેજી એ આખરે તો પરભાષા છે. એમાં આપણા દેશજ સંસ્કારોની ફોરમ નથી; એ તો પરસંસ્કારોનો પ્રથમ આવેગ લઇને જ આપણી પાસે આવે છે. અને તેથી જ, કદાચ આપણા વિચારોનું વાહન માત્ર તે બની શકે તોપણ જનસમાજ કને પહોંચીને તેમનાં સૂતેલા અંતરોને જાગૃત કરવાની શક્તિ તેનામાં નથી.

એ શક્તિ, આજે દસકાઓ પહેલાં સ્વીકારાયું છે તે પ્રમાણે, જેને બાર કરોડ કરતાંયે વધુ હિન્દવાસીઓ બોલે છે અને લગભગ પચીસ કરોડ ઠીક ઠીક સમજી શકે છે એ હિન્દી—

અથવા હઠાગ્રહી લઘુમતીને સંતોષવાને મથન કરતા આપણા કેટલાક નેતાઓના શબ્દમાં કહીએ તો 'હિન્દુસ્તાની'—ભાષામાં જ છે. રાષ્ટ્રભાષા તરીકેની તેની યોગ્યતા સંબંધી ચર્ચાને સ્થાન જ નથી. એના સ્વીકારમાં પ્રાન્તીયતા આડે ન જ આવવી જોઇએ. કેમકે ભૂતકાળમાં નજર નાંખતાં પણ માલૂમ પડે છે કે સંસ્કૃત ભાષાના પ્રાબલ્યને કારણે કોઈપણ પ્રાન્તના વિશિષ્ટ વ્યક્તિત્વનો વિકાસ અવરોધાતો નહોતો—બલકે એ વિકાસને વેગ મળ્યો હતો. બંગાળી અને મહારાષ્ટ્રીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર પામવાનો દાવો અને મદ્રાસીઓનો હિન્દીપ્રચાર સામેનો વિરોધ આ રીતે અસ્થાને જ ઠરે છે.

મુસ્લીમ કોમના એક વિભાગે પણ હિન્દીપ્રચારને મુસ્લીમ સંસ્કૃતિ પરના હિન્દુઓના આક્રમણને નામે ઓળખાવી સંસ્કારના ક્ષેત્રમાં કોમીવાદનો હાઉ ઊભો કર્યો છે. દેવનાગરી લિપિ સામે પણ એવું જ ભુમરાણ મચાવવામાં આવે છે. પરન્તુ ગાંધીજી જેવા પણ દેવનાગરી અને ઉર્દૂ લિપિનો વિકલ્પ સ્વીકારે છે. 'હિન્દુસ્તાની'માં જે ફારસી અને ઉર્દૂ શબ્દોની ભરતી થઈ રહી છે તે જોઇને તો કોઈ ઉર્દૂ પ્રચારકે ઊલટું રાષ્ટ્રીય મહાસભાને ધન્યવાદ આપવા બહાર પડવું જોઇએ. ભવિષ્યમાં કોઈ કાળે મુસ્લીમ જનતા—Muslims are a nation within a nation—નો પોકાર કરનારા કોમીવાદી નેતાઓના વર્ચસ્વથી પર થઈ રાષ્ટ્રીય એકતાના એક જરૂરી અંગ તરીકેનું પોતાનું સાચું સ્થાન જ્યારે જોઈ શકશે, ત્યારે રાષ્ટ્રભાષાના પ્રચારને તે ખુલ્લા દિલથી આવકારશે.

જે દેશને વિશિષ્ટ સાંસ્કારિક કે રાજકીય અસ્મિતા ખીલવવી હશે તેને એક સર્વસામાન્ય ભાષાની જરૂર પડવાની; જેને વિવિધતામાં સુરમ્ય એકતા જોવી હશે તેને વિચારોના એક સામાન્ય વાહનની આવશ્યકતા રહેવાની. હિન્દની સાંસ્કારિક અને રાજકીય અસ્મિતાનો વિકાસ ક્રમશઃ થયો છે. પણ એ વિકાસને જો કુંઠિત ન થવા દેવો હોય તો, રાષ્ટ્રને તેના અંતિમ ધ્યેય લગી પહોંચાડવું હોય એટલું જ નહીં પણ એ ધ્યેય સિદ્ધ કર્યા બાદ પણ સિદ્ધિનું બરાબર જતન કરવું હોય તો રાષ્ટ્રના વિચારો, અભિલાષાઓ અને આકાંક્ષાઓના એક સર્વસામાન્ય વાહન તરીકે રાષ્ટ્રભાષાનો સ્વીકાર કર્યે જ છૂટકો, કેમકે આપણા એક વૈદકાલીન પૂર્વજના શબ્દોમાં કહીએ તો, "વાણી એ પરમદૈવત છે."

---

## વૃક્ષ

'કુમાર'

ઝીલી પ્રીતે જનકર થકી વજ્ર–પાષાણવૃષ્ટિ,<br>
વેઠી પીઠે રવિકિરણ કે મેઘ–મારૂતવૃષ્ટિ,<br>
વૃક્ષો ધાડાં પથિકજનને રમ્ય આનંદ આપે,<br>
છાયા–પુષ્પો–ફ્લરસથકી, તીવ્ર સો તાપ કાપે.

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ લે૰ પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

## [ ૧૨ ]

बगले बागमें चाह(ह)र् पग पग बेठका बाह(ह)र्,
बा(उन)में रहे(ह)त अरमानि(णी)क जातीं ब(बा)होत परमानि(णी)र् ५८
काटे पासकी बस्ति(स्ती)क, चिजा(जनसा) मि(मी)ल्त हें सस्ति(स्ती)क,
बेठे सि(सी)स कसाराक् पथि करत उताराक् ५९
एसें चरन(ण) अढाराक्, क्यों(कों) रहे नयरका पाराक्?;
वडोदा(वडोदा)नयर नगीनाक्, पावन चरनसें करनाक्, ६०

---

—આ ગજલની ૧૨ કડી પ્રકટ થઈ ગયા પછી ૯૦ વર્ષની વયના વૃદ્ધ સત્પુરુષ ઇતિહાસપ્રેમી પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મુનિરાજે બહુ પરિશ્રમ લઈ પાટણથી તપાસ કરી મેળવીને ટીપણારૂપ ૨૭ હાથનો લાંબો ચિત્રાંકિત વિજ્ઞપ્તિ-લેખ ડૉ. હીરાનંદ શાસ્ત્રીજી દ્વારા મ્હને જોવા મોકલાવવા કૃપા દર્શાવી છે. તેમાંની ગઝલનો પાઠ-ભેદ () * આવા કૌંસમાં દર્શાવવા મેં અહિં પ્રયત્ન કર્યો છે. બીકાનેર દાનસાગરજી ભંડારની પ્રતિને મળતી આ વડોદરા ગઝલ વિ. સં. ૧૮૫ માં લખાયેલી, ફાર્બસ ગુજરાતી સભા મુંબઈના હ. લિ. પુ.ના સંગ્રહમાં જણાય છે. તેની પ્રકાશિત (સંવત્ ૧૯૮૫) સવિસ્તર નામાવલિ(ભા. ૨ જો, પૃ. ૨૬૧)માં આરંભનો થોડો અશુદ્ધ પાઠ દર્શાવી તેનો રચનાસંવત્ ૧૮૫૪ જણાવ્યો છે, પરંતુ ત્યાં સં. ૧૮૫૨ હોવો જોઈએ. ત્યાં પણ કવિ દીપવિજયજીનું નામ દર્શાવ્યું છે, પરંતુ પ્રવર્તકજી કાંતિવિજયજીના સંગ્રહના ઉપર્યુક્ત ક. વિજ્ઞપ્તિ લેખમાં રહેલી તે જ ગઝલમાં કવિનું નામ જોવામાં આવતું નથી, તે સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે-કવિ દીપવિજયે રચેલ વડોદરાની ગઝલવાળો તેમના (તપાગચ્છ વિજયાનંદસૂરિપક્ષના) પૂજ્ય શ્રીવિજયલક્ષ્મીસૂરિ તરફ વડોદરાના સંઘે મોકલાવેલ મૂળ વિજ્ઞપ્તિ લેખ જુદો હોવો જોઇએ, તેની નકલરૂપે સાગરગચ્છના રાજ્યે ઉદયસાગરસૂરિ તરફ પાટણ મોકલાવવા આ બીજો વિજ્ઞપ્તિ લેખ તત્કાલ તૈયાર કરાવ્યો જણાય છે, જેથી નામ વિગેરે કેટલોક ફેરફાર કર્યો જણાય છે, તેમાં કવિનું નામ પણ કાઢી નાખ્યું જણાય છે (!) જેમના વિશિષ્ટ પ્રયત્નથી આ વિજ્ઞપ્તિલેખનો પ્રબંધ થયેલો જણાય છે, તે વિ. સં. ૧૮૫૧માં વડોદરામાં ચોમાસું કરનાર સુદર્શના-ચરિત્ર આદિનું વ્યાખ્યાન (જે સાંભળી વડોદરાના સંઘવીએ ૧૨૦૦ માણસો અને ૧૧૫ વહેલો સાથે કાવી, ગંધાર અને દેહેજનો સંઘ કાઢી જાત્રા કરાવી હતી) કરનાર વાચકજી સંબંધમાં અંતમાં ઉલ્લેખ છે કે-

'દૂહા—તુમ આશાથી આવીયા, વાચકજી ચોમાસ સાતિ શુભાશી બહુગુણી, ધરતા મહા ઉલ્લાસ ૧

(ઢાલ—માહરા ધણ સવાઈ ઢોલા-એ દેશી)

શ્રીવીરક્ષેત્રે જોઈ જેહવા, મોકલ્યા વાચકજી તેહવા હો પૂજ્યજી' તુમ આણા સીરધારી
ઉપાધિ નહી લવલેસ, વીરજિનનો સોહાવે વેસ રે પૂજ્યજી૰ ૧
બૂધિ બહુ ગુણના દરિયા, વ્યાખ્યાંને અમ દીલ હરીઆ હો પૂ૰
વાખ્યાન પચ્ચન નિત્ય થાય બહુ ભાસા મંગલ ગવાય હો પૂ૰ ૨
શ્રીસુદર્શના-ચરિત્ર તે ગ્રંથ, સાંભલતા હોઈ સીવ-પંથ હો, પૂ૰
તુમ આજ્ઞાના અમે સંગી, બીજા અમે જાણુ કુસંગી હો પૂ૰ ૩

चाहे मेह ज्युं(ज्यूं) मोराकू, चाहे चंद चकोराकू;
[त्यों] संघ सय करत अरदासाकू, आंना पूज(ज्य)! चोमासाकू. ६१
जे(ए)ही लोकका(कि) बरन्या(आचरण्या)कू, देख्यां वडोदा व(व)रना(र्ण्या)कू.
गुनि(नी)जन हांसी न(ना) करनीकू, [1]गज(ज़)ल दीपतें बरनीकू. ६२

---

વાચકજી એમ મન ભાયા, તિણેં જિન-મત પણું સોહાવ્યા રે; પૂ૦
ગીતારથ જેહવા જોઈઈ, વીરશિષ્યમેં તેહવા સોહિઈ હો. પૂ૦ ૪
સર્વ સાધુનેં વંદના કેહેવી, સાહબ પણ અવસરેં લેહેવી રે;
કવીજન કહેં અરજ સુણીજ્યો, ધ્યાન અવસરેં સ્મૃતિ કરજ્યો રે. પૂ૦ ૫ ઇતિ શ્રીતત્વ"

વિ. સં. ૧૮૫૨માં પાટણમાં ચોમાસું પૂર્ણ કરી વિહાર કરે, તે પહેલાં તપાગચ્છ-સાગરગચ્છના પુણ્યસાગરસૂરિના પટ્ટધર પૂજ્ય શ્રીઉદયસાગરસૂરિ તરફ વડોદરાના સાગરગચ્છના સંઘે(જેમાં આધી-સંઘવી ગોપાલચંદ ગલાલચંદ, સંઘવી નરસીદાસ, સંઘવી દયાલચંદ, સંઘવી ભગવાનદાસ વિગેરે શ્રાવકો અને શ્રાવિકાઓનાં નામો તથા સહીઓ છે) વિ. સં. ૧૮૫૨ના માગ. શુ. ૧ મોકલાવેલ પાંચ પાંચ લિટી લાલ શાહીથી અને પાંચ પાંચ લિટી કાળી શાહીથી લખાયેલ મનોહર ચિત્રાંકિત એ વિજ્ઞપ્તિલેખમાં આલેખેલાં તત્કાલીન વડોદરાનાં વિવિધ દશ્યોનાં ચિત્રો અહિં દર્શાવી શકાય તેમ ન હોવાથી માત્ર તેના સૂચનથી સંતોષ માનીશું-પ્રારંભમાં બે બાજૂ મોર, વચ્ચે કમલોનું દશ્ય, મંગલકલશ, વાદ્ય, ગીત અને નૃત્ય કરતી નર્તિકા(નાચનારી)ઓનાં ૩ દશ્યો, ૮ મંગલો, ૧૪ સ્વપ્નો, હવેલી(મહાલય)માં સૂતેલા શ્રીમતી રામબાઇ (ગચ્છનાયકની માતા?)ને ધાવવા ઉત્સુકતાથી પ્રયત્ન કરતો બાળક, તથા માતાને પંખો નાખતી અને પગ-ચંપી કરતી દાસીઓ, મહાલયમાં ગાદી-તકીએ બિરાજેલ શ્રીમાન (? ગચ્છનાયકના પિતા ઓસવાલ શાહ ગુમાનચંદ), પાછળ મોરચંદયર સેવક અને આગળ જોષી, સ્વપ્ન-પાઠક તથા ચોપદાર, જૈનચૈત્ય, મંદિર, બે બાજૂ ચામરધરો સાથે શ્રીપાર્શ્વનાથ, ઉપાશ્રયમાં ઉપદેશ કરતા, આસન પર બિરાજેલા, સોનેરી કિનારવાળા શ્વેત અંબરમાં સજ્જ થયેલ શ્રીપૂજ્ય, જેની પાછળ ૧ ચામરધર અને યતિ-શિષ્યમંડળ, આગળ નમ્રતાથી હાથ જોડી ઉપદેશ સાંભળતા શ્રાવકો તથા બાજોઠ પર સ્વસ્તિક કરતી મુખ્ય શ્રીમતી સુશ્રાવિકા તથા અન્ય શ્રાવિકાઓ, આશીર્વાદ ઉપદેશ આપતી પ્રવર્તિની મુખ્ય સાધ્વી, શિષ્યા સાથે, આગળ સુંદર વસ્ત્રો અને આભૂષણોથી સજ્જ થઈ હાથ જોડી, બેઠેલી શ્રાવિકાઓ, વડોદરાની ઉપર્યુક્ત ગઝલમાં કરેલા વર્ણન પ્રમાણે વડોદરા નગરનાં રાજમાર્ગનાં, બજારનાં, માંડવા, ભદ્ર વિગેરે ભાગોના તથા સ્વાગત-સામૈયાનાં વિવિધ દશ્યો-દર્શનીય ચિત્રો જોવામાં આવે છે. એક બાજૂ સોનું ગાળતો સોની, કપડાના વેપારી, તોળતો દુકાનદાર, રેશમના ડોરા બનાવનાર, હુક્કો પીતી ગણિકા, સ્વજનો, અને બાગ સાથે બંગલામાં દાણના અધિકારી (?) સામે હાથ જોડી રહેલા શ્રીમાન્ શેઠ, પાછળ છડીદાર, ફતેસિંહની હવેલી, રાજકુમાર, નિર્ગ્રંથ બેઠેલ બકરાં, મહારાજા ગાયકવાડ (?), સરાફી, નાણાવટી પારેખોથી રૂ. લેતા ગૃહસ્થ, હવેલી-બંગલામાં બેસીને તથા ઊભા રહીને વાત કરતા ગૃહસ્થ, દુકાનદાર, કાપડ ખરીદવા આવેલી મહિલા, પટવા, સહેરિયાવાળા વેપારી, બંગલામાં રહેતી મહિલા, અધિકારી ગૃહસ્થ, શ્રીપાર્શ્વનાથ[દાદા]આગળ દીપક, શ્રીકૃષ્ણ-મંદિર

---

[1] ક. ગઝલ કથીને × × ૫૯

पूर[न] कीध गजल(झल) अवल अठारसें बावन [वित्त उल्हासें]
थावर वार, मुगसीर मास, तिथि पड्वे दीन, पक्ष उजा(ज्वा)सें;
उदयो उदयसागरसूरि, पुण्य(पून्य)साग[र]सूरि तणा सीस छाजें,
राज(ज्य)राजेश्वर श्रीउदयसागरसूरीश्वर रंग[राज]राजें. इति श्रीगजल(ल) समाप्त

कलश-सवैया(ओ)

पुरन किद्ध गजल अवल अढारसे बावन चित उलासे,
यावर वार, मृगशीर मास, तिथि प्रतिपद, पक्ष उजास,
उदयो भले थाट उदयसूरि-पाटह लक्ष्मीसूरी जिम भान आकासे,
प्रेमेय रत्न-समान बरनन सेवक दीपविजय इम भासे १

इति गजल [श्री ज्ञानसागर भ ं ड ा र न ं ६, पत्र ७]

---

(નરસિંહજી) આગળ પૂજારી બીજી બાજૂ કરિયાણાનો વેપારી, મરજીદમ કુરાન પઢતા મૌલવી, વ્યસની માણુસો, દારૂની દુકાન, છડીદાર સાથે વાત કરતા શ્રીમતી પાણીનો ઘડો માથે મૂકી થઈ જતી સુંદરી, તેલ-અત્તરવાળો, બંદૂકધારી ટોપીવાળા ગોરા સોલ્જરો, ઝરૂખામાથી જોઈ રહેલ મહારાજ (?), પાડા પર પખાલ નાખી લઈ જતો પખાલી ધંધાદારી-વેપારીઓ આગળ ખરીદનાર જૈનમંદિર-મૂર્તિ, વચ્ચે સામૈયાનુ દશ્ય-શણગારેલ હાથી, ઉપર અંકુશધારી મહાવત, છડીદાર, ચોપદાર, નગર, હવેલી, સુંદરી, ચોકી કરતો આરબ, દરવાજા પર ભાલાવાળો, હાથી પર બેઠેલ ઝંડાવાળો, ઘોડેસ્વાર, ઘોડો દોરી જનાર, ધ્વજ-પતાકા (ઝરી-પટકા)વાળા, છડીદાર, નિશાનદાર, ટોપીવાળી, વાજાવાળા, શણગારેલા હાથીની અંબાડીમા **શ્રીમંત મહારાજા** ગાયકવાડની સ્વારી, પાછળ ચામરધર તથા આગળ ડાબા હાથમા અંકુશ રાખી જમણા હાથે ચામર ઢોળતો મહાવત, આગળ છડીદાર, તથા બંદૂકધારી ગોરા પલ્ટન, આબદાગિરી, પાલખીનું માન પામેલા તથા ઘોડેસ્વાર માનવંતા સરદારો, સદ્‌ગૃહસ્થો, સરોવર, પનઘટ પરથી પાણીનો ઘડો ભરી લઈ જતી સુંદરી ઘડો ભરતો માણસ, વૃક્ષો મંદિરો, દેરીઓ વિગેરેના દશ્યો, શણગારેલા હાથી પર મહાવત પાછળ કેસરીયા ઝંડાવારી, છડીદાર, ઘોડા પર લાનઝંડાધારી, નોબતવાળા ઘોડેસ્વાર, મૃદંગ, ડંકા કંસીજોડ, સરણાઈ બજાવતા વાજાવાળા, પૂજાના (ખાસા) ઘોડાને દોરી જતા સેવકો, ઢોલક, કાંસીવાળા સાથે સૂરિના સામૈયામા જતા જૈન આગેવાન શ્રાવકો, માન-સન્માનપૂર્વક સ્વાગત કરી વડોદરામા પ્રવેશ કરાવાતા **શ્રીપૂજ્ય**(સોનેરી કિનારવાળા શ્વેત વસ્ત્રમા સજ્જ થયેલ), જેની પાછળ ચામર ધરનાર અને શ્રીપૂજ્ય ઉપર ધરી રાખેલી દુપટ્ટાની ચાદરીના છેડાઓ લઇ ચાલતા સદ્‌ગૃહસ્થો, પાછળ યતિ-મંડલ, શ્રાવિકા-મહિલામંડલ, રથમા બેઠેલ ગૃહસ્થ, દંડધારી, પાછળ ઊંટ પર નોબતવાળો, વ્યવસ્થાપક, પાદુકાને વંદન કરતો ભક્ત, મકાનો, વૃક્ષો વિ વિ ચિત્રો દર્શાવ્યા છે ચિત્રો પછી મંગલાચરણ, લેખપદ્ધતિ પછી પાટણ(ગુજરાત)નુ વર્ણન કરતા જૈન-પ્રાસાદોનો પદ્યોમા ઉલ્લેખ કર્યા પછી ત્યાના મહારાજા શ્રીમંત ગાયકવાડ ગોવંદરાવનો છંદમા ઉલ્લેખ છે—

"શ્રેણીબંધ હટ્ટા સોહે થટ્ટા, ભરિયા મટ્ટા, બહુ કીરિયાણે,
બહો ચીજ બિકતે, વીણજ કરતે, ગરજે શીરતે મન જાણે,
રાજેસ્વર રાજે, અતિહિ છાજે, ગાયકવાલ સીરદાર,
દેશ [સીર દેશ અરિ ન પ્રવેશ, જિન ઉપદેશ અતિ કાર] ૭

**પ્રજા-પ્રતીપાલો**, છલ છાગાલો, રઢિયાલો, ગોવંદરાવ સિરે,
કમઠા ભારે, જસ દરબારે, સેવક લારે, હુકમ કરે;
ગોવંદરાય સનુરો, ન્યાયઇ પૂરો, રૂપ અનુરો, સૂઝાર, દેશ૦" ૮

ત્યારપછી ઉદયસાગરસૂરિ ગચ્છરાજ સબંધમા પણ ૧ થી ૧૦૮ સંખ્યાવાચી પ્રસિદ્ધ શબ્દો અને સદ્‌ગુણવાચક વિશેષણોદ્વારા બહુ વિસ્તારથી ગુણ-સ્તુતિ કરી વિનતિ કરતા

' અત્ર શ્રીવટપદ્ર નયરથી, આજ્ઞાકારી દાસ, હુકમી સેવક પૂજ્યના, રજ-રેણુ-સંકાસ

અથ શ્રીવટપદ્ર-વીરક્ષેત્રવર્ણનમાહા અથ ગજ્જલ લિખ્યતે" જણાવ્યા પછી પૂર્વોક્ત ગજ્જલ મૂકી છે

**વિજયલક્ષ્મીસૂરિ**

ઉપર્યુક્ત વિજયલક્ષ્મીસૂરિનો જન્મ વિ. સં. ૧૭૯૪માં ચૈત્ર શુ. ૫મે પાલડી(મારવાડ)ના પોરવાડ વણિક્ શાહ હેમરાજને ત્યાં આણંદબાઈ માતાની કુક્ષિથી થયો હતો. આ સુરચંદ (પૂર્વનામ)ને તપાગચ્છ વિજયાનંદસૂરિપક્ષના વિજયસૌભાગ્યસૂરિએ સીનોરમાં વિ. સં. ૧૮૧૪ માઘ શુ. ૫ શુક્રવારે દીક્ષા આપી પં. પ્રેમવિજયને સોંપ્યા હતા, અને તે જ વર્ષમાં સ્વર્ગ-ગમન કરતાં પહેલાં ચૈત્ર શુ. ૧૦ ગુરુવારે આચાર્યપદ આપી પોતાના ભાવી પટ્ટધર તરીકે પ્રકાશિત કરતાં 'વિજયલક્ષ્મીસૂરિ' નામથી પ્રસિદ્ધ કર્યા હતા.

તેઓ વિ. સં. ૧૮૨૦માં સાણંદમાં ચોમાસું રોકાયા હતા અને તેમના આજ્ઞાંકિત શિષ્ય પં. જિનવિજયજી આદિનું ચોમાસું **ખંભાત**માં હતું, તે પૂર્ણ થવા આવતાં વિ. સં. ૧૮૨૧માં કા. શુ. ૫મે પંન્યાસ જિનવિજયજીની પ્રેરણાથી ખંભાતના સંઘે પોતાને ત્યાં પધારવા વિજયલક્ષ્મીસૂરિને ભક્તિભાવભર્યો કલામય વિજ્ઞપ્તિલેખ સાણંદ મોકલાવ્યો હતો (જેનું વિસ્તૃત વર્ણન અહિં થઈ શકે નહિ), તે ૮ાા હાથ લંબાઈવાળું ટીપણું સીનોરના જૈનજ્ઞાનભંડારમાં વિદ્યમાન છે, તેમાં સાણંદ, ખંભાત અને સૂરિ-સ્વાગતને લગતાં તથા બીજાં સારાં ચિત્રો હોવાં જોઈએ, પરંતુ દુર્ભાગ્યે હાલ તો મત્સ્ય, મગર, વહાણ સાથે સમુદ્રના દૃશ્યવાળું એક અર્ધું કપાએલું ચિત્ર બાકી રહેલું જણાય છે!!

પોતાની ગ્રંથ-રચનામાં **સૌભાગ્ય-લક્ષ્મી** શબ્દ દ્વારા પોતાના ગુરુનું અને પોતાનું નામ સૂચિત કરનાર, વિજયસૌભાગ્યસૂરિના વિનેય આ વિજયલક્ષ્મીસૂરિએ વિ. સં. ૧૮૪૩માં કા. શુ. ૫ રચેલ ૨૪ થાંભલાવાળો, વિવિધ કથામય ૩૬૦ વ્યાખ્યાનોવાળો, ૨૦૦૦૦ શ્લોક પ્રમાણ સરળ સંસ્કૃતગદ્યમય ઉપદેશપ્રાસાદ નામનો મહાન્ ગ્રંથ જૈન-સમાજમાં સારી રીતે લોકપ્રિય થયેલ છે, મુનિરાજો તેનું વ્યાખ્યાન વાંચે છે અને શ્રોતાઓ તેનું શ્રવણ કરે છે. તેમજ તેમણે રચેલ કા. શુ. ૫ જ્ઞાનપંચમીના દેવ-વંદનની વિધિ તરફ વર્તમાનમાં પણ આદર જોવાય છે. તથા વિ. સં. ૧૮૪૫માં વિજયદશમીએ ખંભાતમાં ભાવિક શ્રાવક શ્રાવિકાઓના આગ્રહથી વિવિધ દેશીઓમાં(રાગોમાં) રચેલ વીશસ્થાનક—પદ-સ્તવન(કુસુમ)-પૂજાદ્વારા જિન-પૂજન વર્તમાનમાં પણ પ્રચલિત છે. તેમણે રચેલ અષ્ટાહ્નિકા સ્તવન (સં. ૧૮૩૪), રોહિણીસ્વાધ્યાય વિગેરે બીજી કેટલીક કૃતિયો પણ આદર પામી છે.

વિ. સં. ૧૮૪૯માં **સીરોહી**માં ઉદયસૂરિના પટ્ટ પર તેમની સ્થાપના થઈ હતી. ખંભાતમાં ૧૮ અને **સુરત** બંદરમાં અધિક ચોમાસાં થયાં જણાય છે. તેમણે રાનેર, સીનોર, ફેરવાડા, આમોદ, છાયાપુરી, ગોધરા, જંબૂસર વિગેરે અનેક સ્થળોમાં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા અંજન-શલાકા કરી હતી.

આ શ્રીપૂજ્ય(વિજયલક્ષ્મીસૂરિજી) વિ. સં. ૧૮૫૨માં ઘુરેજી(મારવાડ)માં ચોમાસું રહ્યા હતા-એમ જણાય છે. આ ચોમાસું પૂર્ણ થવા પછી તેમનો વિહાર થાય તે પહેલાં-વિ. સં. ૧૮૫૩ના માગશર શુ. ૫ રાજનગર(અહમ્મદાવાદ)ના જૈનસંઘે આગામી ચોમાસા માટે પધારવા ભક્તિ-ભરપૂર સચિત્ર ગદ્ય-પદ્યભાષામાં વિસ્તૃત વિજ્ઞપ્તિલેખ તેમના તરફ મોકલાવ્યો હતો. "સંવત્ અઢાર ત્રેપનેં, માગસિર સુદ રવીવાર; તિથિ પંચમી સુંદર વિજય, લેખ લિખ્યો ધરી પ્યાર." તેમાં મુખ્ય પ્રેરણા, તેમના આજ્ઞાંકિત શિષ્ય પં. માનવિજયગણિ વિગેરેની જણાય છે; જેઓ તે ચોમાસું વીતાવ્યા પછી પણ તે સમયમાં ત્યાં વિદ્યમાન હતા. "શ્રીજીના આદેશથી, માંનવિજય પંન્યાસ, જપ તપ પચ્ચખાણેં કરી, ઉત્તમ થયો ચોમાસ."

[અપૂર્ણ]

# જીવન સુવાસ

**પંજાબકેસરી** રણજીતસિંહે શીખ ધર્મની આજ્ઞાને ઉલ્લંઘી એક વેશ્યા સાથે લગ્ન તો કર્યું, પણ પછી એમને પશ્ચાત્તાપ થયો તરતજ તે પોતાના પાટનગર લાહોરથી નીકળી શીખોના ધર્મનગર અમૃતસર જઈ પહોંચ્યા ને ન્યાયાધીશ ફુલ્લાસિંહને આગળ જઈ તેમણે એ અપકૃત્ય માટે માફી માગી

"માફી?" ફુલ્લાસિંહે ગદ્દગદિત કંઠે કહ્યું મને એ આપવાનો અહીં અધિકાર નથી. શીખોની ધર્મસભા તમને અપરાધી ઠેરવે એ પહેલાં જ સ્વતઃ-અપરાધી તરીકે તમે ન્યાયમંદિરમાં આવી પહોંચ્યો ત્યાં તમારો ન્યાય ચૂકવાશે"

બીજે દિવસે બ્રિટિશ સલ્તનતને નમાવનાર પંજાબનો સિંહ અમૃતસરની ન્યાયસભામાં અપરાધી તરીકે એક પાંજરામાં જઈ ઊભા ન્યાયાધીશે પૂછ્યું

તમે કોણ છો?'— શીખ ધર્મનો અપરાધી '

"તમારું નામ?"— રણજીતસિંહ."

"શો અપરાધ કર્યો છે? —' વેશ્યા-લગ્નનો "

ન્યાયાધીશ ફુલ્લાસિંહે થોડીવાર વિચાર કર્યો પછી તે શાંત છતાં મક્કમ સ્વરે બોલ્યા, "રણજીતસિંહ, શીખોના શિરતાજ છતાં ધર્મ તમને માફ ન કરી શકે એવો તમે ગુનોહ કર્યો છે તમારે એકવીશ દિવસ સુધી ધર્મસમાજના મંદિરો માટે વાસણ કાપવા પડશે, એટલા જ સમય સુધી એમના જોડા સાફ કરવા પડશે એક લાખ રૂપિયાનો દંડ ભરવો પડશે, અને ઝાડ સાથે બાંધી તમને ઉઘાડા બરડા પર સો કોરડા મારવામાં આવશે બોલો મંજૂર કબૂલ છે"

"કબૂલ છે" રણજીતસિંહે શાંતિથી કહ્યું

તરતજ પંજાબના એ વીરના રાજવશી વસ્ત્ર ઉતારી એને ખુલ્લા શિરે એક ઝાડ સાથે બાંધવામાં આવ્યો એક પ્રચંડ શીખ સૈનિક હાથમાં કોરડો લઈ તેની સમીપ પહોંચ્યો પણ એ કોરડો રણજીતસિંહની પીઠ પર પડે એ પહેલાં જ ન્યાયાધીશે તેને અટકાવતાં હર્ષભેર કહ્યું.

"ધન્યવાદ રાજન્! આ પળ તમે તમારા અઘોર કૃત્યની માફીને લાયક બન્યા છો ન્યાયનો સામનો કરીને લોહીની નદીઓ વહાવી શકત છતાં મૂંગે મોઢે તમે આકરી સજા કબૂલી લીધી એ જ ધર્મ અને ન્યાયના વિજયને માટે પૂરતુ છે. હવે ધ્યાન રાખજો"

પ્રજાના હર્ષનાદ વચ્ચે રણજીતસિંહને છોડી મૂકવામાં આવ્યા ને ભારતના એ મહાનમાં મહાન સેનાપતિએ ઝાડના બંધનમાંથી છૂટી ન્યાયાધીશના ચરણમાં પોતાનું મસ્તક મૂક્યું

× × ×

૧

મહારાષ્ટ્રપતિ રઘુનાથરાવ જ્યારે એંશી હજારનું સૈન્ય લઈ યવનપતિ હૈદરનો સંહાર કરવાને પુનાની બહાર ચાલ્યો ત્યારે નગરના દરવાજે તેણે નજર કરી તો જણાયું કે ન્યાયાધીશ રામશાસ્ત્રી ત્યાં પોતાનો હાથ ઊંચો કરીને ઊભા હતા.

તે તરત તેમની સમક્ષ જઈ પહોંચ્યો. પૂછ્યું, "દેવ આ સમયે કંઇ?"

"તમને અટકાવવાને!" રામશાસ્ત્રીએ શાંતિથી ઉત્તર દીધો.

"શો અપરાધ છે?"

"તમારા પર ભત્રીજાના ખૂનનો આરોપ છે. એના નિરાકરણ પહેલાં તમે પુના ન છોડી શકો."

"પ્રભુ, અત્યારે હું યવનોને સંહારવા જઈ રહ્યો છું. ત્યાંથી પાછો ફરૂં ત્યારે આપ આપની ફરજ બજાવજો."

"યવનોના સંહાર કરતાં ન્યાયનાં સૂત્રો વધારે પવિત્ર છે."

"એમ?" રઘુનાથરાવે ભ્રૂકુટિ ચડાવતાં પૂછ્યું, "આપનાં એ સૂત્રો આ પ્રસંગે હું માન્ય ન કરૂં તો?"

"તો આપનો આ ન્યાયદંડ." ને એ દરવાજા પર જ ન્યાયાધીશ તરીકેની પદવી છોડી રામશાસ્ત્રી પોતાને ગામ ચાલ્યા ગયા.

× × ×

એક શ્રીમન્તે લીંકનને પોતાના વકીલ તરીકે રોકી તેને સારી કમાણી કરાવી આપવાની ઈચ્છા દર્શાવી. પણ લીંકને એ શ્રીમન્તનો કેસ સાંભળી કહ્યું, "આપનો કેસ ધંધાદારી ગણતરીએ સારો છે. હું તેમાં કાયદાની આંટીઘૂંટીથી સફળ પણ બની શકું. પણ મારૂં હૃદય જરા ઢીલું છે. આ કેસ ચલાવતાં હું વિચારતો જ હોઈશ કે, 'લીંકન, તારો કેસ ખોટો છે; તું જુઠ્ઠો છે.' ને કદાચ એ શબ્દો મારાથી મોટે પણ બોલી જવાય ને આપને હારવું પડે. માટે, દિલગીર છું કે હું આપનો કેસ હાથ નથી ધરી શકતો."

× × ×

જંગલમાં બે સાથીદારો સાથે લૂટ ચલાવવા નીકળેલા વનવાસી વનરાજને ચાંપો નામે એક વણિક સામો મળ્યો. ચાંપાના માથે ઘીનું એક કુલ્લું હતું, તેની કેટમાં કંઈક નાણું ને પાંચ તીર હતાં. વનરાજ ને તેના સાથીદારોને જોતાં જ તેણે પોતાનાં પાંચ તીરમાંથી બે તોડીને ફેંકી દીધાં.

"બે તોડી કેમ નાખ્યાં?" વનરાજે ચાંપાની સમીપ પહોંચી બેદરકારીભરી પ્રભુતા દાખવતાં પૂછ્યું.

"તમારો ઉદ્દેશ મને લૂટવાનો જણાય છે. એટલે મારે તમને મારવા તો પડશે. પણ તમે ત્રણ છો, તીર પાંચ હતાં. એટલે બે નકામાં ગણી તે તોડીને મેં ફેંકી દીધાં છે."

"વાહ બહાદુર" પાસેના એક વૃક્ષ તરફ આંગળી ચીંધતાં વનરાજે કહ્યું, "જો પેલા વૃક્ષ પર-થઇ એક ચકલી ઝડપથી ઊડી રહી છે. તું એને વીંધી શકે તો તારી બાણવિદ્યા આગળ અમે હાર કબૂલીશું."

"ચકલી નિર્દોષ છે," ચાંપાએ ગર્વભેર કહ્યું; "સદોષ તમે બનવા માગો છો. તમારો દોષ ઢાંકવા હું એ નિર્દોષને નહીં વીંધું. દોષ તમે કરી જુઓ. પછી તમારા પ્રાણ લેવા એ મારી ફરજ બનશે."

"શાબાશ વીર" વનરાજે ચાપાની ન્યાયભાવનાની પ્રશંસા કરતાં તેની પીઠ થાબડી ને પછી પોતાની ઓળખ આપતા ઉમેર્યું "હુ ભાવિ ગુજરાતનો ભૂખ્યો રાજા છુ. મને શી મદદ કરીશ?"

"બળથી માગો છો કે મિત્રભાવે?"

"મિત્રભાવે." વનરાજે આંખોમાંથી સ્નેહ વર્ષાવતા કહ્યું

'તો બધુજ આપના ચરણે છે" ચાપાએ વનરાજને બીનું ડુલ્લુ આપ્યુ, પાસેનુ નાણુ સોપ્યુ, ને પોતે એનો સેવક બની ગયો

× × ×

પ્રેસીડેન્ટ લીંકનના દિવાનખંડમા એક દિવસે એક સ્વરૂપવાન બાલકન્યા આવી ઊભી તેના મુખ પર નિર્દોષતા ને આંખમા આંસુ હતા

'કેમ બહેન?' પ્રેસીડેન્ટે વાત્સલ્યભાવે પૂછ્યુ

"મારો ભાઇ જેલમા છે એના છૂટકારા માટે હું આપને વિનતિ કરૂ છુ" લીંકનના ચરણને આંસુથી ધોતા કન્યા બોલી

"કોઈની ભલામણ લાવી છે?"

"ના જી"

'ઠીક," પ્રેસીડેન્ટે કન્યાને એના ભાઇના છૂટકારાનું આજ્ઞાપત્ર સોંપતા કહ્યું, "તું કોઈની ભલામણ નથી લાવી એ તારી ન્યાયપ્રિયતા અને તારા આત્મવિશ્વાસની સાબિતી છે. ને તારી નિર્દોષતા એ તારા ભાઇની નિર્દોષતાની પૂરતી જામીનગીરી છે"

× × ×

અમેરિકન આંતરવિગ્રહમા બે છોકરાઓએ તેમના માબાપની ના છતા સૈનિક તરીકે નામ નોંધાવી દીધા પુત્રોને પાછા વાળવાનો માબાપ પાસે એકે ઉપાય ન રહ્યો છેવટે તેમણે પ્રેસીડેન્ટ લીંકનને પોતાની એ હકીકત જણાવી લીંકને તેમને સેનાપતિ પર એક ચીઠ્ઠી લખી આપી, "સેનાપતિ, માબાપની આજ્ઞા તોડનાર સૈનિકોની આ પવિત્ર યુદ્ધમા જરૂર નથી"

× × ×

એક યુવકે લોકમાન્ય તિલક પાસે જઈ કહ્યુ, "ગુરુદેવ, મારે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળી દેશસેવા કરવી છે તે સબધમા આપની સલાહ માગુ છુ"

'હુ સલાહ આપુ છુ કે," તિલકે શાંતિથી કહ્યુ, "તમે ઘેર જઇને તરતજ લગ્ન કરી નાખો. નૈષ્ઠિક બ્રહ્મચર્ય સેવવા ઈચ્છનારને પારકાની સલાહની જરૂર ન હોય."

× × ×

*ઇંગ્લાંડનો રાજા ચાર્લ્સ બીજો એક ખાનગી શાળાની મુલાકાતે ગયો* શાળાના અધ્યાપક ડૉ બીસ્બીએ એ પ્રસંગે માથેથી હેટ ન ઉતારતાં રૂવાબથી વિદ્યાર્થીઓને પાઠ આપવા માડ્યા પણ આગળના નમ્ર પલકારે એણે રાજાને આ અવિનય માટે ક્ષમા આપવાની વિનતિ કરી રાજાએ હસીને એની પીઠ થાબડી

જ્યારે રાજવી બહાર નીકળ્યો ત્યારે એક મત્રીએ રાજાને આ અવિનય ચલાવી લેવાનુ કારણ પૂછ્યુ ચાર્લ્સ હસીને બોલ્યો, 'એ શિક્ષકને એના વિદ્યાર્થીઓના મન પર

એ છાપ ચાલુ રાખવી છે કે જગતમાં ડો. બીસ્ઝી કરતાં મહાન પુરુષ બીજો કોઈ જ નથી. મારે એ છાપ શા માટે ભૂંસવી જોઈએ?"

× × ×

કલાકાર કેનોવા સ્વરૂપવાન ઈટાલિયન શાહજાદી બર્ગેસની આરસ-પ્રતિમા ઘડતો હતો. એ પ્રતિમાને સર્વાંગસંપૂર્ણ બનાવવાને શાહજાદી હમેશાં કલાકારની સામે કલાકો સુધી નગ્નસ્થિતિમાં બેસતી.

એક ચારિત્રસંપન્ન ઉમરાવજાદીને આ સમાચાર મળતાં તેણે શાહજાદીને પૂછ્યું, "પણ તમે નગ્નસ્થિતિમાં એક મિનિટ પણ બેસી શી રીતે શકો છો?"

"એમાં આમ ગભરાવાની કશી જરૂર નથી," બર્ગેસે હાસ્ય વેરતાં કહ્યું, "મારે બંને પડખે હું સળગતી સગડીઓ રાખીનેજ બેસું છું."

× × ×

કાસ્મીરના બહુમૂલ્ય કેશરની ૨૧૬ ગુણો ભરી એક શ્રીમન્ત વેપારી દેશવિદેશમાં ફરતો હતો. એકજ વ્યક્તિ જ્યાં બધું કેશર ખરીદી લઈ શકે ત્યાં જ તે વેચવાની તેની પ્રતિજ્ઞા હતી. વખત જતાં તે અવતી જઈ પહોંચ્યો.

અવંતીને પાદર તેને એક વણિક મળ્યો. તે વણિકને તેણે પોતાની હકીકત જણાવી.

"ઓહ, એમાં કઈ મહત્વની વાત છે?" વણિકે શાંતિથી કહ્યું. ને પછી ઉમેર્યું, "હું એ બધું જ કેસર ખરીદી લઉં છું. નાણાં તમે મારી પેઢી પરથી તરતજ લઈ જઈ શકો છો."

ને કેશરનો વેપારી જ્યારે પેઢી પર નાણાં ગણતો હતો ત્યારે તેના એક માણસે તેને ખબર આપી કે કેશરની બધી જ ગુણો વણિકનું નિવાસમંદિર બાંધવાને જ્યાં ચૂનાની ચક્કી ચાલતી હતી ત્યાં ચૂનાની સાથે ભેળવી દેવામાં આવી હતી.

× × ×

હાથની બંગડીઓ વેચી માતા ભગવતીદેવીએ ભૂખ્યા અતિથિ જમાડ્યા. પુત્રના હૃદય પર આ કૃત્યની અદ્ભુત અસર થઈ. તે આપમેળે વિકાસ સાધી ઉચ્ચ પદવીએ પહોંચ્યો. માને પૂછ્યું, "માતા, હવે તમારા અલંકાર પાછા ઘડાવીશું?"

"બેટા" માતાએ પુત્રના મુખ પર વાત્સલ્યભર્યાં નયન ઠેરવી કહ્યું, "મારે ત્રણ અલંકાર જોઈએ; અજ્ઞાનોને કેળવવાને નિશાળ; રોગીઓને નિરોગી બનાવવા દવાખાનું; ભૂખ્યાંઓનાં પેટ સંતોષવા અન્નશાળા."

ને પુત્ર ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરે એ ત્રણે કાર્યો પાર પાડી માતાની ઈચ્છા સંતોષી.

× × ×

અમેરિકન સ્વાતંત્ર્યયુદ્ધમાં એકપ્રસંગે વૉશિંગ્ટનની ટુકડી પાસે એક પણ તોપ ન રહી. વૉશિંગ્ટને યુક્તિ વાપરીને તરતજ લાકડાની સંખ્યાબંધ તોપો બનાવરાવી લીધી, અને તેને સૈન્યના આગળના ભાગમાં ગોઠવી. અંગ્રેજ સેનાપતિ રીગ્રી એટલી બધી તોપો જોઈ દૂરથીજ નાસી ગયો.

# ગુજરાતી પ્રજા અને સાહિત્ય

**ગુજરાતી** પ્રજાને ગુજરાતી સાહિત્ય વિષે જો અભિપ્રાય આપવાનો હોય તો તેમાંનો મોટો વર્ગ તરતજ કહી દેશે કે "એ સાહિત્યમાં તો કંઈજ નથી" પણ જો એમને પૂછવામાં આવે કે, "ગુજરાત તમારૂં છે તમે એના સાહિત્યને ખીલવવામાં શો ફાળો આપો છો?" તો તે તરત જ પૂંઠ ફેરવશે.

સાહિત્ય તો બાગ છે. તેમાં અનેક પ્રકારના મીઠાં ફૂલો કે ફળો વિકસવાને તલસતા હોય છે. પણ પારકા સાહિત્યથી આકર્ષાયેલ પ્રજા પોતાનાને પાણી પાવાને પણ તૈયાર નથી. ને પછી કહે છે, "અમારા બાગમાં તો કંઈ નથી"–ઘણી વખત તો આવો અભિપ્રાય આપનાર ને માથે જ પોતાના ખીલતા સાહિત્ય પ્રત્યે ઉપેક્ષા દાખવનાર એવા વિદ્વાનો, શ્રીમન્તો ને જવાબદાર વ્યક્તિઓ હોય છે કે જેમને સાંભળીને સાહિત્યપૂજકની આંખો શરમથી નીચી જ ઢળી જાય.

ગુજરાતમાં કેટલાંય સામયિકો જન્મે છે ને તરત મૃત્યુ પામે છે. કેટલાય ઊગતા લેખકો પોષણના અભાવે જ કરમાઈ જાય છે જેનામાં કંઈક સર્જનશક્તિ હોય છે તેઓ પોતાનું ઢોલ નથી વગાડી શકતા. ને પ્રજા જ્યારે એમના પ્રત્યે બેપરવાઈ દાખવે છે ત્યારે શુદ્ધ સાહિત્ય સર્જન ઊગતાં પહેલાં જ આથમી જાય છે

'સુવાસ' શરૂ થયાને પોણાબે વર્ષ થયા ઊગતા લેખકોને આગળ આણવા, પ્રજાને શુદ્ધ સાહિત્ય આપવું ને જીવનનો આદર્શ સમજાવવો એ એનું ધ્યેય. વિદ્વાનોએ એને વખાણ્યું, વાચકોએ પ્રશંસા કરી, પત્રકારોએ વધાવ્યું, એના લેખોના અનેક પત્રોમાં ઉતારા થવા લાગ્યા. છતાં પ્રજાએ એને આર્થિક ટેકો આપતાં તો એવી પીછેહઠ કરી કે શી રીતે ટકવું એ પણ એક પ્રશ્ન થઈ પડ્યો

છતાં નથી અમે પ્રજા પાસે ભીખ માગી, નથી અમારા આંકડા મૂક્યા. અમને સાહિત્ય પ્રત્યે પ્રેમ છે, અને અમારૂં માસિક અમે ગમે તે ભોગે ટકાવીશું જ પણ પ્રજા પાસેથી કોઈપણ જાતના ભોગ વગરનો એક સહકાર અમે માગીએ છીએ અને એ અમને પ્રજાએ આપવો જ જોઈએ. જે જે બન્ધુઓને અમે નમૂનાના અંકો મોકલાવીએ છીએ તે તે બન્ધુઓની માસિકના ગ્રાહક થવાની ઇચ્છા હોય તો એ અંક સાથે જોડેલા અમારા જ કાર્ડમાં તેઓ હા લખી મોકલે, ઇચ્છા ન હોય તો ના લખે, અને 'હા' કે 'ના' કશુંજ લખવાની ઇચ્છા ન થાય તો પછી બીજા અંકનો સ્વીકાર ન કરતાં તેઓ તે પાછો મોકલાવી દે. અમારી આ વારંવારની વિનંતિ છતાં ઘણાય બન્ધુઓ મફત અંક વાંચી લેવાના લોભમાં એના પ્રત્યે ધ્યાન નથી આપતા અને અમને નાહકની મુશ્કેલીમાં ઉતારે છે.

'સુવાસ'ના જે જૂના ગ્રાહકો હોય તેમણે નવા વર્ષે તરત હા–ના જણાવી દેવી. જેમને નમૂનાના અંકો મોકલાતા હોય તેમણે, ગ્રાહક બનવાની ઇચ્છા ન હોય તો, અંક તરત પાછો મોકલાવવો, અને એ અંક જોઈ જવાની ઇચ્છા હોય તો સાથે જોડેલા કાર્ડમાં હા–ના લખી મોકલવી. આટલીજ અમારી ગુજરાતી સાહિત્યજનતા પાસે માગણી કે વિનંતિ છે અને એ પણ જે ધ્યાનમાં ન રાખે તેને શું કહેવું એ અમે નથી સમજતા

# છૂટાં ફૂલ

'Fortnightly Review' ના છેલ્લા અંકમાં, શ્રી. ભવાની ભટ્ટાચાર્ય 'Youth of India at Bay' નામના લેખમાં, હિંદના વિદ્યાર્થીઓ તથા યુવકોના સંયોગો, તેમનો અભ્યાસ, માધ્યમિક શિક્ષણ વગેરે વિષયોની ચર્ચા કરી તેમની કૉલેજ-જિન્દગીના પ્રશ્નને સ્પર્શતાં, સહશિક્ષણ સંબંધમાં, કહે છે: 'અભ્યાસખંડમાં કન્યાઓના પ્રવેશે કૉલેજ-જિન્દગીમાં તેજ પૂર્યું. પ્રોફેસરોના ગણગણાટથી સુખહીન લાગતા કૉલેજના ઉદાસીન વાતાવરણમાં વીજળીનો ચમકાર પ્રગટ્યો. કુમારો ને કન્યાઓ વચ્ચે બાહ્ય સંબંધ તો ઘણો ઓછો જામ્યો, પણ તેમનાં મગજો તનમનાટ અનુભવી રહ્યાં. આછાં નયનકિરણો, સ્મિતની પ્રભાવ ભરી છાયા, ભ્રૂકુટિની કમાનના વળાંક—એ બધાંની એક મીઠ ભાષા બની ગઈ. કુમારોની રોમાંચક કલ્પનાઓ ઊછાળે ચડી. કન્યાઓની વધુ ને વધુ હાજરી તેમની લાગણીઓને ઉશ્કેરવા લાગી. કુમાર-કવિઓએ બૌદ્ધિક સુંદરતાની કવિતાઓ રચવા માંડી. કેટલાક વિશેષ વ્યવહારૂઓએ કન્યાઓની સાથે સંબંધ જમાવવા-મિત્રતા બાંધવા યુક્તિઓ યોજવા માંડી. ને મિત્રતામાંથી પ્રેમ પ્રગટ્યો, પ્રેમમાંથી લગ્ન જન્મ્યાં. પરિણામે જીવનનો શાંત પ્રવાહ ગૂંચવાયલ પ્રશ્નોના વમળરૂપ બની ગયો.'

× × ×

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર શ્રી અમીય ચક્રવર્તી ઉપર એક પત્ર લખી હિંદની વર્તમાન સ્થિતિ પર આક્રંદ વર્ષાવતાં કહે છે:

'એક બાજુએ સત્તાનો મદ—જે દમાણના બધા જ સાજશણગાર સાથે પોતાના બુરજમાં સજ્જ થઈ બેઠો છે; કદણ કાયદાઓ ને રાતી પાઘડીઓનાં ઝુંડ જેનું રક્ષણ કરી રહ્યાં છે. આ રીતે જ દેશને કબજે રખાય એવી એમની માન્યતા છે. બીજી બાજુએ ખાલી હાથે ને ખાલી ખીસે રાજી મળેલો માનવસંઘ-મુક્તિ અને સ્થાયી સલામતિના એકમાત્ર ઓસડ તરીકે જેને બિનઆક્રમણવાદનો સ્વીકાર કરવાની સલાહ આપવામાં આવી છે. પણ તે સંઘ પોતાના વિશ્વાસને આ નવા વાદમાં સ્થિર નથી કરી શકતો. કેમકે જગતમાં ક્યાંય, ભલા કે બુરાને સારૂ પણ, એ પદ્ધતિ અમલમાં નથી મૂકાઈ. માનવપશુના પંજામાંથી માનવીને બચાવવાને આક્રમણકારી સાધનો જ અનિવાર્ય છે-આ સિદ્ધાન્તને જ સર્વત્ર યોગ્ય સાધનો ને જરૂરી વસ્તુસંગ્રહથી અનુસરવામાં આવે છે. પણ જ્યાં માનવીને વિદ્યાના ઘણાખરા માર્ગેથી અટકાવી દેવામાં આવે છે ત્યાં તેને આ ખાસ વિષયથી પણ દૂર જ રાખવામાં આવે છે. ને દરેક દિશાએથી ઘેરાયેલા તેમને માટે હરણની જેમ નાસી છૂટવાનો પણ માર્ગ નથી રહેતો. રાજવંશી શિકારીઓના શિકાર માટે તેઓ તો અનામત જંગલોમાં જ વસે છે.'

* * *

નામાંકિત વ્યક્તિઓના હસ્તાક્ષરો મેળવવા માટે જગતના બુદ્ધિમાન યુવકો મરી ફીટતા આવ્યા છે. બર્ન્સ બોનેટ, વોશિંગ્ટન, શેક્સપિયર, ડીઝરાયલી, પ્રીન્સ બિસમાર્ક વગેરેના હસ્તાક્ષરોના હજારો પૌંડ ઉપજે છે; ટેનીસન, ફીલ્ડીંગ, ડીકન્સ, વેલીંગ્ટન, ગ્રેટા

ગાર્બો, બર્નાર્ડ શૉ વગેરેના હસ્તાક્ષરો પણ સેંકડો પૌન્ડ ખેંચી લાવે છે. પણ કુનેહથી કે સસ્તામાં હસ્તાક્ષરો મેળવી લેવાને જે ચિત્રવિચિત્ર માર્ગો લેવામાં આવે છે તે કેટલીક વખત ખૂબ જ રસિક હોય છે.

ડ્યુક ઑફ વેલીંગ્ટનને એક યુવકે તેમની પુત્રવધૂ માર્ક્વેસ ઑફ ડોરોનાં કપડાંના ધોવરામણનું બીલ મહિનાઓથી ન ચૂકવાયું હોવાની ફરિયાદ કરતો પત્ર લખ્યો. ડ્યુકે જવાબમાં જણાવ્યું, "મારા પુત્રે બીલ કેમ ન ચૂકવ્યું હોય એ મારાથી નથી સમજાતું, પણ હું પોતે તો માર્ક્વેસ ઑફ ડોરો નથી જ."

ઇંગ્લેન્ડની એક ઉમરાવજાદીએ પ્રીન્સ બિસ્માર્ક પાસે હસ્તાક્ષરની માગણી કરી. બિસ્માર્કે ઉત્તરમાં જણાવ્યું, "વ્હાલાં શ્રીમતીજી, હું કોઇને મારા હસ્તાક્ષર આપતો જ નથી. પ્રીન્સ બીસ્માર્ક."

કીપલીંગ પોતાના લેખો શબ્દદીઠ શિલિંગના ભાવે લખતો. એક યુવકે સસ્તામાં એની સહી મેળવી લેવાને એને બે શબ્દ લખી મોકલવાની સૂચના સાથે બે શિલિંગ મોકલાવી આપ્યા. કીપ્લીંગે ઉત્તરમાં લખ્યું, 'Thank you.'

બર્નાર્ડ શૉ તો કીપ્લીંગ કરતાં પણ વધુ વિચક્ષણ છે. તેનો લેખનનો દર પણ શબ્દદીઠ શિલિંગ પ્રમાણે છે એ જાણી એક યુવકે એને એક શબ્દ લખી મોકલવાની વિનંતિ સાથે એક શિલિંગ મોકલાવી આપ્યો. શૉએ તેને તારથી જણાવ્યું, 'Thanks'. બિચારા યુવકની હસ્તાક્ષર મેળવવાની ઉમેદ તૂટી પડી અને શિલિંગ ત્રીજે જ ઘેર પહોંચ્યો.

× × ×

આ વર્ષે નોબેલ-પ્રાઈઝના વિજેતાઓ—

પદાર્થવિજ્ઞાન-પ્રો. અર્નેસ્ટ લૉરેન્સ [ કેલીફોર્નિયા ]; સાહિત્ય-મો. ફ્રાન્ઝ સીલાનપીને [ ફીન્લેન્ડ ]; રસાયણ-પ્રો. બુટેનાન્ટ [ બર્લીન ] ને રૂઝીકા [ ઝુરીચ ]. ૧૯૩૮માં મુલતવી રખાયલ રસાયણ-વિભાગનું ઇનામ હીન્ડનબર્ગ યુનીવર્સીટીના પ્રો. કુન્હને ફાળે ગયું છે. તેમાંથી છેલ્લા ત્રણેએ રાજદ્વારી કારણોસર ઇનામનો સ્વીકાર કરવાની ના કહી છે.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૩૯૨ ]

પરસ્પરથી સ્વતંત્ર બનવાને પોતાનું સામાજિક સ્વાતંત્ર્ય અંગ્રેજોની કાયદાપોથીને વેચી રહ્યાં છે. સમય જતાં, એ કાયદાપોથી સ્ત્રી-પુરુષના પ્રશ્નને હિંદુ-મુસ્લીમ પ્રશ્ન કરતાં પણ વધારે ગૂંચવતો બનાવશે એની આજે કોઇને પરવા નથી. કેમકે લશ્કરી અને શિક્ષણવિષયક ગુલામી જાણે પચી ગઇ હોય એમ પ્રજામાં સાંસ્કારિક ગુલામીની ભૂખ જાગી છે. તે ભૂલી જાય છે કે પારસ્પરિક સ્વાતંત્ર્યની આ વાતો પ્રજાને સાચા સ્વાતંત્ર્યથી દૂર લઈ જવાને ખીલવવામાં આવી છે, આંતરિક પ્રશ્નોના ઉકેલની વાતો મહાપ્રશ્નને દબાવી દેવાને જગવવામાં આવી છે. તે સમજતી નથી કે મૂળનાં ઝેર મટશે તો નદીનાં પાણીને ગાળવાની પણ જરૂર નહિ રહે. પ્રજાનો વિકાસ ને સંસ્કારસ્વાતંત્ર્યના પરિણામે સ્વતંત્રતાનો સૂર્ય પ્રગટતાં બધે જ પ્રકાશ પથરાશે. અંધારામાં ઘેનભરી આંખે જ્યાંત્યાં મશાલો લઇ દોડતાં દોડાઓ પ્રગટશે.



યુદ્ધ—

**પૃથ્વી** પર માનવીના વસવાટને કરોડો વર્ષ થઇ ગયાં છે. પણ એ ગાળામાં એવો એકાદ સૈકો પણ નથી ગયો જેમાં માનવીએ મહાભીષણ યુદ્ધ ન ખેલ્યાં હોય. ઇતિહાસની જ્યાં નજર પહોંચી શકે છે એવાં રામાયણ–મહાભારત કે ઇજિપ્તની આદિ સંસ્કૃતિના સમયથી આજસુધીમાં એવો એકાદ દશકો પણ નથી વીત્યો જેમાં એક યા બીજા કારણે પૃથ્વી પર યુદ્ધ ન ખેલાયાં હોય.

આમ માનવસ્વભાવ અને ઇતિહાસને યુદ્ધ શરૂઆતથીજ પચી ગયું છે. જમદગ્નિથી માંડી બુદ્ધ, કે બુદ્ધથી ગાંધીજી સુધીના સંખ્યાબંધ માનવપ્રેમીઓએ યુદ્ધને અટકાવવા પોતાથી બનતું બધું જ કર્યું છે, પણ આજસુધીમાં તો કોઇને એમાં સફળતા નથી મળી. ગાંધીજીને એ મળે છે કે કેમ એ ભવિષ્યની પ્રજાઓ માપશે.

શરૂઆતમાં માનવી હાથોહાથ, પાષાણથી કે સામાન્ય શસ્ત્રોથી લડતો. તે પછી તેણે શસ્ત્રવિદ્યામાં ધીમે ધીમે વિકાસ સાધવા માંડયો. રામાયણ–મહાભારતયુગમાં તે વિકાસ તેની છેલ્લી હદે પહોંચ્યો. મહાભારતના યુદ્ધમાં તો એ વિકાસે લાખો માણસોનો ધાણ કાઢી નાંખ્યો. એ યુદ્ધ પછી શ્રી કૃષ્ણે, અગ્નિની મદદથી વિકસતાં શસ્ત્રોના ઉપયોગ પર પ્રતિબંધ મૂકી, શસ્ત્રમર્યાદા પ્રવર્તાવી. તે મર્યાદા હજારો વર્ષ સુધી જળવાઇ રહી. પણ સોમનાથ–પાટણમાં નિર્દય યવનો સામેની હાર પછી હિંદુ રાજનીતિજ્ઞોને શસ્ત્રમર્યાદાનો પ્રશ્ન ફરી વિચારવો પડયો. અને દશકાઓના ચિંતન પછી શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે, યવનો જો યુદ્ધમાં અગ્નિજન્ય શસ્ત્રો વાપરે તો, હિંદુઓને પણ તેમની સામે, તેવાં શસ્ત્રો વાપરવાની છૂટ આપી. સિદ્ધરાજ, કુમારપાળ કે ભીમસિંહે એ છૂટને વધાવી લીધી. પૃથ્વીરાજ કે પ્રતાપ એ છૂટથી કંઇક વેગળા રહી યવનોના ખપ્પરમાં હોમાઈ ગયા. તે પછી શિવાજીએ છૂટનો પૂરતો ઉપયોગ કર્યો પણ તે વખતે હિંદુ સમાજ ને રાજકારણમાં છૂપાં ઝેર ને નિર્બળતા રોપાઇ ચૂક્યાં હતાં. પરિણામે થોડોક સમય ચમકાર દાખવી મરાઠી સત્તા આથમી ગઈ. હિંદ યવનોના ને ગોરી પ્રજાના પંજામાં સપડાયું. ને હિંદની મૂળ પ્રજાઓને અવળા રસ્તે અથડાવી દઈ ગોરી પ્રજા ફાવવા લાગી. શાણા રાજનીતિજ્ઞો સ્વપ્નમાં પણ છૂટ ન આપી શકે એવાં શસ્ત્રોથી તેણે હિંદનો કબજો લીધો, ને શુદ્ધ રાજનીતિ મરણાંતે પણ ન સ્વીકારે એવી બુદ્ધિની રમતથી એ કબજાને તેણે સ્થાયી બનાવ્યો.

પણ કુદરત કોઇને નથી છોડતી. યુદ્ધ એ બુદ્ધિ કે બળની પ્રતિસ્પર્ધા છે. એ નીતિનો ભંગ કરી કોઈ પ્રજા જ્યારે એને કેવળ સંહારની પ્રતિસ્પર્ધા તરીકે કેળવવા માંડે છે ત્યારે, સમય જતાં, એ પ્રજાને પોતાનેજ એ નીતિનાં ભોગ બનવું પડે છે. ગોરી પ્રજાની આજે

એ સ્થિતિ છે. એણે તરછોડેલી શસ્ત્રમર્યાદા કે વિસારેલો યત્રવાદ કદાચ એને જ ભક્ષી જશે.

આ થઇ યુદ્ધ અને એના માર્ગો કે મર્યાદાની વાત. પણ યુદ્ધના કારણો એ પણ એ વિષયનો એક અગત્યનો પ્રશ્ન છે. લશ્કરી યુદ્ધોની જ્યારથી શરૂઆત થઈ ત્યારથી યુદ્ધના સાચા અને જગજાહેર કારણો વચ્ચે હમેશા આસમાન-જમીનનું અંતર રહેતું જ આવ્યું છે. જ્યારે યુદ્ધમાં સંડોવાનાર પક્ષોને, સ્વાર્થના સંરક્ષણ તરીકે કે નિર્બળ પ્રજાઓના શોષણને માટે, યુદ્ધ અનિવાર્ય લાગે છે ત્યારે બને પક્ષ, લશ્કરની અને પ્રજાની શક્તિને ઉશ્કેરવા તથા જગતની પ્રજાઓની હમદર્દી પોતાના તરફ વાળવા, પોતપોતાને યોગ્ય લાગતા દિલોત્તેજક કારણો ઉપજાવી કાઢે છે અને જગતમાં એનો પ્રચાર કરે છે. ઓગણીસમી સદીની મધ્યમાં ખેલાયલ ઓસ્ટ્રો-પર્શિયન યુદ્ધ વિષે ઇગ્લાંડના પરદેશીમંત્રીએ પોતે જ કહેલું કે "એ યુદ્ધનું ખરૂ કારણ જગતમાં ત્રણ જ જણ જાણે છે. પ્રિન્સ આલ્બર્ટ, ડેનીશ રાજદ્વારી ને હું." ગત મહાયુદ્ધનું જગજાહેર કારણ કેસરની મહત્ત્વાકાંક્ષા કે સર્વિયાના રાજકુમારનું ખૂન, રાજદ્વારીઓના મતે એ કારણ મોરોક્કો સંબધીનો કરારભંગ ને સાચું કારણ તો જાણતા હશે અગ્રેજ કે જર્મન રાજનીતિના સૂત્ર-સંચાલકો. વર્તમાન યુદ્ધનું ખરૂ કારણ પણ પ્રજાઓ દશકાઓ સુધી જાણી શકે એ અસંભવિત છે.

આ સ્થિતિમાં, પારકી ભૂમિ પર એનાના યુદ્ધોની પાછળ પોતાની માનસિક શક્તિ ખર્ચી નાંખવાને બદલે ભારતીય પ્રજા પોતાના પ્રશ્નોને વિશેષ સ્વતંત્ર દૃષ્ટિએ વિચારે એ વધારે લાભદાયી છે.

જીવન—

જીવનના મુખ્ય બે પાસા—એક સંસ્કાર, બીજુ બળ. સંસ્કારથી બળ વિશુદ્ધ બને છે, બળના આશ્રયે સંસ્કાર ટકી શકે છે. બળ વાડ છે, સંસ્કાર વેલ છે.

જે પ્રજાઓ આ બે પાસામાંથી એકને વિશેષ મહત્ત્વ આપવા ગઈ છે તેમણે બીજાને પાંગળુ બનાવી જીવન ગુમાવ્યુ છે. પ્રજા જ્યારે એકલા બળ પર મુસ્તાક બને છે ત્યારે તેની સ્થિતિ દાનવ જેવી બને છે. તેને બહારની ગુલામી નથી જકડી શકતી. પણ રસ, સંસ્કાર ને ઉલ્લાસથી હીન બની તે માનવજીવનની કિંમત ગુમાવી બેસે છે ને, સમય જતાં, પશુ જેવી બની તે ચાલાક પ્રજાઓના હથિયાર તરીકે વપરાઇ જાય છે. જ્યારે તે કેવળ સંસ્કારને ભજે છે ત્યારે તેને બહારના બળને આધીન-ગુલામ બનવું પડે છે. તેનો રસ નથી સૂકાતો, પણ ગુલામી તેની સંસ્કારવિશુદ્ધિને છૂંદી નાખે છે. ને સમય જતા રસ પણ વિલાસમાં પરિણમી પ્રજાને રોગી ને સત્ત્વહીન કરી મૂકે છે. સંસ્કારને પ્રાધાન્ય આપવા જતાં જૈનો પાસે આજે દશ લાખની પણ પ્રજા નથી, બળને પ્રાધાન્ય આપવા જતા મુસલમાનોની સખ્યા કરોડોની બની છે. પણ તેમાં રસ, ઉલ્લાસ, માધુર્ય, સમદૃષ્ટિ વગેરે વીસરાઈ ગયા છે.

પ્રાથમિક, ડખીલી કે વેર લેવાને ઝનૂને ચડેલી પ્રજાઓ બળપ્રધાન બની જાય છે, ગુલામ, વિલાસી, વૈભવી કે આદર્શવાદી પ્રજાઓ સંસ્કારપ્રધાન બને છે. બળપ્રધાન પ્રજાઓનું બળ પશુબળમાં પરિણમે છે, સંસ્કારપ્રધાન પ્રજાના સંસ્કાર વિલાસ, રોગ ને સત્ત્વહીનતામાં પરિણમે છે. રોમે વૈભવમાં સ્વતંત્રતા ગુમાવી, જગલી કે અર્ધજગલી પ્રજાઓએ કેવળ બળને અનુસરના જીવન ગુમાવ્યું

જીવના જોખમે બચાવી લીધેલ છે. સક્કરના હુલ્લડમાં એક મુસ્લીમ સ્ત્રીએ બચાવેલું એક હિંદુ કુટુંબ, એક હિંદુ વેપારીએ બચાવેલ દશ પઠાણોના જાન [હિંદના હિંદુ-મુસ્લીમ પ્રશ્નની ખરી બાજુઓ આ છે. જગજાહેર બાજુઓ પશ્ચિમમાંથી આવેલી છે.] સરાઇશેખમાં નવું સરકારી કતલખાનું. શ્રી. લાલા લજપતરાયના પુત્રનું લંડનમાં થયેલું અવસાન. જાણીતા ઇતિહાસકાર અને જૈન મુનિવર શ્રી ચતુરવિજયજીનો પાટણમાં થયેલો સ્વર્ગવાસ. નામાંકિત મહારાષ્ટ્રીય વિદ્વાન પ્રો. માધવ ત્ર્યંબક પટવર્ધનનું અવસાન. નાગપુરમાં હીટલરનું 'પૂતળું' બનાવી તેને સળગાવી મૂકવામાં આવ્યું છે. [એ પણ આપણી બહાદુરીનો એક નમૂનો છે.] લખનૌમાં પંડિત માલવિયાજીના પુત્ર પર એક સોલ્જરે કરેલ હુમલો. [હિંદ સોલ્જરોનું છે એ વાત નવી નથી.] અમદાવાદ મ્યુનિસિપાલીટી ઇમ્પીરિયલ બેંક પાસેથી રૂ. ત્રીસ લાખની લોન લેશે. મુંબઈ સરકારે વેચાણવેરો રદ કર્યો છે. હિંદમાં વધી ગયેલી મોંઘવારી ને સાથોસાથ લૂંટફાટ.

પરદેશ—જર્મનીએ પશ્ચિમયુરોપને રશિયાના પંજામાંથી બચાવી લેવાના તડાકા હાંકીને, રશિયા સાથે પશ્ચિમયુરોપની વિરુદ્ધમાં જ કરાર કર્યા, ને રશિયા સાથે જર્મનીની વિરુદ્ધ કરાર કરવામાં નિષ્ફળ ગયા પછી પશ્ચિમ યુરોપ હવે જર્મનીને રશિયાના પંજામાંથી બચાવી લેવાના તડાકા હાંકે છે [આનું નામ યુરોપીય રાજનીતિ] મુસોલિની ઇટાલિયન પ્રજાને કહે છે, "તમારા શસ્ત્રોની સાથોસાથ પીસ્તોલો ચમકતી રાખો. ઇટાલિની શાન્તિ એ નિર્બળોની શાન્તિ નથી, શસ્ત્રસજ્જ વીરોની શાન્તિ છે" [આ શબ્દો હિંદનો ગર્ભિત ઉપહાસ સૂચવવાને તો નથી ને?] વેનેઝુએલાના તેલના વિસ્તારોમાં આગ લાગી ત્યારે તેમાં બળી ગયેલ સેંકડો સંતાનોના માતપિતાઓ સીનેમાની મોજ માણતા હતા. અગાઉના મુખ્ય જર્મન સેનાપતિ વોન બ્લોમ્બર્ગ ને બીજા કેટલાક જર્મન અમલદારોની ધરપકડ. જર્મન સૈન્યમાં ઊભી કરવામાં આવતી કુતરાઓની લશ્કરી ટુકડીઓ. બ્રિટનની રાવલપીંડી અને ઉપરાંત બીજી પણ સંખ્યાબંધ સ્ટીમરો સુરંગો સાથે અથડાઇને ડૂબી ગઈ છે. બ્રિટિશ વડાપ્રધાન ને નૌકાપ્રધાન પાર્લામેન્ટમાં યુદ્ધનું અઠવાડિક અવલોકન કરતા દર વખતે મોટેભાગે કહે છે, "દરેક બાજુએ વિજય સધાય છે, સુરંગો સાફ થઇ રહી છે, હવામાં અને સાગરમાં આપણે વિજય વરી રહ્યા છીએ." માજી વડાપ્રધાન લોઇડ જ્યોર્જ બ્રિટિશ પ્રધાનમંડળને જર્મની અને રશિયા સાથે સમાધાન કરી લેવાની સલાહ આપે છે અને બ્રિટિશ પ્રજાને તેઓ વિજયની આશા આપે છે. બ્રિટિશ સૈનિકોના કુટુંબના લવાજમોમાં થયેલ વધારો. બ્રિટિશ વડાપ્રધાન મી. ચેમ્બરલેન, પરદેશમંત્રી લોર્ડ હેલીફેક્સ વગેરે લગભગ દરેક ભાષણમાં યુરોપનાં સુખ, શાન્તિ ને સલામતિની ભાવનાઓ દર્શાવે છે [યુરોપ સિવાય જગતમાં બીજા મુલકો પણ છે એની બ્રિટનના ભૂગોળશાસ્ત્રીઓને કદાચ ખબર નહિ હોય.] જર્મન પ્રચારખાતું કહે છે, 'જગતનો જે ભાગ બ્રિટનને હસ્તક છે એ બધાને સ્વરાજ્ય આપી દેવાય તો જર્મની બ્રિટન સાથે સમાધાન કરે'. [પોતે જગતની સ્વતંત્રતા માટે લડવા નીકળ્યા છે એવો દાવો એકલું બ્રિટન ખાટી જાય એ જર્મનીને શી રીતે પાલવે?] અર્થશાસ્ત્રીઓ કહે છે 'ઇટાલિની તટસ્થતા દુશ્મનાવટ કરતાં પણ વધારે ભયંકર છે. કેમકે ઇટાલિ એ ઢોંગ નીચે જર્મનીને જોઇતો બધો જ માલ જગતના બજારમાંથી ખરીદીને તેને પૂરો પાડે છે.' મ્યુનીચના શરાબગૃહમાં હીટલરનો જાન લેવાના કાવત્રા માટે પકડાયલ 'એલ્સર' નામના યુવકે એ કાવત્રાની પાછળ બ્રિટિશ છૂપી પોલીસનો હાથ હોવાનું જણાવી એના દલાલ તરીકે ડૉ. ઓટો સ્ટ્રેસરનું નામ આપ્યું છે. બ્રિટિશ રાજદ્વારીઓ કહે છે, 'જર્મન પ્રજા હીટલરને હડસેલી મૂકે તો અમે તેની સાથે માનભર્યું સમાધાન કરીએ" [કમનશીબી છે કે જર્મન પ્રજા એ સલાહ માન્ય કરતી નથી.] જર્મન નિકાસને અટકાવવા જતાં બ્રિટન તટસ્થ દેશોના વેપારને જે નુકસાન પહોંચાડે છે ને સામે જાપાન, રશિયા, હોલાંડ વગેરેનો દર્શાવેલો સખત વિરોધ. મી. એન્થની એડન પ્રશિયાની લશ્કરી ભાવનાને વખોડી કહાડે છે. રશિયા અને ફીન્લેન્ડ વચ્ચેનો સંબંધ તૂટીને બંને વચ્ચે જામેલું યુદ્ધ. ફીન્લેન્ડની સરકારનું રાજીનામું ને નવી સરકારની સ્થાપના. ફીન્લેન્ડ પોતાનો અદ્ભુત બચાવ કરી રહ્યું છે. પોતાનો કેસ તે રાષ્ટ્રસંઘ સમક્ષ રજુ કરે છે. ઇટાલિની ગ્રાન્ડ કાઉન્સીલની બેઠક. તેમાં જર્મનમૈત્રીનું પુનરુચ્ચારણ. રશિયાએ હંગેરિયન સ્વતંત્રતાની આપેલી ખાત્રી [ખાત્રીઓ આપવામાં ગોરી પ્રજાઓ ખૂબ જ આગળ વધી ગયલી છે] ગ્રામ્ય હોસ્પીટાલ સર્વીસ ચાલુ કરવાને લોર્ડ નફીલ્ડે સાડાચાર લાખ પાઉંડ આપ્યા છે.




अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

સંચાલક

રતિલાલ ત્રિભુવનદાસ શાહ

૧૯૮૩ : પોષ [ સળંગ અંક ૨૧ ] વર્ષ ૨ : અંક ૯

# અનુક્રમણિકા

પુ. ૨ પોષ : ૧૯૯૬ અંક ૯


૧ સ્ત્રી અને પુરુષ ... ... ચ ... ... ... ૩૯૫
૨ કર્મસંત— [ કાવ્ય ] ... ... પ્રભુલાલ શુકલ ... ... ૩૯૭
૩ અભિલાષા [ વાર્તા ] ... ... મ. દેસાઈ, ચ સંઘવી ... ... ૩૯૮
૪ બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન... પ્રાણશંકર જોષી ... ... ૪૦૩
૫ રાષ્ટ્રભાષાનું ભાવિ ... ... અમૃતલાલ વસંતરામ પંડ્યા ... ૪૦૭
૬ યુદ્ધના અગ્રણીઓ ... ... ચમનલાલ ... ... .. ૪૧૨
૭ સ્વર્ગની સફરે ... ... નરસિંહ ... ... ... ૪૧૭
૮ મૂલ્યાંકન ... ... નર્મદાશંકર હ. વ્યાસ ... ... ૪૨૪
૯ શાને ? [ કાવ્ય ] ... ... ગૌતમ ... ... ... ૪૨૭
૧૦ જીવન ઝરણ ... ... ... ... ... ૪૨૮
૧૧ કૃતાર્થ [ કાવ્ય ] ... ... દેરજી રા. મોઢા ... ... ૪૩૨
૧૨ અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન... વસંતાનુજ ... ... ... ૪૩૩
૧૩ ગોચરી ... ... ... ... ... ... ૪૩૧
૧૪ તારા—તણખા ... ... ... ... ... ૪૩૬



## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
| --- | --- | --- |
| ૦-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |





મુદ્રક અને પ્રકાશક મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

# નિયમો—યોજના

'સુવાસ' દર હિંદુ મહિનાના પહેલા અઠવાડિયામાં [ અંગ્રેજી મહિનાની પંદરમી તારીખ લગભગમાં ] બહાર પડશે.

'સુવાસ'ના નવા કે જૂના ગ્રાહકો વી. પી. ની રાહ જોવાને બદલે પોતાનાં નવાં કે બાકી રહેતાં લવાજમો મનીઑર્ડરથી મોકલાવી આપે એ વધુ હિતવાહી છે.

'સુવાસ'માં સ્થાન મેળવવા ઇચ્છતા લેખકોએ યાદ રાખવું ઘટે કે—

દરેક વિષયના લેખને માટે 'સુવાસ'માં સ્થાન છે; પણ તેમાં—

તલસ્પર્શતા, ભાષાશુદ્ધિ ને કલા એ અનિવાર્ય અંગો છે.

અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય ને સરળ લેખોને પ્રથમ પસંદગી મળશે.

જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

સ્વીકાર્ય લેખોની દશેક દિવસમાં પહોંચ અપાશે. બાકીના લેખો, સાથે ટપાલખર્ચ મોકલાવેલ હશે તો, તે જ મુદતમાં પાછા મોકલાવી દેવામાં આવશે.

'સુવાસ'માં કવિતાનું સ્થાન ઘણું જ મર્યાદિત છે. સત્ત્વહીન લેખો, વાર્તાઓ કે કવિતાઓનું ટપાલમાં આવી પહોંચતું બહોળું પ્રમાણ કાર્યાલયને ભારરૂપ થઈ પડે છે અને લેખકોને પણ તે ખર્ચમાં ઉતારે છે. એ બધાથી લેખકો અમને બચાવી લે એવી આશા રાખીએ છીએ.

લેખક, ગ્રાહક અને સહાયક [ મિત્ર કે વાચક ] એ ત્રણે કોઈપણ સામયિકનાં આવશ્યક અંગો છે. એ ત્રણેના માર્ગ વધારે સરળ બને અને એ ત્રણે એકમેકને તેમજ માસિકને મદદ રૂપ થઈ પડે એ ગણતરીએ, પ્રાથમિક ભૂમિકારૂપે, અમે એ ત્રણેનાં ખાસ મંડળોની સ્થાપના કરી છે.

લેખકમંડળ—

'સુવાસ'ના અત્યારસુધીના અંકોમાં જે લેખકનાં ઓછામાં ઓછાં પંદર પાનાં પ્રગટ થયાં હશે તે દરેકને સભ્ય ગણી શકાશે.

નવા લેખકોમાંથી જેઓ એમાં જોડાવા ઇચ્છતા હોય તેમણે તે સંબંધી પત્ર સાથે પોતાને મનપસંદ વિષય પર એક સુંદર લેખ અમને લખી મોકલાવવો. એ લેખ યથાયોગ્ય જણાતાં તે 'સુવાસ'માં પ્રગટ કરવામાં આવશે અને લેખકને, જરૂરી પત્રવ્યવહાર પછી, 'લેખકમંડળ'માં સ્થાન અપાશે.

એ મંડળ વધુમાં વધુ પચીશ લેખકોનું બનશે અને તેમાં જુદા જુદા વિષયના નિષ્ણાતોને જ સ્થાન અપાશે.

'લેખકમંડળ'ના સભ્યોને 'સુવાસ'નો દરેક અંક વિનામૂલ્ય મોકલવામાં આવશે.

'સુવાસ'ની પુરસ્કારની યોજનાનો લાભ, પ્રથમ લેખ પ્રગટ થઈ ગયા પછી, કેવળ એ સભ્યોને જ મળી શકશે.

પ્રગટ થતા લેખની પાંચ પ્રીન્ટ્સ દરેક લેખકને મોકલાશે. પણ સભ્યોને વિશેષ નકલો જોઈતી હશે તો, પત્રવ્યવહારથી નક્કી કરી લેતાં, કાગળના ખર્ચમાં જ તેમને તે માટે વ્યવસ્થા કરી આપવામાં આવશે.

તેમને દર વર્ષે એક સુંદર પોકેટ-ડાયરી ભેટ અપાશે.

'સુવાસ'માં પ્રગટ થતા લેખોની ચૂંટણી કરતાં તેમને પ્રથમ સ્થાન અપાશે.

તે મંડળમાંથી બે પ્રતિનિધિઓને 'સુવાસ'ના સલાહકાર-મંડળમાં લેવાશે.

એ સભ્યોને, ધીમે ધીમે, તેમનાં પુસ્તકો પ્રગટ કરવામાં કે પ્રગટ થયેલ પુસ્તકોના વેચાણમાં મગવડતા કરી આપવામાં આવશે.

આ ઉપરાંત તેમને બીજા પણ અનેક લાભ મળી શકે એવી યોજનાઓ ક્રમિક ધોરણે વિસ્તારવામાં આવશે.

મિત્રમંડળ—

એક કે એક કરતાં વધુ ગ્રાહકો બનાવનાર વ્યક્તિઓ 'સુવાસ'ના મિત્રમંડળમાં જોડાઇ શકશે.

તેમને સુંદર-સુશોભિત પોકેટ ડાયરી ભેટ અપાશે.

એક કરતાં વધુ ગ્રાહકો બનાવનાર મિત્રોને, તેમના કામના પ્રમાણમાં, જુદે જુદે ને જુદી જુદી ભેટો અપાશે.

સાત ગ્રાહકો મેળવનાર મિત્ર વિના મૂલ્યે 'સુવાસ' મેળવવાના અધિકારી થઇ શકશે.

[illegible]ળ—

'સુવાસ'ના વાચકમંડળમાં તેના લેખકો, ગ્રાહકો ને મિત્રો જોડાઇ શકશે.

આ મંડળના સભ્યો દર ત્રણ ત્રણ મહિને પાછલા ત્રણે અંકો વિષેનો પોતાનો અભિપ્રાય જણાવી શકશે અને એ અભિપ્રાયમાં જેનો અભિપ્રાય વધારેમાં વધારે સક્ષમ ને તટસ્થ વિવેચનરૂપે હશે તેને રૂ. ૫) થી ૧૦) નું ઇનામ અપાશે. ને એ બધા અભિપ્રાયોમાં જે લેખકના લેખને વિશેષ પસંદગી અપાઇ હશે તેને ગુજરાતી સાહિત્યની ગમે તે એક સુંદર કૃતિ ભેટ આપવામાં આવશે.

આ યોજનાથી તંત્રી, લેખકો, ગ્રાહકો, વાચકો, મિત્રો વગેરે એકમેકના ગાઢ સંપર્કમાં આવી શકશે અને પરસ્પર લાભદાયી બની શકશે.

ઉપરની યોજનાઓ સંબંધમાં યોગ્ય સૂચનાઓ પ્રત્યે પૂરતું ધ્યાન આપવામાં આવશે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટના મળી રૂ. ૧-૧૨-૦માં આપવામાં આવશે.

# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા :..... અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

વડોદરેથી એક વર્ષથી પ્રગટતા આ ઉચ્ચગ્રાહી માસિકનો ચૈત્ર–૧૯૯૫નો અંક શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય વિશેષાંક તરીકે નીકળ્યો છે....જેવા સુલેખકોના ઉપયોગી વિચારણીય લખાણો તંત્રી...મેળવી શકયા છે એ આનંદનો વિષય છે. ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—માનસી

ગુજરાતને એક સારું માસિક મળ્યુ હોવાનો સંતોષ થાય છે

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય–જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવું છે. ... લેખોની શૈલિ ઉત્તમ કલાપૂર્વક નવી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે ... તેના સંચાલકોને ધન્યવાદ છે. ...... આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો? અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધજાતની વાનગીઓ સાહિત્ય–પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા સાહિત્ય માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—સયાજીવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમા જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય કયાંય નથી અનુભવ્યો.

—બ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાચ્યા છતા ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

— મિત્રપ્રિય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૯૬ : પોષ [ અંક ૯

# સ્ત્રી અને પુરુષ

ચ

**સ્ત્રી** ચન્દ્ર છે, પુરુષ સાગર છે. ચન્દ્ર મધુર ચાંદની વર્ષાવે, સાગર મોજાં ઉછાળતી ગર્જનાઓ કરે. ચન્દ્ર પ્રકાશનાં પૂર વેરતા–સોળે કળાએ ખીલીને સાગરને મળવા તલપે; સાગરના જળમાં પ્રતિબિંબિત થઈ તે કૂદકા મારે. સાગર એને ભેટવા બાહુ લબાવે—ભરતીએ ચડે, ચન્દ્રના મુખમાથી વર્ષતી ચાંદનીને સ્પર્શવા જ્યાં જ્યાં ચાંદની પથરાતી હોય ત્યાં ત્યાં ફેલાઇ જવા તલસે; નદીઓનાં જળ પર ચન્દ્રનાં કિરણો નાચતાં નિહાળી નદીએનદીનાં તીરને તે પાછાં ધકેલે, પોતે પણ છૂપા વેશે એની સાથે ભળી જાય.

જડ કે ચેતન–પ્રકૃતિનાં અંગ, ચન્દ્ર અને સાગરની જેમ, એજ છે: સ્ત્રી અને પુરુષ. બંને પરસ્પરને જોવા, મળવા કે સ્પર્શવા તલસે છે પ્રેમ એ બનેને સાંકળે છે. એ સંકલનમાથી જીવનનું અમૃત વર્ષે છે; નવસર્જન થાય છે.

પણ ઘડાતા યુગનો માનવી પ્રેમના દર્શનને ઘણું કઠોર બનાવી રહ્યો છે. તે પ્રાણીઓ-માં જ પ્રેમ કલ્પે છે, અને એ પવિત્ર પ્રેમની એણે પતિપત્નીના દૈહિક પ્રેમમાં જ સ્થાપના કરી દીધી છે. તે ધારે છે કે સ્ત્રીને તેની દેહભૂખ ભાંગવા પુરુષ કે પુરુષો મળ્યા–સર્વસ્વ મળ્યું; પુરુષને એની દેહભૂખ ભાંગવા સ્ત્રી કે સ્ત્રીઓ મળી—સર્વસ્વ મળ્યું ને એ માન્યતા પર તે આવતીકાલના સંસારની રચના કરવાનાં સ્વપ્નાં સેવે છે.

તે ભૂલી જાય છે કે પતિપત્નીનો પ્રેમ કે નરનારીનો કેવળ દૈહિક સંબધ એ જ સ્ત્રી-પુરુષના પ્રેમનું સર્વસ્વ નથી. પણ ભાઈ અને બહેન, પિતા અને પુત્રી, માતા અને પુત્ર, દિયર ને ભોજાઈ, સાસુ અને જમાઇ, પુત્રવધૂ ને સસરો; નારી અને કલ્પનાનાં, સાહિત્યનાં

કે સ્થાપત્યનાં નરપાત્ર; નર અને કલ્પનાનાં, સાહિત્યનાં કે સ્થાપત્યનાં નારીપાત્ર—સર્વત્ર સ્ત્રી–પુરુષનો પારસ્પરિક પ્રેમ રચી રહ્યો છે. પ્રેમનાં એવાં વિશેષ ને વિશેષ રમણીય કે મંગલ સ્વરૂપો જ સ્ત્રી–પુરુષની પ્રેમભૂખ ભાંગી શકે છે. પણ એ પ્રત્યેક અંગોની સ્વયંવિશુદ્ધિ માટે પતિપત્નીનો પ્રેમ નિર્મળ અને અક્ર હોવો જરૂરી છે. પતિ જ્યારે પત્નીમાં જ કે પત્ની પતિમાં જ દેહપ્રેમ ઝંખે ત્યારે જ બીજા પ્રેમોની વિશુદ્ધિ જળવાઈ રહે. પતિ–પત્નીના પ્રેમની સુંદરતા માટે પણ એ જરૂરી છે. કેમકે પતિપત્નીની પરસ્પરમાં જ ગૂંથાઇ જવાની–પરસ્પર માટે ભોગ આપવાની તમન્ના જેટલી ઊંડી, એટલું જ એમના પ્રેમનું શિખર ઊંચું.

સર્જનનું મૂળ પ્રેમ છે, અને એ પ્રેમ સ્ત્રી અને પુરુષતત્ત્વો વચ્ચે જ સંભવી શકે છે. જેવા સ્ત્રી અને પુરુષના ભાવ એવો એમનો પ્રેમ; જેવો આજનો પ્રેમ એવું આવતીકાલનું જગત. પ્રકૃતિમાં કેવળ સૌન્દર્યપ્રેમ છે, એ નવું સૌન્દર્ય જન્માવે છે. પ્રાણીઓમાં દેહપ્રેમ પ્રધાનપદે હોય છે, એ દેહ જ જન્માવે છે. માનવી જ્યારે પ્રેમમાં શુદ્ધિ, નિર્મળ રસ, ભાવના કે માંગલિકતા કેળવે છે ત્યારે તે સંસ્કાર ને વિશુદ્ધ સંતતિ જન્માવે છે; દેહપ્રેમમાંજ એ સર્વસ્વ જોતો બને છે ત્યારે તે પણ પ્રાણીની જેમ કેવળ દેહ જ જન્માવે છે.

ભાઇ અને બહેનનો મંગલપ્રેમ, પિતા અને પુત્રી કે માતા અને પુત્રનો વાત્સલ્યપ્રેમ, જમાઇ ને સાસુ કે સસરો ને પુત્રવધૂનો ઊર્મિલ પ્રેમ, દિયર ને ભોજાઇનો લલિત પ્રેમ, પ્રકૃતિ કે ઇશ્વર સાથેનો તાદાત્મ્ય પ્રેમ, પતિ અને પત્નીનો દેહપ્રેમ—રસપ્રેમ—સમર્પણપ્રેમ, —પ્રેમનાં પ્રત્યેક અંગો જ્યાં પરસ્પર ગૂંથાઇને વિકાસ સાધે; સ્ત્રી ચન્દ્રની જેમ ચાંદની વર્ષાવે, પુરુષ સાગરની જેમ ઉછાળા મારે; ચન્દ્ર વ્યોમની રાણી, સ્ત્રી ગૃહસંસારની રાણી; સાગર પૃથ્વી પર પથરાય, પુરુષ જગતની જવાબદારીઓ ઉઠાવે; ચન્દ્રને ઝાંખું કલંક પણ શરમાવે; સાગર પૃથ્વીના ક્ષાર પોતાના પેટાલમાં સમાવે–સ્ત્રીપુરુષનું જે સંસારમાં આ સ્વરૂપ તે સ્વર્ગ. પુરુષપ્રાણી રોટલાના ટુકડા માટે દોડે તો સ્ત્રીપ્રાણી પણ એજ ટુકડા માટે પાછળ પડે; પ્રેમ જ્યાં વિશુદ્ધિ ને સમર્પણભાવને તજી વ્યાપાર ને વ્યવહારના માર્ગે વળે એ પ્રાણીઓનું જગત.

ખોળામાં હસતા સંતાનને રમાડતાં રમાડતાં મજૂરી કરીને નિર્બળ પતિનું પણ ભાવથી પોષણ કરતી સ્ત્રી, કે સવારે મજૂરી કરીને સાંજે માંદી પત્નીના ખાટલા પાસે બેસી એને અને સંતાનને હાથે રાંધીને સ્નેહથી જમાડતો પતિ–એ સ્વર્ગની કંગાલિયતનાં દૃશ્યો. લાખોની કમાણી કરતી, જગતની પ્રશંસા પામતી પણ સંતાન વગર તલસાટ અનુભવી હજારોની કિંમતે પારકાં સંતાન ખરીદતી અને પછી એમના ઉછેર માટે બીજા હજારો ખર્ચતી, છતાં હૈયાને તો ખાલી માનીને તેને ભરવા જ્યાં ત્યાં ભમતી સુંદરી એ પ્રાણીજગતના ઐશ્વર્યનું દૃશ્ય.

સ્ત્રી અને પુરુષ બંનેય જ્યાં પૈસાનેજ માટે મથતાં હોય ત્યાં પૈસો જ એકમાત્ર સાધ્ય વસ્તુ બની રહે, જે કંઇ જોઇએ તે પૈસાથી જ મેળવી શકાય, અને પૈસાથી જે મળે તે બજારૂ ચીજ—એમાં પ્રેમ, ભાવના કે સમર્પણની ઝંખના સેવવી એ અસ્થાને ગણાય. સ્ત્રી કે પુરુષ જ્યારે પ્રેમમાં અદલાબદલાની નીતિ સ્વીકારે ત્યારે પ્રેમ એ ભાવનાનું અમૃત મટી વ્યાપારનો વિષય બને, વ્યાપાર એટલે શુષ્કતા અને શુષ્કતા જગતને જડ બનાવે; કેમકે, વિલાસનું ગમે તેવું લલિત સ્વરૂપ પણ માનવીને રસાનુભવ નથી કરાવી શકતું; એ અનુભવ

# કર્મસંત —

પ્રભુલાલ શુક્લ

તમે પદપદે પડી જીરણ તોડીને શૃંખલા,
સમાજ ગૃહનાં બધાં જીવન—બંધનો પાંગળાં
ઉશેટીં, નવક્રાન્તિની પ્રલય—ફૂંકનાં ચેતને
ધર્યાં વસન મુક્તિનાંઃ

ભરી સકલ અંગમાં અભય પ્રાણ પૌરુષનો,
અને ઉર મહીં પુરી પ્રણય ગાન વિરાટનું;
તમે અડગ નિશ્ચયે મનનભોમને પ્રેરીને,
ગયા પથ નિમંત્રણે તિમિર માર્ગની કેડીએ.

ત્યજી જગતની બધી સુખદ સ્વપ્નની ઝંખના,
અનેક કુસુમો ભર્યાં પ્રમથરંગી આભુષણો
જલાવીં, સ્મૃતિ ચિત્તની ભળભળંત ભૂતાવળે
સજ્યાં નવલ આયુધોઃ

કરાલ યુગકાળના દુઃખિત પીડિતો ઢૂંઢવા,
કઈક અબલો મહીં પ્રબળ ચેતના પ્રેરવા;
અને જગતમિસમાં નવપ્રકાશ કૈં પૂરવા
મશાલ સળગાવી હ્યાંઃ

તમે નવ ખમીરના સરવ સંતને ન્હોતરી,
રચ્યો કરમ-યજ્ઞ કો' અજબ રાષ્ટ્ર સંક્રાંતિનો;
મહા જીવન જાગૃતિ પ્રબક પ્રાણ ઉત્થાનની
દિસે સકલ વિશ્વમાંઃ નવપ્રભાત જોને, ઉગ્યું !



---

ઊંડે ઊંડે પણ કંઇક સમર્પણભાવ ઝંખે છેઃ ગમે તેવી ગણિકાઓ પણ કંઈક ભોગ આપ્યા વિના પુરુષના સ્નેહને નથી આકર્ષી શકતી, ચક્રવર્તી રાજાઓ પણ કંઇક સમર્પણ કર્યા વિના સ્ત્રીને સુખી નથી બનાવી શકયા. સ્ત્રી કે પુરુષ જ્યારે દેહપ્રેમને સર્વસ્વ માને ત્યારે મંગલ પ્રેમના અભાવે અતૃપ્તિ અને વાસના જ જગત પર કાબૂ જમાવે; કેમકે, સાગરમાં સરિતાની જેમ, મંગલ પ્રેમની ધારાઓ જ જીવનને છલકતું રાખી શકે છે; અને દેહપ્રેમમાં રસામૃત અનુભવવાને, એ પ્રેમની સળગતી લાલસાને મર્યાદિત રાખવાને, તેના ખુલ્લા માર્ગોને સોનેરી સાંકળે બાંધી લેવાને એ છલકાટ અનિવાર્ય છે.

# અભિલાષા

મ. દેસાઈ
ચ. સંઘવી

**દિવસો** થયાં મહારાણી અસલ દર્દથી પીડાતી હતી. તેની ગુલાબી કાયા કરમાઈ ગઈ હતી. છતાં જ્યારે રાજા તેના પલંગ નજીક આવતો—તે બેઠી થતી, તેની આંખોમાં તેજ ચમકતું, નીચી નમીને તે પતિના પગ પર માથું મૂકતી.

રાજાનો સ્નેહ પણ એટલો જ ઊજળો હતો. સમરાંગણમાં સેંકડોનાં માથાં ઉતારનાર એ વીર માંદી પત્નીના પલંગ પાસે જતાંજ દીન બનતો, તેની આંખોમાંથી આંસુ ટપકતાં, તેનો કંઠ ગદ્ગદિત થતો. ઊભી થવા જતી પત્નીને તે પ્રેમભર્યા હાથથી ઝીલી લેતો. બંનેની આંખો મળતી, તેમાંથી મધુર પ્રેમના અંબાર વર્ષતા.

વૈદ્યો રાણીની આ માંદગીથી કંટાળી ગયા હતા. રાજા વારંવાર તેમની પાસે આવતો, ને નાના છોકરાની જેમ પૂછતો, "તે સાજી થશે ને?" ફરી કહેતો, "કોઈ પણ ઉપાયે એને બચાવો; તમે માગશો તે આપીશ." જતાં જતાં ફરી પોકારતો, "એને બચાવો, બચાવો."

પ્રભુના મંદિરમાં પણ તે સહચરીના પ્રાણની જ યાચના કરતો. પૂજારીને લાગતું કે, 'મહારાણી નહિ બચે તો રાજાનું મગજ ચસકી જશે.'

પણ છેવટે વૈદ્યોની વિદ્યા ફળી, રાજાની પ્રભુપ્રાર્થના પણ ફળી. રાણી મંદવાડમાંથી ઊઠી. પ્રિયતમના ચરણમાં તેણે માથુ મૂક્યું. રાજાએ તેને ભૂજયુગલમાં લીધી.

"પણ તમારા મુખ પર મને વ્યથા કેમ જણાય છે?" ભૂજામાંથી છૂટતાં રાણીએ સ્નેહભર પૂછ્યું.

"કંઈજ નથી"—કહી રાજા હસીને બહાર ચાલ્યો ગયો.

રાણી વ્યાકુળ બની. તેને લાગ્યું કે રાજા પોતાથી ચોક્કસ કંઈક છૂપાવે છે. તેણે સેવકોને પૂછપાછ કરી. પણ કોઈએ સંતોષજનક ઉત્તર ન આપ્યો. છેવટે તે પોતાની એક વિશ્વાસુ દાસી પાસેથી જાણી શકી કે, 'દુશ્મનોએ નગરને ઘેરો ઘાલ્યો છે. પણ રાણીની નબળી કાયા પર એ સમાચાર કંઈ અઘટિત અસર ન કરી દે એ ખાતર રાજાએ તેને તે જણાવવાની મના કરી છે.'

"પણ," રાણીએ વિશેષ જિજ્ઞાસાથી પૂછ્યું, "મારો કુમાર ક્યાં છે? હું માંદગીમાંથી ઊઠી છતાં તે મને મળવા પણ નથી આવ્યો!"

"એ તો મને ખબર નથી"—દાસી તરત ચાલી ગઈ.

રાણી વધારે અકળાઈ. તે એટલું તો સમજી જ ગઈ કે કુમાર સંબંધમાં પણ કંઈક માઠો બનાવ બન્યો છે. પણ રાજાના મનાથી કોઈ તેને કંઈ કહેતું નથી. તેણે પોતાના વિશ્વાસુ સેનાપતિ ને ધર્મભાઈ કેશરીસિંહને પોતાની સમીપ બોલાવ્યો. ને જાણે પોતે બધું જાણતી જ હોય તેમ શાંતિથી પૂછ્યું:

"પણ તમે કુમારનો પત્તો કેમ નથી મેળવતા ?"

"પત્તો તો મેળવ્યો છે; બહેન" સેનાપતિએ સહજભાવે કહ્યું, "તેમને દુશ્મનના મુખ્ય સેનાપતિના તંબુમાં રાખવામાં આવ્યા છે."

રાણી સમજી ગઈ. તેનો પ્રિય પુત્ર દુશ્મનો સામે જતાં ગમે તે રીતે કેદ પકડાયલ હોવો જોઈએ. પણ આ સમાચાર સાથે જ તેનામાં પુત્રને મળવાનો તલસાટ જાગ્યો. તેણે પૂછ્યું, "એના છૂટકારા માટે દુશ્મનોએ શી શરત રજુ કરી છે ?"

"સત્તાવાર રીતે તો કંઈ જ નહિ."

"સત્તાવાર નહિ તો બિનસત્તાવાર. પણ તમને કુમારના મિત્ર માની કંઈક તો કહાવ્યું જ હશે ને ?"

"નગરમાં પ્રવેશવાનો ગુપ્ત માર્ગ બતાવી દઉં તો તેઓ કુમારને છોડવા તૈયાર છે." સેનાપતિએ કંઈક કચવાટ દર્શાવતાં કહ્યું.

"તમે શો ઉત્તર આપ્યો ?"

"ઉત્તર ?—કહાવ્યું છે કે કુમાર કરતાં અમે નગરની કિંમત વધારે આંકીએ છીએ."

રાણીએ એક દીર્ઘ નિસાસો નાંખ્યો. કેશરીસિંહ એ જોઈ ચમકયો. રાણી બોલી, "કેશરીસિંહ, તું પુરુષ છે. સ્ત્રીનું હૈયું, માંદગીમાંથી ઊઠીને પુત્રને મળવા તલસતી માનો વલોપાત તને ન સમજાય. પણ બહેનની એક આજ્ઞા માનીશ ?"

"શી ?" સેનાપતિ વિશેષ ચમકયો.

"દુશ્મનોને ગુપ્ત માર્ગ બતાવી દે. મારો કુમાર મને પાછો લાવી આપ."

સેનાપતિના મસ્તકે જાણે વીજળી પડી. તે ઘેનમાં હોય એમ બોલ્યો, "ગુપ્ત માર્ગ બતાવું ? રાજદ્રોહ કરું ? મારી ઉજ્જ્વળ કીર્તિને કલંકિત બનાવું ? રાજાજી આ જાણે તો મોતની સજા પામી નર્કે જાઉં ?"

"કેશરી," રાણીએ હૈયાના ભાવ પ્રકાશતાં કહ્યું, "એ બધું કઠીન હશે. પણ તલસતી બહેન કે માનું હૈયું મનાવવું એના પુણ્ય આગળ એ કંઈ જ વિસાતમાં નથી. રાજાજીને તારા પર શંકા આવી શકે જ નહિ. ને દેશદ્રોહ સ્વાર્થને ખાતર કંઈક કરવામાં છે, પરોપકારમાં નહિ. તું ગુપ્ત માર્ગ બતાવે એથી જ કંઈ દુશ્મનો જીતી નથી જવાના. એ લોકો એ માર્ગ બીજા ઉપાયથી જાણી લે તો તમે ગફલતમાં કદાચ હારી પણ જાઓ. પણ તમે જ જ્યારે એમને એ માર્ગ દર્શાવ્યો હોય ત્યારે એ માર્ગે આવતાં તમે એમને સહેલાઈથી જીતી શકો."

રાણીના આ શબ્દોએ સેનાપતિ પર જાદુઈ અસર કરી. છતાં એના હૃદયને તો એનાથી ડંખ જ લાગ્યો. રાણીએ સૂચવેલ માર્ગે કુમારને પાછા મેળવી શકાય, છળ કર્યાથી કદાચ વિજય પણ વરી શકાય છતાં શુદ્ધ ક્ષત્રિયવટને તો એનાથી કલંક જ ચોંટે એ તે ન ભૂલી શકયો. પણ તેને એક પ્રસંગ યાદ આવ્યો: દિવસો પહેલાં તેનો પોતાનો પુત્ર ગુજરી ગયેલો; તેની પાછળ તેની માએ જ્યારે તરફડીને પ્રાણ કાઢયા ત્યારે પોતાને મોતમાંથી બચાવી લેનાર આ રાણીમાતાજ હતી; તેણે જ આજસુધી પોતાના હૈયાને ભગિનીસ્નેહથી ભર્યુંભર્યું રાખ્યું હતું. બહેનની વાત તેણે તરત કબૂલી. કહ્યું, "પણ દેવી, યાદ રાખજો, મારી કીર્તિને કલંક ન લાગે."

'એ ફીકર રહે, ભાઈ," રાણીએ સ્નેહ દર્શાવતાં કહ્યું, "તારું કોઇ નામ પણ નહિ લે."

× × ×

રાજારાણી અંતઃપુરમાં હતાં. રાજા રાણીના મુખ પર સ્નેહઘેલી આંખે તાકી રહ્યો હતો. ત્યાં દૂરથી બંદૂકના અવાજ આવ્યા. રાણીએ જિજ્ઞાસાથી પૂછ્યું, "આજે શું છે!"

"એક દેશદ્રોહીને તેના અપરાધને યોગ્ય સજા થાય છે."

"દેશદ્રોહી? કોણ?" રાણીએ ચમકીને પૂછ્યું.

"કેશરીસિંહ" રાજાએ કંઈક ગ્લાનિ અનુભવતાં કહ્યું. પણ રાણીના મગજ પર તો એ શબ્દ સાથે જ જાણે વજ્ર પડ્યું. તે ટગર ટગર તાકીજ રહી.

"કેશરીસિંહ!" રાજાએ ભાવવાહી સ્વરે ઉમેર્યું, "કેટલો બહાદુર વીર! પણ કોણ જાણે કયા કારણે એણે વૈરીઓને નગરપ્રવેશનો ગુપ્ત માર્ગ બતાવી દીધો. કુમાર દુશ્મનો પાસેથી છૂટી તમારાં દર્શને આવ્યો તે જ પળે દુશ્મનોએ નગર પર પાછળથી હલ્લો કર્યો. કેશરીસિંહ પોતાની લશ્કરી ટુકડી સાથે તે માર્ગ પર દુશ્મનોને કાપતો ઊભો હતો છતાં જાસુસીખાતાના વડાએ જણાવ્યું કે દુશ્મનોને એ માર્ગ કેશરીસિંહે પોતે જ બતાવ્યો છે. મેં તરત. કેશરીસિંહને ઠેકાણે બીજા સેનાપતિની નિમણૂક કરી, કુમારને દુશ્મનો પર પાછળથી હલ્લો કરવાને કેટલીક લશ્કરી ટુકડીઓ સાથે નગર બહાર મોકલ્યો. કેશરીસિંહની ધરપકડ કરવામાં આવી. તેણે પોતાનો ગુનો કબૂલી લીધો. ને લશ્કરી ન્યાયાધીશે તેને મોતની સજા ફરમાવી છે."

રાણીએ રાજાની વાત તો સળગતા હૈયે પણ સાંભળી લીધી. પણ તે પૂરી થતાં જ તે બેહોશ થઈ પડી.

રાજા ચમક્યો. તેને કશી સમજ ન પડી.

રાણી બેહોશ સ્થિતિમાં જ બબડી: 'કેશરીસહ નિર્દોષ છે; ગુન્હેગાર હું છું. કુમારને ગાળવા હું તલપતી હતી. દુશ્મનોની એજ શરત હતી. મેં કેશરીસિંહને આજ્ઞા આપી હતી."

"એમ!" રાજાની આંખો ચમકી ઊઠી; તે રાણીને દાસીના હાથમાં સોંપી તરત ત્યાંથી પાછો ફરી ગયો.

થોડીવારે રાણીને ન્યાયમંદિરનું તેડું આવ્યું. તે એકાદ ઘડી પહેલાં જ શુદ્ધિમાં આવી હતી, પણ તેડાનો ભાવાર્થ તે સમજી ગઈ. એક દાસી સાથે તે તરતજ ન્યાયમંદિરમાં જઈ પહોંચી. તેને આરોપીના આસને બેસાડવામાં આવી.

સામે સિંહાસન પર રાજવી બેઠો હતો; મુખ્ય આસને લશ્કરી ન્યાયાધીશ બેઠો હતો. આસપાસ ગંભીરવદને મંત્રીમંડળ ગોઠવાયું હતું.

"આપના પર" રાણી સામે જોઈ, આંખમાંથી આંસુ લૂછતાં લશ્કરી ન્યાયાધીશે પૂછ્યું, "સેનાપતિ કેશરીસિંહને રાજદ્રોહી દોરવણી આપવાનો આરોપ છે. આપ તે કબૂલો છો?"

"જી."

"એ લશ્કરી ગુન્હો છે;" ન્યાયાધીશે ઉમેર્યું, "તેની સજા મૃત્યુની હોય છે."

"સ્વાભાવિક છે."

"આપને કંઈ કહેવું છે?"

"ના." નીચાં નયણેજ રાણીએ ઉત્તર દીધો.

"તો પછી" ન્યાયાધીશે પરાણે શાંતિ સાચવતાં કહ્યું, "લશ્કરી નિયમન આપને મોતની સજા ફરમાવે છે." ને એકાદ ક્ષણ થોભી ઉમેર્યું, "પણ ન્યાયમંદિરના વડા તરીકે

રાજવીને, ન્યાયાધીશની વિનંતિથી, એવી સજાએ માફ કરવાની છૂટ રહે છે. હું આ પ્રસંગે એમને ચરણે એ વિનંતિ ગુજારૂં છું."

"યોગ્ય છે" મુખ્ય મંત્રીએ ન્યાયાધીશને સાથ આપ્યો.

"ન બને" રાજાએ આંખમાંથી પ્રતાપ વર્ષાવતાં કહ્યું, "રાજદ્રોહીને યોગ્ય સજા થવી જ ઘટે."

"પણ આ ગુન્હા માટે સવારેજ કેશરીસિંહને સજા થઇ ચૂકી છે." એક મંત્રીએ દલીલ મૂકી.

"ને એથીજ એ ગુન્હો બેવડાયો છે," રાજાએ એટલાજ પ્રતાપથી કહ્યું, "કેશરીસિંહનું સવારે ખૂન થયું છે. અને એ ખૂનનું કારણ મહારાણી છે."

ન્યાયાધીશે વિનંતિઓ કરી, દલીલો કરી. પણ રાજા માને એ છેવટે તો તેને અસંભવિતજ લાગ્યું. અને મહારાણીને તેણે આંસુઝરતી આંખે પૂછ્યું, "આપની કંઈ ઈચ્છા ?"

"મારા પતિનાં ચરણને છેલ્લો સ્પર્શ કરી લેવાની" રાણીએ રાજાના મુખ પર સ્નેહભર્યાં નયન ફેરવ્યાં.

રાજા સિંહાસન પરથી ઊભો થયો. હાથમાંનો રાજદંડ ને માથા પરનો મુગટ તેણે સિંહાસન પર મૂકી દીધો. તે સામાન્યવેશે ભોંય પર જઈ ઊભો. રાણીએ તેની સમીપ પહોંચી તેનાં ચરણ પર પોતાનું મસ્તક મૂક્યું. રાજવીએ એ મસ્તક પર હાથ મૂક્યો. તેની આંખમાંથી સરતી આંસુની ધારાઓ એ મસ્તકને ભીંજવી રહી.

રાણી પોતાના આસને પાછી ફરી. રાજા સિંહાસન પર ગોઠવાયો.

"આપની અંતિમ અભિલાષા ?" ન્યાયાધીશે રાણીને પૂછ્યું.

"જ્યાંસુધી મારો મારો કુમાર જીવતો હોય," રાણીએ સ્નેહભરી વાણીમાં કહ્યું, "ત્યાં સુધી હું કયા કારણે મરી છું તે અહીં છો એ સિવાયનું કોઇજ ન જાણે. ન મારો પુત્ર મારા કારણે જરીકે દુઃખી બને."

"અમે આ પ્રસંગ ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા લઇએ છીએ" મંત્રીઓ એકી સાથે બોલી ઊઠયા.

બીજે દિવસે રાજાએ રાણીની ભસ્મને કપાળે ચોપડતાં પોતાના સ્થપતિને એ સ્થાન પર એક ભવ્ય સ્મૃતિમંદિર બાંધવાની આજ્ઞા ફરમાવી.

પાંચેક દિવસ પછી વિજયી રાજકુમાર પોતાના સૈન્ય સાથે નગરમાં પાછો ફર્યો. નગરજનોએ તેને મુક્તિદાતા તરીકે વધાવ્યો. પણ કુમારે એ વધામણીમાં પણ ગમગીની પથરાયલી જોઈ. તેને ક્યાંય ચેન ન પડયું. તે માને મળવા દોડયો. બારણેજ તેને પિતા સામા મળ્યા. તે તેમના ચરણે નમ્યો.

"માતાને મળવા જતો હતો ને ?" રાજાએ સ્નેહથી પૂછ્યું.

"હા"—કુમાર અંદર દોડવા ગયો.

"તારી માતા ત્યાં નથી," રાજાએ વેદનાભર્યા સ્વરે કહ્યું; ને પછી ઉમેર્યું, "તે ક્યાંક બીજે ગઇ છે. ચાલ હું તને બતાવું."

કુમારને કંઇ સમજ ન પડી. છતાં માને મળવાની હોંશમાં તે પિતાની પાછળ પાછળ ચાલ્યો.

થોડીવારે તેઓ રાજમહેલના બગીચાના એક એકાંત ભાગમાં જઈ પહોંચ્યા. ત્યાં અર્ધું ચણાયલું એક મંદિર ઊભું હતું. રાજાએ પુત્રને તે મંદિર બતાવતાં કહ્યું, "તારી માતા અહીં સૂતી છે."

"હેં !" વસ્તુસ્થિતિ સમજતાંજ કુમાર બેહોશ જેવો બની ગયો.

"“હા” રાજાએ શાંતિથી કહ્યું. "તારી માતા સ્વર્ગવાસિની બની છે, પણ તેનું મૃત્યુ નગરમાં કહેવાય છે તેમ અકસ્માતથી નથી થયું."

"ત્યારે ?" કુમાર વિશેષ ચમક્યો.

"તેનું ખૂન થયું છે."

"એમ !" કુમારની આંખોમાંથી ક્રોધની ધારાઓ વર્ષવા લાગી. તેનો હાથ તરવારની મૂઠ પર ગયો.

"અને એ ખૂન મેં કર્યું છે."

"આહ"—કુમાર બેહોશ બની ભૂમિ પર પટકાઈ પડ્યો.

"કુમાર" રાજા પુત્રની સમીપ બેસી, ધીમા પવનથી એને હોશમાં આણતાં બોલ્યો, "કર્તવ્યમૂઢ ન બન. પવિત્ર ધર્મને બજાવતાં તારી માતાએ આત્મભોગ વ્હોર્યો. રાજધર્મ સાચવવા જતાં મેં એ વિશુદ્ધ આર્યાને સ્વર્ગે વળાવી. પણ મારું હૃદય જળી રહ્યું છે. એ સજા માગે છે. તું તારી માનો પુત્ર છે. મને સજા કર."

"પિતાજી" કુમાર કંઈક હોશમાં આવતાં બોલ્યો, "કયા કારણે મારી માતાએ ભોગ આપ્યો ?"

"એ જાણવું જવા દે," રાજાએ કહ્યું, "તારી માની અંતિમ અભિલાષા હતી કે, 'એનો પુત્ર જીવનમાં કદી દુઃખી ન બને; માના મૃત્યુનું કારણ જાણવા ન મથે. માની મૂર્તિની પૂજા એ ભલે કરે, પણ એના કારણે એ તલવાર પણ અશાંતિ ન અનુભવે.' તું સાચો સુખી બન. તારી મા સ્વાભાવિક કારણે મરી છે એમજ માન. ને તોજ તું તારી માતાની અંતિમ અભિલાષા પૂરી શકીશ."

કુમારની આંખમાંથી થોડાંક અશ્રુઓ સરી પડયાં. પણ પછી એ આંસુઓ પોતાની ની અભિલાષાને ક્યરી રહ્યાં છે માની કુમારે તરતજ એ લુછી નાખ્યાં. પિતાને ગ પૂછયું:

"આપની શી ઇચ્છા છે?"

"મારે તારી માની સોડમાં સૂવું છું. પણ તે પતિ તરીકે મેં કરેલાં પાપની સજા પામ્યા પછી......"

"ને એ સજા આપનાર તરીકે હું જ આપને મળ્યો ?"

"હા," રાજાએ હેરલો પ્રભાવ દર્શાવતાં કહ્યું, "તું તારી માનો પુત્ર છે. તેના વેરનો અધિકાર તને છે. મૃત્યુથી વધારે ભયંકર સ્થિતિમાં મેં પાંચ યુગ જેવા પાંચ દિવસ વીતાવ્યા છે—યોગ્ય વ્યક્તિના હાથે સજા પામવાને, યોગ્ય પુરુષના મસ્તકે રાજમુગટ મૂકી જવાને. હું તને રાજમુગટ સોંપું છું, તું મને સજા આપ. બંને સરખાં છે."

"આપની અંતિમ ઇચ્છા ?"

"મારી પ્રિયતમાની અંતિમ અભિલાષાનું તું પાલન કરે તે. ને મને એના જ સ્મારકમંદિરમાં સુવાડજે."

"જેવી આજ્ઞા."

× × ×

ને તે પછી તે નગરે એક દિવસ પણ એવો નથી જોયો, જે દિવસે નવાં રાજદંપતીએ એ સ્મારક પર હસતા મુખે ફૂલ ચડાવીને ઘડીઓ સુધી એની પૂજા ન કરી હોય.

---

# બ્રિટિશ પ્રજાસંઘમાં હિંદનું સ્થાન

૪

## ગ્રેટબ્રિટનનો બોજો

પ્રાણશંકર જોશી

સોળમી સદીમાં બ્રિટિશ સામ્રાજ્યનો જન્મ થયો. તે એક કેવળ અકસ્માત હતો. આર્થિક યાતનાઓ વડે પીડાતી બ્રિટિશ પ્રજા દરિયાપારનો વેપાર ઢૂંઢતી હતી. લોકોએ સ્વતંત્ર સાહસો ખેડયાં અને સરકાર પાછળથી વહારે ધાઈ. વેપારરક્ષણે રાજકારણને જન્મ આપ્યો; રાજકારણે યુદ્ધો ખેલાવ્યાં; યુદ્ધોએ દેશોને પરાધીન કર્યા અને પરાધીન દેશોના માળખાંએ સામ્રાજ્ય સર્જાવ્યું.

બ્રિટિશ ઇતિહાસના ટયુડર-યુગમાં દરિયાપારના સામ્રાજ્ય માટે કેવળ ફાંફાં જ મરાયલાં હતાં. પણ સ્ટુઅર્ટ-યુગે આ સામ્રાજ્ય શોધ્યું અને ખીલવ્યું. રાણી ઈલીઝાબેથના સમયમાં અંગ્રેજ વિદેશ-વસવાટનીતિ અખત્યાર થઈ. તે વસવાટનીતિને સ્થાનિક વાતાવરણે વેગ આપ્યો. આઠમા હેનરીના વખતમાં ઈંગ્લાંડની વસતી વધી રહી હતી. ભિક્ષુકો, ધાડુ-પાડુઓ અને બેકારોનો ત્રાસ પણ જામ્યો હતો.

બ્રિટિશ વિદેશ-વસવાટને જન્મ આપવાનો યશ સર હમ્ફ્રી ગિલ્બર્ટને જાય છે. મિ. ગોઝલીંગ કૃત "લાઈફ ઓફ ગિલ્બર્ટ" માં વિદેશ-વસવાટની આવશ્યકતાનું ચમકાવનારૂં ચિત્ર રજુ થયું છે. અત્યાચારી ગુન્હેગારો અને દેશને સંતાપનાર લફંગાઓને વિદેશમાં વસાવવામાં આવે તો ઠીક થાય એમ પ્રથમ મિ. ગિલ્બર્ટને જણાયું. તેણે પોતાની વિદેશ-વસવાટની યોજના આ પ્રમાણે રજુ કરીઃ

"આપણે પેલા દેશોનો કોઈક ભાગ લઇ લઈએ અને આપણા દેશને રંજાડનાર, ઉશ્કેરાટમાં અઘોર ગુન્હાઓ કરનાર અને પ્રતિદિન ફાંસીને લાકડે ચડનાર સંકટગ્રસ્ત માણસોને ત્યાં વસાવીએ તો સારૂં."

ગિલ્બર્ટની આ યોજનાનો સ્વીકાર થયો, અને તે સાંસ્થાનિક સામ્રાજ્યનો આધારભૂત દસ્તાવેજ બન્યો. ગિલ્બર્ટને આવા દેશો વસાવવાનો હક્ક મળ્યો. ઈ. સ. ૧૫૭૮ માં તેણે કૉલોની શોધવાનો સફળ પ્રયાસ કર્યો. પછી તેણે ધાર્મિક યુદ્ધથી આફતમાં ઘેરાયલા રોમન કેથોલીકોને 'પ્રોટેસ્ટન્ટ ઈંગ્લાંડ' માંથી વિદેશ ખસેડી વસાવવાની યોજના વિચારી. ૫ ઓગસ્ટ ૧૫૮૩ ના રોજ તેણે ન્યુફાઉન્ડલેન્ડ કબજે કરી અંગ્રેજ-શાસન સ્થાપ્યું. તેણે એક જોઈન્ટ સ્ટોક કંપની પણ ઊભી કરી અને તેનું નામ "સર હમ્ફ્રી ગિલ્બર્ટના ગંગાથી વેપારી સાહસિકો" આપ્યું. ગિલ્બર્ટ અને તેની ટોળીએ સોળમી સદીમાં કરેલ વિદેશ-વસવાટનો પ્રયાસ લોકોના વિશ્વાસઘાત અને સ્પેન સાથેના વિગ્રહને અંગે અફળતાને જ વર્યો.

સર ગિલ્બર્ટની યોજના તેના પોતાના હાથે તો બર ન આવી. પણ સત્તરમી સદીમાં સામ્રાજ્ય ખીલવણીની સાથે સાથે વિદેશ-વસવાટનીતિને જોમ મળ્યું. પહેલી વસવાટ વર્જિનિયા અને મેરીલેન્ડમાં થઈ. પછી તો ધર્મયુદ્ધમાં થાકી પ્યુરીટન પીલગ્રીમ ફાધર્સ પ્લીમાઉથ જઈ વસ્યા. ત્યારબાદ અમેરિકાનો આખો સાગરકાંઠો ઉત્તર દક્ષિણ ઉકેલાયો; અને મેસેચ્યુસેટ્સ, રોડ આઈલેન્ડ, કનેક્ટીકટ, ન્યુહેવન, હાંડુરાસ, વેસ્ટ ઈન્ડીઝ, બરમ્યુડાસ, બારબેડોઝ, સેન્ટ ક્રિસ્ટોફર, એન્ટીગુઆ વગેરે દેશોમાં પ્રવેશ થયો.

આ પ્રસંગે વિદેશ—ઝૂંટવણી અને સ્વ. રાષ્ટ્રજનોના વસવાટનાં સાહસો કેવળ પ્રયોગો હતા, છતાં સરકારે ય હવે જરા રસ લેવા માંડ્યો હતો. તેનો હેતુ તો નિ:શંક વેપારનો હતો, છતાં સાહસને ઉત્તેજન આપવું એવી ભાવના તો હતી જ. સાતમા હેનરીએ ગાદી પર આવતાં જ બીજા રીચર્ડના સમયમાં ઘડાયલી વેપારનીતિના સિદ્ધાંતો અમલમાં મૂકયા હતા. મિ. જેમ્સ. એ. વિલિયમસન પોતાના ગ્રંથ "A short history of British Expansion" માં આ વેપારીનીતિનું ચિત્ર નીચલા શબ્દોમાં રજુ કરે છેઃ—

"ટ્યુડર-યુગની વેપારી નીતિ પાછળ ધ્યેય આ હતું;-સરકાર સમુદ્રબળને ખીલવવા સહૃદય સચેત બને; તે વિદેશીઓનાં હિતોનું તળિયાઝાટક કાઢી પોતાનાં જ પ્રજાજનોના લાભો નિહાળે; તે કિંમતી ધાતુઓ સંઘરે; અને જરૂર જણાય તો કૃત્રિમ ઈલાજો લઈ ને પણ, રાષ્ટ્રીય દોલતને વૃદ્ધિ કરનાર ઉદ્યોગોને ઉત્તેજે."

વિદેશીઓનાં હિતોનો ઉચ્છેદ કરવાની આ નીતિ દ. અમેરિકામાં સ્પેન સાથેની અથડામણમાં ખૂબ પ્રસિદ્ધિમાં આવી હતી. અમેરિકાની શોધ સ્પેનના પ્રયાસને આભારી હતી. તેના નાવિકોએ સાગરકાંઠાના અનેક દેશો પર સ્પેનનો વાવટો ફરકાવ્યો હતો. તેણે કબજે કરેલા દેશો પર તેનો જ ઇજારો હોઈ શકે એ સમજી શકાય એવું છે. પણ પચાસ વર્ષથી નિષ્ફળ ફાંફાં મારી રહેલ, ને સ્પેન અને પોર્ટુગલની પ્રગતિથી ઇર્ષામાં બળી રહેલ બ્રિટને સ્પેનનાં અમેરિકન સંસ્થાનોમાં ઘૂસવાની અને તેણે મેળવેલી દોલત લૂંટી લેવાની નીતિ અખત્યાર કરી. સ્પેનના પ્રદેશોમાં ન ઘૂસાય એવો કોઈ આંતર-રાષ્ટ્રીય કાયદો નથી એવો વિચિત્ર દાવો ઈંગ્લાંડે કર્યો.

બ્રિટનની વેપાર-ભૂખ, સત્તા-ભૂખ, અને સ્વાર્થ-લોલુપતા આ વર્ષોમાં વધી રહ્યાં હતાં. નવીન દેશો પડાવી લેવા પાછળ પણ એકજ ધ્યેય કામ કરી રહ્યું હતું. ઈંગ્લાંડે સંપૂર્ણ સ્વાશ્રયી બનવું જોઈ એ; રાષ્ટ્રજીવનની દરેક વસ્તુઓ પોતે જ પ્રાપ્ત કરવી જોઈએ.

બ્રિટન નવા દેશો ઝૂંટવતું હતું; પણ ત્યાં વસવા ગયેલા અંગ્રેજોનું ખાસ કલ્યાણ વિચારતું ન હતું. તે વેપારી સામ્રાજ્ય હતું અને નવા દેશો ઇંગ્લાંડને વેપાર દ્વારા સમૃદ્ધ કરે એ જ તેનું લક્ષ્યબિંદુ રહ્યું હતું. કોલોનીસ્ટોને ફાવે કે ન ફાવે, તેઓ રોગ કે સંકટથી ઘેરાય, પણ ઈંગ્લાંડના રાજદ્વારી પુરુષો તે પ્રત્યે સદંતર બેદરકાર હતા. તેઓ હવે વેપારને માટે સમુદ્રબળ ખીલવવામાં પરોવાયા હતા.

સત્તરમી અને અઢારમી સદીનું ઈંગ્લાંડ વેપારી સામ્રાજ્ય બન્યું. તે સામ્રાજ્યે સમુદ્રબળનો વારસો આપ્યો. પણ સંસ્થાનવાસીઓ માટે તો એ બેદરકારી યુગ હતો. બીજી બાજુથી સંસ્થાનોની વેપાર-ખરીદી પર પણ નિષ્ઠુર અને અયોગ્ય અંકુશ મૂકાયો હતો.

સરકાર પાસેથી કોલોનીના કારભારનો હક મેળવનાર કમ્પનીઓ કોલોનીસ્ટોને મોટી રકમો ઇંગ્લાંડ ન મોકલવા માટે ધમકાવતી. કોલોનીઓ જો ઇંગ્લાંડમાં જ માલ ન ખરીદે અને તેને ન વેચે તો સરકાર લાલચોળ થતી.

સત્તરમી સદીના પ્રથમ ભાગમાં, આમ છતાં, વેપારી દૃષ્ટિએ, હોલાંડ નિ:શંક સમુદ્ર–રાણી હતું.તે દુનિયાના લગભગ દરેક ભાગમાંથી યુરોપના મુખ્ય દેશોમાં પોતાના વહાણદ્વારા માલ પહોંચાડતું. ઓલિવર ક્રોમવેલે આ ડચ–સાહસનો સામનો કરવા પહેલાં પગલાં ભર્યાં. ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં નેવીગેશન એક્ટ પસાર કરવામાં આવ્યો. અને તે દ્વારા બ્રિટિશ માલિકીનાં વહાણો સિવાય કોઇ પરદેશી વહાણોનો માલ ઇંગ્લાંડને કિનારે ઊતરી ન શકે એવો પ્રબંધ થયો. પાછળથી એક બીજા કાયદાદ્વારા બ્રિટિશ કોલોનીઓમાં બ્રિટિશ વહાણો સિવાય માલ મોકલી ન શકાય એવું ગોઠવવામાં આવ્યું. ડચ લોકોએ આ પગલાં સામે યુદ્ધ આરંભ્યું. એક પ્રસંગે ડચ એડમિરલ વૅાન ટ્રોમ્પ પોતાના વહાણના કૂવાથંભ પર ઝાડુ બાંધી ચેનલની સફરે નીકળ્યો. આ ઝાડુ ઇંગ્લાંડને સમુદ્રોમાંથી વાળીઝૂડી સાફ કરી નાંખ્યું છે તેનું સૂચક હતું. પણ ઇંગ્લાંડનું સમુદ્રબળ વધી રહ્યું હતું. અને હોલાંડે વિલિયમ ઓરેન્જ ગાદી પર આવતાંની સાથે જ બ્રિટન સાથે મૈત્રી સાધી હતી.

આ અરસામાં બ્રિટિશ કોલોનીઓનું અગત્ય ક્ષિતિજ પર ડોકિયું કરી રહ્યું હતું. કોલોનીઓ વેપારી દૃષ્ટિએ સદંતર પરાધીન રહે એ ખાતર તેઓનો કારભાર 'બોર્ડ ઑફ ટ્રેડ" ને સોંપાયો હતો. ઇંગ્લાંડ આ જ કોલોનીઓ પ્રત્યે સુવાંગ વેપાર માટે નજર ફેંકતું. વળી ઇંગ્લાંડના વેપારને લેશમાત્ર ફટકો આ કોલોનીઓ દ્વારા ન લાગવો જોઇએ એ ખાસ કરીને તે જોતું. ઇ. સ. ૧૭૧૯માં ઇંગ્લાંડે કડક અંકુશનીતિ અખત્યાર કરી. કોલોનીઓથી ઇંગ્લાંડને માલ વેચી ન શકાય, પણ તેનો માલ તેમને ખરીદવો જ પડે એવું નિયત કરવામાં આવ્યું. કોલોનીઓનો મેન્યુફેક્ચર કરવાનો હક પણ ઝૂંટવાયો. જો કોલોનીઓ વેપારી દૃષ્ટિએ લાભ ન કરી આપે તો તેઓ શત્રુવટ જ વહોરી લેતાં. આ નીતિ કોલોનીઓના રાજદ્વારી હક પર લક્ષ ન આપે એ સમજી શકાય એવું છે. અમેરિકાનાં કોલોનીઓ ઇંગ્લાંડના આ પાપે સામ્રાજ્યથી અલગ થયાં ત્યારે જ બ્રિટિશ પ્રજાનાં સહેજ પડળ ખૂલ્યાં.

આમ છતાંયે બ્રિટિશ માનસ કોલોનીઓ તરફ હજુ એક ખરચાળ બોજા રૂપે જ નિહાળતું. તે પ્રગતિમાન કોલોનીને રાજદ્વારી અધિકાર આપવા આનાકાની ન કરતું, પણ તેમાં ઊંડો રસ લેવા તે પ્રેરાયું ન હતું. ઇંગ્લાંડને કોલોનીઓનો માત્ર ખપ કેદીઓનાં થાણાં રાખવા પૂરતો હતો. આ વસ્તુસ્થિતિ કોલોનીઓ અને કોલોનીસ્ટો પ્રત્યેની ઘૃણાનો જ્વલંત દાખલો છે. અમેરિકાનાં કોલોનીઓ ખોવાયાં તો ઓસ્ટ્રેલિયામાં ખૂનીઓનાં થાણાં સ્થપાયાં. કેપમાં ભયંકર કેદીઓ મોકલવાનો અખતરો પણ થયો હતો. આવી બેદરકાર નીતિ છતાં ઇંગ્લાંડનું સમુદ્રબળ લશ્કરી પ્રતિષ્ઠાને ખાતર અવનવા વિવિધ દેશો કબજે કરી રહ્યું હતું, અને વેપાર જમાવી રહ્યું હતું. છેક ઓગણીસમી સદી સુધી કોલોનીઓ વેઠિયાં છે, કેવળ ખર્ચનું મૂળ છે, અને અસહ્ય બોજારૂપ છે એ ભાવના પ્રચલિત હતી.

ઇ. સ. ૧૮૦૨ અને ૧૮૫૫ વચ્ચેનાં વર્ષોમાં કોલોનીઓનો કારભાર બ્રિટિશ યુદ્ધ ખાતું લંડનથી ચલાવતું. યુદ્ધ ખાતું કુદરતી રીતે જ લશ્કરી માણસોને ગવર્નર તરીકે મોકલતું અને આ ગવર્નરો સ્વાભાવિક રીતે જ ઘણુંખરું લશ્કરી શાસન ચલાવતા. તેઓ કોલોનીઓનાં

વધતાં જતાં હિતો અને પલટાતી આવશ્યકતાઓ પ્રત્યે ક્વચિત જ લક્ષ આપતા. તેને પરિણામે ઈંગ્લાંડનો કારભાર લોકપ્રિય થવાને બદલે અળખામણો બનતો ગયો. બીજી બાજુથી ઈંગ્લાંડની સરકાર ગવર્નરોને કોલોનીઓની પ્રગતિ માટે ઉત્તેજતી પણ નહિ. કોઇ ગવર્નર કોલોનીનું હિત હૈડે ધરે તો તેને ઉપરી અમલદારો ધૂતકારી કાઢતા. કોલોનીઓ પ્રત્યેનો રોષ અને દુર્લક્ષતાનું એક ઐતિહાસિક દૃષ્ટાંત છે; તે એક રાજદક્ષ પુરુષે ઈંગ્લાંડથી ગવર્નર તરીકે વિદાય થતા પુરુષને આપેલો અર્થસૂચક સંદેશો છે. તેણે કહ્યું, "સાહેબજી, દોસ્ત તારા તરફથી જેટલું ઓછું સંભળાય તેટલું સારૂં. કંઇ ન સંભળાય એવું જ કરવું."

કોલોનીઓએ આ બેદરકારનીતિનો ઘણો સબળ સામનો કર્યો હતો. બ્રિટિશ સર્વોપરીવાદે કોલોનીઓમાં અસંતોષની તીવ્ર જ્વાળા પ્રકટાવેલી હતી. આ સમયે કોલોનીઓ માતૃભૂમિ ઈંગ્લાંડથી બેશક છૂટાં પડી ગયાં હોત, પણ સામ્રાજ્યનાં સદ્‌ભાગ્યે તેમને તે પ્રસંગ ન સાંપડયો. બાકી તો મિ. ટરગોટના શબ્દોમાં બ્રિટિશ રાજદ્વારીઓ "કોલોનીઓ કેવળ ફળ જેવાં છે; પાકાં થાય ત્યાંસુધી ઝાડને બાઝી રહે પણ પછી ખરી જાય" એમ માનતા. સામી બાજુએ કોલોનીસ્ટો ઈંગ્લાંડની કોલોનિયલ ઓફિસને, મિ. ચાર્લ્સ બુલરના શબ્દોમાં, "ધ મધર કન્ટ્રી"ને બદલે ઓફિસના અજાણ્યા મામુલી કારકુનને નામે "મિ. મધર કન્ટ્રી" કહી સંબોધતા.

ઓગણીસમી સદીનો આરંભ થયો ત્યારે બ્રિટનને ભાન થયું કે કોલોનીઓને અપાયલો ઊતરતો દરજ્જો તેઓને વેપારના અંકુશ કરતાં વધારે સાલે છે; કોલોનીઓના રાષ્ટ્રત્વનો વિકાસ બ્રિટિશ બેદરકારનીતિને વખોડે છે. બ્રિટિશ રાજદ્વારીઓએ હવે નિહાળ્યું કે કોલોનીઓ તરફની ઘૃણા છોડવાનો સમય આવી પહોંચ્યો છે; બ્રિટનને "જગતનું કારખાનું" બનાવવા માટે, બ્રિટનનું આર્થિક સામ્રાજ્ય સંગઠિત કરવા માટે, માન્ચેસ્ટર સંપ્રદાયની "એટલે સ્વદેશ પર ખર્ચનો બોજો અને દેશાન્તરમાં સપડામણ અને ભયંકર જવાબદારી"ની માન્યતાને તિલાંજલિ દેવી ઘટે છે, અને ગ્લેડસ્ટનવાદીઓની દલિતોને ઉન્નત કરવાની, ન્યાય અને સ્વાધીનતા ટકાવવાની શાહી શક્તિ તરફ આંખમીંચામણાં કરી નવા પ્રદેશો કબજે ન કરવાની ઠંડી નીતિને પણ ત્યાગવી ઘટે છે. વળી સામ્રાજ્યની જાળ પૃથ્વી પટપર પાથરી એક પણ કોલોનીને છૂટાં પડવાની તક ન આપવી અને સમગ્ર વસ્તીને બ્રિટિશ બ્રજની હકૂમતમાં સાચવી જમતે કોઈ કાળે નહિ જોયેલું એવું સર્વખંડવ્યાપી સામ્રાજ્ય હસ્તગત કરવું એમ બ્રિટનને હવે દસી ગયું.

આ નીતિએ કોલોનીઓને સાચવવા માટે બ્રિટનને પ્રેરણા કરી, એટલું જ નહિ પણ તેણે એ કોલોનીઓ પર બીજાં સામ્રાજ્યો નજર ન ફેંકી શકે અને તેઓનો જળમાર્ગ કોઈ બીજું મહારાજ્ય ઝૂંટવી ન શકે, એટલા ખાતર એના વચ્ચે પડેલા ટાપુઓ અને પડોશમાં પથરાયલા પ્રદેશો પર સામ્રાજ્યવાદી પાંખ પ્રસારવાની અગત્ય દસાવી.

આ અરસામાં વળી કેનેડા, ઓસ્ટ્રેલિયા અને દક્ષિણ-આફ્રિકામાં સોનાની ખાણો નીકળી. આ દોલતનાં દર્શને લક્ષ્મીદાસ બ્રિટનની ઘૃણાનીતિને સદંતર દફનાવી દીધી અને કોલોનીઓના આંતરિક તેમજ પરદેશી સંબંધના પ્રશ્નોમાં ઈંગ્લાંડ ઉત્સાહભર રસ લેવા લાગ્યું.

---o---

# રાષ્ટ્રભાષાનું ભાવિ*

અમૃતલાલ વસંતરામ પંડ્યા

હિંદના સ્વાતંત્ર્યનો પ્રશ્ન જેમજેમ વધુ સળગતો બનતો ગયો તેમતેમ રાષ્ટ્રીય ઐક્યની દૃષ્ટિએ રાષ્ટ્રભાષાના પ્રશ્નને પણ મહત્ત્વ અપાતું ગયું. હાલના રાજકીય તત્ત્વજ્ઞાનની આ એક મોટામાં મોટી ત્રુટી છે. તે પ્રચાર અને ચળવળદ્વારાજ દરેક સામાજિક પ્રશ્નના ઉકેલની શક્યતામાં માને છે. ક્યાં વિકાસમાર્ગ ઇષ્ટ છે ને ક્યાં પ્રચારમાર્ગ તેની રાજકીય તત્ત્વજ્ઞાનને પડી નથી હોતી. એજ કારણ છે કે કેટલાંક કાર્યોમાં તેને સફળતા મળતી નથી. હિંદની રાષ્ટ્રભાષાનો પ્રશ્ન જે રીતે હાથ ધરવામાં આવ્યો છે તે આ કાર્યપદ્ધતિની ત્રુટીમયતાનું એક જીવતું ઉદાહરણ છે. આ પ્રશ્ન રાષ્ટ્રીય હોય તેના કરતાં સાંસ્કૃતિક અને સાહિત્યિક વધુ પ્રમાણમાં છે એટલે આ બે તત્ત્વોને અવગણી રાષ્ટ્રભાષાના પ્રચારમાંથી ધાર્યું પરિણામ કાઢવાની આશા ઝાંઝવાનાં જળ સમાન છે.

## હિંદી એક કૃત્રિમ ભાષા

હિંદી ભાષા વિષે આપણને તેના પ્રચારકો ગમે તે કહેતા હોય પણ તેનો પાછલો ઇતિહાસ તપાસતાં જણાય છે કે આ એક કૃત્રિમ ભાષા છે ને હિંદુ મુસલમાનો વચ્ચે વૈમનસ્ય જગાડવાના હેતુથી અંગ્રેજ સરકારે એની રચના કરાવી હતી.[1] હિંદના કોઈ પણ પ્રાંત કે જીલ્લાના આમવર્ગની એ માતૃભાષા નથી. વસ્તીપત્રકમાં ઉત્તર—હિંદની જે બે ભાષાઓને 'પૂર્વી હિંદી' તથા 'પશ્ચિમી હિંદી' તરીકે ઓળખાવવામાં આવે છે તે આ હિંદી નથી કે જેને

---

* 'સુવાસ'ના ગતાંકમાં 'રાષ્ટ્રભાષાનો પ્રશ્ન' નામે એક લેખ પ્રગટ થયેલ. તે ઉપરાંત ગુજરાતના દરેક ભાગમા અને હિંદના એકેએક પ્રાન્તમા પણ એ પ્રશ્ન આજે ખૂબ રસપૂર્વક છણાઈ રહ્યો છે અને એના પ્રચારને વિશેષ મહત્ત્વ અપાઇ રહ્યું છે. આ સંયોગોમા સંસ્કૃતિ પર ઊંડી અસર કરતા આ અગત્યના વિષયને બીજું પણ પાસું છે એની પ્રતીતિ કરાવતો આ લેખ, એ વિષયના જાણીતા અભ્યાસી તરફથી, અમને પ્રકાશન અર્થે મળતા અમે એને તટસ્થભાવે અહીં પ્રગટ કરીએ છીએ.

તંત્રી

1 During the first centuries of its existence Urdu literature was entirely poetical. Prose Urdu owes its origin to the English occupation of India, and to the need of the text books for the College of Fort Williams. The Hindi form of Hindustani was invented at the same time by the teachers at that college. It was intended to be a Hindustani for the use of Hindus, and was derived from Urdu by ejecting all words of Arabic and Persian birth, and substituting in their place words borrowed from the indigenous Sanskrit.

"Imperial Gazetteer of India, vol. I p. 365."

હિંદી તરીકે આપણે પીછાણીએ છીએ.[૨] ચોપડીઓ અને છાપાઓમાં નજરે પડતી હિંદી એ હિંદના કોઈપણ જનસમાજની માતૃભાષા નથી. હાલમાં એના પ્રચારની અસરથી જે શહેરોમાં વસતા હિંદુઓ પરસ્પરની વાતચીતમાં તેને વાપરે છે તેઓની સંખ્યા માંડ ૫–૬ લાખની હશે.[૩] હિંદી કે જેને હિંદી તરીકે હિંદ હાલ ઓળખે છે તે ખરેખર ૧૦ કે ૧૫ કરોડ લોકોની માતૃભાષા છે એવાં ભણુગાં ફૂંકનારા પ્રચારકોને મારી ચેલેન્જ છે. મૂળ ઉર્દૂ ભાષા હતી ને તેની ઉત્પત્તિકથા આ પ્રમાણે છે.

## ઉર્દૂની ઉત્પત્તિ

મોગલોના સમયમાં પાટનગર દીલ્હીની નજીક તુર્કી-ફારસી લશ્કરની એક મોટી છાવણી હતી જેનું નામ હતું 'ઉર્દૂએ મુઅલ્લા.' આ વખતે દીલ્હીના પ્રદેશમાં વ્રજભાષા બોલાતી હતી. છાવણીમાં ઘણા દેશી નોકરો કામ કરવા જતા ને ત્યાં પરસ્પરના સંસર્ગથી વ્રજભાષા અને ફારસીના મિશ્રણથી એક નવી ભાષા સર્જાઇ ગઈ. આ 'ઉર્દૂ' એટલે છાવણીની ભાષા કહેવાવા લાગી. પહેલા લશ્કરી અને દેશી લોકો પરસ્પરની વાતચીતમાં એને વાપરતા પણ પાછળથી મોગલ કચેરીઓમાં કામ કરતા સંસ્કારી કાયસ્થ અને ખત્રીઓમાં પણ એનો પગ પેસારો થયો. આ લોકોએ એને વધુ વિકાસ આપ્યો ને તેમાં સાહિત્ય પણ લખવા લાગ્યા. તે જમાનાની પ્રચલિત લિપિ ફારસીમાં એ લખાતી. આમ ઉર્દૂનો પ્રારંભિક વિકાસ હિંદુઓને આભારી છે.[૪] હિંદમાં જેમજેમ મુસલમાનોને વધુ વખત વીતવા લાગ્યો તેમતેમ હિંદીત્વની છાપ તેમના પર વધારે પડવા લાગી. ને તેની સાથે તેમની ભાષામાં પણ પરિવર્તન થાય એ સ્વાભાવિક છે. ધીમે ધીમે ઉર્દૂ સંસ્કારી હિંદુ અને મુસલમાનોની માતૃભાષા બની ગઈ. આ બન્ને કોમોના સહકારથી તેનાં વ્યાકરણ, શબ્દભંડોળ અને સાહિત્યમાં ઝડપી વિકાસ થવા લાગ્યો.

## હિંદમાં ઉર્દૂનો પ્રચાર

મોગલાઈની પડતીના કાળમાં ઉત્તર હિંદના મુસલમાનો હિંદના પ્રાંતે પ્રાંતમાં વિસ્તરવા લાગ્યા. તેઓની સાથે ઉર્દૂ પણ પ્રાંતેપ્રાંતમાં પહોંચી. દક્ષિણમાં નિઝામશાહી સ્થપાતાં છેલ્લા મોગલો

---

૨ To avoid the introduction of a strange terminology, these are here called Eastern Hindi and Western Hindi respectively. They are two quite distinct languages.

"Ibid, vol. I p. 355".

૩ હિંદી અને ઉર્દૂ (ખરેખરી હિંદુસ્તાની) બન્નેના મળી એકંદર બોલનારાઓ આખા હિંદુસ્તાનમાં ૧૯૨૧માં કેટલાં હતા તેના આંકડા સર જ્યોર્જ ગ્રીઅર્સને પોતાના પ્રમાણભૂત ગ્રંથમાં ૧૧ લાખ ૩૫ હજાર આપેલા છે. છેલ્લા ૪૦ વર્ષમાં આ સંખ્યા વધી હશે પણ બહુમાં બહુ બમણી તો નહિ જ થઇ હોય. અને એ સંખ્યા પણ ઉર્દૂ અને હિંદી બન્નેના બોલનારાઓની છે ને ઉર્દૂ બોલનારાઓ હિંદી બોલનારાઓ કરતાં વધુ સંખ્યામાં છે.

"Linguistic Survey of India, Vol. IX p. 42."

૪ The extreme persianization of Urdu is due to Hindu rather than to Musalman influence.

Imp. Gaz. of India, Vol. I. p. 366

પછી ત્યાં ઉર્દૂને રાજ્યાશ્રય મળ્યો. ઉત્તર તરફના હિંદુઓ ઇતર પ્રાંતોમાં ગયા ત્યાં તેમણે પ્રાંતીય ભાષાઓ અપનાવી લીધી પણ મુસલમાનોએ આજસુધી ગમે તેવા રૂપમાં પણ પોતાની માતૃભાષાને સાચવી રાખી છે. ગુજરાત, મહારાષ્ટ્ર, તેલંગણા, બિહાર વગેરે પ્રાંતોના લોકો 'હિંદુસ્તાની' ભાષાથી જે થોડા ઘણા પરીચિત હોય છે તેનું કારણ આ મુસલમાનોનો સંસર્ગ છે, નહિ કે વ્રજભાષાના સંત કવિઓનાં કાવ્યો.

ઉત્તર હિંદમાં અંગ્રેજી સત્તા જામી ત્યાંસુધીમાં ઉર્દૂ રાજભાષા થઇ ચૂકી હતી. હિંદુ અને મુસલમાનોને તેમાં જ કેળવણી અપાતી. અંગ્રેજોની રાજ્યનીતિનો મુદ્રાલેખ છે–Divide et empera (Divide and rule) આ રોમન મંત્ર. હિંદી રાજ્યનું શાસનસૂત્ર હાથમાં આવતાંની સાથે ફાટફૂટ પાડવાની વિચારણામાં તેઓ પડ્યા ને તેના પહેલા પ્રયોગ તરીકે ઉત્તર હિંદના હિંદુ મુસલમાનો વચ્ચે ભાષાભેદ ઊભો કરવાની તૈયારીઓ કલકત્તાના ફોર્ટ વીલિયમ્સમાં થવા લાગી. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને આગ્રાના બે પંડિતો લલ્લુલાલ તથા સદલમિશ્ર મારફત ઉર્દૂમાં અરબી–ફારસી શબ્દોને બદલે સંસ્કૃત શબ્દો મૂકાવી એક નવી ભાષા રચવામાં આવી. તે બાળબોધમાં લખાય એવો હુકમ થયો. આ પ્રમાણે હિંદી ભાષાનો જન્મ થયો. તેમાં સાહિત્ય લખવા ને હિંદુઓમાં તેનો પ્રચાર કરવા કાશીના ધર્મ-પ્રેમી પંડિતોને સરકારે ઉત્તેજ્યા. રાજા શિવપ્રસાદ નામનો સરકારી વ્યક્તિ પાસે આ નવી ભાષામાં પાઠ્યપુસ્તકો લખાવ્યાં ને સરકારી નિશાળોમાં હિંદુ વિદ્યાર્થીઓ માટે તેને દાખલ કરવામાં આવી.

મોગલાઈની પડતીના જમાનાથી જ પંજાબ, રજપૂતાના, સંયુક્તપ્રાંત, મધ્યહિંદ, મધ્યપ્રાંત અને બિહારની કચેરીઓમાં રાજભાષા તરીકે ઉર્દૂ ચાલે છે. આ પ્રાંતોના હિંદુ વિદ્યાર્થીઓ માત્ર ધર્મપ્રેમને વશ થઇ હિંદી ભણે છે પણ જેને સરકારી નોકરી મેળવવી હોય તેને ઉર્દૂ ભણ્યા વગર છૂટકો જ નથી. ઉર્દૂ લિપિ અધુરી હોવાથી લોકોને અગવડ વેઠવી પડે છે એટલે તેને બદલે નાગરીલિપિ દાખલ થાય આ ઉદ્દેશથી કાશીમાં નાગરી પ્રચારિણી સભા સ્થાપવામાં આવી. સરકાર એક બાજુએ તેને પોષતી આવે છે ને બીજી બાજુએ તેના ઉદ્દેશને ઠોકરે મારતી આવે છે. એક બાજુથી તે હિંદીને ટેકો આપતી આવી છે ને બીજી બાજુથી ઉર્દૂને. અંતે ઉત્તર હિંદની પ્રજામાં ભાષાભેદ ઊભો કરવાની સરકારની બાજી આબાદ ફાવી.

સ્વામી દયાનંદે ઉત્તરમાં નવો પંથ સ્થાપ્યો. ને આર્યત્વના ઉદ્ધારની દૃષ્ટિએ તેમણે 'આર્યભાષા' નામ આપી હિંદીને વધુ બળ આપ્યું. પછી ધીમે ધીમે જેમ જેમ હિંદુ અને મુસલમાનો વચ્ચે વૈમનસ્ય વધતું ગયું તેમ તેમ આ ભાષાઓમાં પણ કોમીવાદ દાખલ થતો ગયો. હિંદી હિંદુઓમાં લોકપ્રિય બને તે ઉદ્દેશથી તેના પ્રચારકો આકાશપાતાળ એક કરવા લાગ્યા. પણ રાજભાષા ઉર્દૂ હોવાથી તેઓને ધારેલી સફળતા મળી નહિ, અલબત્ત મધ્ય હિંદ અને રજપૂતાનાનાં ગણ્યાંગાંઠ્યાં દેશી રાજ્યોએ પોતાની કોર્ટોમાં બાળબોધ લિપિ દાખલ કરી છે, પણ ભાષા તો ઉર્દૂ જ રાખવામાં આવી છે. જનસમાજને ઉર્દૂ કરતાં હિંદી સમજવું વધુ અઘરૂં થઇ પડ્યું છે.[૫]

---

૫ Nine-tenths of the Sanskrit words which one meets in most modern Hindi books are useless and unintelligible excressence.

Linguistic Survey of India, Vol. IX. p. 47.

આ બધી ધમાલ ચાલતી હતી તે જ વેળા મહાસભામાં પણ રાષ્ટ્રભાષાને લગતો પ્રશ્ન કાંઈક ચર્ચાને પાત્ર બન્યો હતો. હિંદી પ્રચારકોએ આ તક ઝડપી લઈ ને માલવિયાજીના પ્રયાસથી ગાંધીજીને હિંદી સાહિત્ય-પરિષદના સભાપતિ નીમ્યા. હિંદી પ્રચારકોએ સરકારી ક્ષેત્રોમાં ચળવળનો ત્યાગ કરી મહાસભા ક્ષેત્રમાં તેનો પ્રચાર કરવા માંડયો. પરિણામે મહાત્માજીએ હિંદીને રાષ્ટ્ર ભાષા તરીકે સ્વીકારવાની મંજુરી આપી દીધી.

હવે ઉર્દુથી ચૂપ બેસી રહેવાય તેમ નહોતું. તેના સાહિત્યના પ્રમાણમાં હિંદી સાહિત્ય કાંઈ બીસાતમાં નથી. અકબર અને ઇકબાલ જેવા જગપ્રસિધ્ધ મહાકવિઓ તેમાં પાકયા છે. ઓસ્માનિયા અને અલીગઢ યુનિવર્સિટીઓ અંગ્રેજીને બદલે M. A. સુધીનું શિક્ષણ તેની મારફત આપે છે. જ્યારે હિંદીનો ભાવ મેટ્રિકમાં હજી હવે પુછાતો થયો છે. ઉત્તરના જેટલા હિંદુઓ હિંદી સાહિત્યને પોષે છે તેના કરતાં અનેકગણા હિંદુઓ હાલ પણ ઉર્દુમાં લખી રહ્યા છે. પ્રેમચંદ, સુદર્શન વગેરેએ મોટે ભાગે ઉર્દુમાં જ લખ્યું છે ને તેમના લખાણોનો પાછળથી તેમણે હિંદીમાં અનુવાદ કર્યો હતો. મોટે ભાગે ઉર્દુએ જ તેમને પોષણ આપ્યું હતું ને હિન્દી કરતાં ઉર્દુના ક્ષેત્રમાં તેઓ વધુ લોકપ્રિય છે. નિઝામ, ભોપાલ, રામપુર, બાવલપુર અને શીખ રાજ્યો દર વર્ષે ઉર્દુની પ્રગતિ માટે કરોડો રૂપિયા ખર્ચે છે. સરકાર પણ ઉર્દુને જ પોષણ આપે છે. રેડિયોમાં હિન્દીના નામે આવતા પ્રોગ્રામોને કોઈ 'હિંદી' કહેશે ? અત્યારસુધીમાં ઉર્દુના સાહિત્યકારોને જ રેડિયો ઉપર આમંત્રવામાં આવ્યા છે. હિંદીના એક પણ સાહિત્યકારને આ તક મળી નથી ને તેનું કારણ છે હિંદીના સાહિત્યની કંગાલિયત. હિંદી સામયિકો એમ ભલે લખે કે તેમને ત્યાં હિંદના સર્વ શ્રેષ્ઠ કવિઓ છે ને તેમનું કાવ્યસાહિત્ય જગતમાં અજોડ છે; પણ ખરેખર વસ્તુસ્થિતિ જાણવી હોય તો Indian Art and letters ત્રૈમાસિકના ૧૯૩૯ ના પ્રથમ અંકમાં આવેલ Recent Hindi Lit. લેખ વાંચી જવો. ગુજરાત તથા ઇતર પ્રાંતોમાં ઉર્દુને , લગતું અજ્ઞાન તેની લિપિને આભારી છે.

ઉર્દુનો વિરોધ મહાસભાથી ખમાયો નહિ, એટલે તેણે પોતાના રાષ્ટ્રભાષા પ્રચારની નીતિમાં ફેરફાર કરવો પડયો. 'હિંદી નામ ઉડાડી દઇ તેને હિંદુસ્તાની' નામ આપ્યું ને બાળ બોધ તથા ફારસી આ બ લિપિઓ એના માટે સ્વીકૃત થઈ. ગાંધીજીએ તો એટલી હદે કહ્યું કે દરેક હિંદુએ ઉર્દુ અને દરેક મુસલમાને હિંદી ભાષા શીખવી જોઇએ.

આ રાષ્ટ્રભાષાના પ્રશ્નની પૂર્વા થઇ; ને હાલના સંજોગો જોતાં તેનું ભાવિ શું હોઇ શકે તેનું સ્પષ્ટીકરણ નીચેના મુદ્દાઓમાં કરવામાં આવ્યું છે.

૧. હિંદના જુદા જુદા પ્રાંતોનો કેળવાયલ વર્ગ પરસ્પર અંગ્રેજીમાં વાતચીત અને પત્રવ્યવહાર કરે છે. સંસ્કારીપણાની છાપ તથા ફેશનવૃત્તિ તેમાં ઓર વધારો કરતી જાય છે. મહાસભાવાદીઓમાં પણ આ વૃત્તિ ખૂબ જોવામાં આવે છે. રાષ્ટ્રભાષા-પ્રચારનું ભાવિ એના ઉપરથી કળી શકાય છે.

૨. હિંદી પ્રજાનો કેળવાયલો વર્ગ રાષ્ટ્રભાષામાં શ્રેષ્ઠત્વની વ્યાજબી માગણી કરે છે. પણ એનો તેમાં અભાવ છે. બંગાળી, મરાઠી, ગુજરાતી, તેલંગી અને તામિલનાં સાહિત્યો તેના કરતાં વિશાળ અને શ્રેષ્ઠ છે. વળી આ ભાષાઓ કુદરતી રીતે વિકાસ પામી છે એટલે તેમાં ઊંડા વિચારોને જેટલી સરળતાપૂર્વક વ્યક્ત કરી શકાય છે તેટલી સરળતાપૂર્વક હિંદી કે હિંદુસ્તાનીમાં નહિ. તેને પોતાનો શબ્દભંડોળ નથી; તેના માટે તે સંસ્કૃત કે ફારસીનો આશ્રય લે છે.

૩–તેના પ્રચારથી પ્રાંતીય સાહિત્યોને આંચ આવે છે એટલે પ્રાંતો તે સહન કરી શકવાના નથી. રાષ્ટ્રભાષા હોય કે ન હોય, પણ પ્રાંતીય ભાષાઓનું અસ્તિત્વ મટી જવાનું નથી. વળી કેળવણી તથા આંતરરાષ્ટ્રીય સંસર્ગને માટે અંગ્રેજી કે બીજી કોઈ ભાષા દરેક પ્રગતિશીલ વ્યક્તિ માટે અનિવાર્ય છે. શ્રીમતી સરોજની નાયડુ જેવાં પણ અંગ્રેજી ભાષા સંબંધમાં એ જ મત ધરાવે છે. એવા સંજોગોમાં જનસમાજની માનસિક શક્તિ ત્રણ ભાષાઓના ભારને ખમી શકશે ખરી ? ઈતિહાસમાં હજુ એવો એકેય દાખલો બન્યો નથી કે જ્યારે કોઈ પ્રજા ત્રણ ત્રણ ભાષાઓના માનસિક બોજાને ખમી શકી હોય. એનો એક અખતરો થઈ ચૂક્યો છે. ૧૯૩૨ માં ગાયકવાડ સરકારે ૧૯૩૫ થી હિન્દીને રાજભાષા બનાવવાની વિજ્ઞપ્તિ કરી હતી ને અગાઉથી તૈયારીઓ પણ થવા લાગી હતી. પરંતુ એનો શો કરુણ અંજામ આવ્યો તે સૌ જાણે છે.

૪–હિંદ એક દેશ નથી, ખંડ છે. તેના જુદા જુદા પ્રાંતો જુદી જુદી સાંસ્કારિક અને ભૌગોલિક પરિસ્થિતિ ધરાવે છે. એ બધા વિભાગોમાં જનસમાજની એકજ ભાષા સંભવી શકે ? જો એ સંભવિત હોય તો સંખ્યાબંધ ભાષાઓ ધરાવતા યુરોપને એક ભાષાની વિશેષ જરૂર છે; છતાં ત્યાંનો કોઇ પણ સંસ્કૃતિવિધાયક એવી વાતને ટેકો કાં નથી આપતો ?

૫–કોઇ પણ મહારાષ્ટ્રમાં એક ભાષા તરીકે જે ઓળખાય છે તે તો રાજદ્વારીઓ કે સાહિત્યકારોની ભાષા હોય છે. પણ સામાન્ય જનસમાજની ભાષા તો પ્રાંતે પ્રાંતે ભિન્નજ હોય છે. આ પરિસ્થિતિ પૂર્વે હિંદમાં હતી, વર્તમાન જગતના સ્વતંત્ર દેશોમાં છે. રશિયામાં જગજાણીતી રશિયન ભાષા તો અમુક પ્રદેશોમાં જ પ્રચલિત છે, ને મોટે ભાગે તે સાહિત્યકારોમાં વપરાય છે. પણ તેના પ્રાન્તોમાં તો જુદી જુદી જ ભાષાઓ બોલાય છે. પૂર્વે હિંદમાં સંસ્કૃત ભાષા જેમને આંતરપ્રાંતીય સંબંધની જરૂર હતી એવા રાજદ્વારીઓ, વિદ્વાનો, કે અભ્યાસીઓ જ જાણતા. સામાન્ય જનસમાજની ભાષા તો પ્રાન્તેપ્રાન્તમાં જુદી હતી. પ્રાન્તવાર ભિન્ન ભિન્ન ભાષામાં લખાયલા સમ્રાટ પ્રિયદર્શીનના શિલાલેખો એ એનો ઐતિહાસિક પુરાવો છે.

૫. આમ રાષ્ટ્રિય ભાષાના પ્રચારની જરૂર હોય તો તે જેમને આંતરપ્રાન્તીય સંબંધની જરૂર છે એવા આગેવાનોમાં અથવા વિદ્વાનોમાં. પણ એને જનસમાજની ભાષા બનાવવાનો પ્રયાસ તો પ્રજાશક્તિનો ક્ષય જ કરી નાખવાનો છે. કેમકે સમય જતાં તો એ એક ભાષામાંથી પણ અનેક ભાષાઓ જ ફૂટી નીકળવાની છે. આજની ભાષા સંસ્કૃતની પુત્રીઓ હશે તો આવતીકાલની ભાષાઓ હિંદીની પુત્રીઓ બનશે, અને એ પરિવર્તનમાં પ્રજાશક્તિનો જે ક્ષય થશે એ વિશેષમાં.

૬–સામાન્ય પ્રજામાં પણ રાષ્ટ્રભાષાના પ્રચારને વિશેષ મહત્વ અપાયાથી પ્રાન્તિક ભાષાઓને ફટકો લાગશે. એક બાજુ પ્રાન્તિક ભાષા, બીજી બાજુ રાષ્ટ્રભાષા, ત્રીજી બાજુ માધ્યમિક કેળવણી અને બેઝીક ઈંગ્લીશના પ્રચારથી કૂદકે અને ભૂસકે આગળ વધેલી અને વધતી આંતરરાષ્ટ્રિય અને રાજભાષા અંગ્રેજી. આ ત્રણે ભાષાઓનો ભાર તો પ્રજા સહી શકવાની જ નથી. એમાંથી એકાદ-બને તૂટવું પડશે અને એ તૂટનાર તરીકે અંગ્રેજી તો નહિ જ હોય.

૭–એક બાજુએ હિંદી અને બીજી બાજુએ ઉર્દૂ ભાષાનો પ્રચાર હિંદની પ્રાન્તિક ભાષાઓને તોડી નાંખશે. અને પ્રાન્તિક ભાષાઓ તૂટતાં હિંદનું ભાષાવિષયક ભાવિ એકજ જણાય છે. ઉર્દૂ અને હિંદીની અથડામણમાંથી બચવાને પ્રજા આંતરરાષ્ટ્રિય, અને રાષ્ટ્રિય તરીકે પણ ચાલી શકે એવી એક માત્ર અંગ્રેજી ભાષાને જ અપનાવી લેવાનું વધારે યોગ્ય માનશે. હિંદી કે ઉર્દૂ તો આખા જનસમાજ પાસે પ્રાન્તિક ભાષાઓ છોડાવી એમને અંગ્રેજી પર લઈ જવાને મોટે ભાગે પૂલ તરીકે જ બની બેસશે.

# યુદ્ધના અગ્રણીઓ

ચમનલાલ

હીટલર—આજે નવ કરોડની જર્મન પ્રજાનો સરમુખત્યાર, તારણહાર ને દેવ-૫૧ વર્ષ પૂર્વે ઓસ્ટ્રિયાના એક નાના ગામડામાં, સામાન્ય જકાતી અમલદારની નાનકડી મઢૂલીમાં એણે સૂર્યનાં પ્રથમ કિરણો જોયેલાં. તેનું બાલપણ, નેપોલિયનના બાલપણની જેમજ, મંથન અને ચારિત્રના ઘડતરમાં વીતેલું. તે સમયે તેના ઊંડા અંતરમાં મહત્તા અને પ્રભાવનાં બીજ વિકસતાં હતાં પણ બહારથી તો તે શરમાળ ને અતડો હતો. શરમના કારણે જ તે કેટલીક નાનીશી સુંદરીઓના મોહપાશમાંથી છટકી ગયેલો. તેને કલા પ્રત્યે પ્રેમ હતો ને એતથી તેણે ચિત્રકલાનો અભ્યાસ કર્યો.

ગત મહાયુદ્ધમાં તે સ્વયંસેવક તરીકે જોડાયલ. તે વખતે ગેસના ઝપાટામાં આવી જવાથી તેને થોડાક મહિનાનો અંધાપો મળ્યો.

તેની કુમારવય કંગાલ સ્થિતિમાં વીતેલી. પિતાના અવસાન પછી વિયેનામાં તે ચિતારાનું કામ કરવા લાગ્યો; પણ તેનું મન તો પ્રજાઓનાં પતન કે વિકાસનાં મૂળભૂત તત્ત્વો, રાજકારણ, સૈન્યરચના વગેરે વિષયોની આસપાસ ભમતું. હલકા કામમાં તેનું ચિત્ત ન પરોવાતું. પરિણામમાં, દિવસો સુધી, અનાથાશ્રમમાં તેને ભૂખ્યા પેટે પડયા રહેવું પડતું. એ સ્થિતિમાં તેણે યહૂદીઓનો હળાહળ દ્રવ્યલોભ જોયો, યુદ્ધમાં હારેલી જર્મન પ્રજાની કરુણ સ્થિતિ જોઈ. તેનો ઉગ્ર ને તેજસ્વી આત્મા ભભૂકી ઊઠયો. તેણે જર્મન પ્રજાના ઉદ્ધાર માટે એક [illegible]ની સ્થાપના કરી. ને થોડાં જ વર્ષમાં વાણીની અદ્ભુત છટાથી તેણે એ મંડળના સભ્યોની સંખ્યા હજારોની બનાવી દીધી. સમય જતાં એ મંડળ નાઝીસંસ્થા તરીકે જગવિખ્યાત બન્યું.

વિજયી રાજ્યો એ અરસામાં જર્મનીને પોતાના પાણીએ રંગી રહ્યાં હતાં. લોકશાસનની સોનેરી જાળ નીચે જર્મન પ્રજા અનેક પક્ષોમાં વહેંચાઈ ગઈ હતી. જર્મન સત્તાધીશો વિજયી રાજ્યોનું એક પણ વેણ ન ઉથાપી શકતા. હીટલરે એ સ્થિતિ સામે પોકાર ઉઠાવ્યો. તેણે વિજેતાઓની વિજયસંધીઓને કબૂલ રાખવાની ચોકખી ના સંભળાવી. ૧૯૨૩ માં તેણે તે સમયની જર્મન સરકારને ઉથલાવી પાડવા બળવો જગાવ્યો. તેને તરતજ લીંડ્ઝબર્ગના કેદખાનામાં પૂરવામાં આવ્યો ને સરકારે તેના મંડળને વિખેરી નાંખ્યું.

૧૯૨૫ માં તેણે જેલમાંથી છૂટી નાઝીમંડળની ફરી સ્થાપના કરી. મંડળના હજારો સભ્યોને તેણે લશ્કરી તાલીમ આપવા માંડી. તે સમયના જર્મનીના પ્રમુખ હીન્ડનબર્ગે હીટલરના આ ઉત્થાન પ્રત્યે દેખાવપૂરતી લાલ આંખ કરી પણ આડકતરી રીતે તો તેણે તેને હર્ષભર્યા હૈયે વધાવી જ લીધું. ને હીટલર ધીમે ધીમે જ્યારે જર્મન વીરોના હૈયાના દેવ તરીકે સ્થપાઈ ચૂકયો ત્યારે ચાલાક પ્રમુખે વિજેતાઓને તુચ્છકારી કાઢનાર એ વીરને ૧૯૩૩ માં જર્મન પ્રતિનિધિસભાનો નાયક બનાવ્યો.

જ્યાંસુધી પ્રમુખ હીન્ડનબર્ગ જીવ્યા ત્યાંસુધી હીટલરે તેમનું સંપૂર્ણ સન્માન જાળવ્યું.

આંતરિક રીતે લશ્કરી વિકાસ સાધતાં છતાં બહારથી તો તે પ્રમુખની સંધીઓ સાચવી રાખવાની નીતિને વળગી રહ્યો. પણ પ્રમુખના અવસાન પછી તેણે જ્વાળામુખીનું સ્વરૂપ ધારણ કર્યું.

જર્મન પ્રજા પાસે પોતાની ફરી ચૂંટણી કરાવી તે જર્મનીનો ફ્યુહરર બન્યો. પ્રજાને તેણે પ્રભાવશીલ લશ્કરી ધ્યેય તરફ દોરવા માંડી. શરૂઆતમાં તેણે આંતરિક શુદ્ધિ આરંભી. જુદા જુદા પક્ષોને વિખેરી નાંખી આખી જર્મન પ્રજાના બળને તેણે એકજ પક્ષમાં કેન્દ્રિત કર્યું. પોતાના ધ્યેયને સમજીને તેને અમલમાં મૂકાવી શકે એવા નરવીરોને શોધીશોધીને તેણે પ્રકાશમાં આણ્યા. ' મેઈન કેમ્ફ '—( મારા પ્રયત્નો ) નામની, લૉંડ્ઝબર્ગના કેદખાનામાં લખાયલી, તેની આત્મકથાએ પણ પ્રજાને નિશ્ચિત રાજકીય દોરવણી આપી. કરોડોની જર્મન પ્રજા એકજ વ્યક્તિ ને એકજ તત્ત્વ પર કેન્દ્રિત બનવા માંડી.

તે પછી તો ર્‌હાઇનલેન્ડ ને સારપ્રદેશ, પ્રજાસંઘ ને લશ્કરી મર્યાદાનો ત્યાગ, એબીસીનિયન યુદ્ધમાં ઈટલિ સાથેની મિત્રતા, ઑસ્ટ્રિયાની હજમગીરી ને જાપાન સાથેનો સ્નેહસંબંધ, સ્પેનના આંતરકલહમાં પોતાના પક્ષકારનો વિજય, સુડેટનલેંડ ને ઝેકોસ્લોવેકિયા, મેમલની પ્રાપ્તિ ને રશિયા સાથેની મિત્રતા—દરેક પ્રસંગો તેના રાજદ્વારી વિજયની કલગીને વધુ ને વધુ તેજવતી બનાવી રહ્યા છે.

તેનામાં વીરતા અને મુત્સદ્દીગીરી બંનેનો વિરલ સંયોગ થયો છે. તે ઉપરાંત પ્રભાવશીલતા, પ્રજાપ્રેમ અને લાગણીનું સૂક્ષ્મ તત્ત્વ પણ તેને પ્રભુત્વ અર્પે છે. તેની પ્રજા તેને દેવની જેમ સન્માને છે અને પૂજે છે. ગયા એપ્રિલમાં ઊજવાયલી તેની એકાવનમી જન્મજયંતિ પ્રસંગે જર્મનીમાં અને જર્મનીની બહાર વસતા કરોડો જર્મનોએ તેનામાં પોતાનો ઇશ્વરી વિશ્વાસ જાહેર કરી તેને કિંમતી ભેટોથી નવાજ્યો.

તેનું ખાનગી જીવન વૈભવી છતાં સાદું છે. માંસને તે કોઈ દિવસ સ્પર્શ પણ નથી કરતો. ચારિત્રશુદ્ધિનો તે વિશેષ પક્ષપાતી છે. જીવનમાં અશુદ્ધિ જણાય તો તે પોતાના મંત્રીઓને પણ શિક્ષા કરતાં નથી અચકાતો. લોહીશુદ્ધિનો પણ તે ખૂબ આગ્રહી છે. તેના શાસન નીચે યહૂદીઓએ જે સહ્યું છે તે તેમણે ક્યાંય નહિ સહ્યું હોય.

દૈવે તેને વિરલ સાનુકૂળતા આપી છે. તેની અખંડ વીરતાએ પ્રતિસ્પર્ધી મુત્સદ્દીઓને માપ કાઢતા જ રહેવા દઈ ચમત્કારિક વિજયો મેળવી લીધા છે. તેની કુનેહભરી બુદ્ધિએ જગત વર્ષો સુધી ન સમજી શકે એવા દાવ ખેલ્યા છે. રાજદ્વારી જગતમાં ગાંડાનો ભાગ ભજવી તેણે ડાહ્યાઓને ગાંડા બનાવ્યા છે. રશિયા પર ગાળોની સતત ધારાઓ વર્ષાવી તેણે બ્રિટિશ મુત્સદ્દીઓના મનમાં પોતે રશિયા સાથે અથડાઈ જ મરવાનો છે એવો વિશ્વાસ જમાવ્યો, બ્રિટને રશિયા અને જર્મનીને અથડાતાં જોવાની હોંશમાં તે બંનેના દિનપ્રતિદિન વધતા લશ્કરી બળ સામે આંખમીંચામણાં સેવ્યાં ને જ્યારે તેણે જોયું કે હવે બંનેનાં લશ્કરી બળ જરૂરી હદે પહોંચી ચૂક્યાં છે-તે રશિયા સાથે જાહેર રીતે જોડાઈ ગયો. જગત આંખો ફાડીને એના એ ગાંડપણને જોઇ જ રહ્યું.

ર્‌હાઈનથી માંડીને મેમલ સુધીના બધા જ વિજયો એણે લોહીનું એક ટીપું પણ રેડ્યા વિના અજબ કુનેહથી મેળવી લીધા છે. આજસુધીના જગતના ઇતિહાસમાં એક હારેલી પ્રજાએ યુદ્ધ વિના આટઆટલા વિજયો વર્યાનું નથી નોંધાયું. ડેન્ઝીગના છેલ્લા પ્રશ્ન પર

એણે જગતયુદ્ધ સળગવા દીધું છે પણ તે પોતાની ઊંડી મહત્ત્વાકાંક્ષાઓને સંતોષવા ખાતર. જો તેને કેવળ ડાન્ઝીગ જ જોઈતું હોત તો તે પણ તેને યુદ્ધ વિના મળી જાય તેમ હતું. પણ પોતાનાં ભવ્ય સ્વપ્નોને મૂર્તિમંત કરવાની એણે એ અવસરે તક જોઈ અને તે તેણે ઝડપી લીધી.

આજે તે જર્મન પ્રજાને યુદ્ધમાં દોરવણી આપી રહ્યો છે, જગત પર લોહીની નદીઓ વહાવી રહ્યો છે. છતાં જે યુગમાં દુશ્મનની પણ કિંમત અંકાતી એવો યુગ હોત તો એના વિષે કહેવાતઃ "એ વીર છે. જેની સાથે લડવામાં પણ આનંદ આવે એવો એ મહાન્ પ્રતિસ્પર્ધી છે."

**ચેમ્બરલેઈન**—ઈંગ્લાંડના મહામંત્રીનું પદ જાળવતા આ વૃદ્ધ અને મહાન રાજદ્વારી કુનેહબાજની ખરી કિંમત હજી જગતે નથી આંકી. તેના લલાટે કેટલીક નિષ્ફળતાઓ લખાય છે એ જગત જોઈ શકે છે, પણ છેલ્લાં કેટલાંક વર્ષથી ઈંગ્લાંડ એનાજ પ્રભાવ અને કુનેહથી શાંતિ જાળવી શક્યું છે અને એની જ દોરવણી નીચે એ યુદ્ધનાં ભયંકર પરિણામોમાંથી બચી જઈ શકે એમ છે એ આજે સહેજે સમજાવું મુશ્કેલ છે.

સન ૧૮૬૯માં બર્મિંગહામમાં એનો જન્મ થયેલો. તેનો પિતા જોસેફ ચેમ્બરલેઈન ઈંગ્લાંડના નામાંકિત મહામંત્રી ગ્લેડસ્ટનનો ઉગ્ર રાજદ્વારી પ્રતિસ્પર્ધી અને મહાન વેપારી હતો. પુત્રને તેણે નાનપણથી જ વ્યાપારી તાલીમ આપી, તેને રાજકીય સંસ્કારથી રંગ્યો. ને એ રીતે, ઈંગ્લાંડની નામાંકિત વિદ્યાપીઠોમાં જે ન મળી શકે એવું રાજકીય અને વ્યાપારી જ્ઞાન નેવીલ ચેમ્બરલેઈનને પોતાના પિતા પાસેથી વારસામાં મળ્યું.

યુવાનીનાં સાતેક વર્ષ એણે વેસ્ટ ઈન્ડીઝમાં વ્યાપારી તાલીમમાં વીતાવ્યાં. ત્યાંથી પાછા ...ર્યાં પછી તેણે લગ્ન કર્યાં. ૧૯૧૫માં તે બર્મિંગહામનો મેયર બન્યો. તે પછી તેને નેશનલ ... ડાયરેક્ટરની જગા આપવામાં આવી પણ તેમાં નિષ્ફળ જતાં તે વિશેષ તૈયાર બનવાને પોતાના જન્મનગરમાં પાછો ફર્યો.

૧૯૧૮માં તે પાર્લામેન્ટમાં પ્રવેશ્યો. ૧૯૨૨માં તેને પોસ્ટ-માસ્ટર જનરલનો હોદ્દો આપવામાં આવ્યો. ૧૯૨૩માં તે પે-માસ્ટર જનરલ ને પછી તંદુરસ્તી ખાતાના મંત્રીને હોદ્દે ચડ્યો. આમ દરેક ખાતામાંથી પસાર થતો નેવીલ વધુ ને વધુ પ્રકાશતો ગયો. ૧૯૨૪માં તેને નાણામંત્રીનો હોદ્દો આપવામાં આવ્યો. જે તેણે ૧૯૩૭ સુધી ભોગવ્યો. ચૌદ વર્ષ સુધી તેણે આ જવાબદાર હોદ્દાને અજબ કુનેહથી જાળવી રાખ્યો. ૧૯૩૦-૩૧ની જગતવ્યાપી આર્થિક આંટીઘૂંટીમાં તેની જ શક્તિએ ઈંગ્લાંડની આબરૂ જાળવી. તે પછી ઈંગ્લાંડનો વડો પ્રધાન બાલ્ડવીન છતાં ખરો વડો-પ્રધાન તે જ બની રહ્યો.

૧૯૩૭માં બાલ્ડવીન નિવૃત્ત બનતાં તે ઈંગ્લાંડનો વડો-પ્રધાન બન્યો. તે સમયે ઈંગ્લાંડની સ્થિતિ ખરેખરી ગંભીર હતી. ગત મહાન યુદ્ધના પ્રત્યાઘાતનાં ઘેરાં પરિણામ દેશ પર ઝઝૂમી રહ્યાં હતાં. જાપાન ચીન પરના આક્રમણથી એશિયામાં આગળ વધતું હતું. ઈટલિમાં મુસોલિની, જર્મનીમાં હીટલર, રશિયામાં સ્ટેલીન ને સ્પેનમાં ફ્રાન્કોનો દિનપ્રતિદિન વધતો પ્રતાપ ઈંગ્લાંડના તેજને ઝાંખું બનાવી રહ્યો હતો. ગત મહાયુદ્ધથી કંટાળેલ અમેરિકાની મિત્રતા નવા યુદ્ધમાં સહેજ બને એ અસંભવિત જણાતું. આ સંયોગો સામે, ઈંગ્લાંડ પાસે પોતાનું જગતવ્યાપી સામ્રાજ્ય ટકાવી રાખવાને જરૂરી સૈન્ય કે યુદ્ધસામગ્રીનો પણ અભાવ

હતો. વૈભવી પ્રજા યુદ્ધને માટે પૂરતી તૈયાર નહોતી. આ સ્થિતિમાં પણ ચેમ્બરલેઇને ઈંગ્લાંડના મહામંત્રીપદની જોખમદારી સ્વીકારી એ જ તેની દેશભક્તિનું પ્રભાવભર્યું ચિન્હ છે.

તેને માટે આ પદ ફૂલની નહિ, કાંટાની શૈયા બન્યું છે. તેણે વડા-પ્રધાનનું પદ સ્વીકાર્યું ત્યારે યુવાન રાજદ્વારીઓ જર્મની, ઇટલિ, જાપાન ને ફ્રાન્કો સામે કડક પગલાંની હિમાયત કરી રહ્યા હતા, પણ ઊંડા ભવિષ્યને તેઓ માપી ન શકતા. નાઝી કે બોલ્શેવિક બેમાંથી એકાદ બળ છૂંદાઇ જાય એ સ્થિતિ ઈંગ્લાંડને માટે ભયભરી છે એ ઘણાના ધ્યાનમાં ન ઊતરતું. જર્મની અને રશિયા એક દિવસે તો પરસ્પર અથડાઇ જ મરવાનાં છે એમ માનીને બ્રિટિશ રાજદ્વારીઓએ બંનેના લશ્કરી બળને વધવા દીધેલાં પણ એ વધેલાં બળ ખરી પળે તો જોડાઇ જ જવાનાં છે એ પહેલવહેલું ચેમ્બરલેઇને જોયું. એને અનુસરીને તેને પોતાની પરદેશનીતિ ઘડવી પડી. પણ પ્રજા આગળ આ વાતો ખુલ્લી કરવી લાભદાયી નહોતી. પરિણામે તેની ગણના ઢીલા અને શાંતિચાહક મંત્રી તરીકે થવા લાગી.

પણ તેણે એક બાજુએથી શાંતિની નીતિ સ્વીકારી, બીજી બાજુએથી ઇંગ્લાંડની યુદ્ધ શક્તિને વિકસાવવા માંડી. હીટલર આ જોઇ ચમક્યો. તેણે પોતાના માર્ગને ઉગ્ર અને ઝડપી બનાવ્યો. પણ ચેમ્બરલેઇને સ્પેન કે સુડેટન, ઝેકોસ્લોવેકિયા કે ચીન-દરેક પ્રશ્નમાં સમાધાન-ભરી વલણ જાળવી રાખી. ત્રણ ત્રણ વર્ષ સુધી તે યુદ્ધના જ્વાળામુખી પર ઢાંકણું ઢાંકી તે પર ઊભો રહ્યો. ને જ્યારે તેણે જોયું કે પોતાનો દેશ હવે વર્ષો સુધી યુદ્ધમાં ટકી રહી શકે એમ છે-તેણે એ ઢાંકણાને ખૂલવા દીધું; હાથમાં યુદ્ધનો વાવટો લઈ તે બહાર પડ્યો.

**સ્ટેલીન**—માનવી આદર્શો ગમે તે સ્વીકારે પણ વાસ્તવ તો માનવ-લલાટે એક જ લખાયું છે એવું જગતને ભાન કરાવનાર રશિયાનો આ લોખંડી પુરુષ નામાંકિત તો એક જંગી લૂટથી બનેલો.-૧૯૦૭માં રશિયાના ક્રાન્તિવીરોએ જ્યારે ઝારશાહીની એક જંગી તિજોરી લૂટવાનો નિર્ણય કર્યો ત્યારે તે નિર્ણયને કુનેહથી પાર ઉતારનાર સ્ટેલીન હતો. તે દિવસથી તેનું નામ રશિયન પ્રજાને મોઢે ચડી ગયું છે.

ઝારનું લોખંડી તંત્ર રશિયન પ્રજાને ક્ષુદ્ર પાણીની જેમ કચરી રહ્યું હતું. એ સમયે રશિયાના કેટલાક વીરોએ પ્રજાને એ તંત્રમાંથી મુક્ત કરવાનું બીડું ઝડપી ક્રાન્તિકારી દળની સ્થાપના કરી. લેનીને એ દળની આગેવાની લીધી. સ્ટેલીન તેમાં લેનીનના એક વફાદાર સાથી તરીકે જોડાયો.

તેનો જન્મ ઈ. સ. ૧૮૭૮માં કોકેશસની દક્ષિણે આવેલા એક ગામડામાં સામાન્ય કુટુંબમાં થયેલો. તેના બાપે તેને ધાર્મિક શાળામાં અભ્યાસ કરવા મોકલ્યો પણ ત્યાંથી પાણીચું મળતાં તે ક્રાન્તિને પંથે વળ્યો. તેણે કાર્લમાર્કસના આર્થિક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો. ને ૧૯ વર્ષની વયે તે ક્રાન્તિકારી દળમાં દાખલ થયો. તે પછી તે દેશવિદેશ રખડ્યો. કેટલીક વખત ઝારની પોલીસના સપાટામાં આવી જતાં તેને દેશવટો પણ મળ્યો. ધીમે ધીમે તે લેનીનનો વફાદાર ને વિશ્વાસુ સાથી બન્યો. ક્રાન્તિકારી દળમાં તેની પ્રતિષ્ઠા વધી. પણ રશિયન પોલીસે ૧૯૧૩ માં તેને સાઇબીરિયાના રણમાં હાંકી કાઢ્યો. ને ક્રાન્તિની સફળતા સુધી તેને ત્યાં જ રહેવું પડ્યું.

૧૯૧૭ માં રશિયન ક્રાન્તિને સફળતા વરી લેનીનના હાથમાં સત્તાનાં સૂત્રો આવ્યાં. તેણે ઝારના કેદીઓને મુક્ત કર્યા. સ્ટેલીન પણ સાઇબીરિયાથી પાછો ફર્યો. તેણે મોસ્કોમાં આવી જોયું તો જણાયું કે ક્રાન્તિને સફળતા મળી હતી પણ આદર્શવાદી લેનીનમાં રાજતંત્રને નિયમનમાં મૂકવાની કે વિરોધીઓને ડાંભી દેવાની લોખંડી દક્ષતા નહોતી. પરિણામે અનેક

પક્ષો રાજતંત્ર પર કાબૂ જમાવવા મથી રહ્યા હતા. તેમાંથી કેટલાક પરદેશીઓને પણ ફૂટી ગયા હતા. લેનીન આ બધાથી થાકીને ગામડામાં ભાગી ગયો હતો.

લોખંડી સ્વભાવના વિરોધીઓ આગળ તો લેનીનનું કંઇ જ ન ફાવ્યું. પણ તેમનું બળ નરમ પડતાં તે પાછો સત્તાસ્થાને આવ્યો. તેણે સ્ટેલીનને યાદ કરી તેને પણ રાજતંત્રમાં અગત્યનો હોદ્દો આપ્યો. સ્ટેલીન ધીમે ધીમે લેનીનનો વધુ ને વધુ વિશ્વાસ સંપાદન કરતો ગયો. ને તેની ગણના પણ લેનીનના મુખ્ય શિષ્ય ટ્રોટસ્કીની લગોલગ થવા લાગી. ૧૯૨૪માં જ્યારે લેનીન માંદો પડયો ત્યારે જગતે માન્યું કે ટ્રોટસ્કીને તેનું સ્થાન મળશે, પણ જ્યારે સ્ટેલીનની કુનેહ ને ગુરુભક્તિ એ પદ જીતી ગયાં ત્યારે જગતમાં આશ્ચર્ય ફેલાયું.

સત્તા પર આવતાં જ સ્ટેલીને ધીમે ધીમે છતાં લોખંડી હાથે વિરોધીઓને કચરવા માંડયા. ટ્રોટસ્કીને તેણે દેશપાર કર્યો ને તેના અનેક અનુયાયીઓને મારી નાખ્યા કે જેલના સળિયા પાછળ ધકેલી દીધા. લશ્કરમાં તેણે સાફસુફી આદરી. પંચવાર્ષિક યોજના દ્વારા રશિયાના ઉત્પાદન બળને તેણે વધારી મૂકયું અને એ બળ પર રશિયાના મધ્યસ્થ તંત્રનો કાબૂ જમાવ્યો. તેણે જોયું કે જગતનાં નાનાં મોટાં રાજ્યો ક્રાન્તિ પછી રશિયન મહારાજ્યની કિંમત એક ક્ષુદ્ર કે ગુલામ રાજ્ય કરતાં પણ ઓછી આંકી રહ્યાં હતાં. ને તેણે આદર્શને બાજુએ મૂકી વાસ્તવનો સ્વીકાર કર્યો. રશિયન ક્રાન્તિએ પોતાના આદર્શવાદમાં ગુમાવી દીધેલા રાજકીય અગત્યના કેટલાક પ્રદેશો પાછા મેળવી લેવાની તેણે યોજના ઘડવા માંડી.

શરૂઆતમાં તો તેણે જગતનાં મહારાજ્યોનો ખોફ ખાળી રાખવાને પોતાના પરદેશ મંત્રી તરીકે આદર્શવાદી લીટવીનોફની પસંદગી કરી. લીટવીનોફ યુરોપનાં એકામ રાજ્યોને હાથે અનેક અપમાનો સહી રહ્યો. ને એ બાહ્ય દેખાવની પાછળ સ્ટેલીને રશિયામાં વિરોધીઓની જડ ઉખેડી નાંખી કેવળ એકજ પક્ષમાં રશિયન બળને કેન્દ્રિત કર્યું. જર્મનીમાં લોખંડી નરવીર હીટલરના ઉદયે તેને તેની મિત્રતા સાધવા લલચાવ્યો. તેણે તેમ કરવાને રાજદ્વારી પાસા નાંખ્યા. એ પાસા સફળ થતાં જ તેણે લીટવીનોફને હડસેલી મૂકી ચાલાક ને વાસ્તવવાદી મોલોટોવને એ પદે નીમ્યો. ને પોલેન્ડના વિજયમાં પોતાનો હિસ્સો પડાવી બોલ્શેવિક રશિયા સામ્રાજ્યવાદી રશિયા તરીકે જગજાહેર બન્યું.

આ નીતિપરિવર્તનમાં જગતે વાસ્તવવાદની નગ્ન ભવ્યતા નિહાળી. આદર્શવાદી રશિયાની સાથે વાતચીત ચલાવવાને જગતનાં મહારાજ્યો સામાન્ય અમલદારોની નિમણૂક કરતાં; એ રશિયા વાસ્તવવાદી બનતાં એને આંગણે પોતાના પરદેશમંત્રીઓ મોકલવાને એ જ મહારાજ્યો તૈયાર થઇ ગયાં.

જર્મની સાથેની મિત્રતા પછી તો સ્ટેલીને લોખંડી ભવ્યતા જ દાખવવા માંડી છે. દશે દિશાએથી તેણે રશિયન સલામતિને નક્કર બનાવવા માંડી છે. ફીન્લેન્ડને રસ્તે રશિયાં પરનું આક્રમણ સંભવિત લાગતાં જ તેણે ફીન્લેન્ડની પવિત્ર સ્વતંત્રતા પર પણ તલપ મારી છે.

હીટલર જેટલો તે પ્રજાપૂજ્ય નહિ હોય તો પણ રશિયામાં એનાં સત્તા ને સન્માન તો જર્મનોમાં હીટલરના જેટલાં જ છે. તેનું ખાનગી જીવન શાંત અને સાદું છે. કલાનો તેનો શોખ ન જેવો જ છે. આરામનો સમય તે રમતગમનમાં ગાળે છે. તેને સંગીત ખૂબ પ્રિય છે. રશિયાને ગમે તે રસ્તે મહાન અને પ્રતાપી રાજ્ય બનાવવાની એને ઉમેદ છે. એ ઉમેદને સિદ્ધ કરવા તે દાનવી પગલાં ભરી રહ્યો છે.

# સ્વર્ગની સફરે

નરસિંહ

૨

"કોણ છે એ? મને કોણ સંભારે છે?" દૂરના એક આસન પરથી, આંખોમાંથી તેજના અંબાર વર્ષાવતા પરશુરામ આગળ કૂદી આવ્યા. તેમની પ્રચંડ કાયા જોઈ મને કંપ વછૂટ્યો. બેહોશ બનીને હું ભૂમિ પર પટકાઈ પડ્યો.

થોડીવારે મને શુદ્ધિ આવી. મેં જોયું કે ઈન્દ્રની આજ્ઞાથી પરિચિત અપ્સરાઓ મને પવન નાંખી રહી હતી. પલભર હું શરમાઈ ગયો. પણ બીજીજ પળે સ્વસ્થતા મેળવી મેં કહ્યું, "હું કંઈ ગભરાયો નહોતો. પણ સંહારકોની લોહીતરસી આંખો અમારા યુગને પરિચિત નથી. એટલે ભગવાન પરશુરામનું દર્શન મને જરા અરુચિકર થઈ પડ્યું."

"હું સંહારક?" પરશુરામ ગર્જ્યા, "પાંચ-પચીશ લાખ ક્ષત્રિયોને પૃથ્વી પરથી મેં દૂર કર્યા હશે. પણ તે વર્ણવ્યવસ્થાના સનાતન આર્ય સિદ્ધાંતમાં યોજાયલ બ્રાહ્મણના સ્થાન અને સન્માનને જાળવી રાખવાને. મેં લોહી રેડીને પણ સિદ્ધાંત બચાવ્યો, અનીતિને આવતી અટકાવી. તમને એ કામ ખૂંચે છે? તમે એને લોહીની તરસ કહો છો! સિદ્ધાંત કે નીતિ કરતાં તમને શું લોહી વિશેષ વહાલું છે?"

"તમારે મન લોહી ને પાણી સરખાં હશે."

"લોહી જ્યારે અશુદ્ધ બને છે," પરશુરામે પ્રભાવભરી વાણીમાં કહ્યું, "ત્યારે મારે મન તો તેની કિંમત પાણી કરતાં પણ ઘણી ઓછી રહે છે. પાણીના બચાવને ખાતર તમે જેમ ગંદા પાણીને માટલીમાં નથી નાખતા પણ તેને ભૂમિ ભેગું કરી કૂવામાંથી શુદ્ધ જળ ભરી લાવો છો તેમ મારા જેવા જગતવિધાયકો માનવજાતના બચાવને ખાતર અશુદ્ધ લોહીને સંસારમાં નથી ભળવા દેતા; તેને ભૂમિ ભેગું કરી શુદ્ધ વીર્યને નિર્મળ સંતતિ જન્માવવાનો આદેશ આપે છે. ભૂમિ પર ફેંકાયલ ગંદુ પાણી પૃથ્વીથી ગળાઈ ને પુનઃ જેમ કૂવામાં આવી શકે છે; એમ અશુદ્ધિના કારણે દૂર કરાયલ માનવઆત્માઓ શુદ્ધ સંતતિક્રમમાં પુનર્જન્મ લઈ શકે છે."

"તમારી વિચારપદ્ધતિ ભયંકર છે." મેં જરા હિંમત લાવી કહ્યું," અમારાં એ ધનભાગ્ય છે કે તમારા જેવાઓ અમારા ભારતથી દૂર છે. પણ હજી એટલાં કમભાગ્ય ઊભેલાં છે કે અમારે તમારી પૂજા કરવી પડે છે."

"મારી પૂજા તો તમે ક્યારનીયે બંધ કરી દીધી છે," પરશુરામ કંઈક હસ્યાઃ "તમારા મહાયુગમાં તો દિવસે દિવસે નવા દેવો જન્મી રહ્યા છે; જૂનામાં તો બિચારાં રામ-કૃષ્ણ કે બુદ્ધ-મહાવીર જેવા કોઈક જ રહી ગયા છે."

"પણ એ રહ્યા છે એમને દૂર કરવા કઠીન છે તો!"

"એમાં કઠીન કંઈજ નથી," પરશુરામ વ્યથિત અંતરે બોલ્યા, "તમારી નવી કેળવણી એ મહામાનવોએ જે કંઈ કર્યું હશે એના પ્રત્યે તમારામાં અપ્રીતિ ઉપજાવી કાઢશે, ને પછી પૂજન આપોઆપ તૂટી પડશે."

"તમારાં અપકૃત્યો ઢાંકવાને તમે અમારા પર દોષ ઢોળી રહ્યા છો," પરશુરામના સંસર્ગથી મારામાં પણ કંઈક જોમ પ્રગટયું હોય એમ હું બોલ્યો, "તમે એમ માનો છો કે અમે જે કંઈ નવીન કરીએ છીએ તે અમારા શાસકોએ પાથરેલી કેળવણીની જાળના પરિણામે. પણ એવું કંઇ જ નથી. રામે નિર્દોષ ને તપસ્વી શમ્બુકનો વધ કર્યો કે સીતાને તજી એમાં અન્યાય હતો એ સમજવાને કેળવણીની જરૂર નથી; દષ્ટિની તટસ્થતા જોઇએ."

"કોણ છે એ મારા પ્રિયતમને અન્યાયી કહેનાર?" ભવનના એક ભાગમાં વિશુદ્ધ કાન્તિથી ઝળહળતા આસન પર બેઠેલ એક દેવી બોલી ઊઠયાં.

મેં એ ભાગમાં નજર નાંખી. દેવીનું નિર્મળ રૂપ જોતાં જ મને જણાયું કે એ સીતાજી છે. હું ગભરાયો—રખેને દેવી શ્રાપ આપી દે. મેં દોડીને એમના ચરણમાં મસ્તક નમાવ્યું; કહ્યું, "ક્ષમા કરો દેવી. આ પતિપ્રેમ કે લાગણીનો વિષય નથી; ચર્ચાનો વિષય છે."

"ચર્ચા!" વાણીના પ્રભાવથી સભાને આંજતાં સીતાજી ગર્જ્યાં, "તને ને તારા યુગને ચર્ચા સિવાય બીજું આવડે છે શું? મારા રામને અન્યાયી કહેવા નીકળતાં પહેલાં તું તારા હૃદયને તપાસી જો કે રામ જેવા નિર્મળ સ્નેહથી એ પત્નીને ચાહે છે? સીનેમા–નટીઓના કે સ્વરૂપવતી સુંદરીઓના ખભે હાથ મૂકી ફરતા તારા યુગના રસિકવરોને જરા પૂછી તો આવ કે રામ જેટલા ભાવથી પત્નીને પૂજે છો? સ્ત્રી—હક્કનાં બણગાંની પાછળ પત્નીઓનાં આંસુને છૂપાવતા તારા યુગના સમાજસુધારકોને પૂછી તો જો કે આ બધું ધાંધલ અવનવી સુંદરીઓનાં નયનકિરણો કે તાળીઓના ગડગડાટ ઝીલવાને તો નથી માંડયું ને!"

સામે પુરુષ હોત તો તો હું ઉત્તર આપી દેત કે, 'એમ હોય તો પણ શું?' પણ દેવી પાસે મારે મૂગા રહેવું પડયું. ને દેવીએ આગળ ચલાવ્યું:

"અમારા યુગનાં સ્ત્રી—પુરુષોએ, સંસારને સ્વર્ગ સમાન રાખવાને, પરસ્પરને સાનુકૂળ ને નૈસર્ગિક ધર્મોની વહેંચણી કરી લીધેલી. સંસારશુદ્ધિનાં મૂળ બે છેઃ સંસ્કાર ને સંરક્ષણ. અમારા પુરુષવર્ગે સંરક્ષણની જવાબદારી ઉપાડી, સ્ત્રીએ સંસ્કારની. મારું રક્ષણ જ્યારે જોખમાયું, રામે સર્વસ્વના ભોગે મહાયુદ્ધ વહોર્યું; મારી સંસ્કારશુદ્ધિ પ્રત્યે જ્યારે પ્રજામાં શંકા પ્રગટી, તેણે મને દેશવટો દીધો. પણ યુદ્ધ કે દેશવટો બંને પ્રસંગે હું એને વહાલી તો પ્રાણથીયે વિશેષ હતી. પણ મારા કે પ્રાણના કરતાં પણ એને ધર્મ વધારે વહાલો હતો. વધુ જવાબદારી ન હોત તો સંસ્કારશુદ્ધિને ખાતર મને દેશવટો દઈ બીજીજ પળે એ પ્રાણ તજત. પણ એને એનો રાજધર્મ સાચવવાનો હતો. ને એ ધર્મને ખાતર મૃત્યુ કરતાં વધારે ભયંકર લાગતા જીવનને એણે આંસુની સતત ધાર નીચે પણ ટકાવી રાખ્યું. વ્યક્તિ કરતાં સિદ્ધાંતની કિંમત વિશેષ અંકાય ત્યારે જ પ્રજાઓ જીવી શકે છે. અને એ સિદ્ધાંત-રક્ષાને ખાતર એણે પોતાનો અને મારો બંનેનો ભોગ આપ્યો. એ સમયે એની એ મહત્તાને, સ્વાર્થને ખાતર હું, રાજર્ષિ જનક, બ્રહ્મર્ષિ વસિષ્ઠ, કે દેવી અરૂંધતી જેવાં પણ ન સમજી શકયાં. છતાં અમે એના આદર્શ આગળ શીશ ઝુકાવ્યાં. ને ધીમે ધીમે એની કિંમત સમજ્યાં, આજે એને પૂજીએ છીએ. પણ તમારા યુગનાં વિલાસી માનવવહેંતિયાંઓ જ્યારે એ રાજયોગીને અમારે ખાતર નિંદવા નીકળે છે ત્યારે તો અમને ખરેખર તમારા પ્રત્યે ઘૃણા જ પ્રગટે છે."

"જ્યારે આપજ રામનો પક્ષ લ્યો છો," મેં કંઇક હસીને કહ્યું, "તો મારે એ સંબંધમાં વિશેષ કહેવાનું નથી રહેતું. પણ શમ્બુકનો વધ એ તમને જ રામના જીવનનું એક કલંક નથી લાગતું !."

"બુદ્ધિને ગોરી પ્રજાને ખીલે બાંધી આવેલા ગુલામયુગના એ પ્રતિનિધિ" ઈન્દ્રની લગોલગ બેઠેલા રઘુકુલરત્ન શ્રી રામને પવન નાંખતો શમ્બુક ગર્જ્યો, 'મારે ખાતર મારા ભગવાનની તું નિંદા કરે છે ? તારા માલિકોના સેનાપતિને જરા પૂછી તો આવ કે રણભૂમિ પર એક સૈનિકને માનવલોહી રેડવાનું કામ સોંપવામાં આવ્યું હોય તે વખતે સૈનિક એવા હલકટ કામ કરતા એના ભગવાનની સ્તુતિ કરવાનું વિશેષ ગમે ને એ બંદૂકને બાજુએ મૂકી બાઈબલ લઇ તે વાંચવા બેસી જાય તો એને શું કરશો ?"

શમ્બુકને જ રામનો પક્ષ લેતો જોઈ મારી હિંમત કંઇક ઓગળવા તો લાગી; છતાં ગર્વ સાચવવા હું બોલ્યો, "એમાં સેનાપતિને પૂછવાની કંઇ જ જરૂર નથી. યુદ્ધભૂમિ પર સોંપવામાં આવેલા કામ પ્રત્યે બેદરકારી એ લશ્કરી ગુનો છે. એવા પ્રસંગે તો મૃત્યુદંડજ એક માત્ર માર્ગ છે. પણ તમારા વધમાં એવો પ્રસંગ નહોતો."

"મેં તારી સલાહ નથી પૂછી" શમ્બુક એના શુદ્રસ્વભાવ પર ગયો, "હું તને કર્તવ્યની કિંમત સમજાવવા માગું છું કર્તવ્ય કરતાં બીજો કોઈ પવિત્ર ધર્મ નથી. અમારા યુગે પ્રજાના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એમ ચાર વર્ગ પાડી દરેકને પોતપોતાને યોગ્ય કર્તવ્ય સોંપ્યું. તેમાં જે વ્યક્તિ પોતાના કર્તવ્યને તજી દઈ બીજા વર્ગના કર્તવ્યમાં માથું મારે તે વર્ગવ્યવસ્થા પર ઘા કરે છે; બીજા વર્ગની એક વ્યક્તિનું સ્થાન ઝૂંટવી લઇ તેને કર્તવ્યહીન—નિષ્પ્રાણ કરી મૂકે છે. શુદ્ર તરીકે મારું કર્તવ્ય હતું. તે તજી હું બ્રાહ્મણની જેમ તપ કરવા દોડ્યો. બ્રાહ્મણે ચારે વર્ણના સંરક્ષક શ્રીરામને બારણે જઇ પોકાર કર્યો: "શુદ્ર બ્રાહ્મણનું કામ કરે છે; એક બ્રાહ્મણપુત્ર એથી નિષ્પ્રાણ બન્યો છે." રામે શુદ્રને મારવા હાથમાં તલવાર લીધી. કેમકે વર્ગવ્યવસ્થાની જાળવણીમાં શુદ્રનો એ મર્યાદાભંગ લશ્કરી કરતાં પણ વધારે ભયંકર ગુનો હતો."

"આટલું બધુ જાણતા હતા તો પછી શુદ્ર મટી બ્રાહ્મણ બનવાને કેમ દોડયા હતા ?"

"પ્રભુના હાથે મરવાનો મોહ લાગ્યો હતો એટલે" ને શમ્બુકે પાસે બેઠેલા રામના મુખ પર ભક્તિભર્યાં નયન ફેરવ્યાં.

આ ભક્તિભાવે મને શરમીંદો બનાવ્યો. મને લાગ્યું કે પ્રાચીન યુગના વીરો વર્તમાન યુગ ધારી લે છે એટલા સ્વાર્થી કે હિંસક તો નહોતા જ. તેમના કર્તવ્યની પાછળ સિદ્ધાંતનું બળ હતું, અને એ સિદ્ધાંતને ખાતર મરી ફીટવાની એમનામાં તમન્ના પણ હતી. પણ છતાં न स्त्री स्वातंत्र्यमर्हति નું સૂત્ર ગાનાર મનુ પ્રત્યેનો મારો ધિક્કાર તું હું ન જ ગોપવી શકયો. ને મેં, બેપરવા બનીને, એ સ્વર્ગસભામાં, મનુ જેવા પ્રાચીનોના સ્ત્રીઓ પ્રત્યેના અન્યાયની ઝાટકણી કાઢી નાંખી.

"બાપ્પ," દૂરના એક ખૂણામાં બેસી માળા ફેરવતા વૃદ્ધ રાજર્ષિ મનુ બોલ્યા, "તારા જેવા મૂર્ખ પ્રત્યે કડક બનવું એમાં પણ અમે નાનમ સમજીએ છીએ. યુગોની તપશ્ચર્યા પછી અમે જીવનનો એકાદ અણમૂલ સિદ્ધાંત શોધતા. એને સિદ્ધિની કસોટીએ ચડાવતા ને પછી જ એ સિદ્ધાન્તને પ્રજાજીવનમાં વણતા. તમારા ગુલામિયુગનો સમાજ—

વિધાયકો અમારાં એ તપ ને સિદ્ધાન્તને અમારા અતિસ્વાર્થ તરીકે ઓળખાવે છે ! અમે પુરુષ હતા માટે સ્ત્રીઓને અમે અન્યાય કરી નાંખ્યો એવા અભિપ્રાયોથી પ્લેટફોર્મો ગજવીને સ્ત્રીઓની તાળીઓ ઝીલતા નવયુગના એ સમાજવિધાયકો પુરુષો નથી એ વિષે તમારા યુગની સ્ત્રીઓ શું એકમત બની ગઈ છે ? અમને સ્વાર્થી કહીને પણ એટલું તો કબૂલશો ને કે અમારા પાસે તપ હતું. સ્વતંત્ર માનસ હતું. માનવજીવનનાં મૂળભૂત તત્ત્વોનું જ્ઞાન હતું. તમારા ઝંડાધારીઓની પાસે પરદેશી શાસકોએ પ્રજાને ખાઇમાં પટકવાને આપેલી કેળવણી ઉપરાંત બીજું શું છે ? ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ કહેનાર અમે છીએ એમ યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા કહેનાર પણ અમે જ છીએ. સ્ત્રી અમારે મન પૂજ્ય, પવિત્ર, સંસ્કારની દેવી, ને આવતીકાલના જગતની માતા છે. દેવમૂર્તિની જેમ એનું સંરક્ષણ કરવું ઘટે. અમારા એ આદર્શ નીચે સ્ત્રીને કદાચ ઠોકરે ચડવું પડતું હશે તો પણ તે જે એને ચાહે છે એવા પિતા, પુત્ર, ભાઈ કે પતિની ઠોકરે. ને એમ કરનાર દુષ્ટને પણ એનું રક્ષણ ને પોષણ તો કરવું જ પડશે. પણ પુરુષને જ્યાં એવું કોઈ જ નથી એવા જગતની ઠોકરો ખાવાની છે. તમે સ્ત્રીને જવાબદાર પુરુષની છાયામાંથી દૂર કરીને જગતની ઠોકરે હડસેલી રહ્યા છો. ચારિત્રમાં ઓટ આવવાથી તમને સ્ત્રીઓનો સંસર્ગ ઘણો વહાલો થઈ પડ્યો છે. પરિણામે એક બાજુએ સ્ત્રીને લલચાવવાને સ્ત્રીસમાનતાનાં ભાષણો ને બીજી બાજુએ નિર્દોષ કુમારીઓની ઠેકડી કે મશ્કરી અને એમનાં પવિત્ર અંગોની ચર્ચા—જેમાંથી બચવાને કન્યાઓને ભીંતોની પાછળ છૂપાઇ જવું પડે કે લજ્જાથી દબાઈ જવું પડે—એ તમારાં કેળવણીમંદિરોનો સ્ત્રી–સ્વાતંત્ર્યવાદ બન્યો છે. અમારા યુગમાં આ સ્થિતિ પુરુષને તરવારની ધાર નીચે લાવત. પણ તમે સલામત છો, કેમકે તમને ચારિત્રમાં પતનને માર્ગે દોરવાના છે, તમારાં સ્વતંત્ર સામાજિક બંધનોને છિન્નભિન્ન થવા દઈ તમારા શાસકોને એ પોતાને હસ્તક કરવાનાં છે. સ્ત્રી પોતાનું કર્તવ્યક્ષેત્ર છોડે તો તમે તાળીઓ પાડો છો કેમકે એ એ છોડે તો જ હિંદનો સોનેરી સંસાર તૂટવાનો છે. સ્ત્રીના ભવિષ્યને આ સ્થિતિ ઘણું કારમું બનાવી રહી છે. સ્ત્રીને પ્રેમ જોઈએ, કલા જોઇએ, સંતાન જોઇએ. ઘરમાં એને, પતિ મજૂરી કરીને દશ રૂપિયા કમાતો હશે તો પણ એ બધું મળી રહેશે. બજારમાં પૈસાનો વરસાદ કે પુરુષોની તાળીઓ પણ, સ્ત્રીનો ક્ષણિક આવેગ એથી સંતોષાય તોપણ, એના હૈયાને તો નહિ જ ભરી શકે."

"પૈસો જગત પર શાસન ચલાવે છે. એ પુરુષને આધીન રહેવાથી સ્ત્રી આર્થિક ગણતરીએ ગુલામ બની. એ ગુલામીએ એને પાંગળી બનાવી દીધી છે." મેં હમેશનાં ગોખેલાં સૂત્રો ઉચ્ચાર્યાં.

"સ્ત્રીને જો પૈસો જ જોઇતો હોય તો," મનુએ હસીને કહ્યું, "પૈસા કરતાં પુરુષ એને વધારે સહેલાઇથી આધીન થઈ શકે એમ છે, ને પુરુષની પાછળ પૈસો આવવાનોજ છે. સ્ત્રી જો પૃથ્વી બની જાણે તો વાદળ જેવા પુરુષો ભલેને સાગરમાંથી ગમે તેટલું પાણી ભરે, એમને એ પૃથ્વી પર વર્ષાએ જ છૂટકો છે."

"એ થઈ કલ્પનાની વાતો. વાસ્તવિક પરિસ્થિતિ તદ્દન જુદી જ છે. તમારાં આકરાં નિયમોએ હિંદની સ્ત્રીને કંગાલ પ્રાણી બનાવી મૂકેલ છે."

"એમ!" ઉકળતા હૈયે મનુદેવ બોલ્યા, "હિંદની સ્ત્રી આજે જો કંગાલ હોય તો એ અમારા નિયમોનું પરિણામ નહિ, પણ જેણે એ નિયમોને ઢીલા થવા દઈ હિંદ પર

ગુલામીની જંજીરો ઊતરવા દીધી એવા નાયકોની એ ઢીલાશનું પરિણામ છે. સરિતાની જેમ પ્રજાઓ પણ યુગે યુગે પરિવર્તન માગે છે. પણ અમારા કેટલાક અંધપૂજકો એ સ્થિતિને ન સમજી શકયા; કેટલાક ઘમંડીઓ પરિવર્તન કરવા ગયા પણ તે આર્ય સંસ્કૃતિના નાશમાંજ જેનો સ્વાર્થ સમાયલો છે એવા પરદેશીઓની આંખે. બને માર્ગે પ્રજા પડતી ચાલી. છતાં જીવનની સાથે યુક્તિથી વણી લીધેલા અમારા ઊંડા આદર્શોએ એને સૈકાઓની ગુલામી છતાં હજી ટકાવી રાખી છે. પણ ગોરી કેળવણીએ ખુલ્લા કરેલા માર્ગે સ્ત્રી અને પ્રજા બનેનો હું નાશ જોઈ રહ્યો છું."

"એ શી રીતે?"

"નવી કેળવણી સ્ત્રી અને પુરુષમાં તેમના સ્વાર્થ એક અને અખંડ નહિ પણ જુદા અને સ્વતંત્ર છે એવી ભાવના જગવશે. એ ભાવના પ્રજાજીવનનાં એ બને અડધિયાંને એક વ્યક્તિ તરીકે તોડી નાંખી જુદા વર્ગ રૂપે વહેંચી નાંખશે. જીવનને સુખમાં વીતાવવાને જે જે જરૂરિયાતો હોય તે બધાની, સ્ત્રી અને પુરુષે, પોતપોતાની નૈસર્ગિક શક્તિ અનુસાર વહેંચણી કરી લેવી જોઈએ. સ્ત્રી ભવિષ્યની પ્રજાને જન્મ આપે, એને સાચવે ને એનામાં સંસ્કાર રેડે, ઘર અને ઘરકામ સંભાળે; પુરુષ બુદ્ધિનો કે શરીરનો શ્રમ કરી પૈસો રળી લાવે ને એ રીતે ઘરની આર્થિક જરૂરિયાત પૂરી કરી બધા સુખ અને સંતોષમાં રહે. પણ તમારી કેળવણીમાં પૈસો સાધન મટીને સાધ્ય બની રહ્યો છે. પરિણામે સ્ત્રી અને પુરુષ બને પૈસાને જ માટે મથશે. સ્ત્રી ઘર છોડીને બહાર આવતી થશે. પણ સ્ત્રીએ ઘર, રસોડું કે સંતાન છોડી દેવાથી એ બધાની જરૂરિયાત નથી મટી જવાની. કોઈકે તો એ કામ કરવું જ જોઈશે, અને ધીમે ધીમે એ કામ પૈસાને ખાતર એવા કામ કરવા તૈયાર હોય એવા ગરીબ વર્ગને હસ્તક જશે. પરિણામે એ જીવનવર્ધક કામની પાછળ પ્રેમ, ભક્તિ, આત્મા ને રસ ઓલવાઈને પૈસો આવી બેસશે પુરુષ મહિને હજાર કમાતો હોય કે દશ કમાતો હોય—સ્ત્રી એને સુખી કરવા પોતાની બધીજ શક્તિ ખર્ચી નાખે. પણ રસોયો કે કામ કરનારી તો જ્યાં સારો પગાર મળતો હોય ત્યાં જ વધારે સારૂં કામ કરી શકશે. આમ ઘર સ્ત્રી અને પુરુષની બનેલી એક વ્યક્તિનું મટીને માલિક અને નોકરો વચ્ચે વહેંચાઈ જશે; અનેક અનાચારોનું એ મૂળ બનશે. રસોઇ અને ઘરકામને લગતી કલાની પણ સરકારી શાળાઓ નીકળશે. તેમાં તે તે નોકરવર્ગને શિક્ષણ લેવું પડશે. પરિણામે તેમની જરૂરિયાત ઘણી ઊંચે જઈ પહોંચશે. એ સ્થિતિમાં તેમને રોકવા તે પૈસાદારોને જ પરવડી શકશે ગરીબોને તો પૈસા આપીને રોટલાના ટુકડા વેચાતા લેવાના રહેશે. બીજી બાજુ રાષ્ટ્ર, સમાજ કે જાહેર જીવન સ્ત્રી અને પુરુષના પ્રતિસ્પર્ધી વર્ગો વચ્ચે વહેંચાઈ જશે. તમારા પુરુષવર્ગને ઉચ્ચ કેળવણી સસ્તા કલાર્કો બનાવવા માટે આપવામા આવી છે એ તમે જાણો છો પણ એ જ કેળવણી તમારા સ્ત્રીવર્ગને સાચા સ્ત્રીજીવનથી દૂર ખેંચી એને પુરુષવર્ગ સાથે વધુ ને વધુ અથડામણમાં લાવવાની છે એ તમે હમણાં નહિ સમજો સ્ત્રી અને પુરુષ પોતાના સ્વતંત્ર હક માટે આથડવા છતાં એમને એકમેકનો સહચાર તો જોઈશે જ. સ્ત્રીએ પુરુષની જેમ જગતની ઠોકરે ચડવાનું સ્વીકારી લેવાથી કુદરત એની સંતાનલાલસા નહિ ઓલવાવા દે. એને સંતાનને જન્મ આપવો જ પડશે, અને એ પુરુષના સહચારથી જ અપાશે; પણ એ સહચારની પાછળ શુદ્ધ પ્રેમ કે ભક્તિનું બળ ન હોઈ એ સંતાન આવતીકાલનું પ્રજાજન નહિ, પ્રાણી બનશે.

માતાનો પ્રતિક્ષણે ઝરતો ગોદપ્રેમ કે સંસ્કારસિંચનના અભાવે એ સહૃદય માનવી નહિ, સ્વાર્થી પશુ બનશે."

"પણ હિંદમાં આવાં પરિણામ અસંભવિત છે."

"શરૂઆતમાં તો એમજ જણાય," મહર્ષિ ભવિષ્યવેત્તાની ઢબે બોલ્યા, "પણ રાજદ્વારી કુનેહબાજો સૈકાઓ પછીનાં પણ પરિણામ માપી શકે છે. હિંદમાં વર્ણવ્યવસ્થા પર ઘા કરનાર હિંદીએ એ નહિ કલ્પ્યું હોય કે એ ઘાથી હિંદનું સંરક્ષણ તૂટી જશે, વિદ્યા પૈસાની ગુલામ બની દેશને વેચી નાંખશે."

"પણ પાશ્ચાત્ય દેશોમાં આવું કંઈ જ નથી છતાં એ દેશો ઉન્નતિની ટોચે છે." મેં મુખ્ય દલીલ કરી.

"જીવનના વિલાસો પૂરવા જે પ્રજાને," મહર્ષિ કંઈક ઉગ્રતાથી બોલ્યા, "કરોડો માનવો કે અબજો પ્રાણીઓનાં લોહી ચૂસવાં પડે છે તે પ્રજા ઉન્નતિની ટોચે છે એમ માની એનું અનુકરણ કરવું એ દેવનું નહિ, દાનવનું અનુકરણ છે. રાક્ષસી યંત્રોની જાળથી એ પ્રજા ભલે આજે પ્રભાવશીલ જણાય, પણ એ પ્રભાવની નીચે એની ખાઇ તો ખોદાઈ જ રહી છે. ને એ લોકો તમારે મન દેવ હોય તો પણ તેમનો સ્વાર્થ જ્યારે તમારા નાશમાં રહેલો છે ત્યારે એમની જ છત્રછાયા નીચે, એમની જ આડકતરી પ્રેરણાથી, એમની સંસ્કૃતિનું અનુકરણ એ ગુલામીને યુગો સુધી લંબાવવાનો મહા માર્ગ છે. અંધ અનુકરણ જેવું એકે વિષ નથી. બ્રિટનને તમારા પર અનન્તકાળ સુધી શાસન ચલાવવાની મહત્ત્વાકાંક્ષા છે. એ માટે હિંદનો સંસ્કૃતિપલટો આવશ્યક છે. જ્યારે તમારી સંસ્કૃતિ કેવળ એમને અનુસરવા માંડે ત્યારે જ તમે ખરા ગુલામ કહેવાઓ. તમારે સ્વતંત્ર નીતિજ ન હોઈ શકે. તમને અનુસરવા સિવાય બીજું કઇ આવડી જ ન શકે. જ્યારે એમને તમારી વર્ણવ્યવસ્થા તોડવાની હતી ત્યારે એમની જ આડકતરી પ્રેરણાથી તમે બોલવા લાગ્યા, "બ્રાહ્મણનો દિકરો બ્રાહ્મણ જ શા માટે?" પણ તમે એ ન સમજ્યા કે, 'સંતાનને લોહીમાં મુખ્યત્વે એ જ સંસ્કાર મળે છે—જેવો તેનાં માતપિતાનો વ્યવસાય હોય; વિદ્યાર્થીને સારામાં સારી કેળવણી એનાં માબાપ જ આપી શકે છે અને માબાપ તેને એ વિષયની કેળવણી આપી શકે જે વિષયમાં તેઓ પોતે નિષ્ણાત હોય; પ્રત્યેક ભાવિ પ્રજાજનને જ્યારે એના ઘરમાં જ કેળવણી મળી રહેતી હોય ત્યારે કેળવણી પાછળ ખર્ચાતું દેશનું કરોડોનું દ્રવ્ય બચાવી શકાય છે અને કેળવણીને માટે કુમારો કે કુમારીઓના ઘર છોડવાથી પ્રગટી નીકળતા સેંકડો દોષો અટકાવી શકાય છે.' પણ અંગ્રેજોને દેશનાં ઊગતાં પ્રજાજનોને એમના માબાપના નહિ પણ પોતાના શિક્ષણે રંગવાં હતાં. ને તમે એ રીતે રંગાયાં. જ્યારે એમને તમને ગુલામ તરીકે પરદેશ ખેંચવા હતા ત્યારે તમે દેશાટનનાં કીર્તિગાન ગાવા લાગ્યા. જ્યારે એમને તમારી રગેરગમાં એમની મહત્તા ભરી દેવી હતી ત્યારે તમે ગાવા લાગ્યા: 'દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાનાં પકડે કાન.' જ્યારે તમારી સંસ્કૃતિ ઉખલાવી નાંખવાને એમને તમારા ઇતિહાસ ને સંસ્કારનાં પ્રેરક બળોનો અભ્યાસ કરવાની જરૂર હતી ત્યારે તેઓ વિદ્વાન થઇને તમારી પાસે આવ્યા ને તમે તમારૂં અણમૂલ જ્ઞાન એમના ચરણે મૂક્યું. એમાંથી તેમણે પોતાના લાભનું માખણ તારવ્યું ને તમે એને જ્ઞાન કે ઇતિહાસ માની એમના શિષ્ય બન્યા. જ્યારે એમને તમારાં સ્ત્રી-પુરુષને પોતપોતાના ધર્મ વીસરાવી દેવા છે ત્યારે તમે બોલો છો, 'સ્ત્રી

ગૃહદેવી જ શા માટે ?' પણ સમજતા નથી કે વર્ણો તોડીને એમણે તમારો વ્યાપાર તોડયો, સંસ્કારી જ્ઞાન તોડયું, સરક્ષક બળ તોડયું; સ્ત્રી–પુરુષના ધર્મ તોડી તેઓ તમારો સંસાર સળગાવશે. પણ એમની ગૂઢ નીતિને તમે સમજી શકો એમ નથી. ચાલુ યુદ્ધમાં તમે કહેવાતા લોકશાસનવાદી દેશોની તરફેણ કરો છો. એ દેશો શા માટે લડે છે એનો ખ્યાલ તો તમને હોઇ શકે જ નહિ પણ તમને એમના પ્રત્યે હમદર્દી છે કેમકે લોકશાસનવાદી વિચારશ્રેણીને બ્રિટને તમારી રગેરગમાં ઊતરવા દીધી છે. બ્રિટનના દરેક દુશ્મનને તમે તમારો દુશ્મન બનાવી રહ્યા છો. તમારી આ વલણ સ્વતન્ત્ર દૃષ્ટિએ વિચારેલા તમારા સ્વાર્થને અનુસરીને નથી, બ્રિટને મૂંડેલા એક શિષ્ય તરીકે છે. લશ્કરી અને આર્થિક જંજીરો તો તમારા હાથને વળગેલીજ છે; સાંસ્કૃતિક જંજીરો વ્હોરવાની તમને ઘેલછા લાગી છે. ને ત્યાંજ બ્રિટનનો વિજય છે."

"તમે જુદા જ તર્ક પર ચાલ્યા ગયા છો. હું તમને એટલુંજ પૂછવા માગતો હતો કે આપણી સંસ્કૃતિ સડી રહી હોય ને એમની સુંદર જણાય ત્યારે એને અપનાવતાં સંકોચ શા માટે ?"

"એમની સસ્કૃતિ સુંદર હોય કે નહિ પણ તમારી પાસે એ સ્વીકારાવવાને એને સુંદર બતાવવામાં આવે છે. તમારી સસ્કૃતિ સડી રહી છે કેમકે તમારી પાસે તે છોડાવી દેવાને એનાં પોષકતત્ત્વોને અટકાવી દઈ એના મૂળમા પહેલેથી ઉધાઈ નાંખી દેવામાં આવી છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ રોમન સસ્કૃતિની પુત્રી છે, તમારી સસ્કૃતિ શુદ્ધ આર્ય સંસ્કૃતિની પુત્રી છે. આર્ય સંસ્કૃતિ રોમન કરતા વિશેષ પ્રાચીન, વધારે મહાન ને ઊંડી તત્ત્વદૃષ્ટિ ભરી હતી. સીસેરો જેવા રોમનવીરોએ આર્યોની અનેક સામાજિક રીતિનીતિઓ આગળ શીશ ઝુકાવ્યું છે. પણ પાશ્ચાત્ય સસ્કૃતિને હજારો વર્ષની સ્વતત્રતાનુ પોષણ મળ્યુ છે, એટલે તે સીનેમા સુંદરીની જેમ તેજસ્વતી લાગે છે; આર્ય સસ્કૃતિ પર હજારો વર્ષની ગુલામીના ઝેર વર્ષ્યાં છે એટલે તે પતિવિરહે ઝૂરતી, ભૂખથી તરફડતી દેવી જેવી લાગે છે. તમે દેવીને છોડી સુંદરીને ચરણે જઈ રહ્યા છો. એ તમારા નવા માલિકની પુત્રી છે. માતા કરતાં માલિકની પુત્રીના ચરણ સેવવા તમને વધારે ગમે છે."

"આપને જે લાગે તે ખરૂં;" મે શાંતિથી કહ્યુ, "છતાં આપને એટલુ તો કબૂલવુંજ પડશે કે અમે મૂર્ખ હોઇશુ તો પણ ચાણક્ય જેવા કુટિલ કે પાપી તો નથીજ. અને એથી પણ અમને સંતોષ છે."

"ઉર્વશી," પૂર્વપરિચિત બે અપ્સરાઓમાંની એકને ઉદ્દેશી મહર્ષિ બોલ્યા, "રાત વીતવા આવી છે. આજે તો આ બિચારાને પૃથ્વી પર મૂકી આવ. આવતીકાલે એને ભગવાન્ કૌટિલ્યના દરબારમાં લઇ જજે."

"જેવી આજ્ઞા" કહીને ઉર્વશીએ હસીને મારા સામે જોયું. વેદાભ્યાસે જડ બનેલ ઋષિઓ સાથેની ચર્ચા કરતાં ઉર્વશીની નજર મનેવધારે મીઠી લાગી. હું તેની સાથે વિમાનમાં જોડાયો. તેની સખી મારા પડખે ઊભી રહી.

# મૂલ્યાંકન

નર્મદાશંકર હ. વ્યાસ

માનવીના આર્થિક જીવનનું નિર્માણ શ્રમની વહેંચણીથી થાય છે. પ્રત્યેક વ્યક્તિ પોતાને યોગ્ય શ્રમનો ભાર વહન કરે છે અને એ પ્રમાણે સારાએ સમાજનું સંપૂર્ણ અને વિવિધ આર્થિક જીવન આર્થિક વિનિમયદ્વારા શક્ય બને છે. શ્રમની વહેંચણી સાથે જ વિનિમયનો જન્મ થાય છે, અને જેમ જેમ વહેંચણીનો વિકાસ થતો જાય છે તેમ તેમ વિનિમયનો પણ વિકાસ થતો જાય છે. આજે વિનિમય શબ્દની ક્ષેત્રમર્યાદા ઉપરાંત આંતરરાષ્ટ્રિય સ્વરૂપમાં પણ ખૂબજ વ્યાપક બનેલ છે, કારણ કે ભૌગોલિક શ્રમની વહેંચણી તેમજ ઔદ્યોગિક એકીકરણોનો દિન પ્રતિદિન વિકાસ થતો જાય છે.

વિનિમય એટલે પરસ્પરની આપ-લે. સામસામા બે પક્ષ-લેનાર અને દેનાર, માંગનાર અને પૂરો પાડનાર—ની હસ્તી શિવાય વિનિમય શક્ય બનતો નથી. વિનિમય સાધતા બંને પક્ષો, સમાન ધોરણ ઉપર અને ન્યાયપૂર્વક આપ-લે કરવા તૈયાર હોય તો જ વિનિમય વાસ્તવિક રીતે શક્ય બની શકે છે. અસમાન ધોરણ ઉપર કરવામાં આવતો વિનિમય ન્યાયપૂર્વક તો નથી હોતો પણ હંમેશાં શોષણમાં પરિણમતો હોય છે.

જ્યાંસુધી જગતની અંદર વિનિમયના સર્વ સાધારણ સાધન તરીકે નાણાંની શોધ કરવામાં નહોતી આવી ત્યાંસુધી વસ્તુ-વિનિમયથી બધી આપ-લે થતી. પણ વસ્તુવિનિમયની પ્રથામાં વસ્તુઓની કિંમતની આંકણી કોઈ દિવસ સ્થિરપણે, સમાનપણે કે ન્યાયપૂર્વક થઈ શકતી નહોતી. વસ્તુ-વિનિમયની અંદર બીજી ઘણી ભાંજગડો અને મુશ્કેલીઓ હતી, જે નિવારવાને માટે માનવીએ નાણાંની શોધ કરી. આ મુશ્કેલીઓનું સ્વરૂપ અને નાણાંની શોધ કેવી રીતે થઈ તે આપણે આગળ ઉપર 'નાણાં'ના લેખમાં જોઈશું.

નાણું પ્રાપ્ત થવા પછી, વસ્તુની ઉપયોગિતાની આંકણી, કિંમત, મૂલ્ય અથવા તો ભાવના અર્થમાં, નાણાંની અંદર થવા લાગી. કોઈ પણ વસ્તુની ઉપયોગિતા નક્કી કરવી મુશ્કેલી છે પણ તે વસ્તુની કિંમત નક્કી કરવી તેટલી મુશ્કેલી નથી. મૂલ્યાંકનના પ્રશ્નમાં ઉપયોગિતા ઉપરાંત ઉપભોગ-માંગ Demand અને ઉત્પાદન-પૂરતી-Supply નાં અંગોનો પણ વિચાર કરવો પડે છે. તે ઉપરાંત માત્ર માંગ અને પૂરતિનો નહિ પણ અંતિમ માંગ અને અંતિમ ઉત્પાદન ખર્ચ—Marginal demand or utility and marginal Cost of production-નો, ટુંક મુદતની કિંમતનો, તેમજ લાંબી મુદતની કિંમતનો; સ્થાનિક બજાર, રાષ્ટ્રિય બજાર, તેમજ આંતરરાષ્ટ્રિય બજારનો, નાશવંત વસ્તુઓની કિંમતનો; ઉત્પાદનના ત્રણ નિયમમાંથી—[(૧) વધતી જતી પેદાશનો નિયમ (૨) ઘટતી જતી પેદાશનો નિયમ અને (૩) સમાન રહેતી પેદાશનો નિયમ]-કયા નિયમ પ્રમાણે વસ્તુનું ઉત્પાદન થાય છે તેનો; વસ્તુનું વેચાણ અનિયમિત છે કે ઈજારા પદ્ધતિ પ્રમાણે છે તેનો;-વગેરે અનેક આર્થિક ઘટનાઓનો વિચાર કરવો પડે છે. આ જોતાં સહેજ ખ્યાલ આવી શકશે કે મૂલ્યાંકનનો પ્રશ્ન કેટલો સંયુક્ત (અટપટો)—Complex છે.

કોઈ પણ વસ્તુની કિંમત નક્કી કરવામાં પ્રથમ તો તેની ઉપયોગિતા કેટલી અને કેવા પ્રકારની છે તેનો વિચાર કરવો પડે છે. ઉપયોગિતા નક્કી થયા પછી તે વસ્તુનું પ્રમાણ કેટલું છે અને તે કેટલા પ્રમાણમાં પ્રાપ્ત થઇ શકે તેમ છે, તેનો ઉત્પાદન–ખર્ચ કેટલા પ્રમાણમાં તેની પૂરતિ ઉપર અસર કરે તેમ છે, એ નક્કી કરવું પડે છે. જો માંગ અને પૂરતિ સમાન અને સમતોલ હોય તો વસ્તુની વાસ્તવિક કિંમત સ્થિરપણે નક્કી થઇ શકે છે, પણ ભાગ્યે જ કોઈક વસ્તુની માંગ અને પૂરતિ સમાન અને સમતોલ અવસ્થામાં માલુમ પડે છે. માંગ અને પૂરતિની અસમાનતા તથા અસમતોલપણાને પરિણામે જ મૂલ્યાંકનનો પ્રશ્ન સંયુક્ત, અટપટો અને વિવાદગ્રસ્ત બનેલો છે.

વસ્તુની માંગ તેની અંતિમ ઉપયોગિતાથી નક્કી થાય છે, તેવીજ રીતે વસ્તુની પૂરતિ તેના અંતિમ ઉત્પાદન–ખર્ચથી નક્કી થાય છે. જો અંતિમ ઉત્પાદન–ખર્ચ અંતિમ ઉપયોગિતાના પ્રમાણમાં હોય તો વસ્તુની કિંમત બરાબર વાસ્તવિક રીતે નક્કી થઇ શકે છે પણ આવો સપ્રમાણ સુમેળ ઘણોજ દુર્લભ છે. પરિણામે કેવી રીતે જુદા જુદા સન્જોગોમાં જુદી જુદી રીતે વસ્તુઓની કિંમત નક્કી થાય છે તે વિસ્તારપૂર્વક જોવાનું આવશ્યક બને છે.

જો વસ્તુની માંગ વસ્તુની પૂરતિ કરતાં વધારે હોય તો વસ્તુની કિંમત વાસ્તવિક કિંમત normal price કરતા વધારે રહેશે. અને તેમાં પણ જો માંગ અસ્થિતિસ્થાપક હોય તો કિંમત વધવાનો જ સંભવ રહેશે તેનાથી ઊલટું જો વસ્તુની પૂરતિ વસ્તુની માંગ કરતાં વધારે હોય તો વસ્તુનો ભાવ વાસ્તવિક કિંમત કરતાં ઓછો રહેશે, અને તેમાં પણ જો વસ્તુ માત્ર સ્થાનિક બજારની જ હોય, નાશવત હોય અને તેની માંગ અસ્થિતિસ્થાપક હોય તો તેની કિંમત વધારે ને વધારે ઓછી થવાની શકયતા રહેશે જ્યારે માંગના પ્રાધાન્ય પણાથી વસ્તુની કિંમત નક્કી થાય છે ત્યારે તેને Demand price કહેવામાં આવે છે; જ્યારે પૂરતિના પ્રાધાન્યપણાથી નક્કી થાય છે ત્યારે તેને Supply price કહેવામાં આવે છે. કુદરતી રીતેજ Demand price હમેશા વાસ્તવિક કિંમત કરતા ઊંચી હોય છે જ્યારે Supply price નીચી હોય છે પણ જો વસ્તુની માંગ સતત હોય છે તે વસ્તુની કિંમત અમુક વખતે સ્થિર થયા વિના રહેતી નથી. થોડા સમય પૂરતુ કિંમતનું વધવું ઘટવું ખતમ થઈ ગયા પછી માંગ અને પૂરતિનું સમતોલપણું પ્રાપ્ત થાય છે. અને વાસ્તવિક કિંમત પણ સ્થિર થાય છે.

*મૂલ્યાંકનની અંદર માંગ અને પૂરતિના જેટલું જ સમયનું તત્ત્વ ઉપયોગી છે.* ઉપર બતાવેલ Demand price કે Supply price માત્ર ટુંક મુદ્દત પૂરતી જ હોય છે. લાંબે ગાળે તો હમેશાં વાસ્તવિક કિંમત—Normal price જ નિશ્ચિત થઇને રહે છે. સાધારણ રીતે નાશવંત વસ્તુઓની અને માત્ર સ્થાનિક બજારની વસ્તુઓની કિંમત કાંતો માંગથી નક્કી થયેલી કિંમત એટલે ટુંક મુદ્દતની Short period price—કિંમત હોય છે. તેનાથી ઊલટું અનાશવંત વસ્તુઓની અને રાષ્ટ્રિય તેમજ આંતરરાષ્ટ્રિય બજારની વસ્તુઓની કિંમત માંગ અને પૂરતિના સમતોલપણાને પરિણામે સ્થિર થયેલી કિંમતને વાસ્તવિક કિંમત અથવાતો સમયાન્તર કિંમત–long period price–કહેવામાં આવે છે.

મૂલ્યાંકનના પ્રશ્નમાં જેવી રીતે સમયનું તત્ત્વ મહત્વનો ભાગ ભજવે છે તેવી જ રીતે બજારની વિશાળતા અને વ્યાપકતા પણ મહત્વનો ભાગ ભજવે છે. અર્થશાસ્ત્રની અંદર બજારનો અર્થ વિશિષ્ટ પ્રકારનો છે. બજાર એટલે માત્ર સ્થળની મર્યાદા નહિ, પણ સ્થળની

મર્યાદારહિત વસ્તુની માંગની વ્યાપકતા પ્રમાણે નક્કી થતો વિશાળ રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય પ્રદેશ. આ સર્વ પ્રદેશની અંદર-સ્થળાંતર કરવાનો ખર્ચ બાદ કરતાં-વસ્તુની કિંમત એકધારી હોય છે. માંગની વ્યાપકતા અને વસ્તુની કિંમતનું એકધારાપણું બજારની વિશાળતા તેમજ મર્યાદા નક્કી કરે છે. વિજ્ઞાનની પ્રગતિને પરિણામે આજે તો નાશવંત વસ્તુઓ પણ સ્થાનિક બજારની વસ્તુઓ મટી રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બજારની બનેલ છે. પ્રત્યેક વસ્તુનું બજાર દિનપ્રતિદિન વધારે ને વધારે વિશાળ અને વ્યાપક બનતું જાય છે. જેટલું બજાર વધારે વ્યાપક અને વિશાળ તેટલી કિંમત વધારે સ્થિર અને નિશ્ચિત.

વસ્તુની કિંમત નક્કી કરતાં, ઉપરની બધી આર્થિક ઘટનાઓનો વિચાર કરવા ઉપરાંત, વસ્તુ અનિયંત્રિત બજાર-competitive market,-ની છે કે ઇજારાપદ્ધતિ નીચે આવતી બજાર—monopoly market--ની છે તેનો પણ વિચાર કરવો પડે છે. હરિફાઈના બજારમાં વસ્તુઓની કિંમત-ભાવ ઓછાવત્તા થતાં થતાં લાંબે ગાળે, માંગ અને પૂરતિના સમતોલપણાના આવિર્ભાવને પરિણામે, સ્થિરપણે નિશ્ચિત થાય છે. પણ ઇજારાપદ્ધતિમાં આવતી વસ્તુઓ માટે માંગ અને પૂરતિના સમતોલપણાના આવિર્ભાવનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. ઇજારાપદ્ધતિ એટલે કોઈ પણ વસ્તુનો એકહથ્થુ વ્યાપાર.

જે વસ્તુનો વ્યાપાર એકહથ્થુ હોય છે તે વસ્તુની પૂરતિનો કાબૂ સંપૂર્ણપણે જેને હસ્તક વ્યાપાર હોય છે તેના હાથમાં હોય છે. તે ધારે તે પ્રમાણે વસ્તુને બજારમાં વિનિમય માટે રજુ કરે છે. આ પદ્ધતિમાં વસ્તુની કિંમત માંગ અને પૂરતિના સમતોલપણાના સિદ્ધાંતથી નક્કી નથી થતી; પણ ઇજારદાર પોતાની સ્વેચ્છાએ વસ્તુનો ભાવ નક્કી કરે છે. અલબત્ત આ સ્વેચ્છા એટલે મનસ્વીપણું નહિ પણ આર્થિક સિદ્ધાંતોથી વ્યવસ્થિત બનેલ કિંમત નક્કી કરવાની આવડત કે કુનેહ.

પ્રથમ આપણે ઇજારાઓના પ્રકારો ટુંકાણમાં જોઈ લઈએ અને પછી એ પ્રકારની અંદર આવતી વસ્તુઓની કિંમત કેવી રીતે નક્કી થાય છે તે જોઈએ.

ઇજારાઓના મુખ્ય ચાર પ્રકાર છે. (૧) નૈસર્ગિક—જેમકે બંગાળનું શણ, ઉનાઈમાં ઉના પાણીના ઝરા વગેરે. (૨) સામાજિક-જેવા કે રેલવે, તાર-ટપાલ, ગેસ-સપ્લાય, વૉટર-સપ્લાય, ટ્રામ્વે વગેરે. (૩) કાયદેસર-જેવા કે પેટન્ટ, કૉપીરાઇટ, ટ્રેડમાર્ક વગેરે અને (૪) મરજિયાત—જેવા કે ઔદ્યોગિક સંગઠનો-Kartels. Trusts, & Industrial combines વગેરે. ઇજારાઓનું વર્ગીકરણ તેની વ્યાપકતા પ્રમાણે પણ કરવામાં આવે છે જેમકે સ્થાનિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય.

ઇજારાની પદ્ધતિમાં તેમજ એકહથ્થુ વ્યાપારમાં વસ્તુઓની કિંમતનો નિર્ણય વિશિષ્ટ રીતે થાય છે. આ પદ્ધતિમાં મૂલ્યાંકન બે પ્રકારનું હોય છે. પહેલા પ્રકારની કિંમતમાં એકજ વસ્તુને માટે એકધારી કિંમત હોય છે. જ્યારે બીજા પ્રકારની પદ્ધતિમાં એકજ વસ્તુને માટે જુદી જુદી-કિંમતો-Discretionery prices-હોય છે.

જેટલો બને તેટલો વધારે નફો પ્રાપ્ત કરવાનો માનવીનો સહજ આર્થિક સ્વભાવ છે. ઇજારદાર પોતાને હસ્તક જે વસ્તુની પૂરતી હોય છે તેનું પ્રમાણ અને કિંમત એવી રીતે નક્કી કરશે કે જેથી વધારેમાં વધારે નફો મેળવી શકાય. જો ઇજારાની વસ્તુનું ઉત્પાદન ઘટતી જતી પેદાશના નિયમ પ્રમાણે થતું હોય તો ઇજારદાર હમેશાં તે વસ્તુની પૂરતીનું

પ્રમાણુ ઓછું કરશે અને વસ્તુનો ભાવ જેટલો શક્ય હશે તેટલો ઊંચો રાખશે. ભાવ ઊંચો રાખવામાં આવે એટલે માંગ ઓછી થાય—જો વસ્તુની માંગ સ્થિતિસ્થાપક હોય તો–અને જેટલી માંગ ઓછી થાય તેટલું ઉત્પાદન ઓછું કરવું પડે. ઘટતી જતી પેદાશના નિયમ પ્રમાણે થતું ઉત્પાદન અમુક પ્રમાણમાં જ લાભકારક હોય છે. ઇજારદાર એવી રીતે ભાવ નક્કી કરે છે કે જેથી આ પ્રમાણુ પ્રાપ્ત કરી શકાય.

વધતી જતી પેદાશના નિયમ પ્રમાણે જો ઇજારાની વસ્તુનું ઉત્પાદન થતું હોય તો ઇજારદાર એવી રીતે વસ્તુનો ભાવ નક્કી કરશે કે જેથી માંગ વધે. માગ સ્થિતિસ્થાપક હોય અને જો ભાવ નીચો રાખવામાં આવે તો માંગ પુષ્કળ વધે છે; માંગના વધવા સાથે ઉત્પાદનનું પ્રમાણુ વધારવું પડે અને વધતા જતા ઉત્પાદનના પ્રમાણે, ઉત્પાદનખર્ચ ઓછો ને ઓછો થતો જાય છે; જેથી ઇજારદારને નીચી કિંમત રાખવા છતાં વધારે નફો પ્રાપ્ત થાય છે.

આ વિવેચન ઉપરથી સમજી શકાશે કે જીવનની આવશ્યક વસ્તુઓ—જેની માંગ અસ્થિતિસ્થાપક હોય છે—નો તેમજ ઘટતી જતી પેદાશના નિયમ પ્રમાણે થતા ઉત્પાદનની વસ્તુઓનો ઇજારો કે એકહથ્થુ વ્યાપાર ન હોવો જોઈએ.

ઇજારાની વસ્તુના મૂલ્યાંકનની વિશિષ્ટતા બીજા પ્રકારની કિંમતમાં છે. એકજ વસ્તુની કિંમત જુદી જુદી વ્યક્તિઓ પાસેથી જુદી જુદી લેવામાં આવે છે. અહીં વસ્તુની કિંમત એકધારી નથી હોતી અને કિંમત નક્કી કરવામાં લેનાર વ્યક્તિની ખરીદશક્તિનો ખ્યાલ કરવામાં આવે છે. આવા પ્રકારના ઇજારાને Discriminating monopoly કહેવામાં આવે છે. ડૉકટરો, વકીલો, શિક્ષકો વગેરે આ પદ્ધતિથી પોતાની સેવાઓની કિંમત નક્કી કરે છે. રેલવેનું નૂર અને વિદ્યુતશક્તિના ભાવ પણ આ પદ્ધતિ પ્રમાણે નક્કી કરવામાં આવે છે.

મૂલ્યાંકનના પ્રશ્નનું આટલું સ્પષ્ટીકરણ વસ્તુઓની કિંમત તેમજ ભાવ કેવી રીતે નક્કી થાય છે તેનો ખ્યાલ આપશે. મૂલ્યાંકનનાં ઝીણાં અને technical અંગો જેવાં કે સંયુક્ત માંગ અને સંયુક્ત પૂરતિ, સોદાઓ અને વાયદાઓના ભાવ વગેરેની ચર્ચા અહીં કરવામાં આવી નથી.

## શાને ?

'ગૌતમ'

વને ખીલ્યાં ફૂલો મલકી ઘડી બે પૃથ્વી ઢળતાં,  
સુગંધી પુષ્પોએ વિકસી પમરીને ખરી જતાં;  
પરન્તુ શાને આ અધખીલી કળી આમ ખરતી!  
ઉજાળી સૃષ્ટિને નવજીવન દે સૂર્ય સરતો,  
કરી લોકો ઘેલાં રજતરસ રેલી શશી જતો;  
પરન્તુ મંદિરે પ્રગટી દીવી આ કેમ ઠરતી?



# જીવન ઝરણ

**સં**ગીત જીવનમાં અમૃત સિંચે છે એ સહુ કોઇ જાણે છે, પણ કેટલીક પ્રસંગે એ અમૃત પણ ઝેર બને છે.—

પૃથ્વીરાજને હાથે સાતસાત વાર હાર્યા પછી શાહબુદ્દીન આઠમી વાર જ્યારે, એશિયાનાં બધાં જ મુસ્લીમ બળો સાથે દિલ્હી પર અકસ્માત ચડી આવ્યો ત્યારે પૃથ્વીરાજ વિરલ ઝડપે તેને યુદ્ધ આપવા તૈયાર થઇ ગયો. શાહબુદ્દીન ગભરાયો. તેણે વિજયની આશા છોડી એક અજબ યુક્તિ લડાવી.

પૃથ્વીરાજના અશ્વરક્ષક અને સંગીત–વિશારદને બાદશાહી લાલચો આપી તેણે ફોડી નાંખ્યા. ને પછી મધ્યરાત્રે હિંદુ સૈન્ય જ્યારે સૂતેલું હતું ત્યારે તેના પર તેણે છાપો માર્યો.

પૃથ્વીરાજ તત્ક્ષણ સજ્જ બન્યો. પણ સંગીત–વિશારદે તે પળે યુદ્ધ–સંગીતને બદલે નાટ્યસંગીત લલકાર્યું, અશ્વરક્ષકે લશ્કરી ઘોડાને બદલે સહેલગાહી ઘોડો આગળ આણ્યો. જેવો પૃથ્વીરાજ એ ઘોડા ઉપર બેઠો, એવોજ ઘોડો સંગીતના નાદથી નાચવા માંડ્યો. પૃથ્વીરાજના મગજ પર પણ સંગીતની જાદુઇ અસર જામી ગઇ; તે વસ્તુસ્થિતિ ભૂલી ગયો.

'ને જ્યારે શાહબુદ્દીન સૂતેલા સૈન્યની કતલ કરી તેના તંબુ સમીપ આવી પહોંચ્યો ત્યારે જ પૃથ્વીરાજને સમજ પડી કે પોતાની કેવી દશા થઈ હતી. સૈન્યરહિત બનેલા એ વીરને શાહબુદ્દીને પાછળથી ઘેરી લીધો ને બીજે જ દિવસે એને કિલ્લામાં જીવતો ચણી દેવાયો.

× × ×

કિંમતી રેતીની સેંકડો ગુણો ભરી એક વેપારી અવંતીને પાદર આવ્યો. તે રેતી વેચવાની તેણે મુખ્ય શરત મૂકી: "સવળા માપે તેલ ભરી આપે તે અવળા માપે આ રેતી લે."

"ઠીક મહાશય" પાસેથી પસાર થતી એક ગણિકા આ શરત સાંભળી બોલી, "હું હમણાં જ માપ લેતી આવું છું. આપ ફીકર ન કરો."

થોડીજ ક્ષણોમાં તે એક મોટો અરિસો લઇ આવી. ને વેપારીને કહ્યુ, "વેપારીજી, આના અવળા ભાગથી તમે રેતી આપો. ને જેટલા અવળા ભાગ રેતી થાય એટલા જ સવળા ભાગે તેલ માપી લ્યો."

× × ×

હૈદરઅલી એક દિવસે પૂર ભપકામાં ફરવાને નીકળ્યો. રસ્તે તેણે એક ડોશીને પોતાના માર્ગમાં આડી સૂતેલી જોઇ; તેણે તરતજ તે ડોશીની સમીપ જઇ પૂછ્યું: "કેમ મૈયા?"

"મારી છોકરીનું તમારો જૂનો જમાદાર આગામોહમ્મદ હરણ કરી ગયો છે."

"પણ આગામોહમ્મદને તો અહીંથી ગયાંને એક મહિનો થઈ ગયો. ને ફરિયાદ તમે આજે કરો છો?"

"મહારાજ," ડોશીએ ગળગળાં થતાં કહ્યું, "ફરિયાદ તો કેટકેટલી કરી. પણ તમારો નવો જમાદાર તમને મારી અરજી પહોંચાડે તો ને?"

"એમ !" આંખમાંથી તેજ વેરતો હૈદર ડોશીને સાથે લઈ ત્યાંથી જ પોતાના મહેલે પાછો ફરી ગયો. ને શાંતિથી તેણે ડોશીની હકીકત સાંભળી.

મંત્રીઓએ જ્યારે આ વિગત જાણી ત્યારે તેમણે બંને વફાદાર જમાદારો પ્રત્યે દયા દાખવવા તેને વિનંતિ કરી. પણ હૈદરે કહ્યું, "એ બંને મને ગમે તેટલા વફાદાર હોય; પણ હું જેમનો સેવક છું એ પ્રજાના તો તેઓ દ્રોહીજ છે. એકે કન્યાનું હરણ કર્યું છે. બીજો મારી અને મારી પ્રજાની વચ્ચે પર્વતની જેમ આડો ઊભો રહ્યો છે એ પર્વતને હું ઓગાળી નાંખીશ, કન્યાનું હરણ કરનારના રક્તથી હું ભૂમિને રંગી નાંખીશ. ને ત્યારેજ અમલદારો ન્યાયનો પ્રતાપ સમજશે."

બીજે દિવસે હૈદરે ડોશીની સાથે એક મંત્રીને મોકલી તેની પુત્રી તેને પાછી સોંપાવી, જમાદારનું માથું કાપી મંગાવ્યું. ને અરજી અટકાવનાર જમાદારને તેણે શરીરમાંથી લોહીની ધારાઓ છૂટે એ રીતે ભરસભામાં બસો કોરડા મરાવ્યા.

× × ×

શીખગુરુ યમુનાતટે એક ટેકરી પર પ્રભુની લીલા નિહાળતા હતા. તે સમયે એક શિષ્યે તેમની સમીપ આવી, તેમનાં ચરણે હીરા-માણેક જડેલાં બે સુવર્ણકંકણ મૂકતાં કહ્યું, "ગુરુદેવ સેવકની આ અલ્પ ભેટ સ્વીકારો."

ગુરુએ હસીને તે કંકણ સ્વીકાર્યાં, ને તે એક બાજુએ મૂકવા હાથ લંબાવ્યો; પણ તેમ કરતાં એક કંકણ સરકીને નદીનાં દોડતાં જળમાં જઇ પડયું.

શિષ્ય ગભરાયો. તેણે હાંફળાંફાંફળાં પૂછયું, "ગુરુદેવ, કંકણ કયા સ્થળે પડી ગયું? કૃપા કરી જણાવો તો અફાટ જળમાંથી પણ હું તે કિંમતી કંકણ શોધી લાવું."

"આ ઠેકાણે"—કહીને ગુરુએ બીજું કંકણ ઉપાડી હસતાં હસતાં તેને ભમરી ખાતાં જળમાં સરકાવ્યું.

× × ×

ઈંગ્લાંડનો રાજા વીલિયમ ત્રીજો શાહી દબદબાથી નગરની મુલાકાતે નીકળ્યો. રસ્તે એક યુવતી તેના સામે જોઇ બોલી ઊઠી, "આ રાજા ! આના કરતાં તો મારો ધણી વધારે સુંદર છે."

"માયાળુ દેવી," રાજાએ કંઇક હસીને કહ્યું, "જરા ધીમેથી બોલો. મારે હજી પત્ની શોધવાની બાકી છે. તમારૂં આ જાહેર પ્રમાણપત્ર એમાં મને ભારે થઈ પડશે."

× × ×

રાજા ચાર્લ્સને ગમે તેવા મહાન પુરુષોની પણ ઠેકડી ઉડાડવામાં આનંદ આવતો. રોચેસ્ટર નામના એક સાહિત્યકારે રાજાને એની એ ખોડ ભૂલાવી દેવાનો નિર્ણય કર્યો.

એક દિવસે રોચેસ્ટરે રાજાને કહ્યું, "મહારાજ, આજે તો લંડનના એક ગુપ્ત ભોંયરામાં યુરોપભરની સ્વચ્છંદી અપ્સરાઓની સભા મળવાની છે."

"વાહ, એમની સાથે પરિચય સાધવામાં તો ખૂબજ મઝા આવશે." રાજાએ હર્ષભેર કહ્યું. ને રોચેસ્ટર એને ગુપ્તવેશે સજાવી એ ભોંયરામાં લઈ ગયો. ત્યાં બંનેએ કેટલીક યુવતીઓ સાથે ટેબલ પર કિંમતી દારૂના બાટલા ઉડાવ્યા.

તે સમયે રોચેસ્ટરે એક મોહક યુવતી સાથે રાજાનો ભેટો કરાવી દીધો. રાજા એના મોહમાં ગુલતાન બન્યો.યુવતીએ યુક્તિથી રાજાના ખીસામાંથી પાકીટ તફડાવી લીધું. ક

થોડીક ક્ષણો પછી રાજા રોચેસ્ટરને શોધવા લાગ્યો. પણ તેનાં ક્યાંય દર્શન ન થયાં. રાજા ભોંયરાની બહાર ચાલ્યો. પણ મેનેજરે તેને યાદ આપી કે દારૂનું બીલ હજી ચૂકવાયું નથી. રાજા ખીસામાં હાથ ઘાલી પાકીટ કાઢવા ગયો પણ તે તો ઊડી ગયું હતું. છેવટે તેણે કહ્યું કે તેનો મિત્ર રોચેસ્ટર એ બીલ ચૂકવશે.

"પણ એ મિત્ર તો બીલ સંબંધમાં તમને અહીં અડાણવટમાં મૂકીને પછી જ પૈસા લેવાને બહાર ગયા છે. ને જતી વખતે કહેતા ગયા છે કે પૈસા લાવતાં એક–બે દિવસનું મોડું થાય તો ગભરાવાની જરૂર નથી. કેમકે મારા આ મિત્ર ત્યાંસુધી અહીંજ ઠેરશે."

× × ×

લોર્ડ કીચનર સ્ત્રીઓને ધિક્કારે છે એવી માહિતી મળતાં વૃદ્ધ મહારાણી વિકટોરિયાએ કીચનરને પરણાવવાનો નિશ્ચય કર્યો, ને તેને માટે યોગ્ય સ્ત્રીની શોધ ચલાવવા માંડી.

"પણ હું એક સ્ત્રીને તો ચાહું છું ને!" કીચનરે મહારાણીના એ કામ પ્રત્યે અણગમો દર્શાવતાં કહ્યું

"એ કોણ છે?" મહારાણીએ સહર્ષ પૂછ્યું.

"આપ નામદાર."

ઈંગ્લાંડની વોર–ઓફિસનો બલાગણ–પત્ર લઈ એક અંગ્રેજ અમલદાર કીચનર પાસે પહોંચ્યો.

"ઇંગ્લાંડ જવાની વહેલામાં વહેલી સ્ટીમર ક્યારે ઊપડે છે?" કીચનરે હળવી કંઠે પૂછ્યું.

"એ તો મેં નથી જોયું નામદાર."

"ઠીક" કીચનરે શાંતિથી કહ્યું, "તમે એ જોઈ લો, અને એ જ સ્ટીમરમાં ઇંગ્લાંડ પાછા રવાના થઈ જાઓ."

એક સિપાઈને કયો રોગ છે એની એક અંગ્રેજ દાક્તરને પૂરી સમજ ન પડતાં તેણે બીજા બે દાક્તરોને પોતાની મદદે બોલાવ્યા. કીચનરને આ સમાચાર મળતાં જ તેણે દાક્તર સમીપ પહોંચી કહ્યું, "સિપાઇને ઇસ્પીતાલમાં પધરાવો. ને તમે તરતજ ઇંગ્લાંડ પાછા પધારો."

જર્મન બોમ્બમારા પછી કીચનર અંગ્રેજ સંરક્ષક–દળની મુલાકાત લેતો હતો. તે પ્રસંગે તે દળના કેપ્ટને તેને પૂછ્યું: "નામદાર, જર્મનો પાછા ચડી આવે તો અમારે કયો યુનીફોર્મ પહેરવો?"

"જે યુનીફોર્મમાં તમે કબરમાં દટાવા માગતા હો તે." કીચનરે કંઈક ગંભીરતા સાચવીને કહ્યું.

× × ×

લોર્ડ લીટનનો એક પુત્ર ઘણો ઊંચો હતો. એક દિવસ તે બર્મીંગહામમાં અમુક સ્થાનની શોધમાં હતો, પણ સ્થાન તેને મળતું ન હતું. રસ્તામાં એક છોકરાને ઊભેલ જોઈ તેણે તેને તે સ્થાનની માહિતી પૂછી.

"એ સ્થળ તો ઘણું જ પાસે છે." છોકરો બોલ્યો.

"એમ!" લીટનના લાડીલા પુત્રે સહર્ષ પૂછ્યું, "આશરે કેટલુંક હશે?"

"તમે જો જમીન પર સૂઈ જાઓ," છોકરે હસીને કહ્યું, "તો અડધું અંતર તો એ રીતે જ કપાઈ જાય"

× × ×

બોસ્ટનના એક સાહિત્યકારે ઇંગ્લાંડના વડા-વજીર ગ્લેડસ્ટનને શેક્સપિયર વિષે એનો અભિપ્રાય પૂછ્યો

"આહ!" ગ્લેડસ્ટને ગંભીર વદને કહ્યું 'કેટલો મહાન પુરુષ! આ નગરમાં એવા દશ માણસો પણ નહિ હોય જે એના જેવી અજબ કૃતિઓ રચી શકે"

× × ×

રશિયાના એક યુવાન કવિએ રશિયન સામ્રાજ્ઞીના ઉમરાવો સાથેના વ્યભિચાર સંબંધી એક ઉત્તેજક કાવ્ય લખ્યું એ કાવ્ય પ્રગટ થતાંજ તેને દેશના કાયદા પ્રમાણે દેશનિકાલની સજા કરવામાં આવી

રાજાને આ ખબર મળતા તેણે યુવાન કવિને પોતાના મહેલમાં નોતર્યો. રાણીના ચારિત્ર પર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો તે રાણીની સાથે એક સાદા ઓરડામાં બેઠો. ને અનેક ભવ્ય ખંડો વટાવી કવિ જ્યારે એ ઓરડામાં જઈ પહોંચ્યો ને રાજદંપતીના પ્રેમ ને રાણીની નિર્દોષતા પર એની આંખો ઠરી ત્યારે તેને પોતાના કૃત્ય માટે કંઈક પશ્ચાતાપ થયો ન

"કવિ" રાણીએ દુઃખભરી શાંતિથી કહ્યું, 'આપનું કાવ્ય ગાઓ મારે તે સાંભળવું છે"

કવિના પગ ધ્રૂજી ઊઠ્યા તેના મોમાંથી એક શબ્દ પણ નીકળી ન શક્યો રાજાએ તેને માફી બક્ષી પણ કવિ તે દિવસથી પ્રતિષ્ઠિતોને વગોવવાની પોતાના સ્વભાવની ખોડ તદ્દન વીસરી ગયો

× × ×

નેપોલિયન-યુગના ફ્રાંસને એક નવા રાષ્ટ્રગીતની જરૂર હતી પેરીસ-વિશ્વવિદ્યાલયને એ ગીતની પસંદગીનું કામ સોંપાયું વિદ્યાનોએ અનેક કવિઓના ઢગલાબંધ કાવ્યો તપાસી એક સામાન્ય કવિના સુંદર કાવ્યની ચૂંટણી કરી ને તે કવિને બારસો ફ્રાન્કનું ઇનામ આપવાનું ઠરાવ્યું પણ તે કાવ્યમાં નેપોલિયનની સ્તુતિ ન હોવાથી વિદ્યાલયના કેટલાક ખાખણુદાસોએ એ કાવ્ય તરછોડી કાઢ્યું

નેપોલિયનને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેણે રાષ્ટ્રગીત તરીકે એ જ કાવ્યને પસંદગી આપી ને ખાખણુદાસોના તુચ્છકારથી કવિને પહોંચેલા અપમાન માટે તેણે તેને ૧૨૦૦ ને બદલે ૧૫૦૦ ફ્રાન્કનું ઇનામ આપવાની આજ્ઞા ફરમાવી

× × ×

અમેરિકામાં ગુલામોના છુટકારાના પ્રશ્ન પર આંતરિક બળવો ફાટી નીકળ્યો ઉત્તરનાં રાજ્યો દક્ષિણના વર્જીનિયા વગેરે રાજ્યો સામે યુધ્ધે ચડ્યા પ્રેસીડેન્ટ લીંકને ગુલામોની દયા અને ધર્મને ખાતર ઉત્તરના રાજ્યોનું સુકાન સંભાળ્યું

એક દિવસે વર્જીનિયાની એક કન્યા પ્રેસીડેન્ટ પાસે આવી પહોંચી. તેનો ભાઇ ઉત્તરના રાજ્યોની કેદમાં હતો ભાઈને મળવા દેવાની તેણે પ્રેસીડેન્ટને વિનંતિ કરી

પ્રેસીડેન્ટે પૂછ્યું, 'તું વફાદાર છે?"

"હા," કન્યાએ ગર્વભેર માથું ઊંચકતાં કહ્યું," હું વર્જીનિયાને વફાદાર છું."

લીંકન પળભર આ પ્રભાવને જોઈ રહ્યો. ને બીજીજ પળે એ કન્યાને તેણે પોતાનાજ હસ્તાક્ષરે તેને દરેક પ્રકારની સગવડતા મળે એ આશયની ખાસ ચીઠ્ઠી લખી આપી.

× × ×

૧૮૩૬માં રશિયાના શિશિરભુવનને આગ લાગી. એ ભવનમાં ગમે તે ભોગે પણ બચાવી લેવા જેવી કોઈ વસ્તુ છે કે કેમ એ સંબંધી ઝારને પૃચ્છામાં આવતાં રશિયાના એ જગવિખ્યાત સમ્રાટે કહ્યું, "હા, મારી પત્રપેટી."—એ પેટીમાં રાણીએ મુગ્ધવયમાં લખેલા પ્રેમપત્રો હતા.

× × ×

ફ્રાન્સમાં એક ધારાસભાથી સુંદર રીતે કામ ચાલતું જોવા છતાં વોશિંગ્ટને અમેરિકામાં જ્યારે બે ધારાસભાઓ નીમી ત્યારે તેના ફ્રેન્ચ રાજદ્વારી મિત્ર જેફર્સે ચા પીતાં પીતાં વોશિંગ્ટનને એ માટે ઠપકો આપ્યો.

"ઠીક," વોશિંગ્ટને હસીને કહ્યું, "તમે ચા કપમાંથી સીધીજ પી જવાને બદલે રકાબીમાં કાઢીને તે કેમ પીઓ છો?"

"તેને ઠંડી બનાવવા."

"જેમ તૈયાર થયેલ ચાને પીવાને," વોશિંગ્ટને શાંતિથી કહ્યું, "કપ અને રકાબી બંનેની જરૂર છે એમ નિશ્ચિત ધોરણે ઘડાયલા રાજતંત્રને ચલાવવાને બે ધારાસભાઓની જરૂર છે."

એ દિવસેજ જેફર્સે પ્રજાતંત્રનાં મૂળ સમજી લીધાં.



## કૃતઘ્ન

દેવજી રા. મોઢા

જલ રેડયું રેતી ઢગલા પર,
કણકણમાં એ ઊતર્યું અંદર;
પણ રેતાળધરા એ આંખર
કોરી ને કોરી!
એની દીન-દશા મેં જાણી,
સીંચી સારપની સરવાણી;
પણ એની મરૂભોમ હયાની
કોરી ને કોરી!

# અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન

વસંતાનુજ

**નિ**રક્ષરોને અક્ષરજ્ઞાન આપવાની પ્રવૃત્તિ શરૂ થતાં નિરક્ષરોને કઈ રીતે શીખવવું, શું શીખવવું અને કઈ જાતનું વાચન તેમને આપવું એ પ્રશ્નો સ્હેજે ઊભા થાય છે. મતલબ કે શિક્ષણનો વિચાર આવતાં તેની પદ્ધતિ, અભ્યાસક્રમ અને ઉપયોગી સાહિત્યનો વિચાર પણ સાથોસાથ આવે છે.

ગુજરાતમાં નિરક્ષરતા–નિવારણની યોજના ઘડાઇને તે મારફત સક્રિય અને સંગીન કામ થયું હોય તો તે શ્રીદક્ષિણામૂર્તિ સંસ્થા મારફત એ સંસ્થાના બાલવિભાગના આચાર્ય સ્વ. ગિજુભાઇના પ્રયાસથી ગુજરાત–કાઠિયાવાડમાં સંખ્યાબંધ અક્ષરજ્ઞાન–શાળાઓ વ્યવસ્થિત રીતે શરૂ થઇ હતી, પરંતુ પાછળથી સંસ્થાના તે વિભાગની આર્થિક મુશ્કેલીને કારણે તેમજ તે વખતના બ્રિટિશ તથા દેશી–રાજ્યના કેળવણી–અધિકારીઓએ નિરક્ષરતા–નિવારણના કાર્યને ઉત્તેજન ન આપતાં તે વખતની અક્ષરજ્ઞાનની શાળાઓ બંધ થઈ.

નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવાની વાત ચર્ચતાં સહેજે સ્વ. ગિજુભાઈ યાદ આવે છે અને ગુજરાત–કાઠિયાવાડમાં નિરક્ષરતા–નિવારણના એ ધ્વજધારીના કાર્યનો ઉલ્લેખ કરવામાં આપણે આપણી ફરજ બજાવ્યા સિવાય કશું વિશેષ કરતા નથી.

સ્વ. ગિજુભાઈને નિરક્ષરતા–નિવારણની યોજના હાથમાં લીધા પછી પ્રથમ અને મુખ્ય મુશ્કેલી પાઠ્ય–પુસ્તકોની આવી હતી. સામાન્ય પ્રાથમિક શાળાનાં પાઠ્ય–પુસ્તકો પ્રૌઢો માટે ઉપયોગી ન હોઇને 'ચાલો વાંચીએ' અને 'આગળ વાંચો' નામની પુસ્તકમાળા લખાઇ.

એ વખતે અક્ષરજ્ઞાન પામેલાઓ પાસે ચાલુ વાચન કઇ જાતનું મૂકવું અને તે માટેનાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં છે કે નહિ તે પ્રશ્ન પણ ઉદ્દ્ભવેલો. પરંતુ એ યોજના લાંબો વખત અમલમાં ન રહી તેથી પુસ્તકોનો પ્રશ્ન અણઉકેલ્યો જ રહ્યો. જો કે તે વખતે અક્ષરજ્ઞાન પામેલ પ્રૌઢો પાસે દક્ષિણામૂર્તિ સંસ્થાનાં કેટલાંક પ્રકાશનો મૂકવામાં આવતાં અને તેથી કાર્ય અમુક અંશે સરતું.

આપણા સાહિત્યસમ્રાટો ઊંચી કોટીનું–પુસ્તકાલયોમાં સંગ્રહવા લાયક સાહિત્ય સર્જતા હોઇને તે આમપ્રજા માટે કોઇ રીતે બંધબેસતું નથી આવતું. પરંતુ હવેના સમાજવાદી–લેખકો અને પ્રગતિવાદી સાહિત્યસેવકો કાંઈક સહેલું અને સામાન્ય માણસ સમજી શકે તેવું, સામાન્ય જીવનને સ્પર્શે તેવું સાહિત્ય સર્જવા મંડયા છે ખરા, પરંતુ એ સાહિત્ય હજી ગાંધીજીએ સાહિત્ય–પરિષદ્‌ના પ્રમુખપદેથી કહ્યુ હતું તેવું, ગામડાનાં જીવનને સ્પર્શે તેવું, ગામડાના ઢોરાં હાંકનારને આકર્ષે તેવું નથી.

ગાંધીજીએ નવજીવન શરૂ કર્યું ત્યારે અને પછી પણ નવજીવન લખતાં એ જ આદર્શ સેવેલો કે નવજીવનની ભાષા એક સામાન્ય સ્ત્રી સમજી શકે, હજામ સમજી શકે, ધોબી સમજી શકે અને ગામડાનો ખેડૂત સમજી શકે તેવી હોવી જોઈએ. એ આદર્શને કેટલે સુધી નવજીવનની ભાષા પહોંચેલી એ તો તે વખતના નવજીવનના વાચકો જ કહી શકે, પરન્તુ એટલું તો સાચું છે કે 'નવજીવન'ની શરૂઆતમાં ગાંધીજીની ભાષા બહુ જ સાદી, સીધી અને આડંબરરહિત હતી; પરન્તુ તેમની પ્રવૃત્તિ અનેકગણી વધતાં તેમણે ગુજરાતી ભાષામાં લખવું ઓછું કરી નાંખ્યું અને પરિણામે જે અંગ્રેજી લેખોનાં ભાષાંતરો 'નવજીવન'માં છપાતાં તે ગાંધીજીની ભાષાની સરખામણીમાં જરૂર ઓછાં ઊતરતાં. આજે તો "હરિજન બંધુ"માં મોટે ભાગે ગાંધીજીનાં અંગ્રેજી લખાણનાં ભાષાંતરો હોઈ ને એમાંની ભાષા ઘણી વખત કિલષ્ટ, લાંબાં અને સ્ત્રી, હજામ, ધોબી અને ખેડૂતને સમજતાં મુશ્કેલી પડે તેવાં વાક્યોવાળી હોય છે.

લખાણોમાં આવી છાપ પાડવાનું એક કારણ એ પણ હોઈ શકે કે લખનાર તથા ભાષાંતર કરનારની ભાષા ઉપર આસપાસના સંજોગો તથા વાતાવરણની અસર થાય છે. જેમ સુરતમાં રહેનાર કાઠિયાવાડીની બોલીમાં સુરતી ઉચ્ચારની અસર હોય છે અને કાઠિયાવાડમાં રહેનાર સુરતીની બોલીમાં કાઠિયાવાડી ઉચ્ચારની છાપ હોય છે અગર તો વડોદરામાં રહેનાર મહારાષ્ટ્રીયની ગુજરાતી બોલીમાં અને અમરેલી અગર દ્વારકામાં રહેનાર મહારાષ્ટ્રીયની ગુજરાતી બોલીમાં ફેર હોય છે તેમ અંગ્રેજીમાંથી અનુવાદ કરનારાઓ પણ મોટાં શહેરોમાં રહેતા હોય, સાહિત્યવિષયક સાક્ષરી ચર્ચા સાંભળતા તથા વાંચતા હોય અને સામાન્ય મજૂર કે ખેડૂતના સંપર્કમાં બહુ જ ઓછા આવતા હોય તેવાઓને હાથે થયેલા અનુવાદોમાં મજૂર, ખેડૂત કે સામાન્ય અભણ સ્ત્રીની ભાષાના શબ્દો ક્યાંથી આવે?

આવી જ મુશ્કેલી પ્રૌઢ ઉમ્મરે શિક્ષણ પામેલાંઓ પાસે રજુ કરવાનાં સાહિત્યને અંગે પણ રહેલી છે. પ્રૌઢોને-નિરક્ષરોને-શિક્ષણ આપનારા પ્રાથમિક શાળાના શિક્ષકો અને તેમને સલાહ, સૂચના અને દોરવણી આપનારા શહેરના વસનારા શિક્ષણ-સાહિત્ય-સમ્રાટો. શહેરમાં રહીને કલ્પનાનાં ખેતરો ખેડી ખેડૂતજીવનની કથા લખનારા સાહિત્યકોને હાથે તૈયાર થયેલ સર્જન ભલે સાહિત્ય, કલા અને કલ્પનાની દૃષ્ટિએ ઉચ્ચ કોટિમાં આવી જતાં હોય પરન્તુ ચાલુ જીવનની ભૂમિકા ઉપર ઊતરીને, સ્વાનુભવ સહિત અને પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ પોતાનાં વિધેયોનો ખ્યાલ રાખીને કરતાં જે સાહિત્ય સર્જાય તે ઉપયોગની દૃષ્ટિએ બહુ ઉત્તમ કોટીનું બનવાનો વધુ સંભવ ખરો.

આજે જ્યારે પ્રૌઢ-શિક્ષણનું ભગીરથ કાર્ય ઉપાડવામાં આવ્યું છે, ત્યારે આવાં શિક્ષિતોને માટે ઉપયોગી થાય તેવું સાહિત્ય બહુજ જરૂરી ગણાય. અને જો તેનું સાહિત્ય વેળાસર તૈયાર નહિ થાય તો એ શિક્ષણ અંગેની મહેનત અને વપરાયલાં નાણાં નકામાં જવાનાં છે. અને જો ઉપયોગી સાહિત્ય નહિ પીરસવામાં આવે તો રોજબરોજ છાપાંઓ તથા ચોપાનિયાંઓ તરફ પ્રૌઢો આકર્ષાવાના અને મોટા અક્ષરે અને આકર્ષક સ્વરૂપમાં છપાયલી જાહેરખબરો વાંચી તન અને મનનાં આરોગ્યને નુકશાન પહોંચાડશે.

'નવજીવન' સાપ્તાહિકે ૧૯૨૦ થી ૨૨ સુધી લોકોમાં સામયિકો વાંચવા પ્રત્યે રુચી

કેળવી એ દિવસોમા ગાંધીજીની ભાષા વાચવા ખાતર પણ લોકો પાચ પૈસા આપી નવજીવન ખરીદતા સામાન્ય રાજકીય ખબરો રોજિંદા છાપામાથી મળી રહે 'નવજીવન'ના અગત્યના લેખો પણ તે વખતના દૈનિકો બીજે જ દિવસે છાપી નાખતા, તેમ છતા લોકોને 'નવજીવન'મા છપાતા લેખો વાચવાની લગની લાગી હતી એ વખતમા કેટલાક સાપ્તાહિકોએ લોકોને એવી લગની લગાડી હતી કે એના પ્રકાશનનો દિવસ ક્યારે આવે તેની લોકો રાહ જોઈ રહેતા

છાપાઓ માટે આટલો બધો રસ આ પહેલા ન હતો ૧૯૧૪થી ૧૯૧૮ના મહાયુદ્ધ દરમ્યાન અને તે પછી જે રાજકીય બનાવો હિન્દુસ્તાનમા બન્યા તેને અગે પણ છાપાઓનો પ્રચાર 'નવજીવન'ના પ્રચાર જેટલો ન હતો પરન્તુ ગાંધીજીની કલમમાથી નીતરેલી શુદ્ધ અને સાદી ભાષાએ લોકમાનસને કેળવી તૈયાર કર્યું હતુ

આમ છતા ગાંધીજીના કારાવાસ પછી એ ક્રમ બધ થતા લોકોને જે વાચનની ભૂખ ઉઘડેલી તે સતોષાતી નહિ અને પરિણામે સામાન્ય જનતા જે કાઇ મેલુ ઘેલુ સાહિત્ય હાથમા આવે તે વાચતી થઈ ગઈ લોકોની વાચનભૂખ જોઈ ને અનેક જાતના ચિત્રવિચિત્ર સાપ્તાહિકો શરૂ થયા, અને તેમા લોકોની લાગણીઓને ઉત્તેજે તેવી આડબરી ભાષા અને એવા જ લેખો આવવા લાગ્યા

આમ થવાનુ કારણ માત્ર એટલુ જ કે તન અને મનના આરોગ્યને અનુકૂળ આવે તેવા દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોનો તે વખતે અભાવ હતો આજે પણ એવા સામયિકોનો અભાવ રહેશે તો પ્રૌઢશિક્ષિતોના શિક્ષણ પાછળનો ઉદ્દેશ માર્યો જશે

રેલવે-ટ્રેનોમા અને શહેરોમા વેચાતી 'નવ વર્ષનો પતિ અને સોળ વર્ષની સતી' જેવા પુસ્તકોની ખપત વધારે છે તેનુ કારણ પણ એક જ છે કે તેના પુસ્તકને બદલે લોકમાનસને આકર્ષે એવા-માનસિક આરોગ્યનું રક્ષણ કરે તેવા પુસ્તકોનો આજે અભાવ છે આવો અભાવ લાંબો વખત ચાલુ રહેશે તો રાષ્ટ્રોન્નતિનો ઉદ્દેશ નિષ્ફળ જશે, ગટરમા ફેંકી દેવા લાયક જાહેરખબરિયા સાહિત્ય વચાશે અને જુદા જુદા રાજકીય ધાર્મિક અને કોમી મતમતાન્તર ધરાવતા પક્ષો પોતાનું પ્રચારલક્ષી સાહિત્ય ફેલાવી લોકમાનસને અવળે રસ્તે દોરી જશે અને પરિણામે દિવાસળી ચાંપતા સળગી ઊઠે તેવા સૂકા ઘાસના ઢગના જેવો ઉપયોગ આવાં સાહિત્ય મારફત લોકસમુદ્રનો થશે

પ્રજામા ગરમી આવે એ જરૂરનું છે પરતુ તે ગરમી પાડોશીઓને હેરાનપરેશાન કરી મૂકે કે દઝાડે તેવી નહિ પણ તેમને હૂંફ આપે તેવી હોવી જોઇએ જો એ ગરમી અગ્નિનુ રૂપ પકડે તો ઘાસનુ એક તણખલું સળગતા આખી ગજી સળગી ઊઠે તેમ કુપથ્ય સાહિત્યના પ્રચારથી પણ તે સાહિત્ય વાચનાર જ આડે માર્ગે દોરવાઇ જાય છે એટલુંજ નહિ પણ જ્ઞાનનો અપચો થતા આખુ માનસ વિકૃત બની જાય છે, જેમ રાડો માણસ પોતાની આસપાસના લોકોને પણ ત્રાસરૂપ બને છે તેમ રાષ્ટ્રવિકાસને આડે આવે તેવુ સાહિત્ય વાચનારા રાષ્ટ્રના વિકાસમા નડતર ઊભી કરે છે

આથી નિરક્ષરતા-નિવારણના કાર્યનુ મહત્વ રાષ્ટ્રઘડતરમા કેવુ છે તે સમજીને એ યોજના પૂરેપૂરી સફળ થાય એટલા માટે પ્રજા સેવાની ભાવનાવાળા સાહિત્યસ્વામીઓએ તન અને મનને આરોગ્યપ્રદ સાહિત્ય તૈયાર કરવુ જોઇએ.

---

# ગોચરી

મુંબઈ યુનિવર્સિટી તરફથી કવિશ્રી ખબરદારે, ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં 'ગુજરાતી કવિતાની રચનાકળા'—એ વિષય પર પાંચ અભ્યાસપૂર્ણ ભાષણો આપેલાં. તેમાં કવિશ્રી કવિતાના આત્માને અને એના દેહઘડતરને સ્પર્શતાં કહે છે—

'કવિતા એ કવિહૃદયનો રસાનુભવ છે. સંસારની કે સંસારથી પર એવી કોઈ પણ વસ્તુના કે વિચારણાના સંસર્ગથી કવિહૃદયમાં જે આંદોલનો ઊભાં થાય અને તેમાંથી કવિને જે રસદર્શન થાય, તેનું વાણીના ખાસ નિયમન રૂપમાં કવિ જે વર્ણન કરે, તે કવિતારૂપે પરિણમે છે. કવિહૃદય પણ જ્યારે જોઈએ અને ગમે ત્યારે ઉત્તમ કવિતા કરી શકતું નથી, પણ બાહ્ય સૃષ્ટિના કોઈક અવયવ સાથે એનાં આંતરકિરણોનો અમુક સ્થિતિમાં સંયોગ થવા પામે, ત્યારે જ એ હૃદયની પ્રતિભા ત્યાં પોતાનાં ઝળહળતાં દર્શન કરાવે છે. સાચું કવિહૃદય હશે તો જ તેની એ કુદરતી પ્રતિભા સાચી કવિતાનું સૌંદર્ય ઉપજાવી શકશે. માટે જ કવિતા એ કવિહૃદયનું સ્વયંભૂ સર્જન છે. સાચા કવિની એવી પ્રતિભાવંતી કવિતા જોઈને કોઈ રસિકજન અભ્યાસે કવિતા કરી શકે છે, પણ તે ખરા કવિની કવિતા જેવો દિવ્ય રસાનંદ નથી આપી શકતી.

જેમ આત્માની વ્યાખ્યા થઇ શકતી નથી, એમ કાવ્યતત્ત્વની વ્યાખ્યા પણ બંધાઈ શકતી નથી .....કવિતાવાણીનાં શબ્દ, અર્થ, અલંકાર, વ્યાકરણ, કલ્પના, ભાવ વગેરે બધાં કાવ્યાંગોને બાદ કરતાં જે કાંઇ અનિર્વચનીય શેષ રહે છે, અને જે શેષથી એ વાણીની તમામ શક્તિઓ ખીલી ઊઠે છે અને કોઇ અલૌકિક આનંદ આપે છે, તે શેષ તે કવિપ્રતિભા એટલે કવિતાનો આત્મા: એ આત્મા જ જીવંત રસનો ઉત્પાદક છે.

......જેમ કાચો સુથાર ઓજાર સાથે લડે ને તેનો વાંક કાઢે, તેમ કાચો કવિ જે પોતાની કળાના નિયમોનું યથોચિત જ્ઞાન ધરાવતો નથી તે પછી વાણી સાથે, છંદ સાથે અને કાવ્યશાસ્ત્ર સાથે જ લડે છે, અને અધૂરી કે અણઘડતી વાણીમાં પોતાની ગમે તેવી પ્રતિભાને તે આખરે પૂરતી ઝળહળાવી શકતો નથી...

સંગીત તે ભાવદર્શનનું પરિણામ છે અને વાણી તે વિચારદર્શનનું સાધન છે......

...સંગીતના મૂળમાં જ કવિતાનું મૂળ પણ રહેલું છે, કારણ કે કવિતા તે વિચારદર્શનનું નહિ પણ ભાવદર્શનનું પરિણામ છે.

છંદોભંગ કરવો એ તો કવિતાના પ્રાણ પ્રત્યે જ કીધેલું પાપ છે. કવિતાનો મર્મ સમજનાર ખરો કાવ્યવિવેચક આવા પાપને ચલાવી લઇ શકે જ નહિ......

કવિતા તો શ્રીકૃષ્ણે સ્વર્ગથી આણેલા પારિજાત વૃક્ષના ફૂલ જેવી છે.

જે વિવેચક એમ કહે છે કે કવિતામાં અર્થાનુસારી લયજ જોઈએ, તે કવિતાનું એકદેશી દર્શન જ કરે છે. કવિતામાં અર્થાનુસારી લય જોઈએ તેમ લયાનુસારી અર્થ પણ જોઈએ.'

× × ×

વડોદરા–કોલેજમાં ગુજરાતી સ્નેહ-સંમેલનના પ્રમુખપદેથી કવિ શ્રી. ન્હાનાલાલ કહે છે:

'મેં શિષ્ય જોયો નથી, જે ગુરુને નમે નહિ......

ગુરુ-શિષ્ય નિજનિજના ધર્મ પાળે તો આજે કલિમાંયે સત્યુગ પાછો પ્રવર્તે.'

ડભોઈમાં 'ભગવદ્દગીતા'માંનું કાવ્યદર્શન'-એ વિષય પર વ્યાખ્યાન આપતાં કવિ કહે છેઃ

'શૃંગારરસનું રસાલેખન એજ કવિતા' એ અધૂરી ને એકદેશી કાવ્યવ્યાખ્યાનો કો ઉપાસક ગીતાજીમાં કવિતા શોધવા જશે તો તે ભૂલભૂલૈયો ભૂલો પડશે. મહાભારતમાં ને મહાભારતના અંગ શ્રીમદ્ ભગવદ્દગીતામાં રસ, ભાવ, કલ્પના, માધુર્ય, પ્રસાદના કાવ્યસ્વામીની મહાભાગ લોકસંગ્રહલક્ષી મહાકવિતા છે, ને શોધશે તેમને જડશે.

ગીતા કવિતામાં વીર છે, વિરાટ છે, જન્માંતરની વાર્તા છે. ગીતાજીમાં વારે ઘડીએ ધ્રુવપદના ટેટાએ ફૂટે છે કે-तस्मात् युद्धयस्व भारत.

× × ×

બુલબુલે હિંદ શ્રીમતી સરોજીની નાયડુ તાજેતરમાં ગુજરાતના પ્રવાસે આવી ગયાં. તે પ્રસંગે વડોદરામાં 'પૂર્વ અને પશ્ચિમની કવિતા' પર બોલતાં તેઓ કહે છે—

'કેટલાક કવિતાને હૃદયના ભાવોનો પ્રવાહ કહે છે. કેટલાક આધ્યાત્મિક બદહજમી તરીકે તેના પર કટાક્ષ કરે છે. પણ કવિતા મનુષ્યહૃદયના ઊંડાણમાંથી નીકળી આવતી સાહજિક ઊર્મિઓનો પ્રવાહ છે.'

'જીવન અને સાહિત્ય'—એ વિષયને સ્પર્શતાં તેઓ કહે છે—

'જીવનની પ્રગતિ અને મનુષ્યની સરકારિતા માટે વિદ્દ્ભોગ્ય તેમજ લોકભોગ્ય ઉભય સાહિત્યની જરૂર છે.

જે વાણી હૃદયમાંથી નીકળી આવે અને સામાના હૃદયમાં સોંસરી જાય, હૃદયના તારોને હલમલાવે તે વાણી ગદ્ય હોય કે પદ્ય—તે સાચુ સાહિત્ય છે અને તે જ મનુષ્યજીવનને ઉત્કર્ષને પંથે પ્રેરે છે. એવા સાહિત્યથી રાષ્ટ્રોનો જ નહિ પણ જગતની માનવજાતિનો પણ, તેને મુક્તિ અને સ્વાતંત્ર્ય મળી, સાચો ઉત્કર્ષ થશે.

વડોદરા કૉલેજમાં—'યુવાન વિદ્યાર્થીઓ માટે ખાસ કરીને સૌથી વિશેષ માનસિક સંયમ અને શિસ્તપાલનની જરૂર છે.'

ગુજરાત કૉલેજમાં—'આજે વિદ્યાર્થીઓ કૉલેજમાં જાય છે અને કેદીઓ કેદખાનામાં જાય છે તે બંને સરખા છે. બંને લાંબી મુદતની સજા પછી બહાર આવે છે ત્યારે જીવનમાં ઉપયોગી એવું કંઇ જ શીખીને આવતા નથી.'

× × ×

મહાત્માજીની એક વખતની અમેરિકન શિષ્યા શ્રીમતી નીલનાગિણીદેવીએ તાજેતરમાં 'માય રોડ ટુ ઇન્ડિયા' નામે પુસ્તકમાં હિંદની પોતાની અનુભવકથા આલેખી છે. તેમાં તે જણાવે છે—

'ગાંધીજી સમા કદરૂપા માનવી તો મેં મારા જીવનમાં પણ નથી નિહાળ્યા...ને બોલતી વખતે તો તે ઊલટા વિશેષ કદરૂપા જણાય છે...'હું રોમિયોની શોધમાં જાઉં છું' એવો પત્ર લખી, તે ખડમાં મૂકી, હું તરત જ અગાશીનાં પગથિયાં ઊતરી ગઈ...તેઓ મને ગાંડી કહે તેની મને પરવા નહોતી...મેં કોઇને કહ્યું ન હોઇ કોઇ માની શકે એમ નહોતું કે મેં પ્રેમપૂજન માટે નહિ, પણ શ્રી કૃષ્ણને ભજવાને આશ્રમ છોડ્યો હતો. મેં ઘણા જીવનખેલ ખેલ્યા હતા; પતિતા ગણાવા સામે મને જરીકે વાંધો નહોતો. સૌન્દર્યની મનોકામના એ પાપ ગણાય તો જગતની વિશેષમાં વિશેષ પાપિણી હું હતી.'

'ફોર્ટ નાઇટ્લી રીવ્યુ '-ના છેલ્લા અંકોમાં 'ધી ન્યુ વર્લ્ડ ઓર્ડર ' નામની લેખમાળામાં નામાંકિત સાહિત્યકાર એચ. જી. વેલ્સ જણાવે છેઃ—

'સુગવારસ ' નું બિરુદ ધારતો માનવી આજે તો માદક પાનની અસરથી ક્ષયના માર્ગે દોડતો નીતિહીન લૂટારો બન્યો છે......તાજેતરની રશિયન હીલચાલ એ તો સંરક્ષણાત્મક અગમચેતી છે......અલ્પ માનવોના હાથમાં ફસાઈ પડીને નીતિત્યાગી ને ઢીલું બનેલું બ્રિટિશ રાજતંત્ર સૈકાઓની આર્થિક સાનુકૂળતાથી અનૈતિક ખેરાતો વેરીને અલ્પ સમયની સામાજિક - ઉત્ક્રાન્તિ મેળવી શક્યું છે. તે મજૂરપક્ષના આગેવાનોને બે હજાર પાઉન્ડના વર્ષાસને ખરીદી લઈ શકે છે. નાઝી કે ફેસીસ્ટોનાં કૃત્યો કે ગુણો વિષે આપણે ગમે તે માનીએ, તેમના નાયકોની મૂર્ખતા કે લોખંડી શાસન પ્રત્યે આપણે ગમે તેવો અણગમો ધરાવીએ તો પણ એટલું તો કબૂલવું જ પડશે કે તેઓ સંયુક્ત ધોરણે પ્રજાનો જીવનવિકાસ રચવા મથે છે, અને એટલા પ્રમાણમાં તેઓ બ્રિટનના રાજકર્તા વર્ગ કરતાં વધારે આગળ છે. બ્રિટિશ શહેનશાહતે તો પોતાની જાતને બધાં જ રાજતંત્રોમાં ઓછામાં ઓછી રચનાત્મક દાખવી છે......પોલાંડ સરમુખત્યારીનું રાજ્ય હતું અને લીગ ઓફ નેશન્સની અવગણના કરીને તે લિથુઆનિયા પાસેથી ઝૂંટવી લીધેલ વીલ્નાને, રશિયા પાસેથી જીતેલ બિનપોલીશ પ્રદેશને અને ઝેકોસ્લોવેકિયાની કાપકૂપથી મળેલ કેટલાક ટુકડાને કબજામાં રાખી રહ્યું હતું. ૧૯૩૯ ના સપ્ટે. ની અથડામણ પહેલાં, થોડા જ સમયને માટે, તે કેવળ બંધારણ ગણતરીએ, લોકશાસનવાદી બનેલું—જ્યારે મી. ચેમ્બરલેઈને એના કારણે બ્રિટિશ શહેનશાહતને ખર્ચાળ અને જોખમી યુદ્ધમાં હડસેલી મૂકી...'આપણા યુગમાં શાંતિ' એ મૂર્ખતાભર્યું આત્મઅભિનંદન એ બ્રિટિશ રાજદ્વારી અગ્રણીઓનો મૂળભૂત સિદ્ધાન્ત છે, ને તે તો નૈસર્ગિક લાલસા છે જે સાઠીમાં દરેક માણસના હૈયા પર કાબૂ જમાવી બેસે છે... યુરોપની એકતા કરતાં જગતવ્યાપી સમાન ને સંયુક્ત રાજ્ય માટે મથવું એ વધારે સુંદર છે.'

## પત્રકારોને વિનંતિ—

'સુવાસ' માં પ્રગટ થતા કેટલાક લેખો કેટલાંક પત્રોમાં પુનર્મુદ્રિત થાય છે. તેમાં કોઈક વખતે નીચે 'સુવાસ' સૂચવવામાં આવે છે, કેટલીક વખતે કેવળ લેખકનું નામ મૂકાય છે ને ઘણી વખત તો કંઈ પણ સૂચન વિના આખો લેખ કે લેખનો મોટો ભાગ ઉતારી લેવાય છે.

જ્ઞાન એ ગંગા છે. તેનો લાભ જેમ જેમ વધુ માણસોને મળે તેમ તેમ અમે આનંદ પામીએ છીએ. જ્ઞાનનો ઇજારો અમને પસંદ પણ નથી. એટલે 'સુવાસ' ના લેખો અન્યત્ર પ્રગટ થાય એ સામે અમને જરીકે વિરોધ ન હોઈ શકે. પણ એ લેખો મેળવવામાં કે તૈયાર કરાવવામાં 'સુવાસ' કાર્યાલયને તન, મન અને ધન ત્રણેનો ભોગ આપવો પડે છે. પરિણામે એ લેખો યોગ્ય સૂચન વિના જ બીજાં પત્રોમાં પોતાના તરીકે ઉઠાવી લેવાય એ ભોગ આપનારના ઉપહાસ સમાન થઈ પડે છે. આ કારણે અમે એટલું જાહેર કરવું જરૂરી માનીએ છીએ કે—

'સુવાસ' માં પ્રગટ થતા લેખોનો લાભ ગમે તે પત્ર લઈ શકે. પણ એવા લેખની નીચે હવેથી લેખકનું નામ ને 'સુવાસ' ના કયા અંકમાંથી તે લેવાયો છે એટલું સૂચન અનિવાર્ય લેખાવું જોઈએ.

અમારી આ વિનંતિ પ્રત્યે પ્રત્યેક પત્રકારબંધુ પૂરતું લક્ષ આપે એમ ઇચ્છીએ છીએ.

---



કલા-સાહિત્ય—નાશિકમાં 'ભગવાઝંડા' ફીલ્મ સામે વિરોધ દર્શાવતાં મરાઠાઓએ તોફાન મચાવી ફાડી નાંખેલો પડદો. અમદાવાદમાં રંગરંજન કાર્યક્રમ. દક્ષિણ-આફ્રિકામાં મહાત્મા ગાંધીના જીવનને લગતી ફીલ્મ ઊતરી રહી છે. એક સમયે વાર્ષિક ૫૦૦૦૦ પાઉન્ડની આવક ધરાવનાર, સીનેમા-સૃષ્ટિના નામાંકિત નટ ડગ્લાસ ફેરબેંક્સનું અવસાન. સીનેમા સ્ટારોની દિનપ્રતિદિન વધતી જતી પૂજા. 'પુકાર'ના નટોને અમદાવાદની પ્રજા અને પત્રોએ આપેલું બેનમૂન સન્માન. કરાચીમાં કોલેજિયનોએ કરેલી લીલા ચિટનીસની પજવણી: [એ પણ વર્તમાન સ્ત્રી-સન્માનનો એક પ્રકાર છે ] ગીરકો પ્રોડક્શને પોતાનાં બે આગામી ચિત્રો માટે શાન્તા આપ્ટેને રૂ. ૭૫૦૦૦માં રોકી છે. હોલીવુડ હવે હિંદ-વિરોધી ફીલ્મો નહિ ઉતારે. મુંબઈના ભરકાર-સંમેલનમાં બોલતાં શ્રી હરીન્દ્રનાથ ચટોપાધ્યાય કવિતાને દેશકાળથી સાપેક્ષ લેખી તેનું હાર્દ સમજાવે છે. લખનૌમાં અખિલ હિંદ કેળવણી-પરિષદના પ્રમુખસ્થાનેથી સર રાધાકૃષ્ણ રાજકારણ કરતાં કેળવણીની કિંમત વધારે આંકે છે: [ ગુલામ પ્રજાઓ કોઈ પણ વસ્તુની કિંમત વિશેષ આંકી શકે છે- શૌર્ય, સાહસ અને રાજકારણ બાદ કરીને.] ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ શ્રી મોરારજી દેસાઈના પ્રમુખપદે ને વડોદરા-કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓ કવિ શ્રી. ન્હાનાલાલના પ્રમુખપદે સ્નેહ-સમેલનો ઊજવે છે. નવચેતન માસિકના લાભાર્થે પ્રકાશ પીક્ચર્સે એક દિવસ માટે પોતાની 'સંસાર લીલા' નામે ફીલ્મ ધીરી જે કલકત્તાના થિયેટરમાં બતાવાતાં 'નવચેતન' ૧૦૦૧ કમાયું. જામનગરના જૈન બાલમંદિરમાં બાલસાહિત્યનું પ્રદર્શન. મદ્રાસમાં હિંદી વિજ્ઞાન-પરિષદના પ્રમુખપદેથી દિ. બ. રંગનાથ કહે છે: " સરકાર ને સંસ્કૃતિ એક નથી." વીલેપાર્લે સાહિત્યસભા સમક્ષ શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ 'પ્રાચીન કવિતાને મુકાબલે અર્વાચીન કવિતાની અ-લોકપ્રિયતા' પર કરેલું વિવેચન. વડોદરામાં સહવિચારીણી સભા તરફથી ઊજવાયેલ વકતૃત્વોત્તેજક હરિફાઈના કાર્યક્રમમાં યુવરાજ અને રાજકન્યા પણ પોતાનો ફાળો નોંધાવે છે. કરાચીમાં ૫૦૦ રૂપસુંદરીઓ વચ્ચે રૂપની સ્પર્ધા; તેમાં મીસ મુલીગન નામની સત્તર વર્ષની કન્યાને ૧૯૪૦ની સર્વશ્રેષ્ઠ રૂપસુંદરી તરીકે મળેલી પસંદગી. ઈવી હેલન બ્રોન નામની ૨૮ વર્ષની કન્યા સાથે હીટલરનો વિકસતો પ્રેમ. ઇંગ્લાંડના કેન્ટ પરગણામાંથી પુરુષો યુદ્ધે જતાં હજામતનું કામ પણ સ્ત્રીઓ સંભાળવા માંડી છે: [ ત્યાં ભાવનિયમન થયું તો પ્રજા પણ એનો વિરોધ કરશે. ] ભઠ્ઠી નામે પુસ્તક પ્રગટ કરવા માટે અમદાવાદની કિશોર-પ્રીન્ટરી પાસે માગેલ રૂ. ૧૫૦૦ની જામીનગીરી: [પણ આમ કરીને સરકારે પુસ્તકના નામને તો સાર્થક જ બનાવ્યું છે. ] એક બાજુએ ઠાકોર-પાઠક મંડળી અને બીજી બાજુએ ખબરદાર મંડળી વચ્ચે વિકસતું વાગ્યુદ્ધ. કિંમતી, ઝીણાં ને રેશમી વસ્ત્રોની ખરીદી અંગેના કડક નિયમનું

સામે સત્યાગ્રહ તરીકે વિયેનાની કેટલીક સુંદરીઓએ નગ્ન ફરવાનું પસંદ કર્યું છે. શ્રી. સયાજી સ્મારક ફંડમાં સર હોમી મહેતાએ ૨૦૦૦૦ ને સર કૃષ્ણમાચારીએ રૂ. ૬૦૦૦ ભર્યાં છે. મુંબઇ યુનિવર્સિટીએ ગુજરાતી ભાષાના વિકાસ પર કાપ મૂકવાની વિચારેલી યોજના: [પ્રાન્તિક ભાષાઓએ મરવું જ જોઇએ એ હિંદનું સર્વસામાન્ય સૂત્ર ગોખવામાં યુનિવર્સિટીએ પણ પોતાનો ફાળો નોંધાવવોજ જોઈએ.] સિંધ-કૉલેજની એક કન્યા સાથે પ્રોફેસરે કરેલાં દ્વિતીય લગ્ન : [અભિનંદન] શત્રુંજય પર્વત ઉપર આવેલા કિલ્લાની નજીક રામપોળની બારીવાળા ગાળામાં એક મોટી ગુફા હાથે લાગી છે. શત્રુંજય પર્વતની તલેટીમાં એક નવું જૈનનગર વસાવવાને કેટલાક જૈન શ્રીમંતો યોજના ઘડી રહ્યાં છે. ટીપુ સુલતાનની તરવાર હિંદ પાછી ફરે છે: [કારણ કે એનો વાપરનાર હવે હિંદમાં કોઇ નથી.]

**સ્વદેશ**—હિંદી વઝીર લઘુમતિઓની ઢાલને આગળ ધરી હિંદના સ્વરાજ્યની વાતને નકારે છે. હિંદ પધારેલા મોંઘેરા મહેમાન સર સ્ટેફોર્ડ ક્રીપ્સ કહે છે: 'કોમવાદનું ઊંડું ઊતરેલું ઝેર હિંદને નુકશાન કરે છે': [ઉતારેલું શબ્દ વધારે બંધબેસતો બનત.] પ્રો: હેરોલ્ડ લાસ્કી વગેરે હિંદને સ્વરાજ્ય આપવાની વાતને ટેકો આપે છે: [ઇંગ્લાંડના એકેએક માનવીનો હિંદને સ્વરાજ્ય આપવાની બાબતમાં ટેકોજ છે—જ્યાંસુધી એ સ્વરાજ્ય આપવાની સત્તા એના હાથમાં સુપ્રત ન થાય ત્યાંસુધી.] નામદાર વાઇસરોય મુંબઈમાં શ્રી. મુનશીને કાંતવાની સલાહ આપે છે. મુંબઇના ના. ગવર્નર બાલગૃહની સ્થાપના માટે શ્રી. મુનશીને ધન્યવાદ આપે છે. સંયુક્ત પ્રાન્તમાં અમેરિકન મીશનરીએ રાજદ્વારી ચળવળમાં ભાગ લેતાં તેના ઉપરીઓએ તેને અમેરિકા પાછો બોલાવી લીધો છે: [અમેરિકાએ હિંદમાં ખ્રિસ્તી ધર્મ ફેલાવવાનો છે, બ્રિટને સત્તા ચલાવવાની છે-કામની એ સુંદર વહેંચણીમાં દલગીરી નજ ચલાવી લેવાય.] કલકત્તામાં હિંદુ મહાસભાનું અધિવેશન; પ્રમુખપદેથી બેરીસ્ટર સાવરકર હિંદુત્વની ગર્જના કરે છે; હિંદુદળ સ્થાપવાનો ઠરાવ; જગતભરમાં એક જ સ્વતંત્ર હિંદુ પ્રદેશ-નેપાળના મહારાજાને એ અધિવેશન માનપત્ર આપે છે. કલકત્તામાં વા મુસ્લીમો મુસ્લીમ લીગ અને મહાસભા બંનેનો વિરોધ પોકારે છે: [હિંદમાં કોણ તો વિરોધ નથી કરતું?] પાંચમી અખિલ હિંદ મુસ્લીમ શિક્ષણ-પરિષદ. અલ્હાબાદમાં ડૉ. પ્રાંજપેના પ્રમુખપદે વિનીત મહામંડળની બેઠક; જોધપુરમાં અખિલ હિંદ આયુર્વેદિક પરિષદ. કોટચર્ક નગરમાં ભરાયલ પરિષદ; અલ્હાબાદમાં હિંદ આર્થિક પરિષદ; લાહોરમાં રાજકીય વિજ્ઞાન પરિષદ; વડોદરામાં સ્ત્રી-મંડળની વાર્ષિક બેઠક; લાહોરમાં મહિલા-પરિષદ: [આટઆટલી પરિષદો પણ ઇંગ્લાંડને ભીતિ નથી ઉપજાવી શકતી!] નાગપુરમાં અખિલ હિંદ ક્રિશ્ચિયન પરિષદે બ્રિટનને બિનશરતી અને સંપૂર્ણ મદદ આપવાનો ઠરાવ પસાર કર્યો છે: [આનું નામ ધર્મબાન્ધવતા.] દિલ્હીમાં શ્રી. સુભાષ બોઝના પ્રમુખપદે ઓલ ઇન્ડિયા સ્ટુડન્ટસ્ ફેડરેશનની પાંચમી બેઠક. શ્રી. સુભાષબોઝને રેંટિયાથી સ્વરાજ્ય એ હથેળીમાં ચાંદ લાગે છે. સર મોરિસ ગ્વાયર, શ્રી સુભાષબોઝ, અને મુસ્લિમલીગમંત્રી જનાબ નવાબજાદા લોકપ્રતિનિધિ-સભાની સફળતા સંબંધમાં ભીતિ દાખવે છે. માદ્દપોરના દિવાન સર મીરઝા ઇસ્માઇલ ખાદીને કોમી ઐક્યના મૂળ તરીકે વર્ણવે છે. મુસ્લીમ કેળવણી-મંડળે નામંજુર કરેલી વર્ધાયોજના. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અમદાવાદની મુલાકાતે. દરબંસસીંગ અને શેરે અફઘાન બે જગવિખ્યાત મલ્લો વચ્ચે અમદાવાદમાં ખેલાયલો કુસ્તીજંગ. હિંદ અને

સીલોન વચ્ચે બગડતો સંબંધ. મુંબઈમાં તેજીમંદીના વેપાર પર મુકાયલો પ્રતિબંધ. હિંદમાં ઠેર ઠેર મોંઘવારી ને લૂંટફાટ. જબલપુરમાં હુલ્લડ ને ગોળીબાર. મુંબઈમાં ખાધાખોરાકીની વસ્તુઓનું ભાવનિયમન; તેની સફળતા માટે સરકાર ૧૪૦૦૦૦ મંજુર કરે છે. મક્કર હુલ્લડમાં ૭૦૦ની ધરપકડ. મદ્રાસ ખાદીપ્રદર્શનમાં અને નાગપુરમાં લાગેલી ભયંકર આગ. સિંધના વડાપ્રધાન જનાબ અલ્લાહબક્ષ, સિંધનાં ગામડાંઓમાં સરકાર હિંદુઓને રક્ષણ આપવાને અસમર્થ છે એમ કહી, હિંદુઓને ગામડાં છોડી દેવાની સલાહ આપે છે: [મુંબઈના કોઈક હિંદુ પ્રધાનેને હિન્દુ ગામડાંઓમાં વસતા મુસલમાનોને એવી સલાહ આપવી પડી હોત તો ? ] સરહદમાં અશાંતિ, હંગામ, હુલ્લડ ને લૂંટફાટ. અમદાવાદ અને સાબુદની પ્રજામાં, મુંબઈના ગવર્નરે સાબરમતી નજીક યોજેલી શિકારલીલા સામે પ્રગટી નીકળેલો રોષ: ગવર્નરે એ રોષને કે વિરોધને અવગણીને ચલાવેલી શિકાર—મહેલસગાહ ( આનું જ નામ બ્રિટનનો લોકશાસનવાદ ! ) મથુરાનું કસાઈખાનું બંધ કરવામાં આવ્યું છે. મણિપુરમાં સિપાઈઓએ સ્ત્રીઓ પર ચલાવેલી ગોળીફલ: (એ પણ બહાદુરીનો એક પ્રકાર છે.) કલકત્તામાં ઈજનેર હિંમતલાલનું, લાહોરમાં રાયબહાદુર બેલીરામ ધાવનનું, પેશાવરમાં એક શીખ આગેવાનનું, રંગુનમાં એક ઝવેરીનું ને મુંબઈમાં એક હોટલ-માલિકનું ખૂન : [ હિંદમાં આ શહેર એવાં છે કે જ્યાંની પોલીસ વિશેષ ચપળ ગણાય છે ] વર્ધામાં એજન્સીનો કારભાર સ્થપાયા પછી ઉપરાઉપરી ખૂનો. તૂટી ગયેલી ત્રાવણકોર બેંકના માજી અધિકારીઓને સખ્ત સજાઓ. રામદુર્ગના હુલ્લડકેસના બાર આરોપીઓને મોતની સજા, ને ૫૪ને સખત સજાઓ. મદ્રાસ નજીક એક હોડી ઉંધી વળતાં ૪૦ ખલાસીઓ તણાઈ ગયા. લાલા શ્યામલાલનું અવસાન. બંગાળના નાણામંત્રી શ્રી. નલીનીરંજન સરકારનું રાજીનામું અને મહાત્માજીનાં એમને અભિનંદન. જનાબ ઝીણાની પ્રત્યાઘાતી વલણ સામે હિંદભરમાં પ્રગટી નીકળેલો રોષ. બંગાળના પ્રધાનમંડળે મુસલમાનો માટે અમુક જગાઓ અનામત રાખી પણ એટલા મુસલમાનો પરીક્ષામાં પસાર ન થતાં એ પ્રધાનમંડળ પબ્લીક સર્વીસ કમીશનને પૂછે છે: "પરીક્ષામાં મુસલમાનોને નાપાસ કર્યા જ કેમ ?" મી. ઝીણા સાથે મસલત ચલાવવાને સર સિકંદર મુંબઈની મુલાકાતે. મુસલમાનોના થોડાક વર્ગે ઊજવેલો જનાબ ઝીણાનો મુક્તિદિન; અલીગઢ યુનિવર્સિટીએ પણ એમાં નોંધાવેલો પોતાનો ફાળો. સર સિકંદર કહે છે ' બ્રિટનને હિંદીઓ સ્વતંત્ર પ્રજા તરીકે મદદ કરી શકે છે ' [ હિંદ સ્વતંત્ર છે એવી મહા શોધ કરનાર સર સિકંદરને આવતા વર્ષનું નોબેલ પ્રાઇઝ અપાવું ઘટે. ] મુસ્લીમ લીગના સિંધ વિભાગના એક આગેવાને ખાલસાનાં નાણાં ઉચાપત કર્યા છે: [ એથી મુસ્લીમ લીગની કીર્તિને કલંક લાગવાનો ભય ઘણો જ ઓછો છે. ] બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની ને સિંધિયા કંપનીનું જોડાણ. તા. ૨૬ મી જાન્યુઆરીએ ઊજવાનાર સ્વાતંત્ર્યદિન અને તે અંગે ઘડાયલ ખાદી અને અહિંસાને પ્રાધાન્ય આપનારી નવી પ્રતિજ્ઞા: બંગાળ પ્રાન્તિક સમિતિ અને મહાસભાની મધ્યસ્થ કારોબારી વચ્ચે વધતી કડવાશ. પ્રાન્તિક સમિતિ શ્રી સુભાષબાબુને દશ હજાર રૂપિયા સોંપે છે. હિંદ-પ્રવાસે નીકળેલા ના. વાઈસરૉય નાગપુર પાસે આદિમપ્રજાની મુલાકાત લે છે: [ પ્રજા પર પ્રભાવ જમાવવાના પણ અનેક પ્રકાર હોય છે. ] મુંબઈમાં સાંસ્થાનિક સ્વરાજ્યની લાલચ આપતા તેમણે હિંદના પ્રજાકીય અગ્રણીઓ પાસે કરેલી સહકારની માગણી: [ હથેળીમાં ચાંદ બતાવવાની રીતો હિન્દમાં દિનપ્રતિદિન પ્રગતિ સાધી રહી છે. ] ભુલાભાઈ-વાઈસરૉય મુલાકાત. ના. વાઈસરૉય વડોદરામાં.

પરદેશ—ફીનલેન્ડ-રશિયા યુદ્ધ પ્રત્યે વળેલી જગતની આંખો. એ યુદ્ધમાં રશિયાની ધાર્યા કરતાં વિશેષ ખુવારી. ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્વીડન, અમેરિકા વગેરે ફીનલેન્ડને બનતી મદદ કરી રહ્યાં છેઃ [ પારકે આંગણે લડી લેવાની નીતિ યુરોપનાં વેળાસી રાજ્યોને ઠીક ફાવી ગઇ છે.] ઇટલી ફીનલેન્ડને મદદ કરવા જતાં, જર્મની તેને અટકાવે છે. ઇટલી અને હંગરી વચ્ચે આક્રમણ-રક્ષણના કરારે. બ્રિટનના યુદ્ધમંત્રી હોર બેલીશા અને માહિતીખાતાના પ્રધાન લોર્ડ મેકમીલનનું રાજીનામું. નવા યુદ્ધમંત્રી તરીકે મી. ઓલીવર સ્ટેન્લી ને માહિતીખાતાના પ્રધાન તરીકે સર જહોન રીથ નીમાયા છે. લંડનની એક જેલમાં થયેલું રમખાણ. બ્રિટને લશ્કરી ભરતીમાં યુવાનોની ઉંમર ૨૮થી ઘટાડી ૧૯ની બનાવી છે; આ નિયમથી વીસ લાખ નવા અંગ્રેજ યુવાનો યુદ્ધમાં ખેંચાઈ આવશે. બેત બ્રિટીશ સ્ટીમરો ડુબાડયા પછી ઘવાઈને જર્મન પોકેટ લડાયક જહાજ 'ગ્રાફ સ્પી' આત્મભોગ આપે છે. ૩૨૫૮૧ ટનની જર્મન સ્ટીમર કોલંબસ પણ દુશ્મનોથી ઘેરાતાં સ્વેચ્છિક જળસમાધિ લે છે. બ્રિટનના શેટલેન્ડ ટાપુઓ પર જર્મન વિમાનોએ ચલાવેલ બોમ્બમારો. જર્મન નિકાસને અટકાવવાનાં બ્રિટનનાં પગલાંની અવગણના કરી જાપાનીઝ સ્ટીમરો જર્મન માલ ઊંચકી જાય છે. સોવિયેટ અને જાપાન વચ્ચે સમાધાની. જાપાનીઝ પ્રધાનમંડળનું રાજીનામું. ચીન-જાપાન યુદ્ધમાં જાપાનીઝ ટુકડીઓની વિશેષ ખુવારી. ડચેસ ઑફ વિંડસર ફ્રેન્ચ એમ્બ્યુલન્સ ટુકડીમાં જોડાય છેઃ [ હવે એ ટુકડીના સભ્યોની સંખ્યા વધી જવાની. ] ઇટલીનાં રાજારાણી પોપની મુલાકાતે. પ્રમુખ રૂઝવેલ્ટ, ડી વેલેરા ને ના. પોપના શાંતિ માટેના પ્રયાસો. ટ્રાન્સવાલમાં જનરલ હર્ટઝોગનો પક્ષ એશિયાવાસીઓ સામેના કાયદાને વધુ કડક બનાવવા મથે છેઃ [ગોરી પ્રજા અંદરોઅંદર ગમે તેમ આથડે પણ જગતનો ઇજારો ઇશ્વરે ગોરી પ્રજાને જ સોંપ્યો છે એ બાબતમાં તો તેમના વચ્ચે તલભાર પણ મતભેદ નથી.] જનરલ સ્મટ્સ કહે છે કે દક્ષિણ-આફ્રિકા જર્મનીને હસ્તક જશે તો તે ગુલામ બનશે. [અલ્પસંખ્ય ગોરાઓ સિવાયની બીજી કઇ કમ પ્રજાને માટે એ પ્રદેશ સ્વતંત્ર છે તે પણ તેમણે સાથે જ જણાવવું જોઇતું હતું.] તુર્કસ્તાનમાં ભયંકર ધરતીકંપ ને જળપ્રલય: ૬૦૦૦૦ લગભગ માનવોની ખુવારી. ૧૯૪૦માં ફ્રાન્સ યુદ્ધ પાછળ ૨૫૦ અબજ ફ્રાન્ક ખર્ચશે. ૧૯૪૦-૪૧ના બજેટમાં અમેરિકન પ્રમુખે રાષ્ટ્રિય સંરક્ષણ અંગે મૂકેલી એક અબજ એંશી કરોડ ડોલરની માગણી. લશ્કરી નૌકાબળકાબને વધારવાનો અમેરિકાનો ઇરાદો. તે માટે એક અબજ ત્રીશ કરોડ ડોલરની માગણીઃ [ આવકનો નવાણું ટકા ભાગ યુદ્ધ અંગે ન ખર્ચાય ત્યાંસુધી તાંડવે ચડેલી પ્રજાઓનો ઉન્માદ ઓલવાવો પણ અસંભવિત છે. ] ફ્રાન્સ-બ્રિટન આવતા વર્ષમાં અમેરિકા પાસેથી હજારો વિમાનો ખરીદશે. બ્રિટને ૨૦૦ બોમ્બર્સનો અને ફ્રાન્સે ડગલસ એન્જીનનાં ૧૭૦ બોમ્બર્સનો ઓર્ડર નોંધાવી દીધો છેઃ [ જ્યારે આ બોમ્બ ઉપયોગમાં આવશે ત્યારે જ જગત વિજ્ઞાનની ખરી લીલા સમજશે. ] હીટલર-મુસોલિની પરસ્પરને નવા વર્ષનાં અભિનંદન પાઠવે છે. અમેરિકાએ જર્મન-બ્રિટનના તટસ્થના ભંગ સામે નોંધાવેલો વિરોધ. યુનાઇટેડ સ્ટેટ્સનાં જર્મની જતાં વહાણો બ્રિટિશ બંદરોએ લઇ જવામાં આવે કે તેમની ટપાલ તપાસવામાં આવે તે સામે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે વિરોધ નોંધાવ્યો છે. અમેરિકામાં આંતરવિગ્રહના ભણકારા. પ્રજાશાસનવાદને ઉખેડી નાખી સરમુખત્યારીવાદ પ્રગટાવવાની બહાર આવતી ગુપ્ત વિગતોઃ [ જગત પ્રજાશાસનવાદથી થાકી તો નથી ગયું ને ? ]

---

# અનુક્રમણિકા

પુ. ૨ | માઘ : ૧૯૯૬ | અંક ૧૦


૧ શ્રદ્ધા અને બુદ્ધિ ... ... ચ ... ... ... ૪૪૩
૨ માનવ-મંઝીલે [ કાવ્ય ] ... રમણ વ્યાસ... ... ... ૪૪૫
૩ આપઘાત માટે
માનવજાતિની તૈયારી – .. અમૃતલાલ વ પડ્યા ... .. ૪૪૬
૪ લીલા [ વાર્તા ] ... ... ત્રિશંકુ ... ... ... ૪૫૨
૫ વટપદ્ર [ વડોદરા ]ના
ઐતિહાસિક ઉલ્લેખો ... ... વાલચન્દ્ર ભ ગાંધી ... ... ૪૫૯
૬ મોઢ જાતિનું મૂળવતન–
મોહનજો ડેરો ... ... સૌ. ચન્દ્રકલા મા. શેઠ ... ૪૬૩
૭ અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન... વમતાનુજ ... ... .. ૪૬૮
૮ ધરતીકંપ [ કાવ્ય ] ... ... મૂળશંકર જોષી ... .. ૪૭૧
૯ મારો પ્રેમી [ વાર્તા ] ... ... સૌજન્ય ... ... ... ૪૭૨
૧૦ નાણું... ... ... ... નર્મદ શકર હ. વ્યાસ ... ... ૪૭૭
૧૧ ઓલીમ્પિક રમતગમતો ... નર્ગિદ ... ... ... ૪૮૧
૧૨ વસન્તે વધામણાં [ કાવ્ય ] ... મહેન્દ્રકુમાર દેસાઈ .. ... ૪૮૩
૧૩ જીવન ઝરણ ... ... ... ... ... ૪૮૪
૧૪ ગોચરી ... ... ... ... ... ... ૪૮૫
૧૫ ગ્રન્થ પરિચય... ... ... ... . ... ૪૮૭
૧૬ તારા—તણખા ... ... ... ... .. ૪૮૯


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | | |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં ૩ | દોઢા ભાવ |
| ½ „ | ૨૭ | ૧૪ | ૫ | કવર પેજ નં ૪ | બમણો ભાવ |
| ¼ „ | ૧૬ | ૮॥ | ૩ | એક કલર | ઉપર પ્રમાણે, |
| | | | | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

# નિયમો

'સુવાસ' હવે પછી દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રગટ થશે.

'સુવાસ'ના નવા કે જૂના ગ્રાહકો વી. પી. ની રાહ જોવાને બદલે પોતાનાં નવાં કે બાકી રહેતાં લવાજમો મનીઑર્ડરથી મોકલાવી આપે એ વધુ હિતાવહ છે.

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'માં સ્થાન મેળવવા ઇચ્છતા લેખકો માટે—

દરેક વિષયના લેખોને આ માસિકમાં સ્થાન અપાશે પણ તેમાં તલસ્પર્શીતા, ભાષાશુદ્ધિ અને કલા એ અનિવાર્ય અંગો છે. અભ્યાસપૂર્ણ, છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય ને સરળ લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

સ્વીકાર્ય લેખોની દશેક દિવસમાં પહોંચ અપાશે, બાકીના લેખો, સાથે ટપાલખર્ચ મોકલાવેલ હશે તો, તે જ મુદતમાં પાછા મોકલાશે.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા હશે તો, પાનાદીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના 'લેખકમંડળ'માં જોડાવું જરૂરી છે. ['લેખકમંડળ'ની યોજના માટે જુઓ 'સુવાસ' અંક–૧૮, ૧૯, ૨૦, ૨૧.]

દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'ના ચાલુ અંકો મોકલાય છે.

'સુવાસ'ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચકમંડળ'ના સભ્યોને 'સુવાસ' વિના લવાજમે આપવામાં આવે છે અથવા આકર્ષક ઇનામો અપાય છે. [બંને યોજનાઓ માટે જુઓ 'સુવાસ' અંક ૧૮, ૧૯, ૨૦, ૨૧.]

'સુવાસ'માં પ્રગટ થતા કોઈ પણ લેખ કે લેખના અમુક ભાગને પુનર્મુદ્રિત કરનાર સામયિકના સંચાલકે સૌજન્યનિર્દેશ કરવો જરૂરી છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧–૮–૦ + ૦–૪–૦ પોસ્ટેજના મળી રૂ. ૧–૧૨–૦માં આપવામાં આવશે.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૮૬ : માઘ [ અંક ૧૦

# શ્રદ્ધા અને બુદ્ધિ

ચ

"**મને** બચાવો. મારૂં હૈયું નીરસ બની રહ્યું છે. શાળા-કોલેજોમાં મેં વર્ષો વીતાવ્યાં છે. તેજસ્વી બુદ્ધિમાન તરીકે પ્રજા મને સન્માને છે. પણ મારે શ્રદ્ધાનું તેજ જોઈએ છે. સાચું કે ખોટું પણ મને કંઈક એવું તત્ત્વ બતાવો જેની યોગ્યાયોગ્યતા વિચારવાનો મારી બુદ્ધિને હક્ક ન હોય; જેની પાછળ હું સંતુષ્ટ ને અમીમય હૈયે જીવનનું સર્વસ્વ ધરી દઉં." ત્રણેક વર્ષ પર અમેરિકાના એક નામાંકિત નરે જાહેર વિનંતિપત્ર બહાર પાડેલું.

પુરાણોમાં એક કથા આવે છે.– એક પુરુષને પ્રભુનું નામ પણ ન ગમતું. કોઈક સાધુએ એને કહ્યું, 'ઠીક, તું કોઈક એવી વ્યક્તિ તો શોધી કાઢ કે જેનાં તું હંમેશાં અચૂક દર્શન કરે.' પુરુષે સામે વાસણ ઘડતા કુંભારને જોઈ ગમ્મતમાં કહ્યું, "આ મારો પ્રભુ. હું એનાં હંમેશાં દર્શન કરીશ." "સારૂં. વચન પાળજે"–કહી સાધુ ચાલ્યા ગયા. પુરુષ વચનથી બંધાઈ હંમેશાં કુંભારનાં દર્શન કરવા લાગ્યો. પણ એ ક્રિયાએ એનામાં શ્રદ્ધાનું બળ ખીલવ્યું. અને એ બળે એ પુરુષને ઐશ્વર્ય ને ઈશ્વર બંને અપાવ્યાં.

જર્મનીમાં એકતાનો અભાવ જોઈ પ્રીન્સ બીસ્માર્કને કોઈકે પૂછ્યું, "જર્મનીની સ્થિતિ આવી કેમ છે?"

"કારણ કે જર્મનીમાં બે વ્યક્તિઓ પણ એવી નહિ મળે કે જેમના અભિપ્રાય મળતા આવે." પ્રીન્સે વ્યથિત અંતરે ઉત્તર દીધો.

"એનું કારણ?"

"કારણ શ્રદ્ધાનો અભાવ."–ને એ પછી બીસ્માર્કે જર્મન કેળવણીમાં શ્રદ્ધાનું બળ વધારતાં તત્ત્વો ઉમેર્યાં.

સ્વતંત્ર હિંદના નરવીરો સાચી કે ખોટી પણ વચનશ્રદ્ધા આગળ જીવનોની કશી

કિંમત ન ગણતા. સ્વતંત્ર જર્મનીનો પ્રચારમંત્રી ડૉ૦ ગોબલ્સ કહે છે: " ચારિત્રના ઘડતરમાં નાસ્તિક બુદ્ધિનો વિકાસ નડતરરૂપ છે. "

બુદ્ધિવાદની જાળમાં લપેટાતી પ્રજા આગળ આ શબ્દો કંઈક અસ્થાને છે. પણ પ્રજાજીવનને દોરવામાં શ્રદ્ધા અને બુદ્ધિ બંને તત્ત્વોની અસર એટલી વ્યાપક હોય છે કે પ્રજાનો ખોફ વહોરવાની બીકે એનાં લાક્ષણિક સ્વરૂપોને રજુ કરતાં અટકવું એ પ્રભુનો વિશ્વાસઘાત બને છે.

શ્રદ્ધા અંધ દેવી છે; બુદ્ધિ પાંગળી નારી છે. શ્રદ્ધા હૈયાને સ્પર્શે છે; બુદ્ધિ મગજને કસે છે. શ્રદ્ધા સાચો કે ખોટો પણ સંતોષ પ્રેરે છે; બુદ્ધિ શંકા પ્રગટાવે છે. શ્રદ્ધા એક વ્યક્તિ કે એક જ તત્ત્વમાં અનેક બળોને કેન્દ્રિત કરે છે; બુદ્ધિ એકાદ તત્ત્વને પણ અનેક ગળણે ગળે છે. કેવળ શ્રદ્ધા દુરુપયોગ જન્માવે છે; કેવળ બુદ્ધિ અસ્થિરતા પ્રેરે છે. શ્રદ્ધા સાકરનો સ્વાદ માણતાં કોઈક પ્રસંગે ઝેર પણ પી જાય; બુદ્ધિ ઝેરથી ચેતે પણ ઝેરની સતત શંકા એને સાકરનો સ્વાદજ ન માણવા દે.

પાંગળો આંધળાના ખભે ચડી માર્ગ દર્શાવે, આંધળો દોડે—ને એમ જગતની મંઝીલ કપાય. એકલો આંધળો ક્યાંક અથડાઇ મરે, એકલો પાંગળો ઊભોજ ન થઈ શકે. શ્રદ્ધા અને બુદ્ધિની પણ આ જ સ્થિતિ છે. આંધળા-પાંગળાના ધોરણે એને જો પરસ્પર ગૂંથી લેવામાં આવે તો પ્રજા વિકાસ સાધે; કેવળ અંધતા કે કેવળ પાંગળાપણાને જો પસંદગી આપવામાં આવે તો પ્રજા કાંતો અથડાઇ મરે, કાં તો તે ઊભીજ ન થઇ શકે.

શ્રદ્ધાને આંખો નથી હોતી, બુદ્ધિને પગ નથી હોતા—આ વસ્તુસ્થિતિ એટલી અચળ ને સનાતન છે કે કોઈ પણ યુગ એને હજી ફેરવી નથી શક્યો. શ્રદ્ધાળુ સમાજનો નાયક કપટી નીવડે તો આખા સમાજને તે ખાઈમાં ધકેલી દેશે; બુદ્ધિવાદી સમાજની એ ગતિ નહિ થાય. પણ શ્રદ્ધાળુ લક્ષાધિપતિ નિઃસ્વાર્થ ક્ષેત્રમાં એટલું નાણું ખર્ચશે જેટલું દ્ધિવાદી ક્રોડ્યાધિપતિ પણ નહિ ખર્ચી શકે. શ્રદ્ધાના બળે સ્ત્રી-પુરુષ ચારિત્ર ને વફાદારી ળવી શકે; બુદ્ધિવાદ જરૂર પડતાં વફાદારીને ગુલામી પણ ઠેરવી શકે. શ્રદ્ધાળુ સેવક લિકના રક્ષણમાં માથું મૂકશે, બુદ્ધિવાદી સેવક એક ઘા ખાતાં પણ પોતાનીજ સલામતી ચારશે. જગતના ઇતિહાસમાં શ્રદ્ધાના ઝનૂનથી સામાન્ય પ્રજાઓ પણ જે વિજયો વરી ગઈ છે એવા વિજયો ગમે તેવી મહાન પ્રજાઓ પણ બુદ્ધિવાદી લશ્કરથી નથી વરી શકી.

શ્રદ્ધાળુ જોતો નથી; ચાલે છે. બુદ્ધિમાન ચાલતો નથી, જોયાજ કરે છે. શ્રદ્ધાળુને કોઈક કપટી પ્રભુ, ભક્તિ, વફાદારી કે ધર્મના નામે નર્કમાં પણ ખેંચી જઈ શકે; બુદ્ધિમાન પ્રભુ અને ધર્મના મૂળમાં એટલો ઊંડો ઊતરે કે એને બધુંજ શૂન્યાકાર જણાય, એ કોઈ પણ તત્ત્વની પાછળ ફનાગીરી ન અપનાવી શકે. શ્રદ્ધાળુને આંબા જેવું વૃક્ષ જણાતાં એ કેરીઓ પર નજર માંડે; બુદ્ધિવાદી એવું વૃક્ષ નજરે ચડતાંજ એ આંબો છે કે કેમ એનો

શ્રદ્ધા અને બુદ્ધિ બન્ને તત્ત્વોનો સુમેળ એકજ વ્યક્તિમાં લગભગ અસંભવિત છે. યુગદ્રષ્ટાઓ કે પુરુષવરો એ બંને તત્ત્વોના યથાર્થ સ્વરૂપને સમજી જીવનમાં એને વણી શકે છે. પણ જનસમાજ કે પ્રજાઓને તો એમાંથી એકનાજ પ્રાધાન્યે કેળવી શકાય છે.

પ્રજા-કેળવણીનો સિદ્ધાંત ઘડતાં તેના નિર્માતાઓને એકજ વસ્તુ વિચારવાની હોય છે,–કે લાખો આંધળાઓ ને થોડાક પાંગળા સારા કે લાખો પાંગળા ને થોડાક આંધળા સારા. આંધળાની સંખ્યાને પસંદગી આપનાર નાયક પ્રજાને શ્રદ્ધાવાદના ધોરણે કેળવે છે, પાંગળાની સંખ્યાને પસંદગી આપનાર તેને બુદ્ધિવાદના ધોરણે કેળવે છે.

નરવીરો કે પ્રજાહિત-ચિંતકો હંમેશાં શ્રદ્ધાવાદના ધોરણને વિશેષ પસંદગી આપતા આવ્યા છે. તે પસંદગીની પાછળ તેમની વિચારશ્રેણી એ હોય છે કે લાખો આંધળાઓને દોરવણી આપવાને અમુક પાંગળાઓ પૂરતા છે. તેમ કર્યાથી આંધળાઓનો બોજો ઓછો બને; પાંગળાઓની સંખ્યા મર્યાદિત હોવાથી તેમની આંખોના પ્રકાશને વધારે સતેજ ને એકધારો કરી શકાય, તેમની દોરવણી વિશેષ પ્રમાણમાં પરસ્પરવિરોધી ન બને. પણ જ્યારે પ્રજાને અનેક વર્ગોમાં વહેંચી નાખવાની હોય છે ત્યારે ત્યાં બુદ્ધિવાદી કેળવણીને પ્રાધાન્ય અપાય છે. પાંગળાઓની સંખ્યા એટલી વધી જાય છે કે આંધળાઓ તેમના ભારને વહી શકતા નથી. અને પાંગળાઓ પોતે તો સલાહ અને દોરવણી આપવા ઉપરાંત બીજું કંઇજ કરી શકવાને અશક્ત હોય છે. પરિણામે પ્રજા ગમે તેવી પવિત્ર વસ્તુની પાછળ પણ સામુદાયિક બળ નથી અજમાવી શકતી.

---

## માનવ–મંઝીલે

રમણ વ્યાસ

(અંજનિ)

આશાના અંધાર ચિછોડે,
જીવન-દીપના ઝાંખા તેજે,
સમય-સરિતના વહેતા નીરે,
દોડી જાતો ક્યાં ?—૧

ઊર્મિ આ ઉછળે છે રોમે;
દૂર દૂરે કહી વાદળ-વ્યોમે,
ભવ્ય મહા ઉડી કલ્પન-સોમે,
વાંચ્છુ જાવા ત્યાં ?—૨

કુટિલ કાળની મહા ચક્કીમાં,
ક્ષણેકમાં પછડાઉં પાછા,
ક્યહીં સુધી થાઉં જગ સામા,
પડતો પાછો હાં !—૩

સંધ્યાની સુરખી ના ગાઉં,
કલ્પન-સરિતામાં ના ન્હાઉં,
'માનવ-મંઝીલે' હું આવું,
વસવું માનવમાં !—૪

# આપઘાત માટે માનવજાતિની તૈયારી

અમૃતલાલ વ. પંડ્યા

### માનવતા એટલે શું ?

'Man is a thinking animal' આ વાક્યમાં યુરોપના એક ફિલ્સૂફે માનવતાની વ્યાખ્યા સમજાવી છે. મને આ વ્યાખ્યા અધૂરી લાગે છે. માત્ર વિચારશીલતા જ માનવતાનું લક્ષણ નથી. વિચારણા વગર જીવન જીવાય જ નહિ; એટલે જગતમાં પ્રાણીમાત્ર વિચારશક્તિ ધરાવે છે. વસ્તુતઃ, વિચારણાને જીવનમાં ઉતારવામાં જ માનવતા સમાયલી છે. પ્રાણીઓના સ્વભાવમાં આઘાત તથા પ્રત્યાઘાત આ બે પ્રકારની પરસ્પરસંકલિત લાગણીઓ હોય છે. આઘાત થયા પછી વળતા પ્રત્યાઘાતના પગલાને જેટલો વધુ સમય લાગે છે, તેટલી જ વધુ વિચારશક્તિ પ્રાણીમાં રહેલી હોવાનું મનાય છે. એટલે કે વિચારશીલ પ્રાણી તત્કાલ પ્રત્યાઘાતી પગલું ભરતું નથી. પણ યોગ્યાયોગ્યનો વિચાર કરીને જ ઘટતું પગલું લે છે. સ્વભાવમાંથી પ્રત્યાઘાતીપણાના નાશનું જ નામ માનવતા છે. બુદ્ધ, મહાવીર, ક્રાઇસ્ટ અને ગાંધીનાં જીવનો પરથી આ તત્ત્વ સારી રીતે સમજાય છે.

### માનવતા અને યુદ્ધ

આ ધોરણે જોતાં હાલનો માનવી તે કહેવાતો જ માનવી થયો. તેનો પાછલો ઇતિહાસ તપાસતાં તેના સ્વભાવમાં માનવતાના વિકાસને બદલે હ્રાસનાં જ દર્શન થાય છે. સંસ્કૃતિના શ્રીગણેશ મંડાયા ત્યારથી માંડી, છેલ્લી ઘડી પર્યંતનો માનવઇતિહાસ તપાસી જાવ; તે આખો ખૂનામરકી અને યુદ્ધોથી લોહિયાળ થયેલો દેખાય છે. અને યુદ્ધ એ અવિચારશીલતામય પ્રત્યાઘાતીપણાનું લક્ષણ છે. જ્ઞાત ઇતિહાસનો અભ્યાસ દર્શાવે છે કે જેમ જેમ માનવજાતિ કાળમાં વધુને વધુ આગેકદમ માંડતી જાય છે તેમ તેમ તેનામાં હિંસાવૃત્તિરૂપે પાશવિકતા વિશેષ તીવ્ર બનતી જાય છે. આ વૃત્તિ હવે તો પરાકાષ્ઠાએ આવી પહોંચી છે. આજનો માનવી ભાન ભૂલી આપઘાત કરવા વિનાશના ખાડા તરફ એકીમ દોડી રહ્યો છે. અન્ય પ્રાણીઓ કરતાંય તે નીચો બની ગયો છે. તેઓ માત્ર સ્વરક્ષણ ખાતર યુદ્ધ કરે છે અને માનવી સ્વવિનાશ ખાતર યુદ્ધ માંડે છે. એમાં કોણ ચઢે; પશુ કે માનવી ?

### માનવસમાજની પડતી

માનવજાતિમાં માનવતાએ દેખા ન દીધી હોય તેમ નથી. પ્રાચીનજાતિઓનું જૂનામાં જૂનું સાહિત્ય પ્રારંભના એક એવા કાળનું સૂચન કરે છે કે જ્યારે મનુષ્ય સર્વ રીતે સુખી હતો; નિષ્પાપ હતો. પણ કુદરત (ઈશ્વરની આજ્ઞા) વિરુદ્ધના વર્તનથી તેની પડતી દશા થઈ, ને તે દુઃખી થયો, અદેખાઈની જન્મી ને અંદર અંદર લડવા લાગ્યો. બાઇબલ, કુરાન અને બેબીલોનીઅન પુરાણનું આદમ તથા હવાનું આખ્યાન, આર્યોનું ઋગ્વેદ, મિસરનું 'મૃતકનું પુસ્તક', મેક્સીકોનું પોપોલવુહ અને અન્ય પ્રાચીન જાતિઓનાં કંઠસ્થ સાહિત્યમાં રૂપક

તરીકે સમાજની એ સ્થિતિનો ચિતાર મળી આવે છે. આપણી ચતુર્યુગ કાળભાવના એનું જ એક પ્રમાણ છે. તે સમાજની ઉત્તરોત્તર પડતીનો ઈશારો કરે છે.

### પ્રાગૈતિહાસિક કાળમાં યુદ્ધો

સંસ્કૃતિનો પ્રારંભ હિંદ, ઈરાક તથા મિસરમાં થયેલો હોવાની સાક્ષીઓ મળે છે. હિંદની પ્રાચીનતમ સંસ્કૃતિનું દર્શન કરાવતા મોહેંજોડેરો નગરના અવશેષોમાં યુદ્ધનાં હથિયારો પ્રાપ્ત થયાં નથી. મિસર તથા બેબીલોનીઅન સંસ્કૃતિના સૌથી જૂના ભગ્નાવશેષો વિષે પણ તેમજ છે. આ ઉપરથી ચોક્કસ થયું છે કે એક કાળે માનવતાને યુદ્ધો પ્રત્યે ઘૃણા હતી. એ જ કારણે પ્રાચીનકાળમાં માનવજાતિ એકવેળા માનવતાની ઉચ્ચકોટિએ જઈ પહોંચી હતી અને તેની સાથે આધિભૌતિક અને આધ્યાત્મિક પ્રગતિ હાલના કરતાં વિશેષ સાધી શકી હતી.

### સમાજની પડતી અને યુદ્ધ

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે સમાજની પડતી સુખસમૃદ્ધિમાંથી થાય છે. ઐહિક સુખની પરાકાષ્ઠાએ પહોંચ્યા પછી તેના પ્રમાદમાં સમાજના બંધનો ઢીલા પડવા લાગે છે; પરિણામે સમાજની અમુક જવાબદારી ઉપાડનારા સદસ્યો આપખુદ બની બેસે છે. સામાજિક હિત માટે તેનું નિયંત્રણ કરવા ઉદ્ભવેલી નેતાગીરી એવી તક સાંપડતાં નિરંકુશ રાજસત્તામાં પલટાઈ ગઈ; અને સમાજરક્ષણનાં સાધનો (સૈન્ય વગેરે) કે જેની લગામ સામાજિક હિત માટે તેને સોંપવામાં આવી હતી તેના અનુચિત તથા હિંસક પ્રયોગવડે સમાજને ડરાવી તેમને તેના અંગત ઉપયોગ તથા ઉપભોગનાં સાધનો બનાવી દેવાયાં. નિરંકુશ રાજસત્તા પોતાનું લશ્કરી બળ વધારતી ગઈ અને સમાજ તેની હિંસક ડરામણી નીચે વધુને વધુ દબાતો ગયો. સમાજ બંધારણના મૂળ નિયમો ભૂલાયા અને સંસારમાં રાજા ઇશ્વરનો પુત્ર કે અવતાર લેખાયો. શું હિંદ, શું ચીન કે શું મિસર, સર્વ દેશોના પ્રાચીન રાજાઓએ એવાં બિરદો ધારણ કર્યા છે. રાજાઓનાં નિરંકુશ માનસોમાં જાતજાતનાં પ્રલોભનો ઉત્પન્ન થયા પછી આ વૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી ને રાજકર્તાઓના મનમાં ચક્રવર્તીસમ્રાટો થવાના કોડ જાગ્યા. એમની કૃપા પર સમૃદ્ધ બનેલા અને પ્રજાના વિશ્વાસનો પરંપરાગત ઈજારો ભોગવતા ધર્મગુરુઓએ રાજધર્મ ઉપજાવી કાઢયો, એટલું જ નહિ પણ એ ધર્મગુરુઓએ મૃત્યુ પછીનાં સ્વર્ગ અને નરકનાં પ્રલોભનો તથા ભયો સરજી, સમાજને ગમે તેમ દોરી, માનવજાતિના મૂળસમાજ બંધારણના ભુક્કા ઉડાવી દઇ તેને ક્યાંક દાટી દીધું. બેલગામ રાજસત્તાએ પોતાની ગૌરવવૃદ્ધિ માટે પેટનો ખાડો પૂરી આપવાની સગવડે લાખો નિર્દોષ માનવીઓનાં જીવન વેચાતાં લીધાં. સમ્રાટો દિગ્વિજય કરવા નીકળી પડયા ને પોતાની આ હવિશની વેદી ઉપર એ લાખો નિર્દોષ માનવીઓને સામસામા લડાવી સગીઆંખે તેમનાં ખૂનો કરાવ્યાં. આ જાણીબૂઝીને કરાવવામાં આવતાં સામુદાયિક ખૂનોને યુદ્ધ તરીકે ઓળખાવવામાં આવ્યાં ને ધર્મગુરુઓએ તેની ધર્મમાં સ્થાપના કરી.

### માનવ ઇતિહાસમાં યુદ્ધ

પ્રાચીન ભારતમાં ઘણા રાજાઓ ચક્રવર્તીસમ્રાટો થયા છે ને તેમના દિગ્વિજયો પ્રખ્યાત છે. ચીનમાં સામ્રાજ્યવાદ કદી ફાલ્યો નથી. બેબીલોનિયન અને સુમેરિયન સમ્રાટોએ નાઈલની ઉપત્યકામાં શાંતિનો સૂર આલાપી રહેલા મિસરના ફેરાઓને જઈ ગંનાખ્યા. બીજી બાજુ ખેગાઝ કવેઈ (એશિયામાઈનર)ની રાજમહેલાતોમાં વિલસતા ખત્તી રાજાઓએ

એકીસાથે બેબીલોનિયા અને મિસર ઉપર ત્રાપ મારી. આ સંજોગોમાં મિસરે પણ માથું ઊંચું કરી આખા પશ્ચિમ એશિયાને તાબે કર્યો. પણ અંતે સર્વત્ર એશિયામાઈનરના ખત્તીઓનો ધ્વજ ફરકી રહ્યો. કાળાંતરે તેમાંથી આયોનીઆ, ગ્રીસ અને ક્રીટનાં અનેક રાજ્યો જન્મ્યાં અને આસીરીઅન રાજવીઓને હાથે ખત્તી સત્તા નાશ પામી.

હિંદ ભૌગોલિક દૃષ્ટિએ એક ખંડ છે. આ ઉથલપાથલો દરમ્યાન ત્યાં અનેક આંતરિક સામ્રાજ્યો સ્થપાયાં ને પડી ભાંગ્યાં. અંતે કુરુક્ષેત્રની રણસ્થલી ઉપર મહાભારતનાં મંડાણ થયાં. આ યુદ્ધે હિંદી પ્રજાનું સત્ત્વ હરી લીધું. પશ્ચિમએશિયાના સામ્રાજ્યવાદી અગ્નિને હોલવાયલો જોઇ હિંદી આર્યોના સાવકાભાઈ ઇરાનીઓએ આસીરીઆનું ઉચ્છેદન કરી છેક ગ્રીસ સુધી પોતાની પાંખો લંબાવી. તે વેળા બૌદ્ધ તથા જૈનધર્મના રૂપે હિંદી પ્રજા માનવતાના ઓષધપાક ઝીલવા માંડી. પછી તો ગ્રીસના એક નાનકડા રાજ્યમાંથી અચાનક જ આલેકઝાંડર ઊભો થયો. તેણે ઇરાની સામ્રાજ્યના ભૂક્કા કરી નાંખ્યા ને હિંદ સાથે પણ અથડાયો. તે પછી ઉપરોક્ત ધર્મોના રૂપે હિંદમાં માનવતાનાં મૂળ ઊંડાં ઊતર્યાં, અને જગતને તેનો ઓષધપાક આપવા ભિક્ષુઓ સાગરો તરી છેક ગ્રિસ, મિસર, સીરીઆ અને ચીનમાં જઇ પહોંચ્યા. જગત-ઇતિહાસમાં માનવતાના સ્થાપન અર્થે હિંદનો આ ફાળો અજોડ મનાયો છે. પણ ત્યાં તો પશ્ચિમ-એશિયાની રઝળી પડેલી અને મધ્યએશિયાની જંગલી એવી તરેહવાર પ્રજાઓ ઉત્તર-હિંદનાં મેદાનો પર કીડી પેઠે ઉભરાવા લાગી. સ્વરક્ષણ માટે હિંદને શસ્ત્રો ઉપાડવાં પડ્યાં. છતાં એ ટોળીઓનો ધસારો અટક્યો નહિ. યવન, શક, પાર્થિયન, હૂણ, ઇત્યાદિ અનેક પ્રજાઓ સાથે હિન્દી પ્રજા સૈકાઓ સુધી અથડાઈ ને આ અથડાઅથડીમાં તેની અહિંસક વૃત્તિનો સ્વાભાવિક રીતે વિનાશ થઈ ગયો. રાજપૂત જાતિ આ અથડામણનું જ પરિણામ છે. એણે મુસલમાનો સાથે હજાર વર્ષ સુધી મોરચા લીધા અને અંતે અંગ્રેજોના હાથાદાવાએ નમી.

## પુરાતન અમેરિકાની શાંત પ્રજાઓ

પૂર્વ ગોળાર્ધની પ્રજાઓ જ્યારે આમ અંદર અંદર કપાઈ મરવાની પ્રવૃત્તિમાં પડી હતી તે વેળા પશ્ચિમ ગોળાર્ધની અનેક પ્રજાઓ મેકસીકો, મધ્ય અમેરિકા તથા પેરુની ભૂમિ ઉપર શાંતિ સાથે એક અજોડ સંસ્કૃતિ સ્થાપી રહી હતી. એ હતા જંગલીઓના નામ હેઠળ ચૌદમા સૈકામાં યુરોપીઅન પ્રજાઓની ગોળીઓના ભોગ બનેલા રેડ ઇન્ડીઅનો. પણ આજનું યુરોપ એમણે રચેલી સંસ્કૃતિના અવશેષો જોઇ એમની તોલે પોતાને પછાત તરીકે સ્વીકારી લે છે. મેકસીકોના પીરામીડો મિસરના પીરામીડોને શરમાવે તેવા છે. ત્યાંના પ્રાચીન રાજાઓનાં કળાપૂર્ણ રાજમહેલોની જોડ દુનિયામાં નથી.

મેકસીકોથી સ્વતંત્રપણે એક મહાન સંસ્કૃતિ પ્રાગૈતિહાસિક કાળમાં જ પેરુ (દક્ષિણ અમેરિકા)માં રોપાઇ ગઇ હતી. પોતાને સૂર્યપુત્રો તરીકે ઓળખાવતા ઇંકાઓ એના સર્જક હતા. લોખંડને ઠેકાણે તેમના વિશાળ રાજ્યમાં સોનું વપરાતું. ખેતીવાડી માટે પંપો વડે નદીઓનાં વહેણોને હિમાલયથી ઊંચાઇમાં બીજા ગણાતા એન્ડીઝનાં શિખરો ઉપર ચડાવ્યાં હતાં. ચાર ચાર હજાર માઇલ લાંબા તેમના પાષાણના રાજમાર્ગો આજે પણ જોવાને તેવા વપરાઇ રહ્યા છે. એમની કળા-સમૃદ્ધિ અને એમનાં સાહસિક કાર્યો જોઇ યુરોપ આજે હેરત પામે છે. એમના સમાજનું બંધારણ શુદ્ધ સામ્યવાદી ધોરણે રચાએલું હતું. પ્રકૃતિ,

ભાળઉછેર, કેળવણી અને લગ્નની જવાબદારી રાજ્ય ઉપાડતું અને દરેક વ્યક્તિને તે સમૃદ્ધ રીતે રહી શકે તેટલી સ્થાવર અને જંગમ મિલકત રાજ્ય આપતું. ઉત્પાદન કરવું એ રાજ્ય સુદ્ધાંની ફરજ હતી. રશિયન સમાજવાદ પર ફીદા ફીદા થનારાઓ જરા આ પ્રજાના સમાજબંધારણને તપાસી જુએ. જગત-ઇતિહાસમાં માનવતાનું જીવન તો ખરેખર આ એકજ પ્રજા જીવી ગઈ છે. યુદ્ધની કળાથી આ લોકો અજાણ્યા હતા. એટલે જ સ્પેનીશો તેઓનો કચ્ચરઘાણ વાળી શક્યા.

## યુરોપનો લોહીરંગ્યો ઇતિહાસ

યુદ્ધના રૂપે માનવસ્વભાવની હિંસકવૃત્તિ પરાકાષ્ઠાએ તો યુરોપની ભૂમિ ઉપર જ પહોંચી છે. ઈ. સ. પૂ. ૧૪૭૦થી ઇ. સ. ૧૯૩૯ સુધીનાં કુલ્લે ૩૪૧૦ વર્ષોમાંથી કેવળ ૨૮૭ વર્ષો યુરોપની ઘરી પ્રજાએ શાંતિમાં ગાળ્યા છે. આ સમય દરમ્યાન ત્યાં ૯૦૨ યુદ્ધો ખેલાયાં છે. યાવચ્ચન્દ્રદિવાકરૌ માટે ૮૦૦૦ સંધિપત્રો લખાયાં પણ સરેરાશ દરેક સંધિપત્રનું આયુષ્ય કેવળ ૨ વર્ષનું જ નીવડયું છે.

## યુદ્ધનું નીતિશાસ્ત્ર

પ્રાગૈતિહાસિક કાળને બાદ કરતાં અતિ પ્રાચીન કાળમાં હિંદમાં પણ ઘણાં યુદ્ધો ખેલાયાં છે, પણ પ્રમાણમાં યુરોપના જેટલાં તો નહિ જ. સ્વરક્ષણના અર્થમાં હિંદે યુદ્ધને ધર્મમાં સ્થાન આપ્યું છે. ઈરાન કે ગ્રીસના રાજવીઓ પેઠે હિંદના નૃપતિઓએ સામ્રાજ્ય સ્થાપવાના હેતુથી વિદેશો પર આક્રમણ કર્યાનો દાખલો જાણવામાં નથી. હિન્દી પ્રજાએ તો, યુદ્ધમાંથી નીપજતાં અનાવશ્યક પરિણામો ને સંહારને અટકાવવા, યુદ્ધને લગતુ એક નીતિશાસ્ત્ર રચી કાઢયું હતું, ને દરેક સૈનિક તેને માન આપતું પડતું. સ્ત્રીઓ અને બાળકો પર શસ્ત્ર ન ઉગામવું, નબળા શત્રુ સાથે લડવું નહિ, નહાસતા શત્રુની પુંઠ પકડવી નહિ, શરણે થતા શત્રુનો વધ કરવો નહિ ઇત્યાદિ આ નીતિશાસ્ત્રના મુખ્ય સિદ્ધાંતો હતા. અંગ્રેજો સાથેનાં છેક છેવટનાં યુદ્ધો સુધી આ સિદ્ધાંતો હિંદી સૈનિકોએ પાળ્યા છે. એથી ઊલટું, યુરોપની સંસ્કારી (!) શાસનસત્તાઓ આજે સ્ત્રી અને બાળકો પર બોંબ વરસાવી રહી છે. દગો તથા કટકો આખી યુદ્ધ-પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત હોય છે. આ દષ્ટિએ આજનું સંસ્કારી કહેવાતું જગત રાક્ષસી બની ગયું છે. પાશ્ચાત્ય પ્રજાઓ સમાજનીતિનો છડેચોક ભંગ કરી રહી છે, ને પાછલા ઇતિહાસના અનુભવે કહી શકાય કે એમની માઠાવરસણીના દિવસો આવી લાગ્યા છે. નાઝી કે ફેસીઝમે આદરેલા માનવજાત પરના અત્યાચારની જોડ જગત ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં ક્યાંય મળતી નથી. દુષ્કાર્યોને લઇ જે પ્રજાઓને આપણે રાક્ષસો કે દાનવો કહી સંબોધતા તે તો એમની દાનવતાની તોલે કુછ ગિનાતમાં નથી.

## રાસાયણિક ગેસોના પ્રયોગનો ઇતિહાસ

શસ્ત્ર એટલે હાથમાં લઈ યુદ્ધ કરવાનું હથિયાર ને અસ્ત્ર એટલે ફેંકીને મારવાનું હથિયાર. અતિ પ્રાચીન કાળમાં હિન્દમાં અગત્યની વેળા અગ્ન્યાસ્ત્ર, શતઘ્ની ઇ. તોપો યુદ્ધમાં વપરાતી. પાછીના કાળમાં હથિયારો બનાવવાની કળા પર પ્રતિબંધ મૂકાયો. જેને chemical warfare [ગેસ-પ્રયોગ] કહેવામાં આવે છે તેનો ઉપયોગ યુદ્ધમાં હિંદીઓએ કદી કર્યો નથી. સૌ પહેલાં અગિયારમા સૈકામાં મોંગોલોએ આનો ઉપયોગ શરૂ કર્યો હતો. યુરોપની લડાઇ વેળા જંગીસખાનનું લશ્કર લોખંડના નાળચાઓમાં એક રાસાયણિક પદાર્થની પૂણી

કરતું કે જેની અસહ્ય વાસથી દુશ્મનો મોરચા પર ટકી શકતા નહિ. ત્યાર પછી ગેસનો પ્રયોગ છેલ્લા મહાયુદ્ધમાં જ થયો હતો. એની સિદ્ધિને માટે જાતજાતના ગેસોના ૩૦૦૦ અખતરાઓ થયા જેમાંથી ૧૨ સફળ નીવડ્યા હતા. આ પ્રયોગે કરેલો માનવસંહાર જોઈ ૧૯૨૧માં વૉશીંગ્ટન-કોન્ફરન્સમાં એની વિરૂદ્ધ ઠરાવ કરવામાં આવ્યો ને તેના ઉપર બધા રાજ્યોએ સહીઓ કરી હતી.

આ કરારનામાનો ભંગ કરી સૌ પહેલાં ઇટાલીએ એબીસિનિયાના આક્રમણમાં ઝેરી ગેસનો પ્રયોગ કર્યો. આ પછી જાપાન ચીનના યુદ્ધમાં તેનો છૂટથી પ્રયોગ કરી રહ્યું છે ને જર્મનીએ ઝેકોસ્લોવાકીઆ તથા પોલાંડ ઉપર તે વાપરેલો અને રશિયનો ફીન્લેન્ડમાં તે વાપરી રહ્યા છે તે સૌ જાણે છે.

### દારૂગોળો

દારૂગોળાની શોધ પહેલવ્હેલી છઠ્ઠા સૈકામાં ચીનાઓએ આતશબાજી માટે કરી હતી ને યુદ્ધમાં એનો સૌથી પહેલો ઉપયોગ ૧૨૩૦માં મંગોલ કુબલાઈખાને કર્યો હતો. યુરોપમાં પહેલ પ્રથમ ૧૨૪૭માં Sevilleના ઘેરામાં એનો વપરાશ થયો હતો. હિન્દમાં સૌ પહેલાં બાબર બંદૂકો લાવ્યો હતો ને ત્યારથી આપણે ત્યાં બંદૂકો અને તોપો વપરાવા લાગી હતી.

દારૂગોળાની શસ્ત્રકળામાં યુરોપે ઘણી ઝડપી પ્રગતિ કરી બતાવી છે. જર્મનીમાં ક્રૂપે ૧૮૫૬માં ૬ માઈલ દૂર ગોળો ફેંકે એવી તોપ બનાવી હતી. છેલ્લા મહાયુદ્ધમાં જર્મનીની Big Bertha તોપે ૮૦ માઇલ દૂર સુધી ગોળા ફેંક્યા હતા. દરેક ગોળો ૩૩૦ રતલ વજનનો હતો ને દર સેકંડે ૫૦૦૦ ફૂટની ઝડપે ગોળાઓ ફેંકાતા હતા. છેલ્લા મહાયુદ્ધમાં ૧૯૧૭માં ફ્રાન્સના કારખાનાઓમાં ૨ લાખ તોપના ગોળાઓ બનાવાતા હતા.

### યુરોપનાં યુદ્ધોનો માનવસંહાર

૧૬૧૮થી ૧૬૪૮ સુધી સતત ત્રીસ વરસ સુધી યુરોપમાં થયેલા યુદ્ધમાં અનુક્રમે જર્મની અને સેક્સોનીના ૧૨૦ લાખ અને ૯ લાખ સૈનિકો મરાયા હતા. ફ્રેન્ચ રાજ્યક્રાંતિ અને નેપોલિયનનાં યુદ્ધોએ ફ્રાંસની વસતીમાં મોટો ઘટાડો કરી મૂક્યો હતો. નેપોલિયનનાં બધાં યુદ્ધોમાં કુલ એક કરોડ સૈનિકો કપાયા હતા. ૧૮૧૨માં ફ્રાન્સ અને રશિયા વચ્ચેના યુદ્ધમાં ૫૭૫ હજાર સૈનિકોનો સંહાર થયો હતો. ૧૯૧૪ના જગતમહાયુદ્ધમાં એક કરોડ સૈનિકો મરાયા તથા બે કરોડ ઘાયલ થયા હતા. કુલ સાત કરોડ સૈનિકોએ આ યુદ્ધમાં ભાગ લીધો હતો.

### હિંદના સૈનિકબળનો ઇતિહાસ

હિંદના ઇતિહાસમાં ખેલાયલાં બધાં યુદ્ધોને લગતા એવા આંકડા મેળવવા મુશ્કેલ છે. છતાં મોટાં મોટાં યુદ્ધોને લગતી કાંઈક વિગત મળી આવે છે. ઋગ્વેદમાં વર્ણવેલા રાજા સુદાસ તથા અન્ય દશજાતિઓ વચ્ચે દાશરાજ્ઞ યુદ્ધ નામનું મહાયુદ્ધ થયું હતું. તેમાં માત્ર વિરોધ પક્ષના અનુ અને દુહ્યુ પાસે ૬૬ હજાર સૈનિકો હતા. આ હિસાબે કેવળ વિરોધપક્ષ પાસે ૩ લાખનું સૈન્ય હતું. રામ રાવણ યુદ્ધના આંકડા મળતા નથી. મહાભારત યુદ્ધમાં ૧૮ અક્ષૌહિણી સૈન્ય યુદ્ધે ચડ્યું હતું. નંદ રાજાના સૈન્યમાં ૨ લાખ પાયદળ તથા ૮૦ હજાર ઘોડેસ્વારો હતા. ચંદ્રગુપ્ત પાસે માત્ર પાટલીપુત્રમાં જ ૬ લાખ પાયદળ તથા ૩૦ હજાર ઘોડેસ્વારો હતા. આલેક્ઝાંડર અને પોરસ વચ્ચે થયેલા યુદ્ધમાં પોરસના ૧૨ હજાર પાયદળ

તથા ૩૦૦૦ ઘોડેસ્વારો મરાયા હતા. અશોકે કલીંગના આક્રમણમાં કલીંગરાષ્ટ્રના એક લાખ સૈનિકોને યુદ્ધમાં માર્યા હતા ને દોઢ લાખને કેદ કર્યા હતા. દક્ષિણના આધ્રવંશી રાજાએ પાસે ૧ લાખ પાયદળ તથા બે હજાર ઘોડેસ્વારોનું સૈન્ય હતું હર્ષના લશ્કરમા એક લાખ પાયદળ અને સાઠ હજાર હાથીઓ હતા

### ગુજરાતનું સૈનિકબળ

મહમૂદ ગીઝનીએ સોમનાથને ઘેરો ઘાલ્યો તે વેળા ગુજરાતના બે લાખ રજપૂતો તેના બચાવ માટે આવ્યા હતા.

મુહમદ ઘોરી અને પૃથ્વીરાજ વચ્ચેના છેલ્લા યુદ્ધમાં પૃથ્વીરાજના સૈનિકોની સંખ્યા દોઢ લાખની હતી. બાબર અને ઇબ્રાહીમ લોદીના યુદ્ધમા બે લાખ સૈનિકો રણે ચડયા હતા. અકબરનું સૈન્યબળ ચાર લાખ પાયદળ તથા એક લ ખ ઘોડેસ્વારોનું હતું દક્ષિણના સામ્રાજ્યોમાં વિજયનગરનું બળ સોળમા સૈકામાં ઘણું વધી ગયુ હતું. ૧૫૧૯ મા કૃષ્ણદેવે સાત લાખ ત્રીસ હજાર પાયદળ તથા પાંત્રીસ હજાર ઘોડેસ્વારોનું લશ્કર લઈ રાયચુર ઉપર આક્રમણ કર્યું હતું. પાણીપતને રણમેદાને મરાઠાઓ તથા આમદશાહ અબ્દાલી વચ્ચે થયેલા યુદ્ધમાં મરાઠાઓનું સૈન્યબળ અઢીલાખનું હતું.

### હાલના જગતનું સૈન્યબળ

હાલના મહાયુદ્ધના શ્રીગણેશ મડાયા તે પૂર્વે દુનિયાનાં મોટા રાષ્ટ્રોનું સૈનિકબળ આ પ્રમાણે હતું:

| | સ્થળસૈન્ય | નૌકાસૈન્ય | વાયુસૈન્ય |
|---|---|---|---|
| ઇગ્લાંડ | ૫ લાખ | ૨૮૦ લડાયક બારકસ | ૧૭૫૦ લડાયક વિમાનો |
| ફ્રાંસ | ૭ લાખ | ૧૭૪ ,, | સંખ્યા પ્રકટ થઇ નથી. |
| જર્મની | આંકડા બહાર પાડવામાં આવ્યા નથી. પણ રશિયા પછી સૈનિકશક્તિમાં તે પહેલું છે એ વાત ચોક્કસ છે. | | |
| રંશિયા | ૧૩ લાખ | ૧૦૦ | ૩૦૦૦ |
| અમેરિકા | ૨ લાખ | ૪૨૫ | ૫૫૦૦ |
| ઈટાલી | ૫ લાખ | ૨૭૫ | ૨૦૦૦ |
| જાપાન | ૬ લાખ | ૨૫૦ | ૪૦૦૦ |
| ચીન | ૨૫ લાખ | સત્તાવાર આંકડા મળતા નથી. | |
| હિંદ | ૨૧૦ હજાર | ૧ ... | ... |

કયા દેશે યુદ્ધની તૈયારી પાછળ છેલ્લાં થોડાંક વર્ષોમાં કેટલી રકમ ખરચી છે તેનો અડસટ્ટો આ પ્રમાણે છે.

૧૯૩૨ માં લડાયક તૈયારી માટેનું આખી દુનિયાનું ખર્ચ ૨૦૦ અબજ રૂપિયા હતું આ રકમ ૧૯૩૭ માં વધીને બમણી થઈ છે. છેલ્લા યુદ્ધની પહેલાં માત્ર એના ત્રીજા ભાગની રકમ ખરચવામાં આવી હતી. આ ઉપરથી જણાય છે કે છેલ્લા યુદ્ધ કરતાં હાલના યુદ્ધની તૈયારી ત્રણ ગણી વધુ છે.

---

# લીલા—

ત્રિશંકુ

અંધેરી નગરી જહાં ગંડુ રાજા
ટકે શેર ભાજી ટકે શેર ખાજા

ઉપરની પંક્તિઓ ગાતા ગાતાં ઊંટ પરથી ઊતરી જ્યારે મેં રામપુરના મેળામાં પ્રવેશ કર્યો ત્યારે મધ્યાહ્નના તાપથી મારું ગળું સુકાઈ રહ્યું હતું. તરસ છીપાવવા હું પાસેની પરબ પર ગયો. એક ફૂટડી કન્યાએ મને પાણી પાયું. મારા પાસેથી પાણીનો પ્યાલો પાછો લેતાં તે બોલી:

"ભણેલા છયો ?"

તેના રૂપનું પાન કરતી આંખો પકડાઈ ન જાય એ ખાતર મેં નીચા મુખે જ જવાબ દીધો, "હા."

"તાર તો ચોપડી–ફોફડીમા હમજતા હો;" હસતાં હસતાં તે કન્યા હાથ લંબાવી બોલી, "પણે ઊગમણી દશે એક માંડી છોકરી બેઠી છ. તેની પાહે એક ચિતરેલી ચોપડી છે."

"એમ!" ગામડામાં ચોપડી અને તે પણ ચિતરેલીની વાત સાંભળી મને હસવું આવ્યું.

"હાં હાં. પટી હોહે બાપનારીની," જલકન્યા લહેકા કરતાં બોલી, "મેળામાં વેચવા નીકળી છે. હારાં હારાં ચિતર ભાળી વાણિયે બે આના ધાર્યા. પણ વેચતી નથી. ઇને તો પાંચ રૂપિયા લેવા છ છોકરાં તાળીઓ પાડે છે."

મારી જિજ્ઞાસા વધી. જલકન્યાએ બતાવેલા માર્ગે હું આગળ ચાલ્યો. થોડીજ વારમાં છોકરાંઓની તાળીઓના અવાજથી મેં સ્થળ શોધી કાઢ્યું.

ત્યાં, એક વૃક્ષ નીચે, જીર્ણશીર્ણ વસ્ત્રોમાં, યૌવનનો પમરાટ છૂપાવતી એક કન્યા બેઠી હતી. તેના મુખપર દીનતા ને તિરસ્કાર પથરાતા હતા. તેના ખોળામાં એક પુસ્તક પડ્યું હતું.

"જરીક બતાવશો" કન્યાની સમીપ જતાં તેના સંસ્કારી વદનને નિહાળી મેં માનભેર પૂછ્યું.

"જુઓને" કન્યાએ બેપરવાઈથી હાથ લંબાવ્યો.

હાથમાં પુસ્તક લેતાં જ હું ચમકી ઊઠ્યો. તે સામાન્ય પુસ્તક નહોતું, પુસ્તક–રત્ન હતું. મહાકવિ કાલિદાસ કૃત 'મેઘદૂત'ની એ પ્રાચીનમાં પ્રાચીન પ્રત હતી. તેનાં પાનાંની જમણી બાજુએ ગુપ્ત-લિપિમાં લખાયલ શ્લોક હતા; ડાબી બાજુએ ધાતુના રસે આંકેલા એ શ્લોકોને અનુરૂપ સુરમ્ય ચિત્રો હતાં.

"શી કિંમત લેશો?"

"પાંચ રૂપિયા."

મને ચમકમાં આવ્યાં. લાખોની કિંમતના ગ્રંથને પાંચ રૂપિયામાં વેચવા નીકળેલી આ સંસ્કારી કન્યા ગ્રંથને સમજતી હોય એ મને અસંભવિત લાગ્યું. મેં સહજ પૂછ્યું:

"આ પુસ્તક કેવુંક છે, જાણો છો?"

"સારી રીતે" કન્યાના મુખ પર સ્વમાનની છાંટ પથરાણી.

"ને તે તમે પાંચ રૂપિયે વેચવા નીકળ્યાં છો?"

"ઊંચે નીચે સતત ફરતી ભાગ્યની ચક્રધારા" સજળ ને મૃદુલ અવાજે કન્યાએ મેઘદૂતની એ અમર પંક્તિ ઉચ્ચારી.

"બહેન," ખીસામાંથી પાંચ રૂપિયા કાઢતાં મેં કહ્યું, "પુસ્તક ખરીદવાની મારી શક્તિ નથી. પણ મને લાગે છે કે તમે પાંચેક રૂપિયાની જરૂરતમાં છો. પુસ્તક પાછું લઈ જાઓ. એનાં દર્શનના મૂલ્ય તરીકે હું તમને પાંચ રૂપિયા ધરું છું."

"જે માનવી" કન્યા સંતુષ્ટ વદને બોલી, "આ ગ્રન્થમણિના દર્શને પાંચ રૂપિયા ધરી શકે છે એ જ એ પુસ્તકનો ખરો માલિક બની શકે છે. હું આપને આ ગ્રંથ ભેટ ધરું છું."

"એ ભેટનો સ્વીકાર તો જ થઈ શકે," મેં કાંઈક સંકોચ અનુભવતાં કહ્યું, "જો તમે મને તમારી સ્થિતિ સમજાવો."

કન્યા ક્ષણભર તીક્ષ્ણ નજરે મારા સામે તાકી રહી. પછી શાંતિથી બોલી, "ઘણી જ ખુશીથી, ચાલો."

તે ઊઠીને આગળ ચાલી. આસપાસ ઊભેલાં માનવી અવાક્ થઈ જોઇ રહ્યાં. કોઈ હસ્યું. કોઇએ તાળીઓ પાડી, કોઇએ એને ગાંડી ગણી. હું ધીમે પગલે એને અનુસર્યો. લોકોએ પરસ્પર આંખો મિલાવી

થોડીવારમા અમે ગામને પાદર જઈ પહોંચ્યાં. કન્યાએ ત્યાંથી નજીકના ગામનો માર્ગ લીધો. રસ્તે હું જાણી શકયો કે કન્યાનું નામ લીલા છે; તેને એક ભાઈ છે, ભાભી છે, નાનો ભત્રીજો છે. કુટુંબની સ્થિતિ કંગાલ છે. ભત્રીજો બિમાર પડયો છે. તેને બચાવવાને દાકતરની જરૂર છે. પણ પૈસા સિવાય દાક્તર આવે એમ નથી. તે માટે પાંચેક રૂપિયાની જરૂરિયાત છે. ભાઇએ બહેનને આજના મેળામાં એ કારણે પુસ્તક વેચવા મોકલેલી.

"પણ આવું કિંમતી પુસ્તક પાંચ રૂપિયામાં ફેંકી દેવું? શહેરના કોઇક વિદ્વાનને એ મોકલાવ્યું હોત તો એના હજારો ઉપજત."

"અમારે હજારોની જરૂરિયાત નહોતી" કન્યાએ પૈસા પ્રત્યે તિરસ્કારસૂચક ભાવ દર્શાવ્યો.

"આવો કિંમતી ગ્રન્થ," વાત ફેરવવાનો પ્રયાસ કરતાં મેં પૂછ્યું, "આપની પાસે આવ્યો શી રીતે?"

"એ બધું ભાઈ પાસેથી જ જાણજો." ને કન્યા ઝડપથી આગળ ચાલી.

થોડીવારમાં અમે કન્યાના ગામની સમીપ જઈ પહોંચ્યાં. ગામનું નામ મણિપુર હતું. ભાગોળે દશે બાજુએ રાખ ને કચરાના ગંજ ખડકાયા હતા. હરિયાળી કુંજો કે દોડતી સરિતાનું સ્વપ્ન પણ ત્યાં સંભવિત નહોતું. ગામાડે એક ગંદું તળાવ હતું ને તેમાં થોડીક ભેંસો ન્હાતી. તળાવને કિનારે કેટલાક નાગાં સુકલકડી છોકરાં દિલ્હીની આબાદસમૃદ્ધિનું દર્શન કરાવતાં.

કન્યા એના સ્વાભાવિક સ્વરૂપમાં ચાલતી હતી. પણ મારે તો એ નગરની શેરીઓ વટાવતાં નાકે રૂમાલ દબાવવો પડયો. કન્યાની પાછળ મને ચાલતો જોઇ ગામનાં લોક કુતુહલથી જોઇ રહ્યાં. એ નજર ને આસપાસના વાતાવરણમાં મને નરકનો આભાસ જણાયો.

આમ ચાલતાં અમે થોડીક ક્ષણોમાં એક સ્વચ્છ ઘરના ઓટલે જઇ ઊભાં. કન્યા એ ઓટલા પર ચડતાં જ ઊર્મિલ સ્વરે બોલી, "ભાઈ."

"લીલા" ઓરડામાંથી એટલા જ મધુર સ્વરે બોલતો એક પુરુષ બહાર આવ્યો. ને મારા પ્રત્યે સહજ પણ વિસ્મિત ભાવ દર્શાવ્યા સિવાય જ બોલ્યો, "પધારો."

તેની ઉંમર ત્રીસેક વર્ષની લાગતી. તેની આંખો મંદ પ્રતાપ સૂચવતી. તેના કેટલાક

વાળ સફેદ થતા આવ્યા હતા. સૌમ્ય મુખ ગ્લાનિને છુપાવવા મથતું. તેનું નામ કમળ હતું. લીલા તેના પર એક સ્નેહભરી નજર ઠેરવી બોલી, "ભાઇ, આ ભાઈ પુસ્તક સ્વીકારતા નથી. એના દર્શન પેટે જ તેઓ પાંચ રૂપિયા આપે છે."

"એમ!" કમળે સહજ ચમકાર અનુભવ્યો. મેં એને નમન કરી એનાં ચરણ પર પાંચ રૂપિયા મૂક્યા.

"વીરા," રૂપિયાના સ્પર્શથી પગ પાછો ખેંચતાં કમળે પાસે ઊભેલા એક પુરુષને સંબોધી કહ્યું, "આ રૂપિયા લઈ લે, ને દોડતો જઈ તરત ડાક્તરને બોલાવી લાવ."

"ઠીક"—કહી વીરો ઝડપથી ત્યાંથી દોડી ગયો.

"આપનું નામ?" મને ઘરના અંદરના ભાગમાં લઈ જતાં કમલે પૂછ્યું.

"કિશોર" આસપાસના સ્વચ્છ ને શાંતિપ્રેરક વાતાવરણની મીઠાશ અનુભવતાં મેં ઉત્તર દીધો.

બે-પાંચ પળમાં અમે અંદરના ઓરડામાં જઈ પહોંચ્યા. ત્યાં, ખાટ પાસે બેસી, વાત્સલ્યઘેલા વદને બિમાર પુત્રને પવન નાંખતી, એક સ્વરૂપવતી સ્ત્રી અમને જોતાં જ માનભેર ઊભી થઈ. નિસ્તેજ કુમારની આંખો સૂચક ને સ્નેહભીની બની. તે ક્ષીણ છતાં ઊર્મિલ સ્વરે બોલ્યો, "પિતાજી."

"હાં, ભાઇ" બાળકની સમીપ બેસતાં કમળે કહ્યું, "આ ભાઇ તારે માટે જીવન લાવ્યા છે?"

બાળકે મારા સામે મદ સ્નેહભર્યાં નયન ફેરવ્યાં. તેની માતાના વિષાદભર્યા મુખ પર મેં આનંદની જ્યોત પથરાતી જોઈ. આ સ્થિતિએ મને શરમીંદો બનાવ્યો.

"ભૂલ થાય તો માફ કરજો." મેં સહજ સંકોચભાવે કહ્યું, "પણ તમારી સ્થિતિ મને નથી સમજાતી. ગ્રામજીવન છતાં તમે ઉચ્ચમાં ઉચ્ચ સંસ્કાર ધરાવો છો. દરિદ્રતા ...ાં લાખોની કિંમતના ગ્રન્થને તમે પાંચ રૂપિયામાં વેચાવા મોકલો છો."

"વિમલા" પત્ની સામે જોઈ કમલે સ્નેહભર કહ્યું, "તું શાંતિને જરા સંભાળ તો; ... કિશોરભાઇને સ્થિતિ સમજાવું."

વિમલાએ પ્રેમ ને ભક્તિભર્યાં નયને પતિના પ્રશ્નનો મૂક ઉત્તર દીધો. હાથમાં પંખો લઈ તે પુત્રની સમીપ બેસી ગઈ. તેનાં વિશાદધૈર્યાં નમણાં અંગમાં મેં સ્વરૂપ ને સતીત્વનાં મંગલ કિરણો નિહાળ્યાં; તેના મુખ પર અંબાની જ્યોત પથરાતી અવલોકી.

"સ્હેજ અવિશ્વાસ દાખવું તો દુઃખ તો નહિ થાય ને!" વિમલે હાથમાં રૂમાલ સાથે પૂછ્યું.

મને કંઇ સમજ ન પડી. પણ મેં તરતજ ઉત્તર દીધો, "જરીકે નહિ."

"તો ઠીક," મોં પર મદ સ્મિત ફરકાવતાં કમલે બૂમ મારી, "લીલુ."

"ભાઈ" કહેતી લીલા એક બીજા નાના ખંડમાંથી કણકથી ખરડાયલા હાથસહ આવી પહોંચી.

"હું કિશોરભાઇને આપણા મંદિરમાં લઇ જાઉં છું. વીરો આવે તો મને હાંક મારજે."

"જેવી ઇચ્છા"—કહી લીલા મંદ પગલે પાછી ફરી ગઇ. હું તેના અદશ્ય થતા દેવાંશી રૂપને તીચાં નયણે પળભર જોઈ જ રહ્યો.

ઘોડીકવારમાં અમે એક બીજા ખંડમાં જઇ પહોંચ્યા. ત્યાં નિર્જન શાંતિ જોઇ કમલે કહ્યું. "આ રૂમાલ આપનાં નયનની આસપાસ બાંધી શકું?"

"ખુશીથી" મને વિષાદભરી સ્થિતિમાં પણ ગમ્મત પડી.

કમલે ઝટપટ મારી આંખે પાટા બાંધી દીધો. ને ઝડપથી તે મને દોરવા લાગ્યો. થોડાજ સમયમાં કેટલીક ભૂમિ કે ભોંયરા વટાવી અમે કોઇક વિશાળ ખંડમાં જઇ પહોંચ્યા.

તે ખંડ કોઇ સામાન્ય ભોંયરું ન હતું, પણ ઇન્દ્રના જ્ઞાનમંદિરને પણ શરમાવે એવો એ પુસ્તકભંડાર હતો. જગતનો કોઇ પણ વિદ્વાન જે જોતાં જ ઘેલો બની જાય એવાં અસંખ્ય પુસ્તકોની હારમાળા ત્યાં સૈકાઓથી સુરક્ષિત સ્થિતિમાં જળવાઈ રહી હતી. ઇતિહાસ અને ભૂગોળ,, વિજ્ઞાન ને વૈદક, ગણિત ને જ્યોતિષ, કવિતા ને અલંકાર, કલા ને સાહિત્ય...પ્રત્યેક વિષયને લગતા અદ્‌ભુત ગ્રન્થોનું એ સંગ્રહસ્થાન જણાતું. એ મંદિરની એક પછી એક અભરાઈઓ અવલોકતાં હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો.

"આની કિંમત કેટલીક આંકો છો?"

"જગતનાં મહારાજ્યોની કિંમત પણ આની આગળ કશી વિસાતમાં નથી?"

"ને છતાં અમે ગરીબ છીએ!" કમલે કંઈક હસીને કહ્યું.

"એજ આશ્ચર્ય છે તો!"

"એમાં આશ્ચર્ય જેવું કંઈજ નથી." કમલે ઊંડી સ્મૃતિઓ સાથે દૃષ્ટિને સાંધતાં કહ્યું, "મહાકવિ કાલીદાસની એ આજ્ઞા છે. એનું શ્રદ્ધાપૂર્વક અક્ષરશઃ પાલન એ અમારો ધર્મ છે."

"કવિ કાલિદાસ! એને આ સાથે શો સંબંધ?"

"કાલિદાસ અમારા આદિ પુરુષ છે." ઊર્મિ ભર્યા સ્વરે બોલતાં કમળ વર્તમાન સ્થિતિને જ વીસરી જતો જણાયો. "આ પ્રદેશમાં તેમનું વસંતમંદિર હતું. અહીં તેમને એક મહર્ષિનો સમાગમ થયેલો; મહર્ષિએ કવિને કહ્યું, "કાલિદાસ, ભવિષ્યમાં દૃષ્ટિ દોડાવતાં ભારતનું, તેની સંસ્કૃતિનું ને તેના સાહિત્યનું ભાગ્ય ઘણું કઠીન જણાય છે. સૈકે સૈકે એને ઘા સહેવા પડશે અને કારમી કુટિલ નીતિનાં એમને ભોગ બનવું પડશે."

"એમાંથી બચવાનો કોઈ ઉપાય?" કવિએ લાગણીભર્યા સ્વરે પૂછ્યું.

"ભાગ્ય ભોગવ્યા વિના છૂટકો નથી," મહર્ષિએ શાંતિથી કહ્યું, "છતાં એની સામે ઉપાય યોજવા એ પુરુષનો ધર્મ છે. દેશના બચાવ માટે વિક્રમ ઉપાય લઇ રહ્યો છે, સંસ્કૃતિના બચાવ માટે અમે મથી રહ્યા છીએ, સાહિત્યના બચાવની જવાબદારી તારે શિર રહે છે."

"આપ મને માર્ગ દર્શાવો; હું એનું અક્ષરશઃ પાલન કરીશ." કવિએ શ્રદ્ધાભર્યા સ્વરે કહ્યું.

"રાજ્યના વિચક્ષણ સ્થપતિઓ અને તીક્ષ્ણ યંત્રવિશારદોની મદદ લઇ," મહર્ષિએ શાંતિથી કહ્યું, "તું પરસ્પરસંકલિત બે ભવ્ય ભોંયરાં તૈયાર કરાવરાવ; અને જગતના કોઈ પણ ભાગમાં મળતા આર્ય સાહિત્યના પ્રત્યેક ગ્રન્થની બબે નકલો મેળવી લે. તેમાંની એકેક પ્રતને તું ઊંડા ગુપ્ત ભોંયરામાં રાસાયણિક મદદથી એવી રીતે ગોઠવાવરાવ કે યુગો પછી પણ એ ભોંયરાને ઉઘાડવામાં આવે તો પ્રત્યેક પાનું પ્રફુલ્લિત સ્થિતિમાં મળી આવે. એ ભોંયરાને બંધ કરાવી દે અને એને ઉઘાડવાની રીત બીજા ભોંયરાની ભીંતના અમુક પત્થરમાં ચણાવ. બાકીની એકેક પ્રત તું બીજા ભોંયરામાં ગોઠવાવ અને એનો ભેદ તારા મુખ્ય વારસને સોંપ. એ ભોંયરાની રચના તું એવી રીતે કરાવ કે એનો ભેદ જાણનાર સિવાય બીજો કોઇ એને ઉઘાડવાને મથવા જાય તો કોઈક ઝેરી કે દાહક શક્તિ સાથે અથડાઈ તે તત્ક્ષણ મૃત્યુ પામે. તારો પ્રતિવારસ આ ભોંયરામાં પોતપોતાના યુગના

આદર્શ ગ્રન્થો ઉમેરતો રહે એવી તું વ્યવસ્થા કર. તારા વારસો આ ભોંયરાની ગુપ્તતા જાળવી રાખે એના પર હિંદી સાહિત્યના રક્ષણનો આધાર છે."

કમલ ક્ષણભર થોભ્યો. ને પછી ઉમેર્યું, "મહાકવિએ એ પ્રમાણે વ્યવસ્થા કરી. તે સમયથી આજસુધી તેમનો પ્રત્યેક વારસ તેમની એ આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરતો આવ્યો છે."

"પણ મહાકવિએ એ વ્યવસ્થાના ટકાવ માટે કંઈક આર્થિક બંદોબસ્ત તો કર્યો જ હશેને?" કમલની ગરીબાઈને સ્પર્શ કરતાં મેં પૂછ્યું.

"કર્યો જ હતો." કમલે કંઈક વિષાદભર્યા સ્વરે કહ્યું, "આ ભોંયરાને સાચવનાર કવિના મુખ્ય વારસને આસપાસના પચીસ ગામ ચાવચ્ચંદ્રદિવાકરૌ ઈનામમાં લખી આપવામાં આવેલાં. તે ઉપરાંત કવિની લખલૂટ સંપત્તિનો વારસો અને પ્રત્યેક વારસનું સ્વયં રળતર—આ બધી આર્થિક સદ્ધરતા આ વ્યવસ્થાના ટકાવ માટે પૂરતા હતા."

"ત્યારે?"

"પણ આ ભારતીના કમભાગ્યે જ્ઞાનશત્રુ યવનોએ દેશનો કબજો લીધો. અમારાં ઈનામી ગામ પડાવી લેવાયાં. મારા પૂર્વજોને લાગ્યું કે જો તેઓ પોતાનો વસવાટ અહીં કાયમ રાખશે તો યવનોને મોડી-વહેલી પણ ભોંયરાની ગંધ આવી જશે. તેઓ પોતે તો જીવનના ભોગે પણ એ ભેદ ન જ બતાવે પણ ડંખીલા યવનો પોતાની તૃષ્ણા સંતોષવા આખા પ્રદેશને પણ કદાચ સળગાવી મૂકે ને એ ભયે અહીંનું મકાન પડાવી નાખી તેઓ દૂર જઈ વસ્યા."

કમળના મુખ પર વ્યથાની છાયા વધતી ચાલી. પણ એને દબાવતા તે હસીને આગળ બોલ્યો, "પણ ભાગ્ય કોઈને છોડે છે? બહારના વસવાટમાં સંપત્તિ ખૂટી ગઈ. યવનોનો ભય દૂર થતાં મારા વડવાઓ અહીં પાછા ફર્યા. રહીસહી સંપત્તિ ખર્ચી નાંખી તેમણે આ ઓરડા ચણાવ્યા ને જ્ઞાનમંદિરમાં કેટલાક નવા પુસ્તકો ઉમેર્યાં. તે પછી તો અમારી ગરીબાઈ દિનપ્રતિદિન વધતી જ ચાલી છે. કેટલાક સમયથી તો અમે લગભગ ગ્રામજનોની ભિક્ષા પર જ નભીએ છીએ."

"હિંદી સાહિત્યના રક્ષણની જવાબદારી તમારે શિર છે," મેં સહૃદયભાવે કહ્યું, "એટલે આ મંદિરમાંની એકાદ પ્રત તો તમે જીવનના ભોગે પણ ન વેચી શકો એ હું સમજી શકું છું. પણ કેટલાક અમૂલ્ય ગ્રન્થોની નકલ કરી તે વેચતા રહો તો?"

"એ પણ કરી જોયું હતું." કમલે વ્યથિત અંતરે ઉત્તર દીધો, "લીલાને ગ્રન્થો વાંચતાં વાંચતાં એનાં ચિત્રો અને અક્ષરોની આબેહૂબ નકલ કરવામાં ગમ્મત પડે છે. બેએક વર્ષ પર એની એક નકલ લઈ હું શહેરમાં ગયેલો. એક વિદ્વાનને મેં એ નકલ જોવાને આપી કેટલાક દિવસની ઉઘરાણી પછી મને સમાચાર આપવામાં આવ્યા કે એ નકલ વિદ્વાનના ઘરમાંથી ચોરાઈ ગઈ છે, ને એ વિદ્વાન એક હમદર્દી તરીકે મને દશેક રૂપિયાની મદદ કરવાને તૈયાર છે. બીજે દિવસે એક બીજા વિદ્વાને મને કહ્યું કે ચોરીની વાત બનાવટી છે ને મારી નકલ પરદેશના કોઈક ચોપાનિયાવાળાને દશ હજાર રૂપિયામાં વેચી નાખવામાં આવી છે, પણ જો એ બીજા વિદ્વાનને હું હવે એવી કોઈક નકલ બનાવી શકું તો તે મને પૂરતી કિંમત ચૂકવવા તૈયાર છે ત્રીજે દિવસે એક વકીલે મને જણાવ્યું કે એ બન્ને વિદ્વાનો ચોર છે ને તેમની સામાન્ય ફી ચૂકવવામાં આવે તો તેઓ વિદ્વાનોની ખબર લઈ નાખવા તૈયાર છે. મેં આ વિગત પહેલા વિદ્વાનને જણાવી તો તેમણે કહ્યું કે બીજો વિદ્વાન ઢોંગમૂર્તિ છે ને વકીલ સ્વાર્થાન્ધ છે. હું આ બધા સજ્જનોને પ્રણામ કરી ગામડામાં પાછો ફર્યો."

"અમારા ચોર-જગતમાં આ વસ્તુ સ્વાભાવિક છે. પણ આપે વધુ સાવચેત રહી બીજી વખત પ્રયાસ કર્યો હોત તો તે કંઈ ખોટું નહોતું."

"ખોટું નહિ?" કમલ જળતા અંતરે બોલ્યો, "અમારે મન સરસ્વતી કન્યા છે. એને વેચતાં અમને કન્યાને કે આત્માને વેચતાં થાય એ કરતાં પણ વિશેષ દુઃખ થાય છે. છતાં, મારા કે કુટુંબના નહિ, પણ આ સરસ્વતી-મંદિરના નભાવને ખાતર હું કન્યાને વેચવા દોડ્યો. પણ જ્યારે મેં જોયું કે મારી એ પવિત્ર કન્યાનું પરદેશમાં પુનર્વેચાણ થવાનું છે એટલું જ નહિ પણ એના નામ પર ચોરી ને વિશ્વાસઘાત પણ ચડવાનાં છે ત્યારે મારી છાતી તૂટી ગઈ. મેં સર્વ કાંઈ ભાગ્ય પર છોડયું."

"આપના આદર્શવાદને પહોંચી શકવાની મારી શક્તિ નથી," મેં સહેજ હિંમતથી કહ્યું, "પણ આપનું પુસ્તક પરદેશ વેચાય એથી આપે આટલું બધું દુઃખ પામવાની જરૂર નથી. હિંદની આર્થિક સ્થિતિ એટલી કંગાલ છે કે કલા કે સાહિત્યની અમૂલ્ય કૃતિઓનું વેચાણ મોટે ભાગે પરદેશમાં જ થાય છે."

"ગરીબ સ્થિતિમાં સ્વરૂપવતી કન્યા કે માની કિંમત પરદેશીઓ સારી આંકી શકે તો તમારા વિદ્વાનોએ એ કિંમત પણ ઉપજાવી લેવી જોઈએ." કમળે કંઈક કર્કશ શબ્દોમાં કહ્યું.

અમૂલ્ય કૃતિઓની નકલોના વેચાણ પર આ કુટુંબને નભાવવાની મારી આશા આ રીતે નષ્ટ થતાં મને દુઃખ થયું. છેવટે છેલ્લો ઉપાય અજમાવતાં મેં કહ્યું, "મારી એક વિનંતિ માન્ય ન રાખો?"

"શી?"

"મારી જે કંઈ અલ્પ આવક છે તેનો આપ સ્વીકાર કરો."

"તમારા હૃદયને હું સમજી શકું છું." કમલ વ્યથાને દબાવતાં બોલ્યો, "તે માટેજ મેં તમારામાં વિશ્વાસ મૂક્યો છે. મારો એ વિશ્વાસ મરવાને નીવડયો છે." ને જ્ઞાનમંદિરની દશે બાજુએ પ્રશંસક નજર ફેંકતા એણે ઉમેર્યું, "મહાકવિના વારસો સિવાય તમે ત્રીજા જ માણસ છો કે જેને આ જ્ઞાનમંદિરના દર્શનનો લાભ મળ્યો હોય. પહેલો અવંતીપતિ ભોજ જેણે પોતાનો સરસ્વતી ભંડાર અહીં ઠલવ્યો; બીજો ગુર્જરપતિ સિદ્ધરાજ-જેણે તત્કાલીન ભારતનાં ઉપલબ્ધ પુસ્તકો આ મંદિરને ચરણે ધર્યાં; ત્રીજા તમે-જે મહાકવિના વારસને બચાવવા સર્વસ્વ અર્પવા તૈયાર છો. પણ તમારી માગણીનો સ્વીકાર અસંભવિત છે."

"કારણ?"

"કારણ કે અમે ચૂંથાઈ ગયા છીએ. અમારું એકનું એક સંતાન આજે મોતના મુખમાં ઊભું છે. મારી આંખો ભવિષ્યને પણ દૂરથી જોઈ શકે છે. આવતીકાલના પ્રભાતમાં હું મહાકવિના છેલ્લા વારસનો, એની માતાનો ને એના પિતાનો સ્વર્ગવાસ જોઈ રહ્યો છું. પ્રભુની લીલા અગમ્ય છે."

"પણ તમે તો દાક્તરને બોલાવરાવ્યો છે ને?" મેં કંઈક ચમકીને પૂછ્યું.

"કેટલીક વખત સ્નેહીઓનાં હૈયાં પણ સંતોષવાં પડે છે." કમલ ઊર્મિલ સ્વરે બોલ્યો, "પંદરેક દિવસ પર કુમાર માંદો પડયો. અમે ઔષધિઓના ઉપચાર કર્યા પણ કંઈ ન વળ્યું. કોઈકે પાસેના ગામમાંથી દાક્તરને બોલાવવાની સલાહ આપી. મને વિશ્વાસ નહોતો પણ બહેન ને પત્નીનું હૈયું સંતોષવા મેં માગ વફાદાર સાથી વીરાને દાક્તરને તેડવા મોકલ્યો. દાક્તરે પાંચ રૂપિયાની ફી વિના આવવાની રોકડી ના સંભળાવી. પૈસાને તો અમે વર્ષોથી સ્પર્શ્યા પણ નહોતા. અલંકાર અમારી પાસે એક પણ નહોતો. ગામમાંથી અમને ભિક્ષા

મળતી, પણ રૂપિયા મળે એ અસંભવિત હતું. ને ઉલ્લા કેટલાક વખતથી તો ગ્રામજનો પણ અમ જેવાં ભિખારીઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવતાં બન્યાં હતાં. પણ લીલાએ હઠ લીધી. તેણે પોતે નકલ કરેલું સચિત્ર 'મેઘદૂત' વેચવાની આજ્ઞા માગી. ને મેં તેને રામપુરના મેળામાં જવા દીધી."

"જો પુસ્તક વેચવાને ઇચ્છયું તો પછી એને યોગ્ય ઠેકાણે જ વેચવું હતું ને."

"એટલો અવકાશ નહોતો, ને હોત તો પણ મારો વિચાર નહોતો." કમલ મક્કમતાથી બોલ્યો, "પૈસાની મને જરૂર ન્હોતી મારે તો પત્ની ને બહેનને ગંતીપત્રો હતાં ને તે માટે પાંચ રૂપિયા પૂરતા હતા. ચિત્રોના આનંદ કે પુસ્તકપ્રેમને ખાતર અકસ્માતથી કોઇક સહજભાવે પાંચેક રૂપિયા આપી દે તો ઠીક. એનું પરદેશમાં પુનર્વેચાણ કરવાની ગણતરીએ કોઇ એને પૈસા આપીને કે લૂંટથી ગીધની જેમ ઝડપાવે એ મને પસંદ નહોતું."

"એ ગણતરીએ તો હું પણ ગીધ ગણાઉં."

"અમારી આંખો દર્પણની જેમ જોઈ લે છે," કમલે કંઈક હસીને કહ્યું, 'ને પ્રથમ અનુભવ પછી તો અમે ખૂબ જ ચેતતાં રહીએ છીએ. તમે પુસ્તક જોઈ ચમકયા એજ વખતે લીલાએ તમારી આંખોમાં ઊંડે જોયેલું, તમારા હૃદયને માપવા એ 'મેઘદૂત'ની પંક્તિ બોલેલી ને જ્યારે એને લાગ્યું કે તમે ગીધ નથી જ ત્યારે તેણે તમારા પર વિશ્વાસ મૂકેલો."

"એ વિશ્વાસ માટે તમારો ને લીલાનો ઋણી છું." કંઈક સંતોષ અનુભવતાં હું બોલ્યો, "પણ મને કંઇક એવી સેવા તો બતાવો જે હું તમારે ચરણે ધરી શાંતિ મેળવી શકું."

"મારી એક વિનંતિ સ્વીકારવાનું વચન આપી શકો છો?" મુખ ઉપર નવીન પ્રકાશ સાથે કમલે ઝડપથી પૂછ્યું.

"હા."

"ઠીક," કમલના મુખ પર સંતોષની છાંટ પથરાણી. "મધ્યરાત્રે......

"ભાઈ," દૂરથી લીલાનો અવાજ આવ્યો, "દાક્તર આવ્યા છે."

"આવો" કહી કમલે મારી આંખે ફરી પાટા બાંધ્યા, ને મને તે ઝડપથી ઉપરના ખંડમાં દોરી ગયો.

થોડીક પળોમાં અમે કુમારના ખંડમાં જઈ પહોંચ્યા. ત્યાં મુખ પર સ્નેહની જ્યોત સાથે વિમલા પુત્રની સોડમાં બેઠી હતી, ગ્લાનિને હૃદયમાં છુપાવી દઈ વદન પર સ્મિતનાં કિરણો પાથરી ભત્રીજાને રીઝવતી લીલા એના પગ પાસે બેઠી હતી. બંનેની નજરમાં ઊભી હતું, જે જોતાંજ પ્રેમલ ભક્તિ સ્ફુરે એવું વાત્સલ્ય હતું. પાસે વીરો ઊભો હતો. ને રબ્બરની ભૂંગળીને ખીસામાંથી કાઢી કોટપાટલુનની અક્કડ ઠક છે કે કેમ તે તપાસતા દાક્તર શાન્તિની નજીક ધસતા હતા.

"કેમ છે, દાક્તર? કેવુંક લાગે છે?" દાક્તરની સમીપ જઈ પહોંચતાં મેં પૂછ્યું.

"કંઈક ઠીક છે" ભૂંગળીને છાતી પરથી ઉઠાવતાં દાક્તર બોલ્યા, પણ મને કંઈક વહેલો બોલાવ્યો હોત તો કેસને આંગળીને ટેરવે નચવી શકત."

"પણ તમારી નજર કેમ કરતાં કેશબોક્સ પર વધારે રહે છે તો!" કમલની ભવિષ્યવાણી પછી દાક્તરની મને વિશેષ પરવા ન જણાવલી.

"હા...હાં...હા..." તે પોતે પણ જેનું કારણ ન સમજી શકે એવું હસતાં હસતાં દવાની ભલામણ કરી દાક્તર ચાલ્યા ગયા.

[અનુસંધાન પૃ. ૪૬૭]

# વટપદ્ર(વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો

[ પં લાલચંદ્ર ભગવાન્ ગાંધી : પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા. ]

[ ૬૩ ]

પ્રવર્તકજી કાંતિવિજયજી મુનિરાજની કૃપાથી અને જોવા મળેલ ઉપર્યુક્ત બીજો ચિત્રાંકિત વિજ્ઞપ્તિલેખ, બંને બાજૂ બોર્ડર વેલ-બૂટી વાળો, લમાઈમાં લગભગ ૩૨ હાથ પ્રમાણનો છે. તેમાં મંગલકલશ, મંગલવાદ્ય, ગીત નૃત્ય કરતી નર્તિકાઓ, ૮ મંગલો, ૧૪ સ્વપ્નોનાં ચિત્રો સિવાય હરજી (મારવાડ), અમદાવાદ(ગુજરાત) અને ઉપર્યુક્ત શ્રીપૂજ્ય વિજયલક્ષ્મીસૂરિજીના સ્વાગત-સામૈયા સાથે સંબંધ ધરાવતાં ઘણાં ચિત્રો છે. માતા, ધાવમાતા, દાસીઓ, રાજમહેલ, રાજા, જ્યોતિષી, છડીદાર, હાથી, ઘોડા, વિગેરેની શણગારેલી સેના, પાર્શ્વનાથ જિન-મંદિર, વંદન કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, ઉપાશ્રયમાં વ્યાખ્યાન કરતા સાધુઓ, સાધ્વીઓ, શ્રવણ કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, પશુ-પક્ષીઓનો દશ્યો, રાજ-દરબાર, જૂદા જૂદા ધંધો કરતા લોકો, કાટે તોળતા, કપડાં વેચતા વેપારીઓ, સોની, નર-નારીની નાડી જોતા વૈદ્ય, રંગરેજ, સીપાઈઓ, ઢાલ, તરવાર અને ભાલાવાળા પાયદળ અને ઘોડેસ્વારો, બળદ પરની પખાલમાંથી પાણી આપતો પખાલી, વાઘના ચામડા પર સાધના કરતા જોગી, પાણી સિંચતી પનિહારી, મસ્જીદમાં કુરાન વાચતા મૌલવી, પલ્ટન, લશ્કર, વાજિંત્રવાળા, ધ્વજ-પતાકાવાળા, સ્વારીનો દેખાવ, શ્વેતાંબર (સફેદ વસ્ત્રવાળા) શ્રીપૂજ્યજીનું શિષ્ય સાથે માન-સન્માનપૂર્વક કરાતુ સ્વાગત, શ્રીપૂજ્ય ઉપર છત્રની જેમ રાખેલ વસ્ત્ર-ચાંદનીના ચારે છેડાને લઈ ચાલતા ગૃહસ્થો, ચામર વિગેરેનો ઠાઠ, શ્રાવકો, શ્રાવિકાઓ, રથમાં બેઠેલાં શ્રીમતી, પાછળ ઊંટ પર નોબતવાળો તથા કમળો, વેલ-બૂટી વિગેરે દશ્યો છે.

એ પછી સં. ૫ પદ્યોમાં મંગલાચરણ, લેખપદ્ધતિ, ૮ મંગલ દૂહા પછી ગુજરાતી ભાષામાં (નાગરી-બાળબોધ લિપિમા) ગામનું વર્ણન કર્યા પછી એક સંખ્યાથી ૧૦૮ સંખ્યાવાચી પ્રસિદ્ધ પદાર્થો દ્વારા ગચ્છરાજની ગુણ-પ્રશંસા કરી તેમના પ્રત્યે ભક્તિ-ભાવ પ્રદર્શિત કર્યો છે. એ ગચ્છરાજવર્ણન(ગા. ૬)માં અને અંતિમ ગુરુ-વિજ્ઞપ્તિ-ભાસ ગા. ૧૩)માં પણ તેમને વિજય ઉદયસૂરિના પટ્ટધર તરીકે વર્ણવ્યા છે—

" શ્રીવિજય ઉદય સૂરીગયા, તપગચ્છપતિ તેજ સવાયા હો; મા૦

તસ પાટે સૂખ-દાતા, શ્રીવિજયલક્ષ્મીસૂરી દાયા રે. માહરા પરમસગાની પૂજ્યજી."

કવિરાજ દીપવિજયજીએ બારેજામાં ચોમાસું રહેતાં ત્યાંના સંઘના અને કુંઅરજી શાહના કથનથી, જ્ઞાન-દાતા ઉપકારી આ પૂજ્ય વિજયલક્ષ્મીસૂરિની રચેલી સ્તુતિમાલામાં અને વિ. સં. ૧૮૭૭માં સૂરતમાં રચેલ *સોહમકુલ-રત્ન-પટ્ટાવલી-રાસ-પ્રબંધમાં વિજયલક્ષ્મી સૂરિના આગમ-સિદ્ધાંત અભ્યાસ સંબંધમાં વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે—'નાદુના મોટા સાતસેં એ ગ્રંથ ભણ્યા ગછરાજ' અને તે તેમની કૃતિયો પરથી જણાઈ આવે છે.

---

* આ ગ્રંથની સં. ૧૮૭૮મા લખેલી પોથી અમને જોવા—ઉપયોગ કરવા—આપવા માટે માસ્તર સરભીચંદનો આભાર માનવો અહિં ઉચિત જણાશે.

સોનાને સુગંધ, જુઓ પુણ્યતણો પ્રતિબંધ રે; યાત્રા માત્રા કખાણો, મારે સરસ મળ્યો છ ટાણો રે. સ.
શ્રીરીસહેસર ભેટું, દુઃકૃત સઘળાં એ મેટું રે; પ્રથમ જિનેસર ભેટયા, દુઃખ દાળીદ્ર દૂરે મેટ્યા રે. સ.
એમ ઉલી સોરઠ-જાત્રા, રાજ માન માલે બહુ માત્રા રે; અધિકારી શેઠ નેથી, મન-વંછિત ફળ સહુ સીધ્યા.
અન્ય રાજ્ય સરપાવ તે આપે, કિરત-કમળા જશ આપે રે; સ.
દામાજી-રાજએ ઘર આવે, ફરી કામ પડે તવ આવે રે; સ. પુ. ૧૮
જુઓ શેઠ તણી પુણ્યાઈ, રાજ-કાજધુરંધર ભાઈ રે; સ.
ગાયકવાડ પેસુવા અંગ્રેજ, રાજ—ચિહ્ન મોકલે ગેય રે. સ. પુ. ૧૯
દિન દિન દોલત સવાઇ, દિશો દિશ તેહ ગવાઈ રે. સ.
રાજ, વૃદ્ધિ, લક્ષ્મી, કલ્યાણ, પુણ્ય, ઉદયથી કશી નહિ ન્યૂન રે. સ. પુ. ૨૦
આણંદ શાંતિ સદાઇ, એ સાગર-ગચ્છ સુખદાઈ રે;
શાંતિ, લખમી, ખૂશાલ, વખતચંદ-ગુણ-માળ રે. સ. પુ. ૨૧
સરસ સંબંધ જોઈ ભાખું, જેહવું દીઠું તેવું દાખું રે; સ.
હીરવર્ધન કહે એમ, સુણો શ્રોતા ધરી પ્રેમ રે. સ. પુ. ૨૨

વડોદરેથી મોકલે, રાજનગર હેઈ રાજ; શેઠ વખતચંદ પૂછીને, રૂડાં કરજ્યો કાજ. ૧
ફતેસંગ મહારાજ એમ, રાખે હેત વિશેષ; પત્ર લખી પ્રમોદશું, ભલ-ભલામણ દેશ. ૨
'વીસવાસ ખરો છે તુમ તણો, રખે ઉતારો હેત; ગુજરાત-સલામણ તુમને, પાળો રૂડે વેશ.' ૩
શેઠ વખતચંદ ભલી પરે, દીનિયાની કરે સાર; પર-ઉપગારે આગળા, જીવ-દયા ચિત્ત ધાર. ૪
રોભાગી સો લીએ, પુત્ર પૌત્ર પરિવાર, દુહવે નહિ કોઈ જીવને, જિન-આણા શિર ધાર. ૫
પાનાભાઈ પ્રેમે કરી, શેઠ નિચિંતા કીધ; રાજ-કાજ સમજણ સવે, કરતાં બહુ જશ લીધ." ૬

અમદાવાદ પરના અધિકાર(સુબાગિરી)સંબંધમાં નવમી ઢાળમાં જણાવ્યું છે કે—

" વખતચંદ વખતે કરી રે લો, કાકાજી લેઈ રાજ જો;
અમદાવાદ-સુબાગરી રે લો, આવે સઘળે સાજ જો. વ. ૧
ફતેસંગ બીજા વળી રે લો, માનાજી ગોવિંદરાવ જો;
રાજ-કાજ સમર્થ શત્રે લો, કરી ઘણો પસાય જો. વ. ૨
શુભ મુહૂર્ત નયરમાહે લો, ઓચ્છવશું ધરી પ્યાર જો;
ચતુરંગી સેના કરી રે લો, લશ્કર સોહે ઉદાર જો. વ. ૩
મલવા નામ સોહામણા રે લો, કાકાજી-દીવાન જો;
મતિ તેહની અતિ નિર્મળી રે લાલ, વાત સવે સાવધાન જો. વ. ૪
ભદરમાં તખ્તે જઈ રે લો, બેઠા તે ગુણવંત જો;
નગરશેઠ લેઈ ભેટણું રે લો, આવી તેહ મીલંત જો. વ. ૫
પૂછે હકીકત શહેરની રે લો, કાકાજીને ભૂપ જો:
શેઠ વખતચંદ દાખવે રે લો, નગરી-તણો સ્વરૂપ જો. વ. ૬
એમ ગોઠી દિન પ્રતે રે લો, પ્રીત બંધાણી તાસ જો;
અકલવંત જાણી કરી લો, શેઠને કહે એમ ખાસ જો. વ. ૭
'આગેવાન થઈ તુમે રે લો, દુનિયામાં કરો સુખ જો;
રાજ-કાજ-સ્થિરતા કરો રે લો, ભાંજો સહુનાં દુઃખ જો.' વ. ૮
શેઠ કહે તિમ તે કરે રે લો, હરકત કીધી દૂર જો;
દેઈ દલાશો રૈ(ય)તને રે લો, દિન દિન ચઢતે નૂર જો. વ. ૯
શેઠ તણી માન્ય ઘણી રે લો, કાકાજીનું રાજ જો;
સકળ સીમાડા વશ કરી રે લો, નિકંટક શુભ સાજ જો. વ. ૧૦

મોહનજો ડેરો–

# મોઢ જાતિનું મૂળ વતન

સૌ. ચન્દ્રકલા માણેકલાલ શેઠ

**આખી** દુનિયાની પુરાતન સંસ્કૃતિઓ પર પોતાની છાપ પાડનાર સિંધુ સંસ્કૃતિનો કોયડો હજી ઉકેલાયો નથી. પણ આપણાં પુરાણો એના પર સુંદર પ્રકાશ પાડી શકે એમ છે, ને વિદ્વાનોએ એ વાત તરફ લક્ષ આપવું ઘટે છે.

બેબીલોનીઆના કાળક્રમ–chronology–ને આધારે મોહનજો ડેરો નગરનું સ્થાપન ઇ. સ. પૂર્વે ૩૩૫૦ માં થયું હતું એમ સર માર્શલ અને ડૉ. મેકેએ પોતાના ગ્રંથોમાં જણાવ્યું છે. પછી ઈ. સ. પૂર્વે ૨૭૫૦ માં એ નગર વેરાન થયું. તેનું કારણ જણાયું નથી. ફરી વખત એ નગર વસ્યું અને બૌદ્ધકાળ સુધી ત્યાં વસવાટ હોવાનાં પ્રમાણો મળી આવ્યાં છે. એક ટેકરા ઉપર કનિષ્કના સમયની એક ઇમારત મળી હતી. એમાંથી આ રાજાના ઘણા સિક્કાઓ પણ હાથ લાગ્યા હતા.

## સિંધ પ્રદેશની પ્રાચીન ભૂગોળ

હાલ જ્યાં મોહનજો ડેરો છે તે પ્રદેશ સપાટ રણ છે અને સિંધુ નદી પટ બદલીને ત્યાંથી ૩–૪ માઇલ દૂર જતી રહી છે. પણ પુરાતનકાળમાં એ પ્રદેશ જંગલ હતો. સીલો પર હાથી, વાઘ અને બીજાં જંગલી પ્રાણીઓની આકૃતિઓ મળી છે તે આ વાતને પુષ્ટિ આપે છે. પ્રાચીનકાળમાં મોનસુન હવા આખા સિંધ અને બલુચિસ્તાનપરથી પસાર થતી હતી અને ત્યાંનાં જંગલોના ભેજથી ત્યાં પુષ્કળ વરસાદ થતો. મોનસુન ધીમે ધીમે પૂર્વ તરફ ખસતી આવે છે અને એથીજ બલુચિસ્તાન, સિંધ અને કચ્છના પ્રદેશો આજે સૂકાં રણોમાં પલટાઈ ગયા છે. એક વેળા કાઠિયાવાડના પશ્ચિમ ભાગમાં પુષ્કળ વરસાદ થતો પણ આજે ઓખામંડળ, હાલાર અને ઝાલાવાડ પણ એજ દશાને પ્રાપ્ત થયા છે. સિંધ પ્રદેશ લીલોછમ હતો તેનું બીજું કારણ એ પણ હતું કે તેની પૂર્વે સરસ્વતી નામે સિંધુ કરતાંય મોટી નદી વહેતી હતી. એ પ્લક્ષપ્રસ્રવણ તીર્થ (શીવાલીક પર્વતમાળા)માંથી નીકળી, દક્ષિણ પંજાબ અને રાજપૂતાનામાંથી પસાર થઈ, કચ્છના રણમાં સમુદ્રને મળતી હતી. હાલ પણ હાકડો તથા મીહીરાનની સૂકી નદીઓના રૂપમાં પંજાબ અને સિંધમાં સરસ્વતીની યાદગીરી જળવાઇ રહેલી છે. પ્રાચીનકાળમાં કોઇ મોટા ધરતીકંપને પરિણામે, સરસ્વતી જે પ્રદેશોમાંથી પસાર થતી હતી તેની સપાટીમાં ફેરફાર થવાથી એ નદી સુકાઈ ગઇ. એજ કારણે સિંધુ પણ પોતાનો પટ પશ્ચિમ તરફ બદલતી જાય છે. એકવેળા તે કચ્છમાં થઇને વહેતી હતી. પણ આજે તે પશ્ચિમમાં ખસી ગઇ છે એટલે કચ્છ સૂકો પ્રદેશ બની ગયો છે. માત્ર તેની એક શાખા કોરી નામે હાલ લખપત પાસે થઈને વહે છે.

બ્રહ્માવર્ત્ત અને ધર્મારણ્ય

વૈદિક અને પૌરાણિક સાહિત્યમા લખ્યુ છે કે સિંધ અને સરસ્વતી વચ્ચેનો પ્રદેશ આર્ય ઋષિઓ અને દેવો માટે ઘણો પવિત્ર મનાતો હતો. એને તેઓ 'બ્રહ્માવર્ત્ત' કહેતા હતા કારણ કે બ્રહ્માએ ત્યા તપ કર્યું હતું

બ્રહ્માવર્ત્ત સિંધુ નદીની પૂર્વે હતુ અને ઉત્તરે પંજાબમા છેક લાહોર સુધી ગની નદીના કાંઠાનો પ્રદેશ જંગલવાળો હતો ગનીને કાંઠે લાહોરથી ૧૧૦ માઈલ દક્ષિણે હરપ્પામાં પણ સિંધુ સંસ્કૃતિનું નગર મળી આવ્યુ છે કેટલાક વિદ્વાનોને હરપ્પા એ 'ઋગ્વેદ'માંનુ હરિપિયુષા નગર અથવા હરિ શબ્દ સાથે સંકળાયેલ બીજા કોઈ નામવાળા શહેરનો અપભ્રંશ જણાયો છે.

મોહનજો ડેરો નગર અને સિંધુ સંસ્કૃતિની વિગત સાથે બંધબેસતી હકીકત કોઈ પુરાણમાં મળે છે કે કેમ તેની બારીક શોધખોળ કરતા જણાય છે કે મોઢ-પુરાણમા આ હકીકત મળી આવે છે તે સ્કંદ-પુરાણાંતર્ગત એક ઉપપુરાણ છે અને પદ્મપુરાણની અમુક અમુક આવૃત્તિઓમા પણ તે મળી આવ્યુ છે પુરાણોની સખ્યા ૧૮ મનાય છે પણ એ માન્યતા ખોટી છે. એ ઉપરાંત બીજા ઘણા પુરાણો છે જે હવે પ્રકાશમા આવતા જાય છે અને ઘણા પુરાણો તો વેદોના શાખાઓની પેઠે નષ્ટ પણ થઈ ગયા છે આશરે બસો વર્ષ પૂર્વેની અનેક હસ્તલિખિત પ્રતિઓ પરથી દિવાન બહાદુર ગોવિંદદાસજીએ આ મોઢ પુરાણને છપાવી બહાર પાડયુ હતું

આપણા ધર્મ પ્રમાણે બે પ્રકારના પ્રલયો છે, પ્રલય અને મહાપ્રલય પ્રલય એ દરેક ચતુર્યુગીને અંતે આવે છે અને મહાપ્રલય કલ્પની આખરે મહાપ્રલય આવતા શ્રી વિષ્ણુ જળમા પોઢી જાય છે એ આખ્યાયિકામા ક્યા બનાવ ઉપરથી રચાઇ તે તો ઘણી છણાવટ અને વાદવિવાદ પછીજ કહી શકાય

છેલ્લા કલ્પની આખરે આવેલા મહાપ્રલય પછી જ્યારે નવસરથી સૃષ્ટિ રચવાનો પ્રસગ આવ્યો ત્યારે બ્રહ્માએ તપ કરવા માડયું અને જે પ્રદેશમાં તેમણે તપ કર્યું તેનું નામ બ્રહ્માવર્ત પડયુ બ્રહ્માના પુત્ર કશ્યપ થયા, કશ્યપના સૂર્ય અને સૂર્યના વૈવસ્વત મનુ સૂર્યનું બીજુ નામ વિવસ્વાન પણ હતુ એટલે જ છેલ્લા મનુ વૈવસ્વત કહેવાયા છે દરેક મન્વન્તરનો મનુ જુદો જુદો હોય છે. આ પૂર્વેના મન્વન્તરોમાં સ્વયભૂ, ચાક્ષુષ વગેરે અનેક મનુઓ થઇ ગયા છે

વૈવસ્વત મનુનું બીજુ નામ 'યમ ધર્મ' પણ હતુ એમ પુરાણોમા લખ્યુ છે. એણે બ્રહ્માવર્તની બાજુએ આવેલા વન્ય પ્રદેશમાં તપ કરવા માડયુ એટલે આ ધર્મના નામ પરથી તેનું નામ ધર્મારણ્ય પડ્યુ તામ્રયુગમા સિંધુ નદીથી ઠેઠ લાહોર સુધીનો પ્રદેશ જગલવાળો હતો આ ઉપરથી જણાય છે કે આ જગલનુ નામ 'ધર્મારણ્ય' હતુ એમા વગવાટો થયા પછી લોકોએ તેના ઘણાખરા ભાગને સાફ કરી ત્યા ખેતીવાડી શરૂ કરી દીધી હતી. એથી તેનો દેખાવ બગીચાના જેવા થવા તેનુ એક નામ 'ઉદ્યાન' પણ પડયુ હતુ ઉદ્યાન ઘણે ભાગે ધર્મારણ્યના સાથી વધુ રળીયાળા ભાગનું જ નામ હતો અરબીજ મોહન જો ડેરાના ગોલી પર કર્નલ વાડેલે એ પ્રદેશનું નામ 'ઓદિન' (ઉદ્યાન શબ્દનો પ્રાકૃત અપભ્રંશ)

વાંચ્યું છે. સુમેરીઅન લોકો એને ' સુ–અદિન–દમ ' એટલે ' સારો–અદિન–પ્રદેશ ' કહેતા હતા. ચીની મુસાફર હુએન્ત્સાંગે સિંધનું નામ ' ઓઈતીઅન ' લખ્યું છે જે તેના મૂળ નામ ઉદ્યાન અથવા અદિનનો અપભ્રંશ છે. બાઇબલ અને કુરાનમાં લખ્યા પ્રમાણે માનવજાતિની ઉત્પત્તિ ' અદનના બગીચા 'માં થઇ હતી. બ્રહ્મા અને મનુએ નૂતન સૃષ્ટિ માટે ધર્મારણ્યાન્તર્ગત 'ઉદ્યાન'માં તપ કર્યું હતું. આમ આ આખ્યાયિકા હિંદુ, યહૂદી, ખ્રિસ્તી તથા ઈસ્લામ ધર્મને પરસ્પર સાંકળે છે.

## મોહનજો ડેરોની ઉત્પત્તિ.

વૈવસ્વત મનુના તપથી ઈંદ્રનું આસન ડોલવા લાગ્યું અને તે જતું ન રહે એવા ભયથી તેણે મનુના તપભંગ માટે ઉર્વશી નામે અપ્સરાને મોકલી. તેણીએ મનુ સામે ગાન અને નૃત્યો કરવા માંડયા. પણ યમધર્મ ( મનુ ) પર તેની કશી અસર થઇ નહિ. એટલે ઉર્વશી નિરાશ થઈને પાછી વળી. એ સ્થળનું નામ મનુએ અપ્સરા–તીર્થ પાડયું અને ત્યાં ' દેવ મોહનક ' નામે નગર પણ વસાવ્યું. તપથી મનુ પર શિવ પ્રસન્ન થયા અને તેની વિનંતીથી શિવે ત્યાં એક શિવલિંગ ઉત્પન્ન કર્યું અને આમ પોતે ત્યાં સ્થાપિત થયા. આ લિંગ ભૂતનાથ અને ધર્મેશ્વર કહેવાયું. પાસેજ એક કૂપ પ્રગટ થયો જે ' શિવકૂપ 'ના નામથી પ્રસિદ્ધિ પામ્યો.

ઉર્વશીએ જ્યાં નૃત્ય કર્યું હતું તે ' દેવમોહનક ' સ્થળ એજ મોહનજો ડેરો હતું એવી મારી માન્યતા છે; કારણ કે એ સ્થળના અસલ નામમાં 'મોહન' શબ્દ હતો, અને એની નોંધ લેવાઈ ગઇ છે. મૂળ નામ દેવમોહનક હશે પણ કાળાંતરે અથવા જાહેરમાં તે 'મોહન'ના ટુંકા નામથી પ્રસિદ્ધ થયું હશે. આ નગર નાશ પામતાં એનાં ખંડિયેરો થયાં અને પછી આ સ્થળ મોહનજો ડેરો કહેવાયું. મોહનજો ડેરોમાં શિવલિંગો મળી આવવાથી સર જેન માર્શલે તેને શૈવધર્મનું સૌથી પ્રાચીન સ્થળ માન્યું છે. અને લિંગ–પૂજાની ઉત્પત્તિ ત્યાંથીજ થઇ હશે એવી માન્યતા પ્રદર્શિત કરી છે. મનુ પર શિવ પ્રસન્ન થઇ ત્યાં ભૂતનાથ લિંગરૂપે સ્થાપિત થયા તેની સત્યતાને એથી પુષ્ટિ મળે છે. વળી કર્નલ વૉડેલે પોતાના ગ્રંથ (Indo Sumerian seals Deciphered)માં ચોથા સીલને જે અર્થ આપ્યો છે તેમાં સૂર્યની દેવદાસી 'ઉશીજ'નું નામ લખેલું છે. સુમેરીઅન ભાષામાં 'ઉશ 'નો અર્થ ' પેગામ લાવતી અપ્સરા' થાય છે. વળી ઉશીજ અને ઉર્વશી એ બંને નામો ઘણાં મળતાં છે. માટે કદાચ, એ સીલ, ઉર્વશી સૂર્યપુત્ર મનુ પાસે ઇન્દ્રનો જે પેગામ લાવી હતી, તેને લગતું હશે. એ સીલો પર ઘણી આખ્યાયિકાઓનાં ચિત્રો અને વિગતો જણાયાં છે. દેવમોહનકમાં શિવના પ્રાકટ્ય સાથે જ એક કૂપ થયો. કદાચ એ કુંડ હશે. મોહનજો ડેરોમાં જે મોટામાં મોટો ઈંટોના ચણતરવાળો કુંડ મળ્યો છે, તે કદાચ આ હોઇ શકે.

ધર્મેશ્વર મહાદેવની પશ્ચિમ બાજુએ સૂર્યની સ્ત્રી સંજ્ઞાએ તપ કર્યું અને ત્યાં સૂર્ય પ્રકટ થયા. વળી 'નાસત્ય અને અશ્વિની' એવા બે અશ્વિનીકુમારો ઉત્પન્ન થયા. એ બધાના ત્યાં કુંડો ઉત્પન્ન થયા જે સૂર્યકુંડો કહેવાયા. આ જાહેર વાત છે કે મોહનજો ડેરોમાં ઘણા કુંડો મળી આવ્યા છે. ત્યાંના વતનીઓના મુખ્ય દેવ સૂર્ય હતા એમ સીલો પરની આકૃતિઓ પરથી પુરવાર થયું છે. સૂર્યપૂજાને માટે તામ્રયુગના લોકો કુંડો વાપરતા હતા એમ સુમેરિયન આખ્યાનો પરથી જણાય છે.

## મોઢ બ્રાહ્મણો અને વૈશ્યોની ઉત્પત્તિ

બ્રહ્માની સ્તુતિથી ત્યાં વિષ્ણુ પ્રગટ થયા અને શિવસહિત ત્યાં ત્રણેય દેવોથી અઢાર હજાર બ્રાહ્મણો ઉત્પન્ન થયા. વિષ્ણુએ ઉત્પન્ન કરેલા ૭ હજાર સાત્ત્વિક, બ્રહ્માએ કરેલા ૭ હજાર રાજસ અને રૂદ્રના ૭ હજાર તામસ પ્રકૃતિવાળા થયા. એ બ્રાહ્મણો દેવમોહનકમાં વસેલા હોવાથી 'મોહનક' કહેવાયા. દેવમોહનક (મોહનજો ડેરો)ના નાશ પછી એ બ્રાહ્મણો આગળ જણાવેલા કારણસર ઉત્તર ગુજરાતમાં આવીને વસ્યા. એ સમય સુધીમાં તેમની જાતિનું નામ અપભ્રંશ થઇ 'મોહનક'માંથી 'મોઢ' થઇ ગયું અને ગુજરાતમાં તેઓ જ્યાં આવીને વસ્યા તે સ્થળનું નામ મોઢેરા પડયું.

મોઢપુરાણમાં આ બ્રાહ્મણોના વસવાટ પછી દેવમોહનકનું બીજું નામ મોહેરકપુર પણ પડયું હતું એમ લખ્યું છે. ઘણા વિદ્વાનો એને મોઢેરાનું અસલ નામ માને છે. પણ મારા અભિપ્રાય પ્રમાણે મોહેરકપુર એ દેવમોહનકનું બીજું નામ નહોતું પણ તેને છોડીને જ્યારે મોઢ બ્રાહ્મણો અને વાણિયાઓ ઉત્તર ગુજરાતમાં આવ્યા ત્યારે મોહેરકપુર (હાલનું મોઢેરા) વસાવીને રહ્યા. આ પ્રમાણે દેવમોહનક અને મોહેરકપુર એ એક ગામનાં બે નામ નહોતાં.

મોહનજો ડેરાની નગરરચના ઉપરથી સિદ્ધ થઇ ચૂકયું છે કે એ શહેરને ખાસ ચાહીને વસાવવામાં આવ્યું હતું. કોઇ પ્રાચીન ગામડામાંથી નગરરૂપે તેનો વિકાસ નહોતો થયો. ત્રિદેવો (બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર) એ અઢાર હજાર બ્રાહ્મણોને ઉત્પન્ન કરી વસાવ્યા તેનો અર્થ એમ સમજવો જોઇએ કે જયાં ત્યાં (કોઇ અન્ય જગ્યા)થી એ લોકોને લાવીને વસાવ્યા હતા અને તેમના માટે મોહનજો ડેરાની રચના કરવામાં આવી હતી.

આ લોકોની તેમના ગોત્ર અને પ્રવર પ્રમાણે અનેક દેવીઓ થઇ; જેવી કે શાન્તા, સુભદ્રા, ભટ્ટારિકા, ક્ષત્રજ્ઞ ઇત્યાદિ. માટીની ન્હાની ન્હાની દેવીઓની ઘણી મૂર્તિઓ મોહનજો ડેરામાં મળી છે.

ત્રિદેવોએ જોયું કે બ્રાહ્મણો તો પોતાના ધાર્મિક કાર્યમાંથી મુક્ત થતા નથી એટલે તેમણે રૂદ્રની માતા અને સૂર્યની બહેન કામદુધાને બોલાવી. તેણે પોતાની ખરીના આગ ભાગથી પૃથ્વીને ખોદી અને તેમાંથી ગાત્રયોનિ વિના ૩૬૦૦૦ વાણિયા ઉત્પન્ન થયા. એજ મોઢ વાણિયા કહેવાયા. તેમને પરણાવવા માટે વિશ્વાવસુ ગાંધર્વે ૩૬૦૦૦ કન્યાઓ ઉત્પન્ન કરી. એ વાણિયાઓને ૧૮૦૦૦ બ્રાહ્મણોની સેવા, ખેતી અને ગાયોનું પાલન કરવાનું સોંપવામાં આવ્યું. આમ દેવમોહનક (મોહનજો ડેરો) સંપૂર્ણ રીતે વસ્યું.

સુમેરિયન અને રાજવંશ પૂર્વેની મીસરની સંસ્કૃતિઓ–Predynastic Egyptian culture–એ બંને સિંધુ સંસ્કૃતિના જેવી છે. સુમેરિયનોનાં પ્રાચીનતમ નગરો કિશ, ઉર અને નિપ્પુર કરતાં મોહનજો ડેરો વધુ પ્રાચીન સિદ્ધ થયું છે. હવે તો એ વાત સ્વીકારાઇ ગઇ છે કે સિંધુ સંસ્કૃતિવાળા લોકો જ મેસોપોટેમિયામાં આવીને વસ્યા અને સુમેરિયન કહેવાયા. વળી પંજાબમાં પણ તેઓ જઇને વસ્યા. એ લોકો શા માટે ત્યાં ગયા તે તો કહી શકાય નહિ પણ પરિણામ એ આવ્યું કે મોહનજો ડેરો વેરાન થયું. તેનાં ચિહ્નો ખોદકામમાં જણાયાં છે. પુરાતત્ત્વવિદો એમ માને છે કે દુકાળો પડવાથી જ મોહનજો ડેરો વેરાન થયું હશે. આમ એ નગર ત્રણ વખત વેરાન થવાનાં ચિન્હો ત્યાં મળ્યાં છે.

[ અનુસંધાન પૃ. ૪૫૮ ]

સાંજે વાળુની કોઈને ઈચ્છા નહોતી, પણ પરસ્પરને ખાતર સૌએ કંઈક લીધું. તે પછી વિમલા ને લીલા શાન્તિની નજીક સૂઈ ગયાં, અમે પાસેના ઓરડામાં સૂતા.

કમલ સાદડી પર આડો પડયો, પણ તેની આંખો એકાદ પળ માટે પણ ભેગી ન થઈ. તે ઊંડી વ્યથા અનુભવતો જણાયો.

"શું થાય છે?" મેં મીઠાશથી પૂછ્યું.

"મારા પૂર્વજોની આજ્ઞા છે," કમળ દુઃખદ સ્વરે બોલ્યો, "કે મુખ્ય વારસ સિવાય આ જ્ઞાનમંદિરનો ભેદ કોઈને જ ન જણાવાય. આજે હું ધર્મસંકટમાં આવી પડયો છું."

"શું?"

"આવતીકાલે અમારા વંશનો છેલ્લો અવશેષ એક લીલા જ હશે. આજ રાત્રે જ મારે તેને મંદિરના માર્ગનો ભેદ જણાવી દેવો જોઈએ. પણ તે કન્યા છે. તેને પરણવું જોઈશે. તેના પતિને તે એ ભેદ ન જણાવી શકે. એ કારણે બંનેની એકતાનતા જોખમાય તો?"

"એ અસંભવિત છે."

"તમે પોતે એવા પ્રસંગે શું કરો?" કમલના શબ્દોમાં નવું તેજ પૂરાયું.

"હું આ પ્રશ્નથી ચમકયો. પણ વધુ વિચાર વિના તરતજ ઉત્તર દીધો, "હું તો એને મહત્તાનું એક અંગ લેખું."

કમલ તરત ઊભો થઈ બહાર ચાલ્યો. ને કેટલોક સમય વીત્યા પછી તે લીલા સાથે પાછો ફર્યો. મને જાગતો જોતાં જ તે બોલ્યો, "લીલાને બધો ભેદ બતાવી દીધો છે."

"આશા રાખું છું કે," મેં કંઈક કંપતા સ્વરે કહ્યું. "લીલાબહેન પણ તમારા વંશપરંપરાગત ધર્મને જાળવી રાખે."

"એ તો જાળવશે જ" કમલે કહ્યું, "પણ તેનો કંઈક આધાર તમારા પર પણ છે."

"એ શી રીતે?"

"મેં તમારા પાસે વચન માગેલું છે."

"પણ એનો પ્રકાર નથી જણાવ્યો."

"પ્રકાર આ" કહી કમલે લીલાનો હાથ મારા હાથમાં મૂકયો.

હું ચકિત થઈ જોઈ રહ્યો. આનાકાનીનો કંઈક દેખાવ કરવા ગયો, પણ તે જ પળે વિમલાની બૂમ સંભળાતાં અમે ત્રણે ત્યાં દોડયાં.

કુમારનો સન્નિપાત વધતો હતો. તેની આંખો ટગર ટગર નાચી રહી હતી. અંબાને પણ વિસરાવતી વિમલા એના હાથને છાતી પર દબાવી રહી હતી.

મેં એ માતા અને સતિના ચરણે મસ્તક મૂકયું. તેણે મારા માથે હાથ મૂકયો. લીલાનો હાથ હાથમાં લઈ તેણે તે પર હોઠ દબાવ્યા. ને થોડી જ પળોમાં તે નિસ્તેજ બાળકની સોડમાં ઢગલો થઈ પડી.

× × ×

તે પછી અમારા આંસુનો ઇતિહાસ મૂકતા માગે છે. પણ અમે પ્રતિદિન જ્ઞાનમંદિરનાં દર્શને જઈએ છીએ; ત્યાં કમલ, વિમલા ને શાન્તિનાં લીલાએ દોરેલાં ચિત્રોને પૂજીએ છીએ. અદ્ભુત ગ્રન્થોનું અધ્યયન કરીએ છીએ. લીલા પ્રતિદિન મારી આંખે પાટો બાંધતાં છોડતાં કહે છે, "મારશો તો નહિને?"

ને હું તત્ક્ષણ એના હાથને હાથમાં લઈ લઉં છું.

# અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન

'વસંતાનુજ'

## ૨

ગુજરાતમાં અક્ષરજ્ઞાનના પ્રયાસો છૂટાછવાયા થયા તે પછી મુંબઈ ઇલાકાનો વહીવટ મહાસભા-પક્ષના પ્રધાનોના હાથમાં આવતાં આ પ્રધાનોએ તેમના કાર્યક્રમમાં નિરક્ષરતા નિવારણના કાર્યને અગત્યનું સ્થાન આપેલું.

તેમણે જે અનેક લોકહિતનાં કામો હાથ ધર્યાં તેમાં નિરક્ષરતા-નિવારણનું કાર્ય પણ તાત્કાલિક હાથમાં લીધું. મહાસભાવાદી સરકારે પ્રૌઢ-શિક્ષણને અંગે સરકારને સલાહ આપવા એક સમિતિ નીમી. તેમાં શ્રી. ગિજુભાઈને પણ લેવામાં આવ્યા હતા. એ સમિતિનાં કામકાજ પછી ઇલાકાના જુદી જુદી ભાષાવાળા પ્રાંતોમાં અક્ષરજ્ઞાન યોજનાનો અમલ કરવા માટે જુદા જુદા પ્રાંતિક સંઘો રચ્યા. એમાં ગુજરાતપ્રાંત-પ્રૌઢશિક્ષણસંઘની વ્યવસ્થા ગુજરાતના પ્રખર ગ્રામસેવક અને શિક્ષણપ્રેમી શ્રી. જુગતરામ દવેને સોંપવામાં આવી. પ્રાંતના પ્રૌઢ-શિક્ષણસંઘની સલાહ, સૂચના અને દોરવણી મુજબ કામ કરવા માટે પ્રાંતના સંઘના તે તે જીલ્લાના સભ્યો મારફત જીલ્લાઓમાં જીલ્લા પ્રૌઢ-શિક્ષણસંઘો થયા. અને એ રીતે તાલુકાના તથા ગામોના સંઘો પણ અસ્તિત્વમાં આવ્યા છે. શ્રી. જુગતરામ દવે જેવા અનુભવી અને કસાયલા લોકશિક્ષક અને સેવકના હાથમાં ગુજરાતમાંથી નિરક્ષરતા નાબૂદ કરવાનું કામ સોંપાયું હોય તેથી તેમના કામમાં તેમના અનુભવોનું પ્રતિબિંબ પડે એ બનવાયોગ્ય છે.

અક્ષરજ્ઞાન યોજનાનો અમલ કરવામાં શરૂઆતથીજ તેમને પાઠ્યપુસ્તકોની મુશ્કેલી જણાઈ. સ્વ. ગિજુભાઈએ ગુજરાતમાં આ પહેલાં આ જ પ્રકારનું કાર્ય કરેલું હોઈ ને કેટલીક ભૂમિકા યોજનાના અમલ માટે ઉપયોગી થઇ પડે તેવી તૈયાર હતી. શિક્ષણ પદ્ધતિ તથા શિક્ષણમાં પડતી મુશ્કેલીઓનો ખ્યાલ જેમણે આ કાર્ય પહેલાં કરેલું તેમને હતો. તેમની પાસે ગિજુભાઈએ તૈયાર કરેલ પાઠ્યપુસ્તકો પણ હતાં.

આથી શરૂઆતમાં પાઠ્યપુસ્તકની મુશ્કેલી ઓછી જણાય તેટલા માટે ઘણીખરી પ્રૌઢશાળાઓમાં ગિજુભાઈએ તૈયાર કરેલી 'ચાલો વાંચીએ' નામની પુસ્તિકા ઉપયોગમાં લેવાઈ. પરંતુ પાછળથી શ્રી. જુગતરામ દવે અને શ્રી. નરહરિ પરીખ તરફથી એક લોકપોથી તૈયાર કરવામાં આવી અને ગુજરાત પ્રૌઢ-શિક્ષણસંઘ તરફથી તે પ્રસિદ્ધ થઈ. આ લોકપોથી આજે ગુજરાતભરમાં પ્રૌઢશાળાઓમાં ઉપયોગમાં લેવાય છે.

આ ઉપરાંત શ્રી. 'ધૂમકેતુ'એ પણ પ્રૌઢ-શિક્ષણમાળા શરૂ કરી છે. અને તેમાં 'આપણે સૌ ભણીએ' નામથી નાની પોથી, પહેલી ચોપડી અને બીજી ચોપડી પણ તૈયાર થયેલ છે, અને તે અમદાવાદના 'ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય' તરફથી બહાર પાડવામાં આવી છે.

આ બધાં પુસ્તકો કેવાં છે, અને પ્રૌઢ–શિક્ષણના કાર્યમાં કેટલે સુધી ઉપયોગી થઈ શકે એમ છે તે જોઈએ.

'ચાલો વાંચીએ'માં સામાન્ય જીવનને લગતા પાઠો છે. તેમાં સામાન્ય જ્ઞાન ઉપરાંત ગામડાંમાં વધુ અનુકૂળ આવે તેમ છતાં શહેરમાં પણ ચાલી શકે તેવા પાઠો છે. શ્રી. ગિજુભાઈ શિક્ષણશાસ્ત્રી ઉપરાંત મનુષ્યસ્વભાવના અઠંગ અભ્યાસી હોઈને તેમણે સહુને ગમી જાય અને અભણ માણસોને થોડું ભણ્યા પછી ભણવા તરફ અભિરુચી વધે તેવા પાઠો તેમાં દાખલ કર્યા છે.

આ ઉપરાંત, 'આગળ વાંચો પહેલી' બીજી' અને ત્રીજી' ચોપડી પણ સ્વ. ગિજુભાઈએ તૈયાર કરેલ. જો તેમના હસ્તકનું નિરક્ષરતા–નિવારણનું કાર્ય તે વખતે અટકી જવાને બદલે વધુ ફૂલ્યું-ફાલ્યું હોત તો ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડી પણ તૈયાર કરવાની યોજના હતી. પરંતુ 'આદર્યાં ધૂઅરાં રહે, હરિ કરે સો હોય' એ ઉક્તિ મુજબ શ્રી. ગિજુભાઈનું કામ અધૂરું રહ્યું અને તેઓ આપણી વચ્ચેથી વિદાય થયા.

આ પછી આપણે શ્રી. જુગતરામ દવે અને નરહરિ પરીખની 'લોકપોથી' જોઈએ. બંને લેખકો કેળવણીકાર છે, કસાયલા લોકસેવકો છે અને શ્રી. ગિજુભાઈના સંપર્કમાં પણ સારી પેઠે આવેલા હોવાથી તેમની પોથીમાં ખાસ ખામી હોઈ ન શકે. પરંતુ જેમ લેખકના જીવનનું પ્રતિબિમ્બ તેનાં લખાણમાં પડે છે તેમ લોકપોથીમાં પણ તેવું જ બન્યું છે. લોકપોથી કોઈ તટસ્થ શિક્ષણશાસ્ત્રી શિક્ષણની દૃષ્ટિએ જુએ તો તેમાં પ્રથમ રાષ્ટ્રીયતાના પ્રચારનો ભાવ સ્પષ્ટ-દેખાઈ આવે. અક્ષરજ્ઞાન આપવા સાથે વર્તમાન કાળમાં વિશેષ ઉપયોગી જ્ઞાન પણ આપી દેવાની હોંશ સહુ કોઈને થાય તે સ્વાભાવિક છે. અને એ હોંશ પૂરી કરવા માટે ખાદીના, રેંટિયાના, દારૂનિષેધના પાઠો આપ્યા હોય એમ લાગે છે. અલબત્ત નૈતિક દૃષ્ટિએ આ પાઠો ન હોવા જોઈએ એમ તો ન જ કહેવાય પરંતુ આ વિષયો ઉપર જેટલો ભાર મૂકવામાં આવ્યો છે તેટલો ન મૂકાયો હોત તો વધુ સારું હતું એમ સહેજે કહેવાઈ જાય છે. પાઠ્યપુસ્તકમાં પ્રચારક પાઠો મૂકવાને બદલે જો લખતાં વાંચતાં શીખેલા પ્રૌઢો પાસે રજુ કરી શકાય તેવું પ્રચારસાહિત્ય ઈતર વાંચન તરીકે મૂક્યું હોય તો તે વધારે યોગ્ય કહેવાય. લોકપોથીમાં ૬૮મો પાઠ ગીતસંગ્રહ-રજો છે. તેમાં 'ત્રણું જાયુતી જોડી' મથાળાંવાળી કવિતામાં શાહુકાર, જમાદાર અને દારૂના ઈજારદારને એકજ કોટીમાં મૂક્યા છે. મતલબ કે લોકપોથીના લેખકો આ ત્રણેને એક જ કક્ષામાં મૂકે છે. ત્રણેનું અસ્તિત્વ અનિષ્ટ હોય એમ કહે છે. પરંતુ ગાંધીજીના સ્વરાજ્યમાં દારૂના ઈજારદારને સ્થાન નથી એ સર્વ સ્વીકૃત સત્ય હોવા છતાં શાહુકાર કે જમાદારને પણ સ્થાન તેમાં નથી એ એકદમ ગળે ઊતરે તેવું નથી. પૃથ્વી ઉપર સ્વર્ગ ઊતરે અને તેમાં સામ્યવાદીઓની કલ્પના મુજબનું તંત્ર હોય તો શાહુકાર અને જમાદારની જરૂર ન પડે, પરંતુ આ દુનિયામાં અત્યારના સંજોગોમાં પ્રજારક્ષાને માટે પોલીસ અને પ્રજાકીય ધનના સાચવનારાને તદ્દન ભૂંસી નાખવાનું અશક્ય છે. હા, એટલું સાચું કે આજના જમાદાર અને શાહુકારની મનોદશા બદલાવાની જરૂર છે અને તેઓ પ્રજાદિનચિંતકો છે એવી ભાવના તેમનામાં આવવાની જરૂર છે. તેમ છતાં શાહુકાર કે જમાદાર પ્રત્યે શરૂઆતમાં જ ચણગમો પેદા કરવો એ ઠીક ન કહેવાય. જમાદાર અને શાહુકાર કેવા હોવા જોઈએ અને કેવા ન હોવા

જોઈએ એ દર્શાવનાર પાઠ હોત તો યોગ્ય કહેવાત. ગીતનું મથાળું પણ ભાવાની દૃષ્ટીએ ખૂંચે એવું છે. જોડી બે જણની હોય. ત્રણ જણની જોડીને બદલે ત્રેખડ, ત્રિપુટી કે એવો કોઈ શબ્દ પ્રાથમિક પોથીમાં અઘરો જણાતો હોય તો બેથી વધારે વ્યક્તિઓ માટેનો સમૂહવાચક 'ટોળી' ચાલી શકત.

આવા જુદા જુદા પાઠો વિષે લખવા બેસતાં બહુ લાંબું થઈ જાય તેથી તેમ ન કરતાં એકંદરે પ્રૌઢશિક્ષણની શરૂઆતમાં આ જાતનાં પાઠ્યપુસ્તકો પણ બાળદશામાં હોય એ સ્વાભાવિક છે. સમયના વહેવા સાથે શિક્ષણના અનુભવીઓને હાથે આવાં પાઠ્યપુસ્તકોમાં ઘણી પ્રગતિ થશે. વળી આ પાઠોના ચોકઠામાં રહીને જ શિક્ષણ આપવું એવો હેતુ લેખકોનો જણાતો નથી. લેખકો એવા મતાગ્રહી નથી એ કેટલાક પાઠો નીચે શિક્ષકોને જે સૂચનાઓ અપાઈ છે તે ઉપરથી જણાય છે. ફક્ત જેમને શું શીખવવું એવી મૂંઝવણ થતી હોય તેમને માર્ગદર્શક લોકપોથી આપવાનો ખાસ હેતુ લેખકોનો હોય એ સ્વાભાવિક છે. શિક્ષક પોતાની અક્કલનો ઉપયોગ કરી નવા નવા પાઠો ઉપજાવી શકે તો તેમાંથી પણ ઘણું નવું સર્જન તૈયાર થાય.

જ્યારે કોઇ નવી પ્રવૃત્તિ શરૂ થાય ત્યારે તે પ્રવૃત્તિ તરફ જેઓ કુદરતી રીતે આકર્ષાય તેઓ તે પ્રવૃત્તિને વેગ આપવા પોતાનો ફાળો આપવા પ્રેરાય છે. તેમ શ્રી 'ધૂમકેતુ'એ પ્રૌઢશિક્ષણ માટે તેમની દૃષ્ટિએ યોગ્ય લાગ્યા તેવા પાઠો તૈયાર કરી નાની પોથી, પહેલી અને બીજી ચોપડીની રચના કરી છે. શ્રી. 'ધૂમકેતુ'નું શિક્ષકપણું આ પુસ્તકોની રચનામાં દેખાઇ આવે છે. અને શ્રી. 'ધૂમકેતુ' સ્વભાવે લોકશિક્ષક હોય એમ દેખાય છે. તેઓ વર્તમાન સાહિત્યકારોમાં પ્રથમ પંક્તિમાં ગણી શકાય તેવા સાક્ષર છે.-અને સજ્જન લેખકો પોતાનું સર્જન પ્રજાને સન્માર્ગે દોરે તેવું બને એ ઇચ્છના હોય એટલે તેઓ લોકશિક્ષક આપ બની જાય છે. પરન્તુ આ પુસ્તકોની રચનામાં શ્રી. 'ધૂમકેતુ' જૂના જમાનાના હેતાજીનું માનસ ધરાવતા જણાય છે. તેમ ન હોય તો નાની પોથીમાં મૂળાક્ષરો આપવાની જે ઉતાવળ કરી છે તે તેમણે કરી ન હોત. જો નાની પોથીમાં જ મૂળાક્ષરો મૂકવાની જરૂર તેમને લાગતી હતી તો પોથીને અંતે અગર પૂંઠા ઉપર મૂળાક્ષરો રજૂ કરી શકાત. મૂળાક્ષરો પાઠ તરીકે રજૂ કરવા કરતાં જિજ્ઞાસુની નજરે ચડે તેવી રીતે કોઇ સ્થળે મૂકી દીધા હોય તો જિજ્ઞાસુનું ધ્યાન તે તરફ જતાં ક-વર્ગ, ચ-વર્ગ, ટ-વર્ગ વગેરેના ભેદનો આપોઆપ ખ્યાલ આવી જાય અને શિક્ષક પણ કોઇ વાર ચાલુ કામમાં વૈવિધ્ય લાવવા ખાતર જુદા જુદા અક્ષરોના ઉચ્ચારો ઉપરથી તેનું વર્ગીકરણ કરે.- પ્રૌઢશિક્ષણમાં શિક્ષકનું કામ ફક્ત જ્ઞાનરૂપી આંખો વગરનાની આંખો ઉઘાડવા પૂરતું જ હોવું જોઇએ, અને અંધાપો દૂર થયા પછી ઉમ્મરના પ્રમાણમાં થયેલ માનસિક વિકાસનો ઉપયોગ થવા દેવો જોઇએ. અને શિક્ષકે ફક્ત જરૂર પડે ત્યાં જ માર્ગદર્શક બનવું જોઇએ.

શ્રી. 'ધૂમકેતુ'ની પહેલી ચોપડી તેમની નાનીપોથી પછી ઠીક ઠીક આગળ વધી છે. સહેલાં વાક્યોવાળા પાઠો ઉપરાંત ચાલુ જીવનમાં ઉપયોગી થાય તેવા બોધપ્રદ પાઠોનો પણ તેમાં સમાવેશ કરેલો છે પહેલી ચોપડીના શરૂઆતના પાઠોમાં મથાળે વ્યંજન સાથે જુદા જુદા સ્વર મળતાં બનતા અક્ષરો મૂક્યા છે તે અસ્થાને હોય એમ જણાય છે. જોડાક્ષરો આ રીતે રજુ કરવા એ ઇચ્છવાયોગ્ય ખરું. પણ કોઈ અક્ષર વાંચવાથી તેના કોઈ અર્થની છાપ મગજ ઉપર ન પડે ત્યારે તેનું વાંચન કંટાળો આપનારું અને બોજારૂપ થઇ પડે.

દાખલા તરીકે ડા, ડે, ડૈ, દી, દૂ વગેરે અક્ષરોના વાંચનથી કોઈ પણ જાતનો અર્થ સમજાતો નથી. તેને બદલે આ અક્ષરોવાળા શબ્દો આપ્યા હોય અને પછી શિક્ષક નવા અક્ષરો તરફ ધ્યાન ખેંચે તો શીખનાર તથા શીખવનારને તેમાં રસ પડે છે.

શ્રી. 'ધૂમકેતુ'ની બીજી ચોપડી પહેલી ચોપડી કરતાં સારી પેઠે આગળ વધી છે. જો તેઓ આ ઢબની ઉત્તરોત્તર બીજી ત્રણ–ચાર ચોપડીઓ તૈયાર કરશે તો તેમને હાથે શિક્ષણ લેતા પ્રૌઢો માટે સારાં પાઠ્યપુસ્તકોની ઉણપ પૂરી શકાશે.

પ્રૌઢ–શિક્ષણને માટે પાઠ્યપુસ્તકોમાં વૈવિધ્ય હોવું આવશ્યક છે. એકજ ટંકશાળના ચલણી સિક્કાની માફક પાઠ્યપુસ્તકમાળા પ્રૌઢશાળામાં ચલાવવી અનુકૂળ ન આવે એ બનવાજોગ છે. ટંકશાળમાંથી નીકળેલું નાણું ગરીબને તેમજ અમીરને, ખેડૂતને કે શાહુકારને, ગામડામાં કે શહેરમાં સર્વ સ્થળે અને સર્વ વર્ગને એકસરખું ઉપયોગી છે. સ્થળાંતર થતાં પણ તેની ચલણી કિંમત દેશમાં જરાય ઘટતી નથી. ચલણી સિક્કા ગામડાં અને શહેર માટે, મજૂર અને શેઠ માટે જુદી જુદી જાતના પાડવામાં નથી આવતા. પરંતુ પાઠ્યપુસ્તક કાંઈ ચલણી નાણું નથી. શીખનાર વ્યક્તિસમૂહની આસપાસનાં વાતાવરણ અને પ્રકૃતિ અનુસાર પાઠ્યપુસ્તકો પણ જુદી જુદી જાતનાં હોવાં જોઈએ.

શહેરના મજૂરને શીખવતી વખતે તેનાં દૈનિક જીવનને લગતા પાઠો તેની પાસે રજૂ કરવામાં આવે તો શિક્ષણ રસપ્રદ લાગશે. એજ પ્રમાણે ગામડાંના ભીલ કે ભંગી પાસે તેનાં રોજંદાં જીવનને લગતા પાઠો રજૂ કરવાથી તે હોંશે હોંશે શીખશે.

શરૂઆતમાં પાઠ્યપુસ્તકની ઉણપ હોય અને જુદા જુદા સમૂહો વચ્ચે ચલાવવા માટે તેવાં અનુકૂળ પાઠ્યપુસ્તકો ન હોય તો તે જાતના પાઠો શિક્ષકે તૈયાર કરીને રજૂ કરવા જોઈએ. હોંશે હોંશે શીખવા આવનારને પણ જો કંટાળો આવે એવી રીતે શિક્ષણ આપવામાં આવે તો તેનો ઉત્સાહ મંદ પડી જશે. પ્રૌઢ–શિક્ષણની સફળતાનો આધાર પાઠ્યપુસ્તકો અને શિક્ષકની પોતાની આવડત ઉપર વધુ રહે છે. શિક્ષક બનવું આજે રહેલું ગણાઈ ગયું છે. શિક્ષકનો દરજ્જો પણ આજે હલકો ગણાયો છે. પરન્તુ શિક્ષકની કળા જેણે હસ્તગત કરી છે તેવા શિક્ષકો પોતાની સામે વિદ્યોપાર્જન માટે બેઠેલા વિદ્યાર્થીના હૃદયમાં સોંસરૂં ઊતરી જાય એ રીતે ભણતર ભણાવે છે. આવી કલા જે શિક્ષકે હસ્તગત કરી છે તેનો દરજ્જો કોઈ દિવસ હલકો નહિ થાય અને તેવા શિક્ષકો પ્રજા સમસ્તની પ્રગતિમાં જ નહિ પણ ક્રાંતિમાં પણ મહત્ત્વનો ભાગ ભજવે છે.

---

## ધરતીકંપ

મૂળશંકર જોષી.

[ પૃથ્વી ]

જયેં પ્રભુ પ્રતીકશાં મનુજ ઉર વ્યાપી જતી
અસત્ય ભર કર્મની કુટિલ ધર્મની ભાવના
ઝીલાય નવ પાપભાર ધરણી થકી વિશ્વનો
તર્યે પ્રબલ આંચકા ધરતીકંપના લાગતા.

# મારો પ્રેમી

"સૌજન્ય"

એ પ્રસંગને આજે એક વરસનાં વહાણાં વહી ગયાં. છતાં જાણે ગઈ કાલે જ એ પ્રસંગ બન્યો હોય તેમ કોઈકવાર તો મનમાં થઇ જાય છે. એનું મ્લાન મોં, વિષાદપૂર્ણ આંખો અને કારુણ્યની મૂર્તિ જેવો તેનો દેહ મારી નજર આગળ તરે છે. એ મારી સાથે ભાગ્યેજ બે વાક્યો બોલ્યો હશે તોએ એના શબ્દો કોણ જાણે કેમ મારા મનમાં ગુંજ્યા કરે છે. તે મારા સ્મૃતિપટ પરથી ભૂંસાતો નથી છતાં કોણ જાણે કેમ મને તેને માટે પ્રેમ જાગતો નથી. મારા હૃદયને છેતર્યા વગર કહેવું હોય તો સ્પષ્ટ કહું કે મને તેને માટે મમતા છે, સહાનુભૂતિ છે પણ પ્રેમ તો નથી જ. તેનું કારણ શું છે તે તો હું પોતે જ જાણતી નથી તો કહી તો કેમ શકું?

જુઓને–મારે અને સુરેશને પહેલી ઓળખાણ થઇ બી. એ.માં. મારું અને તેનું ગ્રુપ એક જ. એટલે અમારે સાથે પીરિયડ ઘણા આવે. શરૂઆતમાં તો તેની હાજરી કંઈ ધ્યાન ખેંચતી નહિ. હું માત્ર એટલુંજ જાણતી કે એ મારી સાથે ભણે છે. પણ થોડા દિવસમાં તો હું તેની સાથે વાતો કરતી થઈ ગઈ. કંઇ પૂછવાનું હોય તો તેનેજ પૂછું. કોઈ ચોપડી કે નોટ લેવાની હોય તો તેની જ માગું. ભણવામાં તે હોંશિયાર હતો એટલે તેની નોટ માગવાનો પ્રસંગ મારે ઘણો આવતો અને તે પણ વિના સંકોચે મારી સાથે વાત કરતો. ...ના જેવાં પુસ્તકોની ભલામણ કરતો અને હું માગું તો ગમે ત્યાંથી પણ મને લાવીને આપતો. આમ હું તેની સાથે છૂટ લેતી તેનો અર્થ એમ ન હતો કે મને તેને માટે પ્રેમ થઇ ગયો હતો. હું માનું છું કે તે પણ એવો અર્થ નહિજ કરતો હોય.

પણ સમય જતાં હું જોતી ગઈ કે સુરેશ કંઈક અંશે ગંભીર બનતો જતો હતો. તેની મુખમુદ્રા જે હંમેશાં પ્રફુલ્લિત લાગતી તે હવે કંઇક વિષાદમય લાગવા માંડી. તેની આંખમાં જે નૈસર્ગિક ચમક હતી, જે નિખાલસતા હતી તેની સાથે કંઈક ઝટ ન સમજાય તેવો ભાવ આવ્યો હોય તેમ મને દેખાવા લાગ્યું. એટલુંજ નહિ પણ મારી સાથે વાત કરતાં તેના અવાજમાં પણ મને ક્યારેક કંપ સંભળાતો અને મારા આશ્ચર્યની વચ્ચે સુરેશ ચાલુ વર્ગમાં પણ મને ધારીધારીને જોવા લાગ્યો. ક્યારેક તો અનિમેષ નયને મારી સામે ટાંપી રહેતો અને ભૂલથી મારી નજર મળી જતી તો લજ્જામય રીતે તેની આંખો ઢળી પડતી. હવે સુરેશ મને કંઇક વિચિત્ર લાગવા માંડ્યો. છતાં એનામાં એવું કંઈક હતું જે મને તેના તરફ તિરસ્કાર લાવવામાં રોકતું હતું. બાકી મને આવા પ્રકારના પુરૂષો તરફ ખૂબ તિરસ્કાર છૂટે છે. તેઓ એમ માને છે કે સ્ત્રી એ પ્રેમ કરવાનું રમકડું છે. કોઇ છોકરીએ સહજ વાત કરી હોય તો એનો અર્થ કંઇને કંઇ કરી મૂકે. કોઈ કામ પ્રસંગે છોકરી સાથે વાત થઈ હોય તો પોતાની જાતને અહોભાગ્ય માને. અને પોતાનું મહત્ત્વ વધારવા તેમના મિત્રમંડળમાં જાહેરાત કરે કે, 'મારે તો પેલાં બેન સાથે મિત્રતા છે.' અને મિત્રમંડળ પણ

તેમને ધન્યવાદ આપતાં કહે, 'વાહ! ફાવ્યો દોસ્ત, હવે ક્યારે ફીસ્ટ આપે છે?' અને આ ફાવેલો દોસ્ત ગમે તે બહાનાં કાઢી 'બેન'નો પીછો છોડે જ નહિ. બેનના મનમાં કંઇ હોય નહિ છતાં આ ભાઇ તો મોટી મોટી ઇમારતો ચણવા મંડી પડે અને એ બેનને પોતાની જ માની બેસે. મારા જીવનમાં પણ આવા એક બે પ્રસંગો આવી ગયા છે. હું બરાબર જાણું છું કે આજના વિદ્યાર્થીને છોકરીની ખુશામત કરવી ઘણી ગમે છે. અને એ ખુશામત કરવામાં પોતાની જાતને તે ધન્ય માને છે. કોલેજ-જીવનને તે પ્રેમપુરાણમાંજ સાર્થક ગણે છે. ઘણા ઘણા વિદ્યાર્થીઓની આંખો જ ભૂખ્યા વરૂ જેવી લાગે છે. છોકરીઓને જોઇ એ આંખોમાં હડકવા આવતો હોય એવું પણ મને લાગે છે. વિદ્યાર્થીઓના આવા વર્તનથી કંટાળી મેં તો નિશ્ચય કર્યો હતો કે બનતાંસુધી તો કોઈ વિદ્યાર્થી સાથે બોલવાનો પણ સંબંધ ન રાખવો.

પણ સુરેશ તો મને બધાથી જુદોજ લાગેલો. વર્ગમાં તે મારી સામેજ બેસતો. મને તેના મોં પર સંસ્કારિતા લાગતી. તેની આંખોમાં નિખાલસતા નીતરતી. તેના વર્તનમાં ગમી જાય તેવી શિષ્ટતા અને સંયમ હતાં. અને આજે અનુભવ પછી પણ એટલું તો કહેવુંજ જોઇએ કે સુરેશ બધાથી જુદોજ હતો. એની સંસ્કારિતાએ મને તેની સાથે બોલવા પ્રેરેલી અને પહેલાજ અનુભવે મને લાગેલું કે તેની સાથે બોલવામાં કોઇ પણ પ્રકારનો ભય ન હતો.

પણ આ શું? સંસ્કારી સુરેશ મને ધારીધારીને કેમ જુએ છે? તેની સંયમી નજર આમ સ્વચ્છંદી કેમ બને છે? હું તો આજ્ઞી બની સુરેશનું પરિવર્તન જોવા લાગી. બે-ત્રણ દિવસ પછી સુરેશે મને બોલાવી.

'સુમનબેન!' હું તરત જ ઊભી રહી.

'કેમ?'

જવાબ આપ્યા વગર સુરેશ જાણે મને પીતો હોય તેમ તેની નજર મારા મોં પર જડાઈ ગઈ હતી. તેની આંખના ખૂણામાં પાણી બાઝતું હતું. હું તેની સામે નજર ન જોડી શકી. અને તે એકદમ સ્વસ્થ થઈ બોલ્યોઃ

'હા, જુઓને પેલી નોટ જે વાંચી રહ્યાં હો તો કાલે લાવજો હો.'

મને લાગ્યું કે સુરેશ આટલું પણ ધ્રૂજતા અવાજે મહા મહેનતે બોલી ગયો.-અને બીજા દિવસે મેં નોટ આપી દીધી. તે પછી સુરેશ પાસેથી કોઈ ચોપડી કે નોટ ન માગવાનો નિશ્ચય કર્યો, એટલું જ નહિ પણ સુરેશથી હું દૂર રહેવા પ્રયત્ન કરવા લાગી.

છતાં સુરેશ તો ચાલુ વર્ગમાં પણ મને પ્રેમભીનાં નયને જોઇ રહેતો. એ મારી સામે જુએ છે કે નહિ તે જોવા હું ક્યારેક ક્યારેક તેની સામે જોતી અને વિના અપવાદે મને માલમ પડતું કે સુરેશની આંખો મારા પર જામેલી જ રહેતી. મને ભય રહ્યા કરતો હતો કે હમણાં કદાચ પ્રોફેસર સાહેબ આ નાટક જોઇ જશે! પણ એ 'પ્રેમવીર'ને તો એનો ભય જ ન હતો.

સુરેશ મને આમ ધારી ધારીને જોતો એટલે નાઇચ્છાએ પણ મને તેનો વિચાર આવી જતો. મારામાં એવું તે શું છે કે તે આમ મને ધારી ધારીને જોતો હશે? અને રોજ રોજ આટલું આટલું જુએ છે, છતાં કેમ ધરાતો નહિ હોય? મારામાં એવું તો સૌન્દર્ય નથી

# મારો પ્રેમી

"સૌજન્ય"

એ પ્રસંગને આજે એક વરસનાં વહાણાં વહી ગયાં. છતાં જાણે ગઈ કાલેજ એ પ્રસંગ બન્યો હોય તેમ કોઈકવાર તો મનમાં થઇ જાય છે. એનું મ્લાન મોં, વિષાદપૂર્ણ આંખો અને કારુણ્યની મૂર્તિ જેવો તેનો દેહ મારી નજર આગળ તરે છે. એ મારી સાથે ભાગ્યેજ બે વાક્યો બોલ્યો હશે તોએ એના શબ્દો કોણ જાણે કેમ મારા મનમાં ગુંજ્યા કરે છે. તે મારા સ્મૃતિપટ પરથી ભૂંસાતો નથી છતાં કોણ જાણે કેમ મને તેને માટે પ્રેમ જાગતો નથી. મારા હૃદયને છેતર્યા વગર કહેવું હોય તો સ્પષ્ટ કહું કે મને તેને માટે મમતા છે, સહાનુભૂતિ છે પણ પ્રેમ તો નથી જ. તેનું કારણ શું છે તે તો હું પોતે જ જાણતી નથી તો કહી તો કેમ શકું?

જુઓને–મારે અને સુરેશને પહેલી ઓળખાણ થઇ બી. એ.માં. મારૂં અને તેનું ગ્રુપ એકજ. એટલે અમારે સાથે પીરિયડ ઘણા આવે. શરૂઆતમાં તો તેની હાજરી કંઈ ધ્યાન ખેંચતી નહિ. હું માત્ર એટલુંજ જાણતી કે એ મારી સાથે ભણે છે. પણ થોડા દિવસમાં તો હું તેની સાથે વાતો કરતી થઈ ગઈ. કઇ પૂછવાનું હોય તો તેનેજ પૂછું. કોઈ ચોપડી કે નોટ લેવાની હોય તો તેની જ માગું. ભણવામાં તે હોંશિયાર હતો એટલે તેની નોટ ગવાનો પ્રસંગ મારે ઘણો આવતો અને તે પણ વિના સંકોચે મારી સાથે વાત કરતો. ચવા જેવાં પુસ્તકોની ભલામણ કરતો અને હું માગું તો ગમે ત્યાંથી પણ મને લાવીને પતો. આમ હું તેની સાથે છૂટ લેતી તેનો અર્થ એમ ન હતો કે મને તેને માટે પ્રેમ થઇ ગયો હતો. હું માનું છું કે તે પણ એવો અર્થ નહિજ કરતો હોય.

પણ સમય જતાં હું જોતી ગઈ કે સુરેશ કંઈક અંશે ગંભીર બનતો જતો હતો. તેની મુખમુદ્રા જે હમેશાં પ્રફુલ્લિત લાગતી તે હવે કંઇક વિષાદમય લાગવા માંડી. તેની આંખમાં જે નૈસર્ગિક ચમક હતી, જે નિખાલસતા હતી તેની સાથે કંઈક ઝટ ન સમજાય તેવો ભાવ આવ્યો હોય તેમ મને દેખાવા લાગ્યું. એટલુંજ નહિ પણ મારી સાથે વાત કરતાં તેના અવાજમાં પણ મને કયારેક કંપ સંભળાતો અને મારા આશ્ચર્યની વચ્ચે સુરેશ ચાલુ વર્ગમાં પણ મને ધારીધારીને જોવા લાગ્યો. કયારેક તો અનિમેષ નયને મારી સામે ટાંપી રહેતો અને ભૂલથી મારી નજર મળી જતી તો લજ્જામય રીતે તેની આંખો ઢળી પડતી. હવે સુરેશ મને કંઇક વિચિત્ર લાગવા માંડયો. છતાં એનામાં એવું કંઈક હતું જે મને તેના તરફ તિરસ્કાર લાવવામાં રોકતું હતું. બાકી મને આવા પ્રકારના પુરુષો તરફ ખૂબ તિરસ્કાર છૂટે છે. તેઓ એમ માને છે કે સ્ત્રી એ પ્રેમ કરવાનું રમકડું છે. કોઇ છોકરીએ સહજ વાત કરી હોય તો એનો અર્થ કંઇને કંઇ કરી મૂકે. કોઈ કામ પ્રસંગે છોકરી સાથે વાત થઈ હોય તો પોતાની જાતને અહોભાગ્ય માને, અને પોતાનું મહત્વ વધારવા તેમના મિત્રમંડળમાં જાહેરાત કરે કે, 'મારે તો પેલાં બેન સાથે મિત્રતા છે.' અને મિત્રમંડળ પણ

—અને સુરેશ માટે મને સર્વથા પ્રેમ ન જાગે તેમાં હું શું કરું?

કોઈવાર તો પથારીમાં પડે પડે બુદ્ધિ અને હૃદય કુસ્તી કરતાં:

'એને માટે ભીની લાગણી રાખે તો ક્રમશઃ પ્રેમ થાય.'

'પણ એમ કૃત્રિમ રીતે ભીની લાગણી રાખી શકાતી જ નથી. એ તો સ્વયં જાગતી છે.'

'ધાની ભલે તે! એની પાસે મોટર નથી ને! અને બંગલો ક્યાં છે તે!'

'ના ના, પ્રેમને અને પૈસાને સંબંધ જ નથી.'

'એ તો હું એ જાણું છું. પણ તે તમારે વીસમી સદીની છોકરીઓ માટે નહિ. આજની છોકરીઓને તો મોટરમાં સહેલ કરવા જોઈએ, બંગલામાં એશ-આરામ જોઈએ. એ બિચારો સુરેશ તને મોટરમાં ક્યાંથી બેસાડી શકે? પછી શાનો પ્રેમ થાય?'

'મેં ક્યાં કહ્યું કે મારે મોટર જોઈએ છે?'

'હા હા, તેં કહ્યું નથી, પણ મનમાં સંઘર્યું છે. સાચું બોલજે—તારા મનમાં એમ થાય છે કે મોટરવાળો મળે તો સારું! મજા કરવાની હોય, નોકર-ચાકર હોય, બસ એશઆરામ હોય, અને......' બુદ્ધિએ અટ્ટહાસ્ય કર્યું.

'મારા મનમાં......હા હા મારા મનમાં ગમે તે હોય તે તારે જાણવાની શી જરૂર? તેં તો એટલું જાણ્યું કે મને તેને માટે પ્રેમ નથી.'

'મને તેને માટે પ્રેમ નથી...હા...હા...હા' કરી જોરથી કાનના પડદા ચીરી નાંખે તેવું બુદ્ધિએ હાસ્ય વેર્યું અને હું રજાઈ ઓઢી, કપાળે હાથ મૂકી પડી રહી.

મને સુરેશ માટે પ્રેમ ન હતો એથી હું તેનો પ્રેમ સમજી શકી ન હતી એવું કંઈ જ ન હતું. એની વિષમ સ્થિતિ હું સમજી શકતી હતી તેથી તો મને તેને માટે તિરસ્કાર નહિ પણ સહાનુભૂતિ, રોષ નહિ પણ દયા જાગતી હતી.

આમ ગડમથલ કરતાં કરતાં તો પરીક્ષા થઈ ગઈ. મેં તેની સાથેના સર્વ સંબંધો તોડી નાંખ્યા હતા. તે પણ હવે મારી સામે ચોરીછૂપીથી જોતો હતો, અને મારી દૃષ્ટિએ તે દિવસે દિવસે વધુ ને વધુ કરુણ બનતો ગયો. ક્લાસમાં પણ છેલ્લી બેંચે એકલો બેસી રહેતો. કોઈની સાથે વધુ બોલતો એ નહિ. પહેલાં વર્ગમાં પ્રશ્નોની પરંપરા ચલાવી પ્રોફેસરોને મૂંઝવતો, પણ હવે તો હારી ગયો હતો. આવા દિવસો વચ્ચે અમારે રજાઓ પડી. તેના મનમાં શું થતું હશે તે તો તે જાણે પણ હું તો રજાઓથી ખુશખુશ થઈ ગઈ. છેલ્લા દિવસે તે મને ખૂબ અધીરાઈથી જોઈ રહ્યો હતો,—જાણે જીવનમાં ફરીવાર મળાશે જ નહિ. હું બહાર નીકળી મોટરમાં બેઠી ત્યાંસુધી તે મને જોઈ રહ્યો અને પછી—

પછી મારી નવાઈની વચ્ચે બે દિવસ પછી તે મારે ત્યાં આવ્યો.

'કેમ છો?' મહા મુશ્કેલીએ તે બોલ્યો હોય તેમ લાગ્યું.

'ઠીક.'

'હવે ઘેર જઈશ; તમે તો અહીંજ રહેવાનાં હશો.'

'હા.'

થોડીવાર શાંતિ છવાઈ રહી. હું અને તે સામસામે બેઠાં [illegible] મને તો ખાત્રીજ હતી કે [illegible] મહીનામાં પણ સુરેશને ઘણી જ અગત્યની વાત કહેવાની છે. પણ તે કહી [illegible] ઝૂમે, ને પાછો ચાલ્યો જાય [illegible]. થોડીવાર રહી તે

૫

'સુમન બેન'

'હાં' મેં તેની સામે જોયું. તે કપાળેથી પરસેવો લૂછતો હતો. મોં કાળું પડી ગયું હતું. આંખો ઝીણી અને શ્રમિત લાગતી હતી.

'મને તમારો ફોટો આપશો?' તે સાહસ કરી એકદમ બોલી ગયો. હું સાંભળી રહી, તેની સામે જોઇ રહી. શો જવાબ આપવો? મને લાગ્યું કે સુરેશ વધુ રોકાશે તો મારી હાજરીમાં જ રડી પડશે એટલે મેં તરતજ પતાવ્યું:

'માફ કરો. હું નહિ આપી શકું?'

'બસ ફોટામાંએ ના પાડી!' તેની આંખોએ ઠપકો આપ્યો.

'ઠીક, આપણે હવે નહિ મળી શકીએ'—કહી તે ઊભો થયો. હું પણ ઊભી થઈ. ટેબલ પર મારી કરમાયલી વેણી પડી હતી તેના પર તેની નજર ગઈ, અને હાથ લંબાવી તેમાંથી કરમાયલાં બે ફૂલ લઈ લીધાં અને કોટના ગજવામાં મૂકી દીધાં. છેલ્લી ભાવપૂર્ણ, મારા હૃદયમાં સોંસરી ઊતરી જાય તેવી નજર નાંખી તે ચાલતો થયો. હું બારણામાં ઊભી રહી તેની પીઠ જોવા લાગી. જાણે જોયામાં ન ધરાયો હોય તેમ છેલ્લીવાર તેણે મારી સામે નજર કરી. તેની આંખો આંસુથી છલકાતી હતી. તેના પગ લથડિયાં ખાતા હતા. અને તે મારે લીધે?—મને કંપારી આવી ગઈ. એ દૃશ્ય સાચે જ કરુણ હતું. મારૂં હૃદય પણ હલી ઊઠયું. મને સુરેશને બોલાવી આશ્વાસનના બે શબ્દો કહેવાનું મન થયું, પણ જીભ ઊપડે જ નહિને. એ ચાલ્યો ગયો: મારી નજરમાંથી, હૃદયમાંથી નહિ.

મારા હૃદયમાં તેનું સ્થાન છે છતાં તેને માટે મને પ્રેમ નથી. આ વસ્તુ કદાચ તમે નહિ માનો. એ પછી મેં તેને જોયો નથી. જ્યારે જ્યારે હું તેનો વિચાર કરૂં છું ત્યારે ત્યારે મને સાચે જ તેને માટે દયા આવે છે: 'બિચારો સુરેશ! હૈયાના ભાર ક્યાં હળવા કરશે?'—મારા મનમાં ઘણીવાર થઇ જાય છે. મને લાગે છે તેણે તેનું હૃદય કોઈ આગળ ખોલ્યું નહિ.

આ પ્રસંગ મારા હૃદયમાં કોતરાઈ ગયો છે. અને એમ પણ થઈ જાય છે કે મારૂં હૃદય તે કેવું કે સુરેશ સાથે પ્રેમ ન કરી શક્યું?

---

# નાણું

નર્મદાશંકર હરિશંકર વ્યાસ

**નાણું** એટલે વિનિમયનું સર્વસાધારણ અને સર્વમાન્ય સાધન. વિનિમયના સાધનનો સમાજની આર્થિક પ્રગતિ સાથે ઘણોજ નિકટ સંબંધ છે. સમાજની આર્થિક પ્રગતિ જેટલા પ્રમાણમાં વધારે વિકાસ પામેલી તેટલા પ્રમાણમાં વિનિમયનું સાધન વધારે ઉચ્ચ પ્રકારનું, સગવડતાવાળું, સ્થિર અને વ્યવસ્થિત. પ્રાચીન કાળમાં વિનિમયનું સર્વસાધારણ સાધન કંઇ નહોતું. પ્રત્યેક માનવી પોતાની જરૂરિયાતો પોતાના શ્રમથીજ પૂરી કરી લેતો. ધીમેધીમે સમાજજીવનની ભાવના ખીલવા લાગી, વ્યક્તિઓના શ્રમની પરસ્પર આપ-લેની શરૂઆત થઇ, સમાજ વિનિયમસાધ્ય થવા લાગ્યો. શ્રમ વિનિમયમાંથી વસ્તુ વિનિમયની શરૂઆત થઇ. વસ્તુ-વિનિમય–Barter system–ઘણો અગવડતાભર્યો જણાતો હતો, કારણ કે જે વસ્તુની એકને જરૂર હોય તેની બીજાને જરૂર ન હોવી જોઈએ; અને જે વસ્તુ બદલામાં આપવાની છે તેની આપનારને જરૂર ન હોય અને લેનારને આવશ્યકતા હોય તોજ વિનિયમ શક્ય બને છે. આવી પરિસ્થિતિ સરળ રીતે સુલભ થતી નથી. પરિણામે કોઇ પણ એકજ વસ્તુને વિનિમયના સર્વસાધારણ અને સર્વમાન્ય સાધન તરીકે શોધી કાઢવાની અને સ્થાપિત કરવાની આવશ્યકતા જણાણી. ઘણી વસ્તુઓને વિનિમયના સાધન તરીકે વાપરવાના અખતરાઓ કરવામાં આવ્યા; છેવટ કિંમતીમાં કિંમતી ધાતુઓ જેવી કે રૂપું અને સોનું વિનિમયના સર્વસાધારણ અને સર્વમાન્ય સાધન તરીકે સ્વીકારવામાં આવી.

રૂપું અને સોનું જગતના આર્થિક વ્યવહારની અંદર નાણાંનું સ્થાન પ્રાપ્ત કરી શક્યાં, કારણ કે વિનિમયના સર્વસાધારણ અને સર્વમાન્ય સાધન તરીકે સ્થાન પ્રાપ્ત કરવા માટેની જે યોગ્યતા અને લાયકાત જોઇએ તે આ ધાતુઓમાં મહદ્અંશે માલુમ પડી. નાણાં તરીકે કોઈ પણ વસ્તુને સ્વીકારવાની હોય તો તેની માંગ અને સ્વીકૃતિ જગત વ્યાપક હોવાં જોઇએ; તેની કિંમતમાં સ્થિરતા હોવી જોઈએ; વસ્તુ અનાશવંત હોવી જોઈએ; થોડા જથ્થામાં વસ્તુની કિંમત વધારે હોવી જોઇએ; સુજ્ઞાન્ય હોવી જોઈએ; સહેલાઇથી અને સરળતાથી પારખી શકાય તેવી હોવી જોઇએ; તેમજ તેના સિક્કાઓ પાડી શકાય અને ઓગાળી શકાય તેવી હોવી જોઇએ. નાણું બનનાર વસ્તુની અંદર આ યોગ્યતાઓની આવશ્યકતા નાણાંનાં બધાં કર્તવ્યો સરળતાથી પાર પાડવા માટે ખાસ જરૂરી છે.

નાણાંને વિનિમયના સાધન તરીકે; કિંમતના માપ તરીકે; ઉપયોગિતાના અંદાજ તરીકે; દેવું પતાવવાના સાધન તરીકે; તેમજ હિસાબના સાધન અને અંશ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. આ બધાં કર્તવ્યો સંપૂર્ણ રીતે પાર પાડી શકાય એટલા માટે નાણાંનો પદાર્થ અનાશવંત અને સ્થિર કિંમતવાળો હોવો જરૂરી છે. લેણદેણી પતાવટમાં કિંમતની સ્થિરતાથીજ વિનિમયનું સમતોલપણું પ્રાપ્ત કરી શકાય છે.

સોનું કિંમતી. અને અનાશવંત ધાતુ હોવાથી નાણાનાં બધાં આવશ્યક કર્તવ્યો બરાબર બજાવી શકશે એમ સમાજે માન્યું. તેની કિંમતમાં સ્થિરતા રહેશે એમ માની તેને વિનિમયના સર્વસાધારણ સાધન તરીકે સ્વીકારવામાં આવ્યું. ઓગણીસમી સદી દરમ્યાન સોનાએ બહુ સુંદર રીતે નાણાનાં બધાં કર્તવ્યો પાર પાડયાં, સોનુ નાણાના આદર્શ સાધન તરીકે મનાવા લાગ્યું. પણ છેલ્લા મહાન યુદ્ધ વખતે અને તે પછી સોનાની કિંમતમાં જે અસ્થિરતા અને ચંચળતા અનુભવાણાં, તેને પરિણામે આજે જગતના આર્થિક વ્યવહારમાં સોનાનું આદર્શ અને અજોડ સ્થાન અસ્થિર બન્યું છે. આનું મુખ્ય કારણ અમેરિકા, ફ્રાન્સ, અને ઇંગ્લાંડનો સોનાનો અસાધારણ સંઘરો છે. નાણાંના સાધન તરીકે સોનાને શકય બનાવવું હોય અને ટકાવી રાખવું હોય તો જગતના કોઈ પણ રાષ્ટ્રે સોનાનો સંગ્રહ કરવો ન જોઇએ. અને જો સંગ્રહ કરવામાં આવે તો સોનું નાણાનાં બધાં કર્તવ્યો સુંદર રીતે પાર પાડી ન શકે.

નાણાના મુખ્ય બે પ્રકારો છેઃ (૧) ધાતુનું નાણું-અને (૨) કાગળનું નાણું. ધાતુના નાણાના બે વિભાગ છેઃ (૧) એકજ ધાતુનું નાણું Monometallism, અને (૨) બે ધાતુનું નાણું અથવા દ્વિધાતુ ચલણ-Bymetallism. બન્ને વિભાગોની અંદર સિક્કાઓ બે પ્રકારના હોય છેઃ (૧) મુખ્ય સિક્કાઓ જેનું ભરણું અમર્યાદિત હોય છે—Standard Coins which are unlimited legal teuder money; અને (૨) પરચુરણ સિક્કાઓ જેનું ભરણું મર્યાદિત હોય છે-Token Coins which are limited legal teuder money.

એક ધાતુનું નાણું કાંતો સોનાનાણું હોય છે, અથવા તો રૂપાનાણું હોય છે. પણ આજે જગતભરમાં સોનાને જ આંતરરાષ્ટ્રિય વિનિમયના સર્વસાધારણ અને સર્વમાન્ય સાધન તરીકે સ્વીકારવામાં આવે છે તેથી પ્રથમ આપણે સોનાના નાણાના મુખ્ય ત્રણ પ્રકાર છે તે જોઇએ.

Gold standard—આ પ્રકારમાં રાષ્ટ્રની અંદર ફરતું નાણું તેમજ આંતર રાષ્ટ્રિય વિનિમયને માટે સોનાનો ઉપયોગ થાય છે. ગત મહાન વિગ્રહ પહેલાં દુનિયાનાં ઘણાંખરાં રાષ્ટ્રોમાં ( હિંદ સિવાય ) આ પ્રકારનું સોનાનાણું પ્રચલિત હતું. આ પ્રકારમાં મુખ્ય સિક્કાઓ સોનાના હોય છે અને સિક્કાની કિંમત અંદરની ધાતુના જેટલી જ હોય છે, જેથી સરકારી ટંકશાળા ગમે તે વ્યક્તિને ધાતુના-સોનાના બદલામાં સિક્કાઓ પાડી આપતી.-આને Free Coinage કહેવામાં આવતું. આ પદ્ધતિમાં ખૂબ પ્રમાણમાં સોનું રોકાઈ રહે છે કારણ કે સમાજમાં ફરતું બધુંયે નાણું સોનાનું હોય છે. જ્યારે સોનાની પૂરતિ-supply-માં તોટો પડે છે ત્યારે નાણાની કિંમત અસ્થિર થઇ જાય છે. સમાજનો તેમજ રાષ્ટ્રનો અને આંતર-રાષ્ટ્રનો આર્થિક વ્યવહાર દિનપ્રતિદિન વધતો જાય છે. વધતા જતા આર્થિક વ્યવહારને પહોંચી વળવા નાણાની સંખ્યા પણ વધવી જોઇએ માટે આ પદ્ધતિમાં સુધારો કરવામાં આવ્યો છે.

સુધરેલી પદ્ધતિને-Gold exchange Standard-કહેવામાં આવે છે. આ પદ્ધતિમાં રાષ્ટ્રની અંદરના વ્યવહાર માટે સોનાના સિક્કાઓ ફરતા નથી. આંતરિક વ્યવહારને માટે કાગળનું નાણું અથવા તો હલકી ધાતુના સિક્કાઓ-Cheap token coins-વાપરવામાં આવે છે. હલકી ધાતુના સિક્કાઓ તથા કાગળનું નાણું આંતરિક વિનિમયમાં વપરાતું હોવા છતાં નાણાંની મૂળ કિંમત અને મૂળ ધોરણ સોનાનુંજ હોય છે, એટલે કે કાગળના નાણાને

બદલે સોનું આપવાને માટે સરકાર બંધાયલી હોય છે. કાગળનું નાણું કે હલકી ધાતુના સિક્કાઓ માત્ર સોનાના પ્રતિનિધિ તરીકેજ ફરતા હોય છે. આ પદ્ધતિમાં Free coinge નથી હોતું પણ સોનાનું રોકાણુ તો પ્રથમ જેટલુંજ થઈ રહે છે કારણ કે કાગળનું નાણું અથવા તો હલકી ધાતુના સિક્કાઓ માત્ર સોનાના પ્રતિનિધિ જ હોઇને અને એ કાગળના બદલામાં ગમે ત્યારે સોનું આપવાનું હોઇને સરકારને સમાજની અંદર જેટલી નાણાની સંખ્યા હોય તેટલાજ પ્રમાણમાં સોનાનું ભંડોળ–Reserve–રાખવું પડે છે. ૧૮૯૮ થી ૧૯૧૫ સુધી હિંદુસ્તાનમાં અને યુરોપનાં લગભગ બધાં રાષ્ટ્રોમાં આ પદ્ધતિ પ્રચલિત હતી. પણ ગતયુદ્ધ દરમિયાન તેમજ યુદ્ધ પછી સોનાની પૂરતિ–supply–ની બહુ મુશ્કેલી પડવા લાગી. પરિણામે આ પદ્ધતિમાં પણ સુધારો કરવામાં આવ્યો.

આજે દુનિયાનાં લગભગ બધાં રાષ્ટ્રોમાં Gold Bullion standard સ્વીકૃત થયેલું છે. આ પદ્ધતિમાં આગળની પદ્ધતિ પ્રમાણે આંતરિક વ્યવહારમાં કાગળનું કે હલકી ધાતુના સિક્કાઓનું જ ચલણ રહે છે. આંતરરાષ્ટ્રિય વ્યવહારમાં સોનાનું ચલણ રહે છે. આગલી પદ્ધતિમાં કાગળને બદલે જેમ કોઈ પણ વખતે સોનું મળી શકતું હતું તેમ આ પદ્ધતિમાં સરકાર સોનું આપતી નથી. અમુક પ્રમાણમાંજ કાગળની નોટોના બદલામાં જો સોનાની માગણી કરવામાં આવે તોજ સોનું મળી શકે. આ પ્રમાણ ઉચ્ચ દરજ્જાનું રાખવામાં આવે છે જેથી સોનાની માંગ ભાગ્યે જ શક્ય બને છે.

આ ત્રણે પદ્ધતિમાં ફક્ત, વિનિમયના સાધન તરીકે સોનાનો ઉપયોગ કરવો કે ન કરવો તેટલા પૂરતોજ છે. નાણાંની પદ્ધતિના મૂળમાં સોનુંજ રહે છે.

બે ધાતુઓનું ચલણ–Bymetallism–આ પદ્ધતિમાં ચલણી સિક્કાઓ બે ધાતુના હોય છે. બન્ને ધાતુના સિક્કાઓને–Standard coins–તરીકે અને legal tender money–તરીકે વાપરવામાં આવે છે; બન્નેનું free coinage હોય છે. બે ધાતુઓની કિંમતનું પ્રમાણ સરકારથી નક્કી થયેલું હોય છે. આ પદ્ધતિનો અખતરો અમેરિકા તથા ફ્રાન્સમાં ઘણા લાંબા સમય સુધી કરવામાં આવ્યો હતો, પણ એ અખતરામાં આ પદ્ધતિની અમુક મૂળભૂત ખામીઓ માલુમ પડી અને પરિણામે એ પદ્ધતિને સદાને માટે છોડી દેવામાં આવી.

'જ્યારે સારા અને ખરાબ સિક્કાઓ એક સાથે ચલણમાં હોય ત્યારે માત્ર ખરાબ સિક્કાઓ જ ફરતા રહે છે અને સારા સિક્કાઓ ચલણમાંથી દૂર થઈ જાય છે.' એલીઝાબેથના વખતમાં હેનરી આઠમાના વખતના ઓછી કિંમતના સિક્કાઓ સુધારવાને માટે નવા સિક્કાઓ પાડવામાં આવ્યા. જ્યારે જૂના–ઓછી કિંમતના અને નવા–પૂરી કિંમતના સિક્કાઓ એકસાથે ફરવા લાગ્યા ત્યારે અનુભવથી જણાયું કે વ્યવહારમાં માત્ર ઓછી કિંમતના સિક્કાઓ જ ફરે છે, અને સારા સિક્કાઓનો લોકો સંગ્રહ કરે છે, અથવા તો તેને ઓગાળી ધાતુ તરીકે સંઘરે છે. આ પરિસ્થિતિ પરથી ગ્રેશામે નાણાં સંબંધી ઉપર બતાવેલ નિયમ શોધી કાઢયો. "Bad money drives away good money out of the circulation". સમાજમાં જ્યારે નાણાંની બહોળપ હોય ત્યારે આ નિયમ પૂરે પૂરો સાચો ઠરે છે. પણ નાણાંનો જથ્થો જેટલી સમાજની માંગ હોય તેટલો જ હોય તો આ નિયમ સંપૂર્ણ રીતે સાચો ઠરતો નથી. સારા અને ખરાબ બન્ને જાતના સિક્કાઓ વ્યવહારમાં ફરતા જણાય છે.

કાગળનું નાણું–Paper Money–ત્રણ પ્રકારનું હોય છે: (૧) સંપૂર્ણ પ્રતિનિધિત્વ વાળું નાણું–Representative paper money; (૨) ધાતુમાં ફેરવી શકાય તેવું Convertible paper money; અને (૩) ધાતુમાં ન ફેરવી શકાય તેવું Inconvertible paper money.

પહેલા પ્રકારનું કાગળ–નાણું માત્ર સોનાના પ્રતિનિધિ તરીકે જ હોય છે. તેના બદલામાં સોએ સો ટકા સોનાનું ભંડોળ રાખવામાં આવે છે. આ નોટોના બદલામાં ગમે ત્યારે અને ગમે તેટલા પ્રમાણમાં સોનું મળી શકે છે.

બીજા પ્રકારના કાગળ–નાણા માટે સોનાનું ભંડોળ સોએ સો ટકા નહિ રાખતાં ટકાવારીના ધોરણ ઉપર રાખવામાં આવે છે. જેટલી નોટો સમાજમાં ફરતી હોય છે તેટલી બધી નોટોના બદલામાં સોનાની માગણી કદાપિ થતી નથી. એટલે બધી નોટોના બદલામાં સોનાનું ભંડોળ રાખવાની આવશ્યકતા રહેતી નથી, પણ માત્ર થોડા પ્રમાણમાં સોનાનું ભંડોળ રાખવાથી ચાલી શકે છે.

ત્રીજા પ્રકારનું કાગળ–નાણું માત્ર અપવાદરૂપે જ હોય છે. સાધારણ રીતે અને સાધારણ સંજોગોમાં આ પ્રકારનું નાણું કાઢવામાં આવતું નથી. પણ જ્યારે લડાઈને પરિણામે કે એવા બીજા અસાધારણ આર્થિક ઉથલપાથલના સંજોગોમાં ધાતુનો જથ્થો મળી શકતો નથી ત્યારે જ માત્ર આવી નોટો કાઢવામાં આવે છે. આ નોટોના બદલામાં સોનું મળતું નથી. આવી નોટોના પ્રચારથી નાણાની કિંમત–ખરીદશક્તિ બિલકુલ ઓછી થઇ જાય છે. સમાજનો આર્થિક વ્યવહાર અને આર્થિક વ્યવસ્થા અસમાન અને અસમતોલ થઈ જાય છે. આ પદ્ધતિમાં નાણાને કૃત્રિમ રીતે વિસ્તૃત—Inflate—કરવામાં આવે છે.

પ્રત્યેક સમાજને પોતાનો આર્થિક વ્યવહાર ચલાવવાને માટે અમુક પ્રમાણમાં નાણાની જરૂર પડે છે. સમાજની નાણા માટેની જેટલી માંગ હોય તેના કરતાં વધારે પ્રમાણમાં રાજ્ય તરફથી નાણું કાઢવામાં આવે ત્યારે નાણું વિસ્તૃત થયેલું ગણાય–Inflation. જ્યારે નાણાને વિસ્તારવામાં આવે છે ત્યારે નાણાની કિંમત–ખરિદશક્તિ ઘટે છે અને વસ્તુઓના ભાવ વધે છે, ઊંચા જાય છે. નાણાની આવી બહોળપ સાધારણ રીતે કાગળના નાણાથી થાય છે અને ખાસ કરીને જ્યારે ધાતુમાં ન ફેરવી શકાય તેવી નોટો કાઢવામાં આવે છે ત્યારે વિશેષ કપરાં પરિણામો આ બહોળપનાં અનુભવાય છે. નાણાની બહોળપના સમયમાં મજૂરવર્ગને, નોકરિયાતવર્ગને, નિશ્ચિત આવકવાળાં લોકોને તથા લેણદારોને સહન કરવું પડે છે, જ્યારે બ્યાપારીવર્ગને, ઉત્પાદકવર્ગને અને દેણદાર લોકોને લાભ થાય છે. કારણકે વસ્તુઓના ભાવ ઊંચા જતા હોય છે.

તેનાથી ઊલટ, જેટલા પ્રમાણમાં સમાજનો વ્યવહાર ચલાવવા માટે નાણાની માંગ હોય તેનાં કરતાં જો નાણાનો જથ્થો ઓછો હોય તો નાણાંની અછત અનુભવાય છે—Deflation. નાણાની અછતના સમયમાં વસ્તુઓના ભાવ ઘટી જાય છે, કારણ કે આર્થિક વ્યવહારને પૂરું પડી શકે તેટલું નાણાનું ભંડોળ નહિ હોવાથી, હોય તેટલાજ નાણાથી વ્યવહાર પૂરો કરવો પડે છે. સમાજનો આર્થિક વ્યવહાર ઘટતો નથી. નાણું ઘટી ગયેલું હોય છે, એટલે થોડા નાણાથી બધાંએ આર્થિક વ્યવહાર પૂરો કરવો પડે છે. નાણાંની કિંમત વધે છે, નાણાની ખરીદશક્તિ વધે છે, અને વસ્તુઓના ભાવ ઘટે છે, ઓછા થાય છે. નાણાની

# ઓલીમ્પિક રમતગમતો

નરસિંહ

**યુદ્ધની** સંહારલીલા કેવળ માનવીનાં ખૂનોથી જ નથી અટકતી, પણ કલા, સાહિત્ય કે રમતગમત જેવાં પ્રજાવિકાસનાં અનેક ઝરણોને પણ તે રોકી રાખે છે. રશિયા અને ફીન્લેન્ડ વચ્ચેના ચાલુ યુધ્ધે પણ એવા એક ઝરણને રોકી રાખ્યું છે. એ ઝરણ તે જગવિખ્યાત ઓલીમ્પિક રમતગમતો. ચાલુ વર્ષમાં તે ફીન્લેન્ડમાં રમાવાની હતી પણ યુદ્ધના કારણે તે અટકી ગઈ છે. આ રમતગમતોનો ઈતિહાસ રસિક અને જાણવાજોગ છે.

ઓલીમ્પિયન ઝીઉસ ગ્રીસનો શક્તિદેવ મનાતો. તેના માનમાં ઇ. પૂ. ૭૭૬ માં ગ્રીસના એલીસ પ્રાંતમાં આ રમતગમતોની શરૂઆત થઈ. બીજી એક માન્યતા એવી પણ છે કે ઘણા પ્રાચીન સમયમાં મહાન હીરેકલીસે એલીસના રાજાને મારી એ પ્રાંત કબજે કર્યો ત્યારે તેણે આ રમતગમતોની શરૂઆત કરી. મેગેસ્થીનીસના કહેવા પ્રમાણે હીરેક્લીસ એ શ્રીહરિ–કૃષ્ણ જ હોય તો જગતની આ પ્રાચીન અને ભવ્ય રમતોના સ્થાપક હિંદી નર–પુંગવ જ ઠરે છે. તેમણે એ રમતોની સ્થાપના કર્યા પછી ગ્રીસમાં કેટલાક સૈકાઓ સુધી તે રમાઈ અને પછી તે કંઈક ઠંડી પડી ગઈ. પણ ગ્રીસની પડતી થતાં આકાશવાણીએ કહ્યું કે, "બંધ પડેલી રમતગમતો ફરી શરૂ કરો તો જ ગ્રીસનો ઉદ્ધાર થશે." ને એ રમતગમતોને પુનર્જીવન આપવામાં આવ્યું. એમાંથી ગમે તે માન્યતા સાચી હોય, પણ આ રમતગમતો ગ્રીસમાં સૈકાઓ સુધી રમાઇ, કરોડોની પ્રજાઓને મન તે એક સ્વર્ગીય વિષય બની રહી, તેમાં વિજેતા બનનારાઓના કંઠ સ્વરૂપવતી કન્યાઓએ પહેરાવેલ કુસુમમાળથી શોભવા લાગ્યા.

આ રમતગમતોનો મુખ્ય અખાડો 'અલ્ટીસ'ના નામે ઓળખાતો. તેનું ક્ષેત્રફળ ૭૫૦×૫૫૦ હતું. તેમાં ઝીઉસ અને બીજા ગ્રીક દેવોની મૂર્તિઓ હતી. અખાડાની સમીપ-

---

અછતના સમયમાં સાધારણ રીતે મજૂરોને, નોકરિયાતવર્ગને, નિશ્ચિત આવકવાળા લોકોને તથા લેણદારોને ફાયદો થાય છે. અને વ્યાપારીઓ, ઉત્પાદકો તથા દેણદારોને સહન કરવું પડે છે.

નાણાની બહોળપનો તથા નાણાની અછતનો સમય નાણાની અસ્થિરતાનો સમય ગણાય છે. નાણાનો વ્યવહાર અસમતોલ બની જાય છે. નાણાની કિંમત તેમજ વસ્તુની કિંમત ઓછાવત્તી થયા કરે છે. બજારભાવની અસ્થિરતાને લીધે સમાજનો આર્થિક વ્યવહાર ડગમગી જાય છે. અને ખાસ કરીને સટોડિયાઓ આર્થિક ક્ષેત્રમાં મોખરે આવે છે.

નાણાની સ્થિરતાનો આધાર તેની સંખ્યા–જથ્થા ઉપર રહે છે. નાણાની સંખ્યાનો સિદ્ધાન્ત વિનિમયના ક્ષેત્રમાં ખાસ મહત્વનો છે. જેનું નિરૂપણ શરાફી પેઢીઓ અને શાખ–Banking and credit–ની ચર્ચા કર્યા પછી કરવામાં આવશે.

---

માં જ એક ભવ્ય પ્રાસાદ હતો અને તેમાં રમતગમતો પર દેખરેખ રાખવા જુદા જુદા પ્રાંતોમાંથી નીમાયલા પ્રમુખો બેસતા.

આ રમતગમતો દર ચાર વર્ષે [ લીપ ઇયર ] રમાતી. તે પરથી ચાર વર્ષનો ગાળો સૂચવવાને ગ્રીકમાં ઓલીમ્પીયડ શબ્દ રચાઇ ગયો છે. એ રમતગમતોમાં ભાગ લેવાને જુદાં જુદાં નગરોમાંથી અનેક ઉત્સાહી યુવકો આવી પહોંચતા. રમતગમતોમાં વિજયી નીવડનારાઓને શરૂઆતમાં આકર્ષક ઇનામો અપાતાં. પણ પછી એ વિજયની કિંમત અમૂલ્ય દર્શાવવાને વિજેતાઓને વન–ઓલીવની કુસુમમાળાઓ પહેરાવવા લાગી. આ રમતગમતોમાં વિજયી બની આવનાર યુવકોને તે તે નગરો હવાઈ બાંધી આપતાં.

શરૂઆતમાં તો આ રમતગમતો પ્રાન્તનું જ આકર્ષણ રહેલી, પણ પછી ધીમે ધીમે વિકાસ સાધી, તે વ્યાપક બનવા લાગી. પ્રજામાં સ્પર્ધા વધી. સમય જતાં પ્રજાનો મોટો વર્ગ એ રમતગમતોમાં જ સર્વસ્વ માનતો બની ગયો. ને ઈ. સ. ૩૯૪ માં મહાન થીઓડોસિયસે તે રમતો પર પ્રતિબંધ મૂકી તેને અટકાવી દીધી.

તે પછી સૈકાઓ સુધી આ રમતગમતો વીસારે પડી ગઇ. પણ ૧૮૭૫ માં એ પ્રકરણે જર્મન પુરાતત્ત્વવિદોને આકર્ષ્યા; તેમણે રમતગમતોના સ્થળનું ખોદકામ કરાવ્યું. ને એ ખોદકામ પછી જ જગતને એ રમતગમતોની સાચી અને પ્રમાણભૂત ભવ્યતાનો ખ્યાલ આવ્યો.

આ રમતગમતોના મેદાનમાં મુખ્ય ભાગ ચાર હતાઃ ૧–મલ્લ–કુસ્તીઓનો અખાડો; ૨–ઘોડદોડ તથા દોડનારાઓ માટેનો લાંબો રેસમાર્ગ–જેની બંને બાજુએ ૪૦૦૦૦ માણસોને બેસવાની સગવડતા હતી; ૩–રથોની દોડ માટેનું મેદાન; ૪–હરીફાઇમાં ઊતરનારાઓની પૂર્વતૈયારીનું સ્થળ.

આ મેદાન પર અનેક જાતની રમતો રમાતી હતી. તેમાં મુખ્ય ચાર હતીઃ ૧–પગે દોડવાની લાંબી તથા ટૂંકી રેસ; ૨–રથોની દોડ; ૩–મલ્લકુસ્તી અને મુષ્ટિયુદ્ધ; ૪–લાંબા અને ઊંચા કૂદકા.

રમતગમતોના મેદાનની આ શોધખોળ પછી ફરીવાર એ રમતો જગતનું આકર્ષણ બની. એક ફ્રેન્ચવાસીના મનમાં તેમને પુનર્જીવન આપવાની ભાવના જન્મી; તે માટે તેણે ૧૮૯૪ થી પ્રચાર ને પ્રવૃત્તિ આરંભ્યાં, તેને અનેક ટેકેદારો મળ્યા. અને છેવટે ૧૮૯૬ માં આ રમતગમતોને પુનર્જીવન અપાયું.

નવેસરથી જન્મેલી આ રમતોનું પ્રથમ સંમેલન એથેન્સમાં ભરવામાં આવ્યું; તે પછી ચાર વર્ષે–૧૯૦૦ માં તે રમતો પેરીસ ખાતે ને ૧૯૦૪ માં સેન્ટ લુઇ ખાતે રમાઈ હતી. આમ આ રમતને પુનર્જીવન તો મળ્યું પણ તેને જોઇએ તેટલી ભવ્યતા ન સાંપડી શકી. પણ જ્યારે ૧૯૦૮ માં એ રમતગમતો માટે લંડનનો વારો આવ્યો ત્યારે લોર્ડ ડેસબરોના પ્રયાસથી એ રમતગમતો જગતવ્યાપી કીર્તિ સંપાદન કરી શકી. એ પ્રસંગે લંડનમાં રમાયલ રમતગમતોમાં વિજેતા તરીકે સંયુક્ત–સંસ્થાનો (U. S. A.) ના પ્રતિનિધિનો નંબર સૌથી પ્રથમ આવ્યો. ૧૯૧૨ માં આ રમતો સ્ટોકહોમમાં રમાઇ ને તેમાં પણ U.S.A.–ને જ વિજેતાપદ મળ્યું.

૧૯૧૬ માં આ રમતો જર્મનીમાં રમાવાની હતી પણ યુદ્ધના કારણે તે બેલ્જિયમમાં રમાઇ અને તેમાં પણ સંયુક્ત-સંસ્થાનો જ મોખરે રહ્યાં. ૧૯૨૪માં તે પેરીસમાં રમાઈ અને તેમાં ભિન્ન ભિન્ન દેશના પ્રતિનિધિઓએ ભિન્ન ભિન્ન વિષયમાં વિજય મેળવ્યો. ૧૯૨૮ માં તે એમસ્ટર્ડામ ખાતે રમાઇ અને તેમાં વિજયનો મોટો હિસ્સો સંયુક્ત-સંસ્થાનો અને ફીન્લેન્ડને ફાળે ગયો.

આમ આ રમતો દિવસે દિવસે વિકાસ સાધતી રહી. અકસ્માતો ઘટયા ને ભવ્યતા અને આકર્ષણ વધ્યાં. સ્ત્રીઓએ પણ હવેથી તેમાં ભાગ લેવા માંડયો.

૧૯૩૨ માં એ રમતો સંયુક્ત-સંસ્થાનો ( U. S. A. ) માં રમાઈ. આ વખતે તરવાની હરીફાઈ અને બીજી કેટલીક રમતોમાં જાપાન મોખરે રહ્યું.

૧૯૩૬ માં આ રમતો બર્લીન ખાતે રમવામાં આવી અને તે એથેન્સથી બર્લીન સુધી લઈ જવામાં આવેલી સળગતી મશાલથી વિખ્યાત બની. હિંદી મહારાજાએ પોતાની વિજયકૂચ સૂચવવાને એ મશાલપદ્ધતિનું અનુકરણ કરેલું.

છેલ્લાં કેટલાંક વર્ષોથી હિંદ પણ આ રમતગમતોમાં ભાગ લેતું બન્યું છે. પણ તેમાં તેને તેની કીર્તિને સુઘટિત વિજય નથી મળ્યો. ૧૯૨૮-૩૨ ને ૩૬માં તે ફક્ત હોકીની રમતમાં મોખરે આવલું છે.

અત્યારસુધી રમાયલ આ રમતોમાં એકંદર વિજયમાં પ્રથમ સ્થાન સંયુક્ત-સંસ્થાનોનું ને બીજું ફીન્લેન્ડનું આવે છે.

ચાલુ વર્ષે આ રમતગમતો પ્રથમ તો જાપાનમાં રમાવાની હતી, પણ જાપાને ચીન સાથેના પોતાના વિગ્રહના કારણે ના કહી. તે પછી ચાલુ વર્ષના જુલાઇની ૨૦ થી ૨૮ સુધી તે રમતો ફીન્લેન્ડ ખાતે રમાય એવો નિર્ણય થયો પણ રશિયા-ફીન્લેન્ડ યુદ્ધના કારણે ફીન્લેન્ડ હવે એ રમતગમતોની વ્યવસ્થા કરી શકે તેમ નથી. અને પરિણામે આ વર્ષ રમતગમતો માટે મોટે ભાગે ખાલી જ જશે.

---

# વસંતે વધામણાં—

મહેંદ્રકુમાર દેસાઇ

[રાગ. (૧) જયજયવંતી (૨) પીલુ]

સુજન વધાવું પુણ્યસુહાગે, (૨)
અનુપમ અંતરના અનુરાગે....સુજન૦
વસંત આવે, ફૂલફલ લાવે
કોકિલ ગાવે રસ રેલાવે,
મધુર વસંતની વેણુ વાગે....સુજન૦
અનંત યૌવન મુજ જીવનવન
પ્રફુલ્લ હૃદયે કલિદલ શોભન,
અરપત ચેતનજ્યોત જાગે....સુજન૦



# જીવન ઝરણાં

સર વૉલ્ટર સ્કૉટે જેલમાં જગતનો ઈતિહાસ લખ્યો.

એક દિવસે તેણે બે માણસોને લડતાં લડતાં કેદની નજીક થઈ દોડતા જોયા...થોડીક પળો પછી જેલનો અમલદાર—મિત્ર તેને મળવાને આવ્યો. સ્કૉટે પૂછ્યું, " પેલા બે ઝગડતા માણસોનું શું થયું?"

"આટલામાં કોઇ માણસ વચ્ચે ઝગડો થયો જ નથી."–અમલદારે સ્કૉટને ખાત્રી આપી. પણ સ્કૉટનો આગ્રહ કાયમ રહ્યો. મિત્રે કહ્યું કે તે પોતે કલાકોથી એટલામાં જ ફરતો હતો અને તેણે કોઇ પણ માણસને ત્યાં લડતાં કે દોડતાં જોયેલ જ નથી.

"એમ!" સ્કૉટે પોતે લખેલા ઈતિહાસના બીજા-ત્રીજા ભાગની પાસે પડેલી હસ્તપ્રતોને સગડીમાં પધરાવતાં કહ્યું, "મેં નજરે જોયેલી હકીકત પર તમે જ જ્યારે મળતા નથી થતા ત્યારે હજારો વર્ષની વિગતો પર આખી પ્રજા શી રીતે મળતી થઈ શકવાની હતી?"

× × ×

રાજા ભોજે પોતાની કીર્તિલાલસા સંતોષવાને ધનપાલ કવિને જ્યારે તેણે રચેલી કથામાં અમુક ફેરફાર કરવાનો આગ્રહ કર્યો ત્યારે કવિએ એ આગ્રહને વશ થવાની ચોકખી ના સંભળાવી. ચીડાયલ રાજવીએ પાસે પડેલી કવિની એ અમર કૃતિને અગ્નિને સ્વાધીન કરી દીધી.

"પિતાજી!" કવિની પુત્રી તિલકમંજરીએ ઘેર આવેલ પિતાને નિરાશ જોઈ પૂછ્યું, "આમ કેમ? તમને કંઇ દુઃખ થાય છે?"

કવિએ તેને રાજા સાથેનો પ્રસંગ કહી બતાવ્યો.

"ઓહો!" તિલકમંજરીએ હસીને પિતાને સાન્ત્વન આપતાં કહ્યું, "એમાં શું?"

"એમાં શું!" કવિએ અમઝીને કહ્યું, "એ કથા તો મારા જીવનનું નૂર હતી."

"પણ કોઇને એ આખી કથા મોઢે હોય તો?"

"તો તો મને જાણે ગયેલું જીવન પાછું મળ્યું." કવિએ પુત્રી પર મુગ્ધ નયન ઠેરવ્યાં.

"જેમ જેમ તમે કથા લખતા હતા," તિલકમંજરીએ હસીને કહ્યું, "તેમ તેમ છાની રીતે વાંચી જઈ હું તે કથા મોઢે કરી લેતી હતી."

"વાહ, દિકરી," કવિએ હસીને પુત્રીની પ્રશંસા કરી. ને પોતે લખેલી કથાને પુત્રીના મોઢેથી પુનર્જીવન આપતાં તેને તેમણે 'તિલકમંજરી' નામ આપ્યું.

# ગોચરી

'Life and Letters'ના છેલ્લાં અંકની અગ્રનોંધમાં તેના નામાંકિત તંત્રી લેખકો પ્રત્યેની પ્રકાશકોની અને પત્રકારોની ફરજ દર્શાવતાં કહે છે—

'આ યુગમાં લેખકોની દરકાર રાખનાર કોઈજ નથી—સિવાય કે જેઓ (પ્રકાશકો) સારા સમયમાં એમને ધંધાદારી ગણતરીએ સન્માનતા. જ્યારે સમય કપરો બને ત્યારે તેઓજ જો લેખકોને ઉત્તેજતા અટકી જાય તો સારો સમય આવીજ શી રીતે શકે? કાળને શબ્દોમાં જડી લેતા લેખકો નહિ હોય તો સ્મૃતિઓ શી રીતે જળવાશે? ને રૂમઝૂમતા વાર્તાકારો વિના—જે વિશ્રામમાંથી નવી તાજગી જન્મે એવો વિશ્રામ શી રીતે સંભવશે?'

× × ×

જાપાનના એક પ્રસિદ્ધ સાપ્તાહિકમાં રીઓ આસાનો પ્રેસીડેન્ડ રૂઝવેલ્ટને ખુલ્લો પત્ર લખતાં જણાવે છે—

'મહાશય, એ સ્મૃતિઓ તાજી કરો—જ્યારે આપણે એકાન્ત જલવિહારે નીકળતા... જાપાન કોઈને લૂટવા નથી માગતું, સ્વયં વ્યક્તિત્વ ટકાવવા માગે છે. ૧૬૦૦ થી ૧૮૬૮ સુધીના ૨૬૮ વર્ષના લાંબા ગાળામાં જગતના ઇતિહાસમાં અભૂતપૂર્વ એવી અમે શાંતિ જાળવેલી. પણ અમારે અમારા રક્ષણ માટે સશસ્ત્ર બનવું પડ્યું છે. જો અમે શસ્ત્ર ન સજ્યાં હોત તો હિંદ, ઓસ્ટ્રેલિયા, ફીલીપાઈન્સ કે ચીનની જેમ અમે પણ ચગદાઈ જાત...ચીન સ્વતંત્ર છેજ નહિ; યુરોપીય પ્રજાએ એને ચૂંથીને ફોલી ખાધું છે. અમારે શુદ્ધ ચીની પ્રજાનો નહિ પણ યુરોપીયનોએ પોતાના સ્વાર્થને ખાતર હોળીનું નાળિયેર બનાવેલી પ્રજાનો સામનો કરવાનો છે. એશિયાઇ સંસ્કૃતિના અમે રક્ષણહારો છીએ.' (?)

× × ×

જગપ્રસિદ્ધ હિંદી નવલકથાકાર શ્રી. મુલ્કરાજ આનંદ, એક પ્રસિદ્ધ અંગ્રેજી પત્રમાં, સર રાધાકૃષ્ણુ સંપાદિત 'Mahatma Gandhi'ની સમાલોચના લખતાં, તે ગ્રન્થમાં વેરાયલ પ્રશંસાનાં પુષ્પને વિશેષ પડતાં જણાવી કહે છે—

'મહાત્માજી ધીમે ધીમે રંગભવનનું રમકડું મટી રાજદ્વારી સંત તરીકે પરખાઈ રહ્યા છે. તેમને સમર્પિત કરવાના ગ્રન્થ અંગે જગનામાંકિત લેખકોને આમંત્રવાની સાથોસાથ તેમના સહવાસીઓ પણ આમંત્રાયા હોત તો તે વધારે સુંદર બનત.'

× × ×

પચીસ વર્ષ પૂર્વે લખાઈને પ્રગટ થયેલ 'The Country of the Blind' નામના એચ. જી. વેલ્સના પ્રસિદ્ધ પુસ્તકની તાજેતરમાં નવી આવૃત્તિ નીકળી છે. આ આવૃત્તિમાં ૨૮૦ નકલોજ કાઢવામાં આવી છે ને તેમાં ૩૦ નકલો પર લેખકે પોતાની સહી કરી છે. સહી વગરના પુસ્તકની કિંમત બે ગીની છે, જ્યારે સહી સાથેના પુસ્તકની કિંમત પાંચ ગીની રાખવામાં આવી છે.

× × ×

પ્રો. હેરોલ્ડ લાસ્કી તાજેતરમાં પ્રગટ થયેલા પોતાના 'સદ્‌ગૃહસ્થપદનાં ભયસ્થાનો' નામના નિબંધમાં લખે છે—

'અંગ્રેજ પ્રજાનો મોટો વર્ગ પ્રજાતંત્ર માગતોજ નહોતો. તે ભોગવવા માટે તે ઘણો આળસુ હતો. રમતગમતમાં વિઘ્નકર્તા થઈ પડે એવા રાજદ્વારી પ્રશ્નોની છણાવટમાં ગૂંચવાવું તેને પસંદ જ નહોતું. તેથી તેણે તે કામ થોડીક એવી વ્યક્તિઓ કે જે સદ્‌ગૃહસ્થ તરીકે ઉછેરાઈ હતી તેમના હાથમાં સોંપી દીધું. પણ હવે તે વર્ગ જાગવા માંડ્યો છે.'

× × ×

એમ. કે. સ્પેન્સરના જણાવ્યા પ્રમાણે સોવિયેટ રશિયાએ પોતાની સામ્યવાદી કૂચમાં નીચે પ્રમાણે ભોગ લીધો છે—

૧૭ રાજવંશીઓ; ૩૧ ધર્માધિકારીઓ; ૧૫૦૦ ખ્રિસ્તી સાધુઓ; ૧૬૩૬૭ શિક્ષકો ને વિદ્યાર્થીઓ; ૩૪૫૮૫ ડૉક્ટરો, વકીલો ને ન્યાયાધીશો; ૫૬૩૪૦ લશ્કરી અમલદારો; ૬૫૮૯૦ અમીરવંશજો; ૭૯૯૦૦ બિનલશ્કરી અમલદારો; ૧૯૬૦૦૦ મજૂરો ને મજૂરણો; ૨૬૮૦૦૦ સૈનિકો ને ખલાસીઓ; ૩૯૦૦૦૦ ખેડૂતો. કુલ—૧૬૦૮૬૩૦.

× × ×

પ્રસિદ્ધ અમેરિકન વૈજ્ઞાનિક ને જ્યોતિષી સર્કલ એન્ડોડિયોના જણાવવા પ્રમાણે ૨૫૨૧ ના એપ્રીલની છટ્ઠી તારીખે ઉત્તર—અમેરિકા દરિયામાં ગરક થઈ જશે ને સાથોસાથ કદાચ યુરોપની પણ એજ સ્થિતિ થાય.

સર લીયોનાર્ડ હીલ જગતમાં વધુમાં વધુ કિંમતી લેખાતા રેડિયમને તદ્દન નિરૂપયોગી પદાર્થ માને છે.

જર્મન વિમાનોની પેટ્રોલ—ટાંકીને એવાં બે પડ રાખવામાં આવે છે કે જેમાંના પહેલા પડ પર ગોળી વાગતાં જ તે આપોઆપ સંધાઈ જાય.

અમેરિકામાં ડૉક્ટરો ગર્ભપાત કરાવીને વાર્ષિક દશલાખ ડૉલરની કમાણી કરે છે.

× × ×

બ્રિટને અઢારમી—ઓગણીસમી સદીમાં હિંદમાંથી ખેંચેલ નાણાનો મોટો ભાગ નેપોલિયનને કચરવા યુરોપને આપ્યો; વીશમીમાં ખેંચેલું નાણું કૈસરને પાડવા યુરોપ ને અમેરિકાને આપ્યું ને હીટલરને દાબવા લશ્કરી ખરીદીના બહાને અમેરિકાને આજે અપાઈ રહ્યું છે. જગતની સમૃદ્ધિનો મોટો ભાગ હિંદનો છે. ઇંગ્લાંડે હિંદમાંથી ખેંચેલ નાણાને પાછું લાવી હિંદી પ્રજાને એ વહેંચી આપવામાં આવે તો દરેક હિંદી કુટુંબને એકેક લાખ રૂપિયા આપી શકાય. ૧૭૫૭ થી ૧૮૧૫ સુધીના ૫૮ વર્ષના ગાળા દરમિયાન જ અંગ્રેજોએ હિન્દમાંથી ૧૫૦૦૦૦૦૦૦૦૦ રૂપિયાની કિંમતની સમૃદ્ધિ ખેંચેલી.

× × ×

તાજેતરમાં સર જ્હૉન કર્નીંગ સંપાદિત 'આર્કીઓલોજી ઇન ઇન્ડિયા' નામે ગ્રન્થ બહાર પડ્યો છે. તેમાં જુદા જુદા જગવિખ્યાત સંશોધકોના લેખો પ્રગટ થયા છે. તેની પ્રસ્તાવના આલ્ફ્રેડ ફાયરે લખી છે. તેમાં ૧૮૬૨ થી માંડી ૧૯૩૮ સુધીના હિંદના સંશોધનનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. વિશેષ પ્રશંસા સર જ્હૉન માર્શલને ફાળે ગઈ છે.

'હિંદુસ્તાન રીવ્યુ'ના છેલ્લા અંકમાં ડૉ. ત્રિવેદીએ મહાભારત પૂર્વેની મગધની રાજવંશાવળી પ્રગટ કરી છે—તેમાં મહાભારતનો સમય તેમણે ઈ. સ. પૂર્વે ૩૧૩૭ ઠેરવ્યો છે.




**શ્રીજિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ**—લેખક: પં. લાલચન્દ્ર ભગવાન્ ગાંધી. પ્રકાશક–શ્રીજિનહરિસાગરસૂરિ-જ્ઞાનભંડાર, લોહાવટ, (મારવાડ). કિં. ૦–૮–૦. પૃ. સં. ૨૦૦.

હિંદુ પ્રજા ને બાદશાહો વચ્ચેની મધુર એકતાનું સ્મરણ કરાવતો આ ઐતિહાસિક ગ્રન્થ અનેક અણજાણ વિગતોને પ્રકાશમાં લાવે છે. મહાન જૈન આચાર્ય શ્રીજિનપ્રભસૂરિએ ક્રૂર લેખાતા સુલતાન મહમદ તઘલકના જીવનમાં આણેલા અદ્ભુત પરિવર્તનની આ હકીકત આચાર્યો તેમ જ રાજવીઓ બંનેને એકસરખી બોધક નીવડવા સંભવ છે. દુર્લભ્ય ઐતિહાસિક સાધનોમાંથી પ્રામાણિક વિગતોને તારવી તેને આ રીતે ગૂંથવામાં લેખકે જૈન સમાજની સુંદર સેવા કરવા ઉપરાંત હિંદુ–મુસ્લીમ ઐક્યની ભૂમિકાને પણ રસસિંચન કર્યું છે.

દેવનાગરી લિપિ અને અન્તમાં મૂકાયલ ઐતિહાસિક નામોની સૂચિ ને આલવારી ગ્રન્થની વિશિષ્ટતામાં કિંમતી ઉમેરો કરે છે.

**ગ્રામ્ય હિન્દનો વિશેષ ઉત્કર્ષ**—મૂળ લેખક: ડી. એસ. હેચ; અનુવાદક–ગોકળદાસ મથુરાદાસ શાહ. પ્રકાશક–શ્રી. સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૨૬૧ મું કિંમત ૦–૪–૩ પૃ. ૨૨૨.

ગ્રામવિકાસને લગતું ઉપયોગી સાહિત્ય ઓછી કિંમતે પ્રજાના હાથમાં મૂકવાની સ્વ. શ્રીમંત સયાજીરાવ નરેશની ઇચ્છાને અનુસરી આ પુસ્તક તૈયાર થયેલ લાગે છે. મૂળ લેખક દક્ષિણ-હિંદમાં ગામડાંઓના ઉત્કર્ષ માટે શ્રમ લઈ રહ્યા છે, અને આ પુસ્તક એમના શ્રમ અને અનુભવોનું નવનીત છે.

ગ્રામવિકાસની યોજનાઓ, માર્ગદર્શન વગેરે વિષયોમાં અનેક રીતે ઉપયોગી છતાં આ પુસ્તકમાં ગૂંથાયલ પદ્ધતિ લાખો વર્ષની સંસ્કૃતિ ધરાવતી હિંદી પ્રજાને અનુકૂળ આવી શકે કે કેમ એ એક પ્રશ્ન છે. હિન્દનું સાંસ્કારિક જીવન જેને અકાર્ય તરીકે જુએ છે એવી કેટલીક પદ્ધતિઓ અને પ્રત્યેક પ્રસંગમાં તરવરતી ખ્રિસ્તી ધર્મની મહત્તા હિંદના ગ્રામજીવનને સાચો ઉત્કર્ષ આપી શકે કે કેમ એ કહેવું મુશ્કેલ થઇ પડે છે. પણ આ પુસ્તકનો અનુવાદ કરવાને બદલે હિંદુ લેખકે એમાંની ઉપયોગી માહિતી તારવી લઈ તેમાં પ્રાણ પૂરી સ્વતંત્ર પુસ્તક તૈયાર કર્યું હોત તો તે ગ્રામસેવકો અને ગ્રામપ્રજા દરેકને એક સરખું ઉપયોગી થઇ પડત.

**લેખ સંગ્રહ**—[ ભાગ ૧લો ]—લેખક: સ્વ. મુનિવર્ય શ્રી કર્પૂરવિજયજી. પ્રકાશક: શ્રી કર્પૂરવિજયજી સ્મારકસમિતિ, ગોપાલભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. કિંમત ૦–૫–૦ પૃ. ૩૨૦.

સદ્‌ગુણાનુરાગીના વિશેષણથી જૈન સમાજમાં જાણીતા થયેલ સ્વ. મુનિવર્ય શ્રી. કર્પૂરવિજયજીએ જુદે જુદે પ્રસંગે લખેલ ને 'જૈનધર્મ પ્રકાશ'માં છપાયલ ઉપયોગી લેખોનો આ રીતે પુસ્તકરૂપે થતો સંગ્રહ આવકાર્ય છે. સામાન્ય જનતાને તે વિશેષ લાભદાયી થઈ પડવા સંભવ છે. પુસ્તકની શરૂઆતમાં લેખકનો વિસ્તૃત જીવન–પરિચય કરાવાયો હોત તો તે પ્રજાને વધારે ઉપયોગી થઈ પડત.

નવાબગંજ ને બરહાનપુરમાં કોમી રમખાણ. રંગુનમા હુલ્લડ. કાનપુરમાં સ્વાતંત્ર્યદિન અંગે રમખાણ. રાયપુરમા વિદ્યાર્થીઓની હડતાળ ને ભૂખમરો. નડિયાદ નજીક ન્યાયાધીશ ને પોલીસ પ્રોસીક્યુટર લૂંટાયા છે: [ લૂંટારાઓ પણ અજબ ભેજાના હોય છે ! ] સરહદમા અપહરણો, લૂટ ને આગ લગાડવાના બનાવો. રાજકોટના દિવાન શ્રી. વીરાવાળાનું અવસાન ને બેરિસ્ટર ચિનાઈની એ પદે નિમણૂક. દેશી રાજ્યોમાં સૈન્યને અપાતી લડાયક તાલીમ. વડોદરાની પ્રજાને અપાયલ સુધારા. મહેસાણા પ્રાન્તને ૨૮ લાખની રાહત. ખીજડિયાના દરબારની ધરપકડ. ત્રાવણકોરના દિવાન ગાંધીજીના અદ્ભુત વ્યક્તિત્વને અંજલિ આપે છે. જૂનાગઢના નવાબે યુદ્ધફંડમાં રૂ. અઢી લાખ આપ્યા છે. [ કોણ કહી શકશે કે બ્રિટનને દેશી રાજ્યોની જરૂર નથી. ] તુર્કી રાહતફંડમા નિઝામે તેર લાખ ફ્રાન્ક ખર્ચ્યા છે. [ કાઠિયાવાડની પ્રજા ધરતીકંપ કરતા પણ વધારે ભયંકર દુષ્કાળથી પીડાય છે. ] લીંબડી પ્રજા-પરિષદનું વાર્ષિક સંમેલન. બંગાળનું જ્યુટ-એસોસીએશન ફીન્લેન્ડને રૈતીના દશલાખ કોથળા ભેટ આપે છે. અમદાવાદમા ઇન્ટર-નેશનલ બેંકની ઉદ્ઘાટન-ક્રિયા. હિંદી સરકારે નવા નફા પર નાખવા ધારેલો 'અંતવર ટેકસ' [ નુકસાનમાં મદદ કોણ કરશે ? ] એ ધ્વંસકારક યોજના સામે ઠેરઠેર પ્રગટી નીકળેલો વિરોધ. યુદ્ધના અંગે સરકારી ટ્રંક ટેલીફોનખાતાની માસિક બે લાખની વધેલી આવક. બિહારમા મળી આવેલી સોખંડની ખાણ. મોંઘવારી ભથ્થા અંગે અમદાવાદમા તંગ બનેલો મીલ-મામલો. મધ્યસ્થ ધારાસભાએ હિંદમા વિમાની તાલીમ આપવાનો સર રઝાઅલીનો ઠરાવ પસાર કર્યો છે. રેલ્વેના દરોમાં થનાર વધારો. રામગઢ-મહાસભાના પ્રમુખ તરીકે મૌલાના આઝાદની વરણી.

પરદેશ—રશિયન-ફીનીશ યુદ્ધમા રશિયાને ખમવું પડતું બેહદ નુકશાન. ફીન્લેન્ડની ખુવારી છતાં બહાદુરીભર્યો ટકાવ. તેને જગતના દરેક ભાગમાથી મળતી મદદ. પણ ધીમે ધીમે કિલ્લેબંધી તોડતુ રશિયા આગળ વધે છે. જર્મન વિમાનોએ બ્રિટનના શેટલેન્ડ ટાપુઓ પર મારેલો ચકાવો. બ્રિટિશ ડીસ્ટ્રોયર 'ગ્રેનવીલે' અને બીજી પણ કેટલીકની જળસમાધિ. પેરૂ નજીક બંધાતું જર્મન નૌકા-મથક. જર્મનીએ રજૂ કરેલી કહેવાતી સુલેહની શરતો તટસ્થ સ્વીડનના ૨૪ વહાણો જર્મનીનાં હાથે ડૂબી ચૂક્યા છે: [ વર્તમાન યુદ્ધની એ જ મહત્તા છે ને. ] બ્રિટન પચીશ કરોડ પાઉંડની સામગ્રી અમેરિકા પાસેથી ખરીદશે; સ્વીડન અમેરિકા પાસેથી દોઢસો વિમાનો ખરીદશે: [ પણ આ બધો પૈસો લોહીનો નહિ અફ્સાય ] ચીને અમેરિકા પાસે સાડાસાત કરોડ ડોલરની લોન માગી છે. એટલાંટિકમા અમેરિકન નૌકા-કાફલો વધારવાને નૌકામંત્રીએ સેનેટ પાસે કરેલી ૧૩૦ કરોડ ડોલરની નવી માગણી: [ પ્રલય પાસે જ આવ્યો છે. ] ફ્રાન્સ ત્રણ બાત્રીસપાંત્રીશ હજાર ટનની અને બીજી પણ નાની મોટી યુદ્ધનૌકાઓ બાંધે છે. ફ્રાન્સની પાર્લામેન્ટમાંથી સામ્યવાદી સભ્યોને રૂખસદ: [ આનું નામ પ્રજાસ્વા-તંત્ર્યવાદ. ] એંગ્લો-ફ્રેંચ ધારાસભાકીય મંડળોનું જોડાણ. જાપાન અને રશિયા વચ્ચે સમાધાનના પ્રયાસો. રશિયા અને જર્મની વચ્ચે એક અબજ માર્કની લેવડદેવડના નવા વેપારી કરાર. જાપાની સ્ટીમરને અટકાવી બ્રિટને તે પરથી ૨૧ જર્મનોને ઉતારી લીધેલા તે સંબંધી જાપાને સખત વિરોધ દર્શાવતાં ૯ પાછા સોંપાય છે. ૫૮૫૦ લાખ પાઉંડના ખર્ચે જાપાનની નવી શસ્ત્રસજ્જતાની તૈયારી: [ વિજ્ઞાનના આશિર્વાદ. ] ચીન-જાપાન યુદ્ધે અત્યારસુધીમા લીધેલો ૧૫ લાખ જાપાનીઝ સૈનિકોનો ભોગ. જાપાની મહારાજ્યની ૨૬૦૦મી જયંતિના પ્રસંગે ચાળીસ હજાર લગભગ કેદીઓને મળેલો છુટકારો. હિંદી ચીનની ફ્રેન્ચ રેલ્વે પર જાપાની વિમાનોનો બોમ્બમારો ઇટાલિ જાપાનને ચીનની પુનર્રચનામા મદદ કરવાનું વચન આપે છે. જર્મન-ઇટાલિયન મિત્રતાની પરસ્પર બાંહેધરી. બાલ્કન રાજ્યોને રશિયા સામે રક્ષણ અપાશે. ગોરા-કાળાંના સંયુક્ત લગ્નથી નીપજતી પ્રજાને ઇટાલિએ કાળી (દેશી) ગણવાનું ફરમાન બહાર પાડ્યું છે. દક્ષિણ-આફ્રિકામા જનરલ હર્ટઝોગના પક્ષે ઉપાડેલું યુદ્ધવિરોધી આંદોલન. જનરલ સ્મટસ કહે છે, 'બ્રિટનની સહાય વિના દક્ષિણ-આફ્રિકા માટે ટકી શકવું મુશ્કેલ છે.' [ એમાં વાંક કોનો ?—જ્યાં ત્યાં બ્રિટિશ મુત્સદ્દીગીરીનો વિજય છે. ] હર હીટલર, મી. ચેમ્બરલેન, લોર્ડ હેલીફેક્સ,

[ અનુસંધાન પૃષ્ઠ ૪૮૮ ]

# અનુક્રમણિકા

પુ. ૨ ફાલ્ગુન : ૧૯૯૬ અંક ૧૧


| | | | |
|---|---|---|---|
| ૧ | સત્ય અને અસત્ય | ચ | ૪૯૧ |
| ૨ | પ્રતિકાવ્યો | નૌતમ | ૪૯૩ |
| ૩ | અકાલે મિલન [ કાવ્ય ] | દેવજી રા. મોઢા | ૪૯૬ |
| ૪ | જીવન ઝરણ | પ્રમા | ૪૯૭ |
| ૫ | રેલવે | અમૃતલાલ વ. પંડ્યા | ૫૦૦ |
| ૬ | સત ઊર્મિ [ કાવ્ય ] | અરોદ | ૫૦૫ |
| ૭ | યુદ્ધના અગ્રણીઓ | સ. | ૫૦૬ |
| ૮ | સંગીત [ કાવ્ય ] | મૂળશંકર જોષી | ૫૦૯ |
| ૯ | અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન | વજેતાજુજ | ૫૧૦ |
| ૧૦ | નોકર [ વાર્તા ] | ઈ. ન. | ૫૧૩ |
| ૧૧ | વામાચારનો પુનર્જન્મ | નગસિંહ | ૫૨૧ |
| ૧૨ | ગ્રામદેવી [ કાવ્ય ] | મૂળજીભાઈ પી. શાહ | ૫૨૬ |
| ૧૩ | અંગત | ... | ૫૨૭ |
| ૧૪ | એકજ ક્ષણ [ કાવ્ય ] | રમણ વ્યાસ | ૫૨૮ |
| ૧૫ | ગૂંથાતી માતાઓ | ચમનલાલ | ૫૨૯ |
| ૧૬ | ગોચરી | ... | ૫૩૨ |
| ૧૭ | ગ્રન્થ-પરિચય | ... | ૫૩૪ |
| ૧૮ | તારા—તણખા | ... | ૫૩૭ |


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૮-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ નં. ૩ | મોટા ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ „ | ૨૭ | ૧૪ | ૫ | જોડ કલર | ઉપર પ્રમાણે |
| ¼ „ | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક : મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૫-૩-૪૦

# નિયમો

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રગટ થાય છે.

'સુવાસ'ના નવા કે જૂના ગ્રાહકો વી. પી. ની રાહ જોવાને બદલે પોતાનાં નવાં કે બાકી રહેતાં લવાજમો મનીઓર્ડરથી મોકલાવી આપે એ વધુ હિતાવહ છે.

ગમે તે મહિનાથી 'સુવાસ'ના ગ્રાહક બની શકાય છે.

'સુવાસ'માં સ્થાન મેળવવા ઇચ્છતા લેખકો માટે—

દરેક વિષયના લેખકને આ માસિકમાં સ્થાન અપાશે પણ તેમાં તલસ્પર્શીતા, ભાષાશુદ્ધિ અને કલા એ અનિવાર્ય અંગો છે અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય ને સરળ લેખોને પ્રથમ પસંદગી મળશે જોડણી સબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

સ્વીકાર્ય લેખોની દશેક દિવસમાં પહોંચ અપાશે. બાકીના લેખો, સાથે ટપાલખર્ચ મોકલાવેલ હશે તો, તે જ મુદ્દતમાં પાછા મોકલાશે.

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા હશે તો, પાનાદીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના 'લેખકમંડળ'માં જોડાવું જરૂરી છે. [ 'લેખકમંડળ'ની યોજના માટે જુઓ 'સુવાસ' અંક-૧૮, ૧૯, ૨૦, ૨૧. ]

દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'ના ચાલુ અંકો મોકલાય છે.

'સુવાસ'ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચકમંડળ'ના સભ્યોને 'સુવાસ' વિના લવાજમે આપવામાં આવે છે અથવા આકર્ષક ઇનામો અપાય છે. [ બંને યોજનાઓ માટે જુઓ 'સુવાસ' અંક ૧૮, ૧૯, ૨૦, ૨૧ ]

'સુવાસ'માં પ્રગટ થતા કોઈ પણ લેખ કે લેખના અમુક ભાગને પુનર્મુદ્રિત કરનાર સામયિકના સંચાલકે સૌજન્યનિર્દેશ કરવો જરૂરી છે.

'પ્રાચીન ભારતવર્ષ', કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧-૮-૦+૦-૪-૦ પોસ્ટેજના મળી રૂ. ૧-૧૨-૦માં આપવામાં આવશે.



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ] વિ. સં. ૧૯૮૬ : ફાલ્ગુન [ અંક ૧૧

# સત્ય અને અસત્ય

ચ.

સત્ય એ કુદરતનું પરમ સત્ત્વ છે. જીવનનો એ મંગલદીપ છે. પ્રભુનાં નયનનું એ તેજ છે.

સત્યહીન જીવનની કિંમત ચન્દ્રહીન રજની જેવી છે.

રજની જ્યારે શુક્લપક્ષમાં પ્રવેશે-ચન્દ્ર ધીમેધીમે વિકાસ પામે. એ જ રજની જો કૃષ્ણપક્ષની પાંખમાં જાય-ચન્દ્ર ધીમેધીમે ક્ષીણ બને.

એમ જીવનનો પ્રવાહ જો પ્રભુના-પ્રેમના-આત્માના-ન્યાયના માર્ગે વહે, સત્ય ધીમે ધીમે વિકાસ પામે. એજ પ્રવાહ જો પ્રભુ, પ્રેમ, આત્મા કે ન્યાયથી વિમુખ બને-સત્ય ઢંકાઇ જાય.

પણ રજની કરતાં જીવનના પ્રવાહને એક વિશેષ લાભ છે:

રજની કૃષ્ણપક્ષમાંથી શુક્લપક્ષમાં જાય છે; એમ તે શુક્લપક્ષમાંથી કૃષ્ણપક્ષમાં પણ પ્રવેશે છે. પણ જીવનનો પ્રવાહ અધર્મ કે અન્યાયની ખીણમાંથી પ્રભુ, પ્રેમ, આત્મા કે ન્યાયનાં ગિરિશૃંગ શોધી શકે છે. પણ એ શૃંગ પરથી એને ખીણમાં પાછું પ્રવેશવાનું નથી હોતું. એનો પ્રકાશ અમર બને છે. એના પર સદૈવ સૌભાગ્યની ચાંદની વર્ષે છે.

સત્ય એ અમૃત છે, કારણ કે સત્ય એ સત્ય છે-એમ નહિ. અસત્ય એ ઝેર છે, કારણ કે અસત્ય એ અસત્ય છે-એમ પણ નહિ. પણ સત્ય એ અમૃત છે-કેમકે સત્યમાં સુખ ને સલામતિ છે; અનેક આત્માઓને અને વ્યક્તિઓને તે સુવર્ણની સાંકળે સાંધી શકે છે; તે પ્રેમ અને વિશ્વાસનું મૂળ છે; આત્મસંતોષનો એ રાજમાર્ગ છે. અસત્ય એ ઝેર છે-કારણ કે

એના આશ્રયે બે વ્યક્તિઓ પણ એક નથી બની શકતી; અવિશ્વાસનું એ આદિકારણ છે; આત્માને એ સતત ડંખ દે છે.

જગતમાં સત્ય કરતાં અસત્ય વધારે પ્રચલિત છે, કારણ કે વ્યવહારમાં સત્ય કરતાં અસત્યનો વિજય વધારે ત્વરિત છે—એમ નહિ. પણ જગતમાં સત્ય કરતાં અસત્ય વધારે પ્રચલિત છે, કારણ કે માનવીની દીર્ઘદૃષ્ટિ ધીમેધીમે ક્ષીણ બની રહી છે. અસત્ય વિજયી હોતુંજ નથી. તે બમણો પરાજય હોય છે. કેમકે વિજયના આભાસ પાછળ એ પરાજયની વધુ ને વધુ ઊંડી ખાઈ ખોદી શકે છે. પણ માનવી એ ખાઈને જોવા જેટલી દીર્ઘદૃષ્ટિ નથી કેળવી શકતો. ને પરિણામે એને અસત્ય વિજયી જણાય છે.

હિંદનો કબજો લેતાં અંગ્રેજ કંપનીએ અસત્યનો આશ્રય લીધો. એ આશ્રયે એને વિજયનો આભાસ જણાયો. એ આભાસની પાછળ હિંદનાં આજનાં અગણિત દુઃખદર્દ એણે જોયાં હોય તોપણ એ દુઃખદર્દની નીચે ખોદાઈ રહેલાં પોતાનાંજ આવતીકાલનાં અનર્ઘ્ય દુઃખદર્દો એ ન જોઈ શકે, કેમકે માનવીની દીર્ઘદૃષ્ટિ ક્ષીણ બની રહી છે. પોતાના સ્વાર્થને સમજી શકવા જેટલી પણ એનામાં સૂક્ષ્મ બુદ્ધિ નથી રહી. એ અસત્યના ત્વરિત વિજયમાં માને છે...પણ જ્યારે આવતીકાલ ઊગશે, એની આંખ ઊઘડશે. એને જણાશે કે, 'અસત્યનો આશ્રય લઈ મેં મારાજ સ્વાર્થ પર કુહાડો માર્યો; મારે માટે જગતમાં મેં દ્વેષ ને અવિશ્વાસનાં બીજ રોપ્યાં; માનવીનાં હાડપિંજરોથી પાયો પૂરતાં મેં મારાજ વિનાશની ઈમારત ચણી; મારી સામે અસત્યથી વર્તવાનો જગતની પ્રજાઓને મેં માર્ગ મોકળો કરી આપ્યો.'—પણ એ પશ્ચાતાપ ઘણો મોડો હશે.

ભારતની આર્ય પ્રજા સત્યને ચરણે પોતાનું સર્વસ્વ ધરી દેતી. કેમકે તે પોતાના સૂક્ષ્મ સ્વાર્થને પણ સમજતી હતી. સત્યની ખાતર હારતા કે જીવન સમર્પતા માનવીની જગત પ્રશંસા કરશે; દુશ્મનના હૈયામાં પણ તે પોતાનું અમર સ્થાન મૂકી જશે; એવી પ્રજા સાથે મૈત્રી સાધવા દેવો પણ લલચાશે. અસત્યથી ક્ષણિક વિજય વરી જતી પ્રજા જગતના ચોકમાં ઈર્ષાનાં બીજ વાવશે; ભય બતાવી એ મિત્રો મેળવી શકશે પણ એ મિત્રો પણ એનાં છિદ્રની શોધમાં રહેશે; ને જ્યારે છેવટે એ હારશે—જગત તાળીઓ પાડશે, એના નામ પર ફીટકાર વર્ષાવી એને વીસરી જશે.

પોતાનો પુત્ર યુદ્ધમાં હણાયો છે કે કેમ એનો ખુલાસો પૂછવાને દ્રોણાચાર્ય સ્વપક્ષને છોડી પરપક્ષમાંથી પણ એક યુધિષ્ઠિરનેજ પસંદ કરે છે, કેમકે યુધિષ્ઠિર વૈરી છતાં એમના સત્ય પર દ્રોણાચાર્યને વિશ્વાસ છે. પણ યુધિષ્ઠિર જ્યારે 'અશ્વત્થામા હણાયો છે—નર કે કુંજર' કહી સત્યને છુપાવવા યુક્તિ ખેલે છે ત્યારે તેમનું તેજ ઝાંખું થઈ જાય છે, એમનો દિવ્ય રથ પૃથ્વી પર ઢળી પડે છે. કેમકે સત્ય કરતાં ક્ષણિક વિજયની કિંમત એ પળે વિશેષ અંકાણી છે. પણ કુદરત એ વિજયને વિષાદની ઘેરી છાયા ને એકલતાથી નિષ્ફળ બનાવતાં હસીને લખે છે—

सत्यं शिवं सुन्दरम्

---

# પ્રતિકાવ્યો

'નૌતમ'

પ્રાસંગિક:—

ગુજરાતી સાહિત્યમાં એટલાં તો જૂજ પ્રતિકાવ્યો લખાયાં છે, અથવા કહો કે એટલાં તો જૂજ પ્રતિકાવ્યો પ્રસિદ્ધ થયાં છે, કે આપણે ત્યાં પ્રતિકાવ્યનું મહત્ત્વ હજુ નહિ જેવું જ સમજાયું છે એમ કહીએ તો કંઈ ખોટું નહિ. છેલ્લા ચાર–પાંચ દાયકાથી 'સૉનેટ' જેવા વિશિષ્ટ યુરોપીય કાવ્ય–પ્રકારને અપનાવી તે પર નિત નવા અખતરા કરવામાં આપણા આધુનિક કવિ–વિવેચકોએ જે ઉત્સાહ અને ઉદ્યમ દાખવ્યાં છે એના દસમા ભાગના ય એમણે 'પેરડી' માટે દાખવ્યાં નથી સાહિત્યનાં બીજાં ક્ષેત્રોમાં આપણે અપૂર્વ વિકાસ સાધી રહ્યા છીએ, ત્યારે પ્રતિકાવ્યની દિશા હજુય લગભગ અણખેડાયેલી જ રહી ગઈ છે.

'પ્રતિકાવ્ય' તરફની આપણી આ ઉદાસીનતા, ઉપેક્ષાનું કારણ શું હશે? પ્રતિકાવ્ય સાહિત્ય કાવ્ય જેટલું ચિરંજીવ નથી; એ પ્રતિ–કાવ્ય રહ્યું એટલે એમાં કાવ્ય જેટલી મૌલિકતા નથી: આવાં એકાદ બે કારણો આગળ કરી શકાય ખરાં; પરન્તુ જો આ કારણોને લીધે જ આપણે 'પ્રતિકાવ્ય' ની આવી ઉપેક્ષા કરતા હોઇએ તો મારે કહેવું પડશે કે આપણી ઉપેક્ષા વ્યાજબી નથી. પ્રતિકાવ્ય એ પણ આખરે તો કાવ્ય જ છે: કાવ્ય જેમ એમાં પણ ઊર્મિ, ભાવના, કલ્પના, ગેયતા અને વિચાર–સંકલના પણ હોય છે. પ્રતિકાવ્ય મૂળ કાવ્ય જેટલું સ્વયંસ્ફુરિત ન હોય એ કબૂલ રાખ્યા પછી ય, પ્રતિકાવ્ય પણ એક કલા છે, એમાં પણ સમકાલીન જીવન અને સાહિત્યનાં પ્રતિબિંબ ઝીલાયાં હોય છે, એટલું તો સ્વીકારવું જ પડશે. ખરી વાત તો એ છે કે આપણે ત્યાં પ્રતિકાવ્યના સિદ્ધહસ્ત પ્રયોજકો, પ્રતિભાશાળી પ્રતિકાવ્યકારો જ બહુ વિરલ છે. અંગ્રેજી સાહિત્યમાં તો પ્રતિકાવ્યને "a department of pure criticism' લેખવામાં આવે છે. અને ત્યાંના શ્રેષ્ઠ પ્રતિકાવ્યકારોની અગ્રગણ્ય સાહિત્યસ્વામીઓમાં ગણના થાય છે. પ્રતિકાવ્ય સાહિત્યનું આ બહુમાન મોટે ભાગે ત્યાંના પ્રતિભાશાળી પ્રતિકાવ્યકારોને જ આભારી છે.

ગુર્જરીના સાહિત્યોદ્યાનમાં આ વિશિષ્ટ કાવ્યપ્રકારની કલમ રોપાયાને આજ બે દાયકા ઉપર થયા છતાં હજુ આપણે ત્યાં એના શુદ્ધ સ્વરૂપ વિષે પણ કેટલું બધું અજ્ઞાન પ્રવર્તે છે! આદર્શરૂપ ગણાય એવાં સુંદર પ્રતિકાવ્યોના જ જ્યાં વાંખા હોય, ત્યાં એ પરનાં અભ્યાસપૂર્ણ વિવેચનો તો આપણે ત્યાં શાનાં જ સંભવે? આપણે ગુજરાતીઓ આમે અભ્યાસના કાયર તો છીએ જ ને! પછી ગુજરાતી સાહિત્યમાં પ્રતિકાવ્યનું મહત્ત્વ બહુ મોડે સુધી લગભગ અણપ્રીછ્યું જ રહે એમાં નવાઇએ શી?

પણ ત્યારે આપણી આ ઉદાસીનતા, આપણું આ અજ્ઞાન ઓછાં કરવાનો શું કોઈ માર્ગ જ નહિ હોય?

વાત એમ છે કે આપણામાંના બહુ જ થોડા લોકોએ પ્રતિકાવ્યનું શુદ્ધ સ્વરૂપ પારખવા, એનું સાચું રહસ્ય પામવા ખરા દિલથી પ્રયત્ન કર્યો હશે. આ પરિસ્થિતિમાં, 'પ્રતિકાવ્ય' ને વિશે આપણે ત્યાં જે ભ્રામક ખ્યાલો ફેલાઈ રહ્યા છે એને ટાળવા હોય તો એકજ માર્ગ છેઃ એકનિષ્ઠ અભ્યાસનો. અંગ્રેજી સાહિત્યમાં અનેક પ્રતિકાવ્ય-સંગ્રહો અને એ વિષેના વિવેચનગ્રંથો બહાર પડયા છે. હિંદની બીજી ભગિનીભાષાઓના સાહિત્યમાં પ્રતિકાવ્યો લખાય છે કે કેમ એ તો નથી જાણતો, પણ આપણા પાડોશી મહારાષ્ટ્રમાં "વિડંબન કાવ્યો" પુષ્કળ લખાય છે એટલું જ નહિ, એની તલસ્પર્શી ચર્ચાઓ પણ અનેક થાય છે. આ બધાના અભ્યાસમાંથી આપણે ઘણું ય શીખી શકીએ, જો શીખવા માગતા હોઈએ તો.

ઉત્પત્તિ:—

આપણે ત્યાં અંગ્રેજી Parody ( પેરડી ) ના અર્થમાં 'પ્રતિકાવ્ય' શબ્દ હવે તો લગભગ રૂઢ થઇ ગયો છે એમ કહી શકાય. આ Parody નું મૂળ છે ગ્રીકમાં. Para=beside, ode=a song. Parody=a song sung beside–આ થઇ એની વ્યુત્પત્તિ. આ રીતે જોતાં Parody નો મૂળ અર્થ 'અનુકરણાત્મક કાવ્ય' આટલો જ થાય છે.

માનવી માત્રમાં અનુકરણ કરવાની, અને અનુકરણમાંથી વિનોદ મેળવવાની વૃત્તિ એવી તો સહજ હોય છે કે સૌ પહેલો ગાયક પોતે જ, કદાચ સૌ પહેલો પ્રતિકાવ્યકાર (Parodist) હશે.

યુરોપમાં, મહાકાવ્ય (Epic) અને ઊર્મિકાવ્ય (Lyric) તેમ પ્રતિકાવ્ય (Parody)નું જન્મસ્થાન પણ ગ્રીસ જ મનાય છે. પ્રાચીન ગ્રીક કાવ્યમીમાંસક એરિસ્ટાટલ આ વિશિષ્ટ કાવ્ય પ્રકારનું પગેરું કાઢતાં થાસોઝના હેગમન (Hegemon of Thasos) ને ગ્રીસનો સૌ પહેલો સભાન પ્રતિકાવ્યકાર લેખે છે. અર્વાચીન સંશોધકોને મતે, હેગમનથીયે કઈ વર્ષ અગાઉ થઈ ગએલો મેટ્રન (Matron) એ સ્થાન અને માનનો ખરો અધિકારી ઠરે છે. યુરોપના આદિ મહાકવિ હોમરની ભવ્યગંભીર શૈલીમાં મેડક અને મુષક વચ્ચે થયેલા મહાભારત યુદ્ધનું એણે એવું તો આબાદ વર્ણન કર્યું છે કે હજુ ગઈકાલ સુધી વિદ્વાનો એને ખુદ હોમરની કૃતિ માનવાની ભૂલ કરતા હતા. ઈફેસસના હેપ્પોનેક્સે ( Happonax of Ephesus ) મહાકવિ હોમરના Iliad નું પ્રતિકાવ્ય રચેલું તેની શરુઆતની ચાર લીટી આજ પણ મોજૂદ છે. પણ આ બધા ગ્રીક પ્રતિકાવ્યકારોને ય · આંટે એવો તો એરિસ્ટોફેનિસ (Aristo phanes) જ! પોતાના સમકાલીન લબ્ધપ્રતિષ્ઠ નાટકકાર એસ્કાઈલસ (Aeschylas) અને યુરીપીડિસ (Euripides) ની શૈલી અને સંકલનાનાં જ નહિ, પણ એમનાં વ્યક્તિવિશિષ્ટ સ્વભાવવિશેષ (mannevisms) અને વિચારનાં પરિહાસમય અનુકરણો કરી એણે ગ્રીક સાહિત્યમાં અજોડ પ્રતિકાવ્યકાર તરીકે નામના મેળવી. તાકયું તીર મારી હદય સોંસરવાં વીંધી જનાર પ્રતિકાવ્યો તો એરિસ્ટોફેનિસનાં જ !

રોમન સાહિત્યમાં પરસીઅસ (Persius)ના ઉપહાસો વચ્ચે કયાંક કયાંક પ્રતિકાવ્યો ચમકી જાય છે ખરાં, પરંતુ એ સિવાય બીજા કોઈ પ્રતિકાવ્યકારનું નામ બહુ જાણીતું નથી.

મિલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ' નામના મહાકાવ્યની શૈલીમાં "સ્પેન્ડીડ શીલીંગ" લખનાર જહોન ફિલીપ 'બીજો મિલ્ટન' કહેવાયો હતો! પણ આંગ્લ સાહિત્યમાં પ્રતિકાવ્યોનો

સુવર્ણયુગ તો એ હો સ્મિથ બિરાદરોના સહિયારા Rejected Addresses (નાપસંદ થયેલાં મંગલાચરણ) બહાર પડ્યાં ત્યારથી. ઈ. સ. ૧૮૧૨માં લંડનના 'ડ્રુરી લેઈન થીએટર'નું વાસ્તુ થવાનું હતું એ પ્રસંગે વાંચવાયોગ્ય સૌથી સુંદર મંગલાચરણ લખી મોકલનારને મોટું ઈનામ આપવામાં આવશે એવી એ સંસ્થાના વ્યવસ્થાપકોએ જાહેરાત કરેલી. આ પરથી જેમ્સ અને હોરેસ નામના બે ભાઈઓને એક ટીખળ સૂઝ્યું: તે સમયના વિદ્યમાન કવિઓ વર્ડસવર્થ, બાયરન, કૉલરિજ, સ્કૉટ, ક્રેબ–ની શૈલીમાં એ પ્રસંગને અનુરૂપ મંગલાચરણો લખી એ બધાં 'નાપસંદ થયેલાં મંગલાચરણો'નો સંગ્રહ એમણે પ્રસિદ્ધ કર્યો–નનામો જ! આ સંગ્રહમાંનાં એક સિવાયનાં બધાં જ મંગલાચરણો હાસ્યનિમિત્ત જ લખાયાં છે એ ય ઘણા ઓછા જણ કળી શક્યા! કેટલાક લોકોને તો આવાં સુન્દર મંગલાચરણો નાપસંદ કેમ કર્યાં એનું જ આશ્ચર્ય થયું! આ સંગ્રહમાં જે પ્રતિકૃતિઓ હતી તે બધી એવી તો નિર્દંશ અને રમૂજભરી હતી કે પ્રતિકૃત કવિઓને એથી માઠું તો ન લાગ્યું, પણ કેટલાકને ઊલટું એમાંથી પુષ્કળ રમૂજ મળી! Rejected Addresses એટલું બધું લોકપ્રિય થઈ પડ્યું કે બે વરસ જેટલી ટૂંક મુદતમાં તો એની અઢાર આવૃત્તિઓ છપાઈ ગઈ! સ્મિથ બિરાદરોની આ સફળતાથી પ્રેરાઈ એક બીજા પ્રતિકાવ્યકારે વળી એક નવો જ તુક્કો લડાવ્યો. રાજકવિ સધી (southey)નું અવસાન થતાં એની ખાલી પડેલી ગાદી માટે હરિફાઈ કરતા કવિઓની એણે એક કાલ્પનિક સાઠમારી યોજી! એ. સીમેને પણ એને પગલે ચાલી 'બૅટલ ઑફ બે' નામની પ્રતિકાવ્યમાળા રચી. અને ત્યારથી કેલ્વર્લી ને હૉજસન, ક્વીલર કૂચ ને બૅરી પેઈન, મૅક્સ બીરબ્હેમ ને ઇ. વી. નૉક્સ–આમ એક વાંચીએ ને બીજો ભૂલીએ એવા એક એકથી ચડિયાતા પ્રતિકાવ્યકારોની લાંબી કારવાં ચાલી જ આવે છે. તેમાંય ચાર્લ્સ લૅમ્બ, થૅકરે, અને ટેયલર જેવા કોઈ કોઈએ તો વળી પોતાનાં જ કાવ્યોનાં પ્રતિકાવ્યો રચી, પોતા પર જ હસવા ને હસાવવામાં અનેરો આનંદ અનુભવ્યો છે!

સંસ્કૃત સાહિત્યમાં બીજા રસોને મુકાબલે હાસ્યરસને બહુ ઓછું મહત્વ અપાયું લાગે છે. આમ તો સંસ્કૃત સાહિત્યમાંય છેકાપહ્નુતિ જેવાં ચમત્કાર અને ચાતુરીભર્યાં વિનોદ કાવ્યો અનેક મળે છે. અનુકરણ કાવ્યો ય 'ગણ્યાં ગણાય નહિ' એટલાં હશે. પણ અંગ્રેજીમાં આપણે જેને parody કહીએ છીએ એવું પ્રતિકાવ્ય–સાહિત્ય સંસ્કૃતમાં નથી. 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા' અને 'મેઘદૂત'નાં અનેક સફળ–નિષ્ફળ અનુકરણો થયાં છે. પણ 'પ્રતિકાવ્ય' થયાં જાણ્યાં નથી. હા, એક 'કાકદૂત' નામનું પ્રતિકાવ્ય સંસ્કૃતમાં હોવાનું સાંભળ્યું છે ખરું, પણ જ્યાંસુધી એ વિશે કશી ચોક્કસ માહિતી ન મળે ત્યાંસુધી એને વિશે કોઈ પણ જાતનો અભિપ્રાય ન આપી શકાય. એ બધું ગમે તેમ હો, અંગ્રેજીમાં છે એવા પ્રતિકાવ્ય સંગ્રહો અને એ પરના વિવેચનગ્રંથો સંસ્કૃત સાહિત્યમાં નથી, એટલું તો આપણે વિનાસંકોચે કહી શકીએ. પ્રતિકાવ્યનું તંત્ર (Technique) પણ અંગ્રેજીમાં જ નિર્માણ થયું છે.

હિંદની ઈતર ભાષાઓ–હિંદી, બંગાળી, તામીલ, મરાઠી ઈ. માં 'પ્રતિકાવ્ય' કે 'પ્રતિકાવ્ય'ને મળતો એવો કોઈ કાવ્યપ્રકાર છે કે કેમ, અને હોય તો એને કોણે ક્યાંથી અને ક્યારે અપનાવ્યો, એના વિકાસક્રમમાં શી શી મર્યાદાઓ નડી, શાં શાં ઉત્તેજનો મળ્યાં, એ બધાંની તપાસ ખૂબ જ રસિક થવાનો સંભવ છે; પણ અત્યારે આપણી પાસે એ બધા માટે પૂરતી સામગ્રી નથી. જે કંઈ અલ્પ સામગ્રી આપણી કને છે એ પરથી

આપણે ઝાઝી માહિતી મેળવી શકીએ એમ નથી.

હિંદીમાં* પ્રતિકાવ્યો જવલ્લે જ જોવા મળે છે, અને તે સાહિત્યમાં પ્રતિકાવ્યનો એક અનોખા કાવ્યપ્રકાર તરીકે કશો વિકાસ થયો લાગતો નથી.

બંગાળી સાહિત્યમાં 'પેરડી' સારા પ્રમાણમાં લખાય છે, એટલું જ નહિ પણ ત્યાં અંગ્રેજીની જેમ, એ "વિશુદ્ધ વિવેચનાનું એક અંગ" લેખાય છે.

આપણા પાડોશી મહારાષ્ટ્રમાં પણ (પ્રતિકાવ્ય) વિડંબન–કાવ્યની દિશા ઠીક ઠીક ખેડાઈ લાગે છે. કવિ વિનાયકે કોઈના પ્રિયાવિરહના કાવ્યમાં બે ચાર જગ્યાએ નહિ જેવા ફેરફાર કરી એ આખું વર્ણન 'ચક્ષમ વિરહ' ને લાગુ પાડી, સંસ્કૃતમાંના 'છેકાપહ્નુતિ' ને મળતું એક વિડંબન–કાવ્ય બનાવેલું, ઘણું કરીને તો અજાણતાં જ–એઓ 'પેરડી' કરે છે એવા કશા ભાન વિના! રા. અત્રે કૃત "ઝેંડુચેં ફૂલ" અને રા. ઉપાધ્યાનું "પોપટ પંચી" આ બે વિડંબનકાવ્ય–સંગ્રહો મરાઠી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. આ બંનેમાં અંગ્રેજીમાં જેને 'પેરડી' કહીએ એવા 'પરિહાસમય અનુકરણ' કરતાં ઉપહાસ અને 'વ્યાજોક્તિ' નું તત્ત્વ જ મુખ્ય છે એમ શ્રી. વા. મ. જોશી માને છે. મરાઠી સામયિકોમાં પણ અવારનવાર 'વિડંબન કાવ્યો' દેખા દે છે ખરાં. [ચાલુ]

---

* પ્રતિકાવ્ય—પેરડી—ને હિંદીમાં 'પરિહાસ' કહેવાય છે.

# અકાલે મિલન

દેવજી રા. મોઢા

ફૂલના ભારે કુંજ લચી'તી,  
મંડપ—શોભા ઓર રચી'તી,  
પ્રકૃતિની મ્હેફિલ મચી'તી:  
ત્યારે એ ના'વ્યા !  
કળીઓના હોઠે સ્મિત ઝરતાં,  
પાંખડીમાંહી પરાગ પમરતા,  
નિતનિત રંગ નવા ઉઘડતા:  
ત્યારે એ ના'વ્યા !  
આજ હવે સ્થિતિ પલટી ગઈ છે,  
કુંજનિકુંજે ના કંઇ રહી છે;  
હરિયાળી વેરાન થઇ છે:  
ત્યારે એ આવ્યા !

# જીવન ઝરણ

પ્રભા

અકબરે તાનસેનને ખરા મધ્યાન્હે દીપક રાગ ગાવાની સૂચના કરી. તાનસેને કહ્યું, "જહાંપનાહ, એ રાગ મીઠી ઠંડક અને શાંતિમાં રાત્રે ગવાય. ખરા બપોરે તો તે ગાનારની નસેનસમાં ગરમી પૂરી દે."

"ગમે તેમ," અકબરે આગ્રહ કર્યો, "તું ગવૈયો છે. કંઈ રીતે શાંતિ કરવી તે તું જાણે. તારે દીપક રાગ ગાવો જ પડશે."

આખરે અકબરના આગ્રહ આગળ નમીને તાનસેને એ રાગ ગાયો, પણ તે ગાતાંની સાથે જ તેનાં અંગેઅંગ જળવા માંડયાં. તે ત્યાંથી દોડયો, સરિતામાં પડયો, પણ તેને શાંતી ન વળી. કોઈ દિવ્ય સંગીતકાર મલ્હાર રાગ ગાય તેને ઠારે એ સિવાય બીજો ઉપાય ન રહ્યો.

ને ગરમીથી દોડતો દોડતો તે પાસેના ગામમાં જઈ પહોંચ્યો. ગામની હવેલીના ઝરૂખામાં બેઠેલી બે હિંદુ યુવતીઓ તાનસેનની આ સ્થિતિ જોઇ ચમકી. તેમાંની રુમ નામની પહેલી યુવતી બોલી, "આ બિચારો દીપક રાગથી જળતો લાગે છે."

"હા, બેન," બીજી તાનાએ કહ્યું, "પણ એને બચાવવો એ આપણો ધર્મ છે."

"ધ્યાન રાખ," રુમ બોલી, "એ અકબરનો ગવૈયો જણાય છે. અકબર આપણી કલા જાણી જાય તો તેની પવિત્રતા સાચવવી મુશ્કેલ થઈ પડે."

પણ તાનસેનના કાને તો બંને બહેનોની વાતચીતના ભણકાર પડી ચૂક્યા હતા. તે દોડીને ઝરૂખા નીચે આવી ભૂમિ પર પડતાં બોલ્યો "દેવીઓ બચાવો, આખા જગતમાં તમેજ મને બચાવી શકો તેમ છો."

બંને બહેનોએ પ્રથમ તો આનાકાની કરી. પણ પછી તાનસેનના કાલાવાલાથી પીગળી તેમણે તેને ઠારવાનું વચન આપ્યું. પણ તે પહેલાં તાનસેન પાસેથી તેમણે આ પ્રસંગની ગુપ્તતા જાળવી રાખવાનું વચન માગી લીધું. ને તાનસેને પોતાના ધર્મના નામ પર તે વચન આપ્યું.

બંને બહેનોએ મધુર ને સ્વર્ગીય મલ્હાર રાગ ગાઇ તાનસેનની પીડા દૂર કરી. તાનસેન તેમને વંદન કરી, શાંત ને સ્વસ્થ બની આગ્રા પાછો ફર્યો.

ત્યાં, અકબરે તેને રોગ શી રીતે મટયો તે સંબંધી ઉપરાઉપરી પ્રશ્નો કર્યા. તાનસેને તેના જુદાજુદા ઉત્તર આપ્યા, પણ ચાલાક અકબર અસત્યને તરત પારખી ગયો. તેણે તાનસેનને સખત ધમકી સાથે સાચી વિગત પૂછી. ને તાનસેને છેવટે તે કહી દીધી.

બંને બહેનોને જ્યારે તાનસેનના વચનભંગના આ સમાચાર મળ્યા, ને સાથેજ અકબરનો ઘોડેસ્વાર તેમને બોલાવવા આવી પહોંચ્યો ત્યારે બંનેના મુખમાંથી એકજ શબ્દ નીકળ્યો, "વિધર્મી."—

ને બીજીજ પળે એ બંને સંગીત–દેવીઓએ કલાની અને પોતાની પવિત્રતા સાચવવાને ખાતર અગ્નિમાં ઝંપલાવ્યું.

× × ×

ઇંગ્લાંડનો નામાંકિત મહામંત્રી ગ્લેડસ્ટન એક વખતે મંદિરમાં ગયો ત્યારે બધીજ બેઠકો શ્રોતાજનોથી ભરાઈ ગયેલી હતી. ઉપદેશ આપનાર નવો પાદરી મહામંત્રી માટે એક બેઠક ખાલી ન નિહાળતાં ગભરાયો. પણ ગ્લેડસ્ટન તરતજ ગેલેરીમાં જઇ બાળકોની સાથે બેંચ પર બેસી ગયો ને તેણે શાંતિથી ઉપદેશ સાંભળ્યો.

જ્યારે ઉપદેશ પૂરો થયો ત્યારે પાદરી દિલગીરી દર્શાવવા ગયો પણ મહામંત્રીએ તેને અધવચથી અટકાવતાં જ કહ્યું, "મારે તો ઊલટું આપનો આભાર માનવો જોઈએ. જીવનની ખરી મઝા તો મને આજેજ માણવા મળી છે."

× × ×

ગ્લેડસ્ટનના પ્રતિસ્પર્ધી મંત્રી ડીઝરાયલીને એક જિજ્ઞાસુએ કમભાગ્ય અને આપત્તિ વચ્ચેનો ભેદ પૂછ્યો. ડીઝરાયલીએ કહ્યું, "જો ગ્લેડસ્ટન નદીમાં ગબડી જાય તો એ કમભાગ્ય કહેવાય, અને એને નદીમાંથી કોઈ જીવતાં જ પાછો ખેંચી લાવે તો એ આપત્તિ સમજવી."

× × ×

માર્કટ્વેઈન સાન્ફ્રાન્સીસ્કોના એક વર્તમાનપત્રમાં નોકરીમાં જોડાયો. છએક મહિના પછી પત્રના માલિકે તેને પાણીચું આપ્યું. માર્કટ્વેઈ ને માલિક પાસે જઈ આનું કારણ પૂછ્યું.

"તમે આળસુ અને નિસ્તેજ છો." માલિકે ગંભીરતાથી કહ્યુ.

"હું આળસુ અને નિસ્તેજ છું એ જાણવાને તમને ૭ મહિના લાગ્યા," માર્કટ્વેઇને તીક્ષ્ણતાથી કહ્યું, "એજ બતાવે છે કે તમે આળસુના પીર છો એમ હું પહેલેજ દિવસે સમજી ગયેલો એ વાત તદ્દન વ્યાજબી છે."

× × ×

ઇંગ્લાંડનો એક ઉમરાવ, રાજા આગળ જતાં પણ, માથેથી કોઇ દિવસે હેટ ન ઉતારતો. એક પ્રસંગે રાજા ત્રીજો જ્યોર્જ કેટલીક સુંદરીઓ સાથે રંગભવનમાં બેઠો હતો. ઉમરાવ માથે હેટ સાથે તે ખંડમાં પ્રવેશ્યા. રાજાએ હસીને કહ્યું, "નામદાર, તમારા રાજા આગળ તો ટોપી ભલે ન ઉતારો. પણ સુંદરીઓ આગળ તો ઉતારવી જોઇએ."

ને ઉમરાવ એ જ દિવસે જીવનની ખોડ ભૂલી ગયો.

× × ×

માં અલ્હાબાદના એક ચોકમાં એક અંગ્રેજ અમલદાર ગુન્હેગારોને ફાંસી

પ્રસંગે કોઇક હિંદી તે સ્થળની નજીક ફરતો જણાયો.

? " અંગ્રેજ અમલદારે સખતાઇથી પૂછ્યું.

ફુંસી કરી એ જોવાની ઇચ્છા છે." હિંદીએ ગભરાઇને કહ્યું.

હરિયાળા આવે," અમલદાર હસીને બોલ્યા, " એ તો

[illegible] ફાંસીનો અનુભવ આપવા તત્ક્ષણ

જોરાપુરના બાલરાજાને જ્યારે બળવાખોર ટુકડીના નાયક તરીકે કાળા પાણીની સજા કરવાનો નિર્ણય થયો ત્યારે તે નાનકડો રાજવંશી યુવાન બોલી ઊઠયો, "હું વીર છું. દુશ્મન તરીકે તમે મને તોપને ગોળે ઉડાડી શકો છો. પણ હું ચોર નથી કે જેથી મને ફાંસીની કે કાળા પાણીની સજા કરાય."

× × ×

પોતાની આખી સેનાને સહીસલામતીપૂર્વક ગંગા નદી ઓળંગાવ્યા પછી ૮૧ વર્ષનો વૃદ્ધ રાજા કુંવરસિંહ પોતે પણ તે નદી પાર કરી જવાને છેલ્લી હોડીમાં બેઠો. પણ પાછળથી આવી પહોંચેલ અંગ્રેજ સેનાએ એ હોડી પર ગોળીનો મારો ચલાવ્યો, ને કુંવરસિંહના જમણા હાથમાં બે ગોળીઓ પેસી ગઇ. વૃદ્ધ રાજાએ તરત જ શરીરમાં ઝેર ચડતું અટકાવવા જમણો હાથ કાપીને નદીમાં ફેંકી દીધો ને ડાબા હાથથી લોહીઝરતા જમણા અંગ પર પાટો બાંધતાં તેણે શાંતિથી ગંગા ઓળંગી.

× × ×

અમેરિકાના નામાંકિત વકીલ ચૌટે પાસે એક યુવાન કંઇક કામે આવ્યો પણ ચૌટે તે વખતે અગત્યના કામમાં રોકાયલ હોઇ તેણે તે યુવાનને ઠેરવાનું સૂચવી બેસવાને એક ખુરશી ધરી.

"પણ હું બીશપનો પુત્ર છું." યુવાન કડકાઇથી બોલ્યો.

"તો આપ બે ખુરશી રોકો." ચૌટેએ પોતાના કામમાં જ આંખો પરોવી યુવાન સમીપ બે ખુરશીઓ ધરતાં ધીમેથી કહ્યું.

× × ×

ફ્રાંસના વૃદ્ધ રાજવીની દફન–ક્રિયાની પૂર્ણાહુતિ પછી નવા રાજવીએ રાજાઓની અંતિમક્રિયા કરાવનાર ખ્રિસ્તી ધર્મગુરુને એ ક્રિયા શાંતિથી પાર ઉતારવા માટે શાબાશી આપી.

"આ વખતે ઉતાવળમાં કેટલીક ઉણપો રહી ગઇ છે" ધર્મગુરુએ ગર્વ અનુભવતાં કહ્યું, "પણ હવે પછી તે માટે પૂરતી સંભાળ લઇ અંતિમક્રિયાને હું વધારે ભવ્ય બનાવી શકીશ."

"એ ઠીક છે," રાજાએ હસીને કહ્યું, 'પણ તે માટે આપણને ખાસ ઉતાવળ નથી."

× × ×

ઇંગ્લાંડનો રાજા ચાર્લ્સ રાજસભામાં બેઠો હતો ત્યારે એક ચોરે કોઇક ઉમરાવના ખીશામાંથી છીંકણીની રત્નજડિત ડબી તફડાવી લીધી. રાજાની એ તરફ નજર જતાં જ ચોરે નાક પર આંગળી મૂકી રાજાને શાંતિ જાળવવા સૂચવ્યું.

ચોરના ચાલ્યા ગયા પછી ઉમરાવ જ્યારે ડબી શોધવા લાગ્યા ત્યારે રાજા બોલ્યા, "ડબી મળે એ સંભવિત નથી લાગતું. કેમકે હમણાં જ એક ચોર તે તફડાવી ગયો છે."

"અને તે આપના દેખતાં ?" ઉમરાવે ચમકીને પૂછ્યું.

"હા, હા." રાજાએ હસતાં હસતાં કહ્યું, "પણ એણે મને પોતાનો વિશ્વાસસાથી બનાવેલો. એટલે મારાથી કંઇ પણ બોલી શકાય એમ નહોતું."

---

# રેલવે

અમૃતલાલ વ. પંડ્યા

ભાડાં શા માટે વધે છે ?

છેલ્લાં કેટલાંક વર્ષોથી હિંદની રેલવેઓ પ્રસંગે પ્રસંગે ભાડાં વધારતી જ રહી છે. આ વધારો કરતી વખતે તે યોગ્ય છે કે કેમ અથવા તો ગરીબ હિંદી પ્રજા તે સહી શકશે કે કેમ એ વિચારવામાં આવતું હોય એ બહુ સંભવિત નથી જણાતું. હિંદની રેલવેનો ઇતિહાસ જોતાં જણાય છે, કે હિંદમાં રેલવાઇ-જાળ પાથરવામાં આવી છે અને એના પાથરનારાઓ માને છે કે પ્રજા એક વખત એ જાળમાં સપડાઇ ગયા પછી તેઓ તેના પાસેથી મનફાવતી રીતે નાણાં કઢાવી શકે એમ છે.

રેલવે એક મૂર્ખ માણસ પણ સહેજે સમજી શકે એવી વ્યાપારી સંસ્થા છે. છતાં હિંદી સરકાર તે નથી સમજતી. એ માને છે કે હિંદ-રાષ્ટ્રની જેમ હિંદી રેલવે. પણ પરદેશીઓને માટે સોના-મહોરો મૂકતી મુરઘી છે. અને એના પાસેથી જેટલી વધારે મહોરો કઢાવી શકાય એટલી કઢાવી જ લેવી. પરિણામે રેલવેના બજેટને સ્વતંત્ર ન રાખતાં તેનો સામાન્ય બજેટમાં સમાવેશ કરવામાં આવે છે, અને બીજાં બજેટોની ખોટ રેલવાઇ-મુરઘીમાંથી પૂરી કરવામાં આવે છે. આ કારણે રેલવે બે-પાંચ કરોડનો નફો કરતી હોય તો તે ઓછો માની પચીશ કરોડનો નફો શી રીતે થઇ શકે એ પ્રશ્નને સતત વિચારણામાં રાખવામાં આવે છે.

બીજું એક કારણ એ પણ છે કે હિંદી રેલવેના બાંધકામ ઉપર શરૂઆતના ગોરા એન્જીનિયરોના અનાડીપણાને લઇ લખલૂટ દ્રવ્ય ખર્ચાયું છે એટલે બીજા દેશોની રેલવેઓ કરતાં હિંદની રેલવે વધારે મૂડી ખાઇ ગઈ છે ને તેનું પરિણામ વધારે ભાડાં આપી ગરીબ હિંદી પ્રજાને ભોગવવું પડે છે.

હિંદમાં રેલવેની શરૂઆત

ઇ. સ. ૧૮૩૫ થી ઇંગ્લાંડમાં રેલવે બાંધવાની શરૂઆત થઇ ને એ પછી ૧૮૪૫માં હિંદમાં પણ એ અખતરો કરવામાં આવ્યો. સૌ પહેલાં હિંદમાં ત્રણ લાઇનો નાંખવામાં આવી. પહેલી કલકત્તાથી રાણીગંજ-૧૨૦ માઇલ લાંબી; બીજી મુંબઇથી કલ્યાણ-૩૫ માઇલ લાંબી; અને ત્રીજી મદ્રાસથી આરકોનમ-૪૦ માઇલ લાંબી. આ રેલવે-લાઇનો સંબંધમાં જાતજાતના વહેમો પ્રચારમાં આવતાં, શરૂઆતમાં લોકો તેમાં બેસતાં બીવાં લાગ્યાં. પણ પ્રજાના કલ્યાણ પાછળ ખાઇ-પી મંડેલી રેલવાઇ-સરકારે સામા પૈસા આપીને પણ લોકોને એમાં બેસતાં બનાવ્યાં.

અંગ્રેજ એન્જીનિયરોનું ફુઇબાપણું

આખી દુનિયામાં બીજે બધે રેલવેના પાટાની પહોળાઇ ૪ ફીટ છે ત્યારે હિંદમાં

પાા ફીટ છે. ને એના પ્રમાણમાં હિંદી રેલવેઓના ડબા–એન્જીનો વગેરે પણ મોટાં છે. આ દષ્ટિએ હિંદી રેલવે વધારે મૂડી ખાઇ ગઇ છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે ઈંગ્લાંડથી શરૂઆતના જે મહાન રેલવે–એન્જીનિયરો હિંદમાં આવ્યા તેમણે જોયું કે હિંદમાં વંટોળિયા ઘણા જોરદાર આવે છે એટલે જો ઈંગ્લાંડના ચાર ફીટ પહોળા માપની રેલવે બાંધવામાં આવશે તો ટ્રેનો ઉથલી પડશે, માટે પાા ફીટ પહોળા પાટા રાખવા. એ ધોરણે જ હિંદમાં રાક્ષસી રેલવે બાંધવામાં આવી. આજે હિંદમાં બે ફીટ પહોળા પાટા ઉપર દર કલાકે ત્રીશ ત્રીશ માઇલની ઝડપે ટ્રેનો દોડી રહી છે પણ વંટોળિયાએ તેમને ઉથલાવી દીધાનો બનાવ હજી નોંધાયો નથી.

## રેલવેની જાળ •

૧૮૫૭ના બળવાએ હિંદમાં અંગ્રેજોને તોબા પોકરાવી. પરિણામે તેમને થયું કે જેમ બને તેમ તાબડતોબ હિંદના આખા ખંડ ઉપર રેલવેની જાળ બિછાવી દેવી, નહિતર ટકવું ભારે થઈ પડશે. એટલે ૧૮૫૯માં એકીસાથે પાંચ હજાર માઈલના પાટા પાથરી દેવા અંગ્રેજ વેપારી–કંપનીઓને કોંટ્રાક્ટો અપાયા. સરકારે આ કંપનીઓને પાંચ ટકા ઉપજની બાંહેધરી ને મફત જમીન આપી. તે બંને વચ્ચે એવી પણ શરત થઇ કે અમુક મુદત પછી સરકારને યોગ્ય લાગશે તો તે રેલવે વેચાતી લઈ લેશે. પણ બાબત એમ બની કે પાટા ઘણા પહોળા હોવાથી મૂડી ઘણી ખર્ચાઈ ગઈ. વળી પાટાના પ્રમાણમાં ઇંગ્લાંડ કરતાં રેલવેને ચલાવવાનો ખર્ચો પણ વધુ આવવા લાગ્યો; એટલે હિંદની રેલવે પાંચ ટકાની ઉપજ આપી શકી નહિ. પરિણામે ૧૮૭૦ સુધી સરકારને, બાંહેધરી પ્રમાણે ગાંઠનાં નાણાં આપી, કંપનીઓને પાંચ ટકા પૂરા કરી આપવા પડયા. તે પ્રસંગે તપાસ કરી એમ નક્કી કરવામાં આવ્યું કે સાંકડા પાટાની રેલવે હિંદમાં ચાલી શકે એમ છે માટે સવાત્રણ ફીટ પહોળી મીટરગેજ લાઇનો નાંખવી. પણ એ બધું રંડાઈ ગયા પછીનું ડહાપણ હતું. કેમકે આ નિર્ણય થયા પૂર્વેજ હિંદના પ્રાંતે પ્રાંતને પહોળી રેલવે–લાઈનોએ સાંકળી દીધા હતા. એમને ફરી સાંકળી શકાય નહિ. કેમકે પાટાઓ સાથે એંજીન–ડબા વગેરે ભાંગીને બધું નવેસરથી વસાવવું પડે અને એમ કરતાં તો ખર્ચમાં ઊલટો વધારો થાય.

## લશ્કરી દષ્ટિબિન્દુ

હવે એક બીજો બનાવ બન્યો. પેંજડા પ્રસંગ–*Penjdeh incident*–ને અંગે અંગ્રેજો અને રશિયનો વચ્ચે ચકમક ઝરી. ભય ઊભો થયો કે રખેને રશિયા કાશ્મીર અગર અફઘાનીસ્તાનને માર્ગે હિંદ ઉપર હુમલો કરી દે. જો આમ બને તો તાબડતોબ સરહદ અને બલુચીસ્તાનમાં લશ્કરી જમાવટ કરી રશિયાને અટકાવવું જોઈએ. એટલા ખાતરજ સરહદ, ઉત્તર પંજાબ અને બલુચીસ્તાનના પથરાળ, ડુંગરાળ તથા પહોળી નદીઓવાળા પ્રદેશો ઉપર પાટાઓની જાળ પાથરવામાં આવી. મથકેમથક પાટા પહોંચી ગયા. ને એ પણ પહોળા પાટા, કારણ કે લશ્કરી ગાડીઓ સળંગ દોડવી જોઇએ. રેલવેના ગેજને કારણે ફેરબદલી કરવાનું તેમને ન પાલવે. આ લાઇનો બાંધતાં પહાડો સોંસરવી હજારો લાંબી સુરંગો કોરવામાં આવી. સિંધુ, જેલમ, અને કાબુલ જેવી પહોળી નદીઓ ઉપર ગુમ્પા-બંધ પૂલો બાંધવામાં આવ્યા. એ લાઇનોની બંને બાજુએ પથરાઓને બદલે રૂપિયાઓ પથરાઈ રહે એટલો ખર્ચો એ લાઇનો પાછળ થયો. સીંપલન સુરંગની ૧૪ માઈલ લાંબી

લાઇનને બાદ કરતાં દુનિયાની કોઈ પણ રેલવે પાછળ એટલી રકમ ખર્ચાઇ નથી. એજ ઉદ્દેશને લઈ બંગાળ–નાગપુર તથા સિંધ–પંજાબ રેલવે જે વચલા માપની હતી તેમને પણ પહોળા માપની કરી દેવામાં આવી. આ લશ્કરી દૃષ્ટિબિન્દુને લઇ રેલવે ચલાવવાનું જે ખર્ચ વધી પડયું તે પૂરવાને સરકાર બીજાં ખાતાઓની આવક વધારવા લાગી.

ઉપરે આ રેલવાઈ–આર્થિક સંયોગોને પહોંચી વળવા સરકારે વિચાર કર્યો કે પંજાબ અને સિંધમાં નહેરો કાઢી ખેતીની ઉપજ વધારવામાં આવે તોજ પંજાબ, સરહદ અને સિંધની રેલવેઓ પગભર ઊભી થઇ શકે, અને થયું પણ તેમજ.

આં બાજુ સંયુક્ત પ્રાન્ત, બિહાર અને બંગાળની રેલવેઓને વાંધો આવ્યો નહિ. આ પ્રદેશો સપાટ હોવાથી એમની પાછળ મૂડી પણ ઓછી ખર્ચાઇ હતી. વળી ખેતીની ઉપજ પુષ્કળ અને વસ્તી ગીચ હતી. એટલે આ પ્રદેશોની રેલવે સરકારને માટે દૂઝણી ગાય જેવી થઇ પડી.

હિંદના મધ્યભાગમાં કોલસાની પુષ્કળ ખાણો છે તેમજ જંગલો પણ ઘણાં છે એટલે બી. એન. આર. તથા જી. આઇ. પી. સારી આવક આપવા લાગી. દક્ષિણ હિંદમાં મોટા ભાગની રેલવે મીટરગેજની નંખાઇ એટલે મૂડીનું રોકાણ તથા ચલાવવાનો ખર્ચ ઓછાં આવવાથી એ પણ સારી ઉપજ આપી રહી.

ગુજરાતમાં રેલવે

મુંબઇ પૂર્વે સુરત અંગ્રેજોનું વેપારી મથક હતું એટલે ગુજરાતમાં સૌ પહેલાં ત્યાંથીજ રેલવેના મંડાણ થયાં. પહેલી લાઈન વડોદરા રસ્તે અમદાવાદ સુધીની થઈ. તે પછી સુરતનું મુંબઇની સાથે જોડાણ થયું. અને પછી એ લાઈનને વીરમગામ થઈ વઢવાણ સુધી લંબાવવામાં આવી. એ આખી લાઈન મોટા માપની હતી. વઢવાણથી રાજકોટ સુધી મોરબી દરબારે ટ્રામ બાંધેલી. પછી આણંદથી ડાકોર સુધી પાટા નખાયા. અહીં એટલું જાણવા જેવું છે કે ડાકોરનું પ્લેટફોર્મ ૧૪૭૦ ફીટ લાંબું હોઇ દુનિયાનાં સૌથી લાંબાં પ્લેટફોર્મોમાં તે અઢારમો નંબર ધરાવે છે. મુંબઇ ઈલાકામાં એ પ્લેટફોર્મની જોડ નથી. આ પછી ડાકોર લાઈનને ગોધરા અને ત્યાંથી દાહોદ–રતલામ–નાગદા થઇ ઉજ્જન સુધી લંબાવવામાં આવી.

રજપૂતાનામાં રેલવે બાંધવા રજપૂતાના–માળવા રેલવે કંપની ઊભી થઇ. તેણે દિલ્હીથી જયપુર અને અજમેરને માર્ગે અમદાવાદ સુધી મીટરગેજ લાઇન નાખી દીધી. સને ૧૮૮૫ માં આ રેલવેને બી. બી. એન્ડ સી. આઇ. સાથે જોડી દેવામાં આવી.

હવે પોતાને ઘર–આંગણે રેલવે નાંખવા કાઠી બાપુઓએ પણ વિચાર કર્યો ને ઠરાવ્યું કે સોંઘા મીટરગેજના પાટા કાઠિયાવાડમાં નાંખવા. આ શરૂઆતની રેલવેનું નામ હતું 'ભાવનગર–ગોંડલ–જુનાગઢ–પોરબંદર રેલવે.' આ લાઇનનું ગુજરાત અને મુંબઇ લાઇન સાથે જોડાણ કરવા મોરબી દરબારે વઢવાણ–રાજકોટ વચ્ચે દોડતી તેમની ટ્રામના પાટા ઉખેડી મીટરગેજ લાઇન નાંખી, ને વઢવાણથી માંડી છેક જુનાગઢ સુધી બાપુઓની ગાડિયું હડેડાટ દોડવા લાગી.

ગાયકવાડ સરકારે પહેલપ્રથમ કડી પ્રાંતમાં મહેસાણાથી પાંચ લાઇનો શરૂ કરી. એમાં મુખ્ય મહેસાણા–વીરમગામ લાઈન હતી. આ બધીના પાટા મીટરગેજના હતા. પછી અંગ્રેજ સરકારે મુંબઇ–વઢવાણ રેલવેને વઢવાણ અને વીરમગામ વચ્ચે મીટરગેજ કરી નાંખી: ને એથી કાઠિયાવાડ અને રજપૂતાના વચ્ચેની ગેજની આડખીલી દૂર થઈ.

ગુજરાત સપાટ હોવાથી તેની લાઈનોએ વધારે મૂડી ખાધી નહિ ને શરૂઆતથી જ તે ધરખમ ઉપજ આપી રહી છે. કહેવાની જરૂર નથી કે ગુજરાતની મુંબઈ–વીરમગામ લાઇન હિંદની સૌથી વધુ કાર્યપ્રવૃત્ત લાઇનોમાંની એક છે પણ એ કહેવાની ખાસ જરૂર છે કે જેટલાં ભાડાં બી.બી. રેલવે ગુજરાતીઓ પાસેથી વસૂલ કરે છે તેટલાં ભાડા હિંદની બીજી રેલવેઓ બીજા પ્રાંતવાસીઓ પાસેથી લેતી નથી અમદાવાદથી મુંબઈ ૩૦૬ માઇલ છતાં બી.બી. એ માટે જે ભાડું વસૂલ કરે છે તે કરતાં એન. ડબલ્યુ. રેલવે દિલ્હીથી અમૃતસર સુધીના ૩૧૫ માઈલના અંતર માટે લગભગ અડધુંજ ભાડું લે છે. ઉપરાંત બીજી રેલવેઓ મેલ કે ફાસ્ટમાં મુસાફરી કરવા માટે બી.બી. ની જેમ વધારે ભાડું વસૂલ કરતી નથી.

અને બાપુઓની ગાડિયુંની વાત કરવાની હોય જ નહિ. તેમને ત્યાં તો કલાકે ૨૦ માઈલ ઘસડાતી અને સ્ટેશને સ્ટેશને ધામા નાખતી જતી ટ્રેનો મેલ કહેવાય છે. ને મેલનું ભાડું ઓછું હોય ખરું ?

## મુસાફરોની સ્થિતિ

આખા જગતમાં પેસેંજર–ટ્રેનોમા વધુમા વધુ નફો રળી જનાર તરીકે હિંદી રેલવેઓ નામચીન છે. બ્રિટનની કે બીજા બિનહિંદી પ્રદેશોની રેલવેઓની મુખ્ય આવક માલ–ટ્રેનો ઉપર આધાર રાખે છે. તે તે દેશોમાં ઉદ્યોગ–ધંધા વિપુલ પ્રમાણમાં વિકસેલા હોઈ માલ–ટ્રેનો સતત દોડતી જ રહે છે. પણ હિંદ ગરીબ છે. અહીં મુસાફરોએજ માલ (ગુડઝ)નું સ્થાન પૂરવારનું હોય છે. પરદેશમાં પ્રજાજનો નછૂટકે મુસાફરી કરે છે અને ઓછામાં ઓછું ભાડું આપી વધારેમાં વધારે સગવડતા માગે છે. જ્યારે હિંદની બેકાર પ્રજા ગમે તે બહાને રેલવેમાં રખડપાજ કરે છે ને જીવનધોરણના પ્રમાણમા વધારેમાં વધારે ભાડું આપવા છતાં ઓછામાં ઓછી સગવડતા મળે તો તેને પણ સદ્‌ભાગ્ય લેખે છે.

ગંદાં જાજરૂ, ટ્રેનોમાં પાણીનો અભાવ, ભિન્નભિન્ન પ્રકારની કનડગતો, મોટાં ભાગનાં સ્ટેશનોએ પાણીની તાણ, ને કેટલેક ઠેકાણે પાણી મળે તો તે ઉનાળામાં ખરા બપોરે પણ એવું મળે કે શિયાળાની પ્રભાતમાં જો એનાથી સ્નાન કર્યું હોય તો ટાઢ પણ ઊડી જાય, કેટલીક બ્રાંચ લાઈનોની ગજગામિની ગતિ, ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત બરાબર ન ભણ્યા હોય તો માથાં પરસ્પર અથડાઈ જવાનો ભય, 'રેલવેના દાદા'ના નામે ઓળખાતા બિનટિકિટિયા મવાલી વર્ગને અટકાવવાની રેલવાઈ–અસમર્થતાના કારણે ગાડીઓમાં ચાલતી બિભત્સ શબ્દલીલા, કેટલેક ઠેકાણે પ્લેટફોર્મોનોજ અભાવ, જુદી જુદી માલિકીના કારણે એક બીજી રેલવેઓ વચ્ચે ચાલતી અથડામણો–આ બધી હિંદની, અને તેમાં પણ ખાસ કરીને ગુજરાતની રેલવેની વિશિષ્ટતાઓ છે.

ઝોન ટિકિટો, તહેવારો, રીટર્ન ટિકિટો, લગ્નો, મેળાઓ, યાત્રાઓ, પરિષદો, સરકારી રજાઓ–આ બધી હિંદી રેલવેની દૂઝણી ગાયો છે. બારે માસ તે રેલવેને ચિકાર રાખે છે. ઝોન ટિકિટો જેવા પ્રસંગે તો રેલવેના ડબ્બાઓ એવા ઊભરાઈ જાય છે કે તે કલકત્તાની કાલ્પનિક કાળી કોટડીને પણ ભૂલાવી દે. કમાણી કરે રેલવે, સસ્તી મુસાફરીનો લાભ ઉઠાવે ઝોન ટિકિટ ખરીદનારાઓ ને મરો થાય ચાલુ મુસાફરોનો. પણ હિંદની રેલવે હિંદી સરકારના જેવીજ જહાંગીરી ચલાવી શકે છે.

### બ્રિટનની રેલવે સાથે સરખામણી

હિંદમાં ૮ અબજ ૪૬ કરોડના ખર્ચે ૪૩૦૭૪ (૨૧૧૯૬–મોટી લાઇન; ૧૭૭૫૭–વચલી લાઇન: ૪૧૨૧ નાની લાઈન) માઇલ જેટલી લાંબી રેલવાઈ–પાટાની જાળ પાથરી દેવામાં આવી છે. આ મૂડીનો મોટો ભાગ હિંદથી પરદેશ જઇ પરદેશીઓનો બનીને અહીં પાછો ફરેલો છે અને તેનો વધુમાં વધુ લાભ પરદેશીઓનાજ નામે ચડે છે. હિંદની રેલવે ચલાવવામાં સરેરાશ ખર્ચ માઈલે રૂ. ૩૭૫૦ આવે છે જ્યારે આવક માઈલે રૂ. ૫૭૫૦ ની છે, અને તે દિવસે દિવસે વધતી જ જાય છે. આ સાથે બ્રિટનની રેલવેને સરખાવવા જઈએ તો તે મુસાફરોને વધુમાં વધુ સગવડતા આપીને સરેરાશ ચાર ટકાનોજ નફો રળે છે–અને તે પણ મોટે ભાગે માલ–ટ્રેનોમાંથી.

## કેટલીક માહિતી

### ઇલેક્ટ્રીક રેલવે

આખા બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ સૌથી વધુ લાંબી વીજળીની રેલવે–લાઇન ધરાવે છે. એ સઘળી જી. આઈ. પી. ની છે જે મુંબઈથી એક બાજુએ ઇગતપુરી સુધી ને બીજી બાજુએ પુના સુધી જાય છે. આ સિવાય બી. બી. ની પરાની રેલવે ૩૫ માઈલ વીરાર સુધી જાય છે. અને સાઉથ ઇન્ડિયા રેલવેની મદ્રાસથી ટમ્બરમ સુધી ૨૦ માઈલ (મીટરગેજ) જાય છે. એમાં માત્ર જી. આઈ. પી. ઇલેક્ટ્રીનાં એંજીનો ધરાવે છે ને બધી જાતની ટ્રેનોમાં તેઓને જોડે છે.

### દુનિયાના પહેલા નંબરના રેલવે–પૂલો

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | ઝેમ્બઝીનો પૂલ | ( આફ્રીકા ) | ૧૨૦૬૪ | ફીટ લાંબો. |
| ૨. | ટેયબ્રીજ | ( સ્કોટલેન્ડ ) | ૧૦૫૨૭ | ,, ,, |
| ૩. | અપર સ્ટોન | ( હિન્દુસ્તાન ) | ૧૦૦૫૨ | ,, ,, |
| ૪. | ગોદાવરી | ( ,, ) | ૯૦૯૬ | ,, ,, |
| ૫. | ફોર્થ | ( સ્કોટલેન્ડ ) | ૮૩૦૦ | ,, ,, |
| ૬. | મહાનદી | ( હિન્દુસ્તાન ) | ૬૯૧૨ | ,, ,, |

### દુનિયાનાં પહેલા નંબરનાં પ્લેટફોર્મો

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | સોનપુર | ( હિન્દુસ્તાન ) | ૨૪૧૫ | ફીટ લાંબું. |
| ૨. | ખરગપુર | ( ,, ) | ૨૩૫૦ | ,, ,, |
| ૩. | બુલાવાયો | ( દ. આફ્રીકા ) | ૨૩૦૨ | ,, ,, |
| ૪. | ન્યુલખનો | ( હિન્દુસ્તાન ) | ૨૨૫૦ | ,, ,, |
| ૫. | માન્ચેસ્ટર | ( ઇંગ્લેન્ડ ) | ૨૧૯૪ | ,, ,, |

### ટ્રેનોની ઝડપી

દુનિયાની સૌથી ઝડપી ટ્રેન જર્મનીની ફ્લાઇંગ–હેમ્બરગ છે, જેની સરેરાશ ઝડપ દર કલાકે ૮૨ માઇલની છે. બીજે નંબર ઇંગ્લેન્ડની 'ચેલ્ટનહેમ ફ્લાયર'નો છે, જે દર કલાકે ૭૧ માઇલની ઝડપ સાધે છે. આ પછી અમેરિકાની 'ટવેન્ટીથ સેન્ચોરી લીમી'નો વારો આવે છે. એની ઝડપ ૬૦ માઇલની છે.

ઝડપની દષ્ટિએ હિંદની મેલટ્રેનો ઠીક ચાલે છે એમ કહી શકાય. 'ફ્રન્ટીઅર મેલ' હિન્દની સૌથી વધુ ઝડપી ટ્રેન છે એ ખોટાં ભણ્યાં છે. મુંબઈથી દર આકવાડિયે જી. આઇ. પી. નો 'ઇન્ડિયન ઇમ્પીરિયલ મેલ' કલકત્તે જાય છે એનો નંબર પહેલો છે. બીજો નંબર જી. આઈ. પી. ના 'કલકત્તા મેલ'નો છે. ને ત્રીજો ફ્રન્ટીઅરનો છે. બીહટાના અકસ્માત પછી ઈ. આઇ. રેલવેએ પોતાની ગાડીઓ ધીમી કરી નાંખી છે નહિતર એનો 'તુફાન મેલ' ઘણો ઝડપી હતો. જી. આઇ. પી. નો પંજાબ મેલ ફ્રન્ટીઅરના જેટલો જ ઝડપી છે પણ તેનો રસ્તો બી. બી. ના રસ્તા કરતા ૧૦૦ માઇલ વધુ લાંબો હોવાથી તે બે કલાક વધુ લે છે. એ સઘળી ટ્રેનો સામાન્ય રીતે ૫૦ થી ૫૫ માઇલની ગતિ સાથે છે ને ક્યાંક ક્યાંક ૬૦–૭૦ સુધી પહોંચી જાય છે. જી. આઇ. પી. ની ડેક્કન ક્વીન જ્યારે ચાલતી હતી ત્યારે તે આખા પૂર્વમાં સૌથી વધું ઝડપી ટ્રેન મનાતી, ને મુંબઇ તથા પુના વચ્ચેના પાર્વત્ય પ્રદેશમાં ચડતાં–ઊતરતાં પણ તે ૬૦ માઇલની ઝડપે દોડતી હતી. પણ બી. બી. ની ફ્લાઈંગ રાણી હજુયે ૫૦ થી વધુ જતી નથી

સો માઈલ ઉપરના સળંગ લાંબા રનો હિન્દમાં માત્ર ત્રણ છે. ફ્રન્ટીઅર મેલનો બસીનરોડથી સુરત વચ્ચેનો ૧૩૩ માઇલનો–ઝડપ ૪૩ માઇલ. જી. આઇ. પી. પંજાબ મેલનો ખંડવા અને ઈટારસી વચ્ચેનો ૧૨૦ માઈલ લાંબો–ઝડપ ૫૩ માઇલ. સિંધ પંજાબ મેલનો રોહરીથી રહીમયારખાન વચ્ચેનો ૧૦૫ માઈલ લાંબો–ઝડપ ૪૦ માઈલ.

બી. બી. ની ટ્રેનો મુંબઇથી વડોદરા સુધી તો ઠીકઠીક ચાલે છે, પણ વડોદરાથી વીરમગામ સુધી તેઓની ગતિ ઘણી ધીમી હોય છે. વડોદરા અને વીરમગામ વચ્ચે કાઠિયાવાડ મેલ કરતાં અમદાવાદથી અજમેર તરફ જતા નાની લાઇનના મેલ અને ફાસ્ટની ઝડપ વધારે હોય છે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે હિન્દની ધીમામાં ધીમી ટ્રેનો બી. બી.ના પાટા ઉપર દોડે છે. તાપ્તી લાઇનની લોકલ ટ્રેનોની સરેરાશ ગતિ દર કલાકે ૧૦ માઇલ હોય છે. વડોદરાથી રતલામ અને બુદીકોટા તરફ જતી લોકલો દર કલાકે ૧૫ માઇલ પણ દોડતી નથી. એ દષ્ટિએ કાઠિયાવાડી રેલવેઓની ચર્ચા અસ્થાને લેખાશે, કારણ કે ત્યાંનાં રેલવે-ક્ષેત્રોમાં હજી ઓગણીસમી સદી ચાલી રહી છે.

---

# સત ઊર્મિ

સરોદ

ફૂલકે અતિ શ્યામ મેઘના
        ચમકતી ચપળા છળી મરે;
મુજ જીવન—રૂઢ—કાર્યમાં
        ઝળતી ચેતનની હણી દરે.
ફૂલકે તનજન્ય કલમષે
        ઝબુકતી કરુણા ચળી મરે;
લખું ઓપ ચડાવી કાવ્યડાં,
        સત ઊર્મિ ઉરની ડૂબે ઉરે.

# યુદ્ધના અગ્રણીઓ

૫.

## જનરલ ગોઅરીંગ

'હું જો યુદ્ધમાં ખપી જાઉં, તો જનરલ ગોઅરીંગ જર્મનીનો સર્વસત્તાધીશ બને; મારામાં મૂકી છે એટલીજ એનામાં પણ શ્રદ્ધા મૂકજો.' જર્મનીના તારણહાર મહાન હીટલરે યુદ્ધમાં ઝંપલાવતાં જે નરવીરને જર્મન પ્રજાજોગના ઉપરના શબ્દોમાં પોતાનો વારસ નીમ્યો તે જર્મનીના લોખંડી સેનાપતિની જીવનગાથા કંઇક રોમાંચક છે.

આજનું જગત એને 'જર્મન બોરિંગ'ના નામે ઓળખે છે. ને ખરેખર તેનું સ્વરૂપ પણ બોરિંગના જેવુંજ છે. તે દુશ્મનને છોડતો નથી, વેરને વીસરતો નથી, બોરિંગના જેટલીજ એકતાનતાથી પોતાના પ્રદેશનું તે રક્ષણ કરે છે. હીટલર તો જર્મન પ્રજાને મન ઈશ્વરાવતાર છે. ને તેને બાદ કરતાં આઠ કરોડની શૂરવીર ને ઉંમીલી જર્મન પ્રજાના લાડકવાયા વીર તરીકે પ્રથમ સ્થાન ગોઅરીંગનું છે.

૧૮૯૩ ની શરૂઆતમાં બવેરિયામાં તેનો જન્મ થયેલો. તેનો પિતા કૉન્સલ-જનરલને હોદ્દે હતો. પુત્રને તેણે યોગ્ય લશ્કરી તાલીમ અપાવી. ને વીશ વર્ષની ઉંમરે લેફ્ટેનન્ટનો હોદ્દો મેળવી ગોઅરીંગ લશ્કરી નોકરીમાં જોડાયો.

તેને સામાન્ય કરતાં હવાઈ યુદ્ધમાં વિશેષ રસ પડતો. પરિણામે ૧૯૧૪ ના મહાયુદ્ધમાં તેણે વિમાની લશ્કરી નોકરી પસંદ કરી. ને તે કલામાં વિરલ નિપુણતા દાખવી તે હવાઇ દળમાં કેપ્ટનના હોદ્દે પહોંચ્યો. પણ દરમિયાનમાં યુદ્ધ તહકુબીના કરાર થયા. ને જર્મનીની ખોટી હાર અને શરમભર્યા કરારોથી નિરાશ બનેલો ગોઅરીંગ સ્વદેશ છોડી ચાલ્યો ગયો. યુદ્ધમાં જર્મનીને દગો દેનારાઓ પર પ્રસંગ આવ્યે વેર વાળવાની તેણે તે વખતે પ્રતિજ્ઞા કરી.

પરદેશમાં રખડતાં તેને સ્વીડનના હવાઇ વેપારીદળમાં નોકરી મળી. ત્યાં તેણે એક સમૃદ્ધિસંપન્ન સ્વીડીશ યુવતી સાથે લગ્ન કર્યાં. ને ૧૯૨૨માં જર્મની પાછો ફરી તે બવેરિયામાં એશઆરામથી રહેવા લાગ્યો.

હીટલર તે વખતે જર્મનીમાં ઉદયાચળે આવતો હતો. ઝનૂની દેશપ્રેમથી ભરેલાં તેનાં ભાષણો જર્મન યુવકોના હૈયા સોંસરાં ઊતરી જતાં. ગોઅરીંગ પણ આ ચળવળ પ્રત્યે આકર્ષાયો, ને થોડાજ સમયમાં તે હીટલરનો જમણો હાથ બની ગયો. બંનેએ મળી નાઝીવાદમાં પ્રાણ પૂરવા માંડયા.

૧૯૨૩માં નાઝીઓએ મ્યુનીચમાં બળવો પોકાર્યો. પણ તે બળવો નિષ્ફળ જતાં હીટલર કેદ પૂરાયો, ને નાઝીદળને વીખેરી નાંખવામાં આવ્યું. ગોઅરીંગ એ પ્રસંગે અજબ ચાલાકીથી નાસી છૂટી પરદેશ ચાલ્યો ગયો.

અંગ્રેજોક વર્ષ પરદેશમાં આથડી તે જર્મની પાછો ફર્યો. તે વખતે નાઝી આગેવાનોને કેદમાંથી છોડી મૂકવામાં આવ્યા હતા. ગોઅરીંગે તે બધાની સાથે જોડાઇ પક્ષને વ્યવસ્થિત બનાવ્યો. કેટલાક પૈસાદારો પર લાગવગ જમાવી હીટલરને તેણે પક્ષના વિકાસ માટે જરૂરી નાણાં લાવી આપ્યાં ને ૧૯૨૮ની રીશ્ટેગ (જર્મન પ્રજાપ્રતિનિધિ-સભા)ની ચૂંટણીમાં બાર નાઝી સભ્યોમાંના એક તરીકે તે પણ ચૂંટાઇ આવ્યો.

રીશ્ટેગમાં પ્રવેશતાંજ તેણે જર્મન હવાઇ દળની ખીલવણીનો પ્રશ્ન ઉપાડયો. શરૂઆતમાં તેને જોઈએ એવું વજન ન મળ્યું પણ જેમ જેમ નાઝી પક્ષ વધુ પ્રબળ બનતો ગયો તેમ તેમ તેની અને તેની યોજનાઓની કિંમત અંકાવા માંડી ૧૯૩૨ની રીશ્ટેગની ચૂંટણીમાં નાઝી પક્ષના ૨૩૦ સભ્યો વિજયી નીવડતાં નાઝીઓનું બળ વધી ગયું. નાઝી પક્ષના મુખ્ય આગેવાન હીટલરે રીશ્ટેગના પ્રમુખ તરીકે ગોઅરીંગની વરણી કરી. ગોઅરીંગે હીટલરને જર્મનીનો ચાન્સેલર બનાવવા કાવાદાવા ખેલવા માંડયા. ને છેવટે ૧૯૩૩માં ગોઅરીંગની ભાવના ફળી. પ્રેસીડેન્ટ હીન્ડન્બર્ગને હીટલરને જર્મનીના ચાન્સેલર તરીકેનું પદ સોંપવુંજ પડયું.

હીટલર ચાન્સેલર બનતાંજ ગોઅરીંગનું માન વધ્યું. તેણે રીશ્ટેગની આગ અને બીજી પણ કેટલીક એવી યુક્તિઓ ગોઠવી જર્મનીના અને નાઝી દળના વિરોધીઓને ધીમે ધીમે સાફ કરવા માંડયા. જર્મન સૈન્યને વ્યવસ્થિત કરી તેમાં તેણે પ્રાણ પૂર્યા. જર્મન હવાઈ બળને અપૂર્વ બનાવવાની યોજનાઓ તેણે અમલમાં મૂકી. ચારવર્ષીય યોજનાથી જર્મનીને તેણે સબળ ને સ્વાશ્રયી બનાવ્યું. પ્રત્યેક જર્મનના હૈયામાં હીટલર પ્રત્યેની ભક્તિ વિકસાવી તેણે કરોડોની પ્રજાના વિરાટ બળ અને અદ્ભુત શ્રદ્ધાને એક જ વ્યક્તિમાં કેન્દ્રિત કર્યા.

૧૯૩૮ માં તે જર્મનીનો ફીલ્ડ-માર્શલ બન્યો. ને ૧૯૩૯માં તે આર્થિક ખાતાના વડા તરીકે, યુદ્ધ-સભાના મંત્રી તરીકે ને છેવટે હીટલરના વારસ તરીકે જાહેર થયો.

હીટલરના અને તેના જીવન વચ્ચે પરસ્પરપૂરક તફાવત છે, ને તેથીજ એ બંનેની અજબ જોડી બની છે. હીટલર પ્રત્યે તે ભક્તિમય વફાદારી ધરાવે છે, હીટલર તેનું સંપૂર્ણ સંન્માન સાચવે છે. હીટલર દેવ લેખાય છે, તો તે દૂત મનાય છે. હીટલર આદર્શવાદી છે, ગોઅરીંગ આદર્શને વાસ્તવમાં ઉતારવાની કલા જાણે છે; હીટલર યોજનાઓ ઘડી જાણે છે, ગોઅરીંગ તેમને અમલમાં મૂકાવે છે. હીટલરનો શારીરિક બાંધો સામાન્ય છે, ગોઅરીંગની કાયા સાડા ૭ મણ વજનની છે. હીટલર શાકાહારી, સાદો ને લોકોત્તર પ્રકૃતિનો નરપુંગવ છે; ગોઅરીંગ ખાઉધરો, માંસાહારી, શોખીન, વ્યવહારૂ ને ડંખીલો સૈનિક છે. હીટલર જર્મન તિજોરીમાંથી પાઇનો પણ પગાર નથી લેતો; ગોઅરીંગ સંખ્યાબંધ મોટરો ને બંગલાઓ ધરાવે છે. હીટલર હજી પરણ્યો નથી, ગોઅરીંગે પ્રથમ પત્ની મરી જતાં એક રૂપવતી નટી સાથે પુનર્લગ્ન કર્યાં છે. હીટલરને જર્મન પ્રજા દેવ તરીકે પૂજે છે, એના પર વિરલ શ્રદ્ધા ધરાવે છે; ગોઅરીંગ દેવના દૂત તરીકે એ શ્રદ્ધા ને પૂજાનો ઉપયોગ કરે છે.

હીટલર જર્મનીનો આત્મા છે; ગોઅરીંગ તેનો દેહ છે.

## મેનરહેઇમ

હીટલર જર્મનીમાં પૂજાય છે; સ્ટેલીન રશિયાનો લોખંડી વીર ગણાય છે; પણ મેનર-હેઇમનું ફીન્લેન્ડમાં જે સ્થાન છે તે તે બનેથીયે પર-અદ્વિતીય છે. તે ફીન્લેન્ડનો સર્વસત્તાધીશ

છે, સરસેનાપતિ–ફીલ્ડમાર્શલ છે, તાજ વગરનો રાજા છે; એટલુંજ નહિ, તે ફીન્લેન્ડનું સર્વસ્વ છે. જેના પર રશિયાની વિરાટ સેના મહિનાઓથી હુમલા કરી રહી છે તે ફીન્લેન્ડની જગનામાંકિત કિલ્લેબંધીને પણ તેનું જ યશસ્વી નામ અપાયલું છે.

૧૮૬૭માં ફીન્લેન્ડના એક રમણીય ગામડામાં તેનો જન્મ થયેલો. તે વખતે ફીન્લેન્ડ રશિયાના ઝારની સત્તા નીચે હતું. બાળક મેનરહેઈમને નાનપણથી જ લશ્કરી ધર્મ પ્રત્યે પ્રેમ હોઈ અઢાર વર્ષની વય થતાં તે ઝારના સૈન્યમાં જોડાયો.

ઝારની તેણે એકદિલથી સેવા કરી. ને સામાન્ય સૈનિકમાંથી તે સરદારને હોદ્દે ચડયો. ઝારની આંખ તે વખતે ચીન પર હોઇ મેનરહેઇમ સ્વામીના હુકમથી પુરાતત્ત્વવેત્તા તરીકે બે વર્ષ સુધી ચીનમાં રખડયો. અને તે દરમિયાન ઘોડા પર પાંચ હજાર માઈલની મુસાફરી કરી તે ચીનના જુદા જુદા ભાગના નકશાઓ ઉપરાંત બીજી પણ જરૂરી લશ્કરી માહિતી મેળવતો આવ્યો.

ગત મહાયુદ્ધમાં તે ઝારના સરદાર તરીકે જર્મની સામે લડયો. ઝારે તેને કિંમતી ભેટોથી નવાજ્યો. પણ રશિયન ક્રાન્તિના પરિણામે ઝારનું પતન થતાં મેનરહેઇમમાં પણ નવીજ મહત્ત્વાકાંક્ષાઓ જાગી. તેને લાગ્યું કે ક્રાન્તિથી નિર્બળ બનેલ રશિયાના પંજામાંથી મુક્ત થવાનો ફીન્લેન્ડને આ મંગલ પ્રસંગ સાંપડયો છે. ને તે તરત જ રશિયન સૈન્યમાંથી નાસી છૂટી ગુપ્તવેશે ફીન્લેન્ડ જઈ પહોંચ્યો.

ફીન્લેન્ડની ગ્રામપ્રજાના હૈયામાં તેણે સ્વતંત્રતાની ઘોષણા જગવી; અનેક સૈનિકો તેને આવી મળ્યા. સામાન્ય પ્રજાને પણ તેણે લશ્કરી તાલીમ આપી. ને ૧૯૧૮ માં તેણે રશિયન પંજામાંથી ફીન્લેન્ડને મુક્ત કરવા યુદ્ધ આરંભ્યું. જર્મન કૈસર તરફથી તેને આ પ્રવૃત્તિમાં પૂરતી મદદ મળી. ને છેવટે એજ સાલમાં તેણે ફીન્લેન્ડને મુક્ત બનાવ્યું. કૈસરે તેને આયર્ન ક્રોસથી નવાજ્યો. આ રીતે એક જ મહાયુદ્ધમાં મેનરહેઈમ, પોતાની જન્મભૂમિની સ્વતંત્રતા સાથે જ, બંને પ્રતિપક્ષી શહેનશાહોનું સન્માન રળી ગયો.

ફીન્લેન્ડ મુક્ત બનતાંજ મેનરહેઇમનું સ્થાન અપ્રતિમ થઈ પડયું. તેને ફીન્લેન્ડનો રાજા બનાવવાની પેરવીઓ ચાલી, પણ એ મહાન સૈનિકે એ બધું નકારી શાંત જીવન સ્વીકાર્યું. પાટનગર હેલ્સીન્કી નજીકના એક સુંદર પરામાં તેણે પોતાનો ભવ્ય મહેલ બનાવરાવ્યો. ને ત્યાં પોતાની રશિયન પત્નીને સાથે રાખી સ્કેન્ડીનેવિયન સુંદરીઓના સહવાસમાં તે સમય વીતાવવા લાગ્યો.

વયે વૃદ્ધ છતાં તેનું જોમ યુવાનને પણ શરમાવે તેવું છે. જગતનો તે એક મહાનમાં મહાન નિશાનબાજ છે. નેપાલનાં જંગલોમાં તેણે શિકાર ખેલેલો છે અને એ શિકારની યાદગીરી રૂપે નેપાળના એક રાક્ષસી વાઘનું ચામડું તેના મહેલના દિવાનખંડમાં પથરાયલું રહે છે. તેને મોજશોખ ખૂબ પ્રિય છે; તે સંપૂર્ણ સૈનિક છે, ચિન્તાનો તેણે કોઈ દિવસ અનુભવ પણ નથી કર્યો. પરિણામે આજે બોતેર વર્ષની વયે પણ તેના માથાનો એક પણ વાળ સફેદ નથી બન્યો. તેનું પૂરૂં નામ ફીલ્ડમાર્શલ બેરન કાર્લ ગુસ્ટાવ એમીલ વોન મેનરહેઇમ છે.

તેના જન્મ પહેલાં ફીન્લેન્ડે એક સૈકા સુધી રશિયન ગુલામી અનુભવેલી, પણ તેના આગમન પછી ફીન્લેન્ડ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સન્માનિત બન્યું છે. સફેદ ભૂમિકા પર

વાદળી રેખાંકનનો ફીનીશ રાષ્ટ્રધ્વજ પણ તેને જ આભારી છે. રશિયાથી તે જ્યારે ભાગી છૂટેલો ત્યારે તે ધ્વજ સેંટપીટર્સબર્ગની જલનૌકા-કલબનો ધ્વજ લેખાતો. પણ ક્રાન્તિ પછી એ કલબ બંધ પડતાં મેનરહેઇમે એ સુંદર ધ્વજને પોતાના રાષ્ટ્રધ્વજ તરીકે અપનાવી લીધો.

ફીન્લેન્ડને સ્વતંત્ર કર્યા પછી તેના ટકાવ માટે તેણે પોતાનું બધુંજ બળ અજમાવેલું છે. પરદેશોમાં તેણે માતૃભૂમિની લાગવગ જમાવી, સ્વદેશમાં તેણે પ્રજાને લશ્કરી તાલીમ આપવા માંડી, ઉદ્યોગ-ધંધાને વિકાસમાર્ગે વાળ્યા. ફીન્લેન્ડની રશિયન સરહદ પર તેણે કેટલાક નિષ્ણાતોની મદદથી એક ભવ્ય કિલ્લેબંધી તૈયાર કરાવી ને પ્રજાએ તે કિલ્લેબંધી સાથે તેનું નામ સાંકળ્યું. બે વર્ષ પહેલાંજ હીટલરે તેને નવો જર્મન ખિતાબ બક્ષેલો; ને બ્રિટને પણ તેને તેજ અરસામાં ભવ્ય ઇલ્કાબ આપ્યો.

એકવીશ વર્ષ સુધી ફીન્લેન્ડે પોતાની સ્વતંત્રતા જાળવી રાખી. જ્યાંસુધી જર્મની ફીન્લેન્ડના પક્ષે હતું ત્યાંસુધી રશિયા એ સ્વતંત્ર દેશનું નામ લઈ શકે એ અસંભવિત હતું. પણ મ્યુનીચ-કરાર પછી રશિયા અને જર્મની વચ્ચે એકરૂપી કેળવાતાં ફીન્લેન્ડનું ભાગ્ય પરવાર્યું. રશિયન રીંછે તેની સામે પોતાનો પંજો ઉગામ્યો અને જર્મની ફીન્લેન્ડની રક્ષાને ખાતર રશિયન મૈત્રી તજે એ અસંભવિત બન્યું. પરિણામે ફીન્લેન્ડ રશિયા સાથે યુદ્ધમાં સંડોવાયું. ને રાષ્ટ્રભૂમિના આ વિકટ સયોગોમાં, વૃદ્ધ મેનરહેઈમ તરતજ પોતાની યાળ ખંખેરી બહાર આવ્યો. તેણે દેશનું સુકાન સંભાળ્યું.

તે વીર કુટિલ મંત્રણાઓ કરતાં યુદ્ધમાં વિશેષ સમજે છે, મંત્રી કરતાં સૈનિક તરીકે તે વધારે કુશળ છે. ગેરિલા પદ્ધતિનું યુદ્ધ તેને વિશેષ અનુકૂળ આવે છે. મહાન મોગલ સલ્તનત સામે ઝઝૂમતા શિવાજીની હબે તે જગતના પ્રબળમાં પ્રબળ રશિયન સૈન્ય સામે મહિનાઓથી ઝઝૂમી રહ્યો છે. રશિયા સામે તેનો વિજય લગભગ અસંભવિત છતાં ફીનીશ ભૂમિના તસુએ તસુને દુશ્મનોના લોહીથી રંગ્યા પછીજ તે પોતાના બાકી સૈન્ય સાથે કુશળતાપૂર્વક પાછો હઠે છે.

---

# સંગીત

મૂળશંકર જોષી

[ મિશ્ર ]

સંગીત ગાતો કંઈ તાલબદ્ધ
સમુદ્ર ગાજે મદમત્ત થૈને
હશેં દુઃખીનાં રડતા સ્વરો કૈં
ને આર્તનાદો જગપ્રાણીઓના
ડૂબી જતાં સંગીત એ મીઠામાં.

# અક્ષરજ્ઞાન અને સાહિત્યસર્જન

'વસંતાનુજ'

૩

પાઠ્યપુસ્તકોનો વિચાર કર્યા પછી અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરેલ પ્રૌઢ જનતાનું જ્ઞાન ભૂલાઈ ન જતાં તે તેમના ચાલુ જીવનને સુધારવામાં–જીવનને ઊંચી કક્ષાએ લાવવામાં–ઉપયોગી થાય તે માટે ઈતર સાહિત્યનો પણ વિચાર કરવો જોઈએ.

ઈતરવાચન માટે આજે કંઈ સાહિત્ય છે કે નહિ તેનો જો વિચાર કરીએ તો પ્રૌઢ ઉમરે શિક્ષણ પામેલાઓને ઉપયોગી થાય તેવું સાહિત્ય આજે બહુ જ થોડું છે એમ તરત જ જણાઈ આવશે. બાળકો માટે કે કુમારો માટે તૈયાર થયેલાં પુસ્તકો પ્રૌઢ ઉમરની જનતાને પણ ઉપયોગી થઈ જ પડશે એમ તો ન કહેવાય. વાચનની દૃષ્ટિએ ભલે એ સાહિત્ય અનુકૂળ હોય પરંતુ ઉમર અને અનુભવના પ્રમાણમાં તમામ કુમાર સાહિત્ય અનુકૂળ પડશે એમ ન માની લેવાય.

ધાર્મિક પુસ્તકો જો સહેલી ભાષામાં લખાયલાં હોય તે વધુ અનુકૂળ આવે એમ કહી શકાય. શ્રીદક્ષિણામૂર્તિ સંસ્થાનાં રામાયણ તથા મહાભારતનાં 'પાત્રો' ઉપરાંત 'હઝરત મહંમદ પયગંબર' વગેરે તેમજ ગાંધીજીએ લખેલ ટોલસ્ટોયની વાતો, અનાસક્તિયોગ વગેરે ભલામણ કરવા યોગ્ય ગણી શકાય ખરાં.

ઈતરવાચન માટેનાં પુસ્તકો તૈયાર કરવામાં વાંચનાર જનતાનું સામાન્ય ભાષાજ્ઞાન, વાચનશક્તિ તથા માનસિક વલણનો વિચાર કરવો જોઈએ. જુદાં જુદાં માનસિક વલણનાં માણસો માટે જુદાં જુદાં પુસ્તકો હોવાં જોઈએ. ધાર્મિક વૃત્તિવાળા માટે ધાર્મિક પુસ્તકો રચાવાં જોઈએ. કોઈ માણસ અભણ હોય. પરંતુ શોધખોળની વૃત્તિવાળો હોય તો તેને વાંચતાં આવડચા પછી તે સમજી શકે તેવી સ્હેલી અને સાદી ભાષામાં લખાયલાં વિજ્ઞાનના જુદાજુદા વિષયોને લગતાં પુસ્તકો પણ રચવાં જોઈએ.

અજ્ઞાનરૂપી અંધાપો દૂર થયા પછી માણસની પાસે અખૂટ જ્ઞાનભંડાર ખુલ્લો થાય છે પરંતુ તે જ્ઞાનભંડાર તેને ગભરાવી મૂકે એ રીતે રજૂ થાય તો તે નિરાશ થશે. પરંતુ એ ભંડાર તેનાથી સમજી શકાય એ રીતે રજૂ થાય તો તે હોંશે હોંશે વધુ જ્ઞાન મેળવવા માટે પોતાનું જ્ઞાનવર્તુલ વધારવા માટે તે તરફ ખેંચાશે અને રુચી અનુસાર તેનો આસ્વાદ લેશે.

આથી જુદાજુદા વિષયના પંડિતોએ આમજનતા–એક સામાન્ય સ્ત્રી, હજામ, મજૂર કે ખેડૂત સમજી શકે તેવું સાહિત્ય તૈયાર કરવા તરફ ધ્યાન આપવું પડશે.

આજે આપણા દેશમાં બહુમતિ નિરક્ષરોની છે. સાધારણ જ્ઞાન પામેલાઓ લઘુમતિમાં છે. પરંતુ પંડિતોની સંખ્યા તો તદ્દન નાની છે. આજે આપણે ત્યાં જે સાહિત્ય તૈયાર

થાય છે તે મોટે ભાગે સુધરેલા અને ભણેલા શહેરવાસીઓને ઉપયોગી થાય તેવું હોય છે. ગામડામાં રહેનાર તેમજ કહેવાતા સુધરેલાઓની દૃષ્ટિએ નહિ સુધરેલા ગણાતા વર્ગો જે શહેરોમાં વસતા હોય છે તેમને માટેનું ઉપયોગી સાહિત્ય બહુ જ ઓછું બલકે તદ્દન નજીવા પ્રમાણમાં બહાર પડે છે. આથી જ ' નવ વર્ષનો પતિ ને સોળ વર્ષની સતિ ' જેવાં મનને ક્ષુલ્લક આનંદ આપે તેવાં તથા વિકૃત મનોદશા કેળવે એવાં ગાયનો અને વાર્તાઓનાં પુસ્તકો જ્યાં ત્યાં નજરે પડે છે. આવાં પુસ્તકોની નકલો પણ વધુ ખપે છે, કારણ કે બીજાં રોચક સાહિત્યના અભાવે આ જાતનું હલકી વૃત્તિઓને સ્પર્શે તેવું સાહિત્ય લોકો પાસે રજૂ થતાં નવું જાણવાની અને વાંચવાની જીજ્ઞાસાવાળો માણસ જે રીતે જીજ્ઞાસા સંતોષાય તે રીતે તે સંતોષી લે છે.

શાસ્ત્રિય લેખો કે પુસ્તકો લખવાનું તથા તેવા લેખો અને પુસ્તકો ઉપર વિવેચન કરવાનું કામ સહેલું છે, પરંતુ આખાયે જનસમાજને ઉન્નત બનાવે અને રાષ્ટ્રજીવનનો વિકાસ કરવામાં મદદરૂપ થાય તેવાં પુસ્તકો સરળ ભાષામાં રચવાનું કામ અઘરૂં છે. જેમને માટે પુસ્તક લખવું હોય તેનો શબ્દભંડોળ કેટલો છે અને તેના મગજમાં કેટલું જલદી સમજાઈ જશે તેનો ખ્યાલ રાખવો જોઈએ. એ ખ્યાલ ન રખાતો હોઈને જેમ આજે રચાતું ઘણુંખરૂં બાલસાહિત્ય બાલોપભોગ્ય બનવાને બદલે કુમારોપભોગ્ય હોય છે, તેમ પ્રૌઢો માટેનું સાહિત્ય પણ જે વર્ગને માટે તે રચવામાં આવ્યું હોય છે તેમને અઘરૂં પડે છે. અને વધુ માનસિક વિકાસ પામેલાઓને તે અનુકૂળ બને છે.

આમ અક્ષરજ્ઞાન પામેલા પ્રૌઢો માટે સાહિત્યસર્જનનું કાર્ય નિષ્ણાત ગણી શકાય તેવાઓને હાથે થવું જોઈએ.

ઈતરવાચનનો વિચાર કરતાં આપણા મગજમાં પુસ્તકોનો ખ્યાલ પહેલો આવશે. પરંતુ પુસ્તકોથી યે વધુ જરૂરિયાત તો રોજેરોજનાં જીવનનાં ઘડતર અને વિકાસમાં મદદરૂપ થાય તેવાં સામયિકોની છે. સરળ ભાષામાં જુદાજુદા ઉપયોગી વિષયોની ચર્ચા કરતાં માસિકો, દુનિયાના બનાવો તથા દુનિયાની પ્રગતિનો ખ્યાલ આપતાં તથા એ બનાવો અને પ્રગતિમાં વાંચનારનું સ્થાન ક્યાં છે તે દર્શાવનારા લેખોવાળાં પાક્ષિક કે અઠવાડિક છાપાંઓ પણ આ દેશની ઘણા મોટા ભાગની પ્રજાના જીવનઘડતર માટે બહુ જ ઉપયોગી થઈ પડે.

આવા એક પાક્ષિકની યોજના સ્વ. ગિજુભાઈએ તૈયાર કરી હતી. એ યોજના કાગળ ઉપર લખાઈ હતી કે નહિ તે યાદ નથી પરંતુ એવા પાક્ષિકની જરૂરિયાત વિષે તેમણે અનેક વ્યક્તિઓ પાસે ચર્ચાઓ કરી હતી. પરંતુ એ યોજના પણ તેમનાં જીવન દરમ્યાન અમલમાં મૂકી શકાઈ નહોતી; જો કે એનો અમલ કરવા માટે જુદાજુદા પ્રયત્નો થયા હતા પરંતુ એવું પાક્ષિક જન્મ લે તે પહેલાં જ તે પ્રયત્નો અટકી જતો. હવે જ્યારે નિરક્ષરતા–નિવારણના કાર્યને વેગ મળ્યો છે ત્યારે આવી કોઈ યોજના હાથ ધરવામાં આવે એ ઇચ્છવાજોગ છે.

આપણો દેશ સ્વતંત્ર બન્યા પછી નિરક્ષરતા–નિવારણનું રચનાત્મક કાર્ય કાંઈ અટકી જવાનું નથી. સ્વાતંત્ર્ય મેળવવા માટેના રચનાત્મક કાર્યક્રમમાં ખાદી, અસ્પૃશ્યતા–નિવારણ અને કોમી એક્તાને સ્થાન છે તેમ હવે નિરક્ષરતા–નિવારણને પણ સ્થાન મળવા લાગ્યું

છે. પરંતુ સ્વરાજ્ય મળ્યા પછી કાંઈ દુનિયાના બીજા દેશોની હરોળમાં આપણો દેશ એકદમ નહિ મૂકાઈ જાય. ફક્ત સ્વતંત્રતા જ આ દેશ અને બીજા દેશોની પ્રજા વચ્ચે સામાન્ય અંગ હશે. સ્વતંત્રતા મેળવ્યા પછી પણ બીજી પ્રજાઓની સાથે આપણે પણ ઊંચુ માથુ રાખી એક હરોળમાં ઊભી શકીએ એ માટે આપણે જહેમત ઉઠાવવી પડશે. બીજા દેશોએ આજસુધી જે કાંઈ પ્રગતિ કરી છે તેટલી પ્રગતિ આપણે પણ કરવી પડશે, અને તે પછી આપણે પ્રગતિમાં બીજા દેશો કરતાં પાછળ ન પડી જઈએ એટલું જ નહિ પણ બીજી પ્રજાઓને અનુકરણરૂપ થઈ પડીએ તે માટે સાવચેત રહેવું પડશે.

નિરક્ષરતા–નિવારણની યોજનાનો અમલ કરનારાઓની ફરજ ફક્ત વાંચતાં શીખવી દીધે પૂરી થતી નથી. પરંતુ યોગ્ય વાચનને અભાવે ફરી નિરક્ષરતા ન આવી જાય તે પણ જોવાનું છે. આથી આ જાતનું સાહિત્ય તૈયાર કરી શકે તેવા સાક્ષરોએ સાદી અને સરળ ભાષામાં જુદાજુદા વિષયો ઉપર પુસ્તકો રચવા તરફ ધ્યાન દેવું જોઇએ તથા શિક્ષકોએ તેવા સાહિત્ય તરફ આંગળી ચીંધી તે વાંચવા પ્રેરણા આપવી જોઇએ.

અંગ્રેજીમાં એકજ પુસ્તકની જુદી જુદી કક્ષાના વાંચનારાઓને ઉપયોગી થાય તેવી આવૃત્તિઓ બહાર પડે છે. એકની એક વાર્તા મૂળ લેખકની લખેલી પાંચસો પાનાની હોય તે જ વાર્તા ટુંકાવીને સહેલી ભાષામાં ૧૦૦ પાનામાં રજૂ કરી હોય છે અને તેજ વાર્તા કુમારો માટે મોટા અક્ષરે છાપીને વધુ ટુંકાવીને પચાસ પાનામાં છાપી હોય છે. આ જાતના પ્રયાસો આપણે ત્યાં બહુ જ થોડા થાય છે. મહાભારત કે રામાયણની 'લઘુ' અને 'સરળ' આવૃત્તિઓ બહાર પડી છે, ગાંધીજીના જીવનચરિત્રની જુદા જુદા લેખકોએ નાની મોટી આવૃત્તિઓ બહાર પાડી છે પરંતુ 'ચંદ્રકાન્ત' કે 'સરસ્વતીચંદ્ર' જે હજી પણ વાંચનારી આલમમાં ચોક્કસ સ્થાન જાળવી રહેલ છે તેની સહેલી આવૃત્તિઓ તૈયાર નથી થઈ. પં. જવાહરલાલજીની 'આત્મકથા' પણ બાળકોને ઉપયોગી થાય તેવી ભાષામાં તેમજ કુમારો અને જેમની ભાષાનો શબ્દકોશ ટૂંકો હોય તેવા પ્રૌઢો માટે પણ ટુંકાવીને પ્રસિદ્ધ થવી જોઈએ.

આજે કેટલાંય માસિકો તથા અઠવાડિકો પૂરતા ગ્રાહકોને અભાવે બરાબર ચાલી શકતાં નથી. તેનું કારણ કે ટૂંકા ક્ષેત્રમાં ઘણાં સામયિકો એકઠાં થઇ ગયાં છે. આપણે ત્યાં મૌલિક વિચારશક્તિનો અભાવ હોવાથી એક વ્યક્તિ કે સંસ્થાએ બાલ કે કુમારજગત માટે માસિક શરૂ કર્યું, એટલે તરત બીજી વ્યક્તિ કે સંસ્થા, તેની હરિફાઈમાં, તેવું જ બીજું માસિક શરૂ કરશે. પરંતુ ખેડૂત તેમજ મજૂર–જગતને સ્પર્શે તેવાં માસિકો તરફ કોઇ ધ્યાન દેતું નથી. અમદાવાદમાં મજૂરો માટે 'સર્વોદય' માસિક નીકળે છે તે પણ અમદાવાદના ભણેલા અને સુધરેલા મજૂરો ભલે હોંશથી વાંચતા હોય પણ એ માસિક વીરમગામ, વઢવાણ કે વાંકાનેરના મજૂરોને અઘરૂં પડશે. માનસિક વિકાસની જુદી જુદી કક્ષાએ પહોંચેલાઓ માટે જુદાં જુદાં પુસ્તકો, માસિકો, દૈનિકો વગેરે બહાર પડે અને તેના વાંચનારાઓ પાસે પહોંચાડવાની આવડત પ્રકાશકોમાં હોય તો વાચનભૂખી જનતાને વાંચન મળે અને લેખકો તથા પ્રકાશકોને કામ મળે.

અલ્પ જ્ઞાનવાળી જનતા–જે મોટે ભાગે ગામડાંઓમાં રહે છે–ને માટે જો એકાદ પાક્ષિક શરૂ કરવામાં આવે તો તેનો ઉઠાવ સારો થાય એ ચોક્કસ છે. એ પાક્ષિક આજના

"ગરીબ છોકરો છે." વ્રજલાલે કહ્યું.

"કેવડો છે?" નૌતમલાલે પૂછ્યું.

"દશ–અગિયાર વર્ષનો હશે."

"ત્યારે તો દુકાનના કામનો ભાર ન ઉપાડી શકે."

"એ ખરું, પણ છૂટુંછવાયું કામ હોંશે હોંશે કરે તેવો છે."

"હં......" ટૂંકો હોંકારો આવ્યો.

"બિચારો અનાથ છે. તમારે ત્યાં ટાઢો ટૂકડો ખાઈ પડ્યો રહેશે."

"શું એનું નામ?"

"લાલુ."

"હમણાં તો તમારી ભેગો રહે છે, કાં?"

"હા, મને તો ઘણું એમ થાય છે કે હું એને મારે ત્યાં જ રાખી લઉં! બિચારાનાં માબાપ એ ય ગુજરી ગયાં છે. જગતમાં તેને 'મારો' કહે તેવું કોઈ છે નહીં. દયા આવે એવો ગરીબડો છોકરો છે. પણ તમે તો મારી સ્થિતિ જાણો છો. મારે ત્યાં કાંઈ એનો ભવ જાય? અને આપનાં મોટાં ખાતાંમાં તો આવો એકાદ અનાથ સહેલાઈથી પોષાઈ શકે..."

"ઠીક, જોઈશ!" નૌતમલાલે વાત પતાવી.

વ્રજલાલ છોકરો નૌતમલાલ જેવા ધનાઢ્યનો આશરો જો લાલુને મળી જાય તો પછી તેને જિંદગીભરની નિરાંત થઈ જાય એ આશાએ વ્રજલાલ આવેલ. પણ જે છોકરા પાસેથી દુકાનના અન્ય નોકરો માફક અડધી રાત સુધી કામ ન લઈ શકાય તેને રાખવો–પેટવડિયેય–લાભકારક કેમ બને તે ધડ નૌતમશેઠના મનમાં બેસતી ન હતી.

પણ છેલ્લા થોડા દિવસથી શેઠાણીએ હઠ પકડી હતી કે દુકાને કામ કરનાર પાંચ જણ છે, તો ઘેર કામ કરનારી એક બાઈ પણ જોઈએ. પાણી–દળણું કરનારી બાઈ આખો દિવસ ઘેર ન રહેતી હોવાથી છૂટક કામમાં શેઠાણીને ઘણી અગવડ પડતી હતી.

---

દૈનિકોના એક પાનાના કદનું જ બંને બાજુએ છાપેલું હોય તો પણ ચાલી શકે. તેમાં વાંચનારના હિતને સ્પર્શી તેવા લેખો, માહિતીઓ, દેશપરદેશના ખબરો વગેરે આવી શકે.

પ્રજાઘડતરને વેગ આપે અને રાષ્ટ્રીય ઉન્નતિ થાય તેવું ઈતરવાચનનું સાહિત્ય તૈયાર કરવા લક્ષ નહિ અપાય તો ફરી બે પાંચ વર્ષે અત્યારનો ઉત્સાહનો ઉભરો શમી જશે અને ફરી કોઈ અક્ષરજ્ઞાન યોજનાને વેગ આપનાર વ્યક્તિ કે સંસ્થા નહિ નીકળે તો પ્રગતિ અટકી જશે. ઉપરાંત જો લેભાગુ લેખકો, વિકૃત સાહિત્યપ્રચારકો અને રાજકીય મતમતાંતરના પ્રચારકો ગમે તેવું સાહિત્ય રજૂ કરી થોડું ભણેલી પ્રજા સમક્ષ મૂકશે તો પ્રજાની પ્રગતિમાં અડચણો ઊભી થશે એટલું જ નહિ પણ પ્રજા પોતાનો સાચો માર્ગ છોડી આડે માર્ગે ચડી જશે.

આથી ઈતરવાચનનો પ્રશ્ન પ્રજાહિતચિંતકોએ વિચારી લેવો જરૂરી છે કે જેથી બુદ્ધિભ્રમ પેદા કરે તેવું વિકૃત સાહિત્ય પ્રજામાં દાખલ થઈ માનસિક સડો પેદા ન થાય.

એવી કાયમી-કામવાળી રાખવાથી થતા નુકશાનનું દિગ્દર્શન શેઠે વસંત સમક્ષ અનેક વખત કરાવ્યું હોવા છતાં, વસંત તેના નિર્ણયમાંથી ચળી ન હતી, અને દરેક યોગ્ય પ્રસંગે કામવાળીની માગણી કર્યા જ કરતી.

વ્રજલાલને 'ઠીક, જોઈશ' કહેતી વખતે નૌતમના મનમાં એજ વિચાર આવેલ કે, જો આ છોકરાને રાખી લેવાની વાત કબૂલી વસંત કામવાળીની માગણી પડતી મૂકવા તૈયાર હોય તો એ છોકરાને રાખી લેવામાં કંઈ વાંધો ન હતો.

"ક્યાં ગઈ!" ઘેર આવી નૌતમે હ્રેકા પૂર્વક વસંતને બોલાવી.

"કેમ?" વસંતે રસોડામાંથી બહાર આવતાં કહ્યું.

"શું ચાલે છે!"

"રાંધુ છું."

"બેસને!"

"પછી કોણ કામ કરશે?"

"તને એક વાત કરવી છે."

"શી?"

"તું કામવાળી-કામવાળી કર્યા કરે છે. કામવાળી રાખ્યા પછી શરીરને કસરત ન મળે તો અનાજ કેમ પચશે?" કાપડની દુકાનમાં થડા પર બેસી રહી યુવાવસ્થામાં જ ચરબીના થર પર થર જમાવે જતા નૌતમે શારીરિક સ્વાસ્થ્ય સાચવવા કસરતની કેવી આવશ્યકતા છે તે સમજાવવું શરૂ કર્યું.

"તમારી આવી આ વાત સાંભળીને તો હું હવે ધરાઈ ગઈ છું. અને આ જ વાત કરવા માટે મને રસોડામાંથી બોલાવી?" વસંતે રસોડા તરફ જવા ફરતાં કહ્યું.

"તું ઊભી તો રે'!"

"શું છે!" વસંતે કંટાળો દર્શાવી પાછાં ફરતાં પૂછ્યું.

"તારી ઈચ્છા જો સાચેસાચ કામવાળી રાખવાની હોય......"

"એટલે? શું હું આટલા દિવસથી નાટક કરૂં છું?" વસંતે છણકો કર્યો.

"ના...ના, પણ તો પછી હું સાચે જ વિચાર કરૂં." શેઠે હસતાં કહ્યું.

"હજી તો વિચાર કરવાનીજ વાત છે, કાં!"

"જો, વિશ્વાસુ કામવાળાં મળવાં બહુ મુશ્કેલ છે."

"આપણે ક્યાં એમના હાથમાં તિજોરીની ચાવી મૂકવી છે!"

"બિલકુલ બોળી."

"આલો!" કહી વસંત ચાલવા માંડી.

"અરે, વાત તો સાંભળ! આજે એક છોકરો કામે રહેવા આવ્યો છે. દુકાનમાં કામ નથી. તું કહેતી હો તો એને ઘરનું સટરપટર કામ કરવા રાખી દઉં."

"મારે છોકરાનું કામ નથી. બૈરાંનાં કામ એને ક્યાંથી આવડે!"

"તો તારી મરજી! આ તો માબાપ વિનાનો નિરાધાર અનાથ છે એટલે મને થયું કે...પણ કાંઈ નહીં! તારી ઈચ્છા નથી એટલે હું તેને ના કહી દઈશ." શેઠે વસંતના હૃદયની નબળાઈ પકડી પાડી, તેનો દયાભાવ જાગ્રત કરી પોતાનું ધાર્યું કબૂલાવવા પ્રયત્ન કર્યો. જાતજાતનાં ગ્રાહકો સમજાવવામાં ઉસ્તાદ શેઠ માનસશાસ્ત્રના વ્યવહારૂ અભ્યાસી હતો. વસંતના હૃદયનું મર્મસ્થાન પકડી પાડ્યા પછી તેનો વિજય નક્કી હતો.

"ના-ના, એને અહીં લાવજો તો ખરા. કોઈ બિચારા નિરાધારનો રોટલો ન ટાળવો. પણ સાચેજ એ છે કેવડો?"

"છે દશેક વરસનો."

"મા કે બાપ કોઈ નથી?"

"ના."

"ત્યારે તો બાપડાને જરૂર રાખજો."

"પણ છોકરાને જો બૈરાંનું કામ ફાવે તેમ નહોય તો પછી એને શા માટે રાખવો!" શેઠે ગમ્મત કરતાં કહ્યું.

"ફાવશે-ફાવશે! અને નહીં ફાવે તોય હવે હું કામવાળી તો નહીં જ માગું, બસ?"

થોડી રકઝક કરી શેઠે વસંત પર ઉપકાર કરતા હોય તેમ છોકરાને ઘેર રાખવાનું કબૂલ્યુ. વસંત ખુશ થઈ.

શેઠને સંતોષ થયો.

લાલુ બીજે જ દિવસે નૌતમને ઘેર આવી ગયો.

"ક્યાં ગઈ? લે, આ તેં કહ્યું 'તું એ છોકરો આવી ગયો છે."

"ક્યાં?" કરતી વસંત બહાર આવી

"આ રહ્યો," શેઠે કહ્યું, "હવે તું એને જે કામકાજ સોંપવું ઘટે તે સોંપજે, હું તો દુકાને જાઉં છું. મોસમ ટાણે મને મોડી થવું ન પાલવે."

"સારૂં! તમે જાવ. હું બધું સંભાળી લઈશ." વસંતે કહ્યું.

નૌતમ ચાલતો થયો.

લાલુ તો દિગ્મૂઢ બની ઊભો જ હતો. તેનો ગરીબડો ચહેરો જોઇ નિઃસંતાન વસંતને તેના પર હેત ઉપજ્યું.

"તારૂં નામ શું?" વસંતે લાલુને પાસે લઈ વહાલપૂર્વક પૂછ્યું.

"લાલુ." માતા ગુમાવ્યા પછી પહેલી જ વખત માતાસમો સ્નેહભર્યો બોલ સાંભળતાં લાલુ ખુશ બની બોલ્યો.

"તારાં મા-બાપ બેય મરી ગયાં છે?" વસંતના ગળામાં થોડી ધ્રૂજારી હતી.

"હા." લાલુ વસંતમાં ગત-માતાની મૂર્તિ જોતો હોય તેમ તેની સામે જોઈ રહ્યો.

"કોઈ સગું ય નથી?" વસંતની આંખ ભીની બની હતી.

"ના-ના."

"મા ક્યારે મરી ગઈ? બાપ ક્યારે મરી ગયા?" લાલુના માથા પર હાથ ફેરવતાં વસંતે પૂછ્યું.

"બાપ તો યાદ જ નથી આવતા. મા ૭ મહિના પહેલાં મરી ગઈ." લાલુની આંખ પણ, ઘણા દિવસે તેનું દુઃખ સહાનુભૂતિપૂર્વક સાંભળનાર મળવાથી, ભીની બની.

"આટલા દિવસ સુધી ક્યાં રહેતો હતો?"

"વજુભાઇને ઘેર."

"ત્યાં ફાવતું'તું?" વસંત લાલુમાં આત્મીયભાવ અનુભવવા લાગી.

"ફાવતું......પણ શેઠાણીને હું ન ગમતો."

"હવે તો તારે અહીં જ રહેવાનું હોં! ગમશેને?"

"હા."

પ્રથમ મુલાકાતે જ લાલુ અને વસંત ખૂબ જ નિકટતા અનુભવવા લાગ્યાં. વજુભાઇને ત્યાં શેઠાણીની સતત ગાળો ખાતો લાલુ વસંતનો આશરો મળતાં તેને ભાવપૂર્વક વળગતો ગયો. અને નિઃસંતાન વસંતના હૃદયમાં લાલુને જોઈ માતૃભાવ જાગ્રત થયો.

કામવાળા તરીકે રાખવામાં આવેલ લાલુ ઘરના છોકરાનું સ્થાન પામ્યો. લાલુ પાસેથી કામ લેવાનું વસંતને જ ન ગમતું. તે તો લાલુને સ્વચ્છ રાખવામાં, પહેરાવવા-ઓઢાડવામાં, ને ખવરાવવા-પીવડાવવામાં કોઇ અનેરો આનંદ અનુભવવા લાગી.

દુકાન અને ઘર વચ્ચે સંદેશ પહોંચાડવાનું, વસંતની સહિયરોને ત્યાં કંઈ ખબર કરવાનું અને દરરોજ સવારે શાક લાવવાનું કામ લાલુને ફાળે આવ્યું હતું.

દરરોજ વહેલોવહેલો નાહી લાલુ ઝોળી ઝુલાવતો ઝુલાવતો પૂછે, "મોટીબેન જાઉં છું."

"પણ શું શાક લેતો આવીશ?" વસંત હસતી હસતી કહે.

"હા, એ તો ભૂલી ગયો, શું લાવું?"

"જો આજે લીંબુ લેતો આવજે. વિમળા બેન આવવાનાં છે ને, તેમને શરબત કરી

પાવું છે. શાક તો રોજ જેમ લાવે છે તેમ લેતો આવજે."

"સારું !" કહી લાલુ પગ ઉપાડતો.

"અને..."

"શું ?" લાલુ પાછો ફરી પૂછતો, 'બોલો મોટી બેન ?"

"સકરટેટી હમણાં સરસ આવે છે, કાં ?"

'હોવે !" લાલુ હોઠ પર જીભ ફેરવતાં કહેતો.

"ત્યારે બે સકરટેટી લેતો આવજે."

દુકાને જઇ લાલુ શું શું લેવાનું છે તેની વિગત કહી એક માણસને લઈ શાકપીઠમાં જતો અને થોડીવારે જે કંઈ લાવવાનું કહ્યું હોય તે લાવી હસતો હસતો વસંત સમક્ષ રજૂ કરતો.

ન તો વસંત લાલુને નોકર કે આશ્રિત માનતી કે ન તો લાલુ પોતાને નિરાધાર કે પામર સમજતો. વસંતના સંસર્ગમાં આવ્યા પછી થોડા જ વખતમાં લાલુ કુટુંબનું એક અંગ બની ગયો હતો.

"મોટીબેન કહે છે કે કાલે વીરચંદ- 'એ ડુરિયાં રીંગણાં મોકલ્યાં'તાં...આજે અજીએ ઘરમાં એક પ્યાલો ફોડી નાખ્યો... 'ધાભાઈ, આજે ચોખાની ગુણ એક મોકલી દેજો. મોટાભાઈ, આજે જરા વહેલા જમી જજો. બેનને બપોરે બેસવા જવું છે." એવા સંદેશાઓ દુકાને પહોંચાડતાં લાલુને એમ તો કદીય લાગ્યું ન હતું કે તે તો અદનો નોકર જ હતો.

પણ દુકાનના નોકરોને લાલુનું આવું વર્તન ખૂંચતું.

' માદરપાટ ૪૦૪૭! અરે, લાવજે બે થોડા! ...તારું કપાળ! આ શાક કોણ માગે છે! એય મૂર્ખા! નોકરી કરવાના આ ઢંગ છે !" ઇત્યાદિ ભાતભાતના હુકમો ને ગાળોની ઝમઝટ વચ્ચે વસતા ક્ષુદ્ર ગુમાસ્તા લાલુનું પેટવડિયે મ શેઠના ઘરમાં રહેવું સાંખી ન શકતા. ઘાણીના બળદ માફક જીવન વીતાવતા ગુમાસ્તા લાલુનું મુક્ત જીવન કેમ સહી શકે?

"વીરચંદભાઈ આજે ભીંડા લાવવાનો છે ?" લાલુએ એક દિવસ કહ્યું.

"ભીંડા ?"

"હા."

"સારું !"

"લાવી રાખજો. હું હમણાં આવું છું."

"ક્યાં જવું છે ? થોડી વાર અહીં બેસને ?"

"બેનનું કામ છે. ન બેસાય." કહી લાલુ જતો રહ્યો.

"શેઠ, ૭ આના આપોને !" વીરચંદે શેઠ પાસે જઈ કહ્યું.

"શું કામ છે ?"

"શાક લેવાનું છે."

"તેમાં ૭ આનાની શી જરૂર છે ?"

"ભીંડા લાવવો છે."

"આજ ? મહા મહિને ભીંડા ?"

"લાલુ કહેતો ગયો."

"લાલુ ?" શાક જેવી ચીજમાં ૭ આના વાપરવાની વાતથી ચીડાયલ શેઠે રોષપૂર્વક પૂછ્યું.

"છ, હા !" લાલુને શેઠના રોષનો ભોગ બનાવી દેવા ઉત્સુક વીરચંદે ટંડે કલેજે કહ્યું.

"ઠીક, જાવ." શેઠે પૈસા આપતાં કહ્યું. થોડા દિવસથી વસંતને કંઈ ખાવાનું ભાવતું ન હતું. મોળ આવતી. અને તે સહેજ ફીક્કી પણ પડી ગઈ હતી. આ બધું જાણતાં છતાં શેઠ વસંતની પ્રચ્છા પૂરી ન પાડે તે બને તેવું ન હતું.

વીરચંદ ગયો.

થોડીવારમાં દુકાને એક પછી એક ઘરાક આવવા લાગ્યાં. ગુમાસ્તા બધા આઘાઅવળા થઇ ગયા હતા. એક શાક લેવા, તો બીજો

ન્યાયાધીશને ત્યાં બીલ દેવા તો ત્રીજો ગાંસડી લઈ કપડાં બતાવવા ગયો હતો.

ગરમ કાપડના બે ઘરાક હતા. એક પછી એક તાકા મંગાવતા ગયા. ઘરાક દરેક તાકો જોયા પછી રંગ, ડીઝાઇન, જાડાઈ, ભાવ ઇત્યાદિ બાબત વાંધાં ઉઠાવી નવો માલ જોવા માગવા લાગ્યા. શેઠને તેમને ખુશ કરતાં બરાબર આવડતું હતું.'

"હં, આનો શું ભાવ!" ઘરાકે પૂછ્યું.

"એના ચાર રૂપિયા છ આના." શેઠે કહ્યું.

બાજુમાં જ મુનીમ બીજા ઘરાકને સમજાવી રહ્યા હતા. ત્રીજા ઘરાકને 'ચલ્લી'નો તાકો જોઈતો હતો. તેને કોઇ જવાબ દેતું ન 'તું.

"શેઠ, ચલ્લીનો તાકો મંગાવી આપોને!" ત્રીજા ઘરાકે આકરા થતાં કહ્યું.

"વીરચંદ, ભાઈને ચલ્લી આપ," શેઠે પહેલા ઘરાકને સમજાવતાં વચમાં બૂમ પાડી. થોડી વાર થઈ તોય તાકો ન આવ્યો.

"શેઠ, તાકો કેમ ન આવ્યો!" ત્રીજા ઘરાકે ઉતાવળે કહ્યું.

"ક્યાં મરી ગયો, વીરચંદ? ચા પીયે છે કે શું?" શેઠ ધૂંવાપૂવાં થયા.

"વીરચંદ નથી." મુનીમે ધીમેથી કહ્યું.

"ક્યાં ગયો?"

"શાક લેવા."

શેઠ ઠંડા થઈ ગયા.

ઘરાકોને તો સમજાવીને પતાવી દીધાં.

"માણસ થોડા હોય ત્યારે લાલુ થોડી વાર દુકાને રહેતો હોય તો લેવાદેવા તો કામ આવે." મુનીમે દરે કલેજે સૂચના મૂકી. લાલુ તેનો પણ વાંક ક્યારેક કાઢતો.

"ખરું છે." શેઠે કહ્યું.

વીરચંદ શાક લઇને આવી ગયો. લાલુ પણ હાજર થયો હતો.

"ક્યાં ગયો 'તો?" શેઠે લાલુને પૂછ્યું.

"મોટીબેનની સાડીની કોર છાપવા દીધી છે, તે તૈયાર થઈ કે નહિ એ જોવા ગયો હતો." લાલુએ કહ્યું.

"માણસ શાક લેવા જાય એટલી વાર તું અહીં બેસ તો તને શું ઝાટકા વાગી જાય છે?" શેઠ તાડૂક્યા.

લાલુ સ્થંભી ગયો.

"જા, હવે જા! તું ઘરનો નોકર એટલે દુકાનનું ખાસ કામ હોય તોય તારે દુકાન સામે ન જોવું એમ? નકામો! ખાઇ બગાડે છે તે!" શેઠે કહ્યું.

લાલુ ઊભો જ રહ્યો. વજુભાઈને ત્યાં આથીય કડવાં વેણ સાંભળતાં તેને વધુ અસર ન થતી, પણ વસંતનું વાત્સલ્ય માણ્યા પછી આટલી કડવાશ પણ તે ન સહી શક્યો. તે તો પોતે નોકર છે એ વાત પણ ભૂલી ગયો હતો.

"હવે શાક તો ઘેર પહોંચાડ!" શેઠે કહ્યું, અને લાલુ ચાલવા માંડયો.

લાલુનું રડવા જેવું મોં જોઈ વસંતે પૂછ્યું, "શું થયું લાલુ?"

"મોટાભાઈ ગુસ્સે થયા."

"શા માટે?"

"હું દુકાનનું કામ નથી કરતોને, એટલે." લાલુ વસંત પાસે છૂટથી વાત કરી શકતો.

"તારે વળી દુકાનનું કામ શા માટે કરવું જોઈએ? ત્યાં ક્યાં થોડા માણસો છે."

"પણ મોટાભાઇએ કહ્યું."

"તું એની બ્યાધિ કર મા, હું એમને કહી દઈશ."

બેનની શક્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા ધરાવતો લાલુ બેન તરફથી આશ્વાસન મળતાં હળવે મને પોતાને કામે લાગ્યો.

"લાલુને આજે કેમ ધમકાવ્યો?" નૌતમ ઘેર આવતાં જ વસંતે તેને ઊધડો લીધો.

"કોણે ?"

"તમે."

"મેં તો કાંઈ કહ્યું નથી. મેં માત્ર એટલું કહ્યું ખરું કે દુકાનમાં ઝાઝું કામ હોય તો તેણે દુકાને પણ બેસવું જોઈએ."

"લાલુ ઘરનો માણસ છે, એ દુકાનનું કામ શા માટે કરે ?"

"ઘરમાં તે કેવું કામ કરી નાખે છે તે હું જાણું છું."

"એ જાણવાની તમારે લગીર જરૂર નથી."

"તું એ છોકરાને ખોટેખોટા ચડાવીને બગાડી દેશે."

"તોય તમને શું નુકશાન થશે ?"

દુકાનમાં માથાકૂટ કરી કંટાળેલા શેઠ ઘેર માથાકૂટ કરવા લગીરે તૈયાર નહોતા. તેણે માથાકૂટ મૂકી દીધી.

વસંતની ઢાલને અંગે દુકાનના ગુમાસ્તાનાં નિશાન લાલુને સ્પર્શી શકતાં નહીં. ખુદ નૌતમ પોતે પણ લાલુને કંઇ કહી શકવા અસમર્થ હતો.

*

વસંતને દીકરો આવ્યો. લાલુનાં પગલાં થયા પછી એક જ વર્ષમાં પુત્ર-પ્રાપ્તિ થવાની ...ને વસંતે સૂચક કહી. લાલુને તેણે અનહદ ...ણ્યો. વસંતની એવી ઘેલછાઇ નૌતમને બહુ ગમતી નહીં, પરન્તુ લાલુની વાત કરતાં વસંત જે ઉત્સાહ અને આનંદ અનુભવતી તે જોતાં તેને લાલુની પ્રશંસા શાંતિપૂર્વક સાંભળી લેવાનું જ સહીસલામત લાગતું.

પછી તો લાલુનું મહત્ત્વ ઓર વધી ગયું. નવીનને સાચવવાનું તેના સિવાય કોઈને ફાવતું નહીં, કારણ કે નવીન બીજા કોઈ પાસે શાંત રહેતો જ નહીં. ખુદ વસંત પણ નવીનને મન તો લાલુથી બીજે નંબરે હતી. લાલુનું જીવન સર્વસ્વ નવીનને સાચવવામાં જ કેન્દ્રિત થઈ ગયું.

રાત્રે વસંતના ઓરડામાં નવીન રડે તો બહાર સૂતેલ લાલુ તરત જ પૂછતો, "શું છે ભાઈને ?"

"કાંઇ નથી." ઊંઘમાં ને ઊંઘમાં વસંત જવાબ આપી દેતી.

"તો રડે કેમ ?" નવીન પર સંપૂર્ણ અધિકાર હોય તેમ લાલુ પૂછી શકતો.

"એ તો હમણાં છાનો રહી જશે." વસંત કંઈક કંટાળીને કહેતી.

"તેં આ છોકરાને બહુ ચડાવી દીધો છે." નૌતમ ધીમેથી કહેતો.

"કેમ ?" વસંત પૂછતી.

"મા પાસે છોકરો હોય પછી તેણે પંચાત કરવાની શી જરૂર ?"

"પણ નવીનની ખરી મા તો લાલુ છે, એ તમને ખબર નથી ?"

નૌતમને હસવું આવતું.

પણ અડધી રાતે ય જો નવીન કજિયે ચડી જતો તો લાલુને બોલાવવો જ પડતો.

લાલુ વસંત અને નવીનના જીવનમાં આબાદ રીતે વણાઇ ગયો. નૌતમને ક્યારેક લાલુના વધી પડેલ મહત્ત્વનો વિચાર થતો, પણ પેટ-વડિયે આટલી બધી હાર્દિકતા કરતો નોકર તેમની આર્થિક દષ્ટિએ સફળ સોદો જ લાગતો હોવાથી તે લાલુની કેટલીક નીતિરીતિ નભાવી લેતો.

નવીન જેમ મોટો થતો ગયો તેમ લાલુની ઉપયોગિતા અધિકતર વધી ગઈ. નાનપણમાં નવીનને બાબાગાડીમાં ફેરવતો લાલુ, નવીન ચાલતાં શીખ્યા પછી તેનો રમત-ગમતનો જોડીદાર બન્યો હતો.

"ચાલો, ભાઈ." વસંત કહેતી.

"ક્યાં ?" નવીન પૂછતો.

"દૂધ પીવા."

"મારે નથી પીવું."

"કાં, ભાઈ !"

"માલે લખતું પે." નવીનને લાલુથી છૂટું પડવું ન ગમતું.

"દૂધ પીવું પડે." કહી વસંત નવીનને તેડી લેતી.

"ના!" કહી નવીન માતાની કાખમાંથી ઊતરી પડવા મથતો.

"લાલુમાં એવું બધું શું છે કે ખાવું-પીવુંય ભૂલી જાય છે?" વસંત હેતથી પૂછતી.

"માલે લખવું થે." નવીન એકનો એકજ જવાબ દેતો.

"મારે હવે લાલુને કાઢી જ મૂકવો છે."

"ના મા..." નવીન રડતે રાગે કહેતો.

"તો ચાલો દૂધ પીવા"

"હું આવું. પણ લાલુ?"

"ભાઈ, ચાલો હું પણ સાથે આવુ છુ." લાલુ કહેતો.

"લાલુ તને બગાડે છે. મારે હવે તેને નથી રાખવો." વસંત હસતાં હસતાં કહેતી.

"તો મારે નથી આવવુ." કહી નવીન ધમાલ કરી મૂકતો.

લાલુ અને વસત બંને હસી પડતાં.

"ભાઈ, મોટી બહેન તો ખોટું ખોટું કહે છે. મોટીબેન મને કોઈ દી કાઢી મૂકે જ નહીં." લાલુ હસીને કહેતો. નવીનને પટાવવા માટે ઉચ્ચારેલું એ વાકય લાલુના હૃદયમાંથી જ ઉદ્‌ભવવું. મોટીબેન તેને કોઈ દિવસ કાઢી મૂકે જ નહીં તેવી તેને પાકી ખાત્રી હતી.

પછી તો નવીન શેરીમાં રમતા જેવડો થયો, પણ ત્યારે ય તેને લાલુ વિના ન ચાલતું. સતાકૂકડી રમતાં લાલુ રાજા થતો અને બધાં છોકરાં રમતાં.

પણ નવીન ચારેક વર્ષનો થયો ત્યાં લાલુ સોળ વર્ષનો થઈ ગયો હતો. વસંતની શીળી છાંય નીચે વસનો લાલુ શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તેના બેરડિયા શરીરને અંગે તે તેની ઉમ્મર કરતાં વધારે મોટો લાગતો.

એવો જુવાન છોકરો ઘેર બાઇ માણસ સાથે રહે તે શેઠને ઠીક ન લાગ્યું. તેણે વસતને પરોક્ષ સૂચન કરી જોયાં પણ તે કંઈ ન સમજી.

એક વખત વસંત અને લાલુ સાથે બેસી નવીનનો તાજો પડાવેલ ફોટો જોઇ રહ્યાં હતાં. બનેનાં મુખ પર ઉલ્લાસ હતો. વસંતની સાડી માથા પરથી ઊતરી ગઇ હતી. લાલુ વસંતને ફોટાની કોઈ ખૂબી સમજાવી રહ્યો હતો. બંને ફોટામાં તન્મય થઈ ગયાં હતાં. બંને નવીનની છબી જોવામાં મશગુલ હતાં ત્યાં નૌતમ આવ્યો. કોઇનું ય ધ્યાન તેના પર પડયું નહીં. બે'ક પળ શાંત ઊભા રહ્યા પછી નૌતમે ઉધરસ ખાધી. વસંત ચમકી. તેણે સાડી માથાપર ઓઢી લીધી, અને લાલુ પાસેથી જરા દૂર ખસી ગઈ.

વસંત અને લાલુના વર્તનમાં કંઇ જ અઘટિત ન હતું. વસતે લાલુને બચપણથી ઊછેર્યો હતો એટલે તેની નજીક બેસતાં તેને ક્ષોભ થવાનું કોઇ જ કારણ ન હતું. પણ નૌતમે જે રીતે ઉધરસ ખાધી તેથી ચમકવાની તેને ખાસ જરૂર હતી.

જમવા બેસતી વખતે નૌતમે કહ્યું, "હવે લાલુ આપણે ત્યાં રહે તે મને ઠીક નથી લાગતું."

"કેમ?" વસતે પૂછયુ.

"મોટા થયો ને!"

"હં!"

"આપણે શા માટે લોકોને આડીઅવળી વાત કરવાની તક આપવી જોઇએ?"

વસંત શેઠના વાકયનો મર્મ સમજી ધ્રૂજી ઊઠી. તેનાથી કંઈ બોલાયું નહીં.

"કેમ ચૂપ થઇ ગઈ?"

"લાલુને તો મેં મારો નાનેરો ભાઇ-મારો દીકરો ગણ્યો છે."

"એ ખરૂં. એ નાનો હતો ત્યાંસુધી કંઇ વાંધો નહીં, પરંતુ હવે તો...આપણે દુનિયામાં રહેવું છે ને?"

"પણ નવીનનું શું થશે?"

"તેને થોડું દુઃખ તો થશે જ, પરંતુ બીજું શું થઇ શકે?"

આખો ય પ્રશ્ન નૌતમે એવી વિચિત્ર રીતે રજૂ કર્યો હતો કે વસંતથી કંઇ બોલી શકાયું જ નહીં. અને વસંતની શાંતિને સંમતિ સમજી લઇ નૌતમે એક દિવસ લાલુને બોલાવી ગડ-ગડિયું આપી પણ દીધું.

"લાલુ." નૌતમે બૂમ પાડી.

"જી, મોટાભાઇ!" લાલુ દોડતો આવ્યો.

"તારે જવાનું છે."

"ક્યાં?"

"મારા એક મિત્રને ત્યાં – વીરમગામ."

"નવીનભાઇ આવવાના છે?"

"ના. તારે એકલાને જવાનું છે."

"મારે એકલાને?" ન માની શકતો હોય તેમ લાલુ પૂછી રહ્યો.

"હા!" નૌતમે મક્કમ સ્વરે કહ્યું. લેવલાઈ નૌતમને ન રુચતી.

"પાછું ક્યારે આવવાનું?"

"ત્યાં જ રોકાવાનું છે!"

"હે!" લાલુનું મોઢું ફાટી રહ્યું.

"હે શું! એમને વિશ્વાસુ માણસનું કામ છે. તને પગાર પણ આપશે."

"મારે પગાર નથી જોતો. હું ન જાઉં તો?" લાલુ કરગરતો હોય તેમ બોલ્યો.

"હવે તું નાનો છોકરો નથી, ઉંમરલાયક થયો છે. તારે જવું જ પડશે." નૌતમનો સ્વર તીવ્ર બની ગયો.

લાલુ ચૂપ થઇ ગયો. શેઠના એવા અવાજનો જવાબ દેવાની તાકાત મુનીમમાંય ન હતી.

નૌતમ દુકાને ગયા પછી લાલુ વસંત સમક્ષ ફરિયાદ કરવા ગયો, પરન્તુ વસંતે તેની વાત કાન પર જ ન ધરી. લાલુના વસંતબેન સાથેના સંબંધમાં આ નવી જ વાત હતી. વસંત તેની વાત ન સાંભળે તે લાલુની કલ્પનામાં પણ ઊતરી શકે તેમ ન હતું. પરન્તુ આજે સાથોસાથ એવી પરિસ્થિતિ જોતાં તેના અચંબાનો અને દુઃખનો પાર ન રહ્યો. રડવા સિવાય તેની પાસે કોઈ માર્ગ ન હતો.

બે દિવસ સુધી તે શૂન્યમનસ્કની માફક ફર્યા કર્યો. નવીન તેની સાથે ખેલવા આવતો, પરન્તુ લાલુ તેની સાથે ય મુક્ત મને રમી શકતો નહિ.

વસંત છાને ખૂણે રડી લેતી પણ લાલુથી તો તે દૂર જ રહેવા પ્રયત્ન કરતી.

ત્રીજે દિવસે નૌતમે લાલુને વીરચંદની સાથે વીરમગામ મોકલાવી દીધો.

જતાં પહેલાં તેણે વસંતને મળી લેવા ખૂબ પ્રયત્ન કર્યા પણ તેમાં તે નિષ્ફળ જ ગયો. સ્ટેશને જવા માટે ગાડી આવી ગઈ ત્યારે તેણે વસંતને શોધવા ચારે કોર આંખ ફેરવી પણ તે દેખાઇ જ નહીં. લાલુને એમ ગાંડાની માફક નજર ફેરવતો જોઈ નૌતમે જરા કરડા સ્વરે પૂછ્યું, "શું શોધે છે?"

"મારે મોટાંબેનને મળવું છે." લાલુ જેમ તેમ કરી બોલ્યો.

'કાલો થા મા!" શેઠ તાડુક્યા. "ગાડીને મોડું થાય છે."

એમ કહી નૌતમે લાલુને બાવડું ઝાલી ગાડીમાં બેસાડી દીધો. લાલુએ આંખમાં આવેલ અશ્રુ ખાળવા પ્રયત્ન કર્યા છતાં બે આંસુ તેના ગાલ પર રેલાઈ ગયાં.

વસંત ઘરને ખૂણે રડી રહી હતી. નવીનને ઈરાદાપૂર્વક બહાર મોકલી દેવામાં આવેલ.

લાલુ એક દિવસ જેમ અચાનક જ આ ઘરમાં આવ્યો હતો તેમ આજે જતો રહ્યો. વસંત અને નવીનના હૃદયમાં લાલુએ કંઇ સ્થાન મેળવ્યું હતું; પણ તેના જવાથી તેમને આઘાત થશે તેના લેવલા વિચાર કરવાનું નૌતમ સમા દુનિયાદારીના માણસને પોસાય તેમ નહોતું.

—o—

# વામાચારનો પુનર્જન્મ

નરસિંહ

'ગામ ત્યાં ઢેડવાડો' એ લોકોક્તિનાં મૂળ ઘણાં ઊંડાં જણાય છે. યુગજૂની સંસ્કાર-સરિતાઓ, પુરુષવરોનાં તપ કે ઇશ્વરી પ્રભાવ પણ એને ઉખેડવાને અસમર્થ નીવડ્યાં છે.

હિંદુ, જૈન ને બૌદ્ધ – આર્યાવર્તના એ ત્રણ પવિત્ર ધર્મોએ પ્રજાને વિકાસમાર્ગે દોરવાને નીતિ, સદાચાર ને સંયમનાં પ્રભાવશીલ સૂત્રો ગૂથ્યાં. પણ ઢેડવાડાના પ્રેમીઓને નગરનો મર્યાદાશીલ નિવાસ ન ગમે તેમ કેટલાક સ્વૈરવિહારીઓને જીવનશુદ્ધિના આ સૂત્રો ન રુચ્યાં. તેમણે તે સૂત્રોથી અવળાં જ સૂત્રો ગૂથી પોતાનો એક વાડો સ્થાપ્યો ને એ વાડો વામાચારના નામે ઓળખાયો.

હિંદુ ધર્મ કહે – 'જનની, જન્મભૂમિ, જાન્હવી, જનાર્દન અને જનક એ પંચ જકાર મુક્તિનાં બીજ છે.' વામાચાર કહે – 'મત્સ્ય, મદિરા, માંસ, મુદ્રા અને મૈથુન એ પંચ મકાર મુક્તિનાં બીજ છે.' બૌદ્ધ ને જૈન ધર્મ કહે – 'અહિંસા, સત્ય ને ચારિત્રની નિર્મળતાથી જીવનસિદ્ધિ સધાય.' વામાચાર કહે, 'હિંસા, અસત્ય ને દુરાચારથી જીવન્મુક્ત બનાય.'

[1]જગતમાં એવું કોઈ કાર્ય નથી જે વામાચારી કરી ન શકે; એવો કોઈ પદાર્થ નથી જે વામાચારી ખાઈ ન શકે; એવી કોઈ વાણી નથી જે વામાચારી વાપરી ન શકે; એવું કોઈ તત્ત્વ નથી કે જેનું વામાચારી ચિન્તવન ન કરી શકે. [2]એ ઘોર હિંસા કરી શકે છે, અસત્ય બોલી શકે છે, ચોરી કરી શકે છે, મૈથુન સેવી શકે છે. [3]મા, બહેન કે પુત્રીની પણ એ કામના કરી શકે છે. [4]ગોમાંસ, લોહી, વીર્ય, વિષ્ટા, મૂત્ર વગેરેનું એ ભોજન કરી શકે છે. [5]ભોગવિલાસના ત્યાગથી મુક્તિ મળે એ અસંભવિત માની તેમાં રચ્યાપચ્યા રહીને મુક્તિ

---

१. नाकार्यं विद्यते यत्र नाभक्ष्य विद्यते तथा ।
नावाच्य विद्यते किञ्चिन्नाचिन्त्य विद्यते सदा ॥ पृ १५६

२. प्राणिनश्च त्वया घात्या वक्तव्यं च मृषावच. ।
अदत्त च त्वया प्राह्यं सेवन योषितामपि ॥ १२०

३. मातृ–भगिनी–पुत्रीश्च कामयेद् यस्तु साधकः ।
स सिद्धिं विपुलां गच्छेत् महायानाग्रधर्मताम् ॥ २०

४. गोमांस...असृक्–पिशिताहार...विण्मूत्राहारकृत्या यै मध्यास्ते खलु साधने ॥ ५६,१२५
विण्मूत्र च सदा भक्ष्यमिद गुह्य महाद्भुतम् ।
रुधिरं शुक्रसयुक्त सदा भक्ष्य दृढव्रतैः ॥ १२८

५. दुष्करैर्नियमैस्तीव्रैः सेव्यमानो न सिध्यति ।
सर्वकामोपभोगैस्तु सेवयश्चाशु सिध्यति ॥ २७

મેળવવાની તે વિચારધારાઓ દોડાવી શકે છે. ⁶તાડન, મારણ, સ્તંભન, અભીષ્ટ સ્ત્રીઓનાં આકર્ષણ, અપહરણ, વશીકરણ, નગ્નીકરણ વગેરે પ્રયોગોથી તે અનેક વ્યક્તિઓને દુઃખના સમુદ્રમાં હડસેલી દઈ શકે છે. ⁷પુનઃ પુનઃ દારૂ પીવાથી પુનર્જન્મ જ ન સંભવે એમ માની જમીન પર પટકાઈ પડ્યા છતાં ફરીથી ઊઠીને પણ તે વધુ ને વધુ દારૂ પી શકે છે. ⁸તેને મન કરોડો તીર્થોનાં સ્નાન કરતાં પણ મૈથુનનું પુણ્ય વિશેષ હોઈ તે અવિરત મૈથુન સેવી શકે છે.

વામમાર્ગીઓનો આ અખાડો કાર્યસૂચક ભિન્નભિન્ન નામે ઓળખાય છે. શુદ્ધ ધર્મો કરતાં અવળા માર્ગે ચાલનાર હોઈ તેઓ વામમાર્ગી કહેવાય છે. આ, અવળ સંપ્રદાયના સાધકોનાં જૂથ કુલના નામે ઓળખાતાં હોઈ તે સંપ્રદાય કૌલમાર્ગ પણ કહેવાય છે. શક્તિ(સ્ત્રી–ગુહ્યાંગ)ની ઉપાસના કરવાથી તેઓ શાક્ત તરીકે ઓળખાય છે. ગુહ્ય કર્મો કરનાર હોઈ તેમનો સંપ્રદાય ગુહ્યસમાજના નામે પણ પ્રખ્યાત છે.

હિંદુ, બૌદ્ધ ને જૈનધર્મના અમુક વર્ગો પર પણ આ સંપ્રદાયે આડકતરી અસર જમાવેલી છે. વામાચારના સિદ્ધોને કેટલીક વખત શિવ, તથાગત બુદ્ધ કે જિનના નામે ઓળખાવવામાં આવે છે. અને તેમના જ કલ્પિત મોઢેથી બીભત્સ વાતો કઢાવી તે ત્રણે પવિત્ર ધર્મોની મશ્કરી કરવા સાથે જ ભોળા લોકોને ભ્રમજાળમાં ફસાવવામાં આવે છે.

બૌદ્ધ અને હિંદુ ધર્મના અમુક વિભાગોમાં તો આ માર્ગે અડ્ડો જમાવી દીધો છે. બૌદ્ધોમાં પ્રવેશેલા એ તાંત્રિક–વામાચારી સંપ્રદાયને વજ્રયાન ને મહાયાનના નામે ઓળખાવવામાં આવે છે. અનેક ગુહ્ય કુકર્મો કરવાના કારણે તે ગુહ્યસમાજ કહેવાય છે. એ સમાજના મુખ્ય ગ્રન્થ 'ગુહ્યસમાજતંત્ર'માં ભગવાન્ તથાગત બુદ્ધના કલ્પિત મુખમાંથી શબ્દો કઢાવવામાં આવે છે કે, 'બુદ્ધ ભગવાનની માની કામના કર્યા છતાં જે સાધક લિપ્ત ન બને તેનું બુદ્ધપણું ત્વરાએ સિદ્ધ થાય છે.'⁹ શાક્તોના મુખ્ય ગ્રન્થ 'શક્તિસંગમતંત્ર'માં ભગવાન્ શંકરને, દેવી પાર્વતીને આવી અનેક કુકર્મલીલાઓનો ઉપદેશ આપતા ચીતરવામાં આવ્યા છે.

૬. मात्रोः प्रतिकृतिं कृत्वा विण्मूत्रेणाप्रधर्षिणा ।
कण्ठलग्नो भवेत् मूर्खो ध्रुवं बुद्धोऽपि नश्यति ॥ १०२
मुक्तकेशा विवस्त्रांगा वज्रसत्त्वमनुस्म(स)रन् । ८६

—गुह्यसमाजतंत्र

७. पुनः पीत्वा पुनः पीत्वा पतित्वा धरणीतले ।
उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते ॥ पृ. १७

—पारानन्दसूत्र

८. मैथुने तु कृते देवि ! यत् पुण्यं जायते भुवि ।
न तत्पुण्यसमं देवि ! कोटितीर्थेषु मज्जनात् ॥ ३०६

—हंस-विलास

९. मातरं बुद्धस्य विभोः कामयन् न लिप्यते ।
सिध्यते तस्य बुद्धत्वं निर्विकल्पस्य धीमतः ॥ २०

—गुह्यसमाजतंत्र

મધ્યયુગમાં આ વામમાર્ગીઓએ હિંદના અનેક ભાગોમાં પોતાના અડ્ડા જમાવેલા. હિંદના શુદ્ધ ધર્મોને બદનામ કરતા આ વર્ગો પ્રત્યે મુસલમાન સત્તાએ આંખમીંચામણાં સેવ્યાં ને કેટલાક હિંદુ રાજાઓ વામમાર્ગીઓની ગૂઢ લીલામાં અટવાઈ ગયા. બંગાળ અને દક્ષિણમાં આ માર્ગે પોતાનું પ્રભુત્વ જમાવ્યું. દેવદાસીની પ્રથા, કાલીની મૂર્તિ આગળ રેડાતી લોહીની ધારાઓ વગેરે આ માર્ગના પ્રભુત્વમાંથી જન્મેલાં છે.

પ્રજા પર જરૂરી કાબૂ મળી જતાં જ વામમાર્ગીઓએ પોતાના સંપ્રદાયની વ્યવસ્થિત રચના કરી. તેમણે પોતાના દેવ સ્થાપ્યા, દેવીઓ સ્થાપી; ગુરુ ને શિષ્ય, સિદ્ધ ને સાધકના સંબંધ સ્થાપ્યા; પ્રચાર માટે જરૂરી સાહિત્ય ઘડી કાઢ્યું. બાવન વીર ને ચોસઠ જોગણીઓ એ આ માર્ગનાં દેવ-દેવીઓ છે. તેમના મહાગુરુઓ [10]ભૈરવના નામે ઓળખાય છે. તેમના પૂજ્યદેવ શિવ છે; તેમની મુખ્ય દેવી કાલિકા[11] છે. આ (કૌલિક) સંપ્રદાયમાં પ્રવેશવા ઇચ્છતા નવા શિષ્યે[12] કુલદ્રવ્ય, પોતાની પત્ની, રખાત, વેશ્યા તેમજ મિષ્ટ ભોજનો ગુરુને ચરણે ધરવાનાં હોય; વિપુલ દ્રવ્ય આપી ગુરુની અને ગુરુબંધુઓની વેશ્યાઓને મુક્ત કરવાની હોય; ગુરુ એને પચ (મત્સ્ય, મદિરા, માંસ, મુદ્રા, મૈથુન) મકારનો મંત્ર આપે, ને ત્યારે જ નવો શિષ્ય આ સંપ્રદાયનો સભ્ય લેખાય

शक्तिसंगमतंत्र, गुह्यसमाजतंत्र, हंसविलास, परानन्दसूत्र, कुलार्णवतंत्र, साधनमाला, ज्ञानसिद्धि, प्रज्ञोपायविनिश्चयसिद्धि, रुद्रयामल, कौलोपनिषद्, देवीरहस्य, शाक्तप्रमोद, शक्तियामल, शिवरहस्य, वामकेश्वरतंत्र, लिंगार्चनतंत्र, भैरवीतंत्र, भैरवनायतंत्र, भैरवसर्वस्व, पाशुपतागम, बगलामुखी तंत्र, कालिकापुराण, कौमारीतंत्र વગેરે આ સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથો છે. તેમાં ભયંકર મૈથુનલીલાઓ, વશીકરણના પ્રયોગો, બીભત્સ ક્રિયાઓ, અશ્લીલ કર્તવ્યો, મદિરાપાનની મહત્તા, મારણ-તાડન વગેરેનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે. આ ગ્રંથોએ સૈકાઓ સુધી આ સંપ્રદાયની ભયંકર તાંડવ-લીલાને પોષણ આપ્યું અને અનેક કુકર્મોને તેણે ધર્મના નામપર ટેકો આપ્યો. એમાં વર્ણવેલાં કર્મોને અનુસરી વામમાર્ગીઓએ અનેક ભોળાં માનવીઓ પર પોતાની જાળ પાથરી.

પણ હિંદની ચૂંથાઈ ગયેલી સર્વોપરી રાજસત્તા વ્યવસ્થિત બનતાં આ સંપ્રદાયનું બળ ઘટવા લાગ્યું. પરિણામે વામમાર્ગીઓએ ધીમે ધીમે પોતાના જાહેર અડ્ડા સંકેલવા માંડ્યા. છતાં બંગાળના ને દક્ષિણના અમુક ભાગોમાં કે કેટલાક નિર્જન પ્રદેશોમાં તેની શાખાઓ હજી પણ રહી ગઈ છે. ને હિંદના શુદ્ધ સમાજોમાં પણ તેના સૂક્ષ્મ અંશો હજી સુધી યંત્ર-તંત્ર-મંત્ર-ભોગ-વશીકરણ વગેરે સ્વરૂપમા દેખા દે છે.

સર જહોન વુડ્રોફ, ડુબોઈસ વગેરે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ વામાચારનાં મૂળભૂત તત્ત્વોના અભ્યાસ પછી પોતાની કૃતિઓમાં એ માર્ગની ભયકર બીભત્સલીલાનો નિર્દેશ કરી તે પ્રત્યે પોતાની ઘૃણા દર્શાવી છે. ને આવી બીભત્સલીલાઓ તરત દૂર થાય એવી તેમણે ઇચ્છા પ્રદર્શિત કરી છે.

પણ છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાતમાં વામાચારી સાહિત્યનો પ્રચાર વિશેષ પ્રમાણમાં

---

૧૦. જુઓ ફૂટનોટ ૧૭.

૧૧. बलिं समर्पयेन् काल्यै । ६१

ઓગણીસમી સદીમા ત્રાસ વર્તાવી જનાર ઠગોએ પણ પોતાની આરાધ્યદેવી તરીકે આ કાલિકાને જ સ્વીકારેલી.

૧૨. मन्त्रपूतं कुलद्रव्यं स्ववेश्यां स्वपरकीयां वापि ।
स्वपत्नीं च सुभोज्यं च दद्याद वै कुलयोगिने ॥ पृ. १६ परानन्दसूत्र

થઈ રહ્યો છે. જે ગ્રન્થોમાં વામાચારની ભયંકર લીલાઓનાં શબ્દચિત્રો દોરવામાં આવ્યાં છે; જેમાં મા, બેન કે પુત્રી સાથેનાં કુકર્મો, લોહી કે દારૂનું પાન ને ગોમાંસ અને અન્ય મહામાંસોના ભક્ષણનો ઉપદેશ આપવામાં આવ્યો છે એવા ગ્રન્થો આ પ્રદેશમાં દિનપ્રતિદિન પ્રગટ થયા જ કરે છે. વામાચારના પ્રગતિયુગમાં પણ સભ્ય સમાજના અગ્રણીઓએ જે ગ્રન્થોને સદાચારી જગતથી દૂર રાખ્યા એ ગ્રન્થો આજે સામાજિક વિજ્ઞાનના નામે પ્રજાના હાથમાં મૂકાઈ રહ્યા છે. ને નષ્ટ થતો વામાચાર આ રીતે સાહિત્યસ્વરૂપે પુનર્જન્મ લઈ રહ્યો છે. ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થતી સામાન્ય શૃંગારિક કૃતિઓ પ્રત્યે પણ સૂગ દાખવતી પ્રજા આ કૃતિઓ કેવળ સંસ્કૃતમાં હોવાના કારણે જ તેના સંબંધમાં મૌન સેવે એ કાં તો તેના અજ્ઞાનનું અને નહિતર ભયનું પરિણામ ગણાય.

ગુજરાતમાં પ્રગટ થઈ રહેલા આવા વામાચારી સાહિત્યમાં નવેક ગ્રન્થો ખાસ ધ્યાન આકર્ષે છે:

૧ शक्तिसंगमतंत्र (छालिखंड). ૨ हंसविलास. આ બંને ગ્રન્થોમાં દુરાચારની અનેક લીલાઓનું મહત્ત્વ પ્રતિપાદિત કરવામાં આવ્યું છે. તેમાં શિવ અને પાર્વતીનાં પવિત્ર નામોને અશ્લીલ સંવાદોદ્વારા હાસ્યાસ્પદ બનાવવામાં આવ્યાં છે કામલીલા; બાર વર્ષથી માંડી પચીશ વર્ષની વય સુધીની સુંદરીઓ સાથેના અવનવા સંયોગોનું વર્ણન; [૧૩]બીભત્સ શૃંગાર; [૧૪]યોનિલિંગ-માહાત્મ્ય વગેરે વિષયો પર તેમાં મોટાં પ્રકરણો રોકવામાં આવ્યાં છે. ૩ गुह्यसमाज तंत्र—આ ગ્રન્થ બૌદ્ધ તાંત્રિક ગ્રન્થ ગણાય છે અને તેનું ઉચ્ચારણ ભગવાન્ બુદ્ધના મુખમાંથી કરાવવામાં આવ્યું છે. તેમાં[૧૫] મા, બેન, પુત્રી વગેરે સાથે કુકર્મો કરવાના ઉપદેશો; ઘોર હિંસા; લોહી, વીર્ય, વિષ્ટા વગેરેનું ભક્ષણ; ગાય, અશ્વ, હાથી, બળદ, કુતરો વગેરેના માંસનું ઘૃણાજનક ભક્ષણ—વગેરે વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ૪-૫. प्रज्ञोपायविनिश्चयसिद्धि, ज्ञानसिद्धि—આમાં પણ गुह्यसमाजतन्त्र પ્રમાણે મા, બેન, પુત્રી, ભાણેજ[૧૬]વગેરે સાથેના

---

૧૩ बालामानीय चार्वंगीं संशोध्य न्यासजालतः ।
उपपीठे तु संस्थाप्य योनिं मुखगतां चरेत् ॥
मुखेन चोष्य संजप्य प्रविदार्य प्रयत्नतः ।
तत्रस्थं विलिहन् देवि ! जपंश्चिन्तामणिर्भवेत् ॥
बालामानीय चपलां मैथुनानन्दमानसाम् ।
योनौ चक्रं स्वलिङ्गं तु सङ्कोचद्रव्यलेपतः ॥
लिखित्वा विपरीतां तां जपं कुर्यादधः शिवे ।
योनिं सर्वान्ते स्वमुखे पूर्ववत् क्रममाचरेत् ॥
तद्योनिलिह्नादेव मुखादुच्चार्यते च यत् ।
तदेव सत्यं भवति प्रोक्तः स्पर्शः किमिच्छसि ? ॥ १७९ ॥ शक्तिसंगमतंत्र

૧૪ भगस्य स्मरणे पुण्यं, भगस्य दर्शने तथा ।
भगस्य पूजने पुण्यं, भगस्य मैथुने तथा ॥ ३०६ ॥ हंसविलास

૧૫ જુઓ ફૂટનોટ નં. ૧-૨-૩-૪-૫.

૧૬ जनयित्रीं स्वसारं च स्वपुत्रीं भागिनेयिकाम् ।
कामयन् तत्त्वयोगेन लघु सिध्येत साधकः ॥ २३

प्रज्ञोपायविनिश्चयसिद्धि

અનાચારની વિગતો-આપવામાં આવી છે. ૬. પારાનન્દસૂત્ર-તેમાં વેશ્યાવિહાર,[૧૭] બ્રહ્મહત્યા, મદિરામાહાત્મ્ય,[૧૮] શિષ્યલીલા, કાલિતર્પણ વગેરે વિષયોને પ્રાધાન્ય આપવામાં આવ્યુ છે. વીર્ય અને રજસને અમૃત માની એના પાનમાં તત્પર રહેતી કાલિનું એમાં સહી પણ ન શકાય એવું બીભત્સ[૧૯] સ્વરૂપ ચીતરવામાં આવ્યું છે. ૭-૮ સાધનમાલા (ભાગ ૧-૨) આ બે ગ્રન્થોમાં આકર્ષણ, વશીકરણ, બંધન, તાડન, મારણ વગેરે સાધનાના પ્રયોગો[૨૦] અપાયા છે. તેમાં કન્યાઓના આકર્ષણનો વિભાગ દુરાચારપ્રેરક બીભત્સલીલાનું પ્રદર્શન કરે છે. ૯-નિત્યોત્સવ-આ ગ્રન્થમાં પૂર્વોક્ત પંચમકારદ્વારા સુવાસિની સ્ત્રીઓની પૂજાને મહત્ત્વ અપાયું છે.

આ તાંત્રિક ગ્રન્થોમાં જે ભયંકર લીલાઓ વર્ણવેલી છે તે ગુજરાતીમાં ઉતારી જાય તેવી નથી. ઉપર જે પ્રસંગોચિત અવતરણો આપવામાં આવ્યાં છે તે તો બહુ જ સામાન્ય ગણાય એવાં છે. લોહી અને શુક્રનું પાન કરતી સ્ત્રીઓ સાથેની લીલા; યોનિપૂજા; ધોબી, ચાંડાળ, નટ વગેરે મહાત્માઓની બાલકન્યાઓ સાથે ગુપ્ત દુરાચાર; મૈથુનનાં જુદાં જુદાં ઘૃણાસ્પદ સ્વરૂપો વગેરેને ભાષામાં મૂકવા એ દેવી સરસ્વતીના અપમાન બરાબર છે.

આ ગ્રન્થો હિંદુ સમાજના અમુક વર્ગ પર જાળ બિછાવીને જ નથી અટકયા, પણ હિંદના પવિત્ર ધર્મોને બદનામ કરવામા પણ એમણે ભયંકર ફાળો નોંધાવ્યો છે. ખ્રિસ્તી પ્રચારકોએ એવા ગ્રન્થોને ગમે ત્યાંથી ખોળી કાઢી તેમાના બીભત્સ અવતરણો લઈ હિંદના વિશુદ્ધ ધર્મોની અનેક રીતે મશ્કરી કરી છે ને એ મશ્કરીએ જગતના વિશાળ ચોકમાં હિંદી પ્રજા ને હિંદુ સમાજરચનાને ઉતારી પાડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે; સંખ્યાબંધ હિંદુઓને એણે ખ્રિસ્તી બનવા લલચાવ્યા છે.

આવા ગ્રન્થોનું પ્રકાશન હિંદી પ્રજાને બદનામ કરવા ઇચ્છનારાઓના હાથમાં સાધનસામગ્રી બનીને જ નહિ અટકે, પણ સાથે જ તે વાચકવર્ગના માનસમાં વામાચારનાં બીજ વાવી દેશે. ને કોઇ પણ પ્રકારના સાહિત્યનો પ્રચાર એ તે તે સાહિત્યલક્ષી પ્રવૃત્તિનું મૂળ છે એ સિદ્ધાંત જો સાચો હોય તો આ ગ્રન્થો વામાચારને પુનર્જન્મ આપવામાં મહત્ત્વનો ફાળો નોંધાવી શકે એમ છે.

એક બાજુએ જયારે આપણે સત્ય, અહિંસા, પ્રેમ, દયા, ન્યાય, નીતિ, માનવતા ને દારૂનિષેધની પાછળ આપણી રાષ્ટ્રિય પ્રવૃત્તિને કેન્દ્રિત કરી રહ્યા છીએ ત્યારે આશ્ચર્ય છે કે, બીજી બાજુએ અસત્ય, ઘોર હિંસા, ચોરી, દ્વેષ, દુરાચાર, નિર્દયતા, અનીતિ અને દારૂ પી મત્ત બનવાના ઉપદેશ આપતા આવા ગ્રંથોને આવકાર આપીએ છીએ.

જે વ્યક્તિઓ આવા સાહિત્યને જાતીય કે સામાજિક વિજ્ઞાનના નામે ચલાવી લે છે તેઓ એ વીસરી જાય છે કે વિજ્ઞાન પરિણામ સૂચવે છે; ઉપદેશ નથી આપતું. માતાની

---

૧૬ स्वेच्छाऋतुमती शक्तिः साक्षाद् ब्रह्म न संशयः । १६

१७ इदं पवित्रममृत गृह्णीष्व भवभेषजम् । पशुपाशसमुच्छेदकारणं भैरवोदितम् ॥ १५

१७-१८ देवं स्मरन् पिबन् मद्य वेश्यां गच्छन्न दोषभाग् । १६

१९ भग-लिङ्गामृतप्रीतां,-भगलिङ्गक्षालनतोयतृप्तां कालीं तर्पयामीति । ८२ पारानन्दसूत्र

२० वशीकरणमंडलमालिख्य श्मशानांगारेण प्रतिकृतिं कृत्वा, शिरसायां तां, गुह्ये तां, पादयोः ति, करवीरपुष्पैर्भगं ताडयेत् । अनेन मंत्रेण सा वश्या भवति ॥ साधनमाला

થઈ રહ્યો છે. જે ગ્રન્થોમાં વામાચારની ભયંકર લીલાઓનાં શબ્દચિત્રો દોરવામાં આવ્યાં છે; જેમાં મા, બેન કે પુત્રી સાથેનાં કુકર્મો, લોહી કે દારૂનું પાન ને ગોમાંસ અને અન્ય મહામાંસોના ભક્ષણનો ઉપદેશ આપવામાં આવ્યો છે એવા ગ્રન્થો આ પ્રદેશમાં દિનપ્રતિદિન પ્રગટ થયા જ કરે છે. વામાચારના પ્રગતિયુગમાં પણ સભ્ય સમાજના અગ્રણીઓએ જે ગ્રન્થોને સદાચારી જગતથી દૂર રાખ્યા એ ગ્રન્થો આજે સામાજિક વિજ્ઞાનના નામે પ્રજાના હાથમાં મૂકાઈ રહ્યા છે. ને નષ્ટ થતો વામાચાર આ રીતે સાહિત્યસ્વરૂપે પુનર્જન્મ લઈ રહ્યો છે. ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થતી સામાન્ય શૃંગારિક કૃતિઓ પ્રત્યે પણ સૂગ દાખવતી પ્રજા આ કૃતિઓ કેવળ સંસ્કૃતમાં હોવાના કારણે જ તેના સંબંધમાં મૌન સેવે એ કાં તો તેના અજ્ઞાનનું અને નહિતર ભયનું પરિણામ ગણાય.

ગુજરાતમાં પ્રગટ થઈ રહેલા આવા વામાચારી સાહિત્યમાં નવેક ગ્રન્થો ખાસ ધ્યાન આકર્ષે છે :

૧ शक्तिसंगमतंत्र (कालिखंड). ૨ हंसविलास. આ બંને ગ્રન્થોમાં દુરાચારની અનેક લીલાઓનું મહત્ત્વ પ્રતિપાદિત કરવામાં આવ્યું છે. તેમાં શિવ અને પાર્વતીનાં પવિત્ર નામોને અશ્લીલ સંવાદોદ્વારા હાસ્યાસ્પદ બનાવવામાં આવ્યાં છે. કામલીલા; બાર વર્ષથી માંડી પચીશ વર્ષની વય સુધીની સુંદરીઓ સાથેના અવનવા સંયોગોનું વર્ણન; [13]બીભત્સ શૃંગાર; [14]યોનિલિંગ–માહાત્મ્ય વગેરે વિષયો પર તેમાં મોટાં પ્રકરણો રોકવામાં આવ્યાં છે. ૩ गुप्तसमाज तंत्र—આ ગ્રન્થ બૌદ્ધ તાંત્રિક ગ્રન્થ ગણાય છે અને તેનું ઉચ્ચારણ ભગવાન્ બુદ્ધના મુખમાંથી કરાવવામાં આવ્યું છે. તેમાં[15] મા, બેન, પુત્રી વગેરે સાથે કુકર્મો કરવાના ઉપદેશો; ઘોર હિંસા; લોહી, વીર્ય, વિષ્ટા વગેરેનું ભક્ષણ; ગાય, અશ્વ, હાથી, બળદ, કુતરા વગેરેના માંસનું ઘૃણાજનક ભક્ષણ—વગેરે વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ૪–૫. प्रज्ञोपायविनिश्चयसिद्धि, ज्ञानसिद्धि—આમાં પણ गुह्यसमाजतन्त्र પ્રમાણે મા, બેન, પુત્રી, ભાણેજ[16] વગેરે સાથેના

---

१३ बालामानीय चार्वङ्गीं संशोध्य न्यासजालतः ।
उच्चपीठे तु संस्थाप्य योनिं मुखगतां चरेत् ॥
मुखेन चोष्य संजप्य प्रविकाश्य प्रयत्नतः ।
तत्रत्यं विलिहन् देवि ! जपश्चिन्तामणिर्भवेत् ॥
बालामानीय चपलां मैथुनानन्दमानसाम् ।
योनौ चक्रं स्वलिङ्गं तु सङ्कोचद्रव्यलेपतः ॥
लिखित्वा विपरीतां तां जपं कुर्यादधः शिवे ।
योनिं सर्वान्ते स्वमुखे पूर्ववत् क्रममाचरेत् ॥
तद्योनिलिहनादेव मुखाद्धार्यते च यत् ।
तदेव सत्यं भवति प्रोक्तः स्पर्शः किमिच्छसि ? ॥ १७९ ॥ शक्तिसंगमतंत्र

१४ भगस्य स्मरणे पुण्यं, भगस्य दर्शने तथा ।
भगस्य पूजने पुण्यं, भगस्य मैथुने तथा ॥ ३०६ ॥ हंसविलास

૧૫ જુઓ ફૂટનોટ નં. ૧-૨-૩-૪-૫.

१६ जनयित्रीं स्वसारं च स्वपुत्रीं भागिनेयिकाम् ।
कामयन् तत्त्वयोगेन लघु सिध्येत साधकः ॥ २३
प्रज्ञोपायविनिश्चयसिद्धि

અનાચારની વિગતો આપવામાં આવી છે. ૬. पारानन्दसूत्र–તેમાં વેસ્યાવિહાર,[17] બ્રહ્મહત્યા, મદિરામાહાત્મ્ય,[18] શિષ્યલીલા, કાલિતર્પણ વગેરે વિષયોને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. વીર્ય અને રજસને અમૃત માની એના પાનમાં તત્પર રહેતી કાલિનું એમાં સહી પણ ન શકાય એવું બીભત્સ[19] સ્વરૂપ ચીતરવામાં આવ્યું છે. ૭–૮ साधनमाला (ભાગ ૧–૨) આ બે ગ્રન્થોમાં આકર્ષણ, વશીકરણ, બંધન, તાડન, મારણ વગેરે સાધનાના પ્રયોગો[20] અપાયા છે. તેમાં કન્યાઓના આકર્ષણનો વિભાગ દુરાચારપ્રેરક બીભત્સલીલાનું પ્રદર્શન કરે છે. ૯–निरयोत्सव–આ ગ્રન્થમાં પૂર્વોક્ત પંચમકારદ્વારા સુવાસિની સ્ત્રીઓની પૂજાને મહત્ત્વ અપાયું છે.

આ તાંત્રિક ગ્રન્થોમાં જે ભયંકર લીલાઓ વર્ણવેલી છે તે ગુજરાતીમાં ઉતારી જાય તેવી નથી. ઉપર જે પ્રસંગોચિત અવતરણો આપવામાં આવ્યાં છે તે તો બહુ જ સામાન્ય ગણાય એવાં છે. લોહી અને શુક્રનું પાન કરતી સ્ત્રીઓ સાથેની લીલા; યોનિપૂજા; ધોબી, ચાંડાળ, નટ વગેરે મહાત્માઓની બાલકન્યાઓ સાથે ગુપ્ત દુરાચાર; મૈથુનનાં જુદાં જુદાં ઘૃણાસ્પદ સ્વરૂપો વગેરેને ભાષામાં મૂકવાં એ દેવી સરસ્વતીના અપમાન બરાબર છે.

આ ગ્રન્થો હિંદુ સમાજના અમુક વર્ગ પર જાળ બિછાવીને જ નથી અટક્યા, પણ હિંદના પવિત્ર ધર્મોને બદનામ કરવામાં પણ એમણે ભયંકર ફાળો નોંધાવ્યો છે. ખ્રિસ્તી પ્રચારકોએ એવા ગ્રન્થોને ગમે ત્યાંથી ખોળી કાઢી તેમાંના બીભત્સ અવતરણો લઈ હિંદના વિશુદ્ધ ધર્મોની અનેક રીતે મશ્કરી કરી છે ને એ મશ્કરીએ જગતના વિશાળ ચોકમાં હિંદી પ્રજા ને હિંદુ સમાજરચનાને ઉતારી પાડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે; સંખ્યાબંધ હિંદુઓને એણે ખ્રિસ્તી બનવા લલચાવ્યા છે.

આવા ગ્રન્થોનું પ્રકાશન હિંદી પ્રજાને બદનામ કરવા ઇચ્છનારાઓના હાથમાં સાધન-સામગ્રી બનીને જ નહિ અટકે, પણ સાથે જ તે વાચકવર્ગના માનસમાં વામાચારનાં બીજ વાવી દેશે. ને કોઇ પણ પ્રકારના સાહિત્યનો પ્રચાર એ તે તે સાહિત્યલક્ષી પ્રવૃત્તિનું મૂળ છે એ સિદ્ધાંત જો સાચો હોય તો આ ગ્રન્થો વામાચારને પુનર્જન્મ આપવામાં મહત્ત્વનો ફાળો નોંધાવી શકે એમ છે.

એક બાજુએ જ્યારે આપણે સત્ય, અહિંસા, પ્રેમ, દયા, ન્યાય, નીતિ, માનવતા ને દારૂનિષેધની પાછળ આપણી રાષ્ટ્રિય પ્રવૃત્તિને કેન્દ્રિત કરી રહ્યા છીએ ત્યારે આશ્ચર્ય છે કે, બીજી બાજુએ અસત્ય, ઘોર હિંસા, ચોરી, દ્વેષ, દુરાચાર, નિર્દયતા, અનીતિ અને દારૂ પી મત્ત બનવાના ઉપદેશ આપતા આવા ગ્રંથોને આવકાર આપીએ છીએ.

જે વ્યક્તિઓ આવા સાહિત્યને જાતીય કે સામાજિક વિજ્ઞાનના નામે ચલાવી લે છે તેઓ એ વીસરી જાય છે કે વિજ્ઞાન પરિણામ સૂચવે છે; ઉપદેશ નથી આપતું. માતાની

૧૬ स्वेच्छाऋतुमती शक्तिः साक्षाद् मद्य न संशयः । १६

૧૭ इदं पवित्रममृतं गृह्णीष्व भवभेषजम् । पशुपाशसमुच्छेदकारणं भैरवोदितम् ॥ १५

૧૭–૧૮ देवं स्मरन् पिबन् मद्य वेश्यां गच्छन्न दोषभाग् । १६

૧૯ भग-लिङ्गामृतप्रीतां,–भगलिङ्गक्षालनतोयतृप्तां काली तर्पयामीति । ८२ पारानन्दसूत्र

૨૦ वशीकरणमंडलमालिख्य श्मशानांगारेण प्रतिकृतिं कृत्वा, शिरायां तैः, गुह्ये तैः, पादयोः ति, करवीरपुष्पैर्भगं ताडयेत् । अनेन मंत्रेण सा वश्या भवति ॥ साधनमाला

સાથે કુકર્મ કરવાથી કેવી સંતતિ જન્મે કે કેવા ગુણ-અવગુણ વિકાસ-પામે તેનું પૃથક્કરણ વિજ્ઞાન કરી શકે પણ માતાની સાથે દુરાચાર સેવવાથી મુક્તિ મળવા જેવું અલૌકિક ફળ ભાખવું એ વિજ્ઞાનની મર્યાદાનો વિષય નથી. સ્ત્રી-પુરુષ સંયોગનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો સૂચવી વિજ્ઞાન એનાં પરિણામ દર્શાવી શકે પણ ભિન્ન ભિન્ન પ્રકારના બીભત્સ દુરાચારોમાં પરોવાવાથી તરત સિધ્ધ બની જવાય એમ વિજ્ઞાન ન કહી શકે.

ને છતાં જેઓ આને વિજ્ઞાનના નામે આવકારવા માગતા હોય તેમણે એ યાદ રાખવું ઘટે કે વાંદરાંને જેમ નીસરણી ન અપાય એમ પ્રજાના હાથમાં અનીતિનું વિજ્ઞાન પણ ન મૂકાય. જેમને એ વિજ્ઞાનનો અભ્યાસ કરવો હોય તેઓ ભોંયરાઓમાં જઇ હસ્તલિખિત પ્રતોની મદદથી એ કરી શકે છે. પણ જે ગમે ત્યાં કે ગમે તેના હાથમાં મૂકી શકાય એવા સ્વરૂપમાં આ સાહિત્યને પ્રકટ કરવું એ તો વામાચારના પુનર્જન્મની ભૂમિકા ઊભી કરવા જેવું છે.*

---

## ગ્રામદેવી

મૂળજીભાઈ પી. શાહ

સાખી ] અબોલ ઊભી હું અને, અબોલ મ્હારૂં ઉર;
વન્દન કરતાં વ્હાલથી, ઉછળ્યું ચેતનપૂર.
મ્હેં તો દીઠી'તી ખીલતે પ્રભાત રે ! ગુણિયલ ગ્રામદેવી:
કેવી સોહન્તી મીઠડી માત રે ! ગુણિયલ ગ્રામદેવી:
એના સાળુની સુંદર ભાત રે ! ગુણિયલ ગ્રામદેવી:
લીધું હાથે કમળ રળિયાત રે ! ગુણિયલ ગ્રામદેવી:

સાખી ] ઝબકે જ્યોતિ આંખથી, નીતરે તેજ અપાર;
દર્શનથી હૈયું ઠરે, સુખી થતો સંસાર.
એ તો ઊભી સરોવર માંય રે ! ગુણિયલ ગ્રામદેવી:
એને દેખીને દુઃખડાં વિલાય રે ! ગુણિયલ ગ્રામદેવી:
એ તો પ્રસારે સુખ તણી છાંય રે ! ગુણિયલ ગ્રામદેવી:
જાણે આશાનો વીંઝણો વાય રે ! ગુણિયલ ગ્રામદેવી:

સાખી ] માનવતા જગવે બધે, સંપ-શાંતિના મંત્ર;
શીખવે નિજકલ્યાણના, જીવન તંત્ર સ્વતંત્ર.
મ્હારા ગામડાના શુભને કાજે રે ! ગુણિયલ ગ્રામદેવી:
મ્હારા મનને મંદિરિયે આજ રે ! ગુણિયલ ગ્રામદેવી:
આની આશીને કરતી શું રાજ રે ! ગુણિયલ ગ્રામદેવી:
એની સેવાએ આવશે સ્વરાજ રે ! ગુણિયલ ગ્રામદેવી.



* આ લેખમાં ઉપયોગમાં લેવાયલ અવતરણો ગાયકવાડ ઓરિયન્ટલ સીરીઝનાં પ્રકાશનોને આભારી છે.

# અં......ગ......ત

અનેક ભાવનાઓ, આશાઓ ને ઉમંગો સાથે, પ્રભાતમાં વિકસતી કુસુમકલીની જેમ, 'સુવાસે' જન્મ લીધો. એની ભાવના હતી–પ્રજામાં જીવનસુવાસ રેડવાની. એને આશા હતી–પ્રજા એને હર્ષભેર વધાવી લેશે એવી. એનો ઉમંગ હતો–સાસરે સીધાવતી કોડીલી કન્યામાં હોય એમ, જીવનના થનગનાટનો.

એની ભાવના ફળી છે કે કેમ એ પ્રજાના અભિપ્રાયનો વિષય છે. પણ એ અભિપ્રાયની તારવણી કરવાનો અમને કંઇક પણ હક્ક હોય તો અમે સહેજે કહી શકીએ એમ છીએ કે, "સુવાસ"ની ભાવના ફળી છે. એણે પ્રજાને સુરુચિભર્યું ને સન્માર્ગપ્રેરક સાહિત્ય આપ્યું છે. આર્ય સંસ્કારને વિકસાવવામા એણે જીવનધર્મ જોયો છે. સાહિત્યના પરસ્પરદ્વેષી વાડાઓથી પર રહી એણે પ્રજામાં રસ અને ભક્તિનું, તેજ અને સ્વત્વનું, જ્ઞાન અને ભવ્યતાનું પ્રાણબળ સિંચવા અથાગ શ્રમ સેવ્યો છે.' આ આત્મપ્રશંસા હોય તો પણ તે સાચી વસ્તુસ્થિતિ છે;–આત્મપ્રશંસાથી આવી પડતી અનેક મુશ્કેલીઓની અવગણના કરી ઉચ્ચારેલુ સત્ય છે.

પણ 'સુવાસ'ની આશાઓ અધૂરી રહી છે. વંટોળિયાના ઝંઝાવાતમાં નાજુક વેલ પર વિકસતી કળીના જેવી એની સ્થિતિ થઇ છે. એના ઉમંગો આથમી ગયા છે, સાસરે પહોંચ્યા પછી પ્રતિદિન પોષણ કરતાં શોષણમાં પ્રગતિ સાધતી નવવધૂની જેમ એ કચરાઈ રહ્યા છે. છતાં, હજી 'સુવાસ' જીવે છે. કેમકે મરવામાં એ અધર્મ લેખે છે.

પ્રજાના મોટા વર્ગે 'સુવાસ'ને શબ્દથી વધાવી લીધુ છે. અમારે મન તો એ શબ્દો પણ કિંમતી છે પણ એની વાસ્તવિક કિંમત તો ભૂખથી મરનારને પાણીનું દાન કરવા જેવી છે. કોઇ પણ સામયિકના જીવનનો મુખ્ય આધાર એને મળતા પ્રજાના સહકાર અથવા તો આર્થિક મદદ પર રહે છે. અમે કોઈની પણ પાસે આર્થિક મદદ કોઇ દિવસે માગી નથી, માગતા પણ નથી. પ્રજાના સહકાર પરજ અમે અમારા પત્રને જીવાડવા ઇચ્છીએ છીએ. એ સહકાર પૂરતો મળી રહે એ અમારી ઝંખના છે. પ્રત્યેક વાચકને અમે, અમારી એ ઝંખનાને સિદ્ધ કરવામાં, પોતાનો યોગ્ય ફાળો નોંધાવવાની આગ્રહભરી વિનંતિ કરીએ છીએ. એ વિનંતિ સફળ થશે તો ઠીક; નિષ્ફળ જશે તો અમારૂં છેલ્લું બળ ખર્ચી નાંખી, બનશે તેટલા સમય સુધી અમારા પત્રને અમે ટકાવી રાખીશુ–આખરે વિદાય લઈશું.

અમારે કોઈ પણ પ્રસંગે વિદાય લેવી પડશે એવી તો અમને કલ્પનાએ નહોતી; હજી પણ ખરી રીતે તો નથીજ, પણ વસ્તુસ્થિતિ અમને એવી કલ્પના તરફ ખેંચી જાય છે.

'સુવાસ' ને બે વર્ષ પૂરાં થવા આવ્યાં છે. પ્રતિવર્ષે તેણે દોઢ દોઢ હજારની ખોટ વેઠી છે. શરૂઆતનાં ત્રણેક વર્ષમાં કેટલીક ખોટ ખમવાની તો અમારી ગણતરી હતી, પણ તે આટલી હદે તો નહિ જ. અમને સાહિત્યપ્રિય પ્રજા તેમજ અનેક પદવીધારકો પર વિશ્વાસ હતો. પણ સખેદ જણાવવું પડે છે કે અમારી બધી જ ગણતરીઓ ખોટી નીવડી

છે. અમારો વિશ્વાસ અસ્થાને ઠર્યો છે. અમારી કલ્પના પણ ન પહોંચેલી એટલી હદે અમારે વેઠવું પડયું છે. ને આ સ્થિતિમાં પણ, નવા રૂપરંગ સાથે ત્રીજા વર્ષમાં પ્રવેશી તે વર્ષને પણ પાર ઉતારવાની અમારી ભાવના છે.

અમે પ્રજાને વારંવાર વિનંતિ કરીએ છીએ કે, "અમારામાં કંઇ ઉણપ હોય તો સૂચવો." ઉત્તરમાં બધેથી જણાવાય છે કે, "ઘણું સુંદર છે." ને જ્યારે લવાજમ આપવાનો પ્રસંગ આવે છે ત્યારે મોટા ભાગને એ નથી રુચતું.

અમારા માસિકને ટકાવી રાખવા અમારૂં બધું જ બળ વાપરવાની અમારી તૈયારી છે. પણ એ બળને પણ મર્યાદા હોય. ને પરિણામે, અમારી બધી જ શક્તિ વપરાઇ જાય ત્યાંસુધી પણ પ્રજા 'સુવાસ' ને આર્થિક ગણતરીએ જો પોતાનું ન જ કરી લે તો છેવટે અમારે, ન છૂટકે, કદાચ વિદાય માગવી પડે. પણ એ કલ્પના ઘણી કારમી છે; ઘણી દૂરની છે. જગતમાં, અને તેમાં પણ ગુજરાતમાં તો ખાસ કરીને, કેટલાંય માસિકો જન્મીને તરત આથમી જાય છે—એ રાહ અમને પસંદ નથી. અમારે લાંબું જીવન જીવવું છે. એમાં અમે પ્રજાનો સહકાર માગીએ છીએ.

જેમને 'સુવાસ' ના નમૂનાના અંક મોકલાય છે એવા સદ્દગૃહસ્થો તરતજ ગ્રાહક બનવા સંબંધી હા–ના નો ઉત્તર આપે. ને જેમને 'સુવાસ' પસંદ હોય એવા સજ્જનો પોતે ગ્રાહક બનીને અથવા તો બીજાને બનાવીને સક્રિય સહકાર- આપે. પ્રજાને ચરણે અમારી આ બંને વિનંતિઓ છે. ને એ વિનંતિઓ પ્રત્યે અપાતા લક્ષ પર અમારા ભાવિ જીવનનો આધાર છે.

યુદ્ધના સંયોગોમાં પણ અમે અમારૂં લવાજમ વધાર્યું નથી. ઊલટું, નવા વર્ષથી નવા રૂપરંગ સાથે એકેક ફોર્મ વધારે આપવાની અમારી ગણતરી છે. આ રીતે કદ અને સામગ્રી જોતાં લવાજમના રૂ. ૩-૪-૦ કોઇને પણ વધારે ન જ લાગે. ને સામાન્ય પ્રજા પણ એટલી ફાળલ તો સહેજે પાડી શકે. એક કરોડની પ્રજામાંથી ૫૦૦ વ્યક્તિઓ પણ 'સુવાસ' ની આ આશા પ્રત્યે લક્ષ આપે તો અમે અમારા અને પ્રજાના પ્રિય માસિકને છેવટ ... ટકાવી શકીશું.



## એક જ ક્ષણ—

રમણ વ્યાસ

જીવનમાં ક્ષણ એક જ લભ્ય હો,
સરવ આયુ જ એ ક્ષણથી ભરૂં;
જીવન-સાગર દુઃખ ભર્યો જ છો—
સરવ સાગર શૂન્ય અહીં કરૂં !

# ચૂંથાતી માતાઓ

ચમનલાલ

'ભાઈની છેડતી,' 'બાલા પર અત્યાચાર', 'સ્ત્રીનું ખૂન', 'અનીતિનો અખાડો', 'શિક્ષિકા સાથે અનાચાર,' 'સ્ત્રીએ પુરુષ સામે નોંધાવેલી ભરણપોષણની ફરિયાદ,' '...દેવીએ કરેલી છૂટાછેડાની માગણી,' 'ભણેલી શોક્ય,' 'પુત્રી પર બળાત્કાર,' 'બાઈનું વેચાણ,' 'લોહીનો વેપાર,' 'ગ્યાસલેટ છાંટી બળી મરી,' 'ગર્ભહત્યા,' 'બાળકની લાશ'—હિંદમાં આજે એવું એક પણ વર્તમાનપત્ર નથી જેમાં ઉપરનાં મથાળાં નજરે ન ચડે. આ મથાળાં સ્ત્રીની ઉન્નતિનાં સૂચક છે કે પતનનાં, તે તેની સ્વતંત્રતાનાં સૂચક છે કે અરક્ષિત હાલતનાં, તે સમાજની પ્રગતિ સૂચવે છે કે પીછેહઠ, એમાં સ્ત્રી-પુરુષની એકતા કેળવાય છે કે ભિન્નતા એ સંબંધી પ્રજામાં મતભેદ હોય તો પણ સ્ત્રી કે પુરુષ બેમાંથી એકે વર્ગને આ સ્થિતિ પસંદ નથી એટલું તો ચોક્કસ છે.

સક્કરના હુલ્લડમાં ગર્ભવતી હિન્દુ સ્ત્રીઓનાં પેટ ચીરી તેમને તરફડતા ગર્ભ સાથે જીવતી બાળી દેવામાં આવી; માંડલામાં એક કેળવણી-ઈન્સ્પેક્ટરે નાની વિદ્યાર્થીની પર, તો જી. આઈ. પી.ના એક સ્ટેશન-માસ્તરે નાની મુસાફર—કન્યા પર બળાત્કાર ગુજાર્યો છે; બંગાળમાં હિન્દુ સ્ત્રીઓ પર અત્યાચાર વર્ષી રહ્યા છે; મુંબઈના એક મુસલમાને પોતાની પુત્રી પર બલાત્કાર કર્યો છે, તો એક પારસીબાવા પોતાનીજ પરિણીતાને વેશ્યા લેખી અનીતિનો અખાડો ચલાવી રહ્યા છે; ઓરિસ્સાનાં રાજ્યોમાં ગર્ભવતી સ્ત્રીઓને નગ્ન કરી એમના પર અત્યાચાર ગુજારવામાં આવ્યો; ઓન્ડામાં સોદાગરોએ સ્ત્રીઓની આબરૂ લૂંટી; અમદાવાદમાં મારવાડી યુવતીઓને ચાલાક સ્ત્રી-શિકારીઓ જાળમાં ફસાવી રહ્યા છે; કલોલમાં એક વૈષ્ણવ સસરાજી પોતાની યુવાન પુત્રવધૂને જીવનસંગાયિની બનાવવા તત્પર બન્યા છે; પ્રાંતોનાં મોટાં મોટાં શહેરોમાં જ્યાં ત્યાં અનીતિના અખાડા પર દરોડા પડી રહ્યા છે; કેટલીયે કોલેજોમાં અનિચ્છનીય વાતાવરણ જામી ગયું છે, કેટલીયે શાળાઓમાં શિક્ષિકાઓની છેડતી થાય છે—આ બધી હકીકત એટલી તાજી અને એવી કારમી છે કે તેને ભૂલી શકાય એમ નથી. વર્તમાન ઢબે કેળવાયલ પ્રજા પર આ સ્થિતિની શી અસર થતી હશે તે તો પ્રભુ જાણે પણ હિંદના સ્વતંત્ર યુગનો કોઈક સામાન્ય પુરુષ પણ સ્ત્રીની આ દશા જોઇ તરફડિયાં મારત અથવા તો અત્યાચારીને ભૂમિચાટતો કરી યશસ્વી બનત.

પૂજ્ય માતા તરીકે શોભતી સ્ત્રીની આ દશા શાને આભારી છે?—હિન્દમાં એક એવો યુગ હતો જ્યારે લાખો પુરુષો સ્ત્રીના સ્વત્વની રક્ષાને ખાતર પોતાનાં માથાં ઉતારી આપતા: એક સીતાને ખાતર રામાયણનું મહાયુદ્ધ ખેલાયું. ગુર્જરપતિ ચામુંડ એક રમણી પ્રત્યે કુદૃષ્ટિ કરવા જતાં તેની જ બહેને તેને ગુજરાતની ગાદી છોડવાની ફરજ પાડી. કર્ણ માધવપત્નીને ફસાવવા જતાં રાજપાટ ખોઇ બેઠો. પદ્મિણીના શિયળની રક્ષાને ખાતર હજારો નવયુવાનોએ પોતાનું લોહી રેડયું. એક અજાણી સ્ત્રીના રક્ષણને ખાતર લખધરજીએ

સિંધના યવનસમ્રાટ સાથે જીવસટોસટ યુદ્ધ ખેડ્યું. ને તેરજ વર્ષ પર, પોતાની દેશવાસિની રાજકુમારી પર ગુજરેલા સીતમની હકીકત સાંભળી વીર ખડ્ગબહાદુર એ સીતમગારની છાતીમાં ખંજર હુલાવી દેતાં બોલ્યો, "નેપાલી બાળા પર હાથ નાખવો એ અગ્નિ સાથેની રમત છે." પણ ઉલ્લાં કેટલાંય વર્ષોથી હિન્દુ સમાજે એવા બે-પાંચ પુરુષો પણ નથી જન્માવ્યા જેમણે અત્યાચારોની ચક્કીમાં પિસાઈ રહેલી હિન્દુ રમણીઓના બચાવમાં બલિદાન લીધું કે દીધું હોય.

સ્ત્રીના સંરક્ષણમાં જેમ પુરુષ પછાત પડી ગયો છે એમ સ્ત્રી પોતે પણ પવિત્રતાની ભાવના, સ્વરક્ષણબળ અને સમર્પણની તમન્નામાં ઢીલી પડતી આવી છે. સ્વત્વની રક્ષાને ખાતર રજપૂત-રમણીઓ હજારોની સંખ્યામાં બળી મરતી. યુદ્ધમાં જતો પતિ ચિન્તાતુર જણાતાં સેંકડો આર્યપત્નીઓ તેમના હાથમાં પોતાનાં લોહીનીતરતાં મસ્તકો મૂકી દેતી. જૈત્રસિંહ ચૌહાણની રાણી હીરાદેવી હિન્દુ સ્ત્રીની પવિત્રતાના ભક્ષકોના લોહીમાં હંમેશાં સ્નાન કરતી. પવિત્રતાની કસોટી માટે સીતા જેવી સેંકડો સતીઓએ અગ્નિમાં ઝંપલાવ્યું છે. ખોટાં કલંક મૂકાતાં જાસલ જેવી હજારો સ્ત્રીઓ હસતાં હસતાં બળી મરી છે. બુદ્ધ-સાધ્વીની આંખ પર મોહી પડેલા એક યુવકને સાધ્વીએ પોતાનાં બંને ચક્ષુ કાપી આપેલાં; પોતાના સ્તનોની પ્રશંસા કરતા યુવાનોને નગરાની ચારણીએ પોતાના બંને સ્તન ખંજરથી કાપી આપેલા. સ્વત્વની રક્ષાને ખાતર લક્ષ્મીબાઈએ રણમેદાનને રક્તરંગી બનાવ્યું. જગદીશપુરની હજારો સ્ત્રીઓએ દુશ્મનના હાથમાં પડવા કરતાં પોતાને જ હાથે ચેતાવેલી તોપોના મોઢે ઊડી જવું પસંદ કર્યું. જામ લાખાજીએ મશ્કરીમાં 'ભાભી' કહેતાં કામબાઈએ પોતાની છાતી કાપી, તેને થાળમાં ઢાંકી, તે લાખાજીને ભેટ મોકલાવેલી. પારકે હાથ ચડવા કરતાં મૃત્યુને પસંદ કરનારી કે અત્યાચારીને ચાંપી દેનારી આવી તો અનેક રમણીઓ હિંદુ ઈતિહાસના પાને પાને દેખા દે છે. ને ખડ્ગબહાદુરના યુગ સુધી પણ કેટલીક સ્ત્રીઓ ઉલ્લે ઉલ્લે પણ પોતાની વિશુદ્ધ તેજસ્વિતા બતાવી ગઈ છે:

બંગાળના રાજારામપુરમાં, એક સાંજે, કોઈક ઘરમાં, નાના સંતાન સાથે એક હિન્દુ રમણીને એકલી જોતાં જ ચાર બદમાશોએ ઘર પર ધસારો કર્યો. રમણી પોતાના સંતાનને તરત જ ઘરમાં સરકાવી દઈ કમાડ વાસવા ગઈ પણ કમાડનો આગળો ચડાવાય તે પહેલાં જ એક બદમાશે પોતાનો બંદૂકિયો બારણાંની વચ્ચે ભેરવી દીધો. ચાર બદમાશોના ધસારા છતાં રમણીએ બારણાને જોરથી દબાવી રાખ્યું. એટલામાં બંદૂકિયો ફૂટયો ને રમણીનું મૂખ લગભગ બળી ગયું. છતાં, બળતાં બળતાં પણ રમણીએ એવું જોર અજમાવ્યું કે બંદૂકિયો ઘરમાં પડ્યો, આગળો દેવાઈ ગયો ને બદમાશનાં આંગળાં બંને કમાડ વચ્ચે જ પિસાઈ રહ્યાં. એ આંગળાં તૂટી ગયા પછી જ બદમાશો ત્યાંથી પાછા ફરી શક્યા.

મોરબીમાં એક રજપૂતાણીના ઘરમાં દિવસે છૂપાઈ રહેલ ચોરે રાત્રે જ્યારે ખંજરની મદદથી રજપૂતાણીનાં ઘરેણાં કઢાવી લઈ તેના સ્વામી તરીકે ભોજન આરોગવાની ભાવના દર્શાવી ત્યારે રજપૂતાણીએ કકડતું તેલ છાંટી ચોરની આંખો તો ફોડી જ નાંખી, પણ સાપેજ પાસે લટકતી તલવારથી તેણે તેનું મસ્તક પણ ફૂળની જેમ ઉતારી લીધું.

પરઉગામની વીરાંગના રૂપાળી પર જંગલમાં જ્યારે સંખ્યાબંધ બદમાશોએ હુમલો કર્યો ત્યારે તેણે એકલીએ, માથે વર્ષતી મારની ઝડી અને શરીરમાંથી વહેતા લોહી વચ્ચે,

ગાડાના આડાથી સંખ્યાબંધ બદમાશોને પૂરા કરેલા ને બાકીનાને નસાડી મૂકેલા.

રામપુરમાં જ્યારે ધાડ પડી ત્યારે હેમલતા ગોપિનીએ વીશ વીશ બદમાશો સામે એકલે હાથે ટક્કર ઝીલેલી ને પોતાના ત્રણ ભાઈઓને શૂર ચડાવી તેણે વીશે બદમાશોને ભાલાં ભોકીભોકીને મારી હઠાવેલા.

પણ છેલ્લાં કેટલાંક વર્ષોના ગાળામાં આંગળીને વેઢે ગણાય એટલાં પણ એવાં દૃષ્ટાંત નથી જડતાં કે જેમાં હિંદુ સ્ત્રીએ સ્વત્વની રક્ષાને ખાતર જીવનનો ભોગ આપ્યો હોય કે લીધો હોય. હા, થોડાંક એવાં દૃષ્ટાંત મળી શકે કે જેમાં છેડતી કરતા વિદ્યાર્થીના ગાલ પર વિદ્યાર્થીનીએ પોતાનાં સોનેરી પટીનાં ચંપલનો ઉપયોગ કર્યો હોય–પણ એવી ચંપલલીલા પુરુષને દબાવવા કરતાં ઉત્તેજવામાં વધારે ભાગ ભજવે છે.

આ રીતે, સ્ત્રીની વિશુદ્ધિ અને એના સ્વત્વનાં મૂલ્ય, સ્વરક્ષિત કે પુરુષરક્ષિત, બંને માર્ગે ઘટી રહ્યાં છે. સ્ત્રીઓ પર ગુજરતા અનેક અમાનુષી અત્યાચારોની હકીકત બાકીનાં સ્ત્રી-પુરુષો શાંતિથી સાંભળે છે, અથવા તો ઠંડે કલેજે વાંચી લે છે. જો વધુ લાગી આવે તો તેમાંનાં કોઈક છાપામાં બે–ચાર ચર્ચાપત્રો લખે છે, અથવા તો એકાદ ભાષણ આપી દે છે. ને કાયદો તો, ગમે તેવા અમાનુષિક અત્યાચારોના વિષયમાં પણ, પોતાનો કીડીવેગ સારી રીતે જાળવી રાખે છે. ને અત્યાચારીઓ જો સૈનિકો કે સરકારી નોકરો હોય તો, ઓન્ડામાં બન્યું તેમ, તેમની ફેરબદલીથી પણ સંતોષ માનવામાં આવે છે. સ્ત્રી–શિકારીઓ આ કાયદાને, ભાષણખોરોને ને છાપાંને પી જવાની કળા સારી રીતે સાધ્ય કરી બેઠા હોય છે. તેઓ સમજતા જ હોય છે કે પરોપકારી વકીલો ને કાયદાની અનેક બારીઓ તેમને મદદકર્તા બનવાની જ છે. પરિણામે તેઓ ઠંડે કલેજે પોતાની પાશવલીલાઓ ચલાવ્યે જ રાખે છે. પણ સમાજમાં જો જીવન કરતાં સ્ત્રીના સ્વત્વની કિંમત વધારે આંકનારા યુવકો હોત; સ્ત્રી-શિકારીઓને જીવતા સળગાવી મૂકનારો ચાણક્યનો કાયદો હોત કે સ્ત્રીની રક્ષામાં પુરુષને લેવાં પડેલાં ગમે તેવાં પગલાંને વધાવી લેનાર રાજા–પ્રજા હોત તો ગમે તેવા દાનવો પણ હિન્દુ સ્ત્રી સામે આંગળી ચીંધતાં થથરી જાત.

ને વર્તમાન હિન્દુ સ્ત્રીની અવદશા માટે ઉપરનાં કારણો જેટલે અંશે જવાબદાર. એથીએ વિશેષ તો તે સ્ત્રીમાં, કેળવણીની જાળ નીચે, સ્વતંત્રતાને નામે, ખીલવવામાં આવતો સ્વૈરવિહાર જવાબદાર છે, હિન્દુ કન્યાને ગોદમાંજ અપાવા જોઈતા 'પવિત્રતા અને સમર્પણ'ના સંસ્કારનો અભાવ જવાબદાર છે. સાંકળમાંથી છૂટા પડેલો અંકોડો જેમ પોતાને સ્વતંત્ર માને, ભારામાંથી છૂટી પડેલી લાકડી જેમ પોતાને સ્વતંત્ર લેખે એમ વર્તમાન સ્ત્રીને પુરુષથી છૂટાં પડવામાં સ્વાતંત્ર્ય માનતાં શીખવવામાં આવ્યું છે. ને હિંદુ મુસ્લીમ એકમત માટે આકાશી કલ્પનાઓ સેવનારી પ્રજાને સ્ત્રી-પુરુષની દિનપ્રતિદિન તૂટતી એકતા સંબંધમાં વિચાર કરવાનો પણ અવકાશ નથી.

પિતાનો વાત્સલ્યપ્રેમ, ભાઈનો મંગલપ્રેમ, પતિનો રસપ્રેમ ને પુત્રનો ભક્તિપ્રેમ –પ્રેમના આ ચારે સુવર્ણતાંતણે સંકળાતી સ્ત્રી દેવી છે. પણ સ્વચ્છંદ કેળવી એને પિતાથી છૂટી પાડવામાં આવે છે; વારસાહક્કના ઓઠા નીચે એને ભાઇથી છૂટી પાડવામાં આવે છે; છૂટાછેડાની જાળ નીચે એને પતિથી છૂટી પાડવામાં આવે છે; સમર્પણભાવ ઘટાડી એને પુત્રથી છૂટી પાડવામાં આવે છે. [ ચાલુ ]

પોતાના કેટલાક કડવા—મીઠા અનુભવો વર્ણવવા સાથે જ રેલવેના પ્રવાસમાં મહત્ત્વની નીવડે એવી માહિતી આપી છે.

નૌકા—[ વાર્ષિક અંક ]

આર્થિક ગેરલાભના કારણે બંધ થતા દક્ષિણ હિંદના આ ગુજરાતી સાપ્તાહિકનો છેલ્લો અંક વાર્ષિક અંક તરીકે પ્રગટ થયો છે. તેમાં વિદાય માગતાં પત્રના તંત્રીએ સાહિત્ય અને પત્રોની કફોડી સ્થિતિનો ખ્યાલ કરાવ્યો છે. આ દળદાર અંકમાં પ્રગટ થયેલ સંખ્યાબંધ લેખોમાંના કેટલાક કિંમતી પણ છે. તેમાં દક્ષિણ હિંદને લગતી કેટલીક માહિતીઓ ગુજરાતી ભાષામાં તો પ્રથમ વાર જ મૂકાય છે.

जैन सिद्धांत भास्कर—[ શ્રવણબેલ્ગોલ મસ્તકાભિષેક સ્મૃતિ અંક ]

આરાથી પ્રગટ થતા આ પુરાતત્ત્વવિષયક ત્રૈમાસિકનો માર્ચ મહિનાનો અંક શ્રમણબેલ્ગોલ વિશેષાંક તરીકે પ્રગટ થયો છે. તેમાં શ્રમણબેલ્ગોલ તીર્થ, ચન્દ્રગિરિ, ગોમ્મટેશ્વરની જગનામાંકિત પ્રચંડકાય મૂર્તિ વગેરે વિષયોને લગતા અભ્યાસપૂર્ણ લેખો પ્રગટ થયા છે. ગયા મહિને એ મૂર્તિનો મસ્તકાભિષેક થયો એ પ્રસંગ જગજાહેર છે. પણ તે સ્થાન અને વિષયને લગતી સંપૂર્ણ હકીકત તો આ અંકમાં જ પ્રગટ થતી જણાય છે.

## સ્વીકાર–

પુસ્તક—બૃહત્સંગ્રહણી, રામજીનો ખજાનો, વસુનું સંગીત.

[ પરિચય હવે પછી ]

સામયિક—માનસી, માધુરી, કુસુમ, દેશી રાજ્ય, કૉંગ્રેસ ત્રૈમાસિક, બુદ્ધિ પ્રકાશ, सिद्धान्त भास्कर; પ્રસ્થાન, ગુણસુંદરી, શારદા, બાલમિત્ર, બાળક, બાલવાડી, બાલજીવન, ......, હિમ્મત, નૂતન શિક્ષણ, શિક્ષણ પત્રિકા, ગુજરાત શાળાપત્ર, પ્રૌઢ જાગૃતિ, આત્માનંદ પ્રકાશ, જૈન સત્ય પ્રકાશ, કચ્છી દશા ઓસવાલ પ્રકાશ, ગીતા, વ્યાયામ, વૈદ્યકલ્પતરુ, વેપાર ઉદ્યોગ, કમર, ક્ષત્રિયમિત્ર, અનાવિલ જગત, ખેતીવાડી વિજ્ઞાન, વિશ્વજ્યોતિ, નાગરબંધુ, त्रिलोकार, बालक, कल्याण, New book Digest, The Journal of the Indian Merchant's Chamber; દુન્દુભિ, ગાંડીવ, પ્રબુદ્ધ જૈન; પ્રજાબંધુ, ગુજરાતી, ગુજરાતી પંચ, સ્ત્રીશક્તિ, જય કચ્છ, જૈન, જૈન જ્યોતિ, राजस्थान.

પરચુરણ—વાર્ષિક રિપોર્ટઃ ઓ—બાળકોનું દવાખાનું અને પ્રસૂતિ-ગૃહ; વઢવાણ કૅમ્પ. વ્યાધિહર પ્રયોગ. રાજરત્ન પ્રો. માણિકરાવ હીરકમહોત્સવ સમારંભ અહેવાલ. એકસેસ પ્રોફીટ ટેકસ સંબંધમાં ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર (મુંબઇ)નો અભિપ્રાય તથા એ બીલના વિરોધમાં ચેમ્બરના પ્રમુખ શ્રી ચુનીલાલ મહેતાનું ભાષણ (અંગ્રેજીમાં).



**કલા-શિક્ષણ-સાહિત્ય**—બંગાળ ફીલ્મ જર્નાલીસ્ટ એસોસીએશને ૧૯૩૯ના સર્વોત્તમ ચલચિત્ર તરીકે 'આદમી'ને ને બીજે નંબરે બડીદીદી, પુકાર, તુલસીદાસ, વાલી, અધિકાર ને દુશ્મનને પસંદગી આપી છે. મુસ્લીમ કલ્ચર સોસાઇટીએ સર્વોત્તમ મુસ્લીમ ચિત્રો તરીકે પુકાર અને ગાઝી સલાઉદ્દીનને ચન્દ્રકો આપવાનું ઠેરવ્યું છે. જાણીતી અમેરિકન બાલનટી શર્લી ટેમ્પલ ત્રણ વરસ માટે સીનેમાક્ષેત્રમાંથી વિદાય લે છે. રણજીતનું અછૂત ચિત્ર મુંબઈમાં સરદાર વલ્લભભાઇને હાથે, વડોદરામાં શ્રીમંત પ્રતાપસિંહરાવના હાથે અને અમદાવાદમાં મા. માવલંકરના હાથે ખુલ્લું મૂકાય છે [ સંભવિત છે કે આ નામાંકિત વ્યક્તિઓના હાથ ચિત્રને જ 'અછૂત' બનતું અટકાવવામાં મદદકર્તા થઇ પડે ] જાણીતા નૃત્યકાર નટરાજ વશી ને જાણીતા શિક્ષણશાસ્ત્રિણી મોન્ટીસોરી ગુજરાતના પ્રવાસે શ્રી મુનશીનો વડોદરામાં સાહિત્યલક્ષી વાર્તાલાપ ને સુરતમાં એમણે ખુલ્લું મૂકેલું નર્મદનું બાવલું વડોદરામાં સંસ્કારમંડળની સ્થાપના. વાર્ષિક ૪૦૦ પાઉંડની એવી બે ર્‍હોડ્સ સ્કોલરશીપો હિંદી વિદ્યાર્થીઓને અપાશે પટણા નજીક ખોદકામમાં ૨૨૬૦ વર્ષજૂના સિક્કાઓ મળી આવ્યા છે. મુંબઇ સરકારે 'હિંદુસ્તાની' સાહિત્યને ઉત્તેજવા વાર્ષિક રૂ. ૬૦૦ની ગ્રાન્ટ મંજુર કરી છે. મદ્રાસ સરકારે શિક્ષણક્રમમાંથી 'હિંદુસ્તાની'ના ફરજિયાતપણાને દૂર કર્યું છે. ગુજરાતમાં બે અગ્રણ્ય સાપ્તાહિકો વચ્ચે ફૂલગુલાબી શબ્દયુદ્ધ ખેલાઇ રહ્યું છે રામગઢમાં ગાંધીજીના શુભ હસ્તે, કાંતણ-હરિફાઇમાં સર્વશ્રેષ્ઠ નીવડનારને, સોનાની ફૂલદાની ભેટ અપાશે. શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે મહાત્માજીને, શાંતિનિકેતનની આર્થિક જવાબદારી ઉપાડી લેવાની તેમને વિનતિ કરતો, એક પત્ર લખ્યો છે. મુંબઇમાં ઇન્ડિયન પીનલ રિફોર્મ લીગની સ્થાપના.

**સ્વદેશ**—

પટણામાં મહાસભાની કારોબારીની બેઠક તેમાં બંગાળ પ્રાન્તિક સમિતિને શિસ્તપાલન અંગે સસ્પેન્ડ કરવામાં આવે છે, અને બ્રિટનથી છૂટા પડી શકવાના હક્કની માગણી કરતો ઠરાવ પસાર થાય છે. બંગાળમાં મહાત્માજી પર ફેંકાયલ જોડો, તે માટે શ્રી. શરત બોઝ માફી ચાહે છે. મલીકન્દ ગ્રામોદ્યોગ પરિષદમાં તોફાન અને આગ લગાડવાના પ્રયાસ. ગાંધીસેવા-સંઘ રાજકારણથી નિવૃત્તિ લે છે શેગાંવને સેવાગ્રામ નામ અપાયું છે મહાત્માજી કહે છે 'હિંદી વજીરનું નિવેદન એ મહાસભા સાથે યુદ્ધની જાહેરાત છે.. ...બ્રિટિશરોની બંદુકના દોરેજ મહાસભાવાદી પ્રધાનો સત્તારૂઢ હતા.' શ્રી. સત્યમૂર્તિ કહે છે: "બ્રિટનને મહાત્મા ગાંધી કરતા સારો મિત્ર બીજો કોઈ નહિ મળે." ૨૬ મી જાન્યુઆરીના સ્વાતંત્ર્યદિને ગુજરાતમાં ૧૯૯૧ વ્યક્તિઓએ સ્વાતંત્ર્યની નવી પ્રતિજ્ઞા લીધી છે કેટલાક બ્રિટિશ વર્તમાનપત્રોની કલ્પના પ્રમાણે રામગઢ-મહાસભામાં પાર્લામેન્ટનું પ્રતિનિધિ-મંડળ આવશે - [ ક્યા પ્રકારનું નિરીક્ષણ કરવાને ? ] ઉનાવ-ગ્રામપુનર્ઘટના ક્ષેત્રમાંથી ૧૭ કાર્યકર્તાઓ રાજીનામા આપે છે. સીંધાનની સરકારનું રાજીનામું સિંધનું પ્રધાનમંડળ ઊડતાં ઊડતાં ટકી ગયું છે, તેનું સામાન્ય કોટિનું સમતોલ અંદાજપત્રક. હિંદી સરકારનું નવું બજેટ—જેમાં ખાંડ અને પેટ્રોલ પર નવા કર નંખાયા છે, રેલવેના ભાડાં વધારાયા છે. નવે વર્ષે ૯૨ કરોડ ૧૪ લાખની આવક અને ૯૨ કરોડ ૫૯ લાખના ખર્ચનો અડસટ્ટો—તેમાંથી ૫૩ કરોડ ૫૨ લાખ લશ્કરી ખર્ચ પાછળ હોમાશે પચાશ ટકાનો નવો પ્રોફીટ ટેક્સ પણ મોટેભાગે સુધારાવધારા સાથે અમલમાં મૂકાશે: [ હિંદી પ્રજાએ અમે તેવા લોખંડી ફરમાનો સામે પણ મસ્તક જ નમાવવાનું છે એની આ બધી સાબિતીઓ છે. ] હિંદી સરકાર સ્ટર્લીંગ

લોનોને નવી રૂપી-લોનોમાં ફેરવી આપશે. સિંધના વડાપ્રધાન અલ્લાહબક્ષ કહે છે: 'સક્કરના હુલ્લડની જવાબદારી મુસ્લીમ લીગની છે.' સર સિકંદર બ્રિટિશ સરકારને મદદ કરવાને જંગે મયદાનમાં ઊતરવાને તત્પર બન્યા છે. પચાસથી ઓછો પગાર મેળવતા મુંબઇના મ્યુનિસિપલ નોકરોને માસિક રૂ. ૨ નું વોર-એલાવન્સ મળશે. અમદાવાદમાં મીલ માલિકોએ લવાદી નિર્ણયને સ્વીકારી લેતાં હડતાલ અટકી ગઈ છે. મુંબઈની મીલોમાં ભયંકર હડતાલ, આગેવાનોની ધરપકડ. સંયુક્ત પ્રાન્તમાં મીલ હડતાલના ભણકારા [માનવીએ જે દિવસે યાન્ત્રિક વિજ્ઞાન સ્વીકાર્યું એ જ દિવસથી શાંતિને એણે દેશવટો દીધો છે.] રેલવે-મજૂરોએ કરેલી પગારમાં વધારાની માગણી. ગેરકાયદેસર રીતે દારૂ રાખવા માટે અમદાવાદના મીલ-એજન્ટ શેઠ ચીનુભાઈ લાલભાઇને કોર્ટે ફરમાવેલી રૂ. ૧૦૦ ના દંડની સજા. શ્રી. જયપ્રકાશની ધરપકડ. અમદાવાદ-મુંબઇ વગેરે સ્થળે ઊજવાયલ લીંબડી-દિન. ધોળપુરમાં સંગીતમાર્ગે ભારણલીલાના પરિણામે લડાઈ જામતા એકનું મૃત્યુ ને ઘોડાકને ઇજા. અમૃતસરમાં કોમી હુલ્લડ. પાલીતાણામાં આગ. સરહદની ગંભીર સ્થિતિ, દિનપ્રતિદિન વધતા અપહરણો. સરહદ સંબંધમાં મહાસભાનો અસફઅલી-અહેવાલ સરકારને દોષપાત્ર ઠેરવે છે. સક્કરમાં મોહરમના પ્રસંગે તોફાન; વડોદરામાં તે જ પ્રસંગે પોલીસ ને મીલીટરી વચ્ચે અથડામણ. મોંઘવારીના કારણે પેશાવરની પ્રજાએ મ્યુનિસિપાલિટી પર કરેલો મારો. થરપારકરમાં દુષ્કાળના કારણે માર્યા ગયેલા ચાર લાખ ઢોર. લાલા શ્યામલાલનું અવસાન.

**પરદેશ—**

મી. ચેમ્બરલેન, ચર્ચીલ, સર સેમ્યુઅલ હોર અને સાઈમનના, પોતાના રક્ષણબળનાં ગુણગાન ગાવા સાથે જ, દુશ્મનની નિર્બળતાની વિગતો જાહેર કરતા ભાષણો: [યુરોપની શાન્ત સમરભૂમિ પર હજી તો શબ્દ-યુદ્ધ જ ખેલાય છે.] હીટલર મ્યુનીચમાં ભાષણ કરતાં હિંદીઓ અને આરબોનાં દુઃખો ગાય છે: [એ પણ યુદ્ધની એક કલા છે બાકી બ્રિટન સાથે જર્મનીના લાભમાં સલાહ થઈ શકી હોત તો હીટલરને હિંદ કે પેલેસ્ટાઈન યાદ ન જ આવત.] સ્ટીમર ડોમાલા પરના હવાઈ હુમલાથી ૮૮ હિંદી ખલાસીઓ માર્યા ગયા છે. સોવિયેટ અફઘાનિસ્તાનને માર્ગે હિંદ પર આક્રમણ કરે તો અફઘાનો લડવાને તૈયાર થઇ બેઠા છે: [ભેંસ ભાગોળે, છાશ... .....] બ્રિટને અમેરિકામાં નોંધાવેલો ૨૫ કરોડ પાઉંડની લશ્કરી સામગ્રીનો ઓર્ડર, એક અબજ ડૉલરના વિમાનોની ખરીદી માટેની વાટાઘાટ: [યંત્ર વિજ્ઞાનમાં વિકાસ અને મધુરી તટસ્થતા વિના અમેરિકાને બારણે આ સુવર્ણસરિતા વહી શકત ખરી ?] સોવિયેટ પત્રોના કહેવા પ્રમાણે અમેરિકા પોતાના લાભને ખાતર યુરોપના દેશોને અંદરોઅંદર છે. બ્રિટનની ત્રીશ કરોડ પાઉંડની નવી યુદ્ધ-લોન. ફીન્લેન્ડ સંબંધી બ્રિટનના માજી યુદ્ધમંત્રીએ એક લેખ લખતાં તેનો કેટલોક ભાગ સેન્સરે કાપી નાખ્યો છે: [એ પણ વ્યક્તિસ્વાતંત્ર્યનો પ્રકાર હશે!] યુદ્ધની શરૂઆતથી ચાલુ મહિના સુધીમાં બ્રિટનને ૬૨૦૦૦૦ અને જર્મનીને ૨૭૧૦૦૦ ટનના વહાણોનું નુકસાન ગયું છે. સાનડીઆગોની કોલસાની ખાણમાં ગંભીર અકસ્માત થતા ૪૦૦ માણસો દટાઇ ગયા છે. પેલેસ્ટાઇનમાં અશાંતિ અને કેટલાક નગરોમાં કર્ફ્યુ ઓર્ડર. દિનપ્રતિદિન ભયંકર બનતું રૂસો-ફીનીશ યુદ્ધ. ઉત્તરે સમાધાની નોર્વેજિયન સમુદ્રમાં જર્મન યુદ્ધનૌકા 'આલ્ટમાર્ક' ને અટકાવી ને પરથી અંગ્રેજ-કેદીઓને હથિયારના ઉપયોગપૂર્વક ઉતારી લેવાના બ્રિટનના પગલાએ જગતના રાજદ્વારી મંડળોમાં જમાવેલી ચકચાર. ઇટલી અને બ્રિટન વચ્ચે વ્યાપારી ચકમક. એક લાખ ટન જેટલો જર્મન કોલસો લઈ જતી ૧૬ ઇટાલિયન સ્ટીમરોને બ્રિટને પરહેજ કરી છે. જર્મન પરદેશમંત્રી રીબેનટ્રોપ મુસોલિનીની મુલાકાતે. અમેરિકન એલચી સુમ્નેર વેલ્સ રોમ, બર્લીન, પેરીસ થઇ લંડન જઈ પહોંચ્યા. પ્રે. રૂઝવેલ્ટના યુરોપીય શાંતિ માટેના કહેવાતા પ્રયાસ. અમેરિકન યુદ્ધમંત્રી તટસ્થતાની જાહેરાત કરે છે. રૂઝવેલ્ટ ત્રીજી વાર પ્રમુખપદની ઉમેદવારી કરશે. તેમના પુત્રવધુએ લીધેલા છૂટાછેડા. યુદ્ધ માટે સ્કેન્ડીનેવિયન રાષ્ટ્રોને અમેરિકા કરોડો ડોલરની લોન ધીરે છે: [હૈયે રાખો, ધીરનાર બેઠા છીએ!] અમેરિકા અને જાપાન વચ્ચે તંગ બનતો મામલો. ચીનમાં સ્થપાનારી નવી સરકાર. જર્મનીએ ઇજીપ્ત સામે યુદ્ધ જાહેર કર્યું. ગેબેલ્સે લલકારેલી અભિનવ સંસ્કૃતિની મીઠી મીઠી વાતો. જર્મન વિમાનોએ પેરિસ પર મારેલો ચકરાવો. પશ્ચિમ સમરાંગણ પર જામેલું ભયંકર યુદ્ધ.

# અનુક્રમણિકા

પુ. ૨ ચૈત્ર : ૧૯૯૬ અંક ૧૨


| | | | |
|---|---|---|---|
| ૧ | બળ ... ... | ઘ. ... ... | ... ૫૩૯ |
| ૨ | ગીત વિરાટનું-[ કાવ્ય ] | પ્રહ્લાદ શુક્લ ... | ... ૫૪૦ |
| ૩ | રાષ્ટ્રલિપિ તરીકે—બ્રાહ્મીનો પુનરોદ્ધાર... | અમૃતલાલ વ. પડયા... | ... ૫૪૧ |
| ૪ | એક વાત [ કાવ્ય ] ... | રમણ વ્યાસ ... | ... ૫૪૪ |
| ૫ | આશા [ વાર્તા ] ... | પ્રેમજી દુર્લભજી કારાણી ... | ... ૫૪૫ |
| ૬ | ગુજરાતી સાહિત્યનો પ્રવાહ | સ્વયંજ્યોતિ... ... | ... ૫૪૭ |
| ૭ | પ્રતિકાવ્યો ... | નીતમ ... | ... ૫૪૮ |
| ૮ | રમકડાં [ કાવ્ય ] ... | જેઠાલાલ ત્રિવેદી ... | ... ૫૫૧ |
| ૯ | જીવન ઝરણું | પ્રમા ... | ... ૫૫૨ |
| ૧૦ | બેન્ક... ... ... | નર્મદાશંકર હ. વ્યાસ ... | ... ૫૫૬ |
| ૧૧ | સ્વપ્ન-માધુરી [ વાર્તા ] | ચુનીલાલ વર્ધમાન શાહ ... | ... ૫૫૯ |
| ૧૨ | ચૂંથાતી માતાઓ ... | ચમનલાલ ... | ... ૫૬૩ |
| ૧૩ | મહાવીર ... ... | નરસિંહ ... | ... ૫૬૯ |
| ૧૪ | સ્થાનપલટો [ કાવ્ય ] ... | પ્રહ્લાદ શુક્લ ... | ... ૫૭૩ |
| ૧૫ | ચલ-ચિત્ર ... ... | વિદ્યાર્થી ... | ... ૫૭૪ |
| ૧૬ | કવિતા [ કાવ્ય ] ... | નીતમ ... | ... ૫૭૭ |
| ૧૭ | ગ્રન્થ-પરિચય... | ... | ... ૫૭૮ |
| ૧૮ | છૂટાં ફૂલ ... | ... | ... ૫૮૧ |
| ૧૯ | તારા—તણખા | ... | ... ૫૮૫ |


## લવાજમ

અંકો અને ભેટના ટપાલખર્ચ સાથે—

| હિંદ— | બર્મા— | પરદેશ— |
|---|---|---|
| ૩-૪-૦ | ૩-૮-૦ | શિલિંગ ૬ |

## જાહેર-ખબરના ભાવ

| | ૬ માસ | ૩ માસ | ૧ માસ | કવર પેજ નં. ૩ | દોઢો ભાવ |
|---|---|---|---|---|---|
| ૧ પાનું | ૪૦ | ૨૧ | ૮ | કવર પેજ નં. ૪ | બમણો ભાવ |
| ½ ,, | ૨૭ | ૧૪ | ૫ | એક કલર | ઉપર પ્રમાણે |
| ¼ ,, | ૧૬ | ૮॥ | ૩ | બે કલર | ૨૫% વધારે |

જાહેર-ખબર ફેરવામણી દરેક વખતના ૧૨½% વધારે.

મુદ્રક અને પ્રકાશક મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ.
મુદ્રણ અને પ્રકાશનસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ. ૧૭-૪-૪૦

'સુવાસ' મફત મેળવવું છે?—

<u>નીચેનું લખાણ ધ્યાનપૂર્વક વાંચી જાઓ</u>

# નિયમો

# સૂચના

# યોજના

# વિનંતિ

આ વર્ષના અંકથી 'સુવાસ' તેના ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે તેની મહેચ્છાઓ ભવ્ય ને ઉંડી છે ગમે તેવા આર્થિક સંયોગોમાં પણ ત્રીજું વર્ષ તો યશપૂર્વક પાર ઉતારવાનો જ તેણે નિરધાર કર્યો છે એ વર્ષ દરમ્યાન રૂપ, રંગ કલા ને સાહિત્યસામગ્રીમાં દિનપ્રતિદિન પ્રગતિ જણાશે એક વર્ષના એ ગાળામાં 'સુવાસ' ના લેખકો મિત્રો, શુભેચ્છકો ને ગ્રાહકો 'સુવાસ' ને પોતાનું જ પત્ર ગણી તેને આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર બનાવી દેવામાં પોતપોતાનો ફાળો નોંધાવશે એવી આશા રાખીએ છીએ

'સુવાસ' દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે નિયમિત પ્રગટ થાય છે

ગમે તે મહિનાથી 'સુવાસ' ના ગ્રાહક બની શકાય છે

'સુવાસ' નો નમૂનાનો અંક, પત્ર લખી જણાવનારને વિનામૂલ્ય મોકલવામાં આવે છે

'ગ્રાહક અને 'સુવાસ' ને સહાયક બનવા ઇચ્છનાર પ્રચારકમિત્ર—બનેને લાભદાયી નીવડી શકે એવી અમે એક કુપન—યોજના ઘડી છે

આઠ આનાની કિંમતની એક એવી છ કુપનો ખરીદનારને 'સુવાસ' ની એક નકલ આખા વર્ષ સુધી વિના લવાજમે મોકલાશે, એવી અગ્યાર કુપનો ખરીદનારને બે નકલ પંદર ખરીદનારને ત્રણ નકલ ને વીશ ખરીદનારને ચાર નકલ એ પ્રમાણે ક્રમ રહેશે આવી કુપનો ખરીદનારાઓ તે કુપનોનું વેચાણ કરી તેના નાણાં પોતાની માલિકીના ગણી શકશે, જ્યારે એવી એક કુપન ખરીદી લઈ ગ્રાહક બનનારને 'સુવાસ' રૂ ૨–૮–૦ પોતાના તરફથી ભરવાથી આપવામાં આવશે આમ કુપન ખરીદી ગ્રાહક બનનારને આઠ આના કુપનના—અઢી રૂપિયા=૩ મા 'સુવાસ' પરવડશે [ ને સામાન્ય રીતે તો લવાજમ રૂ ૩–૦–૦+૦–૪ ૦ પોસ્ટેજ ૬ મળી રૂ ૩–૪–૦ લેવાય છે ] જ્યારે કુપન વેચનારને એવી છ કુપનો વેચવાથી 'સુવાસ' તદ્દન મફત પરવડશે

'સુવાસ'માં પ્રગટ થતા દરેક લેખના લેખકને, જો પુરસ્કાર સ્વીકારવાની તેમની ઇચ્છા હશે તો, પાના દીઠ આઠ આનાથી એક રૂપિયા સુધી પુરસ્કાર અપાશે. આવો પુરસ્કાર મેળવવા માટે લેખકે 'સુવાસ'ના 'લેખક મંડળ'માં જોડાવું જોઇએ. એ મંડળમાં જોડાવાથી લેખકો ભેટ, પ્રતિનિધિત્વ, પુસ્તક પ્રકાશન વગેરે અનેક લાભો મેળવી શકે છે. 'મંડળ'માં જોડાવા માટે 'સુવાસ' પર એક સર્વાંગસુંદર લેખ જ મોકલવાનો રહે છે.

દરેક વિષયના લેખને આ માસિકમાં સ્થાન અપાય છે, પણ તેમાં તલસ્પર્શતા, ભાષાશુદ્ધિ અને કલા એ અનિવાર્ય અંગો છે. અભ્યાસપૂર્ણ છતાં સર્વગ્રાહ્ય, સુવાચ્ય ને સરળ લેખોને પ્રથમ પસંદગી મળશે. જોડણી સંબંધમાં વિદ્યાપીઠના કોશને અનુસરવું.

સ્વીકાર્ય લેખોની 'સુવાસ'ના તરતના અંકમાં પહોંચ અપાય છે. બાકીના લેખો, સાથે ટપાલ ખર્ચ મોકલાવેલ હોય તો, તેજ મુદ્દતમાં પાછા મોકલાય છે. દરેક લેખકને તેમના પ્રગટ થતા લેખની પાંચ નકલો ને 'સુવાસ'ના ચાલુ અંક મોકલાય છે.

''સુવાસ'ને એક યા બીજી રીતે સહાયક બનવા ઇચ્છતા 'મિત્રમંડળ' કે 'વાચકમંડળ'ના સભ્યોને ભેટ તેમજ આકર્ષક ઇનામો અપાય છે. એક કે એકથી વધુ ગ્રાહકો બનાવી મોકલનાર વ્યક્તિ 'સુવાસ'ના મિત્રમંડળમાં જોડાઈ શકે છે ને ભેટ તથા ઇનામોનો લાભ મેળવી શકે છે. 'સુવાસ'ના લેખકો, ગ્રાહકો કે મિત્રો પ્રગટ થયેલા તરતના અંકો પર દર ત્રણ મહિને પોતાનો અભિપ્રાય કે સૂચનો મોકલાવી 'વાચકમંડળ'માં જોડાઈ શકે છે ને રોકડ ઇનામો પર પોતાનો હક નોંધાવી શકે છે.

'પ્રાચીન ભારતવર્ષ' કે 'Ancient India'ના ગ્રાહક બનનારને 'સુવાસ' એક વર્ષ માટે અર્ધી કિંમતે ૧-૮-૦ + ૦-૪-૦ પોસ્ટેજના મળી ૧-૧૨-૦માં આપવામાં આવશે.



# કેટલાક અભિપ્રાયો

'સુવાસે' પોતાની ઉચ્ચ કોટિ હજીસુધી સાચવી રાખી છે. તેના અગ્રલેખો ખરેખર ચિંતનશીલ અને કાવ્યતત્ત્વથી ભરેલા હોય છે.

—રમણલાલ વસંતલાલ દેસાઈ

લેખો એકંદરે સારા …… અભ્યાસપૂર્વક લખાયલા છે.

—અરદેશર ફરામજી ખબરદાર

ઇચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

—ગુજરાતી

ગુજરાતને એક સારૂં માસિક મળ્યું હોવાનો સંતોષ થાય છે.

—જન્મભૂમિ

એ વિશિષ્ટ પ્રકારનું સ્થાન સાહિત્ય-જગતમાં મેળવશે એવી આશા બંધાય છે.

—યુવક

આ નવો ફાલ અન્ય સામયિકો જેમ ખાલી નજર કરી ફેંકી દેવા જેવો નથી. 'યથા નામા તથા ગુણા'ની જેમ ખાસ વાંચવા જેવુ છે. … લેખોની શૈલિ ઉત્તમ કલાપૂર્વક ગૂંથી છે. ખાસ મહત્ત્વતા ભાષાશુદ્ધિ અને જોડણીને આપેલી છે.

—ખેતીવાડી વિજ્ઞાન

'સુવાસ'નું ધોરણ આમ વધુ વ્યાપક બનતું જાય છે તે જોઈ આનંદ થાય છે … તેના સંચાલકોને ધન્યવાદ છે. …… આ પદ્ધતિનો બધાં સામયિકોવાળા સ્વીકાર કરે તો ! અત્યારે કચરાની ટોપલીમાં નાખવા જેવું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે, તે ન જ થવા પામે.

—ગુજરાતી

તેમાં પીરસાયલી વિવિધજાતની વાનગીઓ સાહિત્ય-પ્રેમીઓને સારો ખોરાક પૂરો પાડે છે.

—ક્ષત્રિય મિત્ર

સામગ્રી સંતોષપ્રદ છે.

—પુસ્તકાલય

વિદ્વતાભરેલા લેખો, વિચારણીય સાહિત્યસામગ્રીથી આ માસિક વડોદરાના બંધ પડેલા સાહિત્ય માસિકની ખોટ પૂરશે એવી આશા બંધાય છે.

—બાળક

જીવન, કલા, સાહિત્ય વગેરે વિષયો પરના લેખોથી ભરપૂર છે.

—પ્રયાગવિજય

'સુવાસ' એના નામ પ્રમાણે સુવાસિત છે.

—તંત્રી – દેશીરાજ્ય

'સુવાસ'ના કેટલાક અગ્રલેખોમાં જળવાયલ રસ, તત્ત્વજ્ઞાન અને કવિતાત્મક ગદ્યનો સંયોગ ટાગોર સિવાય ક્યાંય નથી અનુભવ્યો.

—જ. મ. પરીખ

'સુવાસ'ના કેટલાક વિષયોની ભાષા એટલી તો હૃદયંગમ છે, કે ગુજરાતી ભાષાના કોઈપણ સાહિત્યરસિકને અનેક વખત વાંચ્યા છતાં ફરીવાર તેના વાંચનની તૃષા જ લાગી રહે.

—મિત્રપ્રિય



अज्ञानतिमिरान्धानां ज्ञानांजनशलाकया ।
नेत्रमुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

પુસ્તક ૨ જું ]　　વિ. સં. ૧૯૯૬ : ચૈત્ર　　[ અંક ૧૨

# બળ

ચ.

આત્મા, બુદ્ધિ અને શરીર–ત્રણ તત્ત્વોના સંયોગથી જીવન ઘડાય છે. જળપાત્રમાં પડતા સૂર્યના પ્રતિબિંબ સમુ એવું સ્વરૂપ છે. તેમાં, આત્મા સૂર્ય સમો છે, બુદ્ધિ જળ સમાન છે, શરીર પાત્ર સરખું છે.

આત્માનું સ્વરૂપ જળપાત્રના સૂર્યની જેમ અમર, અલૌકિક ને તેજના અંબાર વર્ષાવતું છે. સૂર્યને કોઇક પ્રસંગે વાદળ ઢાંકી દે એમ આત્માના તેજને કો'ક પ્રસંગે ભાગ્ય છાવરી દે છે, છતાં જલપાત્રમાં પ્રતિબિંબની મોહકતા જેમ જળની નિર્મળતા ને પાત્રની સુંદરતા પર આધાર રાખે છે એમ જીવનમાં આત્માનું પ્રતિબિંબ મુખ્યત્વે શરીરની પ્રભુતા અને બુદ્ધિની તેજસ્વિતા પર આધાર રાખે છે

આત્માને જેમ ચૈતન્યના નામે, એમ બુદ્ધિ અને શરીરની પ્રભુતાને બળના નામે ઓળખાવવામાં આવે છે. એ બળ જો કાચું કે નિસ્તેજ હોય તો તેમાં આત્મા નથી પ્રકાશી શકતો. ને પરિણામે જ આર્ય ઋષિવરોએ ગાયું છે કે–नायमात्मा बलहीनेन लभ्यः ।

બળ જગતના સંચાલનની ચાવી છે. સર્જન, વિકાસ ને લય–ત્રણ સ્વરૂપે ખેલતી કુદરતે એ ત્રણેની સિદ્ધિના મૂળમાં બળ યોજ્યું છે. શારીરિક સર્જન શરીરબળ–વીર્યને આભારી છે; તાત્ત્વિક સર્જન બુદ્ધિબળને આભારી છે. વિકાસ શારીરિક કે બૌદ્ધિક બળથી સંભવે છે. લય તો સ્વાભાવિક પણે જ બળને આધીન છે.

બળ ત્રણ સ્વરૂપે વિકાસ સાધે છે–સાત્ત્વિક, રાજસ અને તામસ.

દુષ્ટોના નાશને ખાતર શાંતિથી પોતાનાં હાડકાં ખેંચી આપનાર દધીચિ; સેંકડોને સંહારવાનું બળ છતાં હસતાં હસતાં ઝેરી નાગના ડંખ સહતા મહાવીર; માતા પ્રત્યે સ્નેહની

અભીધારાઓ વર્ષતી છતાં ફરજને વશ બની શાંતિથી એજ માતાનું મસ્તક ઉતારી લેતા પરશુરામ; વિશ્વામિત્રને વિદારી નાંખવાની શકિત છતાં કેવળ હાથ ઊંચો કરી એનાં હિંસક શસ્ત્રોને જ ઠારી નાંખતા વશિષ્ઠ; ચક્રવર્તી ભરતને કચરી નાંખવાને ઉપાડેલ મુષ્ટિથી પોતાનું જ મસ્તક મૂંડતા બાહુબલિ-આ બધા સત્ત્વબળના નમૂના છે.

પિતાનું વૈર વાળવા ક્ષત્રિય માત્રને સંહારતા આજાનબાહુ પરશુરામ; પ્રસંગે પ્રસંગે ધર્મયુદ્ધ ખેલતા રાજવીઓ; નવું સ્વર્ગ વસાવતા રાજર્ષિ વિશ્વામિત્ર; સાધ્વીની શિયળ-રક્ષામાં અવંતીપતિને ઉખેડી નાંખતા મુનિવર કાલિકાચાર્ય; તરવારની ધારથી રમતી રાણી લક્ષ્મીબાઈ —આ રજસબળના નમૂના છે.

સગરપુત્રોને કોપથી ભસ્મ કરતા મુનિ કપિલ; પ્રસંગે પ્રસંગે શ્રાપ આપતા દુર્વાસા; લોભને ખાતર પ્રજાઓને સંહારતા માંધાતાઓ; શોષણની ચક્કીમાં લાખ્ખોના દેહને પીસતા ને આત્માને રગદોળતા સામ્રાજ્યસ્થંભો—આ તમસબળના નમૂના છે.

બળના ઉપર્યુક્ત ત્રણે પ્રકારમાં સત્ત્વબળ સર્વોત્તમ છે. કેમકે એમાં વ્યક્તિદ્વેષ નથી, સ્વરક્ષણ કરવા સાથે જ વાતાવરણમાં પ્રભુતા પાથરવાનું એમાં સામર્થ્ય રહે છે એનું સ્વરૂપ સુવર્ણના પાત્રમાં ભરેલા અમૃત સરખું છે. તેમાં આત્મા પોતાનું અદ્ભુત પ્રતિબિંબ પાથરી શકે છે એટલું જ નહિ, જે કોઈ એ અમૃત ચાખે તેને પણ તે અમર બનાવે છે.

સત્ત્વબળના અભાવમાં રજસબળ ઠીક છે. તેમાં દ્વેષની સંભવિતતા છતાં તે સ્વરક્ષણ કરી શકે છે, નિર્દોષ અને નિર્બળોને બચાવી શકે છે; સત્ત્વશીલોના સંસર્ગમાં આવી તે સત્ત્વ માર્ગે પણ વળી શકે છે. તેનું સ્વરૂપ ત્રાંબાના પાત્રમાં ભરેલા સામાન્ય જળ સમું છે.

સત્ત્વબળ કે રજસબળના અભાવમાં તમસબળ ન છૂટકે ચલાવી લેવા જેવું છે. તેનામાં દ્વેષ અને આક્રમણવૃત્તિ વિશેષ છતાં સત્ત્વશીલોનો સંસર્ગ એને સ્પર્શી શકે છે. તેનું સ્વરૂપ લોખંડના પાત્રમાં ભરેલા ગંદા પાણી સરખું છે. પણ સત્ત્વશીલના સંસર્ગથી પાણીમાંની ગંદકી દૂર થઈ શકે છે; લોખંડનું સુવર્ણ પણ બની શકે છે.

પણ જ્યાં ઉપરનાં ત્રણમાંથી એક પણ પ્રકારનું બળ નથી એની સ્થિતિ કારમી છે. નિર્બળતા એનામાં અસંતોષ ને ઇર્ષા, ઘમંડ ને અસત્ય કેળવે છે. તેની સ્થિતિ માટીના કાચા પાત્રમાં ભરેલા જળ જેવી છે. જળ ગમે તેટલું શુદ્ધ હોય તોપણ માટીથી ડહોળાઇ જવાનું છે; પાત્ર ગમે તેની અડફેટે ચડી ફૂટી જવાનું છે, આત્માનું પ્રતિબિંબ ત્યાં અસંભવિત રહેવાનું છે.

---

# ગીત વિરાટનું—

પ્રભુલાલ શુક્લ

[ અનુષ્ટુપ ]

વારિધિ અંતરે જેમ ફૂટે સ્મિત પ્રભાતનું,
માનવ-પ્રાણમાં એમ જાગો ગીત વિરાટનું.

# રાષ્ટ્રલિપિ તરીકે બ્રાહ્મીનો પુનરોદ્ધાર

અમૃતલાલ વ. પંડ્યા

ઇતિહાસ એટલે પાછલો અનુભવ. એ પોકારી પોકારીને કહે છે કે ભૂતકાળમાં અમુક સમાજને માટે એક કે વધુ વ્યક્તિઓ કદી ભાષા કે લિપિ ઘડી શકી નથી. સમસ્ત જગત તથા યુરોપને માટે એવા ઘણા પ્રયાસો થયા છે પણ તે બધા નિષ્ફળતાને જ વર્યા છે. ઍસ્પરેન્ટો ભાષા અને ફેનેટીક્સ લિપિ એના તાજા દાખલાઓ છે.

આમ બનવાનું કારણ શું? મનુષ્યની ચેતનશક્તિને બાહ્ય જગતના સંસર્ગમાં રાખનાર એક માત્ર માધ્યમ medium તે ભાષા છે; અને લિપિ એ તેનું એક વાહન છે. સંસારની બીજી બધી વસ્તુઓ કરતાં ભાષા એ મનુષ્યની સૌથી નજીકની વસ્તુ છે; આ પછીની વસ્તુ લિપિ ગણાય; એથી, સ્વાભાવિક રીતે, આ બંનેનો પાયો માનવસ્વભાવમાં એટલો ઊંડો પેસી ગએલો હોય છે કે કોઇ પણ બાહ્ય પ્રયાસ તેને થોડા સમયમાં હચમચાવી શકતો નથી; ઉખેડવાની વાત તો દૂર રહી.

ભાષા અને લિપિ દેશ-કાળ પ્રમાણે ક્રમિક પ્રગતિ સાધતાં આવ્યાં છે. વ્યક્તિગત પ્રયાસો કે ક્રાંતિ બીજી બાબતોમાં ફાવી શકે પણ ભાષા અને લિપિની બાબતમાં એ ફાવી શકતાં નથી, એમ પાછલા અનુભવ ઉપરથી જણાય છે. ભાષા તથા લિપિના પરિવર્તનનો વિષય સામાજિક માનસશાસ્ત્ર સાથે સંબંધિત છે; એટલે પ્રચાર વડે એમાં સાફલ્ય મેળવી શકાય તેમ નથી.

ભારતવર્ષને આંગણે, ઇતિહાસની ગતિવિધિઓ તેમજ સામાજિક માનસશાસ્ત્રના તેમના અજ્ઞાને થોડીક વ્યક્તિઓને ૪૦ કરોડની હિંદી પ્રજા માટે એક રાષ્ટ્રભાષા તથા રાષ્ટ્રલિપિ રચી કાઢવા પ્રેરી છે. તેમને મન પ્રચારકાર્યથી બધું સાધી શકાય એટલે આ હેતુને પાર પાડવા પણ એ જ કાર્યપદ્ધતિને અનુસરવામાં આવી છે. રાષ્ટ્રભાષાના પ્રશ્ન ઉપર 'સુવાસ'ના એકવીસમા અંકમાં ચર્ચા થઈ ચૂકી છે. આજે રાષ્ટ્રલિપિના પ્રશ્ન પરત્વે વિચાર ચલાવવાનો છે.

શરૂઆતમાં જુદી જુદી માનવજાતિઓએ પોતાના વિચારોને વહેતા કરવા માટે ચિત્રલિપિઓ ઉપજાવી કાઢી હતી. ચીનના લોકો આજે પણ ચિત્રલિપિનો જ ઉપયોગ કરે છે. ભાષાઓના વિકાસ સાથે તેમની લિપિઓનો પણ વિકાસ થતો ગયો ને અંતે ચિત્રલિપિઓના અંકુરમાંથી ઊગેલા વૃક્ષમાં અનેક લિપિઓની ડાળીઓ ફૂટી નીકળી.

હિંદમાં પણ પ્રારંભમાં એક પ્રકારની ચિત્રલિપિ વપરાતી હતી. સિંધુ સંસ્કૃતિના અવશેષોમાં એના લેખો ઉપલબ્ધ થયા છે. આ હિંદી ચિત્રલિપિમાંથી બે વર્ણમાળા –Phonetic લિપિઓ નીકળેલી હોવાનાં પ્રમાણો મળી આવ્યાં છે: *

---

+ "The Brahmi, Sabaean, a portion of the Cypriote and a portion of the Phoenician Scripts are derived from Proto-Indian script of Mohenjodaro, due to commercial intercourse by sea via the Arabian Sea, the Red sea and the Mediterranean. It is possible that the Indians had monopoly of seafaring as far as the Gulf of Suez."

The Script of Harappa and Mahenjodaro, by Dr. Hunter. p. 22.

૧. હિન્દુસ્તાનની બ્રાહ્મી લિપિ.

૨. અરબસ્તાનની સેબીઅન લિપિ.

આ પ્રમાણે હિન્દ અને અરબસ્તાનની મૂળ વર્ણમાળા–લિપિઓ એક માતાને પેટે અવતરેલી બહેનો સાબિત થાય છે. બ્રાહ્મીમાંથી હિન્દની બધી આધુનિક લિપિઓ ઉદ્ભવી છે. તેવીજ રીતે સેબીઅનમાંથી અરબી, ને અરબીમાંથી ફારસી તથા ઉર્દુનો જન્મ થયો છે. આ પ્રમાણે ઉર્દુ તથા બાળબોધ લિપિઓ એકજ વંશવેલામાંથી ઊતરી આવી છે. આપણે એમને જુદી જુદી લેખીએ છીએ એનું કારણ આપણું અજ્ઞાન છે.

અરબસ્તાન અને હિંદ વચ્ચે પ્રાચીન કાળથી જ ઘાડો વ્યવહારિક સંબંધ ચાલ્યો આવે છે. એથી આ બંને દેશો એક બીજા પાસેથી ઘણું શીખ્યા છે. આંકડા અરબીમાં હિંદસા કહેવાય છે કારણ કે આરબો એ હિંદીઓ પાસેથી શીખ્યા હતા. લિપિ વિષે પણ તેમજ બન્યું છે. હિંદીઓએ આરબો પાસેથી ખગોળ, વૈદક વગેરેને લગતું ઘણું જ્ઞાન મેળવેલું છે. બંને દેશો વચ્ચે જ્ઞાન–વિજ્ઞાનની આ આપ-લેનો ઇતિહાસ બૌદ્ધકાળની પણ પૂર્વેનો છે.

બૌદ્ધકાળમાં આખા હિંદની રાષ્ટ્રલિપિ બ્રાહ્મી હતી. આજ પણ આખા હિંદના પ્રાંતેપ્રાંતમાં વિસ્તરી રહેલા અશોકના શિલાલેખો આ વાતની સાક્ષી પૂરી રહ્યા છે. આ પછી બ્રાહ્મીના ઉત્તરી તથા દક્ષિણી એવા બે ફાંટા પડી ગયા. દક્ષિણ હિંદવાસીઓ તાડપત્રો ઉપર શાહી–કલમને બદલે ખીલાની અણીથી કોરીને લખતા. એમાં સીધી લીટીઓ દોરતાં તાડપત્રો ફાટી જાય નહિ એથી બ્રાહ્મી અક્ષરોના ખૂણાઓને તેઓ ગોળ આકાર આપવા લાગ્યા. આમ દક્ષિણની લિપિઓ ઉત્તર કરતાં અક્ષરાકૃતિઓમાં જુદી પડી ગઈ.

ઉત્તરહિંદમાં ગુપ્તોના કાળમાં બ્રાહ્મીના અક્ષરોને સુરેખતા આપવા તેમને માથે લેખકો લીટીઓ દોરવા લાગ્યા. આમ કુટિલા લિપિ અને તેમાંથી પછી નાગરી લિપિ ઉત્પન્ન થઈ; અને બ્રાહ્મી, બે હજાર વર્ષના ગાળામાં, હાલની બાળબોધ, ગુજરાતી, ગુરુમુખી, બંગાળી વગેરે અનેક લિપિઓમાં વ્હેંચાઇ ગઈ.

કોઈ પણ પ્રાંત દેખીતી રીતે પોતાની યુગજૂની લિપિને અમુક એકપક્ષી હેતુને ખાતર થોડીક વ્યક્તિઓના કહેવાથી મૂકી શકે નહિ. સામાજિક માનસશાસ્ત્રના અભ્યાસીઓ જ આ વાતને બરાબર સમજી શકે છે. રાષ્ટ્રલિપિના પ્રચાર માટે હિંદમાં જે પ્રયાસો ચાલી રહ્યા છે તેમાં વર્ધાની લિપિ–સમિતિનો પ્રયાસ ખાસ ઉલ્લેખનીય છે. એના પ્રયોજક પોતાના શિષ્યો ઉપરના તેમના પ્રભાવને લઈ ગુજરાતનાં થોડાંક સામયિકો પાસે પોતે યોજેલી લિપિમાંજ પોતાના લેખો છપાવે છે. એથી આ લિપિના પ્રચારને વેગ મળશે એમ તેઓ માનતા લાગે છે. પણ હિંદના કોઈ બીજા પ્રાંત પાસે તેઓ તેમ કરાવી શક્યા નથી. પ્રજાની મંજુરી વગર મનગમતી લિપિમાં પોતાના લેખો છપાવવા એ પ્રજા તથા સાહિત્ય બંને માથે અન્યાય કરવા સમાન છે. પણ અહીં ભાવ પૂછનાર છે જ કોણ ? એટલે સહુ પોતપોતાની મરજી પ્રમાણે વર્તે છે. આવતી કાલે ગુજરાતી સાહિત્યના બીજા મહારથીઓ પણ પોતાની મનગમતી લિપિઓમાં પોતાના લેખો પત્રો પાસે છપાવવાનો આગ્રહ રાખે એ શક્ય છે; કારણ કે દાખલો બેસી ગયો છે. ખૂબી તો એ છે કે આ લિપિના અક્ષરોની આકૃતિઓનું એના પ્રયોજક હજી પોરણ નક્કી નથી કરી શક્યા. શરૂઆતમાં 'પ્રસ્થાન' વગેરેમાં એમના લેખો જે લિપિમાં છપાતા તેના કરતાં હાલના લેખોની લિપિના થોડાક અક્ષરોનો આકારપલટો થયો છે.

ચાલીશ કરોડ માનવીઓ માટે રચાએલી આ લિપિના અક્ષરોને જોતાંવેત એમ લાગે છે કે અમુક અક્ષરો ગુજરાતીના ને અમુક બાળબોધના લઈ, જાણે કે બે વિરુદ્ધ પક્ષોને સમજુતી ઉપર લાવવાને ધોરણે, એક વર્ણસંકર લિપિ ઉપજાવી કાઢવામાં આવી છે ને તેમાં કોણ જાણે શા હેતુથી ઠ, લ, ણ અને ષ અક્ષરોને મરજી મુજબની વિચિત્ર અને અશાસ્ત્રીય આકૃતિઓ આપી દીધી છે, જે સુરેખતા, મરોડ કે બીજી કોઈપણ દૃષ્ટિએ તદ્દન અવહેવારૂ ને નિરર્થક લાગે છે. આ લિપિને જોઇ કોઈપણ લિપિશાસ્ત્રીને એમ લાગ્યા વગર નથી રહેતું કે આને ઉપજાવનારને હિંદી લિપિઓના ક્રમવિકાસનું જરા પણ જ્ઞાન નથી, તેમજ કળાની દૃષ્ટિએ અક્ષરોની સુરેખતાના સિદ્ધાંતોનો ખ્યાલ સરખો નથી. ખરેખર ભારતવર્ષની લિપિઓની આ અસહ્ય મશ્કરી છે–જેને ગુજરાત સિવાય હિંદમાં બીજા કોઇ પણ પ્રાંતે આવકાર આપ્યો નથી.

| સ્વરો. | | વ્યંજનો | | | | | | બારાખડી | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | 𑀅 | ક | 𑀓 | ડ | 𑀟 | મ | 𑀫 | ક | 𑀓 |
| આ | 𑀆 | ખ | 𑀔 | ઢ | 𑀠 | ય | 𑀬 | કા | 𑀓𑀸 |
| ઇ | 𑀇 | ગ | 𑀕 | ણ | 𑀡 | ર | 𑀭 | કિ | 𑀓𑀺 |
| ઈ | 𑀈 | ઘ | 𑀖 | ત | 𑀢 | લ | 𑀮 | કી | 𑀓𑀻 |
| ઉ | 𑀉 | ઙ | 𑀗 | થ | 𑀣 | વ | 𑀯 | કુ | 𑀓𑀼 |
| ઊ | 𑀊 | ચ | 𑀘 | દ | 𑀤 | શ | 𑀰 | કૂ | 𑀓𑀽 |
| એ | 𑀏 | છ | 𑀙 | ધ | 𑀥 | ષ | 𑀱 | કે | 𑀓𑁂 |
| ઐ | 𑀐 | જ | 𑀚 | ન | 𑀦 | સ | 𑀲 | કૈ | 𑀓𑁃 |
| ઓ | 𑀑 | ઝ | 𑀛 | પ | 𑀧 | હ | 𑀳 | કો | 𑀓𑁄 |
| ઔ | 𑀒 | ઞ | 𑀜 | ફ | 𑀨 | ળ | 𑀴 | કૌ | 𑀓𑁅 |
| અં | 𑀅𑀁 | ટ | 𑀝 | બ | 𑀩 | ક્ષ | 𑀓𑁆𑀱 | કં | 𑀓𑀁 |
| અઃ | 𑀅𑀂 | ઠ | 𑀞 | ભ | 𑀪 | જ્ઞ | 𑀚𑁆𑀜 | કઃ | 𑀓𑀂 |

નમૂનો

હિંદની બધી લિપિઓ બ્રાહ્મીની પુત્રીઓ છે.

બ્રાહ્મી લિપિનો પરિચય આપતું પત્રક.

હાલ હિંદ કોઈપણ લિપિ યોજનાને વધાવી લેવા તૈયાર નથી એટલે આ પ્રશ્ન કત્રખતનો લેખાય. એમ છતાં રસ ખાતર આ લેખમાં હિંદ માટે આ એક તદ્દન નવા પ્રકારની લિપિ–યોજના સૂચવવામાં આવી છે. આ છે હિંદની પ્રાચીનતમ રાષ્ટ્ર-લિપિ બ્રાહ્મી. તેને ફરી સજીવન કરવાની. બ્રાહ્મીમાં બીજી લિપિઓ કરતાં આટલી વિશેષતાઓ છેઃ—

૧. એના અક્ષરો લખવામાં બીજી બધી લિપિઓ કરતાં સહેલામાં સહેલા છે, એટલે છાપકામ માટે તે રોમન અક્ષરો કરતાંય વધુ કરકસરવાળા છે.

૨. એના અક્ષરો ઘણા કળામય હોઈ કળાવાંછુઓને ગમી જાય તેવા છે. રોમન અક્ષરોની જેમ તેમને પણ જાતજાતના કળામય મરોડો આપી શકાય છે.

૩. એના અક્ષરોને શિરોરેખા છે જ નહિ.

૪. એનાં સ્વરચિન્હો અક્ષરોની આગળ તથા પાછળ મૂકાય છે એટલે ટાઇપરાઇટર તથા લાઇનોટાઈપ માટે એ રોમન અક્ષરોના જેટલા જ સગવડ ભરેલા છે.

૫. બ્રાહ્મી લિપિ બ્રહ્માના મુખમાંથી નીકળેલી મનાય છે એટલે તેને વેદોના જેટલી પવિત્ર માનવામાં આવી છે. આ દૃષ્ટિએ તેની સામે કોઇને વિરોધ હોઈ શકે નહિ એટલું જ

નહિ પણ તેને રાષ્ટ્રલિપિ બનાવવાની યોજનાને હિંદ હોંશે હોંશે વધાવી લેશે, કારણ કે તે અગાઉ સેંકડો વર્ષ સુધી હિંદની રાષ્ટ્રલિપિ રહી છે.

૬. મુસલમાનોની પવિત્ર લિપિ સેબીઅન (અરબીની માતા) કે જે હઝરત મહમદ પેગંબરના સમયમાં અરબસ્તાનમાં વપરાતી હતી, તે અને બ્રાહ્મી એ બંને સગી બહેનો છે. બંનેના અક્ષરો ઘણા જ મળતા આવે છે. આ બંને લિપિઓને જન્મ આપનાર મૂળ લિપિના કેટલાક અક્ષરો જે બ્રાહ્મીમાં નથી તે સેમીઅનમાં સચવાઇ રહ્યા છે. આ અક્ષરોને સેબીઅનમાંથી લઇ બ્રાહ્મીને સંપૂર્ણ બનાવવી જોઇએ. એ દૃષ્ટિએ મુસલમાનો તરફથી પણ તેના વિરોધની સંભાવના નથી જણાતી.

---

# એક વાત

રમણ વ્યાસ

ઉરે તું એકદા આવી 'સાહેલડી,
જીવન–આકાશમાં ઝબકી ગઈ;
વિદ્યુત–અંજન કર્યાં તારાં આ નેનથી,
ઉરની સીતારી સર્વે ઝણુકી રહી! ૧

આશુ મરુભૂમિમાં ભાવિ વંટોળ એ,
સર્વે ક્ષણેકમાં ઊડી ગયા;
લીલી એ કુંજ ચે ખીલ્યાં ઉર–પુષ્પ કે–
ચક્ષુના સ્પર્શથી મ્હેકી રહ્યાં!. ૨

જીવન વન પિયૂષે સિંચન મધુરાં કર્યાં—
ખીલ્યાં કુસુમ–ફાલ અર્પી ગઈ,
ઉરનાં શત પોયણાં પહેલાં આ ઉઘડયાં:
જીવન કટોરી આજ છલકી રહી. ૩

'ભર્યાં શાં લોચને જાદુ સાહેલડી'?
મનમાં આ એક વાત ખટકી રહી;
ભલે મનુજને ઉર આગી સીંચતી,
છોને મમ વાત ગૂઢ મનમાં રહી. ૪

રજપૂતોની એક શાખાનો ઇતિહાસ ઉકેલતી કચ્છની લોકવાર્તા—

# ઝાલા

પ્રેમજી દુલેરાય કારાણી

ઇસ્વીસનની અગિયારમી સદીમાં થળ પરગણાના પાટનગર કીર્તિગઢમાં વિહાસ મક્વાણો રાજ્ય કરતો હતો.

વિહાસ રેફાળો રજપૂત, વિજયી સેનાપતિ ને પ્રજાપ્રેમી શાસક હતો. તેણે સંખ્યાબંધ શત્રુઓને સંહાર્યા હતાં, આસપાસના રાજાઓને પોતાની સત્તામા આણ્યા હતા. કચ્છની લગોલગ આવેલા સિંધ પ્રદેશને જીતી લઈ ત્યાંના રાજવીને પણ પોતાની સત્તા તળે લાવવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી

પણ એ મહત્ત્વાકાંક્ષા પાર પડે તે પહેલાં જ તે ભયંકર રોગના પંજામાં સપડાયો. તેની અંતિમ ઘડીઓ નજીક દેખાવા લાગી. પણ છેલ્લી પળે તેનો જીવ અશાંત દેખાયો. તેની આંખોમાં તૂટતી આશાની ગમગીની તરવરવા લાગી. તેનો જીવ કેમે કરતાં ખોળિયું ન છોડી શક્યો.

"પિતાજી," પાસે બેઠેલા કુમારોમાંના એકે પૂછ્યુ, "તમારો જીવ આટલો દુભાય છે કેમ ?"

"બેટા," વિહાસ મંદ સ્વરે બોલ્યો, "સિંધમાં મારા શત્રુ હમીર સુમરાનું શાસન ચાલે છે. એ વિચારથી જ મારું હૈયું બળે છે એને જીતવાની મારી આશા અધૂરી રહી છે. એ આશા તો હું છોડી દઉં છું. પણ શત્રુનટ મારાથી નથી વીસરાતી."

"શું કરીએ તો આપને શાંતિ વળે ?" પુત્રે વિનયભરી મીઠાશથી પૂછ્યું.

"એના તબેલામાંથી," વિહાસ થોથરાતી જીભે બોલ્યો, "સુંદરમાં સુંદર ૫૦૦ ઘોડા હરી લાવી, મારા તેરમાને દિવસે ચારણોને જો એ ઘોડાઓનું દાન કરવાનું મને વચન અપાય તો મારો જીવ શાંતિથી છૂટો થાય."

પુત્રોનાં મુખ ફીક્કાં બન્યાં. સિંધ—સમ્રાટ હમીરનો તબેલો ફેડવો એ રમતવાત નહોતી. બધા એકમેકની સામે જોઇ રહ્યા. પણ તે પ્રસંગે વિહાસના નાના પુત્ર કેશરના મુખ પર તેજ પથરાયું. તેણે હસતાં હસતાં કહ્યું :

"એમાં શું ?—પિતાજી. એ કામ તો હું રમતમાં કરી નાંખીશ."

"બોલવું સહેલું....." વિહાસે કેશરના મુખ સામે વાત્સલ્યભરી દૃષ્ટિ ફેંકતાં તુટક શબ્દોમાં કહ્યું.

"પિતાજી," કેશરે વીરતાથી જળહળતા મુખે ઉત્તર દીધો, "રજપૂત પોતાનો ધર્મ સમજે છે. દીધેલું વચન તે જીવનના ભોગે પણ પાળે છે."

"શા...બા...શ" વિહાસે છેલ્લો શ્વાસ લીધો. મૃત્યુની ગોદમાં પોઢી ગયા પછી પણ તેના મુખ પર સંતોષનું સ્મિત ચમકતું દેખાયું.

પિતાની અંતિમક્રિયા પતાવ્યા પછી થોડાજ દિવસમાં કેશર પોતાના વિશ્વાસુ સાથીઓને લઈ સિંધ પર ચડી ગયો ને હમીર કંઈ સમજી પણ શકે તે પહેલાં તેણે સિંધ-સમ્રાટનો તબેલો કબજે કરી, તેમાંથી સુંદરમાં સુંદર ૫૦૦ ઘોડાઓ વીણી, ચારણોને તે, પિતાના તેરમાને દિવસે જ દાનમાં આપી દીધા. ને હમીર સૈન્ય સજી તેને પકડી શકે તે પહેલાં જ તે વીજળીવેગે પાછો કીર્તિગઢ ચાલ્યો ગયો.

કીર્તિગઢના નામાંકિત જોશીઓએ કેશરની કુંડલી જોતાં એક પ્રસંગે જણાવી દીધેલું કે તે તેજસ્વી રાજકુમારની જીવનદોરી ઘણી ટૂંકી છે. કેશરને જોશીઓના કથન પર વિશ્વાસ હતો. એટલે પોતાના હૈયામાં ભીડેલી રહેલી મહત્ત્વાકાંક્ષાઓને પૂર્ણ કરવા તેણે જીવનને હોડમાં મૂકી દીધું. જો જીવન ટૂંકું ને મર્યાદિત છે તો ભવ્ય વિજયપરંપરા અને વિરલ કીર્તિથી નામને અમર કાં ન બનાવી જવું!

ને તેણે જનકરાતુ હમીરનો પીછો પકડ્યો. એક પ્રસંગે તે, મેની નદીપર જઈ, ત્યાંના જંગલમાં ચરતી હમીરની ૭૦૦ સાંઢોને લોઢીની ગંધ આપી ચાલાકીથી ખેંચી લાવ્યો. તો બીજે પ્રસંગે તે દશેરાના પર્વ પર ઉપવનમાં રમવા નીસરેલી સિંધના રાજમહેલની રૂપરમણીઓને ઉપાડી લાવ્યો.

હમીરને આ સમાચાર મળતાં જ તે ક્રોધથી કંપી ઊઠ્યો. તેણે કેશરને સંદેશ મોકલ્યો, "સિંધની રાજકુંવરીઓને પાછી મોકલાવી દે. નહિતર વગર મોતે માર્યો જઈશ."

કેશરે એ સંદેશના ઉત્તરમાં, સિંધથી ઉપાડી લાવેલ કન્યાઓમાંની ઘણીખરીને પાછી મોકલાવતાં હમીરને લખ્યું, "આપના રાજમહેલનાં અમારે યોગ્ય, ચારેક રત્નોને, અમે અમારી પત્નીઓ તરીકે રોકી લીધાં છે. બાકી માલ અમે આપને પાછો ભેટ મોકલાવીએ છીએ."

હમીરને કશી સમજ ન પડી. રાજકન્યાઓને ઉપાડી જઈ પરણવા છતાં કેશર હવે સિંધનો જમાઈ બની ચૂક્યો હતો. તેને મારવામાં પોતાની જ કન્યાઓ રંડાતી હતી. પરિણામે તેણે કેશરને યુક્તિથી પોતાના હાથ નીચે રાખવા જુદી જુદી યોજનાઓ ઘડી પણ વીર કેશરે તેની એકે યોજનાને સફળ ન બનવા દીધી.

કીર્તિગઢમાં તો કેશરની બોલબાલા ચાલતી. આસપાસના પ્રદેશમાં તે વીર તરીકે પૂજાતો થયો હતો. ચાર સુમરી સ્ત્રીઓથી તેને અઢાર સંતાન થયાં હતાં. તે બધાને તે લશ્કરી તાલીમ આપી રહ્યો હતો આખી પ્રજામાં તેણે વીરત્વનું નવું જોમ પ્રગટાવ્યું હતું.

ઉપરે હમીર કંટાળ્યો. તેણે કોઈ પણ ઉપાયે કેશરને કબજે કરવા નિશ્ચય કર્યો. તે જંગી સૈન્ય સાથે કીર્તિગઢ પર ચડી આવ્યો. કેશર પણ પોતાનાં સંતાન ને વિશાળ સેના સાથે હમીરની સામે ચાલ્યો.

મહિનાઓ સુધી કેશર ને હમીર વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. પણ છેવટે સિંધના સમ્રાટ આગળ કેશરનું સૈન્યબળ તૂટતું જણાયું. હમીરે કાતીલ સપાટો ચલાવ્યો. ને કેશર પોતાનાં સત્તર સંતાન ને સંખ્યાબંધ સાથીઓ સાથે સમરભૂમિ પર સૂતો.

આ યુદ્ધમાં કેશરનો હરપાળ નામે એક પુત્ર બચી ગયો. તે કીર્તિગઢથી ભાગી અણહીલવાડમાં પોતાના મસિયાઈ ભાઈ પાસે ચાલ્યો ગયો. ત્યાં તેણે લગ્ન કર્યાં. તે લગ્નથી તેને સોઢો, મર્ગો, શેખરો ને ઉમાદેવી એમ ચાર સંતાન થયાં.

હરપાળ શક્તિદેવીનો ઉપાસક હતો. વીરતા અને ન્યાયમાં તે એક્કો લેખાતો. ગુજરાતમાં તેણે સારી સત્તા જમાવી. ધીમે ધીમે તેણે બે હજાર લગભગ ગામ કબજે કર્યાં ને પાટડીમાં પોતાની રાજગાદીની સ્થાપના કરી.

એક દિવસે તેનાં બે છોકરાં મહેલની પાસે રમતાં હતાં. તેવામાં ભાગી છૂટેલો એક મદમસ્ત હાથી તેમના સામે ધસી આવતો જણાયો. આસપાસનાં મકાનોમાં ઊભેલાં માનવી હાહાકાર કરી ઊઠ્યાં. રાજસંતાનોના બચાવનો એકે ઉપાય ન જણાયો. પણ એ વખતે રાજમહેલની બારીમાંથી એક લાંબો હાથ બહાર આવ્યો ને તેણે બંને સંતાનને ઝાલી લીધાં. હરપાળની માન્યતા પ્રમાણે એ હાથ શક્તિદેવીનો હતો.

ને તે દિવસથી હરપાળના વંશજો 'ઝાલા 'ને નામે પ્રખ્યાત બન્યા.

---

# ગુજરાતી સાહિત્યનો પ્રવાહ

સ્વયંજ્યોતિ

સાહિત્યિક પ્રવૃત્તિનું સ્વરૂપ જ આપણે ત્યાં ઊલટી દિશામાં જાય છે. પશ્ચિમના વિલાસમય જીવન પ્રતિ લક્ષ્ય રાખી, મનોચાંચલ્યના પરિણામમાંથી નીકળતો કેવળ ભાવોદ્રેકનો પ્રવાહ જ જાણે કાવ્ય અને વાર્તાઓનું પાત્રાલેખન થઈ પડયું છે. વિચારનો સંયમ અને સારાસાર વિવેકનું દષ્ટિબિંદુ જ ઊલટું છે. કાલિદાસની પ્રશંસા કે એની પ્રેરણા મેળવવાનો પ્રયત્ન કરતાં પહેલાં એની અધ્યાત્મનિષ્ઠા કેળવવાનો કેટલા પ્રયત્ન કરતા હશે? અને લખાય તેટલું છપાવવા યોગ્ય હોય છે જ, એ દષ્ટિ મૂલમાં જ વિઘાતક છે.

ગુજરાતની એક બીજી ગૌણ પ્રકૃતિની નિર્બળતા વિચારવા જેવી છે. એણે હંમેશાં નકલીઆ જીવન જીવ્યું છે; પરપ્રાંતીય અને પરદેશીય સાહિત્યનું અનુકરણ જ એને નાશને માર્ગે લઈ જાય છે. અત્યારે જ્યાં જુઓ ત્યાં રશિયા, ફ્રાન્સ કે બીજા દેશોની સંસ્કૃતિના નકલિયાં—તરજુમિયાં પુસ્તકોના ઢગલા ખડકાય છે. અને આમ જીવનની ગંભીરતા કશી કેળવાતી નથી. +

---

+ સ્વામી શ્રી સ્વયંજ્યોતિ તીર્થના એક જિજ્ઞાસુ પરના પત્રમાંથી.

# પ્રતિકાવ્યો

નૌતમ

૨

ગુજરાતીમાં Parody (પૅરડી)નો સૌ પહેલો ઉલ્લેખ અને એના સ્વરૂપની ચર્ચા શ્રી. રમણભાઈ નીલકંઠના "હાસ્યરસ" પરના નિબંધમાં જડે છે. 'જ્ઞાનસુધા' માસિક પત્રના નવેમ્બર ૧૯૧૧ થી ઑગસ્ટ ૧૯૧૩ સુધીના અંકોમાં છપાયલા આ નિબંધમાં હાસ્યમય કૃતિઓના પ્રકાર ગણાવતાં એમણે 'પૅરડી'– 'પરિહાસમય અનુકરણ' નો નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે. "એ પ્રકાર એવો છે, કે ગંભીર વિષયના કોઇ લેખમાંનાં વચનો કે શૈલીની નકલ હલકા વિષયના વર્ણનમાં આવે છે. અને એ રીતે ગંભીરતા અને લઘુતાને પાસે પાસે મૂકીને તે બેના વિરોધ વડે હાસ્ય ઉપજાવવામાં આવે છે." ઉદાહરણ તરીકે એમણે "જીવ ને શ્વાસતણી સગાઈ, ધરમાં ઘડી ન રાખે ભાઇ" એ મૃત્યુના ગંભીર વિષયને માટે વાપરેલી શબ્દરચના અને શૈલીની નકલ "લાડુ ને દાળ તણી સગાઇ, મુખમાં ઘડી ન થાય જુદાઈ" જેવા મિષ્ટાન્નભોજનના સ્થૂલ વિષય માટે વાપરતાં એ બેના વિરોધમાંથી કેવી રીતે હાસ્ય ઉપજે છે એ બતાવ્યું છે. આ ઉપરાંત "પૅરડી'થી અસલ પર કટાક્ષ થતો નથી, પણ ઊલટું અસલમાં ગુણોત્કર્ષ છે એમ પ્રદર્શિત થાય છે."—' વિટ એન્ડ હ્યુમર 'ના નિબંધમાં લી હન્ટે 'પૅરડી' માટે કરેલા આ વિધાનની સત્યાસત્યતા તપાસતાં, મૂળ કૃતિના દોષો પર કટાક્ષ કરવા 'પૅરડી' કેવું સચોટ સાધન થઇ પડે છે એ "મારી મજેહ," માંના એક ગંભીર કાવ્યનું ' પરિહાસમય અનુકરણ ' કરી એમણે સ્પષ્ટ દર્શાવ્યું છે;, કેવળ વિનોદાર્થે કરવામાં આવેલા શૈલીના અનુકરણનું દષ્ટાંત પણ આપવું ચૂક્યા નથી ! આમ આજથી આશરે અઢી દાયકા પર આપણા સાહિત્યોદ્યાનમાં એક નવીન કવિતાપ્રકારની કલમ રોપાઇ। આ પહેલાં કોઇ પૅરડી પ્રસિદ્ધ થઈ હોય તો તે આપણી જાણમાં નથી.

ત્યાર પછી ઠેઠ ૧૯૨૦ માં આપણું સૌ પહેલું પ્રસિદ્ધ બનેલું 'પ્રતિકાવ્ય' છપાયું. શ્રી. ન્હાનાલાલ કવિના "ગુજરાતનો તપસ્વી"નું "કવિ મોટાલાલે" કરેલું "પ્રભાતનો તપસ્વી" નામનું એક પ્રતિકાવ્ય 'સાહિત્ય'માં પ્રગટ થતાં જ સાહિત્ય–આલમમાં જબ્બર ઉહાપોહ જાગ્યો. આપણે ત્યાં parodyના અર્થમાં હવે તો લગભગ રૂઢ થઈ ગએલો "પ્રતિકાવ્ય" શબ્દ પણ આ 'પ્રતિકાવ્ય'ના રચનાર કવિશ્રી મોટાલાલે જ યોજેલો. આ પ્રતિકાવ્યમાં શ્રી. ન્હાનાલાલની "ડોલન શૈલી" પર પરિહાસ અને કટાક્ષ કરવામાં આવેલા.

એકદા એનો શબ્દ–ડંકો વાગ્યો
ને નિઃશબ્દ યુવક મરઘાઓની

અંધ ગાડર–પ્રવાહ જેવી અરિ સેના
ગુજરાતને હુમલે ચાલી."

કવિશ્રીની "ડોલન શૈલી" વિશે આવી આકરી ટીકા કરવાની હામ ભીડનાર ભડવીર કોણ હશે એ વિશે અનેક તર્કવિતર્કો ઊઠયા ને શમ્યા, અનેક અટકળો બંધાઈ: એકે આ કામો નરસિંહરાવ સિવાય બીજા કોઈનો હોય નહિ એવો તુક્કો ઉડાવ્યો. બીજાએ વળી બળવંતરાયનું નામ એમાં મડાવ્યું! આ બંને સાક્ષરવર્યોએ પોતે 'કવિ મોટાલાલ' હોવાની વાતનો જાહેર ઇન્કાર કર્યો આખરે "પ્રભાતનો તપસ્વી" લખનાર અને 'પ્રતિકાવ્ય' શબ્દના યોજક તરીકે કવિશ્રી ખબરદારનું નામ બહાર આવ્યું. અપદ્યાગદ્ય વિશેની એમની ટીકા કવિશ્રી ન્હાનાલાલના કેટલાક નવા ચેલકાઓને હાડોહાડ લાગી ગઈ અને તેઓએ શ્રી. ખબરદાર સામે જબ્બર જેહાદ જગાવવા નિષ્ફળ ફાંફા માર્યા, અને એના જવાબરૂપે આવ્યું "કુકકુટ દીક્ષા!"

"એજ માર્ગ બન્ધુ! એજ માર્ગ;
ભ્રમણ વમળમા વિચરો છો,
પણ ગાડરિયા પ્રવાહનો એજ માર્ગ"

આ પછી તો આપણા સાહિત્યમા સારા નરસા અનેક પ્રતિકાવ્યો લખાયાં ને પ્રસિદ્ધ થયાં. વચ્ચે એ જુવાળ કંઈક ઓસરવા આવ્યો'તો ત્યાં વિલેપારલેથી "માધુરી" ત્રિમાસિક નીકળ્યું અને એમાં "પ્રતિકાવ્યો"નો ખાસ વિભાગ ખુલ્યો. ફરી એક વાર સાહિત્ય–આલમમાં આ વિશે ચકચાર જાગી! શ્રી શેષની "ગોવાળણીની ગરબી"ની "ગોકળગાયની ડરબી" થઈ. શ્રી. બળવંતરાયના "આરોહણ"નું "અવરોહણ" થયુ ને ત્યાર પછી તો અનેક પ્રતિકાવ્યો પ્રગટ થતાં ગયાં!

આપણા ગણ્યાગાંઠ્યા પ્રતિકાવ્યકારોમા શ્રી. ખબરદારનો ફાળો સૌથી બનેળો અને વિવિધ છે. આપણા સૌ પહેલા પ્રતિકાવ્યકાર ગમે તે હો, આપણા સૌ પહેલા સફળ પ્રતિકાવ્યકાર કવિ શ્રી. ખબરદાર છે એની તો કોઈથીયે ના પાડી શકાય એમ નથી. ઉપર ગણાવ્યાં તે ઉપરાંત શ્રી. નરસિંહરાવના 'ઘુવડ'નું એમણે કરેલું 'શુવર' પણ ઠીક ઠીક જાણીતું થયુ હતું. 'પ્રભાતનો તપસ્વી અને કુકકુટ દીક્ષા'ની બીજી આવૃત્તિમાં સંપાદક શ્રી. યજ્ઞેશ શુકલ કહે છે કે બીજાં અનેક અપ્રકટ પ્રતિકાવ્યો એમની પાસે પડયા છે—આ બધાનો સમહ વેળાસર બહાર પડે એવુ આપણે સૌ ઇચ્છીએ.

શ્રી. ખબરદાર સિવાય, શ્રી. કાલિદાસ શેલત, શ્રી. નગીનદાસ પારેખ, શ્રી. જ્યોતીન્દ્ર દવે, શ્રી. મસ્તફકીર, શ્રી. કોલક, શ્રી. નટવર પ્ર. બુચ, શ્રી. નર્વદાશંકર ત્રિવેદી ઇત્યાદિ નામો આપણા પ્રતિકાવ્ય–સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે.

પર્યાયો:—

આપણે ઉપર જોઈ ગયા તેમ ગ્રીકમાં, વ્યુત્પત્તિ પ્રમાણે, Parodyનો અર્થ 'અનુકરણાત્મક કાવ્ય' એટલો જ થાય છે. આ અતિ વિશાળ અર્થમાં લેતાં 'Parody' અને 'Imitation in Verse' એ બે વચ્ચે કશો તફાવત જ ન રહે! પરંતુ મેટ્રન અને એરિસ્ટોફેનિસની 'પેરડી'ઓ જોતાં લાગે છે કે ગ્રીકમાં પણ Parodyનો મૂળ અર્થ ધીમે ધીમે વીસરાઈ જઈ 'પરિહાસમય અનુકરણ કાવ્ય' આવા કંઇક મર્યાદિત અર્થમાં જ એ રૂઢ થતો ગયો હશે.

ફિરોઝ્‌ર સ્ટોને પોતાના Parody પરના નિબંધમાં Parodyની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે: 'A composition either in verse or prose, modelled more or less closely upon an original work, or class of original works, but turning the serioues sense of such original or originals into ridicule by its method of treatment.' આમ અંગ્રેજી સાહિત્યમાં Parody પદ્ય તેમ ગદ્યમાં પણ હોઇ શકે છે. 'Parody' એ કેવળ 'અનુકરણાત્મક કાવ્ય' છે એવા મૂળ અર્થ કરતાં અહીં ટાંકેલી વ્યાખ્યા પ્રમાણેને અર્થ વિશાળ તેમ મર્યાદિત બને છે: 'પેરડી' એ કેવળ પદ્યમાં જ નહિ પણ ગદ્યમાં પણ હોઈ શકે આ અર્થમાં વિશાળ, અને એ કેવળ અનુકરણ નથી પણ 'પરિહાસમય અનુકરણ' છે આ અર્થમાં મર્યાદિત.

આપણે ત્યાં Sonnet નામના કવિતા—પ્રકારને માટે 'સોનેટ' નામ પ્રચલિત છે તેમ બંગાળીમાં Parody માટે 'પેરડી' શબ્દ જ વપરાય છે; આ સિવાય બીજા કોઈ પર્યાયો ત્યાં વપરાતા હોય તો તેની મને ખબર નથી.

મરાઠી વાઙ્‌મયમાં સર્વમાન્ય થયેલા સાહિત્યચર્ચાવિષયક, પ્રો. રા. શ્રી. જોગકૃત, "અભિનવ કાવ્ય પ્રકાશ" નામના પ્રમાણભૂત ગ્રંથમાં "ઉપહાસાત્મક કિંવા વિડંબનાત્મક કાવ્ય" આ શબ્દોમાં Parodyનો ઉલ્લેખ કર્યો છે. શ્રી. જોગને મતે "પ્રસિદ્ધ વ્યક્તિ કે પક્ષનો વ્યંગદ્વારા પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષપણે વિનોદગર્ભ ઉપહાસ કરવો" એ ઉપહાસાત્મક કાવ્યોનો મુખ્ય ઉદ્દેશ. "વિડંબન એટલે હાસ્યાસ્પદ કે હાસ્યોત્પાદક અનુકરણ કવિતામાંના દોષ કે તેની કલ્પના કે વર્ણનપદ્ધતિમાંના ચમત્કારિક વિશેષ (Mannerisms)ની ટોળ ઉડાવવી" એ એનો મૂળ હેતુ!

ઉપહાસ માટે તો અંગ્રેજીમાં Satire નામનો નિરાળો સાહિત્ય-પ્રકાર અસ્તિત્વ ધરાવે છે જ. Satire એ કંઈ Parody નહોય! વળી, હાસ્યાસ્પદ અને હાસ્યોત્પાદક અહીં સમાનાર્થી તરીકે વાપર્યા છે તે પણ બરોબર નથી. હાસ્યાસ્પદ અનુકરણ એ જ જો વિડંબન હોય તો 'વિડંબન' એ Parody નથી. અલબત્ત, 'હાસ્યોત્પાદક અનુકરણ' વિડંબનની આ વ્યાખ્યા લક્ષણાની દૃષ્ટિએ અંગ્રેજીમાંના Parodyના સ્વરૂપને મળતી આવે છે ખરી; પણ શ્રી. જોગે દર્શાવેલો ઉદ્દેશ Parodyના ઉદ્દેશને મળતો આવતો લાગતો નથી, કારણકે 'ટોળ' એ કંઈ Parody નથી.

આ કારણથી શ્રી. વા. મ. જોશી ઉપલા બંને પર્યાયો Parodyના અર્થમાં વાપરવા એને 'દિશાભૂલ' ગણી, એને બદલે 'લીલા (કે ક્રીડા)નુકરણ', 'પરિહાસાનુકરણ' કે 'પરિહાસન' પર્યાયો સૂચવે છે. આ પર્યાયોમાંનો એક મરાઠી વાઙ્‌મયમાં સ્વીકારાઇને લોકપ્રિય થયો હોય એમ લાગતું નથી, હજુય ત્યાં 'વિડંબન કાવ્ય' પર્યાય જ સૌથી વધુ પ્રચલિત રહ્યો છે. કોઈ કોઇને મતે બીજો યોગ્ય પર્યાય ન યોજાય કે શોધાઇને પ્રચલિત ન થાય ત્યાં સુધી 'પેરડી' શબ્દ વાપરવો જ સૌથી વધુ સલામત લાગે છે.

આપણે ત્યાં Parody માટે સૌ પહેલો 'પરિહાસમય અનુકરણ' પર્યાય શ્રી. રમણભાઈના 'હાસ્યરસ' પરના નિબંધમાં વપરાયો છે; શ્રી. વા. મ. જોશી સૂચિત 'પરિહાસાનુકરણ'ને એ કેટલો બધો મળતો આવે છે! અંગ્રેજીમાં Parodyના અત્યારે રૂઢ થયેલા અર્થ અને ભાવનો આથી વધુ સારો વાહક કોઈ પર્યાય આપણા જાણવામાં તો નથી.

કવિ શ્રી. ખબરદારે Parody માટે યોજેલો ' પ્રતિકાવ્ય ' પર્યાય એમનાં પ્રતિકાવ્યો સાથે ઠીક ઠીક પ્રચલિત થઈ પડ્યો, અને અત્યારે તો એ 'પેરડી'ના અર્થમાં રૂઢ થઈ ગયો છે. Para = પ્રતિ; અને ode = કાવ્ય. આમ Parodyના વ્યુત્પત્તિ અર્થને બીજા સૌ પર્યાયોમાં આ વધુ વફાદાર લાગે છે; વળી 'Parody'નો પડઘો પણ એમાં આબાદ ઊઠે છે. અંગ્રેજીમાં Parodyની બાબતમાં થયું એમ આ "પ્રતિકાવ્ય"નો શબ્દાર્થ ભૂલાતો, ઘસાતો જશે અને 'પરિહાસમય અનુકરણાત્મક કાવ્ય' જેવો અર્થ રૂઢ થઈ જશે—કદાચ.

આ બધી શબ્દાર્થ ચર્ચામાંથી એક મુદ્દો સ્પષ્ટ થાય છે. મરાઠીની જેમ આપણે ત્યાં પણ 'પેરડી' માટે એના અર્થ અને ભાવનો સંપૂર્ણપણે વાહક થઈ શકે એવા પર્યાયની ખોટ તો ઊભી ને ઊભી જ છે; એવા કોઈ સાર્થ પર્યાયની ગેરહાજરીમાં આપણે સૌથી ઓછો ભ્રામક પર્યાય વાપરીને ચલાવીએ એ ભલે. પણ તો પછી આપણે Sonnet ( સૉનેટ ) શબ્દ અપનાવી લીધો એમ Parody (પૅરડી) શબ્દેય કાં ન અપનાવી લઈએ ? [ચાલુ]

---

# ર મ ક ડાં

જેઠાલાલ ત્રિવેદી

હતાં બાલ્યે મારી પ્રિય રમકડાં ઢીંગલી, હયો,
ગજો, માટી કેરા કદિ કચકડા કે રબરના;
રૂપાળાં શોધીને ઢગ રમકડાંનો કરી કરી,
મને હું ફુલાતો, બહુ રમકડાં છે મુજ કને.

માગે તે આપું મિત્રોને, શિવાય મુજ ઢીંગલાં,
તદા ના વિશ્વમાં મોંઘું પૂતળાંથી બીજું કશું.

હું જ્યાં મોટો થાતો લઘુ રમકડાં ત્યાં બની જતાં,
હતાં જેવાં બાલ્યે મધુર નવ તેવાં ય દીસતાં;
કહું સાચું ? પામી નવું રમકડું હું ધન તણું
ભૂલું મારાં મોઘાં શિશુવય તણાં એ રમકડાં.

બન્યું શાન્તી દા'ડો ધન રમકડાં—નોટ, રૂપિયા,
હિરા, રત્નો માટે, વધુ વધુ મળ્યે ગર્વ વધતો.
હજી છું નાનો હું પ્રભુ ! અધિક મોટો કદિ થતાં,
ભૂલાશે કે શું આ, પણ રમકડું દિવ્ય મળતાં ?

---

# જીવનઝરણ

પ્રભા

ઇંગ્લાંડનો રાજા જ્યોર્જ બીજો એક પ્રસંગે ગાડીના અકસ્માતથી એક નાના ગામડાંની હોટેલમાં જઇ ચડયો. હોટેલના મેનેજરે તેને માટે કોફી અને તાડીની વ્યવસ્થા કરી પંદરસો રૂપિયાનું બીલ બનાવ્યું.

"અહીં શું કોફી અને તાડી આટલાં મોંઘાં છે?" રાજાના મંત્રીએ બીલની રકમ જોઈ ચમકીને પૂછ્યું.

"કોફી કે તાડી તો અહીં મોંઘાં નથી, નામદાર," હોટેલ-માલિકે હસીને કહ્યું, "પણ રાજવીનાં પગલાં મોંઘાં ને અલભ્ય છે તો!"

× × ×

જ્યોર્જ ત્રીજો એક પ્રસંગે ઇંગ્લાંડની રોયલ સોસાઇટીના પ્રમુખ સર જ્હોન પ્રીંગલ સાથે વાદવિવાદમાં ઊતર્યો. પ્રીંગલે પદાર્થના અણિયાળા ભાગમાં ગુરુત્વાકર્ષણ શક્તિ વિશેષ રહેલી છે એવા ફ્રેંકલીનના સિદ્ધાન્તનું સમર્થન કર્યું. જ્યોર્જે તેનાથી તદ્દન અવળો જ મત દર્શાવ્યો.

"પણ નામદાર," પ્રીંગલે કહ્યું, "આ તો કુદરતી સિદ્ધાન્ત છે. આપણે તે શી રીતે ફેરવી શકીએ?"

"ઇંગ્લાંડનો રાજા જે કંઈ કહે," જ્યોર્જે ભવાં ચડાવી ઉત્તર દીધો, "તે હંમેશાં સાચું જ હોય છે."

"બીજી બાબતોમાં હશે, પણ કુદરતી બળ સંબંધમાં શી રીતે મનાય?"

"એમ ન માની શકે એ રોયલ સોસાઇટીનો પ્રમુખ પણ શી રીતે રહી શકે?"

"જેવી નામવરની ઇચ્છા"— કહી પ્રીંગલે જ્યોર્જના હાથમાં પોતાનું રાજીનામું મૂક્યું.

× × ×

જ્યોર્જ બીજાએ પાર્લામેન્ટમાં આપેલા મહત્ત્વના ભાષણને એક પત્રકારે મીઠુંમરચું ભભરાવી પોતાના પત્રમાં પ્રગટ કર્યું. આ સંબંધમાં કામ ચાલતાં પત્રકારને લાંબી સજા આપવાનો નિર્ણય થયો. રાજાને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે બોલ્યો, "છોડી દો એ પત્રકારને. મેં મારું પોતાનું અને એના છાપામાં પ્રગટ થયેલું બંને ભાષણ વાંચ્યાં છે; ને મારા કરતાં મને એનું ભાષણ વધારે સુંદર જણાયું છે."

× × ×

જ્યોર્જ ચોથાને નવીન સમાચાર આપતાં એક દિવસે લોર્ડ કેસલરે કહ્યું, "નામદાર, આજે આપના કટ્ટરમાં કટ્ટર દુશ્મનનું મોત થયું છે."

"હા...શ. એ ક્યારે મરી ગઈ?"

"નામદાર," કેસલરે હસીને કહ્યું, "હું રાણીસાહિબાની વાત નથી કરતો. એ તો નેપોલિયન બોનાપાર્ટ."

× × ×

અંધ કવિ મિલ્ટનનાં એક સુંદરી વેરે લગ્ન થયાં. મિલ્ટન સમક્ષ તે સુંદરીની પ્રશંસા કરતાં મિલ્ટનના એક મિત્રે કહ્યું, "આપનાં ગૃહદેવી તો ગુલાબ જેવાં છે."

"હરી જ," મિલ્ટન શાંતિથી બોલ્યો, "આંખે નિસ્તેજ હોવાથી હું એની મોહકતા તો નથી અનુભવી શકયો, પણ એના કાંટા તો ચોક્કસ અનુભવું છું."

× × ×

સવારે કાઉન્ટ બસ્ટની મુલાકાત લઈ બપોરે પ્રીન્સ બીસ્માર્કનાં દર્શને આવેલી એક જર્મન સુંદરીએ બીસ્માર્ક સાથે હાથ મીલાવતાં હસીને કહ્યું, "આજે તો મને જગતના બે મહાનમાં મહાન રાજદ્વારી નરવીરોની મુલાકાતનો લાભ મળ્યો છે."

"દેવીજી," બીસ્માર્ક મોહક શાંતિથી બોલ્યો, "મને આપ નામદાર કાઉન્ટ બસ્ટ સાથે સરખાવી નકામો છાપરે ચડાવો છો. કેમકે બસ્ટ મહાશય એક દિવસમાં ચોવીશ નવા સિદ્ધાન્તો ધરાવી શકે છે; જ્યારે હું ચોવીશ વર્ષથી એક જ સિદ્ધાન્તને વળગી રહેતો આવ્યો છું."

× × ×

ડબ્લીનનો એક ગરીબ વકીલ મરી જતાં તેની અંતિમક્રિયા માટે વકીલોએ એક ફંડ ઊભું કર્યું. તે ફંડમાં દરેકે એકેક શિલિંગ આપવાનું ઠર્યું. જ્યારે ચીફ જસ્ટીસ નોર્બરી પાસે આ ફંડની વિગતો મૂકવામાં આવી ત્યારે તેમણે શાંતિથી કહ્યું, "બસ, એક વકીલને દાટવા માટે ફાળામાં એકેક જ શિલિંગ. ઘણો જ સુંદર માર્ગ. લ્યો, વીશ શિલિંગ આપું છું. વીશેકને તો ઓછા કરો."

× × ×

રાણી ઈલીઝાબેથ નામાંકિત સાહિત્યકાર બેકનની મુલાકાતે ગયાં ત્યારે ઘરમાં પ્રવેશતાં જ તે હસીને બોલ્યાં, "ઘર ઘણું નાનું જણાય છે."

"મહારાણી," બેકને હસીને કહ્યું, "મારે માટે તો એ પૂરતું છે, પણ આપે જ મને એ ઘરના પ્રમાણમાં ઘણો મોટો બનાવી દીધો છે."

× × ×

ઠગ ધનકે યુવાન વયે વ્રત લીધેલું કે, "હું મારીશ હંમેશાં મોટાને, ગરીબને કોઈ પળે પણ નહિ."

એક બપોરે તે અમદાવાદની એક શરાફી પેઢી પાસે જઈ ઊભો. પેઢીનો મુનીમ ગાદી પર બેસી સોનાની લગડીઓ લેખતો હતો. તેના હાથમાં સૂડી ને સોપારી હતાં.

ધનક રુઆબદાર વાણિયાના વેશમાં હતો. સોપારી કાતરતા મુનીમ સામે જોઈ તેણે જયજય કર્યા. મુનીમે તેને સોપારી ધામી. ધનકે તે લેવા હાથ લંબાવ્યો, પણ તેમ કરતાં પહેલાં તેણે હથેળીના પાછલા ભાગમાં યુક્તિથી ચીકણો પદાર્થ ચોડી દીધો. પરિણામે, મુનીમે જ્યારે લગડીઓ પર ઠેરવેલી તેની હથેળીમાં સોપારીનો ભૂકો મૂકયો ત્યારે પાછલા ભાગમાં એક લગડી પણ ચોંટી ગઈ. ધનકે શાંતિથી હાથ પાછો ખેંચી ભૂકો મોંમાં મૂકયો; લગડી બાંયમાં સેરવી દીધી. મુનીમને આ ચાલાકીની સમજ ન પડી; ને ધનક હવે શું માગે છે તે જોવા શાંતિથી ત્યાંથી સરકી જય, વેશમાં સહેજ પલટો કરી, છેટે જઈ ઊભો.

લગડીઓ પર નજર જતાં જ મુનીમ ચમકયો. તેણે આસપાસ તપાસ કરી; પણ તપાસ નિષ્ફળ જતાં તેનું મોં ફીક્કું પડી ગયું. તેણે શેઠને વિગત જણાવી, પણ શેઠે તો તેને જ ઉધડો લીધો. ચોરીનું આળ પણ તેને માથે મૂકાયું.

વૃદ્ધ મુનીમની આંખે જળજળિયાં આવ્યાં. તે થોડોક સમય ત્યાં ફેરી વાળુ કરવાને ઘેર ચાલ્યો. છુપાઇ રહેલ ધનકે તેનું મન માપી લીધું. તે મુનીમની પાછળ પાછળ ચાલ્યો, ને જ્યારે મુનીમ બજારમાંથી એક તોલો ઝેર લઇ, ઘેર જઇ, તે ઘોળી પીવાને, મેડી પર બારણાં બંધ કરી સૂતો, ત્યારે ધનકે જોરથી સાંકળ ખખડાવી.

"કોણ છે?" દુઃખી મુનીમે અંદરથી જ પૂછ્યું.

"મિત્ર," ધનકે મીઠાશથી ઉત્તર દીધો, "તરત બારણું ખોલો."

મુનીમે બારણું ખોલ્યું. ધનકે તેના હાથમાં પોતે ચોરેલી લગડી મૂકતાં તેની માફી માગી, ને અચકાતા મુનીમને સમજાવી-સાથે લઇ તે પેઢી પર પાછો ફર્યો.

"શેઠજી," શેઠના મોં પર તીક્ષ્ણ નજર ફેરવતાં ધનકે પૂછ્યું, "અક્કલ ક્યાં વેચી આવ્યા?"

"શું?" શેઠે ચમકીને પૂછ્યું.

"વૃદ્ધ મુનીમ પર ચોરીનું આળ મૂકતાં શરમ ન આવી?" ધનકે કડકાઈ દાખવી.

ધનકની લાલ આંખથી ડરતા શેઠ ધીમેથી બોલ્યા, "હું ક્યારનો દુકાનમાં બેઠેલ છું. બહારનો કોઈ માણસ અહીં આવેલ નથી. લગડી ક્યાં જાય?"

"ક્યાં જાય!" હથેળીમાં લગડી રમાડતાં ધનકે કહ્યું, "આ રહી."

"હેં...હેં" શેઠ હર્ષથી બેબાકળા બન્યા.

"એ મેં ચોરી હતી."—ધનકે શેઠને વધુ ચમકાવ્યા. પણ બીજી જ પળે હસતાં હસતાં શેઠ બોલ્યા, "અસંભવિત છે."

ધનકે શેઠને ચોરીની વિગત સમજાવી, છતાં શેઠને વિશ્વાસ ન બેઠો.

"જુઓ શેઠ," શેઠના અવિશ્વાસ પર ખીજાયલા ધનકે કહ્યું, "અનુભવ સિવાય આ હકીકત તમને નહિ સમજાય. માટે તમે મુનીમની જગ્યાએ બેસો; હું લગડીને એની મૂળ જગ્યાએ ગોઠવી દઉં; તમે મને સોપારી ધામો, ને પછી હું એ લગડી કેવી ચાલાકીથી ઉપાડું છું તે તમે અનુભવી જુઓ."

શેઠ ખુશ ખુશ થઇ ગયા. તે મુનીમની જગ્યાએ બેઠા, ધનકે સોપારી લેવા હાથ લંબાવ્યો, લગડી ત્યાં ચોટી ગઇ, શેઠ 'વાહ...વાહ' કરવા લાગ્યા, ધનક પાછે પગલે ખસતાં ખસતાં શેઠને ચોરીનો પ્રયોગ સમજાવવા લાગ્યો, ને શેઠ 'વાહ...વાહ'ના મંત્રમાંથી જાગ્રત બને તે પહેલાં જ તે તે લગડી સાથે અદૃશ્ય થઈ ગયો.

× × ×

શિહોરની એક દેદ-કન્યાને બરવાળે પરણાવેલી. પણ પતિના અસહ્ય ત્રાસથી તે પિતાને ઘેર પાછી ફરેલી. આમ છતાં બરવાળાના બે કાઠી સૈનિકો પોતાના દેદની મદદે આવી તે કન્યાને શિહોરથી જોરજુલમપૂર્વક ઉપાડી ચાલ્યા.

શિહોરમાં તે વખતે અખેરાજજીનું રાજ્ય ચાલતું. કુંવર વખતસિંહજી યુવરાજપદે હતો. દેદ-કન્યાના હરણના સમાચાર મળતાં જ તે કાઠી સૈનિકોની વાંસે જવા તૈયાર બન્યો.

પણ રાજા અખેરાજજી આડે આવ્યા. યુવરાજના ઘોડાની લગામ પકડી રાખી તેમણે તેને આ પ્રશ્નનો શાંતિથી નિકાલ કરાવવાની સલાહ આપી.

પુત્રે પિતાને વીનવ્યો, આજીજી કરી, રક્ષણનો ધર્મ સમજાવ્યો. છતાં રાજા ન માન્યો. તેણે શાંતિનો જ આગ્રહ કર્યો. ને વખતસિંહજી તરત જ પિતાના હાથમાંથી લગામ ઝૂંટવી લઈ, તેને હડસેલતાં બોલ્યોઃ

'દૂર હઠ, ભગતડા. રાજ્ય એમ ન ચલાવાય.'

ને તરત જ ઘોડાને ઝડપી વેગ આપી, કાઠીઓને પકડી પાડી, બંનેને પૂરા કરી, પોતાના જ ઘોડા પર તે દેઠ-કન્યાને પાછી લઈ આવ્યો.

× × ×

વૃદ્ધ ગુરુ મોતને બિછાને સૂતા હતા, યુવાન શિષ્ય તેમના ચરણ ચાંપતો હતો.

"ભાઈ," ગુરુ બોલ્યા, "સવિતાનું થશે?"

"કેમ, હું છું ને!"

"પણ તમે બંને યુવાન છો. યુવાની વિશ્વાસપાત્ર ન લેખાય."

"ગુરુપુત્રીને પણ શું હું બહેન નહિ લેખી શકું!"–શિષ્યની આંખો સજળ બની. તે તરત જ બહાર ચાલ્યો ગયો. ને બીજે દિવસે ગુરુની સમીપ આવી નમન કરી બોલ્યો,

"હવે તો વિશ્વાસ આવશે ને!"

"હેં!" ગુરુનો શ્વાસ ફાટી ગયો. સવિતા સજળ નયને શિષ્યના ચરણમાં ઢળી પડી.

ગુરુ-પુત્રીની જોખમદારી લેવા એ તેજસ્વી યુવાન શિષ્યે પોતાના પુરુષત્વ પર નસ્તર મૂકાવી દીધું હતું.

× × ×

સિંધના સમ્રાટની કડામરજીનો ભોગ બની નાસી છૂટેલા એક જત-કુટુંબને આશરો આપવાની બાબતમાં વીર લખધીરજીએ માની સલાહ પૂછી.

માતા ધીમેથી બોલ્યાં, "દીકરા, મને એક વાત યાદ આવે છે. એક પ્રસંગે મારી ગેરહાજરીમાં દાસીએ તને ધવરાવી દીધો. મેં તરત જ તને અવળે માથે લટકાવી એ ધાવણ ઓકાવી દીધેલું. પણ હવે લાગે છે કે એકાદ ટીપું રહી ગયું હશે." ને આંખમાંથી ઠપકાભર્યું તેજસ્વી સ્મિત વેરતાં એમણે ઉમેર્યું, "નહિતર રજપૂતાણીનો દીકરો શરણાગતને આશ્રય આપતાં માની સલાહ પૂછવા ન આવે."

× × ×

અવંતીપતિ ભોજને લખલૂટ દાન આપવાની ટેવ હતી. તેની એ ટેવ સુધારવા તેના એક મંત્રીએ ભોજનું ધ્યાન ખેંચાય એ રીતે તેના રંગભવનમાં લખ્યું, "ભાવિ વિપત્તિને વિચારી સંપત્તિનો થોડોક સંચય કરવો જોઈએ." ભોજે હસીને એ વાક્યની નીચે ઉમેર્યું, "ભાગ્યશાળીઓને વળી વિપત્તિ શી!" મંત્રીએ તેની નીચે લખ્યું, "કોઈક પ્રસંગે ભાગ્ય વાંકું પણ બને છે." ભોજે ઉમેર્યું, "એવા પ્રસંગે તો સંચિત કરેલું પણ ચાલી જવાનું છે."

# બેન્ક

નર્મદાશંકર હ. વ્યાસ

વર્તમાન યુગમાં વિવિધ પ્રકારના રાષ્ટ્રિય તેમજ આંતરરાષ્ટ્રિય આર્થિક વ્યવહારને પાર પાડતી સંસ્થા બેન્ક છે. આર્થિક લેવડ-દેવડનું કેન્દ્રસ્થાન બેન્ક' છે. બેન્ક એટલે રાષ્ટ્રના આર્થિક દેહનું હૃદય.

બેન્કનાં મુખ્ય સાત કર્તવ્યો છે. આ સાત કર્તવ્યો આર્થિક દેહની સાત ધોરી નસો જેવાં છે. આ કર્તવ્યો દ્વારા સમાજનો આર્થિક વ્યવહાર જીવન્ત અને પ્રાણવાન બને છે. પ્રત્યેક કર્તવ્યને ટૂંકામાં જોઈએ.

બેન્કનું પ્રથમ કર્તવ્ય થાપણ સ્વીકારવાનું છે. સમાજમાં નાણાંની બચત કરનારી વ્યક્તિઓ પણ હોય છે. આ વ્યક્તિઓ પોતાની બચત બેન્કમાં થાપણ તરીકે મૂકે છે. આવી રીતે બેન્કમાં લાખો અને કરોડો રૂપિયાની થાપણ આવે છે. બેન્ક આવી થાપણ માટે વ્યાજ આપે છે એટલે વ્યક્તિ હંમેશાં બચત થતા નાણાંને બેન્કમાં થાપણ તરીકે મૂકી આવે છે.

થાપણના મુખ્ય ત્રણ પ્રકાર છે. (૧) સ્થિર થાપણ-Fixed Deposit-અમુક નિયત સમય માટે મૂકવામાં આવતું નાણું સ્થિર થાપણના વર્ગમાં આવે છે. સમય પૂરો થયા પહેલાં આ થાપણમાંથી પૈસા પાછા લઈ શકાતા નથી. બેન્ક આ થાપણનો ઉપયોગ અન્ય લોકોને થાપણ આપવામાં કરી શકે છે. (૨) બીજા પ્રકારની થાપણને બચતની થાપણ-Saving Deposit-કહેવામાં આવે છે. આ થાપણમાંથી પૈસા ઉપાડવા માટે સમયની મર્યાદા નથી. નિયમ પ્રમાણે અઠવાડિયામાં એક વખત પૈસા ઉપાડી શકાય છે અને હંમેશાં એક વખત થાપણમાં પૈસા મૂકી શકાય છે. (૩) ત્રીજા પ્રકારની થાપણ એ ચાલુ થાપણ-Current Deposit-છે. આ પ્રકારની થાપણ મુખ્યત્વે કરીને થાપણ મૂકનારના ઉપયોગ માટેજ હોય છે. થાપણમાં ગમે ત્યારે પૈસા મૂકી શકાય અને ગમે ત્યારે ગમે તેટલી વખત પૈસા ઉપાડી શકાય છે—ચેક દ્વારા. બેન્કથી આ થાપણનો ઉપયોગ નહિ થઈ શકવાથી તેનું વ્યાજ લગભગ હોતું નથી, અથવા કદાચિત હોય છે તો નામનું જ હોય છે. બચતની થાપણ માટે વ્યાજનો દર સાધારણ હોય છે અને સ્થિર થાપણનો તેના કરતાં વધારે હોય છે કારણ કે સ્થિર થાપણનો ઉપયોગ બેન્ક નિશ્ચિત રીતે કરી શકે છે.

બેન્કનું પહેલું કર્તવ્ય જેમ થાપણ સ્વીકારવાનું છે તેમ બેન્કનું બીજું કર્તવ્ય થાપણ આપવાનું છે. જેટલું પ્રથમ કર્તવ્ય ઉપયોગી છે તેટલુંજ આ કર્તવ્ય મહત્વનાનું છે. કેમકે બેન્કના આ કર્તવ્યને પરિણામે સમાજનું નાણું જીવન્ત અને ફરતું રહે છે. સ્વીકારેલી થાપણોમાંથી બેન્ક અમુક પ્રમાણમાં ઠરેલા ધોરણ પ્રમાણે અંડોળ-Reserve-રાખી બાકીના પૈસા અન્ય લોકો -વ્યાપારીઓ, ઉદ્યોગપતિઓ, કારખાનદારો, ઉત્પાદકો વગેરેને, તેમની માગણીની યોગ્યતા વિચારી, લોનના સ્વરૂપમાં આપે છે. આ લોન માટે બેન્ક

વ્યાજ લે છે. સ્થિર થાપણ માટે અને બચતની થાપણ માટે બેન્ક જેટલું વ્યાજ આપે છે તેના કરતાં લોનરૂપે આપેલ થાપણુ માટે બેન્કનો વ્યાજનો દર વધારે હોય છે. વ્યાજના એ બે દરનો તફાવત એ બેન્કની મુખ્ય આવક છે. બેન્કના વિકાસ પહેલાં શાહુકારો તથા વ્યાજખોરોનો–Money lenders–એક વર્ગ હતો, હજુ પણ છે. આ વર્ગની કરજ આપવાની અને બેન્કની કરજ આપવાની રીતમાં ઘણો તફાવત છે. શાહુકારને ત્યાંથી કરજ લેનારને પૈસા એક સાથે બધા મળી જાય છે તેમજ કોઈ પણ કારણને માટે મળી શકે છે, જ્યારે બેન્કમાંથી બેન્કને યોગ્ય લાગે તેવા નિશ્ચિત, ઉત્પાદક કાર્યને માટેજ લોન મળે છે અને તે પણ કરજ લેનારના હાથમાં રોકડા પૈસા તો બિલકુલ મળતા નથી. બેન્ક કરજ લેનારના નામ ઉપર જેટલી લોન આપવાની હોય તેટલા પૈસા જમા કરે છે અને જે કાર્યને માટે લોન આપવામાં આવી હોય તે કાર્યના ખર્ચ માટે કરજ લેનાર વ્યક્તિ બેન્ક ઉપર ચેક મોકલ્યા કરે છે. પ્રત્યેક ચેકના પૈસા અદા કરતાં પહેલાં બેન્કર ખાસ જુએ છે કે જે કાર્યને અર્થે લોન આપવામાં આવી છે તે જ કાર્યને અર્થે પૈસા અદા કરવાના છે કે કેમ. બેન્ક હમેશાં ઉત્પાદક જ કરજ આપશે, ભાગ્યે જ ઉપભોગાત્મક કરજ આપતી હશે, અને તે પણ સંપૂર્ણ જામીનગીરી (Security) સહ. શાહુકારોની પેઢીઓ વ્યક્તિગત સંસ્થા છે, તેમાં વ્યક્તિનો સ્વાર્થ રહેલો છે; જ્યારે બેન્ક સામાજિક સંસ્થા છે, રાષ્ટ્રની સંસ્થા છે અને તે હંમેશાં સમાજના અને રાષ્ટ્રના આર્થિક હિત અને કલ્યાણની દૃષ્ટિએ જ કામ કરે છે.

બેન્કનું ત્રીજું કર્તવ્ય કાગળની નોટો કાઢવાનું છે. પણ મધ્યવર્તી બેન્કનો જન્મ થતાં આ કામ કેવળ એ એકજ બેન્કને હસ્તક મૂકાયું છે.

બેન્કનું ચોથું કર્તવ્ય લોકોનાં કિંમતી ઘરેણાંઓ તેમજ બીજી કિંમતી વસ્તુઓ સાચવવાનું છે. બેન્કને પોતાના રક્ષણ માટે જાપ્તો રાખવો પડે છે. અને તેને માટે ખર્ચ વેઠવો પડે છે. બેન્કઘર સુરક્ષિત હોવાથી લોકો પોતાની કિંમતી વસ્તુઓ ત્યાં રાખવા માટે અચકાતા નથી. બેન્કમાં જુદાં જુદાં ખાનાંઓ બનાવેલાં હોય છે, અને આ ખાનાઓને અમુક ભાડાંથી લોકોને વાપરવા આપવામાં આવે છે. આ પ્રમાણે બેન્કને આવક થાય છે અને બેન્કના રક્ષણ માટે કરવા પડતા ખર્ચની વ્હેંચણી થઈ જાય છે.

બેન્કનું પાંચમું કર્તવ્ય ઉપર જોયેલા બીજા કર્તવ્યને મળતું છે. ઘણી વખત ચાલુ થાપણમાં–Current Account–પૈસા થઈ રહ્યા હોય અને છતાં બેન્ક પોતાના ગ્રાહકના ચેક સ્વીકારે છે. પણ આવા ચેક સ્વીકારતાં પહેલાં ગ્રાહકની ચાલુ થાપણમાં થોડા પૈસા જમા કરે છે અને તેની ખબર પોતાના ગ્રાહકને આપે છે. આમ જમા કરેલા–over-draft –પૈસા ઉપર બેન્ક વ્યાજ લે છે. તેમજ મકાન ઉપર, ઘરેણા ઉપર કે બીજી કોઇ securities ઉપર પૈસા ધીરે છે.

*બેન્કનું છઠ્ઠું કર્તવ્ય આંતર-રાષ્ટ્રિય વેપારની લેવડ-દેવડ સંભાળવાનું છે. આ કર્તવ્ય પણ ખૂબજ મહત્વનું છે. આતર-રાષ્ટ્રિય હુંડીઓ–International bills of Exchange–બેન્કની મારફતજ આવે છે અને જાય છે.

---

* આ પ્રશ્નની વિગતવાર ચર્ચા આગળ "આતર-રાષ્ટ્રિય વ્યાપાર" લેખમા કરવામા આવશે.

બેન્કનું સાતમું કર્તવ્ય સરકારનો આર્થિક વ્યવહાર પાર પાડવાનું છે. જેવી રીતે બેન્ક વ્યક્તિઓ, વ્યાપારીઓ, ઉત્પાદકો વગેરે સામાજિક સંસ્થાઓના એજન્ટ તરીકે કામ કરે છે તેવી જ રીતે તે સરકારના એજન્ટ તરીકે રાષ્ટ્રનો સમગ્ર આયક વ્યવહાર સંભાળે છે. આ કર્તવ્ય માત્ર અમુક બેન્કને અથવા મધ્યવર્તી બેન્કને જ સોંપવામાં આવે છે. સરકારની આવકનાં નાણાં બધાં બેન્કમાં જમા થાય છે. અને સરકારનાં પ્રત્યેક ખાતાંઓનો ખર્ચ બેન્ક દ્વારા અદા કરવામાં આવે છે. સરકારના ચોપડાઓમાં માત્ર હિસાબો રહે છે, નગદ નાણું બેન્કમાં રહે છે.

આજની આર્થિક દૃષ્ટિએ વિકાસ પામેલાં રાષ્ટ્રોમાં મોટે ભાગે મધ્યવર્તી બેન્ક હોય છે. મધ્યવર્તી બેન્ક રાષ્ટ્રની બેન્કીંગ પદ્ધતિનું કેન્દ્ર છે, તે Banker's Bank તરીકે અને સરકારના એજન્ટ તરીકે કામ કરે છે. કાગળની ચલણી નોટો કાઢવાનું કાર્ય આ બેન્કને હસ્તક હોય છે. રાષ્ટ્રની તમામ વિવિધ બેન્કો, જેવી કે વ્યાપારિક બેન્કો—Commercial Banks, ઔદ્યોગિક બેન્કો–Industrial Banks, સહકારી બેન્કો—Co-operative Banks, ખેતીવાડી અંગેની બેન્કો—Agricultural Banks, શહેરની બેન્કો—Urban Banks, ગામડાંની બેન્કો—Rural Banks, વિમાને અંગેની બેન્કો—Insurance Banks—વગેરેનું ભંડોળ—Reserve—આ બેન્ક પાસે રહે છે. સુવ્યવસ્થિત અને સંગીન મધ્યવર્તી બેન્ક રાષ્ટ્રના આર્થિક અને નાણાં સંબંધી સમૃદ્ધિ અને સ્થિરતા માટે આવશ્યક છે. તે કાગળની ચલણી નોટો દ્વારા રાષ્ટ્રનાં નાણું–currency–ને નિયમિત અને વ્યવસ્થિત કરે છે; બેન્કર્સ બેન્ક તરીકે સારાયે રાષ્ટ્રની શાખ—Credit ને મજબુત બનાવે છે—નાણાંનો અને શાખનો સમન્વય સાધે છે; પરિણામે આર્થિક સમતોલપણું અને પૈસાની અને વસ્તુઓની કિંમતની સ્થિરતા જળવાઇ રહે છે; તેમજ આંતર–રાષ્ટ્રિય લેવડ-દેવડની કિંમત સ્થિર બને છે. રાષ્ટ્રિય આર્થિક વ્યવહાર મધ્યવર્તી બેન્કથી સુંદર રીતે, સમતોલપણે ચાલી શકે છે, અને કટોકટીને પ્રસંગે, આર્થિક આપત્તિને સમયે મધ્યવર્તી બેન્ક રાષ્ટ્રની ઉત્તમમાં ઉત્તમ સેવા બજાવે છે. મધ્યવર્તી બેન્કને અભાવે પહેલાંના જમાનામાં રાષ્ટ્રોને આર્થિક વિપત્તિઓ સખત રીતે સહન કરવી પડતી, પણ આજે મધ્યવર્તી બેન્કના વિકાસને પરિણામે આર્થિક આપત્તિઓનું સંકટ લગભગ ટળી ગયું છે. રાષ્ટ્રને સાધારણ સંજોગોમાં મધ્યવર્તી બેન્ક અદ્ભુત સેવા આપે છે. આખાયે રાષ્ટ્રની બેન્કીંગ નીતિ—વ્યાજના દર, કપાતના દર—Discount rates—થાપણો આપવાની મર્યાદા વગેરે મધ્યવર્તી બેન્કથી જ નક્કી થાય છે.

# સ્વપ્ન-માધુરી

ચુનીલાલ વર્ધમાન શાહ

આજે મને આબુમાં આવ્યાને અઠવાડિયું પુરૂ થતું હતું પિતાજી લાંબી માંદગીમાંથી સાજા થયા, અને તેમની માવજતમાં રોકાઈ રહેવાથી હું પણ ખૂબ થાકી ગયો હતો તેથી થોડા દિવસ આબુ જઈને આરામ લઉં એમ થયા કરતું હતું. પણ પિતાજીએ મમતાથી કહેલું કે, "બેટા! અઠવાડિયાથી વધુ રોકાઈશ નહિ હો!" એટલે મારાથી હવે વધુ દિવસ આબુમાં રહી શકાય તેમ નહોતું.

આબુમાં રહેવાની સગવડ તો સરસ હતી. મારો મિત્ર સુરેશ ઉનાળો ગાળવા માટે આબુમાં આવીને રહ્યો હતો. તેણે એક બગલો ભાડે રાખ્યો હતો, તેની સ્ત્રી સુશીલા અને એક ચાકર પણ સાથે હતાં, સુરેશ અને સુશીલા મમતાળુ હતાં, એટલે મને લાગતું કે જાણે હું સ્વજનોની સાથે જ રહેતો હોઉં. હું આવ્યો ત્યારે સુશીલાએ પૂછેલું: 'મનુભાઈ! કહો,' આજે જમવાનું શું બનાવું?"

"જમવાનું મને પૂછીને કરવાનું!" મેં સામું પૂછ્યું.

"હા, તમને ખૂબ ભાવે તે બનાવું, તમે ક્યાં પરાયા છો કે તમને પૂછવાથી અવિનય થઈ જાય?"

મે કહ્યું: "ત્યારે તો સેવનો બિરંજ બનાવો, મને ખૂબ ભાવે છે."

સુશીલાએ હસીને કહ્યું: "આ કાંઈ અમદાવાદ નથી કે ધારી વસ્તુ મળે શકે. અહીં સેવ ક્યાંથી હોય?"

તે દિવસે સુશીલાએ ચોખાનો બિરજ બનાવ્યો હતો.

આજે મેં કહ્યું: "સુશીલા બહેન? સાંજે હું જવાનો છું, હોં! આજે અઠવાડિયું પૂરૂં થયું, વધુ રોકાવાની પિતાજીની પરવાનગી નથી."

"આજે તો હું તમને નહિ જવા દઉં." સુશીલાએ કહ્યું: "અમદાવાદથી સેવ મંગાવી છે તે આજે સાંજે આવશે, કાલે તમને સેવનો બિરંજ ખવરાવું, પછી ભલે કાલે સાંજે જજો."

"ના, ના, સેવનો બિરંજ વળી બીજી કોઈવાર જમીશ, પણ આજે તો હું જઈશ જ. ધોબીને કહી દેજો કે સાંજ પહેલાં મારાં કપડાં આપી જાય."

વળતો જવાબ સાંભળવાને થોભ્યા વિના જ હું મારી ચિત્રપાટી લઈને નીકળી પડ્યો.

પ્રભાતનો સમય હતો. સૂર્ય ક્ષિતિજમાંથી બહાર નીકળી રહ્યો હતો. તેના રતુંબડા પ્રકાશમાં પહાડનાં શિખરો, ખડકો, દહેરાં અને વૃક્ષો સ્નાન કરી રહ્યાં હતાં. કોઈ કોઈ શ્વેત મેઘખંડો આકાશમાં મંદ ગતિએ ચાલી રહ્યાં હતાં. નિકટમાં આવેલા એક તળાવના પાણીમાં પ્રતિબિંબિત થતા ભૂરા આકાશપર છંટાયલો ગુલાબી રંગ કેવો નયનરમ્ય લાગતો હતો! ચિત્રાલેખન માટે આબુમાંના આઠ દિવસના નિવાસમાં હું અનેક દશ્યો જોઇ ચૂક્યો હતો, તેમાંનાં કેટલાંકને મે ચિત્રોમાં ઊતાર્યાં હતાં, પરંતુ અત્યારનું દશ્ય મને જેવું સુંદર લાગ્યું હતું તેવું બીજું એકે દશ્ય લાગ્યું નહોતું. વધુ દૂર નહિ જતાં તળાવને કાંઠે જ એક

વૃક્ષ નીચેની શિલાપર હું બેસી ગયો અને ચિત્રપાટીમાં એ દૃશ્યને ઊતારવા લાગી ગયો.

બરાબર સામે બે મોટાં વૃક્ષો ઊભાં હતાં. વૃક્ષોની ડાળીઓ ઊંચીઊંચી વધીને ઉપર જતાં એકબીજાને મળીને જાણે એક કમાનદાર દરવાજો બનાવી રહી હતી. પસાર થઈ ગયેલી વસંતે વૃક્ષોને નવાં પાંદડાં બક્ષ્યાં હતાં તેથી બેઉ વૃક્ષો લીલાંછમ અને ઘટાદાર બન્યાં હતાં. અને એ બેઉ વૃક્ષોના બનેલા દરવાજાની વચ્ચેથી સૂર્ય ધીરે ધીરે ઊંચો ચડી રહ્યો હતો, જળમાં સુવર્ણપટ પ્રસારી રહ્યો હતો.

સામે કાંઠે કોઈ પુરુષ આવી ધોતિયું ધોવા લાગ્યો, પરન્તુ ચિત્રાલેખનમાં એકાગ્ર મારા ધ્યાનને તે ભગ્ન કરી શકયો નહિ. પક્ષીઓનો કલરવ ચાલ્યા કરતો હતો પણ તેમનું સંગીત સુણવા મારા કાન અત્યારે તૈયાર નહોતા. મંદ શીતળ વાયુ સ્પર્શસુખદ હતો પણ તેના સંવેદનનો આનંદ માણવાની મને ફુરસદ નહોતી. મારે તો સૂર્યોદય સમયનું સુંદર-તેજમિશ્રિત રંગદર્શન ચિત્રમાં મૂર્તિમંત કરવાનું હતું, અને હું તે કાર્યમાં જ લીન બની ગયો હતો.

વિધવિધ રંગોથી મંડિત રંગભૂમિપર નેપથ્યમાંથી કોઇ અપ્સરા એકાએક ઊતરી આવે, તેમ એક બાળાને મેં ઓચિંતી એ દૃશ્યની વચ્ચે આવીને ઊભેલી જોઇ! તે બરાબર મારી સામે જ—સામે કિનારે વૃક્ષઘટાની વચ્ચોવચ્ચ ઊભી રહી. તે મને જોઈ રહી હતી કે તે પણ મારી પેઠે તળાવમાંના જળમાં વેરાયલી રંગલીલા જોઈ રહી હતી તેનો હું નિશ્ચય કરી શકયો નહિ; પણ યક્ષકન્યા સરખી તેની મરોડદાર દેહયષ્ટિ એટલે દૂરથી એવી નયનરમ્ય દેખાતી હતી કે મને એ જડ દૃશ્યમાં ઊમેરાયલી સજીવ સૃષ્ટિએ ઉલ્લસિત બનાવી મૂકયો અને મેં તેની આકૃતિને ચિત્રમાં ઉતારવા માંડીઃ અને અહા! સૂર્યે પણ કેવો સુંદર ઉપહાર ધર્યો! તે ઊંચે ચડીને એ બાળાના મસ્તકની પાછળના પ્રભામંડળની જેમ ગોળાકૃતિમાં વિરાજી રહ્યો! 'અદ્ભુત! અદ્ભુત! સુંદર! અત્યંત સુંદર!' એવો મૌન ચિત્કાર મારા અંતરમાં ઊઠયો અને મારી પીંછી જોરથી ચાલવા લાગી.

એ બાળા જેમ ઓચિંતી મારા દૃષ્ટિપથમાં આવી ઊભી હતી, તેમ ઓચિંતી તે અદૃશ્ય થઈ ગઇ! માત્ર બે-ત્રણ મિનિટનું દર્શન આપીને તે ચાલી ગઈ. પણ મારા ચિત્રને તો તે ખરેખર સજીવ બનાવી ગઇ હતી. ચિત્રની સુંદરતા સર્જવા માટે હું કોનો આભાર માનું? એ વૃક્ષોનો, એ તળાવનો, એ સૂર્યનો કે એ બાળાનો?

ચિત્રની રેખાઓ પૂરી થઈ ગઇ હતી, રંગો સુંદર મેળ સાધતા શોભી ઊઠતા હતા, જો કે ચિત્રકલાની દૃષ્ટિએ હજી ચિત્ર અપૂર્ણ હતુંઃ તે પૂરૂં કરવાને હું મંથી રહ્યો હતો.

"હવે ચાલો! મોડું થાય છે!" મારી પીઠ પાછળ કોઈએ દૂરથી હાક મારી.

તુરત મેં પાછું વાળીને જોયુંઃ અહા! એજ બાળા મારી પાછળ આવેલા એક વૃક્ષના થડ આડે છપાઇને મારૂં ચિત્રાલેખન જોઇ રહી હતી! તેના ઓઠ ઉપર મધુર સ્મિત હતું, નેત્રોમાં કૌતુક અને આનંદ હતાં, તેના હાથમાં દાંડલી સાથેનું શ્વેત સુંદર કમળ હતું; મારી દૃષ્ટિ તેની ઉપર પડતાં જ તે જરા પાછી હટી, ચોરીથી ચિત્ર જોઇ લેવા માટે શરમાઈ અને પછી પૂંઠ ફેરવીને દોડી ગઇ. દોડતાં દોડતાં તે જરા થોભી અને મારી ભણી પાછું વાળીને જોઈ ચાલી ગઈ. થોડે દૂર પેલો પુરુષ તેની રાહ જોઈને ઊભો હતો, તેની પાસે પહોંચી ગઇ. ક્ષણમાં બેઉ અદૃશ્ય થઈ ગયાં. દૃષ્ટિમાંથી સદંતર દૂર થતાં તે બાળા એક વાર ફરીથી મારા ભણી દૃષ્ટિપાત કરશે એવી મેં આશા રાખી હતી પણ તે નિષ્ફળ નીવડી. હું એ દિશા ભણી કેટલીયવાર સુધી જોઇ રહ્યો. કોઇ ઊંચાણવાળા ભાગ ઉપર ચડીને આગળ

જતાં પુનઃ એ બાળાની પીઠની આકૃતિનું દર્શન થશે, તેની આસમાની સાડીનો ઊડતો પાલવ દેખાશે, તેના ચંપેરી વર્ણમાં ભળી જતો કમખો અને ચંપાનાં ફૂલની વેણી જોવામાં આવશે, તેના હાથમાં રમી રહેલી કમળની દાંડલી લહેરાતી દેખાશે; એ સુંદર દશ્યનું મધુર સ્વપ્ન હું રચી રહ્યો હતો, પણ એ સ્વપ્નનો સાક્ષાત્કાર ન થયો.

ચિત્રના આનંદનું સંવેદન અધૂરું રહી ગયું. મેં અસંતોષથી નિઃશ્વાસ નાખ્યો અને ચિત્ર પૂરું કરવામાં ચિત્ત ન ચોંટયું. હું પાછો ફર્યો.

સાંજ પડયા પહેલાં ધોબી લુગડાં આપી ગયો હતો. સુશીલાએ મારું બિસ્તર, બેગ અને કપડાં બધું એકઠું કરીને એક સ્થળે મૂકી રાખ્યું હતું. મોટર–બસ નીકળે ત્યારે મારો સામાન તેમાં મૂકી દેવાને હાજર રહેવા તેણે નોકરને કહી રાખ્યું હતું પરન્તુ આજે જવાનું મારું મન નહોતું! સુરેશે માત્ર વિનય ખાતર કહ્યું: "એકાદ–બે દિવસ વધુ રહી જાય તો શો વાંધો છે? પિતાજીની તબિયત તો હવે સારી છે." અને મેં તુરત એ આગ્રહને માન્ય કરી લીધો! સુશીલાએ કદાચ માન્યું હશે કે સેવના બિરંજના સ્વાદનો એ ચમત્કાર હશે.

બીજે દિવસે સ્હવારે પાછો હું તેજ સ્થળે જઈને બેઠો. એજ સમય હતો, એજ સૂર્ય હતો, એજ વૃક્ષો હતાં, એજ તળાવ હતું, એજ દશ્ય હતું, પરન્તુ આજે એ દશ્યને સંપૂર્ણતા આપનારી બાળા નહોતી! ચિત્ર મેં પૂરું કરી રાખ્યું હતું અને હું તે સાથે લઈને આવ્યો હતો. જે ચિત્ર એ બાળા છુપાઈ ને જોઈ રહી હતી, તે ચિત્ર તેના હાથમાં મૂકીને તેના આનંદપ્રફુલ્લિત વદનનું દર્શન કરવાને હું અધીરો બની ગયો હતો. હું તેના આગમનના માર્ગ તરફ જોતો, વૃક્ષઘટા તરફ જોતો, ચારે પાસ દષ્ટિપાત કરતો પણ બધી પ્રતીક્ષા નિષ્ફળ જતી હતી.

એટલામાં પેલો પુરુષ ગઈકાલની પેઠે આવીને એજ સ્થળે ધોતિયું ધોવા લાગ્યો. હવે વૃક્ષઘટા તરફજ હું મીટ માંડીને બેઠો. ગઈકાલ કરતાં સૂર્ય વધારે ઊંચો ચઢી ગયો. પેલો પુરુષ ધોતિયું ધોઈ, નાહીને જવા લાગ્યો. પણ એ બાળા ન દેખાઈ.

એટલામાં મેં મારી પીઠ પાછળ બંગડીનો રણકાર સાંભળ્યો અને મેં પાછું વાળીને જોયું; પણ તે બંગડીનો રણકાર નહોતો–એક ગાય ચરતી હતી તેની કોટે બાંધેલો ઘૂઘરો ત્રુટક ત્રુટક રણકાર કરતો હતો!

પેલો પુરુષ મારી તરફ આવતો હોય એમ મને લાગ્યું. મારા ચિત્તમાં વિચારમાળા ફરવા લાગી. તેની દ્વારા એ બાળાએ કાંઈ સંદેશો કહાવ્યો હોય વધુ નહિ તો મારું પૂરેપૂરું ચિત્ર જોવાની આકાંક્ષા વ્યક્ત કરી હોય અને એ નિમિત્તે મને મળવાનું આમંત્રણ આપ્યું હોય એ મને બનવાજોગ લાગ્યું. મારે એ સંદેશા કે આમંત્રણનો કેવો જવાબ વાળવો તેનો મેં ક્ષણાર્ધમાં વિચાર કરી નાંખ્યો...પણ...એ તો મારી ભણી ન આવતાં બીજી બાજુએજ વળવા લાગ્યો!

કશી ફીકર નહિ; એક અજાણી બાળા એવો સંદેશો કહાવતાં કે આમંત્રણ આપતાં સંકોચાય, પરન્તુ કલાકારનો તો એ ધર્મ છે કે કલારસિકને પોતાની કલાકૃતિ બતાવીને તેને યથેચ્છ આનંદ લૂંટવા દેવો! એટલે તેવા સંદેશા કે આમંત્રણની રાહ જોયા વિના હું પેલા પુરુષ તરફ ચાલ્યો અને તેને મેં પૂછયું: "ગઈકાલે તમારી સાથે એક બાઈ હતાં, તે ક્યાં છે?"

"તે તો મારા શેઠની દીકરી હતાં, તે કાલે વતનમાં ગયાં; તમારે તેમનું શું કામ?"

"કામ તો કશું નહોતું; આ ચિત્ર તે જોતાં હતાં, પણ તે વખતે તે પૂરું થયું

નહોતું; આજે પૂરૂં થયું છે, એટલે જો તે અહીં આવ્યાં હોત તો હું તેમને બતાવત. વારૂ, તે કયે ગામ ગયાં?"

"ભલા માણસ છો કે શું? રસ્તે પડો!" એમ કહીને તે મને કરડી નજરે જોતો જોતો ચાલ્યો ગયો.

હું મનમાં ચીડાયો: "કેવો જંગલી માણસ છે! સભ્યતાનો તો તેનામાં છાંટોય નથી. હશે કોઈ બે બદામનો નોકર..."

હું પાછો ફર્યો, પણ કહેવાની જરૂર નથી કે એ અનુપમ લાવણ્યવતી બાળા મારા ચિત્તમાં રમી રહી હતી.

જે ચિત્ર મેં દોર્યું હતું તે તો એક સુંદર દૃશ્ય માત્ર હતું. તેમાં એ બાળાની મૂર્તિ હતી પરન્તુ તે સૃષ્ટિસૌંદર્યની સજીવતા પૂરતી જ. પરન્તુ એ નૈસર્ગિક દૃશ્યની સુંદરતા કરતાં વધારે મધુરી ભાવ–સુંદરતા હવે મારા ચિત્તમાં વસી હતી. એ મધુર સ્મિત કરતા ઓઠ, એ કૌતુકાનંદભરિત નયનો, એ પ્રસન્ન વદનમંડળ, એ લજ્જાનાં ખંજન, એ કમળ–દાંડલી પકડેલો હાથ, એ ચપળ ગતિ...ખરેખર, એ સૌંદર્ય–માધુર્યની દિવ્ય પ્રતિમાને ચિત્તમાંથી ખસેડી શકાય તેમજ નહોતું. એ સૌંદર્યની સમીપે મેં આલેખેલા દૃશ્યનું સૌંદર્ય કશી વિસાતમાં નહોતું.

અમદાવાદથી સેવ મંગાવીને બનાવેલો બિરંજ હું કેમ બરાબર ખાતો નથી તે સુશીલા સમજી શકતી નહોતી. મારી ઈચ્છાથીજ હું એક દિવસ વધુ રોકાયો હતો, છતાં હું કેમ સચિંત અને મૂગો રહ્યા કરૂં છું તે સુરેશ સમજી શકતો નહોતો.

સાંજસુધી હું ચિત્રપાટી પર લીટા દોરતોજ બેસી રહ્યો. સાંજે આણુથી નીકળીને આખી રાત ટ્રેનમાં મેં એ બાળાની પ્રતિમાનું જ ધ્યાન ધર્યા કર્યું, અને અમદાવાદ આવીને પુનઃ એ ધ્યેયમૂર્તિનું ચિત્ર દોરવા માંડયું. પેલું પૂર્ણ કરેલું દૃશ્યનું ચિત્ર નકામું હતું, મારી ધ્યેય મૂર્તિની સુંદરતા તેમાં સ્વલ્પ પણ ક્યાં હતી! ચિત્ર આલેખવા અનેક કાગળો બગાડયા, અનેક અધૂરાં લાગતાં ચિત્રો ફાડીને ફેંકી દીધાં, પુષ્કળ દિવસો વીતાવ્યા, પણ એકકે ચિત્ર પાર ન ઊતર્યું. ચિત્તમાં વસી રહેલું સૌંદર્ય ચિત્રમાં ઉતારવાના યત્નોને પુનઃ પુનઃ નિષ્ફળતાજ મળ્યા કરી. ચિત્તમાં જરાએ અસ્પષ્ટતા નહોતી; એના વદનમંડળની અને દેહલાવણ્યની પ્રત્યેક રેખા સ્પષ્ટ હતી, પણ કેમે કર્યાં તે ચિત્રમાં ઊતરી શકતી નહોતી. જે દર્શનમાધુરીએ મને મુગ્ધ બનાવીને ચિત્તની સ્વપ્નમાધુરી જન્માવી હતી તે ચિત્રપાટી પર ઊતરવાની ના પાડતી હતી! દર્શનમાધુરીએ જન્માવેલા આનંદસંવેદનનો અનુભવ ચિત્તની એ સ્વપ્નમાધુરી કરાવતી હતી, પણ એ આનંદસંવેદનને પુનઃ જાગૃત કરે એવું ચિત્ર મારી પીંછી દ્વારા ઊતરી શકતું નહોતું.

હું વિવશ બન્યો. પીંછી ફેંકી દઈને મેં પેન હાથમાં લીધી. રંગ અને રેખામાં જે ન ઊતરી શક્યું તે હવે મેં કવિતાની વાણીમાં ઉતારવા માંડયું, પણ વાણીય મને દગો દેતી હોય એમ લાગ્યું. અનેક છંદોનો આશ્રય લીધો, અનેક શબ્દો ગોઠવી જોયા, અનેક અલંકારોનો ઉપયોગ કર્યો, પણ વાણીમાં એ માધુરી ખડી ન થઈ.

છેવટે મેં બે પંક્તિઓ લખી;

આનંદવસ્તુની પ્રાપ્તિ, નથી આનંદસમૃદ્ધિ,<br>
કિન્તુ છે માનવીચિત્તે, આનંદ સ્વપ્નમાધુરી.

અને પછી મેં પેન પણ ફેંકી દીધી.

---

# ચૂંથાતી માતાઓ

ચમનલાલ

લશ્કર, નાણું અને સંસ્કાર એ ત્રણ કોઈ પણ પ્રજાના જીવનટકાવના મહત્ત્વનાં અંગ છે. તેમાં લશ્કરનો આધાર શરીરબળ છે, નાણાંનો આધાર વ્યાપાર છે, સંસ્કારનો આધાર કેળવણી છે. સત્તાવનના બળવા પછી હિંદ લશ્કર અને નાણું બન્ને વિષયમાં તો સંપૂર્ણપણે ગુલામ બની ચૂકેલું. પણ એનું સંસ્કારબળ ઊંડું હતું. એની પ્રજાની બુદ્ધિ તીક્ષ્ણ હતી, એની સ્ત્રીઓમાં પવિત્રતાની ભાવના હતી, એના પુરુષવર્ગમાં ધર્મ, સંયમ ને સદાચારની કિંમત અંકાતી, એના સ્ત્રી અને પુરુષ અતૂટ ઐક્યની સાંકળે ગૂંથાયલાં હતાં. આ સ્થિતિમાં એને સંસ્કારના વિષયમાં સહેજે ગુલામ બનાવી શકાય એ અસંભવિત બન્યું. પરિણામે ગોરી પ્રજાએ એક બાજુએ એને ધાર્મિક અને સાંસ્કારિક સ્વાતંત્ર્યનું વચન આપી એનાં સામાજિક નિયમનોને જાળવી રાખતા કાયદા ઘડ્યા, જ્યારે બીજી બાજુએ તેણે કેળવણીની એવી જાળ ગૂંથી કે એ જાળમાં સપડાયલ પ્રજા પોતે જ પોતાના ધાર્મિક, સાંસ્કારિક અને સામાજિક સ્વાતંત્ર્યને ગોરી પ્રજાને ખીલે બાંધવાની માગણી કરે.

અને જેમ જેમ એ કેળવણીની જાળ વિસ્તરતી ગઈ—ધર્મ અને સંયમની ભાવના ઢીલી પડવા માંડી, સદાચાર ને પવિત્રતા તર્કનો વિષય બન્યા, સ્ત્રી અને પુરુષ વચ્ચે વિગ્રહનાં બીજ વધવા માંડ્યાં. આર્ય સંસ્કૃતિનો કોઈ પણ અભ્યાસી એ સહેજે સમજી શકે એવી વાત છે કે પ્રજાનો જ્યારે ધર્મ પરથી વિશ્વાસ ઊઠી જાય છે, એની પવિત્રતાની ભાવના જ્યારે ક્ષીણ બને છે કે એની સ્ત્રીઓ જ્યારે પતિની પ્રિયતમા, ગૃહદેવી અને ઊગતી પ્રજાની પવિત્ર માતાના પદેથી ગબડી પડી પૈસાને ખાતર પરપુરુષોના હાથ નીચે કામ કરતી દાસીઓ બને છે—પ્રજા સંસ્કારના શિખરેથી પટકાવા માંડે છે, એની બુદ્ધિ કચરાઈ જઈ તે હમેશની ગુલામ બને છે.

નવી કેળવણીએ શરૂઆતમાં સામાજિક બંધનો તોડ્યાં, પછી ધર્મભાવના તોડી ને છેવટે તેણે સંસ્કારનું નિર્મળ અને આદિ-ઝરણ એવી સ્ત્રીને પોતાનું લક્ષ્ય બનાવી. સ્ત્રી ધીમેધીમે ફસાવા માંડી. પ્રજામાં સાંસ્કારિક ગુલામી વિકસાવવાને તેને પુરુષથી છૂટી પાડવામાં આવે છે તે તે વીસરી ગઈ. તેણે સરકાર પાસે પુરુષથી સ્વતંત્ર હક્ક માગ્યા. પોતાના પિતા, ભાઈ, પતિ કે પુત્ર કરતાં પણ તે પરદેશી સરકારમાં વધારે વિશ્વાસ કેળવવા લાગી.

હિંદની પ્રજાનો નેવું ટકા જેટલો પુરુષવર્ગ ને ૯૮.૮ ટકા જેટલો સ્ત્રીવર્ગ નવી કેળવણીથી હજી વિમુખ રહેલો છે. તેમાંના મોટા ભાગને પોતાની સંસ્કૃતિ પર વિશ્વાસ છે. પણ નવા ધોરણે કેળવાયલ વર્ગમાં એવો વિશ્વાસ રાખનારી પ્રજા લઘુમતિમાં આવી ગઈ

છે. ને હિંદનું ધાર્મિક કે સામાજિક શાસન હિંદી પ્રજાની ઇચ્છા પ્રમાણે નહિ પણ નવી રીતે કેળવવામાં આવેલી અલ્પ પ્રજામાં બહુમતિ ધરાવનાર વર્ગની ઇચ્છા પ્રમાણે ચલાવવામાં આવે છે. પરિણામે તે વિષયમાં અવનવા ધારાઓ પ્રતિદિન ઘડાતાજ રહે છે. હિંદના સ્ત્રીવર્ગ સંબંધમાં મોહક ને મારક કાયદાઓ ઘડવા હશે ત્યારે ૯૮.૮ ટકા સ્ત્રીઓનો અભિપ્રાય નહિ પૂછાય; પણ જાળમાં સપડાયલ ૧.૨ સ્ત્રીઓમાંનો અમુક વર્ગ શું કહે છે તેના પર જ પ્રજાની બહુમતિના નામે ધ્યાન અપાશે.

હિંદમાં કદાચ એક લાખ કન્યાઓ પણ એવી નહિ મળે જેમને સ્વાભાવિક સંયોગોમાં પિતૃકુટુંબમાંથી જે કંઈ મળવાનું હોય તે કરતાં વારસા-હકથી વિશેષ મળે. છતાં કેળવાયલી અમુક ધનિક કન્યાઓને ખાતર એવો કાયદો ઘડાય છે. કેમકે ભાઇ અને બહેન વચ્ચેના અતૂટ અને નિર્મળ સંબંધમાં વિગ્રહનાં મૂળ નાંખવાનો એ એકજ ઉપાય છે. આજે ભાઈ ભાઈ વચ્ચે નજીવી બાબતોમાં જે કલહ ખેલાય છે તે આવતીકાલે ભાઇ અને બહેન વચ્ચે ખેલાશે. થોડીક ધનિક કન્યાઓના આર્થિક લાભને ખાતર હિંદની બહેનો એમના ભાઇથી છૂટી પડી જશે. આજે એમાંના મોટા વર્ગને જે સ્નેહભાવે મળે છે તે આવતીકાલે હકથી મેળવવા જતાં એને કોર્ટોમાં દોડી વકીલોનાં ખીશાં ભરવાનાં રહેશે.

આજના ગરીબ હિંદમાં લાખ્ખોજ નહિ બલકે કરોડની હદે પહોંચતો એવો પુરુષવર્ગ છે જેને પિતૃકુટુંબમાંથી મળતું તો કંઈ જ ન હોય, ઊલટું પોતાને મજૂરી કરીને માતપિતાનું કે કુટુંબનું ભરણપોષણ કરવું પડતું હોય, કે દેવું ચૂકવવું પડતું હોય. આવો વર્ગ આજે તો બહેનને પૂજ્ય ગણી તેને મજૂરીમાંથી પણ સ્નેહપૂર્વક ભેટ આપે છે. પણ જ્યારે તે તેને સમાન ગણતો બનશે ત્યારે પોતાની જવાબદારીમાં પણ બહેનને ભાગીદાર લેખી તે તે જવાબદારી પ્રત્યે બેપરવા બનશે. ને બહેન જો એવી જવાબદારી સ્વીકારી લે તો તે પૂર્ણ કરવામાં તેને સ્વતંત્ર દ્રવ્યોપાર્જન કરવું પડે, ને એમ થતાં જ સ્ત્રી ગૃહદેવી મટી નોકરિયાત બનશે.

આ રીતે વારસા-હક થોડાંક ધનિક કુટુંબોની કન્યાઓને, નજેવી વિધવાઓને કે મુક્તવિહારિણી સુંદરીઓને આર્થિક દૃષ્ટિએ કંઇક મદદકર્તા બનવાના બદલામાં કરોડો સ્ત્રીઓનો બહેન તરીકેનો પવિત્ર દરજ્જો ઝૂંટવી લઇ, તેમને આર્થિક જવાબદારીઓમાં હડસેલી મૂકી, તેમની મહત્તાને ચૂંથી નાંખશે.

ને છૂટાછેડાનો કાયદો જેમને માટે ઘડાય છે તે હિંદી સ્ત્રીઓનો જો એ વિષયમાં મત પૂછવામાં આવે તો અડધો ટકો મત પણ તેની તરફેણમાં નહિ મળે. નેવું ટકા સ્ત્રીઓ તો એ નામ સાંભળતાં પણ કંપી ઊઠશે; છતાં થોડીક ભણેલી સ્ત્રીઓની હોહાથી એવો કાયદો ઘડાય છે. પણ આ કાયદો તો સ્ત્રીને માટે વારસાહક કરતાં પણ વધારે ઝેરી નીવડવાનો છે. તેના આશ્રયે સ્ત્રી જેમ પતિથી છૂટી બની શકશે તેમ પુરુષ પણ પત્નીને પવિત્ર અર્ધાંગ નહિ, પણ કરારથી જોડાયલ રમકડું લેખશે. તે ગમશે ત્યાંસુધી એની ઇચ્છાઓ સંતોષશે, નહિ ગમે કે તરતજ તેને ગમે તેવા કુટિલ બહાના નીચે જગતની ઠોકરે હડસેલી મૂકશે. ને આ રીતે અથડાતી સ્ત્રીનાં નિર્મળ પ્રેમ, પવિત્રતા, સહિષ્ણુતા કે માર્દવનાં ઝરણ સુકાવા માંડશે.—જે સુકાતાં જ પુત્ર તરફથી પ્રેમભરી પૂજા પણ સ્ત્રીને માટે કેવળ કલ્પનાનો વિષય બની રહેશે. ને આ હદે પહોંચેલી સ્ત્રીની કુક્ષીમાં ઉત્પન્ન થયેલી કન્યા એવા સંસ્કાર

લઈ જન્મશે કે પિતા જેને પવિત્ર ને પૂજ્ય નારી તરીકે નહિ પણ મન રીઝવતા સંતાન તરીકે જ ઉછેરશે.

આમ પતિ, ભાઈ, પુત્ર ને પિતાથી છૂટી પડતી ને આર્થિક સ્વતંત્રતામાં રાચતી સ્ત્રી જગતની ઠોકરે ચડશે. આર્થિક સ્વાતંત્ર્ય એને આંગણે આર્થિક જવાબદારીઓના પણ જંગ ખડકશે. એ જવાબદારીઓ અદા કરવા સ્ત્રીને આર્થિક ક્ષેત્રમાં પુરુષ સાથે અથડામણમાં આવવું પડશે. જે દેશની સરકાર પોતાના પુરુષવર્ગના પોણા ભાગની પણ બેકારી નથી ટાળી શકતી તે પૈસાની પાછળ મંડેલ સ્ત્રી-પુરુષ બન્નેને શી રીતે સંતોષી શકવાની હતી? પરિણામે, કદાચ, સરકારી નોકરીમાં જેમ આજે હિંદુ-મુસ્લીમ ટકાધોરણ છે તેમ સ્ત્રી-પુરુષ ટકાધોરણ પણ પ્રવેશે. ને ખાનગી નોકરીઓમાં તો જે માલિકને વધારે સંતોષી શકશે તેને જ પહેલું સ્થાન મળશે. ને સ્ત્રી-નોકરોને પસંદગી આપતાં માલિકોદ્વારા સંતોષના કેટલા સુંદર આશયો સેવવામાં આવે છે તે તો જગજાણીતી વાત છે.

સ્ત્રી અને પુરુષ બંનેએ મળીને એક એવાં સંપૂર્ણ યુગલ બની જવું જોઈએ (પુરુષ અને પુરુષ કે સ્ત્રી અને સ્ત્રી વચ્ચે આવો યુગલભાવ કુદરત સંભવિત નથી બનવા દેતી, એટલે જ સ્ત્રી-પુરુષ લખવું પડ્યું છે.-એમાં સ્ત્રીહક્કના ધુત્કારનો આશય નથી) કે જે લગભગ પૂર્ણાંશે સ્વાશ્રયી (એટલી સ્ત્રી કે એકલા પુરુષથી આવો સ્વાશ્રય અસંભવિત હોવાના કારણે જ યુગલ અનિવાર્ય છે) હોય. દ્રવ્યોપાર્જન, રક્ષણ, ભોજન, સ્વચ્છતા, કલા, સંતતિસર્જન ને ઉછેર, ઘરકામ, વ્યવહાર, ધર્મ, ઉપભોગ વગેરે જીવનનાં અનિવાર્ય અંગોને એ બંનેએ નૈસર્ગિક શક્તિ અનુસાર ગૂંથી કે વહેંચી લેવાં જોઈએ. પણ આજના પાશ્ચાત્ય ઢબે કેળવાયલ પુરુષને ઉપભોગ-સ્વાતંત્ર્યના આદર્શ નીચે જેમ પત્નીનું સતત બંધન નથી ગમતું તેમ સ્ત્રી-સમાનતાના આદર્શ નીચે તેને પોતાની પ્રિયતમા ઘરકામ કરતી હોય તે પણ નથી ગમતું-અલબત્ત પારકી સ્ત્રી દાસી બનીને પોતાનું ઘરકામ સંભાળતી હોય તો તે તે ચલાવી લે છે એટલું જ નહિ, એમાં તો ગર્વ પણ અનુભવી શકે છે. આજની નવી સ્ત્રીને પુરુષ-ઈર્ષાના કારણે જેમ પતિ પ્રત્યેની સતત વફાદારી નથી ગમતી, તેમ વ્યક્તિસ્વાતંત્ર્યના આદર્શ નીચે એને પતિ કે સંતાનને રીઝવવાં પણ નથી ગમતાં. -અલબત્ત નોકર બનીને શેઠને કે સેલ્સ-ગર્લ બનીને ઘરાકને રીઝવવાનાં હોય તો તેમાં તો તે આનંદ જ અનુભવે છે. પણ બંને વીસરી જાય છે કે આ સ્થિતિ કેવળ સ્વાશ્રયને જ નહિ, ઐક્ય અને સદાચાર બંનેને પણ નષ્ટ કરી રહી છે.

સ્ત્રી અને પુરુષ બંનેને કુદરતે ભિન્નભિન્ન શક્તિધારક ને પરસ્પરપૂરક બનાવ્યાં છે. સ્ત્રીના મગજમાં તેણે લાગણીપ્રધાન ગ્રન્થીઓ યોજેલી છે, પુરુષના મગજમાં પ્રતિભાપ્રધાન. પુરુષ સતત શ્રમ ખેડી શકે છે, ઝગડી શકે છે, રખડી શકે છે. સ્ત્રીને ગર્ભાવસ્થા, રજોદર્શન, સંતતિઉછેર, માધુર્યવિકાસ વગેરે શ્રમહીન ને શાંત નિવાસની જરૂરિયાતમાં મૂકે છે. માણસને કુદરતે પેટ આપ્યું છે એટલે તેને ભોજન તો જોઈશે જ. તે ભોજનવિધિ સ્ત્રીની શરીરસ્થિતિ અને વૃત્તિને વધારે અનુકૂળ છે કે પુરુષની સ્ત્રી; અને પુરુષ બને પૈસાની પાછળ દોડે ને ઘર નોકરો સભાળે તે વધારે અનુકુળ કે એક દ્રવ્ય રળે અને બીજું ઘર શોભાવે તે-આ બધા પ્રશ્નો વિચારણીય છે. સ્ત્રી સ્વપુરુષની છત્રછાયા તજી પરપુરુષના સંસર્ગમાં આવતાં સ્ત્રી પ્રત્યેની પૂજ્યતા ગુમાવી બેઠેલા એવા પરપુરુષો તેના પ્રત્યે પાશવી લીલા દાખવે તો?-જે સરકારો પાશવી અત્યાચારોના વિષયમાં વર્ષોની સુનાવણીએ

ચલાવે છે એમના વિશ્વાસ પરંજ શ્રી નિર્ભયતા કેળવી રહી છે! લટકા કરતી ગોરી બાળાને માનને ખાતર 'ગુડ-નાઈટ' કહેવા માટે ગોરખપુરના હિંદી સૈનિકને તરત જ પંદર દિવસની સખત સજા ફરમાવતી, ને ખોડામાં ધોળે દિવસે હિંદુ સ્ત્રીઓનાં શરીર ચૂંથી નાખનાર ગોરા સૈનિકોની ફેરબદલીથી જ સંતોષ અનુભવતી સરકાર પર એનો વિશ્વાસ વારી જાય છે! સેંકડો પુરુષોએ જેમનાં શરીર ચૂંથી નાંખ્યાં છતાં જેઓ પોતે પોતાનું રક્ષણ નથી કરી શકી, નથી કોઈ પુરુષ એમના રક્ષણમાં બહાર આવ્યો, નથી સરકાર જેમનું સ્વત્વ રક્ષી શકી, શાંતિ માટે કબર સિવાય જેમને માટે ક્યાંય સ્થાન નથી એવી કેશરો કે રૂક્ષ્મણીઓનાં જીવનવ્હેણમાંથી પણ શું ઘર છોડતી સ્ત્રી કંઈ અનુભવ નહિ લે?

આજની આર્ય સ્ત્રીને પુરુષથી છૂટી પાડતી વખતે એમ માનતાં શીખવવામાં આવે છે કે સ્ત્રી પોતાના સ્વત્વની રક્ષા કરવાને સ્વયં શક્તિમાન છે. આ કદાચ સાચું નીવડી શકે પણ તે પવિત્રતા અને જીવન બંનેની બાબતમાં તો નહિ જ. કાં તો તેણે જીવનનો ભોગ આપવો પડે, નહિતર પવિત્રતાનો. ને વર્તમાન શિક્ષણ સ્ત્રીના આત્મા સાથે જડાયલી પવિત્રતાની એકતાનતાને એટલી ઢીલી બનાવી દે છે ને પવિત્રતા જેવી ચીજની જરૂરિયાત પ્રત્યે જ તેને એવી શંકાશીલ બનાવવામાં આવે છે, કે જીવનના ભોગે તેનાં રક્ષણની આશા અસ્થાને છે. ને જે પુરુષ પૂજ્ય સ્ત્રીના સંરક્ષણમાં પણ ઢીલો બની રહ્યો છે તેના પાસેથી સમાન બનેલી સ્ત્રીના સ્વત્વ-રક્ષણમાં ભોગની આશા રખાય જ શી રીતે? પરિણામે સ્ત્રી અને પુરુષ વચ્ચે શક્તિનાં સંઘર્ષણ જામશે તો પણ તે આર્થિક સ્વાર્થનાં ક્ષેત્રમાં, પવિત્રતા તો સગવડતાનો જ વિજય બનશે.

હિન્દની આર્ય સંસ્કૃતિને નષ્ટ કરવાને સંસ્કૃતિની માતા સમી સ્ત્રીને યુક્તિની ચૂંથી નાખવી જોઈએ. પરિણામે આ યોજનાને અમલમાં મૂકનાર કાર્યક્રમની ચાર શ્રેણીઓ પડાઈ. પ્રથમ સ્ત્રીને અને પુરુષને પરસ્પર પ્રત્યે અસંતુષ્ટ બનાવવાં; પછી સ્ત્રીને પુરુષથી છૂટી ...ી ને તર્કવિકાસથી એની પવિત્રતાની ભાવનાને ઢીલી કરી મૂકવી; તે પછી આર્થિક સ્વતંત્રતાના બહાને એના પર આર્થિક જવાબદારીઓ ઢોળી દેવી અને એ જવાબદારીઓ અદા કરાવતાં એને પુરુષ સાથે અથડામણમાં લાવવી. ને આ રીતે જન્મેલું સ્ત્રી-પુરુષનું સંઘર્ષણ હિંદનો પવિત્ર કુટુંબ-સંસાર તોડી નાંખે એટલું જ નહિ સ્ત્રી અને પુરુષ બંનેનું બળ પરસ્પરને દુઃખી બનાવવામાં જ પ્રવૃત્ત બને. પુરુષને મન સ્ત્રી ઉપભોગનું રમકડું બને, સ્ત્રીને મન પુરુષ દ્વેષનું પાત્ર રહે. આમ થતાંજ દુરાચાર ને મુક્તવિહાર સ્વાભાવિક બને. પરિણામે નવી પ્રજા વર્ણશંકર બને-ને એ રીતે આર્ય સંસ્કૃતિ પર નાશનાં પૂર ફરી વળે. ને ખૂબી તો એ છે કે આ કાર્યક્રમ યુક્તિ-પુરઃસરનો છતાં તેને સ્વાભાવિક-કુદરતી વિકાસક્રમનો નામે ઓળખાવાય છે.

અસંતોષ, છૂટાપણું, સ્વતંત્ર આર્થિક જવાબદારી ને સંઘર્ષણ-આ માર્ગ પર આગળ વધી રહેલાં હિંદી સ્ત્રી-પુરુષોની એ પ્રગતિ આર્ય સ્ત્રીને, પ્રજાને, પ્રજાના આરોગ્યને, નવી સંતતિને કઈ સ્થિતિએ લઈ જાય છે તે આપણે, આજની હિંદી સમાજરચનાને જે દેશોના અનુકરણમાં પોતાનો માર્ગ ઘડતી બનાવવામાં આવી છે તે જ દેશોના આંકડા પરથી અવલોકીએ.

લંડનના પૂર્વ ભાગમાં ૮૮ ટકા, બર્લીનમાં ૫૧ ટકા અને વિયેનામાં ૫૮ ટકા વેશ્યાઓ કેવળ નોકરિયાત સ્ત્રી–વર્ગમાંથી જ આવેલી છે. [ આધુનિક જર્મનીમાં હીટલર સ્ત્રીઓની આ દશા સુધારવાને એમને જાહેરક્ષેત્ર અને આર્થિક જવાબદારીથી મુક્ત બનાવી તેમને ગૃહદેવી અને પવિત્ર માતાના પદે સ્થાપવા પગલાં લઇ રહ્યો છે. ] આવી સ્ત્રીઓ જ્યારે પૂરતું દ્રવ્ય નથી મેળવી શકતી ત્યારે મહેનતે કેળવાઇ ગયેલી ચારિત્રની શિથિલતાથી તેઓ વેશ્યાવૃત્તિ તરફ ઘસડાય છે. થોડાક સમય પહેલાં બ્રિટિશ સરકારે એક નિવેદન બહાર પાડી યુવતીઓને નોકરીના બહાને કોઇ તેમને ફસાવી ન જાય તે માટે કાળજી રાખવાને વિધવિધ સૂચનાઓ આપેલી. જ્યાંત્યાં છૂટાછેડાના કાયદા, સ્ત્રીઓના માથે સ્વતંત્ર આર્થિક જવાબદારી ને ચારિત્રની મહેજ પણ શિથિલતા પ્રવેશે છે ત્યાં સ્ત્રીને પારકી ગુલામી કરવી પડે છે એટલું જ નહિ એ ગુલામીમાં તેને ગુપ્ત વ્યભિચાર પણ ચલાવી લેવો પડે છે. એમ કરવાથી તે દ્રવ્યલાભ મેળવી શકે છે એટલું જ નહિ, જો તે એમ ન કરે તો તેને નોકરી ગુમાવવાનો પણ ભય રહે છે. મુક્તિફોજના રિપોર્ટોનાં સત્તાવાર વિધાનો અને હેવલોક એલીસ તથા લોગનની પ્રમાણભૂત કૃતિઓ આ હકીકતની સાક્ષી પૂરે છે.

સ્ત્રીને જ્યાં પુરુષના કેવળ સતત સંપર્કમાં જ નહિ પણ તેની કૃપા નીચે જીવવાનું હોય છે ત્યાં યુવતીની સુન્દરતા ઉપભોગનો વિષય બને એ નથી સ્ત્રીનો ગુનોહ કે નથી પુરુષની કુટિલતા. એ સમાગમનું સ્વાભાવિક પરિણામ છે. તેના કારણે જે હાની ઉત્પન્ન થાય છે તેની જવાબદારી તે તે સ્ત્રી–પુરુષને માથે નહિ પણ સ્ત્રીને તેના પિતા, ભાઈ, પતિ કે પુત્રની છત્રછાયાથી દૂર કરી તેને જગતની હડફેટે હડસેલી મૂકનાર સ્ત્રીના કહેવાતા ઉદ્ધારકોને માથે છે.

ને હવે તો એક એવો વર્ગ પણ આગળ વધી રહ્યો છે, જે એમ માને છે અને કહે પણ છે કે સ્ત્રી એકજ પુરુષની સાથે સંકળાઈ રહેવાને બદલે મનપસંદ પુરુષોના સહવાસમાં આવતી રહે એમાં કશો વાંધો નથી. આ સ્થિતિને તેઓ મુક્તવિહારના નામે ઓળખાવે છે. પણ એમની આ મુક્તલીલા પ્રજાના અધઃપતનનાં કેવાં ઝેરી બીજ વાવે છે તે પણ તેઓ સાથે જ સમજતા રહે તો ઠીક. તેમણે ઇચ્છેલી સ્થિતિ પ્રજાના આરોગ્ય, સંતતિ અને વિકાસ પર કેવી વિઘાતક અસર કરે તેમ છે તે તેઓ તેમની આદર્શ પ્રજાઓના આંકડાથી જ વધારે સારી રીતે સમજી શકશે.

દોઢસો વર્ષ અગાઉ કાલીકાક નામના એક અમેરિકન સૈનિકે બે લગ્ન કરેલાં. પહેલું એક મુક્તવિહારિણી સુંદરી સાથે; બીજું એક પવિત્ર કન્યા સાથે. પ્રથમ સ્ત્રીથી એનો વંશવેલો ફાલીને ૪૮૦ ની સંખ્યાએ પહોંચ્યો છે, બીજી સ્ત્રીથી ૪૯૬ની સંખ્યાએ. અમેરિકન સમાજશાસ્ત્રીઓએ આ બંને વંશવેલાના નિરીક્ષણ પછી પરિણામ જાહેર કર્યું છે કે પવિત્ર બાઈ સાથેનું લગ્ન દેશને અનેક રીતે લાભદાયી નીવડે છે; કેમકે મુક્તવિહારિણી સ્ત્રીનાં ૪૮૦ વંશજોમાંથી ૧૪૩ દુરાચારી, ૮૭ અલ્પાયુષી, ૩૬ અનૌરસ, ૩૩ વેશ્યાઓ, ૨૪ દારૂડિયા, ૩ અસાધ્ય રોગીઓ, ૮ વેશ્યાગૃહો ચલાવનાર અને ૩ ભયંકર ગુન્હેગારો નીવડયા. જ્યારે નીતિમાન સ્ત્રીનાં ૪૯૬ વંશજોમાંથી ૨ દારૂડિયા ને એક જ દુરાચારી નીવડ્યો.

અમેરિકામાં ફ્રાંસિસના સૈનિકોએ તે પ્રદેશમાં મૂળથી વસતી સ્ત્રીઓ સાથે મુક્તવિહાર

ખેલ્યો ને પરિણામમાં ફૂટી નીકળેલો ભયંકર ઉપદંશ (Syphilis) રોગ આખા જગત પર ધીમે ધીમે પથરાઈ વળ્યો.

સ્ત્રીએ પોતાનું નૈસર્ગિક સ્થાન તજી દેવાના કારણે વર્તમાન અમેરિકામાં વાર્ષિક પંદરથી વીશ લાખ (લીંડસેના કહેવા પ્રમાણે પંદર લાખ, ને ડીન આઇંજના કહેવા પ્રમાણે વીશ લાખ) ગર્ભહત્યાઓ થાય છે. જેમાંની એંશી હજાર તો એકલા ન્યુયોર્કને જ ફાળે જાય છે. પ્રમાણભૂત રજુઆતોથી એ પણ નિશ્ચિત થયેલું છે કે અમેરિકામાં ગર્ભપાત કરાવતી સીન્ડીકેટો વાર્ષિક ઓછામાં ઓછાં દશ લાખ ડોલરની આવક કરે છે. બર્ટ્રાંડ રસેલના કહેવા પ્રમાણે ઈંગ્લાંડ અને સ્કોટલેંડમાં પ્રતિવર્ષ ૭ લાખ ગર્ભહત્યાઓ થાય છે. નામાંકિત ગોરા સમાજશાસ્ત્રીઓને મતે આ સ્થિતિનું મુખ્ય કારણ નોકરિયાત સ્ત્રીઓને ચલાવી લેવો પડતો ગુપ્ત વ્યભિચાર અથવા તો મુક્તવિહારિણી સ્ત્રીઓની સ્વછંદલીલા, અને પરિણામમાં એ બંનેની ગર્ભાવસ્થા, સુવાવડ, શાંતિ અને સંતતિઉછેર માટે સમય તારવી કાઢવાની અશક્તિ છે.

આ સ્વછંદલીલાના કારણે ગુપ્તરોગોની વૃદ્ધિ બેહદ બની ગઈ છે. અમેરિકામાં કેટલાક પ્રદેશો એવા છે કે ત્યાંની પ્રજાનો ૭૫ થી ૮૦ ટકા જેટલો ભાગ પ્રમેહ રોગમાં સપડાયલ છે. એકલા ન્યુયોર્કમાં દર વર્ષે ૨૨૫૦૦ લગભગ વ્યક્તિઓ યૌનરોગમાં સપડાય છે. ૧૯૧૮ ના રોયલ કમિશનના રિપોર્ટ પ્રમાણે ઈંગ્લાડ ને સ્કોટલેંડમાં દર વર્ષે આઠ લાખ વ્યક્તિઓ યૌનરોગમાં ઝડપાય છે જેમાંથી ૧૧૪૦૦૦ લગભગ તો ઉપદંશનાં ભોગ બને છે. એકલા લંડન શહેરમાંજ દરવર્ષે ૧૨૨૫૦૦ વ્યક્તિઓ યૌનરોગમાં સપડાય છે. સરસ્વતી–મંદિર લેખાતાં બ્રિટિશ છાત્રાલયોમાં ત્રીશ ટકા જેટલો વિદ્યાર્થીવર્ગ યૌનરોગમાં ઝડપાય છે. લૌટનના કહેવા પ્રમાણે રશિયન પ્રજાનો મોટો ભાગ ઉપદંશ રોગથી ગ્રસ્ત બનેલો છે. રેવરન્ડ ઉશરના કહેવા પ્રમાણે અંગ્રેજ પ્રજાનો ૬૦ થી ૭૫ ટકા જેટલો ભાગ ઉપદંશ રોગનો ભોગ બનેલો છે એનું મૂળ કારણ નીતિમય લગ્નવ્યવસ્થાનો અભાવ છે. હેવલોક એલીસ અંગ્રેજ પ્રજાની અવનતિના મૂળ તરીકે દુરાચારના કારણે પ્રગટી નીકળેલા ગુપ્ત રોગોને જ જવાબદાર લેખે છે.

અંગ્રેજ પ્રજા પોતાને હિંદીઓ કરતાં ગમે તેટલી ઊંચી ગણતી હોય પણ ગાંડપણની બાબતમાં તો ઇંગ્લાંડ સાથે સરખાવતાં હિંદનું પ્રમાણ અઢારમા ભાગનું પણ નથી; અને બ્રિટિશ સરકારના વહાલા પુત્ર જેવા ગોરા સૈનિકો જે પ્રમાણમાં યૌનરોગમાં ઝડપાઈ જાય છે તેની સાથે સરખાવતાં હિંદી સૈનિકોનું પ્રમાણ હજી દશમા ભાગનું જ છે.

પણ મુક્તવિહારી દેશોની આ સ્થિતિથી હિંદે ફુલાવાનું નથી. કેમકે એ દેશો સ્વતંત્ર છે. તેમની પ્રજા પાસે દુરાચારને વિલાસમાં ફેરવવાને, રોગો પર ઇલાજ અજમાવવાને પૂરતાં સાધનસામગ્રી છે. ઉપરાંત કેટલાંક વર્ષોથી તેમના જવાબદાર રાજપુરુષો પોતાની પ્રજાનું સદાચારનું ધોરણ વિકસાવવાને ધ્યાન દોડાવી રહ્યા છે. હવે તો ત્યાં અસમ–વ્યવહાર, સગોત્ર લગ્ન કે છૂટાછેડાની બેહદતાને અટકાવવા પણ પગલાં લેવાય છે. પણ હિંદ ગરીબ છે. એનું કોઈ નથી. એક વખતે આ પ્રજા દુરાચારને પન્થે આગળ વધી—આખું જગત હસીને એના પ્રત્યે ક્રૂર આંગળી ચીંધશે. એને કે એની માતાઓને બચાવવા કોઇ જ નહિ આવે. ને સદાચારના નાશ સાથે જ સંસ્કૃતિ ને પ્રજા બંને નષ્ટ બનશે.

---

અહિંસાની અમર જ્યોતિ

# મહાવીર અને એમનો યુગ–

નરસિંહ

આ ચૈત્ર સુદ તેરશે એક અમર પ્રસંગને ૨૫૩૭ વર્ષ પૂરાં થાય છે;–જે દિવસે અહિંસામૂર્તિ મહાવીરે જગત પર જન્મ લીધો. અનેક પૂર્વજન્મોનાં મન્થનો ને તપશ્ચર્યાથી તેમનો આત્મા દયા, પ્રેમ ને પ્રભુતાના શિખરે તો જઈ પહોંચ્યો હતો. આ જન્મમાં તો તેમને તે શિખર પરથી પ્રકાશવાનું હતું, જગતને તેજવન્ત બનાવવાનું હતું; પૂર્વજીવનોની તપપ્રધાન છતાં રોમાંચક હારમાળામાં થઈ ગયેલ ભૂલોનાં બાકી પ્રાયશ્ચિતને અનુભવી આત્માને પરમ વિશુદ્ધ અને જીવનમુક્ત બનાવવાનો હતો.

તેમનો જન્મ પૂર્વ હિંદમાં, ક્ષત્રિયકુંડ નગરમાં થયેલો. તેમના પિતા સિદ્ધાર્થ તે નગરના પ્રજાપ્રિય નૃપતિ, ઇક્ષ્વાકુ વંશના તેજસ્વી વારસ ને ન્યાય અને નીતિના અવતાર મનાતા. તેમની માતા ત્રિશલા એકવચની ને અજય્ય બાહુબળી, પ્રતિભાશાળી નાયક ને મહાન શાસક વૈશાલીપતિ ચેટકનાં બહેન થતાં.

તેમનું મૂળ નામ વર્ધમાન હતું: તેમની ગર્ભાવસ્થાના સમયથી સિદ્ધાર્થના ઐશ્વર્યમાં એટલી અભિવૃદ્ધિ થયા કરેલી કે માતાપિતા ને કુટુંબીજનોએ તેમને 'વર્ધમાન' ના નામે વધાવી લીધા. શિશુવયમાં કરેલાં અપૂર્વ પરાક્રમોથી તેમને 'મહાવીર' ઉપનામ મળ્યું. તેમની ક્ષત્રિયજાતિ 'જ્ઞાત્રિક' ના નામે જાણીતી હોઈ તેઓ જ્ઞાતપુત્રના નામે પણ ઓળખાતા.

પ્રતિભા, સાહસ, મહત્તા અને જ્ઞાનના વિષયમાં કેટલીક સિદ્ધિઓ તો તેમને જન્મથીજ વરેલી લાગતી. આઠ વર્ષની વયે, એક પ્રસંગે, રમતગમતમાં તેમણે વચ્ચે નડતા સાપને હસતાં હસતાં હાથથી પકડીને દૂર ફગાવી દીધેલો. કુમારવયે જ્યારે તેમને કેળવણી માટે અધ્યાપક પાસે લઈ જવામાં આવ્યા ત્યારે અધ્યાપક જ તેમની જ્ઞાનશક્તિથી ચમકી ઊઠેલો.

માતૃહૃદયના તેઓ સૂક્ષ્મ પરીક્ષક હતા. પોતાની વૃત્તિ ત્યાગપ્રધાન છતાં માતાના અગાધ પ્રેમના દર્શને તેમણે માતપિતાની હયાતિ સુધી સંસાર ન છોડવાનો નિર્ણય કરેલો. સંસાર પ્રત્યે રાગ ન છતાં માતપિતાના સ્નેહને ખાતર તેમણે સમરપુત્રી યશોદા સાથે લગ્ન કરેલાં. ઉપભોગમાં આસક્તિ ન છતાં પત્નીના તેમણે મનોભાવ પૂરેલા. તે પત્નીથી તેમને પ્રિયદર્શના નામે એક પુત્રી થઈ.

તેમની અઠ્ઠાવીશ વર્ષની વયે માતપિતા અવસાન પામ્યાં. તે પછી તેમણે સંસાર તજી સંન્યસ્ત સ્વીકારવા ઇચ્છા સેવી. પણ વડીલ ભાઈ નંદીવર્ધને શોકને દૂર કરવામાં ભાઈ નો સહકાર ઇચ્છ્યો. મહાવીરે વળી એક વર્ષ લંબાવ્યું. ને છેવટે, ત્રીશ વર્ષની વયે, એક વર્ષ સુધી દાનની ધારાઓ વર્ષાવી તેમણે સંસાર તજ્યો; દીક્ષા લઈ તેઓ સાધુ બન્યા.

તે સંસારમાં હતા ત્યાંસુધી રાજકુમાર હતા, તેમને સુખી કરવા સર્વ કોઈ તલપતું. પણ હવે તે એકલા બન્યા. એ સ્થિતિમાં તેમનાં બાકી રહેલાં કઠીન કર્મોએ પોતાનું રૂપ પ્રકાશ્યું. હસીને સર્વ કાંઈ સહી લેતા એ વીરની આસપાસ ઉપસર્ગો ને પીડાઓની જાળ ગૂંથાઈ ગઈ.

દીક્ષા સમયે તેમના અંગ પર સુગંધી દ્રવ્ય ચોળાયલાં. તેની રહી સહી સુવાસથી આકર્ષાઈ આવતા અનેક ભ્રમરો તેમના શરીરને ડંખ દેવા લાગ્યા. મહાવીરે તે ડંખ શાંતિથી સહી લીધા.

એક પ્રસંગે તેઓ મૂક ધ્યાનમાં ઊભેલા. તે સમયે કોઈક ગોવાળિયો તેમને દૂરથી બળદ ભળાવી પોતાને કામે ચાલ્યો ગયો. પાછા ફરતાં તેણે જોયું તો બળદ નાશી ગયા હતા. તે મહાવીર પર ખીજાયો. તે તેમને મારવા દોડ્યો. વીર તેમનાં ક્રોધમાંથી મુશ્કેલીએ બચાવી લેવાયા.

મોરાક ગામમાં તેમને ચોમાસું ગાળવા તૃણની એક ઝૂંપડી મળી. પણ આસપાસની ગાયો ઝૂંપડીમાંનું તૃણ ખાઈ જવા લાગી. દયાળુ ને ધ્યાનમગ્ન વીર ગાયોને એમ કરતાં રોકી ન શક્યા. પરિણામે ઝૂંપડીના તાપસ–માલિકો કંઈક ખીજાયા. એ પછી મહાવીરે આશ્રય માટે સ્થાન પણ ન સ્વીકારવાનો નિર્ણય કર્યો.

અસ્થિક ગામમાં તેમણે એક ક્રોધી યક્ષને પોતાની શાંત સહનશીલતાથી પ્રેમમાર્ગે વાળ્યો. તો એક ઘોર જંગલમાં તેમણે, નજરે ચડતી સર્વ ચીજોને ઝેરથી ભસ્મ કરી નાંખતા એક ભયંકર ચંડકૌશિક નાગને, તેના ડંખ સ્મિતપૂર્વક સહીસહીને, શાંત બનાવ્યો.

ગોશાળો નામે એક ચિત્રકાર મહાવીરની અનન્ય પ્રભુતાથી અંજાઈ શિષ્યલેખે તેમની સમીપ આવ્યો. સંપૂર્ણ જ્ઞાન સિદ્ધ કર્યા પહેલા મહાવીર કોઈને ઉપદેશ આપે તે સંભવિત નહોતું. છતાં ગોશાળો તેમની પાછળ પાછળ ભમવા લાગ્યો. કેટલીક વખતે તેના વિચિત્ર સ્વભાવથી તે મહાવીરને પણ મુશ્કેલીમાં ઉતારતો. છતાં મહાવીર હસીને તે સહી લેતા.

આ રીતે અનેક પીડાઓ અનુભવવા છતાં મહાવીરને લાગતું કે પૂર્વજન્મોની ક્ષતિનાં ખરાં કડવાં ફળ તો હજી તેમને અનુભવવાં બાકી છે. તે અનુભવવાને જે લોહ—પરીક્ષામાંથી પસાર થવું ઘટે તેવી પરીક્ષા આર્યભૂમિમાં એક સાધુ માટે સંભવિત નહોતી. પરિણામે તેમણે અનાર્ય પ્રદેશમાં વિચરવા માંડ્યું. ને ત્યાં, સાધુથી અણજાણ પ્રજાએ તેમને અનેક દુઃખ દીધાં, ભૂખે માર્યા, ચિત્રવિચિત્ર ઉપદ્રવ કર્યા. મહાવીરે પ્રત્યેક જીવનું કલ્યાણ વાંછતાં એ બધાં દુઃખ હસીને સહી લીધાં.

પૂજા જેમ નરપુંગવોની થાય છે, તેમ શંકા પણ તેમની જ મહત્તા સંબંધી ધરાવાય છે. સંગમ નામે એક દેવે મહાવીરની પ્રભુતા પ્રત્યે શંકાશીલ બની તેમને કડક રીતે તાવવાનો નિર્ણય કર્યો. તેણે તેમને ડરાવ્યા, કનડ્યા, ભયંકર દુઃખ દીધાં; તેમનું મન ચળાવવા તેણે અપ્સરાઓનાં વૃંદ ઉતાર્યાં—છતાં મહાવીર શાંત ને સમભાવશીલ રહ્યા. ન તે ખીજાયા, ન આકર્ષાયા.

એક પ્રસંગે એક ગોવાળે કુપિત બની તેમના કાનમાં દર્ભના લાંબા ખીલા ખોશી દીધા. એક શ્રેષ્ઠીએ વૈદ્યની મદદથી તે ખીલા દૂર કર્યા. પણ મહાવીરને ન ગોવાળ પ્રત્યે અભાવ પ્રગટ્યો, ન વૈદ્ય કે શ્રેષ્ઠી પર મોહ જન્મ્યો. તે તો તપ અને ધ્યાનમાં મગ્ન રહી સ્થળે સ્થળે વિહરવા લાગ્યા.

ને છેવટે તેમનું તપ ફળ્યું. બાર વર્ષની આકરી કસોટી પછી તેમનાં કર્મ શાંત થઈ ગયાં. તેમનો આત્મા સંપૂર્ણ તેજે પ્રકાશવા માંડ્યો. તેમનાં આત્મનયન ખુલ્લાં બન્યાં. તેમને સંપૂર્ણ-કેવળજ્ઞાન ઉપજ્યું.

જ્ઞાનની પ્રાપ્તિ પછી મહાવીરે પ્રજાને પરમમાર્ગનું દર્શન કરાવવા માંડ્યું. તેમણે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા-એમ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. ત્યાગની સંપૂર્ણ શ્રેણીએ સાધુ-સાધ્વીનાં જીવન નિર્માયાં. શ્રાવક-શ્રાવિકા પર ધર્મમાર્ગને જાળવવાની સામાજિક જવાબદારી ઉપરાંત તેમને નીતિ, સદાચાર ને સન્માર્ગનાં સૂત્ર શીખવાયાં.

મહાવીરના પરમજ્ઞાનનો પ્રકાશ જ્યારે ચોમેર ફેલાવા માંડ્યો ત્યારે જ્ઞાનના વિષયમાં પોતાને જ સર્વસ્વ માનતા કેટલાક નામાંકિત બ્રાહ્મણ-પંડિતો તેમની સાથે વાદ કરવા ધસી આવ્યા. મહાવીરે તેમને શાંતિથી ઠાર્યા; મહત્તર જ્ઞાનથી આંજી નાખ્યા. તે સર્વે તેમના શિષ્ય બન્યા. મહાવીરે તેમાંના મુખ્ય અગ્યારને પોતાના પ્રધાન શિષ્ય-ગણધર બનાવ્યા.

સમૃદ્ધિમાં દેવોને પણ શરમાવતા સંખ્યાબંધ શ્રેષ્ઠીઓ મહાવીરના શ્રાવક બન્યા. તેમાં નીતિ અને વ્રતમાં વિશેષ પ્રભાવશાળી નીવડનાર અને સંપત્તિને વિશુદ્ધ અને પરોપકારી સ્વરૂપમાં મર્યાદિત કરનાર દશ શ્રેષ્ઠીઓ તેમના મુખ્ય શિષ્ય લેખાય.

મહાવીરના સમયમાં આર્યભૂમિ સાડાપચીશ દેશમાં વ્હેંચાયલી હતીઃ મગધ, અંગ, વંગ, કલીંગ, કાશી, કોશલ, કુરુ, કુશાવર્ત, પાંચાલ, જંગલ, સૌરાષ્ટ્ર, વિદેહ, વત્સ, શાંડિલ્ય, મલય, મત્સ્ય, વરણ, દશાર્ણ, ચેદી, સિંધુસૌવિર, શૂરસેન, ભગ, માસ, કુણાલ, લાટ ને કેકઈ દેશ. આમાં કેકઈ પ્રદેશ અર્ધ આર્ય ગણાતો.

મગધમાં રાજા શ્રેણીકનું શાસન ચાલતું. તે વૈશાલીપતિ ચેટકની ચેલ્લણા નામે એક સ્વરૂપવતી કન્યાનું હરણ કરી ગયો. ચેટક ભગવાન મહાવીરનો મામો અને ભક્ત હતો. પુત્રીમાં પણ પિતાના એ સંસ્કાર ઊતરેલા. પરિણામે, શ્રેણીક પર ચેલ્લણાની જેમ જેમ વધુ અસર જામતી ગઈ તેમ તેમ તે પણ તે સંસ્કાર ઝીલવા લાગ્યો. ને છેવટે તે મહાવીરનો ભક્ત બન્યો. તેના બે પુત્રોએ મહાવીર પાસે દીક્ષા લીધી.

બાળપણમાં શ્રેણીક રીસાઈને ઘરથી ચાલ્યો ગયેલો. તે પ્રસંગે બેન્નાતટ નગરમાં તેણે સુનંદા નામે એક શ્રેષ્ઠીકન્યા સાથે લગ્ન કરેલાં. તે લગ્નથી તેને અભયકુમાર નામે એક પુત્ર થયો. તે પુત્ર પોતાનાં બુદ્ધિ-ચાતુર્યથી યુવાનવયે જ મગધનું મહામંત્રીપદ જીતી ગયો. તેણે પણ મગધમાં મહાવીર-ભક્તિ ફેલાવવામાં પોતાનો સુંદર ફાળો નોંધાવ્યો.

અંગ દેશમાં દધિવાહન રાજા રાજ્ય કરતો. કંઇક વર્ષો પૂર્વે તેની ગર્ભવતી પટરાણી અકસ્માતથી જંગલમાં જઈ ચડેલી. ત્યાં તેણે કરકંડુ નામે એક પુત્રને જન્મ આપેલો. આ બાજુ વત્સપતિ શતાનિક અંગ પર ચઢી આવતાં દધિવાહનને નાસી જવું પડ્યું. તેની બીજી રાણીએ સ્વત્વ સાચવવા જીવનનું બલિદાન આપ્યું; તેની પુત્રી વસુમતી વત્સની રાજધાની કૌસામ્બીમાં એક શ્રેષ્ઠીને ઘેર વેચાઈ. તે વસુમતીએ એક પ્રસંગે ભગવાન મહાવીરને લાંબી તપશ્ચર્યાનું પારણું કરાવ્યું ત્યારથી તે મહાવીરને જ પૂજતી બની. ને મહાવીરને કેવળજ્ઞાન ઉપજતાં તે તેમની પ્રથમ સાધ્વી-શિષ્યા બની.

કલીંગની ગાદી દધિવાહનના, વનમાં ઊછરેલા, પુત્ર કરકંડુના હાથમાં જઈ ચડેલી. તેને અણજાણમાં પોતાના પિતા દધિવાહન સાથે જ યુદ્ધનો પ્રસંગ આવ્યો. પણ સાધ્વી બનેલી તેની માતાએ વચ્ચે આવી પિતા-પુત્રને એ યુદ્ધમાંથી બચાવી લીધા. દધિવાહન કરકંડુને પોતાની ગાદી સોંપી નિવૃત્ત બન્યો. ચેદી પણ કરકંડુને હાથ આવ્યું. પણ છેવટે તેણે નિવૃત્તિ સ્વીકારી.

# ચલ-ચિત્ર

વિદ્યાર્થી

જગતમાં આજે એવો એક સીનેમા-શોખીન નહિ હોય, જેણે 'હોલીવુડ' નામ ન સાંભળ્યું હોય. એ હોલીવુડ આ વર્ષે ફીલ્મ-ઉદ્યોગની પચાશમી જયંતિ ઊજવનાર છે.

ફીલ્મ પ્રજાઓને હિતકારી છે કે અહિતકારી એ પ્રશ્નને બાજુએ રાખીએ તોપણ એ જગતનો એક ધીકતો ઉદ્યોગ છે, તેમાં લક્ષ્મીની છોળો ઊડે છે, કલાકારો પોતાની કિંમત આજે ત્યાંજ અંકાવી શકે છે, તેમાં ચમકનાર વ્યક્તિઓનાં નામો જગતની પ્રજાઓની જીભે રમે છે અને કરોડો માનવીઓ એની પાછળ ઘેલાં બનેલાં છે તે દૃષ્ટિએ પણ તે વિભાગનું અવલોકન જરૂરી બને છે.

ફીલ્મ-ઉદ્યોગને આજની સ્થિતિએ પહોંચાડનાર યંત્ર કે કલાનાં સૂક્ષ્મ બીજ શોધવા જઈએ તો હજારો વર્ષના ગાળા ફુદાવવા પડે એમ છે. પણ એને એ એના પ્રભાતથી અવલોકીએ તો ૧૮૯૧માં ઍડીસને ગતિમાન પદાર્થોનાં ચિત્રોને ઉતારી લેનાર કીનેટોસ્કોપની શોધ કરી ત્યાંથી જ એ ઉદ્યોગનાં મંગલાચરણ થાય છે.

તે પછી તો આ ક્ષેત્રમાં ક્રમિક છતાં ઝડપી પ્રગતિ થવા લાગી. પ્રજા સમક્ષ ટૂંકાં અને તુટક મૂક ચલ-ચિત્રો રજૂ થવા લાગ્યાં. ૧૮૯૭માં સ્ટુઅર્ટ બ્લેકટને પહેલપ્રથમ સળંગ વાર્તાચિત્ર બહાર મૂક્યું. તે પછી એડીસને પણ વાર્તાચિત્રો બાજુ ધ્યાન દોડાવ્યું. ૧૯૦૩માં તેણે 'ગ્રેટ ટ્રેઈન રોબરી' નામે એક રોમાંચક વાર્તાચિત્ર બહાર મૂક્યું. નામાંકિત વ્યક્તિઓએ પણ તેની પ્રશંસા કરી. ને ત્યારથી સીનેમા પણ નાટકની જેમ રંજનનું એક મહત્ત્વનું અંગ લેખાયું.

આ પછી ગ્રીફીથ નામે એક યશસ્વી અભિનેતાને સીનેમાક્ષેત્રે આકર્ષ્યો. તેણે 'એડવેંચર્સ એ ડોલી' નામે એક સાહસચિત્ર તૈયાર કર્યું. તે ચિત્રને સફળતા મળતાં ગ્રીફીથે એ વધુ ને વધુ ખીલવી તેને પ્રજાપ્રિય બનાવવામાં પોતાની શક્તિ અજમાવવા માંડી. અમેરિકન ફીલ્મોમાં તેણે પ્રાણ પૂર્યો. ચાર્લી ચેપ્લીન, ને ડગલાસ ફેરબેંક્સ જેવા જગનામાંકિત નટોને તેણે એ બાજુએ આકર્ષ્યા. પરિણામે અમેરિકન ફીલ્મ-ઉદ્યોગના પિતા તરીકેનું માન તેને ફાળે ગયું. ૧૯૧૫માં તેણે 'બર્થ ઑફ એ નેશન' નામે એક યશસ્વી ચિત્ર ઉતાર્યું, જેની કીર્તિ આજના બોલપટના જમાનામાં પણ એવી ને એવી કાયમ છે.

ગત મહાયુદ્ધમાં લશ્કરી પ્રવૃત્તિમાંજ જીવ પરોવી બેઠેલાં યુરોપીય રાષ્ટ્રોમાં ફીલ્મ-ઉદ્યોગનો વિકાસ ધીમો પડતાં અમેરિકાને તેમાં ઇજારદાર બનવાનો મોકો મળ્યો. તેણે એ કલામાં ઝડપી પ્રગતિ સાધવા માંડી. પરિણામે યુરોપનાં થિયેટરોમાં પણ અમેરિકન ચિત્રોજ દેખા દેવા લાગ્યાં. ગ્રેટા ગાર્બો જેવી જગયશસ્વી યુરોપીય નટીને પણ અમેરિકાનો જ આશ્રય શોધવો પડ્યો. હોલીવુડ એ ફીલ્મ-ઉદ્યોગ અને ચિત્ર-શોખીનોનું સ્વર્ગ બન્યું.

યુદ્ધના અંત પછી યુરોપીય દેશોએ પણ એ પ્રવૃત્તિ હાથ ધરી. ને તેમાં ધીમે ધીમે વિકાસ સાધવા માંડ્યો. રશિયા પ્રચાર—ફીલ્મોને મહત્વ આપવા લાગ્યું. તે પછી

અમેરિકા અને યુરોપ ઉપરાંત જગતના બીજા ખંડોમાં પણ એ ઉદ્યોગનાં પૂર ફેલાયાં. હિંદે પણ તેમાં પોતાનો ફાળો નોંધાવ્યો. દાદા સાહેબ ફાળકેએ સ્વતંત્ર હિંદી ફીલ્મોને લોકપ્રિય બનાવવા પોતાનું બધું બળ ખર્ચવા માંડયું.

અત્યારસુધીનાં આ બધાં ચિત્રો મૂક હતાં. એટલે તેમાં અભિનયનુંજ પ્રાધાન્ય રહેતું; પણ સમય જતાં તેમાં અવાજ ઉમેરાયો. ને વાર્તા, સંગીત ને અભિનય ત્રણે પર ફીલ્મોએ પોતાનું પ્રભુત્વ જમાવ્યું. નાટકોનું સ્થાન સીનેમાને કબજે ગયું. ને હવે તો ન્યુઝ—ફીલ્મો અખબારોના ક્ષેત્રમાં પણ પગપેસારો કરી રહી છે.

અવાજ પછી ફીલ્મોમાં રંગ ઉમેરાયો; ને આજે તો તેમાં સુગંધ ઉમેરવાની પણ આશાઓ સેવાઇ રહી છે.

આ રીતે પ્રચારમાં, કલામાં કે જગતના કોઈ પણ ભાગના દશ્યને આબેહૂબ સ્વરૂપમાં ઝડપી લઈ એને ઘેર ઘેર પહોંચતું કરવામાં ફીલ્મ-ઉદ્યોગ અનન્ય બની ગયો છે. ફીલ્મ—સ્ટારોના પૂજનમાં રંગભૂમિની અભિનેત્રીઓનો ભાવ નથી પુછાતો. ગમે તેવા સંગીત—વિશારદો કે નૃત્યકારોને પણ નાણાં કમાવાને તો ફીલ્મોનોજ આશ્રય લેવો પડે છે. લોકો આજે સંતનાં, પીરનાં, તીર્થોના કે રમણીય સ્થળોનાં દર્શન ફીલ્મની મહાયથીજ કરી લે છે. સાચા સંતને બદલે ફીલ્મના સંતના દર્શનમા પ્રજા વધારે રસ ધરાવે છે; સાચી સતીને બદલે ફીલ્મની સતી પર લોક વધારે વારી જાય છે. જગલો કે અગમ્ય ભૂમિઓના પ્રવાસો કે ભયંકર પ્રાણીઓ સાથેનાં યુદ્ધ આજે ફીલ્મોમાંજ અનુભવાય છે. ગણિકાભવને મળી શકતા અનુભવ આજે ખોલપટના પડદાઓ પર મળી શકે છે. આમ અનેક રીતે ચલ-ચિત્રોએ જગત પર પોતાનું પ્રભુત્વ જમાવી દીધું છે, અને દિનપ્રતિદિન તે વિકસતું જ જાય છે.

વર્તમાન ફીલ્મ-ઉદ્યોગની પાછળ ૬૦ કરોડ પાઉંડની મૂડી રોકાયલી છે અને દર વર્ષે ૩॥ કરોડ પાઉંડ લગભગના ખર્ચે ૫૮૫ ફીલ્મો તૈયાર થાય છે. ૨ લાખ ૮૦ હજાર લગભગ માણસો આ ક્ષેત્રમાં કામ કરે છે. જેમાં ૬૬૫ નામાંકિત સ્ટારો, ૧૭૪ દિગ્દર્શકો ને ૩૫૭ લેખકો છે. ફીલ્મ તૈયાર કરવા પાછળ ૨૭૬ લગભગ ખાતાંઓ ને ઉદ્યોગોનો ફાળો નોંધાય છે.

જગતમાં કુલ ૬૨૩૩૪ થિયેટરો છે. જેમાં યુનાઇટેડ સ્ટેટસ—૧૮૧૮૨; લેટીન અમેરિકા—૩૩૮૨; કેનેડા—૧૧૨૧; રશિયા ૨૬૦૦૦; જર્મની—૬૧૭૪; ગ્રેટ—બ્રિટન—૫૦૦૦; ફ્રાન્સ—૪૫૦૦; ઇટલિ—૪૦૦૦; સ્પેન—૩૫૦૦; ઑસ્ટ્રેલિયા—૧૫૪૧; જાપાન ૧૭૧૭ ને હિન્દ—૧૨૬૭—વગેરે આંકડા ખાસ ધ્યાન આકર્ષે છે.

જગતમાં સીનેમા જોનારાઓની સરેરાશ સંખ્યા અઠવાડિક ૨૨ કરોડ ૬૦ લાખ લગભગની હોય છે. ને સીનેમા—ઉદ્યોગની વાર્ષિક આવક ત્રણ અબજ રૂપિયા લગભગ થવા જાયછે.

સીનેમા—ઉદ્યોગમાં ઝંપલાવનારાઓ પોતાની આર્થિક મુશ્કેલીઓ વિષે ગમે તે કહેતા હોય પણ એટલું તો નિર્વિવાદ છે કે જગતમાં આજે કોઈ પણ ધંધા કરતાં એ ધંધામાં કીર્તિ, સમૃદ્ધિ ને ઉપભોગને વધારે અવકાશ છે. ઘણી વખતે તો ફીલ્મ—સ્ટારોની આવક તે તે પ્રદેશની કોઇ પણ વ્યકિત—રાજા, મહારાજા કે પ્રમુખો—કરતાં પણ વિશેષ હોય છે. કેટલીક ફીલ્મોની પાછળ એટલું નાણું ખર્ચવામાં આવે છે જેટલું કોઈક દેશના સ્વાતંત્ર્યયુદ્ધ

પાછળ પણ નથી ખર્ચી શકાતું. તાજેતરમાંજ તૈયાર થયેલી Gone with the Wind–નામની ફીલ્મ પાછળ ચાળીશ લાખ ડોલરનો ખર્ચ કરવામાં આવ્યો છે. આવા ખર્ચીનું વળતર પણ એટલું જ જબ્બર હોય છે. પ્રકટ થયેલ આંકડા જો સાચા હોય તો ઉપરની ફીલ્મ બતાવીને ન્યુયોર્કના કેપીટલ થિયેટરે એકજ અઠવાડિયામાં ૧૦૦૦૦૦ ડોલર મેળવેલા છે.

ફીલ્મોની સામાજિક અસર પણ એટલીજ વિશાળ હોય છે. ઉપરની ફીલ્મ માટે કહેવાય છે કે તેનાં દર્શનથી હજારો સ્ત્રીઓએ છૂટાછેડા લીધા છે; સેંકડો આપઘાત થયા છે; હજારો કુટુંબોમાં વિગ્રહનાં મૂળ રોપાયાં છે; ને કેટલીક કુંવારકાઓ ઝટપટ પરણી ગઈ છે. હિંદમાં પણ ધાર્મિક ફીલ્મો જોઇને કોઇક બાવા બની ગયાનાં દૃષ્ટાંત મળી શકે તેમ છે.

વર્તમાન ફીલ્મો પ્રજાને હિતકર્તા બનવાને બદલે અહિતકર્તા બને છે એનું મુખ્ય કારણ પ્રજાનો અભિપ્રાય છે. જે ફીલ્મોમાં પ્રેમદેવનાં વિલાસભર્યાં ગાયનો, સત્ત્વહીન મારફાડ, કૃત્રિમ હાસ્ય, લાગણીના અમર્યાદિત ઉછાળા, સમાજ ને સમાજનાયકોની નિન્દા કે પ્રજા જે માર્ગ પર દોડતી હોય એ જ માર્ગ પર પુષ્પવૃષ્ટિ થતી હોય તેવી સામાન્ય ફીલ્મોની પણ પ્રજામાં બોલબાલા ચાલે છે. જ્યારે શુદ્ધ કલા, નીતિ કે જીવનના ભવ્ય આદર્શ ને તેનાં અવનવાં સ્વરૂપોને સ્પર્શતી સુંદર ફીલ્મોનો પણ ભાવ નથી પુછાતો. 'સપેરા', 'મેરા હક્ક' કે 'બડીદીદી' જેવી ફીલ્મોને મળેલી આર્થિક નિષ્ફળતા ને 'તુલસીદાસ,' 'અછૂત' કે 'બ્રહ્મચારી'ની સફળતા એનાં તાજાંજ દૃષ્ટાંત છે.

જગતના દરેક દેશમાં ફીલ્મો પર કાબૂ રાખનાર સેન્સર-બોર્ડો હોય છે. સ્વતંત્ર દેશોમાં આવી સેન્સર-બોર્ડો પોતાનો આદર્શ ધરાવે છે. કઈ કઈ ફીલ્મો કયા વર્ગની, કેટલી ઉમરની ને કયા પ્રદેશની વ્યક્તિઓ જોઇ શકે તે વિષે ત્યાં નિયમો ઘડાય છે. જાપાનની અર્ધોઅર્ધ ફીલ્મો ઊગતી પ્રજાને માટે પ્રતિબંધિતજ નીવડે છે. તુર્કસ્તાનમાં ફીલ્મ-સ્ટારોનું અનુકરણ કરવાની સખત મનાઇ છે. દક્ષિણ-અમેરિકાના અમુક પ્રદેશોમાં પ્રાર્થનાના ટાઈમે ફીલ્મો બતાવવી ગેરકાયદેસર ગણાય છે. ઉપરાંતમાં તેવા સ્વતંત્ર દેશોમાં પોતાની સમાજનીતિ અને રાજનીતિનું પણ સંરક્ષણ કરવામાં આવે છે. પણ હિંદમાં, પરદેશી કર્તાઓ પ્રત્યે ધિક્કાર પ્રગટાવતી હોય, જેમાં સ્ત્રી-પુરુષનાં ગુહ્યાંગો તદ્દન ખુલ્લાં થઇ હોય, ને કોઇક પ્રસંગે, જેમાં સમસ્ત હિંદની ઠારમી ઠેકડી કરવામાં આવી હોય–તે તમામની બધીજ ફીલ્મો બધાંને જોવાને માટે મોકળી મૂકાય છે. એના પરિણામે પણ, કેટલેક અંશે, પરદેશ કરતાં હિન્દમાં ફીલ્મો વધારે અહિતકર્તા નીવડે છે.

સત્ત્વહીન અનુકરણ પણ હિન્દી ફીલ્મોને કેટલીક વખત આડમાર્ગે ચડાવી દે છે. કેટલીક ફીલ્મ-કંપનીઓ નામમાં, પાત્રમાં, વાર્તામાં, દશ્યોમાં કે પ્રસંગમાં 'પ્રભાત' કે 'ન્યુ થિયેટર્સ'નું અનુકરણ જ કરવાનો ધંધો લઈ બેઠી છે. 'પ્રભાત' કે 'ન્યુથિયેટર્સ'ના નિ... કોઈક પાત્રને અમુક ક્ષેત્રમાં ઝળકાવી દે એટલે બીજી કંપનીઓ બીજા ક્ષેત્રને માટે પણ એજ પાત્રને યોગ્ય ગણી બેસવાની. બીજા જ તુકારામ તરીકે ઝળકી જનાર વિષ્ણુપંત પાગનીસની તુલસીદાસ તરીકેની નિષ્ફળતાં કંઈક અંશે આવીજ વસ્તુસ્થિતિને આભારી છે.

ઐતિહાસિક ચિત્રો સંબંધમાં હિન્દી ફીલ્મ-ઉદ્યોગ હજી ઘણોજ પછાત છે. નેપોલિયન યુગનો કોઈક માનવી જો 'મેરી વાલ્વેસ્કા' ફીલ્મ જુએ તો તે કલ્પી પણ ન શકે કે

આ ચિત્રમાં ચમકનાર નેપોલિયન સાચો નેપોલિયન નથી. પણ હિન્દની ઐતિહાસિક ફીલ્મોમાં કેટલીક વખતે તો એવાં પાત્રો પસંદ કરવામાં આવે છે કે જેનું સ્વરૂપ મૂળ વ્યક્તિ કરતાં તદ્દન અવળા જ પ્રકારનું હોય. ને ઘણીક વખત તો કંપનીઓ યોગ્ય પાત્રો જ નથી મેળવી શકતી. 'પૃથ્વીવલ્લભ'ની ભૂમિકા ભજવનાર પાત્રની શોધ વર્ષો થયાં ચાલુજ છે.

સામાજિક ચિત્રોમાં હિન્દી ફીલ્મ-ઉદ્યોગે પ્રમાણમાં સારી સફળતા મેળવેલી ગણી શકાય. 'દુનિયા ન માને,' 'આદમી'; 'ડૉકટર'; 'પ્રેસીડેન્ટ', 'સ્ટ્રીટ સીંગર', 'જવાની કી રીત', 'જિન્દગી'; 'મેગ હક', 'અર્ધાંગી'; 'તલાક'; 'લક્ષ્મી' વગેરે એ વિષયનાં સફળ ને સુંદર ચિત્રો ગણી શકાય. પણ બીજી બાજુએ કેટલાંક ચિત્રો એવાં પણ જન્મે છે જે સામાજિક નિયમનોના સ્વરૂપને સમજવાની દરકાર કર્યા વિના વાર્તાને ગમે તેવા સ્વચ્છંદી વળાંક આપી સામાજિક ભ્રષ્ટતાનાં પોષક બને છે.

નામાંકિત સાહિત્યકારોની કૃતિઓ પરથી ફીલ્મો ઉતારવામાં હિન્દમાં 'ન્યુથિયેટર્સ' સિવાય બીજી એકે કંપની સફળ થઈ ગણી શકાય નહિ.

વર્તમાન હિન્દી ફીલ્મ-ઉદ્યોગની નિષ્ફળતાનું એક મુખ્ય કારણ અઘટિત હરિફાઈ પણ છે. 'અમૃતમન્થન', 'તુકારામ' કે 'ગોપાલકૃષ્ણ'ને મળેલા આર્થિક વિજયથી હિન્દી ફીલ્મ-ઉત્પાદકો એમ માનવા લાગ્યા કે હિંદમાં ધાર્મિક ફીલ્મો માટે વિશાળ ક્ષેત્ર રહેલું છે. ને એક પછી એક ધાર્મિક નરવીરો પડદા પર રમવા લાગ્યા. પણ કેટલીક વખતે તો આ પ્રયોગ હાસ્યાસ્પદ જ નીવડે છે એમાં નવીનતાની જરીક ઝમક નથી હોતી. આ ઉપરાંત ઘણી વખત એકના એક વિષય પર ચૂંથણાં ચૂંથવામાં આવે છે. ગોરખ-મચ્છેન્દ્ર પર ત્રણ-ચાર ફીલ્મો ઊતરી ગઈ ને હજી પણ કદાચ ઊતરશે. આનાતોલ ફ્રાન્સની થેઇ નામની વાર્તાને 'ન્યુથિયેટર્સ'ને 'ફીલ્મ કૉર્પોરેશન' બંને એકસાથે જ ઉતારી રહેલ છે. જ્યારે કેટલાય અદ્ભુત, રોમાંચક ને ઐતિહાસિક વિષયો અણસ્પર્શ્યા રહે છે એ બાજુ કોઈનું ધ્યાન પણ નથી ખેંચાતું.

ચન્દ્રગુપ્ત ને ચાણક્ય, વિક્રમ ને કાલિદાસ; શાલિવાહન ને કનિષ્ક, ભોજ, માઘ, જયદેવ, શ્રી. હર્ષ કે જગન્નાથ; ગુજરાતનો સોલંકી રાજયુગ કે શિલાદિત્યયુગ-વગેરેને, તે તે ચિત્રો પ્રજાને કીર્તિ, રસ, ઉન્નતિ ને વિજયને માર્ગે દોરે એ સ્વરૂપમાં પડદા પર ઉતારવાની કોઈ ને ભાવના પણ નથી થતી. *'પ્રિય-પ્રિયા, વ્હાલી-વ્હાલા; હાથમેં ફૂલ, ગલેમેં માલા'* એવાજ શબ્દો હજી પ્રજા અને ફીલ્મ-કંપનીઓના ચિત્તમાં રમી રહ્યા છે.

---

# કવિતા

નૌતમ

હૈયે વસે જે કવિતા સુહામણી
કેમે કરી તે ઉતરે ન કાગળે;
લાવણ્ય જાણે લળતી લજામણી!
સ્પર્શી જરી ત્યાં મુરઝાઈ જાય એ!




**સ્વાધ્યાય [ પ્રથમ ખંડ ]**—લેખકઃ પ્રો. કેશવલાલ હિં. કામદાર. ઉપોદ્ઘાત-લેખકઃ રામનારાયણ વિ. પાઠક. પ્રકાશકઃ આર. આર. શેઠની કું., પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ કિં. રૂ. ૨-૦-૦.

પૂર્વે જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થઈને યશદાયક બની ચૂકેલા સાત લેખોનો આ ખંડમાં સંગ્રહ કરાયો છેઃ 'સરસ્વતીચંદ્ર'નું રાજકારણ, ગુજરાતનું સંસ્કારિત્વ, ઇતિહાસનું પરિશીલન, ગુજરાતમાં ઇતિહાસનું અધ્યયન, આપણા દેશનો ઇતિહાસઃ એક સમર્થન, 'સમયમૂર્તિ' નર્મદ, નર્મદનો 'રાજ્યરંગ'. આ સાતે લેખમાં વિષયની વૈવિધ્યતા જાળવવા સાથે જ વિચારનો ગહન છતાં શાંત પ્રવાહ, ઇતિહાસકારનું સૂક્ષ્મ ને તટસ્થ નિરીક્ષણ ને સમય ને સંસ્કૃતિને સાંધતી સાંકળનો રણકાર એકધારો વહે છે.

આ સંગ્રહમાંનો પ્રથમ લેખ, ગુજરાતની અમર કાદંબરી 'સરસ્વતીચંદ્ર'માં રાજકારણની જે ચર્ચા ગૂંથાઈ છે તેનું, સ્ખલનાઓ કે વિશિષ્ટતાઓના સૂચન સાથે, સુઘટિત દર્શન કરાવે છે. તે પછીના ચાર લેખ ઇતિહાસને લગતા છે. તેમાં ગુજરાતના સાંસ્કારિક પ્રસ્તર અને તેની ગુણવિશિષ્ટતાઓનું પૃથક્કરણ કરાયું છે. ઇતિહાસનું લક્ષણ આંકવા ઇચ્છનાર માટે આ લેખો એક કિંમતી ખજાનો ગણી શકાય. સાચો ઇતિહાસ શું હોઈ શકે તેનું તે સ્પષ્ટ દર્શન કરાવે છે. છેલ્લા બે લેખો નર્મદ વિશેના છતાં તેમાં પણ તત્કાલીન ઇતિહાસનું જ નિરૂપણ તરવરે છે.

**ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ**—વડોદરા રાજ્ય-એક સમીક્ષા-લેખક અને પ્રકાશકઃ ભીખાલાલ કપાસી (બી. એ.), સયાજીગંજ, વડોદરા. કિંમત-બાર આના.

હિંદે જો પ્રગતિ સાધવી હોય તો પ્રથમ એણે એનાં ગામડાંને સજીવ બનાવવાં જોઈએ. હિંદી પ્રજાનો મોટો ભાગ ગામડાંમાં વસે છે, એનું રાષ્ટ્રીય ઉત્પાદનબળ ગામડાંઓ પર આધાર રાખે છે, એ ખેતીપ્રધાન દેશ હોઈ ગામડાં જ એના જીવનનો આધાર છે.

આ પુસ્તક કંઇક અંશે ઉપરની દૃષ્ટિએ ગામડાંઓના પ્રશ્નને સ્પર્શે છે ને મહદ્ અંશે તે વડોદરા રાજ્યની પ્રવૃત્તિનો અહેવાલ રજૂ કરે છે.

ગ્રામોદ્ધાર પ્રવૃત્તિના અહીં રજૂ કરવામાં આવેલા માર્ગો લગભગ જાણીતા છેઃ શિક્ષણ, દવાખાનાં, સ્વચ્છતા, શાહુકારી પંજામાંથી ખેડૂતોનો બચાવ, ઉત્પાદનબળમાં વધારો, શક્તિની સુઘટિત વ્યવસ્થા, સહકારી મંડળીઓનો વિકાસ વગેરે રસ્તે ગ્રામપ્રશ્નના નિરાકરણનો માર્ગ શોધાયો છે.

**વડોદરા રાજ્યની સાહિત્યસેવા**—આ પત્રિકામાં સદ્ગત શ્રીમન્ત સયાજીરાવ ત્રીજાના રાજ્યઅમલ દરમિયાન વડોદરા રાજ્યે સાહિત્ય અને સંસ્કારના વિષયમાં જે પ્રગતિ સાધી છે તેની ટૂંક વિગતો આપવામાં આવી છે.

વડોદરાને આંગણે આમંત્રાયલ સંમેલનોમાં મુખ્યત્વે પહેલી અખિલ ભારતવર્ષીય સંગીત

પરિષદ, ૧૯૦૯ માં મહારાષ્ટ્રીય સાહિત્ય-સંમેલન, ૧૯૧૨ માં ગુજરાતી સાહિત્ય-સંમેલન ને ૧૯૩૩ માં પ્રાચ્યવિદ્યા-પરિષદ ખાસ ધ્યાન ખેંચે છે.

શ્રી સયાજી સાહિત્યમાળા, સયાજી બાલજ્ઞાનમાળા, પ્રાચ્યવિદ્યા ગ્રન્થમાળા, સયાજી જ્ઞાન મંજુષા, ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસની ગાયકવાડ ગ્રન્થમાળા, રાષ્ટ્રકથામાળા, પ્રાચીન કાવ્યમાળા, મહારાષ્ટ્ર ગ્રન્થમાળા વગેરે ગ્રન્થશ્રેણીઓ દ્વારા, તે તે શ્રેણીને યોગ્ય ગ્રન્થો, ૭૦૦ લગભગની સંખ્યામાં પ્રકટ થઈ ચૂક્યા છે.

લેખકોને તેમનાં પુસ્તકો ખરીદી લઈ ઉત્તેજન આપવામાં પણ રાજ્ય વાર્ષિક રૂ ૩૦૦૦ લગભગ ખર્ચે છે.

રાજ્ય તરફથી અત્યારે ચાર પ્રકારની વ્યાખ્યાન-શ્રેણીઓ ચલાવાય છેઃ કીર્તિમંદિર વ્યાખ્યાન-શ્રેણી, પારિતોષિક યોજનાનુસારની વ્યાખ્યાનશ્રેણી, ગુજરાતી સાક્ષર-સંમેલન ને મરાઠી સાક્ષર-સંમેલન. આ વ્યાખ્યાન-શ્રેણીઓ અંગે કવિવર ટાગોર, કે. પી જયસ્વાલ, ગંગાનાથ ઝા, સરોજીની નાયડુ, વેંકટ રામન, ડૉ. પ્રાંજપે, સ્વામી કુવલયાનંદ, ડૉ. આનંદશંકર ધ્રુવ, કનૈયાલાલ મુનશી, કાકા કાલેલકર, ઝવેરચંદ મેઘાણી, મુનિ શ્રી જીનવિજયજી, પ્રો. પટવર્ધન વગેરે વિદ્વાન ને વિદુષીઓને આમંત્રી તેમના પાસે જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો અપાવવામાં આવ્યાં છે. આ વ્યાખ્યાનો અંગે તે તે વ્યાખ્યાતાઓને, શ્રેણી અનુસાર રૂ. ૫૦ થી ૧૦૦૦ સુધીના પારિતોષિકો. ને ત્રણ કે પાંચ વર્ષ સુધીને માટે સારાં વર્ષાસનો અપાયાં છે ને એજ રીતે અપાવા ચાલુ છે

પ્રાચ્યવિદ્યામંદિર, મધ્યવર્તી પુસ્તકાલય, સંશોધન ખાતું વગેરે પણ રાજ્યની સાહિત્ય સેવાનાં સ્થાયી અંગ છે. પ્રાચ્યવિદ્યામંદિરમા ૧૩૦૦૦ હસ્તલિખિત પ્રતો જળવાઈ રહી છે. મધ્યવર્તી પુસ્તકાલયમાં ૧૩૨૧૯૩ પુસ્તકો છે. આખા રાજ્યમાં ૧૫૧૭ પુસ્તકાલયો છે ને તે પ્રવૃત્તિ પાછળ વાર્ષિક એક લાખનો ખર્ચ કરવામાં આવે છે.

આ ઉપરાંત કેળવણીના ક્ષેત્રમાં રાજ્યે સાધેલો વિકાસ પણ એક પ્રકારની સાહિત્ય સેવાજ ગણાવી શકાય.

**શ્રી 'બૃહત્સંગ્રહણી' સૂત્રમ્**—અનુવાદકઃ પૂ. મુનિપ્રવર શ્રીમદ્ યશોવિજયજી મહારાજ; પ્રકાશક શ્રી મુક્તિકમલ જૈન મોહનમાલા-કાર્યવાહક-શાહ લાલચંદ નંદલાલ વકીલ, કોઠીપોળ વડોદરા, કિંમત રૂ. ૬-૦-૦.

૮૨૫ પૃષ્ઠ, ૭૦ ચિત્રો અને ૧૨૪ યંત્રોથી શોભતો આ દળદાર ગ્રન્થ પ્રથમ નજરે તો અપૂર્વ પ્રશંસા આમંત્રી લે છે. પણ જ્યારે એનું સૂક્ષ્મ અવલોકન કરીએ છીએ ત્યારે નજરે તરી આવતી કેટલીક ઉણપો એ પ્રશંસાને સહેજ ઠપકો દે છે.

પરિચય, ઉપોદ્‌ઘાત કે અનુવાદ-જ્યાં જ્યાં ગુજરાતી ભાષાનો ઉપયોગ કરાયો છે ત્યાં ત્યાં તે આડંબરી, કષ્ટસાધ્ય, અને ક્યાંક ક્યાંક તો ક્લિષ્ટ પણ બન્યો છે. સામાન્ય સ્વરૂપમાં વપરાયલી ગુજરાતી ભાષા ગહન સંસ્કૃત શબ્દો અને ઉપમાઓની હારમાળાને પચાવવામાં લગભગ નિષ્ફળ નીવડે છે.

પચીસ વર્ષ પહેલા આ સંગ્રહણીસૂત્ર મૂળ ગ્રન્થ અને શ્રીમદ્ દેવભદ્રસૂરિની વૃત્તિ

૬

સાથે દેવચંદ લાલભાઈ ગ્રન્થમાળામાં પ્રગટ થઇ ચૂકેલ છે. એ ઉપરાંત એક યા બીજા સ્વરૂપમાં તેની બીજી પણ બે ત્રણ આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે. આમ છતાં વિસ્તાર, વિવેચન, ભવ્યતા, ચિત્રો, સુંદરતા વગેરે ગણતરીએ અમે આ ગ્રન્થને આવકારપાત્ર તો લેખીએ જ છીએ. પણ સાથે સાથે કેટલીક શંકાઓ પ્રત્યે પણ અનુવાદકનું ધ્યાન દોરીએ છીએ.

આ ગ્રન્થને 'બૃહત્સંગ્રહણી' નામ અપાયું છે જ્યારે 'બૃહત્સંગ્રહણી'ના કર્તા તો શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે અને આ ગ્રન્થના મૂળ લેખક શ્રીચન્દ્રસૂરિએ તો પોતાની કૃતિને 'સંક્ષિપ્ત સંગ્રહણી' કે 'સંગ્રહણીરત્ન'ના નામે જ ઓળખાવેલ છે.

ઉપોદ્ઘાતમાં શ્રીચન્દ્રસૂરિના સમકાલીનોને ગણાવતાં તેમના ગુરુભાઈ અને 'સુપાર્શ્વનાથ ચરિત્ર' જેવા દશ હજાર શ્લોક પ્રમાણ અદ્ભુત ગ્રન્થના કર્તા લક્ષ્મણગણિને વીસરી જ જવામાં આવ્યા છે.–જેમણે ચન્દ્રસૂરિનો, પૂર્વાવસ્થામાં લાટદેશના મહામંત્રી તરીકે, પરિચય કરાવ્યો છે.

શુદ્ધ અર્થ ન સમજી શકવાથી પીટર્સને લખ્યું કે, 'શ્રીચન્દ્રસૂરિના ગુરુ મલધારી હેમચન્દ્રનો સ્વર્ગવાસ શત્રુંજય પર થયો હતો.' 'અભિધાન રાજેન્દ્રકોશ'ના કર્તા અને પંડિત હીરાલાલ હંસરાજ વગેરેએ એ વિષયમાં પીટર્સનનું અનુકરણ કર્યું છે. પણ શ્રીચન્દ્રસૂરિએ જ લખેલ ૧૧૦૦૦ શ્લોક પ્રમાણ 'મુનિસુવ્રતસ્વામી ચરિત્ર'ની પ્રશસ્તિમાં તો શ્રી. મલધારી હેમચન્દ્રની સ્મશાનયાત્રામાં સિદ્ધરાજે ભાગ લીધો હોવાનું જણાવ્યું છે, જે પાટણનું સ્પષ્ટ સૂચન કરે છે. પીટર્સનની ઉપર્યુક્ત ભૂલ પ્રત્યે પંડિત હરગોવિન્દદાસે તેમજ પં. લાલચન્દ્ર ભગવાનદાસે વર્ષો પૂર્વે ધ્યાન દોરેલું હોવા છતાં એ જ ભૂલનું પુનરાવર્તન થાય એ સુઘટિત નથી.

વાદિદેવસૂરિ અને દિ. કુમુદચન્દ્ર વચ્ચે વાદવિવાદ ગોઠવાયો ત્યારે અધ્યક્ષપદે મલધારી હેમચન્દ્રને માન્ય રાખવામાં આવેલા એમ કહેતી વખતે યોગ્ય ઐતિહાસિક પ્રમાણો રજૂ કરવાં જોઈએ.

'જીવાનુશાસન', 'દર્શનશુદ્ધિ' ને 'ઉપદેશરત્નકોશ'ના વિવરણકાર તરીકે જે દેવભદ્રસૂરિને ઓળખાવવામાં આવ્યા છે તે જ દેવભદ્રસૂરિ હોવા સંબંધી સંદેહ છે. 'ન્યાયાવતાર', દેવભદ્રસૂરિના નામ પર ચડાવાયું છે તે પણ એક ગંભીર ભૂલ છે. 'ન્યાયાવતાર'ના કર્તા તો શ્રી સિદ્ધસેન દિવાકર છે, એના વૃત્તિકાર શ્રી. સિદ્ધર્ષિગણિ છે અને દેવભદ્રસૂરિએ તો એના પર ફક્ત ટિપ્પણ જ કર્યું છે.

યંત્ર શબ્દ પુંલ્લિંગમાં નહિ પણ નપુંસકલિંગમાં વપરાવો ઘટે. કેટલેક સ્થળે પ્રૂફસંશોધનમાં પણ ભૂલો રહી જવા પામી છે.

આવી થોડીક સ્ખલનાઓને બાદ કરીએ તો એકંદરે તો આ ગ્રન્થ જૈનદષ્ટિએ ચારે ગતિની પાદ્ગલિક તેમજ ભૌગોલિક સ્થિતિ સમજવામાં ખૂબ જ ઉપયોગી થઇ પડે તેમ છે.

# છૂટાં ફૂલ

**થો**ડાજ અંગ્રેજો હિંદના સાચા મિત્ર ગણાવાનું માન રળી શક્યા છે. તેમાં સૌથી પ્રથમ સ્થાન આ મહિને અવસાન પામેલા શ્રી દીનબંધુ એન્ડ્રુઝનું હતું.

તેમનો જન્મ ૧૮૭૧ના ફેબ્રુઆરીની બારમીએ લંડનમાં થયેલો. તેમનાં માતાપિતા સહૃદય અને માનવતાનાં પ્રેમી હતાં. પુત્રને તેમણે કેંબ્રીજ વિદ્યાપીઠમાં શિક્ષણ અપાવ્યું. અભ્યાસના સમયથી પણ ગરીબ પ્રજા દીનબંધુને હૈયે વસેલી. અભ્યાસ પૂરો થતાં કેંબ્રીજ વિદ્યાપીઠમાં જ એક વ્યાખ્યાતા તરીકે તેમની નિમણૂક થઈ.

હિંદની દીનદશાથી લલચાઈ તેઓ ૧૯૦૪માં હિંદ આવવા ઊપડ્યા. દિલ્હીની સ્ટીફન કૉલેજમાં તેમને પ્રોફેસર તરીકે સ્થાન મળ્યું. તે કૉલેજના ઉપકુલપતિ શ્રી સુશીલ રૂદ્ર સાથે તેમને મિત્રાચારી બંધાણી. કેટલોક સમય જતાં તે કૉલેજના કુલપતિની જગ્યા ખાલી પડી. તે જગ્યા પર અંગ્રેજ મીશનરી જ નીમાઈ શકે, અને એ હક્ક મી. દીનબંધુ એન્ડ્રુઝને ફાળે આવતો હતો. છતાં તે સ્થાન પર તેમણે શ્રી સુશીલ રૂદ્રની જ નિમણૂક કરાવી.

દક્ષિણ–આફ્રિકાના સત્યાગ્રહ પ્રસંગે દીનબંધુનું એ બાજુએ ધ્યાન આકર્ષાયું. તેમણે પોતાની પાસેના ૧૫૦૦ રૂપિયા શ્રી. ગોપાલકૃષ્ણ ગોખલેને ચરણે ધરી દીધા. ગોખલેએ તેમને આફ્રિકા જવાની સલાહ આપી. દીનબંધુ એ સલાહને અમલમાં મૂકી મહાત્માજીના દિલોજાન મિત્ર બન્યા

૧૯૧૪માં તે વિશ્વભારતીના ઉપકુલપતિ તરીકે શાંતિનિકેતન ગયા ત્યારે કવિવર ટાગોરે તેમને નીચેની અમર પંક્તિઓથી નવાજ્યા:

'મિત્રવર્ય, પશ્ચિમના મંદિરમાંથી તમે અમારે માટે અમૃત લાવ્યા છો, અમે તમને પ્રેમ-કુસુમમાળથી સન્માનીએ છીએ, તે સ્વીકારો; અતિથિવર, તમારા પ્રેમે અમારાં હૃદયદ્વાર ખોલ્યા છે, પધારો. તમે અમારી ઈશ્વરી બક્ષીસ છો, વ્હાલા મિત્ર! ને તે માટે ઈશ્વરને અમે પ્રણમીએ છીએ.'

ગરીબોના બેલી હોવા ઉપરાંત દીનબંધુ એક અચ્છા સાહિત્યકાર હતા. Modern Reviewના તેઓ ચાલુ લેખક ગણાતા. પોલેંડના જર્મનીએ લઈ લીધેલા કબજા સંબંધમાં તે માસિકમાં તેમણે આંસુસારતી એક લેખમાળા લખેલી. એ જ માસિકના છેલ્લા અંકમાં તેમણે લાલા હરદયાળનું રેખાચિત્ર ને સર વેંકટ રત્નમ્‌ના છેલ્લા બે ગ્રન્થોનું અવલોકન લખેલ છે. એ અવલોકનમાં તેમણે દેવદાસીની કરુણકથાનો અનુભવ વર્ણવ્યો છે.

સંતતિનિયમનના ખૂબ જ પક્ષપાતી હોવા સાથે તેઓ ગામડાંમાં કોલેજો સ્થાપવાના ખાસ હિમાયતી હતા.

છેલ્લા થોડાક મહિનાથી તેઓ ગંભીર માંદગીમાં સપડાયલા અને કેટલાક નિષ્ફળ ઓપરેશનો પછી તેમનો અમર આત્મા ૫ મી એપ્રીલની બપોરે આ નશ્વરદેહ છોડી ગયો. તેમના અવસાનના સમાચાર જાહેર થતાં જ હિંદના વડા ધર્માધિકારી, મહાત્માજી, કવિવર ટાગોર, અને હિંદના સંખ્યાબંધ જાહેરપુરુષો ને સંસ્થાઓએ તેમને અંજલિ આપી છે.

× × ×

